યજુર્વેદોદ્ધારક શ્રીમન્ જયપુરાધિશ શ્રીયુત પ્રતાપસિંહજી વિરચિત.

[ વિવિધ વિમળ વૈદકગ્રન્થ વચન વિભૂષિત, સકલ જગજ્જનાનંદદાયક,
સાંગોપાંગ નિદાન અને ચિકિત્સા સહ સમુદ્ભૂત ]

# અમૃતસાગર-પ્રતાપસાગર.

( શુદ્ધ અને સરલ વ્યાખ્યાસહ-ગુર્જરભાષા સમન્વિત )

( स्रग्धराछन्द )

भ्रान्ता वेदान्तिनः किं पठथ शठतयाद्यापि चाद्वैतविद्यां
पृथ्वीतत्त्वे लुठन्तो विमृशथ सततं कर्कशास्तार्किकाः किम् ।
वेदैर्नानागमैः किं क्षपयथ हृदयं श्रोत्रियाः श्रोत्रशूलै-
र्वैद्यं सर्वानवद्यं विचिनुत शरणं प्राणसंप्रीणनाय ॥ १ ॥


લખનાર.

વિપ્રવંશોદ્ભવ વૈદ્ય પૂર્ણચંદ્ર અચલેશ્વર શર્મા.

ઠે. રાયપુર—અમદાવાદ.



છાપી પ્રસિદ્ધકર્તા.

હરિભાઈ દલપતરામ પટેલ.

શાહપુર—અમદાવાદ.

સોલ એજન્ટ:-

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

ઠે. ૩૦૩૫ પાનકોરનાકા—અમદાવાદ.

બીજી આવૃત્તિ. પ્રત ૧૨૫૦

સંવત ૧૯૮૧ સને ૧૯૨૫.

મૂલ્ય રૂ. ૪-૦-૦

# ભૂમિકા.

સમસ્ત આર્યમહાશય વિદ્વજ્જનોને વિદિત છે કે, જગતમાં પ્રચલિત થએલાં સર્વ શાસ્ત્રો પૈકી આયુર્વેદ કે જે ઋગ્વેદનો ઉપવેદ છે જેને વૈદકશાસ્ત્ર કહે છે તે શાસ્ત્ર સર્વોત્તમ અને અત્યંત ઉપયોગી છે; કેમકે આ મનુષ્યદેહ, જે સર્વ દેહો કરતાં અતિદુર્લભ છે, તે દેહ ચોરાશી લક્ષયોનિયોમાં કાળગતિના ક્ષણેક્ષણે ભ્રમણ કરનારા કાળચક્રની આધીનતાથી અને પાપ–પુણ્યની સમાનતાથી પ્રાપ્ત થાય છે, તથા તે મનુષ્ય દેહનેજ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પણ પ્રયાસવડે પ્રાપ્ત થવાનો અધિકાર છે; અર્થાત્ એ ચતુર્વર્ગનો મુખ્ય સાધનરૂપ મનુષ્ય દેહ છે; પરંતુ દેહ તો જન્મથી તે જરાપર્યંત વ્યાધિયોના આવાસરૂપ છે, તેથી જરાવાર પણ સુખાનંદ સ્વાધિપણે રહેતો નથી તો, પછી તે દેહથી શું પુરૂષાર્થ થઇ શકે? કાંઇજ નહીં! જ્યારે પુરૂષાર્થ ન થઇ શકે, ત્યારે તો કેવળ દુઃખના ભાજનભૂત હોવાથી નિરંતર ક્લેશજ પામે છે, તે દુઃખ અને ક્લેશને નિર્મૂળ કરવા ફક્ત વૈદકશાસ્ત્ર વિના અન્ય કોઇ શાસ્ત્ર શક્તિમાન્ નથી, એમ કહીએ તો તે કાંઇ ખોટું નથી.

એ આયુર્વેદનું જ્ઞાન પ્રથમ જગતના પિતામહ શ્રી બ્રહ્માજીને થયું હતું અને તેમણે બ્રહ્મસંહિતા રચી હતી. એ બ્રહ્માજીએ દક્ષપ્રજાપતિને આયુર્વેદનું અધ્યયન કરાવ્યું. દક્ષપ્રજાપતિએ સૂર્યના યમકપુત્ર અશ્વિનીકુમારોને એ વિદ્યાનું અધ્યયન કરાવ્યું. અશ્વિનીકુમારો પાસેથી ઇંદ્રે એ વિદ્યા સંપાદન કરી. ઇંદ્ર પાસેથી મહર્ષિ આત્રેયજી તથા ભરદ્વાજજીએ તે વિદ્યા સાંગોપાંગપણે હાથ કરી, અને તેમની પાસેથી અનેક મહાન્ ઋષિયોએ તે વૈદકવિદ્યાનો અભ્યાસ કરી જગતના સમસ્ત જનોને રોગથી મુક્ત કરવા પોતપોતાના નામોથી ગ્રંથો રચી આયુર્વેદની મહત્તા દર્શાવી.

એ આર્યપ્રણીત આયુર્વેદ આ આપણા સ્વભૂમિવત્ રળિયામણા ફળદ્રુપ રસિલા આર્યાવર્તમાં પૂર્ણ શોભાના શિખર ઉપર શોભાયમાન હતો; અર્થાત્ રામાયણ અને મહાભારતના સમયમાં આયુર્વેદ ઉન્નતિના શિખર ઉપર હતો. મધ્યાહ્નના સૂર્ય સમાન તેનો પૂર્ણ પ્રતાપ વિસ્તરી રહેલો હોવાથી પ્રત્યેક રાજ્યસ્થાનોમાં રાજ્યકર્તાના સમીપ આયુર્વેદવેત્તા–વૈદ્ય રહેતા હતા અને તે રાજવૈદ્ય રાજ્યકર્તાના શરીરને પૂર્ણપણે સાચવતા હતા, તેથીજ તે રાજાઓ ભગીરથ યત્નો આદરી મહાન્ પુરૂષાર્થો કરી બતાવતા હતા.

સિકંદર શાહના આવવા લગી આયુર્વેદની ઉન્નતિ જેમની તેમ ટકી રહી હતી, એમ યુનાની ઇતિહાસના લખનાર એરિયને તે સમયની ભારતવર્ષની વ્યવસ્થા લખતાં લખતાં ચિકિત્સા પ્રકરણમાં એક વાત લખેલી છે કે "સિકંદર શાહ પોતાની સેનાની સાથે ઘણાએક સારા સારા યુનાની હકીમોને લાવેલા હતા. પંજાબમાં સાપનો ઉપદ્રવ વિશેષ હોવાથી ઘણાં મનુષ્યોને સાપો ડંખ દેવા લાગ્યા, અને તે સાપોનું ઝેર દૂર કરવા યુનાની હકીમોએ અનેક ઉપાય કર્યાં, પણ કશો ફાયદો વળ્યો નહીં; એટલુંજ નહીં પણ, હવે અમારો એ વિષે [illegible] ઇલાજ નથી આવો નિરાશા ભર્યો ઉત્તર સાંભળવાથી છેવટે આર્યદેશના વૈદ્યોની સહાય લીધી અને તે વૈદ્યોએ કેટલાએક મનુષ્યોને મરણના મુખમાંથી બચાવ્યા." એ સિકંદરશાહ આ પ્રકારે હિંદુસ્તાનના વૈદ્યોનો ચમત્કાર જોઇ આશ્ચર્યમાં નિમગ્ન થઇ ગયો, અને પોતાના લશ્કરમાં કેટલાએક આર્યવૈદ્યોને સાથે રાખ્યા એટલુંજ નહીં પણ પોતાના યુ-

નાની હકીમોને હુકમ આપ્યો કે, સર્પદંશ માટે અથવા બીજા પણ દુઃસાધ્ય રોગો માટે પણ એ વૈદ્યોને પુછી કામ કરવાં. અહા ! જે ડોકટરો અત્યારે ડોકટરી ચિકિત્સામાં દેવ સમાન મનાય છે, તેઓ પણ સર્પ દંશના ઝેર નિવારણ માટે જોઈએ તેવા ફતેહમંદ નિવડ્યા નથી, તે સર્પ દંશના ઝેર નિવારણ માટે આપણા પૂર્વજો સારી પેઠે માહિતી ધરાવતા, એ શું ઓછા આનંદની વાર્તા છે ?

વળી ચરક સુશ્રુત વગેરે મહાન્ ગ્રંથોને યુરોપખંડ નિવાસી વિદ્વાનો પણ બહુ માન આપે છે, અને તેની સ્તુત્ય ચિકિત્સાઓ માન સાથે ઉપયોગમાં પણ લે છે. તેમજ આર્યોની જ્યોતિર્વિદ્યા, રેખાગણિત, અંકગણિત, બીજગણિત, ત્રિકોણમિતિ, વૈયાકરણ, ગાનવિદ્યા, ધર્મ-વેદાન્તવિદ્યા, પદાર્થવિજ્ઞાન, યોગવિદ્યા, યુદ્ધકળા અને વાસ્તુવિદ્યાદિ સમસ્ત વિદ્યાઓ માટે તત્ત્વવેત્તા ગુણગ્રાહી ઈંગ્રેજ વિદ્વાનો બહુ ઉંચો મત ધરાવે છે એ અતિહર્ષપ્રદ પ્રકાર છે. ચરકનો અરબ્બી અને લેટીન ભાષામાં તરજુમો પણ પૂર્વ કાળમાં થયેલો છે. યૂનાની ચિકિત્સામાં ઘણોખરો ભાગ આપણા આયુર્વેદનો ગ્રહણ કરવામાં આવેલો છે એ વિષે, "હિસ્ટરી ઑફ ઇંડિયન લિટરેચરનો લખનાર પ્રોફેસર વેબર લખે છે કે-" સુશ્રુતે પોતાનો ગ્રંથ રચવામાં યૂનાનીઓની ચિકિત્સા સંબંધી કોઈ વિષયનો કોઈ પ્રકારથી આલંબન કરેલ છે એમ એકપણ પ્રમાણ નથી, પરંતુ યૂનાનીઓએ સુશ્રુતના મતને ગ્રહણ કરેલ છે, એવાં ઘણાં પ્રમાણો હાથ લાગે છે. "

પ્રિય પાઠકગણો ! આમ લખવાનું પ્રયોજન એ છે કે, એ આપણા વૈદકશાસ્ત્રની પૂર્વે કેવી ઉન્નતિ હતી, કે જેને અન્ય વિદેશી જનો હાથ કરવા કાળ ધનની પુષ્કળ આહુતી આપતા હતા, તે જ વૈદકશાસ્ત્રની સ્થિતિ યૂનાનીઓનો જોરશોર દોર ચલાવવાથી છિન્ન ભિન્ન થઈ ગઈ અને ત્યાર પછી હાલ તો તેથી પણ વિશેષ શોચનીય દશા થઈ પડેલ છે, તેનું મુખ્ય કારણ તો એ છે કે, હાલના રાજા-મહારાજાઓ વૈદકશાસ્ત્રના જાણનાર વૈદ્યોનો અનાદર કરવાથી વૈદકશાસ્ત્ર ભણવામાં કંટાળો ઉપજ્યો; તેમજ જેઓના પાસે પ્રાચીન વૈદક ગ્રંથો હતા, તેઓએ પોતાના જીવતાં લગી તે ગ્રંથને પ્રકાશમાં લાવવા અને અને બીજાને તે ગ્રંથ દેખાડવા પણ ઇચ્છા ન કરી અને છેવટે તેવા ગ્રંથો પાણીમાં ગળી ગયા, ઉધેઈ ખાઈ ગઈ, કે ગાંધીની દુકાને પડીકાં બાંધવાના ખપમાં લાગી ગયા. આ પ્રકારે થવાથી સારા સારા ગ્રંથોનો અભાવ થઈ ગયો, કે તેઓનાં નામ સીવાય કશું પણ જાણવામાં આવતું નથી. તેથી એ ઉત્તમ વિદ્યાના ઉત્તમ વિભાગોનો લોપ થયો; ખરેજ એ આર્યોની પડતીનાં ચિન્હો નહીં, તો બીજું શું ગણાય ?

વર્તમાન સમયમાં ચરક સંહિતા, સુશ્રુત સંહિતા, હારીત સંહિતા, વાગ્ભટ (અષ્ટાંગહૃદય), માધવનિદાન, ભાવપ્રકાશ, શારંગધર, ચક્રદત્ત, અને રસના તથા યોગના કેટલાએક ગ્રન્થો વિદ્યમાન્ છે; તદપિ તેઓ સંસ્કૃત ભાષામાં હોવાથી તેઓનું રહસ્ય સાધારણ મનુષ્યથી સમજાઈ શકાય તેમ નથી, તેમ વળી તે ગ્રંથો મોટા હોવાને લીધે આદ્યોપાન્ત લગી ભણવા અરે ! વાંચી ધ્યાનમાં લેવા પણ કઠિન થઈ પડે છે, અથવા એટલા ગ્રંથો ખરીદી લેવા કે હાથ લાગવા પણ મુશ્કેલ થઈ પડે તેમ છે, જ્યારે આમ છે ત્યારે વૈદકશાસ્ત્રનું પૂર્ણ જ્ઞાન કેવા પ્રકારે સંપાદન થઈ શકે, અને જ્યારે વૈદકશાસ્ત્રનું જ્ઞાન યોગ્ય પ્રકારે-પૂર્ણ પ્રાપ્ત ન થાય ત્યારે વૈદ્ય સિવાય અમૂલ્ય દેહોને લાંબા વખત લગી પણ શી રીતે ટકાવી રાખવા ? જો ઉત્તમ વૈદ્યો વિદ્યમાન્ હોય તો દરવર્ષે હજારો મનુષ્યો રોગના ભોગ થઈ પડે છે અને

દિન પ્રતિદિન નિર્બળ ટુંકી આવરદાવાળા થયા છે તે થવાને વખત દૃષ્ટિ સમીપ આવત જ નહીં; પરંતુ અતિ દીલગીરીની વાર્તા છે કે જે દેહથી અલભ્ય લાભો પ્રાપ્ત કરી શકાય છે, તેવા ઉત્તમ દેહ માટે આપણે બેદરકાર રહીએ છીએ, જેથી દેશોન્નતિ, ધર્મોન્નતિ કે સ્વજ-નોન્નતિ કરવા ભાગ્યશાળી થવાનો સમય આવતોજ નથી, પણ જો દેહનું પૂર્ણપણે સંરક્ષણ કરીએ તો એ સર્વમાં ફતેહમંદી મળે છે. કહેવાનું તાત્પર્ય એજ કે જો દેહનું સંરક્ષણ કરાશે, તો લૌકિક અને પરલૌકિક કામોમાં સર્વાંશે વિજય મેળવાશે એમાં જરા આશ્ચર્ય જેવું નથી ! વળી સંસારની સર્વ વસ્તુઓ–સ્ત્રી, પુત્ર, ધન ધાન્ય, ઘર કે સજ્જન વગેરેને સુખદાતા સમજીએ છીએ, તે સર્વ વસ્તુઓ જ્યાં લગી શરીર સુખી છે, ત્યાં લગીજ સુખદાતા છે; પરંતુ જો કોઇ પ્રકારનો રોગ ઉત્પન્ન થયો કે, તે સર્વ સુખદાતા વસ્તુઓ દુઃખદાતા જેવી જણાય છે. સારાંશમાં એ કે **आत्मानं सततं रक्षेत् दारैरपि धनैरपि.** સ્ત્રી, ધનાદિનું રક્ષણ કરવા કરતાં પણ શરીરનું હમેશાં રક્ષણ કરવું એજ ઉત્તમ કાર્ય છે– આ ઉપરથી ચોખ્ખું સમજાય છે કે, મનુષ્ય માત્રે જેમ બને તેમ સમસ્ત પ્રકારે શરીર જેમ લાંબો વખત નિરોગીપણે કાયમ રહી શકે તેમ યત્ન કરવો; અર્થાત્ સારા અનુભવી વૈદ્યોની ચિકિત્સા ઉપયોગમાં લઇ આરોગ્યમાં રહી પુરૂષાર્થ કરી જીવન ગુજારવું એજ આ લેખનો મુખ્ય હેતુ છે.

અગાડીના સમયમાં ક્રિયા અને ચિકિત્સામાં સારી પેઠે નિપુણ અને ઉત્તમ જ્ઞાતિનો જન હોય તે વૈદ્યની મહાન્ પદવીને યોગ્ય ગણાતો હતો અને તેવાઓનીજ સમ્મતિ પ્રમાણે રાજા-મહારાજાઓ વર્તતા હતા; પરંતુ હાલ તો ઘાંચી, મોચી, તંબોળી, કાછીઆ, માળી, કોળી અને એવાજ હલકી કોમના માત્ર એક બે દવાઓનું જેવું તેવું જ્ઞાન મેળવી, એકાદ જેવા તેવાના હાથની લખાયલી વૈદકની ચોપડી વાંચી નાટકમાં થતા રાજાની પેઠે પોતાનાજ હાથે વૈદ્ય-રાજનું માન ધરાવા સંસાર સાગરમાં વિહાર કરતા શરીર રૂપી વાહાણને તોફાની વાયરા રૂપ થઇ બુડાડી દેનારા તે દુષ્ટ લોભાગુ વૈદ્ય નામ ધરાવનારા વૈદકશાસ્ત્રની અને વૈદ્યની પદ-વીની મહત્તા ગુમાવવા સતત ઉદ્યમ કરી રહેલા હોવાથી અત્યારે દેશી વૈદક ઉપર કેવળ અશ્રદ્ધા થએલી જોવામાં આવે છે, અને પરદેશી વૈદ્યો ( ડૉક્ટરો) નાં જનો વખાણ કરી કરી મલકાતા ફરે છે એ ઓછા સંતાપની વાર્તા નથી ! પણ કરવું શું ? કારણ કે જે ધોરણ પ્રમાણે ઈંગ્રેજોને ધનાદિની સહાયતા મળે છે, તે ધોરણ પ્રમાણે આપણા દેશી જનોને સહાય મળતી ન હોવાથી તેઓ જોઇએ તેવું–વૈદકશાસ્ત્ર સંબંધી જ્ઞાન મેળવી શકતા નથી. જુઓ કે હાલ થોડા વખત ઉપર જામનગર નિવાસી સ્વર્ગસ્થ વૈદ્યરાજ ઝંડુભટ્ટજીએ પ્રાચીન વૈદક ગ્રંથોનું અધ્યયન કરી વૈદક વિષયમાં ઉત્તમ જ્ઞાન મેળવ્યું અને તેમણે ઘણાંક રાજ્યો તરફથી પણ ઉત્તમ સહાયતા મેળવી હતી તો, તેમણે કેટલીએક વખત સારા સારા ડૉક્ટરો કે જેઓ દરદીને સાજો કરવા નિરાશ થએલા તેઓના મંડળમાં દરદીઓને સાજા કરવા માટે ઝંડુભટ્ટજીએ ઉત્તમ માન મેળવ્યું એજ કે રાજા–મહારાજાઓ કે સદ્‌ગૃહસ્થો તરફથી જો ધનાદિની સહાયતા મળે, અને વૈદકશાસ્ત્રની પરીક્ષા આપ્યા વગર વૈદ્યનું પદ ન ધરાવી શકે તેમ થાય તો, પુનઃ આર્યવૈદ્યોની જાહોજલાલી દેશાંતર લગી ઝળકી નિકળે, એમાં જરા સંદેહ જેવું નથી; પરંતુ લક્ષમાં કોણ લે છે ?

આર્યબાન્ધવો ! હાલમાં શ્રીમાન્ ભારતેશ્વરીના પ્રતાપે અનેક વૈદકના શ્લોકબદ્ધ ગ્રન્થો ભાષાંતને પ્રકટ થયા છે અને હજુ પણ પ્રકટ થતા જાય છે; પરંતુ તે પ્રકટ થએલા ગ્રન્થો પૈકી

એકપણ એવો ગ્રન્થ નથી કે જે ગ્રન્થના વાંચવાથી ઘણા ગ્રન્થોના સાર સુગમ રીતે સર્વ જનોના સમજવામાં આવે; કેમકે સંસ્કૃત ભાષાનું જ્ઞાન સર્વ જનને ન હોવાથી તેવા અતિ ઉપયોગી ગ્રન્થો પણ તેમને ઉપયોગી ન જણાવાથી તેઓ કાર્યસિદ્ધ કરવાનું માન મેળવી શક્યા નથી.

આ અમૃતસાગર ઉર્ફે પ્રતાપસાગર કે જે અમૃત-પ્રતાપના સાગરરૂપ પચીસ તરંગો અને વિવિધ વિષયરૂપ રત્નોએ કરીને યુક્ત ગ્રન્થ શ્રીમન્ જેપુરાધિશ મહારાજ રાજ રાજેશ્વર શ્રી સવાઈ પ્રતાપસિંહજીએ વર્તમાન સમયના મનુષ્યોનાં કદ, આવરદા અને અગ્નિ બળ જોઇ જગત્ માનનીય ચરક, સુશ્રુત, વાગ્ભટ, આત્રેયસંહિતા, હારીતસંહિતા, ધન્વંતરીસંહિતા, વૃંદ, ભેડ, ભૃગુસંહિતા, માધવનિદાન, ભાવપ્રકાશ, વૈદ્યવિનોદ, વૈદ્યરહસ્ય, ચક્રદત્ત, રૂદ્રદત્ત, કાશિનાથપદ્ધતિ, રસસુંદર, રસરાજ, વૈદ્યરત્ન, વૈદ્યવલ્લભ, વૈદ્યામૃત, વૈદ્યાર્ણવ, સારસંગ્રહ, શારંગધર, રસમંજરી, કુમારતંત્ર, ગૌરીકાંચલિકા, કાળજ્ઞાન, રસસિંધુ, રસરત્નપ્રદીપ, યોગચિંતામણિ, યોગતરંગિણી, યોગશત, યોગરત્નાવળી, વૈદ્યજીવન, તંત્રોપચાર, જ્વરતિમિરભાસ્કર, સન્નિપાતકલિકા, વૈદ્યકુતૂહલ અને ગોરખપદ્ધતિ, વગેરે વગેરે ગ્રંથોનું દોહન કરી પોતાની જાતે તે પ્રયોગો અનુભવી તે યોગો અને નિદાનોનો સંગ્રહ કરી જેપુરી ભાષામાં આ ગ્રન્થ નિર્માણ કર્યો. અને આ ગ્રંથનું અધ્યયન કરી કે અવલોકન કરી જે જે જનોએ નિદાનો કે ચિકિત્સાઓ ઉપયોગમાં લીધી તે તે જનોને સર્વ સત્ય જણાઇ, જેથી થોડાજ સમયમાં અમૃતસાગર ગ્રંથ ઉપર સમસ્ત આર્યવૈદ્યોની વૃત્તિ આકર્ષાઇ, તેથી તે ગ્રંથ તે જ ભાષામાં છપાઇ પ્રકાશિત કર્યો, જેમ જેમ આ ગ્રન્થ આર્યજનોના પરિચયમાં આવતો ગયો, તેમ તેમ તેના ઉપર વિશેષ મમતા વધતી ગઇ તે એટલા લગી વધી પડી કે માત્ર ટુંક વખતમાં જેપુરી ભાષામાં, રજવાડી ભાષામાં અને હિંદી ભાષામાં તથા ગુજરાતી ભાષામાં ઉપરા ઉપરી આવૃતિઓ છપાઇ અને ખપી જતાં પુનઃ તે ગ્રન્થની માગણી થવા લાગી, એજ તેની ઉત્તમ પૂર્ણતાનો અને લોકપ્રિયતાનો દાખલો બસ છે.

વાંચક ! હજારો પ્રતો ટુંક વખતમાં ખપી ગઇ, એ ઓછા આનંદની વાર્તા નથી; પરંતુ તેમાં એક શોચનીય પ્રકારને જન્મ એ મળ્યો કે-ગ્રન્થકર્તા શ્રીયુત્ પ્રતાપસિંહજીએ જે જે ગ્રન્થોમાંના પ્રયોગો ગ્રહણ કરેલા હતા, તે તે ગ્રન્થોનાં નામો સહિત પ્રમાણો આપ્યાં હતાં, પણ જણ જણના ડાહાપણ પ્રમાણે આવૃત્તિઓ છપાવાથી તે તે પ્રમાણો ડોહોળાઇ ગયાં અર્થાત્ જે ઔષધ માટે લખ્યું કે-આ ઔષધપ્રયોગ ભાવપ્રકાશમાં છે; પરંતુ અફસોસની વાર્તા કે તે ઔષધપ્રયોગ તે ગ્રન્થમાં મળેજ નહીં. આ ઉપરથી ગ્રન્થકર્તાનો જે અમુલ્ય પરિશ્રમ અને અત્યુત્તમ હેતુ હતો, તે પદદલિત થઇ પડયો. જુઓ કે રજવાડી ભાષામાં તથા જેપુરીભાષા વગેરે ભાષામાં પ્રકટ થએલા અમૃતસાગર ગ્રન્થ વિષેની ભૂલો દાખલા તરીકે અત્ર દર્શાવીએ છીએ, જે ક્ષય પ્રકરણમાં શંખવટીનો પાઠ છે, તે માટે યોગતરંગિણીનું પ્રમાણ આપેલ છે, પણ તે પાઠ યોગચિંતામણીમાં છે. હેડકી પ્રકરણમાં બીજોરાનો રસ, મધ અને સંચળ સહિત પીવાનો જે પ્રયોગ છે, તે વૈદ્યરહસ્યમાં છે એમ લખેલ છે, પણ તે વૈદ્યરત્નમાં છે. સૂળ પ્રકરણમાં વજનું ચૂર્ણ મધ સાથે સેવન કરી ઉપર દુધ ભાત જમવાનો પ્રયોગ યોગતરંગિણીમાં છે એમ લખ્યું છે, પણ તે વૈદ્યરત્નમાં છે. ગુલ્મ પ્રકરણમાં કુમાર્યાસવ ભાવપ્રકાશમાંથી ગ્રહણ કરેલ છે એમ લખ્યું છે, પણ તે પાઠ ભાવપ્રકાશમાં છેજ નહીં. ઉન્માદ પ્રકરણમાં વિશ્વાદ્યચૂર્ણના પાઠમાં આદિમાં સુંઠ સિવાય પાઠ લખેલ છે અરે ! કેટલાક દાખલા આપવા ? એવા

અનેક પાઠો ઓછાં વત્તાં ઓસડો સહિત છે, અને કોઇ ગ્રંથને અદલે કોઇ ગ્રન્થનું પ્રમાણ ઓઢવી દીધેલ છે, પણ જે જે ગ્રંથમાંના પાઠનું પ્રમાણ હોય તે તે ગ્રંથમાં તે પાઠ છે કે નહીં, તે તરફ કોઇ પણ પ્રસિદ્ધ કર્ત્તાએ કે લેખકે ધ્યાન આપેલજ નથી. એ શું ઓછા શોકની વાર્તા છે ? ! વૈદક વિષય કે જે મનુષ્યના જીવના આધાર ભૂત છે, તેમાં જરા ફેરફાર થાય તો તેથી મનુષ્યના અમુલ્ય દેહમાં વિચિત્ર બનાવ બને અરે! મરણને શરણ થવાનો સમય આવે, તેવા વિષય માટે પણ શું બેદરકારી રાખવી ?

જે પ્રમાણે હિંદી, રાજવાડી અને જેપુરી ભાષામાં ગડબડ ચાલી, તે જ પ્રમાણે બોરસદ તાલુકા સ્કુલના આસિસ્ટંટ માસ્તર ત્રિભુવનદાસ ગિરિધરદાસ ખંભાતિએ પણ ગડબડ સહિત ગુજરાતી ભાષામાં આ ગ્રંથ પ્રસિદ્ધ કર્યો, પણ તે દોષો ટાળવા ઉપર તેમનું પણ લક્ષ દોરાયું નહીં. અહા ! પ્રસિદ્ધ કર્ત્તાની કેટલી બધી અને કેવી બેકાળજી ! ! જ્યારે આ પ્રમાણે દરેક જણાની દરેક આવૃત્તિઓ અમારા જોવામાં આવી, તેથી અમારા મનમાં એવા વિચારને જન્મ મળ્યો કે " આ ઉત્તમ ગ્રન્થને લાગેલા મહાન દોષો કોઇ પણ પ્રકારે દૂર થાય તો, તેથી પ્રજાને અતિલાભ મળે, પણ જો આમની આમ ભૂલો કાયમ રહેશે, તો હજારો ભોળા જીવો મરણને શરણ થશે; અથવા આ ગ્રન્થનો લેખ સત્ય ન પડવાથી દેશી ગ્રન્થો ગપાંથીજ ભરપૂર છે, એવું કલંક ઉત્તમ ગ્રન્થમાં આરોપણ થશે. " આવો વિચાર તો ઉત્પન્ન થયો, પણ તે વિચારનો સઘળો આધાર તો તેના સાધનો અર્થાત્ વૈદકના નિયમોનો જાણનાર લેખક તથા અસલ જુની પ્રતો ઉપર રહેલો હતો, પણ ઉદ્યમને એક સરખા વળગી રહેવાથી શું વસ્તુ પ્રાપ્ત નથી થતી ? સર્વ થાય છેજ ! એજ નિયમ પ્રમાણે મનુષ્યયત્ન અને ઇશ્વર કૃપાથી એક જેપુરના રહીશ લેખક પાસેથી હસ્તલિખિત જુની અમૃતસાગરની પ્રત મળી આવવાથી અમને અત્યંત આનંદ થયો, ઘણુ વૈદક વિષયના જ્ઞાતા લેખકની ખોટ પૂરી પડી ન હતી, તેથી કેટલોએક વખત માટે તે શોધ જારી રાખ્યો, જેથી પરમ કૃપાળુ પરમાત્માએ તે પણ ઉમેદ પૂરી પાડી, એટલે વૈદક વિષયવેત્તા પૂર્ણચંદ્ર શર્મા દ્વારા આ ગ્રંથનું શુદ્ધ–સરલ ગુજરાતી ભાષામાં ગ્રંથકર્ત્તાએ જે જે પ્રયોગ માટે જે જે ગ્રન્થનાં પ્રમાણો આપ્યાં હતાં, તે તે ગ્રંથોના શ્લોકો સાથે પાઠ મેળવી બનતી કાળજીએ ભાષાંતર તૈયાર કરાવી છપાવી આર્યજન સમુદાય સમક્ષ રજૂ કર્યું છે, જો કે આ વખતે પ્રથમ પ્રયાસમાં જે જે ગ્રંથો હાથ લાગેલા નથી તે તે ગ્રન્થો જો હરિની ઇચ્છા બલવાન હશે તો નવી આવૃત્તિ વખતે એકત્રિત કરી પ્રભુ પ્રસાદથી સમસ્ત પાઠોનું સંશોધન કરી શંકાઓનું નિવારણ કરવા ચુકીશું નહીં. આશા છે કે દક્ષ પરીક્ષ જનો આ અમારા અપરિમિત શ્રમને લક્ષમાં લઇ, આ પ્રત્યેક ગૃહસ્થોને અંગિકાર કરવા યોગ્ય ગ્રન્થોનો આદર કરશે એવી અમારી પુનઃ પુનઃ સવિનય પ્રાર્થના છે. **किमबहुलेखनेन ?**

અમદાવાદ
જન્માષ્ટમી.

પ્રકટકર્ત્તા.

# સહજ સૂચના.

વાંચક વર્ગને વિદિત કરવામાં આવે છે કે—આ ગ્રંથમાં પ્રત્યેક પાઠ લખેલ છે તે જ્યાંથી શરૂ થાય ત્યાંથી માંડીને જ્યાં લગી અમુક ગ્રન્થનું બ્લાકના ટાઇપમાં નામ ન આવે ત્યાં લગી તે ઉપર દર્શાવેલા સર્વ પ્રયોગો તે જ બ્લાકના નામવાળા ગ્રંથમાં છે એમ સમજવું અને જો જુદા જુદા ગ્રન્થના હશે તો, તે પ્રયોગ પુર્ણ થયો કે તુરત તે તે ગ્રંથનું નામ બ્લાકમાં દર્શાવેલ હશેજ. જે પાઠનું પ્રમાણ હાથ લાગેલ નથી, અથવા જે ગ્રંથમાંનો હશે પણ તે ગ્રંથ નહી મળ્યો હોવાથી તે પાઠ માટેની શંકા દૂર ન થએલ તેથી તેવા પાઠો શરૂ થતાં અને પુર્ણ થતાં " " આ પ્રમાણે સર્વત્ર નિશાની આપેલ છે, માટે તેવા પાઠો માટે અનુભવી વૈદ્યની સલાહ લેવા મારી ખાસ ભલામણ છે. અને પ્રત્યેક વાંચક જનોને પણ ઉપર દર્શાવેલી સૂચના ખાસ ધ્યાનમાં રાખવા પણ મારી ભલામણ છે.

ભાષાન્તર કર્તા.

—(૦)—

# અમૃતસાગર ગ્રંથની વિષયાનુક્રમણિકા.

## તરંગ ૩ જો.

## તરંગ સાતમો.

| વિષય. | પૃષ્ઠાંક. |
|---|---|

**તરંગ તેરમો.**



**તરંગ ચૌદમો.**



**તરંગ પંદરમો.**

## તરંગ સોળમો.

---

## તરંગ ઓગણીસમો.



## તરંગ વીસમો.

## તરંગ એકવીસમો.

## તરંગ બાવીસમો.



## તરંગ તેવીસમો.



## તરંગ ચોવીસમો.

## આ ગ્રંથમાં કહેલાં રસ, ચૂર્ણ, ગુટિકા, ક્વાથ, પાક-અવલેહ, તૈલ, ઘૃત, આસવ—અરિષ્ટાદિની ક્રમવાર અનુક્રમણિકા.

---

ચૂર્ણ

| વિષય. | | | પૃષ્ઠાંક. |
|---|---|---|---|


## ગુટિકા.

| | | | |
|---|---|---|---|


| વિષય. | | | પૃષ્ઠાંક. |
|---|---|---|---|

# ફુટનોટમાં આવેલી અગત્યની બાબતો.



આ સિવાયનાં પ્રત્યેક પ્રકરણમાં ચાલતા વિષયને ખાસ ઉપયોગી ટિપ્પણો સ્થળે સ્થળ આપવામાં આવેલ છે માટે જે રોગ માટેનો ખુલાસો મેળવવો હોય તે રોગનુંજ પ્રકરણ જોઇ મેળવવો.

## જે રોગથી રોગી ઘેરાયેલો હોય તે રોગને લગતા આ નીચે લખેલા પ્રશ્નો પૈકી ઉચિત પ્રશ્નો વૈદ્યે પુછીને કયો રોગ છે તેની ખાત્રી કરી લેવી.

તમને શું રોગ થએલ છે?
કેટલા દિવસથી માંદગી ભોગવો છો?
તમને હમેશાં જાજરૂ નિયમસર અને ખુલ્લાસાથી થાય છે કે નહીં?
જીભ બાહાર કાહાડો?
તમને શરીરના કયા ભાગમાં વેદના થાય છે?
શું તાવ આવે છે
ટાઢો આવે છે કે ઉનો?
વખતસર આવે છે કે કેમ?
શોષ પડે છે?
માથું દુખે છે?
રાત્રે ઉંઘ આવે છે?
કેટલા દહાડાથી ઝાડો થયા કરે છે?
ઝાડામાં લોહી કે પાચ પડે છે?
ઝાડો થતી વખતે આંકડી કે પેટમાં દુઃખ થાય છે?
ઓસડ ખાવામાં કાયર–સુગાળવા છો કે નહીં?
શ્વાસ ક્યારે વધારે ચઢે છે?
તમારા ગળામાં દરદ છે કે છાતીમાં?
તમને શ્વાસ લેતાં કે સુકતાં દુખાવો થાય છે!
શું તમને નિર્બળતા જણાય છે?
આ સોજા ક્યારથી આવ્યા છે?
ખાવા–પીવામાં કે ફરવા–હરવામાં નિયમ વિરૂદ્ધ વર્ત્યા છો કે કેમ?
તમારા હૃદયની આસપાસ દુખાવો થાય છે કે નહીં?
ઉધરસ કેટલા વખતથી થએલ છે?
કયો હાથ ઉંચો કરતાં છાતીમાં દરદ થાય છે?
હાંસડી દુઃખે છે કે નહીં!
કફ કેવા રંગનો અને કઈ વખતે વિશેષ પડે છે?
શું ખાધું છે જેથી જીવ ચોળાય છે?
શું પરસેવો થએલો તે વખતે ટાઢું પાણી પીધું કે વાયરો સેવન કર્યો હતો?
ડુંટીની આસપાસ પીડા છે?
આ રોગ હમેશાં થાય છે કે કોઈ કોઈ વખતે થાય છે?
શું પેઢુમાં પીડા થાય છે?
શું પેસાબની ખણુસ રોજ રહે છે?
પેસાબ કરતી વખતે પીડા કેવી થાય છે?
પેસાબે જતી રસીનો કેવો ડાઘ પડે છે?
શું આ ઠેકાણે દુખાવો બળતરા કે લપકારા થાય છે?
તમે કયો નિશો કરો છો?
તમે આટલા બધા કેમ ધ્રૂજો છો?
તમે ઘરમાં કેમ સુઈ જતા નથી?
શું તમને નાનપણમાં વાઈનો રોગ થયો હતો?
તમારાં માતા, પીતા, બહેન, ભાઈ કે મોસાળીઆં કયા રોગથી મરણ પામેલાં છે?
તમને બેશુદ્ધિ થાય છે કે એકલું માથુંજ ધ્રૂજ્યા કરે છે?
શું શોષ બહુજ પડે છે?
પહેલાં કોઈ વખતે મૂત્રકૃચ્છ્ર થએલ છે?
મૂત્ર કરતાં કોઈ વખ બળતરા થાય છે?
મૂત્રમાં કોઈ વેળાએ લોહીની અસર જણાય છે?
શુંહમાં ક્યારથી લોહી પડે છે?
ઝાડો થતી વખતે આમ બાહાર નિકળે છે?
શું આ દરદ કેડમાં પણ જણાય છે કે?
દબાવવાથી વધારે દુખાવો થાય છે?
દિવસ કરતાં રાતે વધારે દરદ ઉપડે છે કે કેમ?
કુતરૂં ક્યારે આભડ્યું હતું?
એ કુતરૂં હડકાયું હતું એવી તમને ખાત્રી છે!
તેમ તે કુતરાને તમારા સિવાય કોઈએ દીઠું હતું?
ફોલ્લાઓ કે ફોલ્લીઓ ક્યારથી થઇ છે?
તમારા ઘરમાં બીજાને પણ આ દરદ છે કે?
તમારી શી અવસ્થા છે?
પરણ્યા છો કે કુંવારા?
કેટલાં બાળકો છે?

શું સંધિવા થયો છે ?
સાંધાઓમાં સોજા ક્યારથી જણાય છે ?
કમરમાં બન્ને બાજુએ પીડા છે ?
ઉપરથી દરદ નીચું ઉતરતું આવે છે કે કેમ ?
શું છાતીમાં કોઇ વખત માર વાગ્યો હતો ?
કોઇ વખતે પગ હાથ કરમોડાયો હતો કે પડી ગયા હતા ?
કોઇ વખત મૂત્રમાં રેતી પડે છે ?
શું આંખમાં કાંકરીની પેઠે ખટકે છે ?
સૂર્ય સામે જોવાથી વધારે દરદ થાય છે ?
શું ઝાંખું દેખાય છે ?
ઓડકાર કેવા આવે છે ?
ખાધેલું હજમ થાય છે કે કેમ ?
ઓડકાર સાથે મોળ આવે છે કે કેમ ?
વાછૂટ બરોબર થાય છે ?
પેટ ચડે છે ?
પાસું ફેરવી શકો છો કે નહીં ?
તમે કમરમાંથી આગળ નમી શકોછો કે નહીં ?
તમારા પગો પેટ સાથે અડાડો.
ડાબો હાથ લાંબો કરી પછી જમણો લાંબો કરો.
પેસાબ ક્યાંને કેટલો વખત થયો છે ?
શું પેસાબ રહી રહીને થાય છે ?
પ્રમેહ થયા પહેલાં પણ પેસાબનું દર્દ હતું કે નહીં ?
બરોલ ક્યારથી થઇ છે ?
નાવણુ નિયમસર અને દુખાવા વગર આવે છે કે નહીં ?
પ્રદર રોગ છે અને છે તો કેવા રંગનો ધાતુ વહે છે ?
માથામાં ધબકારો થાય છે ?
કાનમાં તમરાં બોલે તેમ જણાય છે ?
છોકરાને દાંત આવે છે કે રાક્ષસિયો ?
કેટલા દાંત ફુટયા છે ?
ગળું ક્યારથી પડયું છે ?
ઉટાંટીયો ક્યારથી થયો છે ?
તમારા પડોશમાં રતવા, ઓરી, અછબડા, માતા અને ઉટાંટીઆનાં દરદીઓ છે ?
છોકરાના વારસોને કોઇને કંઠમાળ, ભગંદર, મસા, કોઢ, પ્રમેહ, ચાંદી, સંધિવા વગેરે દરદો છે કે નહીં ?
ધાવણુ ક્યારથી મુકાવ્યું છે ?
ઝાડામાં સગવગીયા પડે છે કે ?
સાપ ક્યારે કરડયો છે ?
કરડનાર સાપ કેવા રંગનો હતો ?

આ પ્રમાણે જે દરદને જે જે સ્વાલો નિદાન માટે લાગુ પડતા હોય તે તે સ્વાલો પુછવા, જેથી પૂર્વરૂપથી અને સ્વરૂપથી અમુક રોગ અમુક કારણથીજ થયો છે અને તે મટશે કે નહીં તે સઘળી બાબતો જાણવા અનેક જરૂરી સ્વાલોથી સમજાય છે, માટે બુદ્ધિમાન્ વૈદે આવા પ્રશ્નોથી રોગને પારખી ઔષધ પ્રયોગ કરવા જેથી અવસ્ય યશ મળે છે.



ૐ

तत्सत्

श्री सरयूतीरविहारिणेनमः

# અથ શ્રી અમૃતસાગર ગ્રન્થ પ્રારમ્ભ.

## ટીકાકારોકત મંગળાચરણ.

છપ્પય છંદ.

જય સુખકંદ મુકુન્દ, ભક્ત ભવફંદ નિવારક,
રવિકુળ કૈરવચંદ, દંદ દુઃખવૃંદ વિદારક;
દશકન્ધર મદ દમન, શમન સંતાપ પાપગણ,
હર ઉર માનસ હંસ, વંશ રઘુ પ્રણતપાલ પણ.
વર મંજુ મુકુટ કટી પીત પટ, શ્યામવરણ અશરણશરણ,
જય વિઘ્નહરણ મંગળકરણ, જય જય જય ધરણીધરણ, ૧

દોહરો.

અનુજ જાનકી યુક્ત છબિ, વંદી લહું વરદાન;
સુગમ સાર્થ મંજુલ ગિરા, દ્યો મુજ કૃપા નીધાન. ૨

## ગ્રન્થ પ્રશંસા.

સોરઠો.

અમૃત સાગર ગ્રંથ, પડ્યું નામ શા થકી સરસ,
કવણ હેતુ ઉદ્દેશ, ગ્રન્થ મધ્ય ઝળકી રહ્યો ? ૩

મનહર છંદ.

જાન્હવી પ્રવાહ તુલ્ય અર્થનો પ્રવાહ દીસે, ગમ્ભિર તરંગ તુલ્ય કેવળ નિદાન
સ્નાન કરવાથી જેમ પાતિક પ્રલય થાય, તેમ ચારૂ ચિકિત્સાએ સુરાવાહ સમાન છે.
મચ્છ કચ્છ નક્ર ચક્ર મીન આદિ જીવજંત રૂપ વિધિ વિધિ જેમાં શારિરક જ્ઞાન છે.
દાખે ટીકાકાર સાર ગંગાના પ્રવાહ તુલ્ય, પાવન કરણી શ્રેય દાયક પ્રમાણ છે. ૪
યોગી તપી તાપસીનું જીવન સુદૃઢ ચિત્ત, જ્ઞાન તણું જીવન વિવેક ઉર આણિયે.
કર્મકાંડ માર્ગના ઉપાસકોનું જીવન તો, કલ્પવૃક્ષ કામના સંતોષ પરમાણિયે.
તેમ આ અમૃત તણી ધારાના સમૂહરૂપ, અમૃતસાગર દેહ જીવન વખાણિયે.
દાખે ટીકાકાર પૂર્ણચંદ્ર સુધારૂપે દીસે, નિહાળતાં આનંદ સમુહ ઉર આણિયે. ૫

## ગ્રન્થારમ્ભ.

# તરંગ પહેલો.



પ્રથમ તરંગ પ્રબંધમાં, વિવિધ વિષય વ્યાખ્યાન;
ચતુર્દશ વ્યાધિ પ્રકાર વળી, વેગ વિચાર નિદાન.

સામ્પ્રત કાળમાં સંસ્કૃત વિદ્યાના પ્રચારનો અભાવ હોવાથી ગિર્વાણગિરામાં રચાયલા અપૂર્વ પૂર્વ ગ્રંથોનો રહસ્ય સમજવો અતિ કઠિણ થઇ પડેલો છે અને તેથીજ પ્રત્યેક વિદ્યા સંબંધીની બાબતોથી આધુનીક આર્યપ્રજા અજાણ છે, તેમ આપણી આયુર્વેદ વિદ્યાપણ એજ કારણના આવિર્ભાવથી આર્યાવર્ત્તમાંથી ન્યૂન થઇ છે એમાં જરા સંશય નથી.

આધુનિક સમયના અર્ધદગ્ધ જનો એમ સમજે છે કે-યુરોપખંડી જનો જેટલી વૈદ્ય વિદ્યા જાણે છે, તથા નસ્તરદ્વારા શરીરના અમુક ભાગને ચીરી કાપી પુનઃ તેને સાંધી શકે છે, તે પ્રમાણે દેશીવૈદ્યો શસ્ત્રક્રિયા જાણી શકતા નથી. તેમ તે શસ્ત્રક્રિયા ઇંગ્રેજ લોકોએજ શોધી કહાડેલ છે, પરંતુ એ તેમનું સમજવું કેવળ ભૂલ ભરેલું છે; કેમકે યુરોપ ખંડ વાસિઓ આર્યવિદ્યાના પ્રતાપથી, અર્થાત્ ચરક, સુશ્રુત, વાગ્ભટ અને ભાવ પ્રકાશાદિ આદર્શ પ્રણીત ગ્રન્થોદ્વારા ઉત્તમ પ્રકારે શસ્ત્રક્રિયાદિ વૈદ્યવિદ્યા સંપાદન કરી. ત્યાર પછી તેને પોતાની બુદ્ધિ તથા અનુભવ વડે પૂર્ણ પ્રણે ખિલવવા પરિશ્રમ લીધો અને સિદ્ધાનુભવ કરી તેનો જગતમાં પ્રચાર કર્યો, પણ પ્રથમ આપણા આર્યોનીજ તે વિદ્યા છે. પરન્તુ આર્યો આળસુ બની પોતાની મહત્તા પોતાનેજ હાથે ગુમાવી પરને સમૃદ્ધિ અને વિદ્યાવંત બનાવ્યા છે, તેનું કારણ એજ કે પૂર્વના અપૂર્વ ગ્રન્થો કઠિણ સંસ્કૃત ભાષામાં હોવાથી હાલના અસંસ્કારી વૈદ્યો તેના રહસ્યને સમજવા શી રીતે શક્તિ ધરાવી શકે ? તેથી દિનપ્રતિદિન આયુર્વેદ વિદ્યા ક્ષય થતી ચાલી અને 'પૂર્વજોએ ભાંગ પી ગપ્પાં માર્યાં છે.' એમ તેઓ પૂર્વ કૃતીઓને સમજવા લાગ્યા. તે જોઇ કેટલાક જગત્પ્રસિદ્ધ-માનનિય વૈદ્યક ગ્રન્થોનું મથન કરી પ્રાકૃત ભાષામાં આ 'અમૃતસાગર' નામનો ગ્રન્થ રચતાં પહેલાં હું ( જયપુરાધિશ સવાઇ પ્રતાપસિંહ ) શ્રી ધન્વંતરી પ્રભુને તથા પૂર્વાચાર્યોને પ્રેમ પુરઃસર પ્રણામ કરી ગ્રન્થ રચું છું અને પ્રત્યેક રોગ ઓળખવાના પાંચ પ્રકાર અર્થાત્ નિદાન, પૂર્વસ્વરૂપ, રૂપ, ઉપશય અને સંપ્રાપ્તિ એ પાંચ પ્રકાર વડે શું રોગ છે ? શાથી ઉત્પન્ન થયો ? ક્યારે મટશે ? સાધ્ય છે કે અસાધ્ય ? વગેરે વગેરે બાબતો તથા કર્મવિપાક અને ચિકિત્સા સાથે પથ્યાપથ્યાદિકનું ટુંકામાં સ્પષ્ટ વિવેચન કરવા ગ્રન્થમાં પ્રવેશ કરૂં છું.

## વૈદ્ય કોને કહેવો ?

જે ગુરૂની સમીપ વિદ્યાભ્યાસ કરીને વારંવાર વિચારી ક્રિયામાં કુશળ થઇ વ્યાધિને મટાડવાના ઉપાયો કરે છે તેજ વૈદ્ય કહેવાય છે; પણ જેણે ગુરૂની સમક્ષ સંપૂર્ણ વૈદ્યવિદ્યા તથા સંસ્કૃત ભાષાનું પૂર્ણ અધ્યયન કર્યું નથી અને અર્ધદગ્ધ જ્ઞાન મેળવી વૈદ્યશાસ્ત્રીનું પદ ધારણ કરેલ છે તે વૈદ્ય નથી; પરન્તુ ચોર છે. તથા જેણે ગુરૂની પાસેથી એકજ વૈદ્યકનો ગ્રન્થ કિંવા સંસ્કૃત વિદ્યા વિના એકલું વૈદ્યકજ શિખેલ છે તેથી વૈદ્યપદને યોગ્ય નથી;

કેમકે એક શાસ્ત્ર ભણવાથી સકળ શાસ્ત્રનો સાર સમજી શકાતો નથી, માટેજ જેણે સર્વ શાસ્ત્ર ભણી વાંચી વિચારી મનન કરેલ છે તે જ વૈદ્ય છે. વળી જેણે એકલું વૈદક શાસ્ત્ર જ શિખેલ છે, પણ વૈદ્યક્રિયામાં કુશળ નથી અથવા જેણે ક્રિયાનું પૂર્ણ જ્ઞાન મેળવ્યું છે, પણ શાસ્ત્ર ભણેલ નથી તો, તો તે વૈદ્ય અનાદર પામે છે, કેમકે જે અનુપાનાદિ ક્રિયામાં કુશળ નથી તે વૈદ્ય રોગીના રોગનું પ્રબળપણું જોઇ ગભરાય છે અને ઉપચાર કરી શકતો નથી તેથી અપયશ પામે છે, માટે જે પુરૂષ શાસ્ત્ર અને ક્રિયામાં નિપુણ છે અર્થાત્ આયુર્વેદનાં અષ્ટાંગનો પારગામી છે તથા જેના હાથની ઓષધી લેવાથી રોગી રોગથી મુક્ત થતો હોય, યશરેખાવાળો હોય, ડાહ્યો–ચતુર, સમયને જાણનારો, પવિત્ર મનવાળો, દયાળુ, દેશ, કાળ, વય, અગ્નિ અને બળાબળને જાણનારો, યંત્ર મંત્ર તંત્રાદિકમાં પ્રવિણ પ્રસન્ન ચિત્તવાળો, નિર્લોભી, નિરાભિમાની, સાચું અને મીઠું બોલનાર, મોટા મનવાળો, મળતાવડા સ્વભાવનો, પૈસેથી સુખી હોય અને દુષ્ટ વ્યસનોથી રહિત હોય તે જ વૈદ્ય છે તથા તેવાના હાથની ઔષધીઓથીજ નિરંતર રોગી નિરોગીનું કલ્યાણ થાય છે, પણ જે ઉક્ત ગુણોથી રહિત હોય તથા વિવાદી, મલીન વસ્ત્રધારી, ગામડીઓ, મૂર્ખ અને વગર બોલાવ્યે જેને તેને ઘેર જનારો હોય તેવા કુવૈદ્યના હાથથી પ્રાણાંતે પણ ઔષધી ગ્રહણ કરવી નહી; કારણકે તેવા કુવૈદ્યોના હાથથી અમૃતસમાન ઔષધી ઝેર સ્વરુપ અને ઉત્તમ શસ્ત્રક્રિયા વજ્રસ્વરૂપ થઇ મનુષ્યોના પ્રાણ લે છે, તે માટે તેઓ અવશ્ય ત્યજવા યોગ્ય છે; શાથી કે, તેવા કુવૈદ્યો યમરાજના મોટા ભાઇ છે, યમરાજ તો માત્ર પ્રાણજ લઇ છૂટકો કરે છે, પણ તે કુવૈદ્યરૂપી યમરાજ તો પ્રાણ અને ધન એ બન્નેનું હરણ કરી લે છે. તેથી તેઓ દૂરથીજ પગે લાગવા યોગ્ય છે.

## યોગ્ય અને અયોગ્યનો વિચાર.

સમસ્ત કાર્યોમાં નવિન ઔષધીઓજ ગ્રહણ કરવી. પરંતુ પીંપર, ગોળ, વાવડિંગ, ધાણા અને મધ એટલા પદાર્થો એક વર્ષના જુનાજ લેવા, પણ તેથી વધારે વખત ઉપરના હોય તો લેવા નહિં. તથા ગોળ, કડાછાલ, અરડુશો, કોળું, શતાવરી, આસગન્ધ, કાંટાશળીઓ, લીંબડો, પરીઆળી અને પ્રસારણિ એટલી ઔષધીઓ નિરંતર લીલીજ લેવી; પણ તેઓને બીજી લીલી ઔષધીઓની પેઠે બમણી લેવી નહીં અર્થાત્ બીજી ઔષધીઓ લીલી હોય તો બમણી લેવી યોગ્ય છે, પરંતુ ઉક્ત ઔષધીઓ લીલી છતાં પણ બતાવેલા માપ કરતાં બમણી લેવીજ નહી, કારણકે જે ઔષધી લીલી અને સુકાયા પછી સમાન ગુણ ધરાવે છે તો તે ઔષધી લીલી છતાં સુકાયલી ઔષધીના સમાનજ લેવી, પણ જે ઔષધી સુકાયા પછી ઓછા ગુણવાળી થઇ જતી હોય તો તે ઔષધી લીલી હોય છતાં સુકાયલી ઔષધીથી બમણી લેવી એમ વૈદ્ય સંપ્રદાય છે, જે ઔષધીનાં પાંચ અંગ ( મૂળ, ડાળાં, પાન, ફુલ અને ફળ ) માંથી અમુક અંગ લેવા લખ્યું ન હોય તો તેનું મૂળજ લેવુ, પણ મોટું વૃક્ષ હોય તો તેના મૂળની છાલ લેવી. હિંગળોક ગાંગડાવાળો, ગંધક આમલસારો, પારો હિંગળોકમાંથી ઉડાવેલો, હિંગ શેકેલી અને ધંતૂરો કાળો લેવો. ગંધક, પારો, હિંગળોક, રસકપુર, મણશીલ, હરતાળ, નેપાળો, ખુરાસાની અજમો, ધંતૂરાનાં બીજ, શિલાજીત, ઝેરકચોલાં, વછનાગ, અને ધાતુ–ઉપધાતુ, વિષ–ઉપવિષાદિ શોધીનેજ ઉપયોગમાં લેવાં. પારો અને ગંધક, વછનાગ અને ભાંગ, હિંગળોક અને ખડીઓખાર વગેરે વગેરે ઔષધીઓ બેગીજ વાટવી. ગોળીઓ, અવલેહ અને કાચા પાકના એક વર્ષ પછી, ચુર્ણના બે માસ પછી અને તેલ ઘીના ચાર

માસ પછી તેના ગુણ ઓછા થાય છે, પણ સર્વ પ્રકારની ધાતુઓની ભસ્મો અને રસાયણો જેમ જુની થાય તેમ વિશેષ ગુણવાળી થાય છે માટે તે નવીન ન લેવી. ચુર્ણ, ઘી, તેલ અને ચાટણમાં ચંદન લેવા લખ્યું હોય તો સુખડ લેવું, પણ ક્વાથ અને લેપમાં ચંદન લેવું લખ્યું હોય તો રતાંજળી લેવી. ઘી અને મધ સાથે ઔષધી સેવન કરવા લખ્યું હોય, તો પણ ઘી અને મધ બરાબર લેવાં નહી, પણ ઓછાં વત્તાં લેવાં, નહિં તો તે વિષ સમાન પરિણામ કરે છે. લુણ લેવા લખ્યું હોય તો સિંધાલુણ લેવું. શરીરની અંદરનો ભાગ સાફ કરવા સારૂ જ્યાં 'અજમોદ' લેવા લખ્યું હોય તો અજમો અને બહારનો ભાગ સાફ કરવા સારૂ 'અજમોદ' લેવા લખ્યું હોય તો બોડીઅજમો લેવો. દુધ, ઘી, છાશ અને મૂત્ર લેવા લખ્યું હોય તો ગાયનુંજ લેવું.

## ઔષધ લેવાનો સમય.

જે પ્રયોગમાં ઔષધ ખાવા માટે વખત ન બતાવ્યો હોય તો તે પ્રયોગમાં ઘણું કરીને પ્રાતઃકાળજ ઔષધ ખાવાનો સમય સમજવો. ક્વાથ, કલ્ક, ફાંટ, અને હિમ એ ઔષધો તો વિશેષે કરી પ્રાતઃકાળમાંજ દેવાં જોઇએ. રેચ તથા વમન માટે ઔષધો પ્રાતઃકાળેજ આપવાં. રેચક તથા ઉલટી કરાવનાર ઔષધોનો સારો ઉપયોગ થયા પછી કાંજી અથવા રાબ પીવી. હલકું ભોજન કરવું, ગુદાસ્થાને રહેલા અાપનવાયુને નીચી ગતિ આપવા સારૂ ઔષધ ખાવું હોય તો ભોજન કર્યાં પહેલાં થોડીવારે ખાવું. મુખની અરુચિ મટાડવા સારૂ ઔષધ ખાવું હોયતો અનેક પ્રકારનાં રૂચિકારક, સ્વાદિષ્ટ, અને મોઢે લાગે તેવા પદાર્થો ભોજનની વખતે ખાવા. નાભિના સ્થળે રહેલો સમાનવાયૂ કોપ્યો હોય કિંવા જઠરાગ્નિ મંદ થઇ ગયો હોય તો અગ્નિને પ્રદિપ્ત કરનારાં—દીપન ઔષધો ભોજન જમતાં જમતાં વચમાં ખાવાં, સર્વાંગમાં રહેલો વ્યાન વાયુ કોપ્યો હોય તો ભોજન કર્યા પછી ઔષધો ખાવાં. હેડકી, આક્ષેપકવાયુ—હીસ્ટરીયા અને કંપવાયુ એઓ ઉપર ભોજન કર્યાં પહેલાં અને ભોજન કર્યા પછી પણ ઔષધ ખાવાં. કંઠસ્થળમાં રહેલો ઉદાનવાયુ કોપીને સ્વરભેદાદિક—ઘાંટો બેસી જવા—આદિ થયું હોય તો સંધ્યાકાળના ભોજનમાં પ્રત્યેક કોળીએ અથવા મધ્યમાં એક એક કોળીઆનો અંતર રાખીને ઔષધ ખાવું. હૃદય સ્થળમાં રહેનારો પ્રાણવાયુ કોપ્યો હોય તો સંધ્યાકાળનું ભોજન કર્યાં પછી ઔષધ ખાવું. તરસ, ઉલટી, હેડકી, દમ અને વિષના વિકાર ઉપર વારંવાર અન્નની સાથે અને ભોજન કરતાં પહેલાં તથા ભોજન કર્યાં પછી પણ ઔષધનું સેવન કરવું. કાન, નેત્ર, નાક અને મસ્તકાદિ સ્થળ વિષેના રોગો વિષે, વાયુ—આદિના દોષોને ટાળવા સારૂ તથા ક્ષિણ થયેલા શરીરને પુષ્ટ કરવા સારૂ પાચન તથા શમન ઔષધ ભોજન કર્યાં પહેલાં તથા પછી પણ ખાવાં અર્થાત જે જે રોગો માટે જે જે વખતે ઔષધ ખાવા કહેલ છે તે તે વખતે સેવન કરે તો અવશ્ય ઔષધ ગુણ કરેજ, પરંતુ વખત જાણ્યા વિના ગમે તે વખતે ઔષધ સેવન કરે તો ગુણને બદલે અવગુણ થાય છે. માટે આજ્ઞા પ્રમાણેજ વર્ત્તવું.

## ઔષધોના પ્રતિનિધિ.

ક્વાથ અને ચુર્ણ—આદિ કોઇપણ પ્રયોગમાં જે ઔષધ ન મળી શકે એવું હોય તો તેની અવેજીમાં તેના જેવાજ ગુણવાળું બીજું ઔષધ લેવું, જેમકે અતિવિષની અવેજીમાં નાગરમોથ, અમ્લવેતસની અવેજીમાં ચુકાની ભાજી તથા ચણાનો ખાર, કસ્તુરીની અવેજીમાં

ચણકબાલા તથા જાવંત્રી. કપુરની અવેજીમાં સુખડ કિંવા રતાંજળી. કંકોળની અવેજીમાં એલચી તથા જાવંત્રી. ખેરછાલની અવેજીમાં બકાયણની છાલ. ગજપીપરની અવેજીમાં પીપરીમૂળ. ચવ્યકની અવેજીમાં ગજપિપર. ચંદનની અવેજીમાં વાળો તથા કપૂર. જાઇના ફુલની અવેજીમાં લવિંગ. જાવંત્રીની અવેજીમાં લવિંગ. તગરની અવેજીમાં ઉપલેટ. કેશરની અવેજીમાં કંસુબો. દારૂહળદરની અવેજીમાં હળદર, ધાવડીના ફુલની અવેજીમાં મહુડાનાં ફુલ. કાળીપહાડની અવેજીમાં ધોળી મુશળી. પીપરની અવેજીમાં કાળાં મરી. પુષ્કરમૂળની અવેજીમાં ઉપલેટ. બાવચીની અવેજીમાં પુંવાડીઆનું મુળ. ભારંગમુળની અવેજીમાં રિંગણીનું મૂળ. ભોંયકોળાની અવેજીમાં આસગંધ. મોતીની અવેજીમાં મોતીની છીપ. મોરવેલની અવેજીમાં તજ. રતાંજળીની અવેજીમાં વાળો. રસાંજનની અવેજીમાં દારૂહળદર. રિંગણીની અવેજીમાં બકાનલિંબડો. લોહકાંતની અવેજીમાં પોલાદ કિંવા ગજવેલ. વાળાની અવેજીમાં નાગરમોથ, વજની અવેજીમાં મોરવેલ તથા પાનની જડ. શીલાજીતની અવેજીમાં સુરોખાર. બકરીના દુધની અવેજીમાં ઘેટી કે ગાયનું દુધ, સાકરની અવેજીમાં ખડીસાકર તથા જુનું મધ, સોવનમાખીની અવેજીમાં સોનાગેરૂ. સોનાની અવેજીમાં સોવનમાખી કિંવા લોહભસ્મ. હરડેની અવેજીમાં આમળાં. નખલાની અવેજીમાં લવિંગ ચિત્રાની અવેજીમાં નેપાળનું મૂળ, કિંવા અંઘાડાનો ખાર. મોરવેલની અવેજીમાં મજીઠની છાલ. સ્વેત રિંગણીની અવેજીમાં મોરશિખા. બોલસરીની અવેજીમાં કલ્હાર કિંવા ઉત્પલ-કમળ. આકડાનાં પાંદડાં વગેરેના દુધની અવેજીમાં તેઓનો રસ. બોરીઆકલ્હારની અવેજીમાં ઉપલેટ. સોરઠી માટીની અવેજીમાં ફટકડી. સંચળની અવેજીમાં દરીઆઇ મીઠું. દ્રાક્ષની અવેજીમાં શીવણનાં ફળ, તથા એ બંનેની અવેજીમાં બપોરીઆનાં ફુલ. મેદા, જીવક, કાકોલી ઋદ્ધિ વૃદ્ધિની અવેજીમાં અનુક્રમે સતાવરી, વિદારીકંદ ભોંયકોળું, આસંગંધ, અને વારાહીકંદ, શેલડીની અવેજીમાં બરૂ. મધની અવેજીમાં જુનો ગોળ. સાકરની અવેજીમાં ખાંડ. દુધની અવેજીમાં મગ તથા મસુરનો રસ. અને ભિલામાની અવેજીમાં ચિત્રામૂળ લેવું, વિશેષ વિસ્તાર "નિઘંટ" અથવા "ભાવપ્રકાશ" પૂર્વખંડમાં જોઇ લેવો.

## ઔષધાદિનાં પ્રમાણ.

જે કવાથ-આદિ ઔષધોમાં પદાર્થોનું પ્રમાણ-તોલ કહેલું ન હોય તે ઠેકાણે સર્વ ઔષધો સમાન લેવા. 'સમાન લેવાં પણ કેટલાં કેટલાં લેવાં' એવી શંકા રહે તો તે શંકાનું સમાધાન આ પ્રમાણે છે કે, જ્યાં સ્વરસ એટલે એકલો તે પદાર્થોનો અંગરસ લેવા કહ્યું હોય તો સ્વરસની માત્રા નિત્ય બે તોલા લેવી, સ્વરસમાં સાકર મધ અને ગોળ-આદિ નાંખવાં હોય તો તે પદાર્થો ૭ માસા લેવા. પુટપાકની માત્રા નિત્ય ચાર તોલા લેવી. તેમાં મધ નાંખવું હોય તો એક તોલો લેવું અને કલ્ક ચૂર્ણાદી નાખવું હોય તો તે સ્વરસ પ્રમાણે ૭ માસા લેવું.

## તોલની પરીભાષા.

તોલ વિના કદી પણ પદાર્થોની યોગ્ય ગોઠવણ થતી નથી; માટે ઔષધ પ્રયોગના કાર્યમાં પ્રાચીન વૈદ્યોએ ચરકના મતને સ્વીકારેલ છે; તે માટે સર્વ તોલને છોડી ચરકના મત પ્રમાણે મગધ દેશના તોલને અંગિકાર કર્યો છે તે એ કે-ત્રીસ પરમાણુનો એક ત્રસરેણુ થાય છે તેને વંશી પણ કહે છે. જાળિયારામાંથી પડતા સુર્યના કિરણોમાં જે ઝીણી ઝીણી

કણીઓ દેખાય છે તે પૈકી એક કણીને ત્રસરેણું સમજવું. ૭ ત્રસરેણુની એક મરીચિ. ૭ મરીચિની એક રાજીકા–રાઇ. ત્રણ રાજીકાનો એક સર્ષપ–સરસવ. આઠ સરસવનો એક યવ. ચાર યવની એક રતી. ૭ રતીનો એક માષક–હેમ અને ધાનક એ માષાનાંજ નામ છે. ચાર માષકનો એક શાણ ( ચોવીસ ચણોઠી ભાર ) તેને શાણજ ધરણ તથા ટંક કહે છે. બે શાણનો એક કોલ તેને ક્ષુદ્રક, વટક અને દ્રંક્ષણ કહે છે, તે અડતાલીસ ચણોઠીભાર હોય છે. બે કોલનો એક કર્ષ તેને પાણિમાનિકા, અક્ષ, પિચુ, પાણીતલ, કિંચિત્પાણિ. તિન્દુક બિડાલપદક, ષોડશિકાં, કરમધ્ય, હંસપદ, સુવર્ણ, કવળગ્રહ, અને ઉદુંબર પણ કહે છે,તે કંપની સાથે એક રૂપિયાભાર હોય છે. બે કર્ષનો અર્ધપળ તેને શુક્તિ, અષ્ટમિકા પણ કહે છે તે બે રૂપિયાભાર હોય છે. બે અર્ધપળની એક પળ થાય છે તેને મુષ્ટિ, આગ્ર, ચતુર્થિકા, પ્રકુંચ, ષોડશી, અને બિલ્વ કહે છે તે ચાર તોલા ભાર હોય છે. બે પળની એક પ્રસૃતિ તેઆઠ તોલા ભાર હોય છે. એક અંજળી તેને અર્ધશરાવ, કુડવ અને અષ્ટમાન કહે છે. તે સોળ રૂપીઆભાર હોય છે. બે અંજળીની એક માણિકા તેને માનિકા તથા અષ્ટપળ કહે છે તે બત્રીસ તોલાભાર થાય છે, બે સરાવનો એક પ્રસ્થ તે ચોસઠ તોલા ભાર થાય છે. ચાર પ્રસ્થનો એક આઢક તેને ભાજન, કાંસ્યપાત્ર અને ચતુઃષષ્ટિપલ કહે છે તે બસો છપન તોલા ભાર થાય છે. ચાર આઢકનો એક દ્રોણ તેને કળશ, નલ્વણ, અર્મણ, ઉન્માન, ઘટ અને રાશિ કહે છે,. તે એક હજાર ચોવીસ તોલા ભાર હોય છે. બે દ્રોણનો એક શુર્પ તેને કુંભ, ચતુઃષષ્ટિશરાવક પણ કહે છે તે બે હજાર ને અડતાલીસ તોલા ભાર હોય છે. બે શુર્પની એક દ્રોણી તેનાં વાહ અને ગોણી નામ છે તે ચાર હજાર છન્નુ તોલા ભાર હોય છે. ચાર દ્રોણીની એક ખારી તે સોળહજાર ત્રણસો ને ચોરાશી તોલા ભાર થાય છે. આઠ હજાર તોલા ભારનો એક ભાર થાય છે અને ચારસો તોલા ભારની એક તુલા થાય છે. એમ સર્વ ગ્રંન્થકારોનો નિર્ણય છે. માષ, ટંક, અક્ષ, બિલ્વ, કુડવ, પરથ, આઢક રાશિ, ગોણી અને ખારી એઓ ક્રમવાર એક એકથી ચોગણા તોલનાં હોય છે, ગુંજાથી માંડીને કુડવ સુધી દ્રવ રૂપ પદાર્થોનું. લીલા પદાર્થોનું અને સુકા પદાર્થોનું પ્રમાણ સરખુંજ લેવું, પણ પ્રસ્થથી માંડીને દ્રવ પદાર્થોનું અને લીલા પદાર્થોનું પ્રમાણ બમણું લેવું. કારણ કે સુકા પદાર્થ કરતાં લીલા પદાર્થમાં વધારે તોલ હોય છે માટે તે પ્રમાણે લેવું.

## કલિંગ દેશની પરીભાષા.

કળિયુગમાં માણસો મંદ અગ્નિવાળાં ટુંકા કદનાં અને શક્તિ વગરનાં હોય છે એટલા માટે તેઓના યોગ્ય વિદ્વાનોએ આ પરીભાષા સ્વીકારેલ છે એટલે બાર ધોળા સરસવનો એક જવ. બે જવની એક રતી. ત્રણ રતીનો એક વાલ. આઠ રતીનો એક માસો (કોઇ ઠેકાણે સાત રતીનો માસો, ચરકે ૭ રતીનો માસો અને સુશ્રુતે પાંચ રતીનો માસો પણ માનેલ છે, ) ચાર માસાનો શાણ–નિષ્ક. ૭ માસાનો એક ગદ્યાણું, દશ માસાનો એક કર્ષ, ચાર કર્ષનો એક પળ–દશશાણ. ચાર પળનો એક કુડવ થાય છે, આ વિના પ્રસ્થથી માંડી સઘળા તોલાનું પ્રમાણ મગધ દેશની પરિભાષા સમાનજ સમજી જવું માત્રાની મર્યાદા નથી, કેમકે દેશ, કાળ, જઠરાગ્નિ, અવસ્થા, બળ, પ્રકૃત્તિ અને દોષ એઓનો વિચાર કરી માત્રા–તોલાની કલ્પના કરવી. જેમ થોડું પાણી પ્રબળ અગ્નિને સમાવી શકતું નથી તેમ થોડું ઓષધ મોટા વ્યાધિને મટાડી શકતું નથી તેમજ જેમ ખેતરમાં ઉગેલાં ધાન્યો

ઉપર વિશેષ પાણી પડે તો ખરાબી થાય છે, તેમ થોડા વ્યાધિ–રોગ ઉપર વિશેષ ઔષધ આપવામાં આવે, તો પણ ખરાબી થાય છે, માટે પ્રયોગના પાઠમાં લખેલા તોલ ઉપર આધાર ન રાખતાં વૈદ્યે પોતાની ઇચ્છા પ્રમાણે ઉપરનાં કારણોને ધ્યાનમાં લઇ યોગ્ય લાગે તે પ્રમાણમાં ઔષધ આપવું.

## સ્વરસ કરવાનો વિધિ.

ટાઢ અગ્નિ કે કીડા વગેરેથી જે લીલી વનસ્પતિ ખરાબ ન થએલી હોય તેવીને લાવી તે જ વખતે ખાંડી–વાટી તેનો રસ કપડાથી ગાળી લેવામાં આવે તે સ્વરસ કહેવાય છે. સોળ રૂપિયાભાર લીલા ઔષધનું ચૂર્ણ કરી તેને બમણા પાણીમાં નાંખી એક અહોરાત્ર સુધી રહેવા દઇ તેમાંથી જે રસ લેવામાં આવે તે પણ ઉત્તમ સ્વરસ કહેવાય છે. લીલી ઔષધી ન મળે તો સુકી (ઔષધી) લાવી તેનું ચૂર્ણ–ભૂકો કરી તેને આઠ ગણા પાણીમાં ઉકાળી ચોથા ભાગનું પાણી અવશેષ રહે ત્યારે લઇ લેવામાં આવે તે પણ સ્વરસ કહેવાય છે. એ પૈકી પહેલા પ્રકારનો સ્વરસ ભારે છે તેથી તેની માત્રા બે રૂપીઆભાર પીવી અને બીજા તથા ત્રીજા પ્રકારના સ્વરસની માત્રા ચાર રૂપીઆભાર પીવી તથા તેમાં મધ, સાકર, ગોળ, ક્ષાર, જીરૂં લુણ, ઘી, તેલ કે ચૂર્ણ–આદિ નાખવાં હોય તો અડતાલીસ રતી ભાર નાંખવાં.

## હિમ કરવાનો વિધિ.

ચાર તોલા ભાર ઔષધને સારી પેઠે ખાંડી–વાટી ચોવીસ તોલાભાર પાણીમાં પલાળી–ભીંજવી આખી રાત એમને એમ રહેવા દઇ સવારે લઇ લેવું તે હિમ તથા શિતકષાય કહેવાય છે. પીવામાં તેની માત્રા આઠ તોલા લેવી.

## મંથ કરવાનો વિધિ.

ચાર તોલાભાર ઔષધનું ચૂર્ણ કરી તેને સોળ રૂપીઆભાર ટાઢા પાણીમાં નાંખી સારી પેઠે માટીના વાસણમાં વલોવવામાં આવે તે મંથ કહેવાય છે. મંથની માત્રા આઠ તોલા ભાર પીવી.

## ફાંટ કરવાનો વિધિ.

સારી પેઠે ચૂર્ણ કરેલા ચાર તોલા ભાર ઔષધને માટીના વાસણમાં નાખી તેમાં સોળ રૂપીઆભાર ઉનું પાણી નાંખીને પછી કપડાથી ગાળી લેવું તે ફાંટ કહેવાય છે. ફાંટની માત્રા આઠ તોલા ભાર પીવી અને તેમાં સાકર કે ગોળ વગેરે નાખવાં હોય તો એક તોલા ભાર નાંખવા.

## કલ્ક કરવાનો વિધિ.

લીલાં ઔષધોને પત્થરથી વાટીને તથા સુકાં હોય તો તેમાં પાણી નાખી સુરસ પત્થરની છીપર ઉપર વાટી તેની ચટણી જેવી લુગદી કરવામાં આવે તે કલ્ક કહેવાય છે. પ્રક્ષેપ અને આવાપ એ કલ્કનાં જ નામ છે. કલ્કની માત્રા એક રૂપીઆભાર લેવી, તેમાં મધ ઘી કે તેલ નાખવાં હોય તો બમણાં નાંખવાં, સાકર કે ગોળ નાખવાં હોય તો સમાન નાંખવાં અને કોઇ દ્રવ નાખવો હોય તો ચોગણો નાખવો.

## ચૂર્ણ કરવાનો વિધિ.

અત્યંત સુકેલા ઔષધોને સારીપેઠે ઝીણાં વાટી કપડાથી ગાળી લેવામાં આવે તે ચૂર્ણ

કહેવાય છે, રજ અને ક્ષોદ એ ચૂર્ણનાંજ નામ છે. તેની માત્રા એક તોલા ભારની લેવી તેમાં ગોળ નાંખવો હોય તો સમાન, સાકર બમણી, હિંગ નાંખવી હોય તો શેકેલી, ઘી વગેરે પદાર્થોમાં કાલવીને ચૂર્ણ ચાટવું હોય તો તે પદાર્થો બમણાં લેવાં અને તે દ્રવોમાં પીાણીને પીવું હોય તો દ્રવો ચૂર્ણથી ચોગણાં લેવાં, ચૂર્ણ અવલેહ ગોળી અને કલ્ક એઓ ઉપર ગરમ પાણી પીવું હોય તો પિતના વ્યાધીમાં બાર તોલા ભાર, વાયુના વ્યાધીમાં આઠ તોલા અને કફના વ્યાધિમાં ચાર તોલા લેવું. જેમ પાણીમાં પડેલું તેલ ક્ષણ માત્રમાં સર્વત્ર ફેલાઇ જાય છે તેમ ઔષધ અનુપાનના બળથી સઘળા અંગમાં ફેલાઇ જાય છે, માટે અનુપાન સાથે જ નિરંતર ઔષધ ગ્રહણ કરવું.

## ચૂર્ણને ભાવના-પુટ દેવાનો વિધિ.

જેટલા દ્રવથી સઘળું ચૂર્ણ સારી પેઠે બીંજાઇ જાય તેટલા દ્રવથી ચૂર્ણને ભાવના દેવી અને વિશેષ ભાવનાઓ આપવી હોય તો એક ભાવના આપ્યા પછી ચોવીસ કલાક પછી બીજી ભાવના આપવી.

## પુટ પાકનો વિધિ.

ચટણી જેવા કલ્કને પુટપાકથી પકાવીને પણ તેનો સ્વરસ લેવામાં આવે છે. એટલે ઔષધોનો કલ્ક કરી તે ઉપર વડ, શીવણ કે જુંબુડા વગેરેનાં પાંદડાં સારી રીતે વિંટી તે ઉપર બે આંગળનો કિંવા અંગુઠા જેટલો માટીનો થર ચઢાવી અગ્નિમાં મૂકવો. જ્યારે માટીનો થર ધગધગતા અંગારા જેવા વર્ણનો થઇ જાય ત્યારે અગ્નિમાંથી કહાડી લેવો. પછી માટી તથા પાંદડાંને દૂર કરી કલ્કના રસને નિચોવી લેવો. તે રસની માત્રા ચાર તોલા ભાર છે, તેમાં મધ મેળવવું હોય તો એક તોલો અને બીજા કોઇ કલ્ક ચૂર્ણ કે દ્રવ વગેરે મેળવવાં હોય તો અડતાલીસ રતી ભાર નાંખવાં.

## ક્વાથનો વિધિ.

સારી પેઠે કુટેલા ચાર તોલાભાર ઔષધમાં સોળ ગણું પાણી નાખી માટીના વાસણમાં ઉકાળવું અને આઠમા ભાગનું પાણી બાકી રહે ત્યારે નીચે ઉતારી લેવું તે ક્વાથ કહેવાય છે. ક્વાથ માટે એક તોલાભારથી તે ચાર તોલા સુધીના ઔષધમાં સોળગણું પાણી નાખવું. સોળ રૂપીઆભાર સુધીના ઔષધમાં આઠ ગણું પાણી નાંખવુ. અને ચોસઠ તોલા ભાર સુધીના ઔષધમાં ચારગણું પાણી નાંખવું. ધીમા ધીમા અગ્નિથી પકાવેલું અને આઠમા ભાગે રાખેલું પાણી જરાક ઉનું ઉનું હોય તે વખતે પીવું. સૃત, કષાય અને નિર્યૂહ એઓ ક્વાથનાંજ નામ છે, સ્નેહ, ક્વાથ અને ઔષધની માત્રા ચાર તોલા ભારની ઉત્તમ, ત્રણ તોલાભારની મધ્યમ અને બે તોલાભારની અધમ સમજવી. ક્વાથમાં ઓછું વત્તું પાણી અવશેષ રાખી પાવા માટે મતભિનત્વ છે, પણ તે પીનાર મનુષ્યના કદ અને જઠરાગ્નિનો વિચાર કરી ઉપયોગ કરવો. ક્વાથમાં સાકર નાંખવી હોય તો વાયુના વ્યાધિમાં ચોથા ભાગની, પિત્તના વ્યાધિમાં આઠમા ભાગની અને કફના વ્યાધિમાં ચોથા ભાગની નાખવી. મધ નાખવું હોય તો કફના વ્યાધિમાં ચોથા ભાગનું, પિત્તના વ્યાધિમાં આઠમા ભાગનું અને વાયુના વ્યાધીમાં સોળમા ભાગનું નાંખવું. જીરૂં, ગુગળ, ક્ષાર, લુણ, શિલાજીત, હિંગ, સુંઠ મરી કે પીપર નાખવા હોય તો ચોવીસ રતીભાર નાંખવાં. દુધ,

## સન્ધાન—આથાનો વિધિ.

જે પદાર્થ દ્રવરૂપ પદાર્થોમાં લાંબા કાળસુધી રાખી મુકવામાં આવે તે સંધિત—અંબાએલો થઇ જાય છે, તેને આથો કહે છે.

## આસવ તથા અરિષ્ટનાં લક્ષણો.

કાચાં ઔષધથી અને કાચા પાણીથી જે મદ્ય કરવામાં આવ્યું હોય તે આસવ કહેવાય છે અને ક્વાથ કરીને જે મદ્ય કરવામાં આવ્યું હોય તે અરિષ્ટ કહેવાય છે. એઓની માત્રા ચાર તોલા પર્યંત છે. જો સામાન્ય રીતે અરિષ્ટ કરવો હોય તો તેમાં નાંખવાના પદાર્થોનો તોલ ન કહેલ હોય, તદપિ ૧૦૨૪ તોલાભાર દ્રવ, ૪૦૦ તોલા ગોળ, ૨૦૦ તોલા મધ અને ૪૦ તોલા ઔષધ નાંખવું, સિંધુ, સુરા, શુક્ત, ચુક, તુષોદક, સૌવીર, આરનાલ, કાંજીક અને શિંડાકી વગેરેની કૃતિ જાણવી હોય તો "ભાવ પ્રકાશ" પૂર્વ ખંડનો બીજો ભાગ જુવો.

## ઔષધીઓનો દીપન પાચનાદિ પ્રકાર.

જે પદાર્થ, કાચાને પકવે નહી પણ અગ્નિને પ્રદીપ્ત કરે તે દીપન કહેવાય છે, જેમ કે મેથી, જે પદાર્થ, કાચાને પકાવે છે, પણ અગ્નિને પ્રદીપ્ત કરતો નથી તે પાચન કહેવાય છે, જેમ કે નાગકેસર. જે પદાર્થ, કાચાને પકાવી અગ્નિ પ્રદીપ્ત કરે છે તે દીપન પાચન—રોચન કહેવાય છે, જેમ ચિત્રક. જે પદાર્થ—ઔષધ, વાયુ, કફ, પિત્તને સમાન ભાવે રાખે અર્થાત સમતામાં રહેલા દોષોને વધારે નહી અને વિષમ થયલા દોષોને સમ કરે છે તે શમન કહેવાય છે, જેમ લિંબડાની ગળો. જે પદાર્થ, કાચા વાત, પિત્ત અને કફને પકાવી વાયુના બંધને ભેદીને નીચે લઇ જાય છે અર્થાત્ મળોને ઉખેડી નાંખે છે તે અનુલોમન કહેવાય છે. જેમ હરડે. જે પદાર્થ, કોઠામાં ચોટી રહેલાં મળ, કફ અને પિત્ત કે જે પકાવવા યોગ્ય છે તેને પકાવ્યા વિનાજ નીચે લઇ જાય તે સનસ્રસન કહેવાય છે, જેમ ગરમાળો જે પદાર્થ, શિથિલ અથવા દ્દઢ થઇને રહેલા કિંવા પવને પોતાના અધિકપણાને લીધે ગોળી જેવા કરેલા મળ—આદિને તોડી નીચે પાડે છે તે ભેદન કહેવાય છે, જેમ કડુ, જે પદાર્થ અરધા પાકેલા કિંવા કાચા મળ વગેરેને દ્રવરૂપ કરી નાંખે અને મૂળદ્વાર માર્ગે કહાડે તે રેચન કહેવાય છે, જેમ નસોતર. જે પદાર્થ, કાચા પિત્ત, કફ અને અન્નના સમૂહને મુખના માર્ગથી બહાર કહાડે તે વમન કહે છે, જેમ મીંઢળ. જે પદાર્થ, મળના સંગ્રહને મુખદ્વારા કિંવા ગુદાદ્વારા બહાર કહાડે છે તે દેહશંસોધન કહેવાય છે, જેમ કુકડવેલાનું ફળ. જે પદાર્થ, જઠરાગ્નિને દીપ્ત કરનાર, કાચાને પકાવનાર અને ગરમપણાને લીધે દ્રવને સુકાવનાર તે ગ્રાહી કહેવાય છે, જેમ સુંઠ જીરૂં અને ગજપીપર. જે પદાર્થ, રૂક્ષ—લુખાપણાથી, શીતપણાથી, કષાયપણાથી કે પાકમાં હલકાઇથી વાયુને ઉલટો કરનાર હોય તે સ્તંભન કહેવાય છે, જેમ નાગરમોથ, બીલીનો ગર્ભ, ન્હાની બીલીઓ, મોચરસ, કડાછાલ, લોદર અને અરડુસો. જે પદાર્થ, શરીરમાં ચોટી રહેલા મળાદિ દોષોને બળાત્કારથી ઉખેડી નાખે તે પદાર્થ છેદન ગુણવાળો કહેવાય છે, જેમ જવખાર તથા ક્ષારો, મરી, સુંઠ, પીપર અને શિલાજીત જે પદાર્થ, શરીરની ધાતુઓને કિંવા મળોને શોષણ કરી પાતળાં કરે તે લેખન કહેવાય છે, જે ઔષધોનો ઉપયોગ કરવાથી સુંદરીની સંગાથે સુરત ક્રીડા કરવામાં ઉત્સાહ થાય, અને ધાતુની વૃદ્ધિ કરે

તે વાજીકર કહેવાય છે, જેમ આસગંધ, કૌચાં, શતાવરી, નાગબળા–કાંશકી, દુધ, સાકર, મુસળી. જે પદાર્થ વીર્યની વૃદ્ધિ કરે તે શુક્રલ કહેવાય છે, જેમ કૌચાં, મુસળી, કાંશકી, વગેરે. જે પદાર્થ, સેવતાં ધાતુ ચૈતન્ય થાય તે ધાતુ ચૈતન્યકા કહે છે, જેમ અડદ, દુધ, ભીલામાની મજ્જા અને આમલાં એઓ પોતાનાજ પરાક્રમથી શીઘ્રપણે રસાદિક ધાતુઓને ઉત્પન્ન કરીને વીર્યને ઉત્પન્ન કરે છે. વાજીકરણ ઔષધીઓમાં વીર્યને વિશેષ ચૈતન્ય કરનાર સ્ત્રી છે, મોટી રિંગણીનાં ફળ વીર્યને પ્રવર્તાવનાર છે. જાયફળ વીર્યને થોભાવનાર છે, અને કાલીંગડું– તરબુજ વીર્યનો ક્ષય કરનાર છે. તથા હરડે ધાતુનું શોષણ કરનાર છે. સ્મરણ, કીર્તન, દર્શન, સ્પર્શ, સંભાષણ, આલિંગન, ચુંબન અને સંભોગ એ સમસ્ત ક્રિયાઓથી કિંવા એ પૈકી એકાદ ક્રિયાથી પણ સુજ્ઞ સ્ત્રી રેતને પ્રવર્તાવે છે. જે પદાર્થ. વૃદ્ધાવસ્થા–જરા અને રોગ માત્રનો નાશ કરનાર છે તે રસાયન કહેવાય છે. જેમ હરડે, રૂદ્રવંતી, ગુગળ અને શિલાજીત. જે પદાર્થ પહેલાં આખા શરીરમાં વ્યાપીને પછી પાક અવસ્થાને પામે તે વ્યવાયી કહેવાય. છે જેમ ભાંગ, અફીણ અને અન્ય માદક–ઝેરી પદાર્થો. જે પદાર્થ, આખા શરીરમાં રહેલા વીર્યો પૈકી ઓજને શોષીને શરીરના સાંધાઓના બંધોને શિથિલ કરી નાખે તે વિકાશી કહેવાય છે. જેમ સોપારી, કોદરા. જે પદાર્થ, અધિક તમોગુણવાળો અને બુદ્ધિનો નાશ કરનાર હોય તે માદક કહેવાય છે, જેમ મદિરા. જે પદાર્થ વ્યવાયી, વિકાશી, કફને કાપનાર, મદ કરનાર, અગ્નિના અધિક અંશવાળો, જીવિતને નાશ કરનાર અને યોગવાહી સંસર્ગિ પદાર્થોના ગુણોને ગ્રહણ કરનાર હોય તે પ્રાણહર–વિષ કહેવાય છે, જેમ વછનાગ. કુયોગથી વિષ અને સુયોગથી અમૃત ( યોગવાહી ) છે. જે પદાર્થ, પોતાના પરાક્રમથી સ્રોતનામની નાડીઓ ( કાન, નાક, મ્હો ) માંથી પ્રવેશ કરીને કફાદિ દોષોના સંગ્રહને તોડી નાખે છે તે પ્રમાથી કહેવાય છે. જેમ વજ, કાળાં મરી. જે પદાર્થ, ઔષધ રસને વહેવા વાળી નસોને ચીકાસપણાથી વા, ગરીષ્ટપણાથી રોકી દઇ શરીરને જડ કરે તે અભિષ્યંદી કહેવાય છે. જેમ દહી. જે પદાર્થ, ખાધાથી ખાટા ઓડકાર આવે, તરશ લાગે અને હૃદયમાં બળતરા થાય તે વિદાહી કહેવાય છે. જે પદાર્થો પાકતાં પોતાની સાથે મેળવેલી વસ્તુઓના ગુણોનું ગ્રહણ કરે છે તે યોગવાહી કહેવાય છે, જેમ મધ, તેલ, ઘી, પારો અને લોખંડ, જે પદાર્થ, તાવનો નાશ કરે તે જ્વરઘ્ન કહેવાય છે, જેમ કરીયાતું. જે પદાર્થ પિત્તનો નાશ કરે તે પિત્તઘ્ન, જેમ વાળો–ધાણા. જે પદાર્થ, કફનો નાશ કરે તે કફઘ્ન, જેમ બ્હેડીની છાલ. જે પદાર્થ, વાયુનો નાશ કરે તે વાતઘ્ન, જેમ લસણ. જે પદાર્થ, પ્રસ્વેદ લાવે તે સ્વેદલ, જેમ અંકોળ. જે પદાર્થ, રૂચિ ઉત્પન્ન કરે તે રૂચિકર, જેમ આંમલી, આદુ. જે પદાર્થ, પેસાબ વધારે લાવે તે મૂત્રલ; જેમ પિતપાપડો, સુરોખાર. જે પદાર્થ, વિષનો નાશ કરે તે વિષઘ્ન, જે પદાર્થ, સોજાનો નાશ કરે તે સોથઘ્ન, જેમ આવળ–કડવી નઇ. જે પદાર્થ, ગડ ગુંબડને પકવે છે તે શોધન, જેમ ગુંપક, રાલ. જે ગડ ગુંબડ ઘાને અંકુર લાવે છે તે રોપણ, જેમ મીણ. જે પદાર્થ, નિદ્રાને લાવે તે નિદ્રાપ્રદ, જેમ ધંતૂરો–ભાંગ. જે પદાર્થ, ત્વચાને દગ્ધ કરે તે દાહક, જેમ ચિત્રો. જે પદાર્થ, મોઢામાં થુંકનો વધારો કરે તે લાલાસ્રાવી, જેમ અકલકરો અને જે પદાર્થ, સ્ત્રીના ચઢી ગયેલા અટકાવને ફરી શરૂ કરે તે ઋતુત્પાદક, જેમ હીરાબોળ, એળીઓ, આ વિના દુર્ગંધહારક, જંતુઘ્ન, પીડા શાંત કરનાર ક્ષોભક, સ્નાયુશૈથિલ્ય કૃત, તથા વિર્યનાશકાદિ અનેક ગુણાગુણ વાળા પદાર્થ છે, માટે પ્રથમ વૈદ્યોએ તેઓના ગુણ

અવગુણ વગેરે પૂર્ણ રીતે ધ્યાનમાં લઇ વ્યાધિમાં જે ગુણ કર્તા હોય તેને ઉપયોગમાં લેવા.

વિશેષ-દિનચર્યા, રાત્રિચર્યા, આહાર વિહારાદિ તથા ઓષધીઓના ગુણ દોષ વગેરેનો વિશેષ ખુલાશો જોઇએ તો " ચરક " " સુશ્રુત, " " વાગ્ભટ. " અને " ભાવપ્રકાશ " પૂર્વ ખંડનો પ્રથમ ભાગ. અવલોકન કરો.

## ઔષધ એટલે શું ? અને તે ઔષધ કયા સ્થળનું ? કઈ વખતે ? તથા કેવીરીતે ગ્રહણ કરવું તેનો વિધિ.

વૈદ્ય જે પદાર્થ-વસ્તુથી રોગને મટાડે છે તે પદાર્થ ઔષધ કહેવાય છે. એ ઔષધ કેવા પ્રકારનું હોય તો રોગને અવશ્ય મટાડે ? જે ઔષધ સ્વચ્છ જગ્યામાં ઉત્પન્ન થએલું, શુભ દિવસે લીધેલું, થોડી માત્રા છતાં વિશેષ ગુણ કરનારૂં, સુગંધ, સુવર્ણ અને સુરસ સહિત દોષનો નાશ કરનારૂં, શરીરમાં ગ્લાનિ ન આપે તેવું, વિશેષ અપાયાથી પણ વિકાર ન કરનારૂં, રાફડા કે ખરાબ ભૂમીમાં ઉત્પન્ન થયેલ ન હોય, ઘણા પાણીવાળી જગ્યામાં સ્મશાનમાં, ખારોડ ધરતીમાં અને માર્ગમાં ઉત્પન્ન ન થએલું-ઉગેલું, તથા જીવડાના ડંખ અને ટાઢ તાપથી અવ્યાપ્ત હોય તે ઔષધ સારે દિવસે પ્રાતઃકાળમાં સૂર્ય સન્મુખ ઉભા રહી અવાચ્યપણે મનમાં શ્રી સદાશિવજીને પ્રણામ કરી પવિત્ર પણે ગ્રહણ કરી યોગ્ય પ્રયોગમાં લેવુ. તેમજ સર્વ સ્થળે પોતાની ઉત્તર દિશામાં ઉત્પન્ન થએલી ઔષધી લેવી. તથા સઘળા કાર્યો માટે શરદ ઋતુમાં ઔષધીઓ લેવી; કેમ કે તે સમયમાં સર્વ ઔષધીઓ રસથી ભરેલી હોય છે માટે તે વખતે લેવી, પણ રેચ અથવા ઉલટી કરાવવાની ઔષધીઓ વસંત ઋતુના મધ્યમાં લેવી. જે પૃથ્વીમાં જે ઔષધી ઉત્પન્ન થએલી હોય તે ઔષધીમાં તેજ પૃથ્વીના ગુણો હોય છે; માટે પૃથ્વીના ગુણોને વિચારી પદાર્થોની પરીક્ષા કરી વૈદ્ય સંપ્રદાયને અનુસરીને સર્વ પ્રયોગમાં કુશળ રહેવું.

## સ્વાભાવિક હિતકારી પદાર્થો કયા કયા છે ?

ચોખાઓમાં સાઠી ચોખા, અણીવાળા ધાન્યોમાં જવ તથા ઘઉં અને શિંગોમાંથી પેદા થતા ધાન્યોમાં મગ, મસૂર તથા તુવરદાળ સ્વાભાવિકપણે હિતકારી છે. રસમાં મિષ્ટ રસ, લુણમાં સિંધાલુણ, ફળોમાં દાડિમ, આમળાં, દ્રાખ, ખજુર, ફાલસા, રાયણ અને બીજોરૂં એઓ હિતકારી છે. પાનડાંના શાકોમાં બથવો, મીઠી ડોડી અને પોઇ હિતકારી છે, ફળરૂપ શાકોમાં પરવળ, કંદરૂપ શાકોમાં સૂરણ, પાણીમાં વરસાદનું ઝીલેલું પાણી, દુધ ઘીમાં ગાયનું દુધ-ઘી. તેલમાં તલીનું તેલ અને શેલડીના પદાર્થોમાં સાકર સ્વાભાવિક હિત કરનાર છે.

## સ્વાભાવિક અહિતકારી પદાર્થો.

ગ્રીષ્મઋતુમાં અડદ, લુણની જાતોમાં ખારી ધરતીમાં પાકેલું મીઠું, ગાડરનું દુધ, કસુંબીનું તેલ અને અરધો પકવેલો શેલડીનો રસ, ફળોમાં ફનસ તથા શાકોમાં સરસવનું શાક નિરંતર અહિતકારી છે; માટે તેઓને અવશ્ય ત્યજવા.

## એક એકના સંયોગથી થતા અહિતકારી પદાર્થો.

ગરમ પદાર્થો તથા વરસાદના ઝીલેલા પાણીની સાથે દહીં, મધ, દુધ કિંવા ઘી ખાટા સાથે ખીચડી છાસ, દહીં, અને બીલાની સાથે કેળાં. કાંસાના પાત્રમાં દશ દિવસ ઉપરાંત

રહેલું ઘી. મધ ઘી સાંમાન તથા રાંધેલા અન્ન કે ક્વાથને ફરીવાર ઉન્હા કરેલા હોય તો તેને ખાવામાં નહી; કારણ કે એ પરસ્પર વિરોધકારી છે, જેમ મધ અને ઘી, તેલ અને ચરબી, પાણી અને દુધ વિરોધી છે. તેમ ઉક્ત પદાર્થો પણ વિરોધી હોવાથી ઉપયોગમાં લેવા નહી.

## ચિકિત્સાનું લક્ષણ તથા તેની રીત.

જે ક્રિયા રોગનું હરણ કરે અર્થાત્ દોષ ધાતુ અને મળોને બરાબર કરે તે ક્રિયા-ચિકિત્સા કહેવાય છે. જ્યારે રોગ ઉત્પન્ન થાય કે તેજ સમય તેની ચિકિત્સા કરવી; પણ રોગને અલ્પ જાણી તેનો ઉપાય કરવા માટે આળસુ અને બેપરવાહી ન રહેવું; કેમકે રોગ, અગ્નિ શત્રુ અને ઝેર જેવો છે. તે જો થોડો હોય, તદપિ વિશેષ હાનિ કરે છે તેજ કારણ માટે વૈદે પ્રથમ રોગના પૂર્વાપરનો વિચાર તથા ઔષધનો નિશ્ચય કરી પૂર્ણ કાળજી વડે ઔષધાદિ કરવું તથા શીતથી રોગ થયો હોય તો શીતનું અને ગરમીથી રોગ થયો હોય તો ગરમીનું નિવારણ કરવું; તેમજ જે સમય ઉપર જે ચિકિત્સા કરવી કહી હોય તે વખતે તેજ ચિકિત્સા કરવી, તથા જેવી રોગની સ્થિતિ તેવી ચિકિત્સા કરવી તો અવશ્ય રોગ દુર થાય છે. સમજુ વૈદે એકલા શાસ્ત્ર ઉપરજ આધાર રાખી-દુરાગ્રહી ન થતાં ચિકિત્સા કરતી વખતે પોતાની બુદ્ધિના તર્કો પણ ચલાવવા; કારણ કે દોષ અને કાળના બળને લીધે રોગીની એવી સ્થિતિ પણ થાય છે કે જેમાં શાસ્ત્ર રીતે કરવાનું હોય તે ન કરતાં વિપરીત ઉપાય ઉપયોગમાં લેવા પડે છે; વળી તેનાં રોગી, દુત, વૈદ્ય, લાંબુ આયુષ્ય, દ્રવ્ય, પરિચારક અને સારૂં ઔષધ એ સાત ચિકિત્સાનાં અંગ છે. માટે સાધ્યાસાધ્ય વિચારી ઉત્તમ પ્રકારે ચિકિત્સા કરવી, અર્થાત્ રોગને બરોબર ઓળખવો અને રોગીની વેદના મટાડવી એજ વૈદ્યનું મુખ્ય કર્તવ્ય કર્મ છે; કેમકે વૈદ્ય કાંઇ આયુષ્યની ત્રુટેલી દોરીને સાંધવા સમર્થ નથી. પરંતુ આગંતુક મૃત્યુને દૂર કરવા સમર્થ છે માટે પ્રથમ વૈદ્યે રોગીના આયુષ્યની પ્રયત્ન પૂર્વક પરીક્ષા કરવી જોઇએ. કારણ કે આયુષ્ય લાંબુ હોય તોજ ચિકિત્સા સફળ થાય છે.

## અથચિકિત્સાપ્રકરણ.

પ્રથમ રોગ એટલે કોઇપણ પ્રકારની મન તનને પીડા ઉત્પન્ન થાય તેનું નામ રોગ કહેવાય છે. તે રોગ બે પ્રકારનો છે, એક તો કાયક અને બીજો માનસ. કાયામાં રહે તે કાયક તેનું નામ વ્યાધિ છે અને મનમાં રહે તે માનસ તેનું નામ આધિ છે. એ બને વાત પિત્ત અને કફ રૂપ થઇને શરીરમાં કોઇ પ્રકારના કુપથ્ય-હાની કર્તા વસ્તુ વડે તથા પ્રતીકૂળ આહાર વિહારના વશ થઇ કોપને પ્રાપ્ત થાય છે, તેથી વિવિધ પ્રકારના રોગો ઉત્પન્ન કરે છે જેટલે તે ત્રિદોષ મિથ્યા આહાર વિહારથી કોપે તો દેહનો નાશ કરે છે અને પથ્યના સેવનથી તેઓ શુદ્ધ-પોતપોતાને માર્ગમાં રહેલા શરીરને પુષ્ટ-નિરોગી કરે છે. માટે પ્રથમ કુપિત થયેલા દોષને તથા રોગને ઓળખવા માટે આઠ પ્રકારની મુખ્ય પરીક્ષા કહીએ છીએ.

## રોગીની પરિક્ષા કેટલા પ્રકારે કરવી ?

દર્શનથી, સ્પર્શથી અને પુછવાથી રોગીની પરીક્ષા થાય છે. દર્શન એટલે રોગીનાં તેજ, છાયા તથા મુખાદિ જોવાથી આયુષ્યની અને સાધ્યાસાધ્યપણાની પ્રતિતી થાય છે. સ્પર્શ એટલે રોગીના શરીરનો સ્પર્શ કરવાથી વા, નાડી પરિક્ષાથી અને પુછવાથી એટલે રોગીને પૂછીને તેના પેટના હલકા ભારેપણાની તરસ કે તરસના અભાવની પરીક્ષા કરવા

ભૂખના અભાવની, તથા શા કારણને લીધે રોગને જન્મ મળ્યો ? વગેરે વગેરે બાબતો પૂછવાથી રોગનું યથાર્થ જ્ઞાન થાય છે. પણ જો ખોટી રીતે જોવાયલા, ખોટી રીતે કહેવાયલા અને ખોટી રીતે પૂછાયલા વિકારો હોય તો તે વૈદ્યને મુંઝવી દેછે એટલા માટે વૈદ્યે વિકારોને પૂરેપૂરી રીતે જોવા તથા પૂછવા, તેમ રોગીએ પૂરેપૂરી રીતે પુછ્યાનો ઉત્તર આપવો જેથી પરિણામે મહા સુખ થાય છે.

## નાડી પરીક્ષા.

શ્રેષ્ઠ વૈદ્યે પુરૂષના જમણા અને સ્ત્રીના ડાબા હાથની નાડી જોવી એટલે પ્રસન્ન ચિત્ત એકાગ્ર મનથી સાવધાન પણે નાડી જોવી. રોગીના હાથને હાલવા દેવો નહીં અને અંગૂઠાના મૂળમાં જીવની સાક્ષીભુત સુખ તથા દુઃખને પ્રકાશ કરનારી ધમની નાડીનો સ્પર્શ કરવો અર્થાત્ અંગૂઠાના મૂળથી માંડી ત્રણ આંગળીઓ નાડી ઉપર ટેકવવી. તે પૈકી પ્રથમની આંગળી નીચે વાતનાડી, બીજી નીચે પિત્તનાડી અને ત્રીજી નીચે કફનાડી વહે છે. તેમાં જે દોષ બળવાન હોય તેની નાડી દોષની ગતિને ધારણ કરે છે અર્થાત્ જો વાયુ અધિક હોય તો પહેલી આં-ગળી નીચે રોગીની નાડી સ્ફુટ થાય છે. પિત્ત અધિક હોય તો મધ્ય આંગળી નીચે અને કફ અધિક હોય તો ત્રીજી આંગળી નીચે રોગીની નાડી સ્ફુટ થાય છે, વાયુ તથા પીત અધિક હોય તો પહેલી તથા બીજી આંગળીના વચમાં સ્ફુટ થાય છે, વાયુ તથા કફ અધિક હોય તો ત્રીજી અને પહેલીના મધ્યમાં સ્ફુટ થાય છે. પિત્ત તથા કફ અધીક હોય તો બીજી ત્રીજી આંગળીના વચમાં સ્ફુટ-ધડકારો થાય છે, અને ત્રણે દોષની અધિકતા હોય તો ત્રણે આંગ-ળીઓ નીચે સ્ફુટ થાય છે. વાયુના પ્રકોપમાં નાડી સર્પ, જળોની પેઠે વાંકી ચાલે છે, પિત્ત પ્રકોપમાં નાડી દેડકા, કાગડાની પેઠે ઠેંકતી ચાલે છે, કફ પ્રકોપમાં નાડી મોર, હંસ કબુતર અને બતકની પેઠે મંદ મંદ ચાલે છે. ત્રણ દોષના પ્રકોપથી ઘણી ઉતાવળી કિંવા વિપરીત ગતિએ ચાલે છે, વાયુ અને પિત્તના કોપથી વાંકી અને ઠેંકતી મિશ્રગતિએ ચાલે છે. વાયુ અને કફનો પ્રકોપ હોય તો વાંકી અને ધીમી ચાલે છે અને પિત્ત તથા કફનો પ્રકોપ હોય તો ઠેકી ઠેકીને ધીમી ચાલે છે, કામ વેગથી-ક્રોધાવેશથી ઉતાવળી ચાલે છે. ચિંતા તથા ભયને લીધે ક્ષીણ થએલી ચાલે છે અને સન્નિપાતની નાડી જેમ સુથારીઓ ઝાડ ઉપર બેસી પો-તાની ચાંચથી વારંવાર ઝાડને પ્રહાર કરે છે તેમ અતિવેગ સાથે (કાષ્ટકૂટ) નાડી ચાલે છે ત-થા જે નાડી થોભીને થોભીને ચાલતી હોય, સ્થાનથી ભ્રષ્ટ થઇ હોય, અત્યંત ક્ષીણ અને શિતળ થઇ ગઇ હોય તે નાડી રોગીના પ્રાણનો નાશ કરનારી છે એમાં સંદેહ નથી. તા-વના કોપમાં નાડી ગરમ અને વેગવતી હોય છે, જેનો અગ્નિમંદ થયો હોય અથવા જેની ધાતુઓ ક્ષીણ થઇ હોય તેની નાડી બહુજ ધીમી ચાલે છે. ભૂખ્યાની નાડી ચપળ તથા હલકી, તૃષાવંતની સ્થિર, લોહીવિકાર વાળાની ગરમ તથા ભારે, આમ રોગીની અત્યંત ભારે, જમેલાની મંદ પણ તૃપ્ત થએલી, જેનો મળ પાતળો થયો હોય તેની ઉતાવળી અને સુખી પુરૂષની નાડી ધીમી તથા બળવાન ચાલે છે, નાડીની પરીક્ષાના મતમતાંતરથી અનેક પ્રકાર છે, માટે બુદ્ધિમાન વૈદ્યે પોતાના બુદ્ધિબળવડે જેમ યોગ્ય જણાય તેમ ગ્રન્થના પ્રમાણોસહ નાડીની પરીક્ષા કરવી. જેમ યોગી પોતાના યોગબળવડે સાક્ષાત્ બળવું જ્ઞાન મેળવે છે. જેમ વીણાનો વગાડનાર તારના આધારથી રાગના ભેદને જાણે છે તેમ નાડી દ્વારા સદ્વૈદ્ય સર્વ શરીરના સુખ દુઃખને જાણી લે છે.

## મૂત્ર પરીક્ષા.

રોગીને પાછલી ચાર ઘડી રાત્રે ઉઠાડી કાચના કે કાંસાના સ્વચ્છ વાસણમાં મૂત્રાવવો એટલે આદ્ય અંત ધારાને ત્યજી મધ્ય ધારને ગ્રહણ કરી વસ્ત્ર ઢાંકી એકાંતમાં મૂકી પછી સૂર્યોદય થયા કેડે વૈદ્ય તે મૂત્રની પરીક્ષા કરવી. જો રોગીનું મૂત્ર પાણી જેવું, લુખું, ઘણું અને કાંઈક લીલાસ પડતું હોય તો વાયુનો વિકાર સમજવો. જો મૂત્ર પીળું અથવા લાલ રંગનું ગરમ અને થોડું હોય તો પિત્તવિકાર સમજવો જો મૂત્ર જાડું ધોળારંગનું અને ચીકણું હોય તો કફ વિકાર સમજવો. બે દોષ કોપ્યા હોય તો મૂત્રમાં બન્ને દોષનાં લક્ષણો હોય છે અને ત્રણે દોષ કોપ્યા હોય તો ત્રણેનાં ચિન્હો હોય છે. આટલી પરીક્ષા કર્યા પછી તે મૂત્રને સરખી જગ્યાએ જરા તડકે મૂકી કપડાની દીવટ કે ઘાસની સળીદ્વારા તલના તેલનું ટીપું તે મૂત્રમાં નાંખવું, તે તૈલનું ટીપું જો નાખતાં વેંતજ પાત્રમાં ચારે બાજુએ વિસ્તરી જાય તો તે રોગી સાધ્ય છે અર્થાત્ ક્ષેમપૂર્વક આરોગ્યતા પામશે. જો તૈલનું ટીપું નાખ્યું તેવીજ સ્થિતિમાં સ્થિર રહે તો કષ્ટસાધ્ય કિંવા અસાધ્ય રોગી જાણવો. જો તૈલનું ટીપું મૂત્ર ઉપર ચક્રની પેઠે ફરવા લાગે કિંવા તેમાં છિદ્રો પડે તથા તેમાં ખડ્ગ, દંડ, ધનુષ જેવો આકાર થાય તો તે રોગી નિશ્ચે મરણ પામે, પણ જો તેમાં તળાવ, હંસ કમળ, હસ્તિ, છત્ર, ચામર અને તોરણાદિના આકાર થાય તો તે રોગી અવશ્ય રોગથી મુક્ત થાય. તથા તે ટીંપામાં પરપોટા થાય તો તે ત્રિદોષ, તેમજ ટીંપુ પૂર્વ, પશ્ચિમ, વાયવ્ય કોણ, નૈઋત્યકોણ અને ઉત્તરની બાજુએ જાય તો રોગી રોગથી મુક્ત થાય. અને અગ્નિકોણ, દક્ષિણ તથા ઇશાનકોણની બાજુએ વિસ્તરે કિંવા જાય તો તે રોગી યમરાજના ધામ પ્રત્યે ગમન કરવાના તૈયારીમાં સમજવો. વાયુના પ્રબળપણાથી રોગીનું મૂત્ર ચીકણું લાલ અને કાળા રંગનું હોય છે. પિતના પ્રબળ પણાથી પરપોટા સહિત પીળા રંગવાળું હોય છે. કફના પ્રબળપણાથી તળાવના પાણી સમાન હોય છે. વાયુ પિત્તના સંયોગથી સરસવની તૈલ સમાન હોય છે. સન્નિપાતના પ્રબળપણાથી પરપોટા યુક્ત લાલરંગનું હોય છે અને રોગના પરિપકવપણાથી સ્વચ્છ પાણી સમાન નિર્મળ હોય છે. સ્વેતધાર, મહાધાર અને કૃષ્ણધાર તથા ઉષ્ણ અને લાલ હોય તે જ્વરરોગી સમજવો. દીર્ઘરોગી કે ઘણા વખતનો રોગગ્રસ્ત હોય તો મૂત્ર લાલ રંગનું હોય છે. જેનું મરણ સમીપ હોય તેનું મૂત્ર શ્યામ રંગનું, અજીર્ણ રોગીનું બકરીના મૂત્ર જેવી વાસનાયુક્ત અને સૂમાનધાતુવાળાનું-નિરોગીનું મૂત્ર કૂવાના પાણી સમાન સ્વચ્છ હોય છે. ( વિશેષ પરીક્ષા અન્ય ગ્રંથોથી જાણવી ).

## સ્વપ્ન પરીક્ષા.

રોગી સ્વપ્નામાં નાગો, માથુ મુડાવેલો, રાતાં કાળાં વસ્ત્ર પહેરેલો, બીહામણો, અંગહીન કાળો, ફાંસી અને શસ્ત્રવાળો તથા બાંધતા મારતા દક્ષિણ દીશાએ લઇ જતા આવતા દેખે, પાડા ઉંટ ગધેડા ઉપર આરૂઢ થયેલા સ્ત્રી કિંવા પુરૂષને દેખે તો તે રોગી નીશ્ચે મરણપામે અને નિરોગી હોય તો રોગી થાય તથા ઉંચેથી પડતો, પાણીમાં ડુબતો, અગ્નિમાં બળતો, સંકટમાં પડેલો, સિંહ તથા મઘરમત્સના મુખમાં ગ્રસેલો કે ગળીજતો, દીવો બુઝાવતો, તેલ દારૂ પીતો અને તલ તથા લોખંડ જડે એવાં સ્વપ્નો દેખે તો નેષ્ટ છે તથા પકવાન્ન ખાતો કુવામાં પડતો અથવા રસાતળમાં પેસતો વગેરે વગેરે સ્વપ્નમાં દેખે તો તે રોગી અવશ્ય મૃત્યુ પામે અને નિરોગી મનુષ્ય એવાં સ્વપ્ન દેખે તો રોગગ્રસ્ત થાય, માટે એવાં

કુસ્વપ્નો જોવામાં આવે તો તુરત સુઇ જવું, તથા તે કોઇના આગાડી કહેવાં નહી, પણ કાળી ગાયના કાનમાં સંભળાવી દેવા, ભસ્માદિથી સ્નાન હોમ કરી સુવર્ણ જવ અને તલનું દાન દેવું, ત્રણ દિવસ મંત્ર સ્તોત્રાદિના પાઠ કરાવવા કિંવા કરાવવા અને રાત્રિએ દેવસ્થાનમાં સુઇ જવું તો, દુષ્ટ સ્વપ્નનો દોષ નાશ પામે છે. રોગી સ્વપ્નમાં દેવતા; રાજા, યાચક, મિત્ર, બ્રાહ્મણ, ગાય, યજ્ઞ, નિર્ધુમ અગ્નિ અને તિર્થાદિ પવિત્ર સ્થાનો તથા મંગળકારી વસ્તુઓ જુએ તો સુખ પ્રાપ્ત થાય. તથા પાણીમાંથી તરતો કાંઠે જાય, શત્રુ સૈન્યને જીતે, ગોખ, પર્વત હાથી ઘોડા ઉપર બેસે, ધોળાં પુષ્પ. ધોળાં વસ્ત્ર, માંસ, માછલાં, અને ફળ દેખે કિંવા પ્રાશન કરે તો રોગી રોગથી મુક્ત થાય અને નિરોગી સંપત્તિમાન થાય. તથા જે સ્ત્રીની સાથે ગમન કરવું અયોગ્ય છે તે સાથે ગમન કરે, વિષ્ટાલેપન કરે, રૂવે તથા રોતો, મુએલો, કાચુ માંસ ખાતો જુએ તો રોગી રોગથી મુક્ત થાય અને નિરોગી ધનાઢ્ય થાય. તેમજ જળો, ભમરી, સાપ, માખી કે ભમરી ડંખ મારે તો રોગી શીઘ્રપણે સાજો થાય અને નિરોગી-નિર્ધન ધન પામે, પરંતુ એ સ્વપ્નો અનુભવેલી, જોએલી, સાંભળેલી, દિવસે દીઠેલી વસ્તુ કિંવા વાર્તા તેમજ ચિંતાથી, અતિ પાપ પ્રસંગથી કે સ્હેજ સ્વભાવથી એ ૭ કારણોને અનુસરી જે સ્વપ્ન દેખે તે નિષ્ફળ છે, પણ યંત્ર મંત્રના પ્રભાવથી આસ્તિક-ધર્માત્મા ટેકવંત, સત્યવાદી પુરૂષ તથા પુણ્ય પ્રસંગથી જે સ્વપ્ન દેખે તેનાં સ્વપ્નો સફળ છે. તેમાં પણ રાત્રિના પહેલે પ્રહરે સ્વપ્ન દેખે તો-એક વર્ષે, બીજા પ્રહરે દેખે તો ૭ માસે, ત્રીજા પ્રહરે દેખે તો ત્રણ માસે, ચોથે પ્રહરે દેખે તો તેજ માસે, બે ઘડી પાછલી રાત્રિ હોય તે સમય દેખે તો દશમે દિવસે અને સૂર્યોદય વખતે દેખે તો શીઘ્ર શ્રેષ્ઠ ફળ આપે; પરંતુ સ્વપ્નમાળા-એક પછી બીજું એમ ઉપરા ઉપર સ્વપ્નો એકજ વખતે વા, એકજ રાત્રિમાં દેખે તો નિષ્ફળ છે. સ્થિર ચિત્તવાળો, દયાવંત જીતેંદ્રિય અને ધર્માનુરાગી પુરૂષો સ્પપ્ન જુએ તો સત્ય પડે છે, માટે સારાં સ્વપ્નો જોઇ સુઇ જવું નહિં, પણ પ્રભુ સ્મરણ કરતાં જાગ્રત રહેવું.

## નેત્ર પરીક્ષા.

જે રોગીનાં નેત્ર બીહામણાં, લુખાં, ધૂમ્રવર્ણા, સ્થિર, વાંકાં, ચપળ તથા અંદરના ભાગમાં કાળાશ પડતાં હોય તો વાયુનો પ્રકોપ છે. જે રોગીના નેત્ર પીળાં લીલાં, તથા રાતા રંગનાં દાહયુક્ત અને દીપક કે અજવાળાને જોઇ શકતાં નથી તો પિત્ત પ્રકોપ જાણવો. જે રોગીનાં નેત્ર જ્યોતિહીન, ધોળાં, પાણીથી ભારે અને થોડું જોઇ શકતાં હોય તો કફ પ્રકોપ જાણવો. તેમજ તંદ્રા, મૂર્ચ્છાથી વ્યાકુળ હોય, કાળાં તથા ફાટેલાંજ રહેતાં હોય, લુખાં બીહામણાં અને રાતાં હોય તો ત્રિદોષ-સન્નિપાત પ્રકોપ છે. વાયુ પિત્ત કફ એ ત્રણ દોષથી ત્રણ દોષના ચિન્હોયુક્ત અને બે દોષના કોપથી બે દોષનાં ચિન્હોયુક્ત તથા ત્રિદોષથી વ્યાકુળ થયેલા રોગીનાં નેત્ર પોતાના સ્વાધીન હોતાં નથી અર્થાત્ જે બાજુએ જોવા ધારે તે બાજુએ જોઇ શકતો નથી, પણ વિચિત્ર પ્રકારેજ જુએ છે તથા કોઇક વખતે ખુલેલાં તો કોઇક વખતે વિંચાયલાં અથવા કેવળ બંધજ કરેલાં કે કેવળ ખુલ્લાંજ હોય છે તથા આંખની કાળી કીકી ગુપ્ત થઇ જાય કિંવા ચક્રની પેઠે ફર્યાજ કરે, ધુમાડા જેવો દેખાવ આપે, કીકી વિસ્રિત થઇ જાય કે અનેક રંગ કરે તો તે રોગીના મૃત્યુના સમાચાર કહેવાવાળાંજ નેત્રો સમજવાં. પણ જે રોગીનાં નેત્રો શાંત પ્રસન્ન અને પોતાનો ધર્મ સ્વતંત્ર રીતે બજાવતાં હોય તથા રમણીય લાગતાં હોય તો તે રોગી ા રોગનો સ્વરાએ નાશ થવા આવે જો

## મુખ પરીક્ષા.

વાયુના પ્રકોપથી રોગીનું મુખ સુકું, સ્તબ્ધ, વાંકું અને કાન્તિ રહિત હોય છે. પિત્તના પ્રકોપથી રાતું પીળું અને ઉષ્ણુ દાહયુક્ત હોય છે. કફના પ્રકોપથી ભારે, ચીકણું, સોજા સહિત હોય છે. ત્રિદોષ કોપથી ત્રિદોષનાં ચિન્હોયુક્ત હોય છે અને દ્વિદોષના કોપથી મિશ્ર ચિન્હો યુક્ત હોય છે.

## જીભ પરીક્ષા.

વાયુ કુપિત થયો હોય તો, રોગીની જીભ છએ રસના સ્વાદથી રહિત, ચીરા પડી ગયેલી, ચિકાસયુક્ત, સ્તબ્ધ–જડ, લીલાસ પડતા રંગ જેવી અને લાળ પડતી હોય છે. પિત્ત કુપિત થયો હોય તો, રાતી, દુધ પીવાથી કડવો સ્વાદ આપનારી, દાહયુક્ત, પાકા ગોલાના જેવી રાતી અને કાંટાઓથી છવાયલી હોય છે. કફ કુપિત થયો હોય તો, તેની જીભ સ્થૂળ, ભારે, કફથી લપટાયલી અને મોટા કાંટાઓએ કરી યુક્ત તથા ખારા સ્વાદ સહિત ઘણા કફને વહેવા વાળી હોય છે. બે દોષના કોપથી બે દોષનાં ચિન્હ જણાય અને ત્રણે દોષ કોપ્યા હોય તો, ત્રણે દોષનાં ચિન્હ યુક્ત હોય છે.

## મળ પરીક્ષા.

વાયુ પ્રકોપથી રોગીનો ઝાડો કુથા પાણી જેવો, ત્રુટેલો, ફીણયુક્ત, લુખો અને કાળા રંગનો હોય છે. પિતના કોપથી લીલો, પીળો, ગંધાતો લોચાપડતો અને ઉનો હોય છે. કફના કોપથી ધોળો, રહેજ સુકો અને કાંઇક લીલો હોય છે. વાતકફના પ્રકોપથી નારંગીની છાલના રંગ જેવો. વાત પિત્તના પ્રકોપથી પીળો, કાળો અને કાંઇક લીલાશ પડતો ચીકટાશવાળો હોય છે. ત્રિદોષના કોપથી કાળો, પીળો, ત્રુટેલો, સ્વેત અને બદ્ધ હોય છે. અજીર્ણ રોગીનો દુર્ગંધયુક્ત નરમ હોય છે. વાયુ–આદિ દોષો નિર્બળ થવાથી કંપીલાના રંગ જેવો તથા ગાંઠાવાળો હોય છે. જળંદર રોગીનો સ્વેત તથા મહા દુર્ગંધયુક્ત હોય છે. ક્ષય રોગીનો કાળો, આમવાયુ વાળાનો કેડમાં પીડા સહિત પીળો. નિકટમૃત્યુવાળાનો ઘણો ઉષ્ણ, ઘણો કાળો, ઘણો પીળો, ઘણો સ્વેત અને ઘણો રક્ત હોય છે. તીક્ષ્ણ અગ્નિવાળાનો સુકાયલો, મંદાગ્નિવાળાનો પાતળો, અસાધ્યરોગીનો દુર્ગંધયુક્ત તથા ઝાડામાં સડેલો ભાગ આંતરડાં અથવા હોઝરીમાંથી થુથા પાણી જેવો પડે છે.

## શબ્દ તથા સ્પર્શ પરીક્ષા.

કફ રોગીનો શબ્દ ભારે, પિત્તરોગીનો સ્પષ્ટ અને વાત રોગીનો ઘરઘરાટ શબ્દયુક્ત બોલ હોય છે. પિત્તરોગીનો સ્પર્શ કરીએ તો તેનું શરીર ઉષ્ણ લાગે, વાત રોગીનું ઠંડુ, કફ રોગીનું ચીકણું તથા ભીનું અને ત્રિદોષી–સન્નિપાતીનું એ સર્વ લક્ષણોએ યુક્ત હોય છે.

## લાંબા આયુષ્યવાળા રોગીનાં ચિન્હો.

જે રોગીનાં નેત્ર, કાન અને મુખ શાંત હોય, છએ રસના સ્વાદને, સારા ગંધને જાણી શકતો હોય તો તે રોગી સાધ્ય છે એમાં સદેહ નથી. વળી જેના હાથ પગ ઉષ્ણ હોય, બળતરા ઘણી થોડી હોય અને જીભ કુણી હોય તો તે રોગી મૃત્યુ પામતો નથી. જે રોગીનો તાવ પરસેવા વગરનો હોય, નાકમાંથી શ્વાસ ચાલતો હોય અને કફ કફ રહિત હોય તો તે રોગી અવસ્ય જીવે. તથા જેને નિદ્રા સારી પેઠે આવતી હોય, શરીર કાન્તિ સહિત હોય અને ઇંદ્રિયો કિંવા પોત પોતાના ધર્મયુક્ત હોય તો તે રોગી મરતો નથી,

## ટુંકા આયુષ્યવાળાનાં લક્ષણો.

જે રોગીને પાણી, તેલ કે, ઘીમાં સૂર્ય ચંદ્રનું પ્રતિબિંબ ન દેખાય કિંવા દેખાય તો અપૂર્ણ–ખંડિત છિદ્રો સહિત દેખાય તથા પૂર્વ, દક્ષિણ, ઉત્તર અને પશ્ચિમ દિશાએ દેખાય તે રોગી છ, ત્રણ, બે કે એક માસમાં અથવા તેટલાજ દિવસમાં મરણને શરણ થાય. વળી સૂર્ય ચંદ્રમાનો વર્ણ ધૂમાડા જેવો દેખે તો દશ દિવસમાં મરે અને તે પ્રતિબિંબો દક્ષિણ ભાગે–બાજુએ દેખે તો તત્કાળ યમદ્વારમાં પહોંચે. અરૂંધતી એટલે જીભનો અગ્રભાગ, ધ્રુવ એટલે નાકનો અગ્રભાગ, વિષ્ણુપદ એટલે બન્ને ભમરના વચ્ચેનો ભાગ અને માતૃમંડળ એટલે ભમરો એ ચાર સ્થાનો યમપુરીમાં જવા જેણે કમ્મર બાંધી છે તે જોઇ શકતો નથી. જે મનુષ્ય અકસ્માત જાડો કિંવા પાતળો થઇ જાય તો છ માસમાં મરણ પામે. જે રોગીની જીભ કાળી, મુખ લાલ હોય તથા નાક ગંધને, કાન શબ્દને, નેત્રો પદાર્થને, જીભ સ્વાદને અને શરીર સ્પર્શને જાણી શકે નહીં; સારાંશમાં સમસ્ત ઇંદ્રિઓએ પોત પોતાનો ધર્મ છોડી દીધો હોય તો તે નિશ્ચે યમદ્વારમાં જાય. જે પુરૂષના પગની ઘુંટીથી ડુંટીની બાજુ–ઉર્દ્ધ ગતિએ અને સ્ત્રીના મુખથી ડુંટીની બાજુ–અધો ગતિએ સોજો ચડવા માંડે કિંવા પુરૂષની ઘુંટીએ અને સ્ત્રીની ડુંટીએ સોજો ચઢે તથા તે સોજામાં આંગળી ચાંપી ઉપાડી લીધા પછી તે સ્થળનો ખાડો તુરત પુરાય નહીં તે રોગીને રામના ભજન વિના અન્ય ચિકિત્સા કલ્યાણકારી છેજ નહીં અર્થાત્ તે અવસ્ય મરણ પામે છે. તથા જે સારી પેઠે ખાતાં પીતાં છતાં દિન પ્રતિદિન દુર્બળ થતો જાય, સ્ત્રી કિંવા પુરૂષના મધ્ય-કટિપ્રદેશમાં સોજો ચઢે, જેનું શરીર ઠંડુ હોય તે છતાં પ્રસ્વેદ થાય અથવા કપાળે પ્રસ્વેદ-પરસેવાનાં બિંદુ ફૂટે, કંઠમાં કફ બોલે, રાત્રિએ દાહ, દિવસે ટાઢ જણાય, જીભ કાળી તથા ખરબચડી–ખરસઠ, નિદ્રાનો નાશ, હૈયું જડ, ઝાડાનો બંધ નહીં, અશક્ત અને સર્વ વસ્તુ ઉપર અરૂચિ હોય તે રોગીને કેવળ રામ ભજનજ યોગ્ય છે પણ ચિકિત્સા યોગ્ય નથી. જે રોગીનું શરીર તેજહીન થયું હોય, શરીર ઉપર રાઇ જેવી કરકરીઓ થઇ આવી હોય, ચંદન–આદિનું લેપન કર્યા છતાં જેના શરીર ઉપર કાળી માખીઓ બેસતી હોય, અરૂંધતીના તથા ધ્રુવના તારાને અને આકાશ ગંગાને જોઇ શકે નહીં તથા મિત્ર સ્વજનોનાં વચનો રૂચે નહીં, દર્પણમાં તડકામાં કે પાણીમાં પોતાનો પડછાયો દેખે નહીં કિંવા અંગહીન દેખે, ભૂત પ્રેત, પિચાશનાં રૂપો દેખે, લવ્યાં કરે, લાજ અને શોભા નાશ પામી હોય અથવા, તેજ, ઉત્સાહ, સ્મૃતિ અને તાત્કાલિક ઉત્તર આપવો એટલાં અકસ્માત્ પ્રાપ્ત થયાં હોય તો તે મનુષ્ય આયુ હીન છે એમ સમજી લેવું. તથા જેનો નીચેનો હોઠ નીચો નમી ગયો હોય અને ઉપરનો હોઠ ઉંચો ચઢી ગયો હોય કિંવા બન્ને હોઠ જાંબુડા રંગે થઇ ગયા હોય તો તે તુરત મરણ પામે. જેનું નાક વાંકું, ફાટેલું, સુકાયલું કે નમેલું જણાય અથવા શ્વાસના વેગથી શબ્દ થયા કરે તે પણ મરણને શરણ થાય. જેની ભમરો ટુંકી તથા નમેલી થઇ જાય અને ખરી પડતી હોય તે મનુષ્ય તુરત મરણ પામે. જે નિરંતર ઉધ્યાંજ કરતો હોય, તથા નિરંતર જાગ્યાજ કરતો હોય અથવા બોલવાની ઇચ્છા છતાં બોલવામાં મુંઝાય તો તે પણ અવસ્ય તુરત મરણ પામે. જે મનુષ્ય ઉપરના હોઠને ચાટ્યાજ કરે, હાથ પગ પછાડયા કરે, સંધ્યા સમય પ્રેતો સાથે ભાષણ કરે અને ઝેરથી પીડાયા વિના પણ જેના રૂંવાટાંના ખાડાઓમાંથી લોહી નિકળે તે તત્કાળ મરણ પામે. તથા જેને સારી

રીતે ઔષધ પ્રયોગ કરતાં છતાં પણ તેનું માંસ તથા બળ ક્ષીણ થઈને વિકાર . વધતો જાય તો તે મનુષ્ય તુરત યમદ્વારમાં જાય છે. વિશેષ ખુલાસા માટે "ભાવપ્રકાશ" પૂર્વ ખંડનો પ્રથમ ભાગ તથા ચરક, સુશ્રુત વાગભટ વગેરેનું અવલોકન કરવું.

## દૂત પરીક્ષા.

રોગીના ઘરથી વૈદ્યને બોલાવા આવનાર પુરૂષ ઉત્તમ જ્ઞાતિનો વા, સ્વ જ્ઞાતિનો સુંદર સંપૂર્ણ શરીર વાળો, શ્વેત વસ્ત્ર, પરિધાન કરેલ, ચતુર, સુખી, ઘોડા ઉપર બેસી અને ધોળાં પુષ્પ તથા ફળ હસ્તમાં ધારણ કરી આવે તો શ્રેષ્ઠ સમજવો, તેમજ વૈદ્યની જે નાસિકાનો સ્વર ચાલતો હોય તે બાજુએ આવી. ઉભો રહી કિંવા બેસી સમય વિચારી શુભ શબ્દોચ્ચાર કરે તો ઉત્તમ અને તેવા દૂતની સંગાથે વૈદ્ય જાય તો અવશ્ય રોગીનો રોગ દુર થાય છે.

## શકુન પરીક્ષા.

રોગીના ઘરથી વૈદ્યને બોલાવવા આવતી વખતે શીતળ વસ્તુના શકુન થાય તો નેષ્ટ છે; પણ ગરમ વસ્તુના શુકન થાય તો શ્રેષ્ઠ સમજવાં. અને વૈદ્ય રોગીને જોવા જાય તે વખતે ગરમ વસ્તુનાં શુકન થાય તો નેષ્ટ, પણ ઠંડી વસ્તુના શુકન થાય તો શ્રેષ્ઠ સમજવાં, તથા પુત્રવતી ( કેડમાં બાળક તેડેલું હોય તે ) સ્ત્રી, દીપમાળા ધારણ કરેલી કુમારિકા, ધુમ્ર રહિત અગ્નિ, શંખ-મૃદંગાદિ તથા સુંદર સુંદરીઓના સુંદર ગીતના નાદ સન્મુખ નજરે જણાતા હોય, દહીં, માટી, ફળ, દારૂ, માંસ, માછલાં અને કેસરાદિ સુગંધિ, પદાર્થો, તથા હાથી, ઘોડા રથ, સુખપાલ, પાનબીડાં વા, પાન, ચામર સોનાદિની સુંદર વસ્તુઓ અને માંગલિક શબ્દો વગેરેના વૈદ્યને શુકન થાય તો તે રોગી રોગથી અવશ્ય મુક્ત થાય તથા યશ મળે.

## દેશ વિચાર.

જે દેશમાં પાણીનાં સ્થાનકો, વૃક્ષો અને પર્વત થોડા હોય તે જાંગલ દેશ કહેવાય છે, તે દેશમાં રોગની ઉત્પત્તિ થોડી હોય છે માટે ઠંડા ઔષધોપચાર ઉપયોગમાં લેવા. તે દેશમાં નર નારી બળવાન્ હોય છે, જેમ મારવાડ દેશ. જે દેશમાં પૃથ્વીની સપાટી ઉપર પુષ્કળ પાણી વહેતાં હોય તથા બારેમાસ પૃથ્વી લીલાં હરીઆં કે લીલાશથી છવાયલી રહેતી હોય અને વૃક્ષો પર્વતો વિશેષ હોય તે અનુપ દેશ કહેવાય છે. તેમાં કફ અને વાયુના પ્રકોપનાજ વ્યાધિઓ થાય છે માટે ઉષ્ણ ઔષધોપચાર ઉપયોગમાં લેવા, તે દેશમાં નર નરમ અને નારી બળવાન્ હોય છે, જેમ પૂર્વ પ્રદેશ; અને ઉપર કહેલા બન્ને દેશનાં જ્યાં લક્ષણો મળતાં આવે તે મિશ્ર કિંવા સાધારણ દેશ કહેવાય છે. તેમાં સામાન્ય રોગોત્પત્તિ હોય છે, જો કે કફ પિત્ત વાયુ પ્રકોપના વ્યાધિઓ થાય છે, તથાપિ પિત્તના વ્યાધિઓ વિશેષ થાય છે, જેમ મધ્ય દેશ, માટે જે દેશમાં જેની ઉત્પત્તિ થઇ હોય તેને તે દેશના ગુણોને અનુસરી અથવા જન્મભૂમિમાં ઉત્પન્ન થયેલી ઔષધીઓ આપવી જેથી શીઘ્રપણે ગુણ કરે છે.

## કાળ વિચાર.

શીત કાળ ૧; ઉષ્ણ કાળ ૨, અને વર્ષાકાળ એ ત્રણ કાળના બાર માસ છે તેમાં ષટ્ ઋતુઓ છે-એટલે ચૈત્ર અને વૈશાખ માસ અથવા મીન અને મેષ સંક્રાંતિને વસંત ઋતુ કહે છે. જેઠ અને આષાઢ માસ અથવા વૃષ અને મિથુન સંક્રાંતિને ગ્રીષ્મ ઋતુ

કહે છે. શ્રાવણ અને ભાદ્રપદ માસ અથવા કર્ક અને સિંહ સંક્રાંતિને વર્ષા ઋતુ કહે છે. આસો અને કાર્તિકમાસ અથવા કન્યા અને તુલા સંક્રાંતિને શરદ ઋતુ કહે છે. માગસર અને પોષ માસ અથવા વૃશ્ચિક અને ધન સંક્રાંતિને હેંમત ઋતુ કહે છે. માઘ અને ફાલ્ગુણ માસ અથવા મકર અને કુંભ સંક્રાંતિને શિશિર ઋતુ કહે છે, તેમાં પોત પોતાના ગુણને અનુસરી ઋતુ ભોગવે તો રોગોત્પત્તિ થાય નહી; પરંતુ શીત કાળમાં ટાઢ નિયમથી વધારે કિંવા ઓછી પડે તથા ઉન્હાળામાં તાપ વધતો કે ઓછો પડે અને વર્ષાકાળમાં અતિ-વૃષ્ટિ કિંવા હીન વૃષ્ટિ થાય તો રોગની ઉત્પત્તિ થાય.

## અવસ્થા વિચાર.

મનુષ્યની મુખ્ય ત્રણ અવસ્થા છે–એટલે બાલ્યાવસ્થા ૧, યુવાવસ્થા ૨, અને વૃદ્ધા-વસ્થા એ ત્રણ છે. તેમાં પણ ઉત્તમ મધ્યમ અને અધમ અવસ્થાનો વિચાર કરી સદ્‌વૈદ્યે ઔષધની માત્રા ઓછી વધતી આપવી.

## અર્થ વિચાર.

શબ્દ ૧, સ્પર્શ ૨, રૂપ ૩, રસ ૪, અને ગંધ ૫, એ પાંચ વિષય છે. તે પૈકી શબ્દનું સ્થાન કાનમાં, સ્પર્શનું સ્થાન ત્વચા–ચામડીમાં, રૂપનું સ્થાન નેત્રમાં, રસનું સ્થાન જીભ્યામાં અને ગંધનું સ્થાન નાસિકામાં છે એટલે શબ્દનો ધર્મ કર્ણમાં છે તે અમુક પ્રકાર-ના શબ્દને શ્રવણ કરવા સામર્થ છે. છતાં થોડું સાંભળે, કિંવા ઘણું સાંભળે, કે મિથ્યા અ-ર્થાત્ કાંઇનું કાંઇ સાંભળે છે, સ્પર્શનું જ્ઞાન ત્વચાને છે. છતાં તેને થોડા સ્પર્શ વિશેષ સ્પ-ર્શ કે મિથ્યા સ્પર્શાદિનું જ્ઞાન થાય; રૂપનું જ્ઞાન નેત્રને છે; છતાં થોડું વા ઘણું કે વિષમ–કાં-ઇનું કાંઇ દેખે. જીભને રસમાત્રનું જ્ઞાન છે. છતાં વધતો ઓછો કે વિપરીત સ્વાદ સમજાય અને સુંધવા—સુગંધનું જ્ઞાન નાસિકાને છે; છતાં થોડી ઘણી કે વિપરીતપણે સુગંધ પારખે તો સમજવું કે ઇંદ્રિઓ પોતાના ધર્મથી વિપરીત ધર્મ વહન કરે છે તેથી રોગની ઉત્પત્તિ થશે. પણ જો પાંચે ઇંદ્રિયો સમાન સ્થિતિમાં હોય તો સદા નિરોગ રહે છે.

## કર્મ વિચાર.

કર્મ ત્રણ પ્રકારનાં છે એટલે કાયિક ૧, માનસ ૨ અને વાચક એ ત્રણ. તેમાં કાયા-માં રહે તે કાયિકકર્મ, મનમાં રહે તે માનસ અને વાણીમાં રહે તે વાચક કહેવાય છે. તે પોત પોતાના કર્મની સામર્થ્યતા છતાં ઓછાં વત્તાં કર્મ કરે કિંવા કાંઇનાં કાંઇ કર્મ કરે તો રોગ ઉત્પન્ન થાય છે, માટે તેઓને પોતાની મર્યાદામાં રાખી ચાલે તો સદા નિરોગી રહે છે.

## અગ્નિબળ વિચાર.

મનુષ્ય માત્રના અંગમાં અગ્નિ પાંચ પ્રકારનો છે એટલે મંદાગ્નિ ૧, તીક્ષ્ણાગ્નિ ૨; વિષમાગ્નિ ૩, સમાગ્નિ ૪, અને ભસ્માગ્નિ ૫. તે પૈકી જેની કફની પ્રકૃતિ અધિક હોય તેનો મંદાગ્નિ હોય, તે કફના રોગોને જન્મ આપે છે, તેથી નેષ્ટ છે. જેની પિત્ત પ્રકૃતિ હોય તેનો તિક્ષ્ણ અગ્નિ હોય તે ખાધેલા સર્વ પદાર્થને પકાવી–પચાવી દે છે. તોપણ ગરમીના રો-ગોને જન્મ આપે છે, તેથી તે પણ ઠીક નહીં. જેની વાયુ પ્રકૃતિ હોય તેનો વિષમાગ્નિ હોય છે તે વાત રોગોને જન્મ આપે છે. તેથી કોઇક વખતે તો અન્નને સારી પેઠે પકાવે છે અને કોઇક વખતે પકાવતોજ નથી, જેના શરીરમાં સમાગ્નિ છે તે સારી રીતે ભોજ-

નને પકાવે છે અને કોઇ રોગને જન્મ આપતો નથી, તેથી તે સર્વોત્તમ છે અને જેના કોઠામાં ભસ્માગ્નિ છે તે ભસ્મક નામના રોગને જન્મ આપે છે. તે અગ્નિ, કોઇ વખતે કોઈ ઔષધીના સંયોગથી શરીર માંહેનો કફ ઘટી જાય અને પિત્ત તો અગ્નિ રૂપ હોવાથી વૃદ્ધિ પામી વાતના સયોગે પ્રેર્યો થકો મહા તીવ્ર અગ્નિને જન્મ આપે છે ત્યારે ભસ્મ અગ્નિ થાય છે. તેને જો ખાવાનું ન મળે તો તૃષા, પ્રસ્વેદ, બળતરા અને મૂર્ચ્છા વગેરે રોગો વડે મનુષ્યનો પ્રાણ લઇ લે છે. તે માટે જે મનુષ્ય પોતાના અગ્નિનો અને વૈદ્ય, રોગીના અગ્નિનો વિચાર કર્યા વિના જો ભોજનાદિ તથા ઔષધ ક્રિયાદિ કરે તો તેને અવશ્ય રોગ થાય અને ચિકિત્સા સફળ થાય નહી, માટે ઔષધ આપતાં પહેલાં અગ્નિબળ વિચારી જોવું.

## સાધ્યાસાધ્ય રોગીની પરીક્ષા.

જે રોગી પોતાની પ્રકૃત્તિમાં સ્થિત રહે, અગ્નિ સતેજ હોય, રોગના ઉપદ્રવો વિશેષ ન હોય, રોગ એક દોષનોજ હોય અર્થાત્ એક દોષમાં બીજો દોષ મળ્યો હોય નહિં અને તે રોગની ચિકિત્સાના ચારે પાયા સમાન હોય એટલે ઉત્તમ પ્રકારે શાસ્ત્રના ભેદને જાણનાર વૈદ્ય મળે, તથા તેવીજ ઉત્તમ ગુણવાળી તે રોગને દૂર કરનારી ઔષધી મળે, તેમજ રોગીની સ્તવના કરનાર મનુષ્યો અર્થાત્ રોગીની ચાકરી કરનાર માણસ સ્નેહવાળો, નિંદા નહીં કરનારો, બળવાન્, રોગીના રક્ષણમાં તત્પર, વૈદ્યના કહેવા પ્રમાણે વર્ત્તનાર અને કંટાળો ન લાવનાર ચતુર હોય તથા તેવોજ સુજાણ રોગી હોય, જીતેંદ્રિય, ધૈર્યવાન, વૈદ્ય ઉપર ભક્તિ રાગ હોય, રોગ વધ્યા ઘટયાની જાણવાળો અને વૈદ્યના કહેવા પ્રમાણે વર્ત્તનાર હોય તો તે રોગીનો રોગ અવશ્ય નાશ પામે તથા વૈદ્યે પણ તેવા રોગી માટે ખંતથી ચિકિત્સા કરવી.

## અસાધ્ય રોગીની ઓળખાણ.

જે રોગી દિવસે ઉંઘે, રાત્રીએ જાગે તથા તેના કંઠમાં કફ બોલે, શરીરમાં બળતરા, નાડીની ગતિ મંદ બોલવામાં અશક્ત અને જ્ઞાનેંદ્રિયો તથા કર્મેંદ્રિયો પોતાના ધર્મથી પતીત હોય તો તે રોગી રોગથી મુક્ત થાય નહી. જે રોગીનો અગ્નિ મંદ હોય, પ્રકૃતિ વિપરિત થઇ ગઇ હોય, આંખ લાલ, શ્વાસયુક્ત, હૃદયમાં શૂળ, તંદ્રા–ચેન, હેડકી, શોષ હોય, ઘણું સુવે, ઘણો દાહ, તથા અતિ ચિકણો અને ઘણો પરસેવો છુટે તો તે રોગી અવશ્ય યમપુરીનો વાસી સમજવો.

## કેવા રોગીની ચિકિત્સા કરવી નહીં.

જે રોગી અતિ ક્રોધી, વિચાર્યા વિના સાહસ કામ કરનાર, બ્હીકણ, વૈદ્યે કરેલા ઉપકારનો લોપ કરનાર, વ્યાકુળ, શોકથી વ્યાપ્ત; મરવા પડેલો ઇંદ્રિયોની શક્તિ વિનાનો. શ્રદ્ધા રહિત, વૈદ્ય ઉપર અવિશ્વાસ તથા વૈદ્યનું વચન ન માનનારો તેવા રોગીની અને વેરી રોગીની ડાહ્યા વૈદ્યે ચિકિત્સા કરવી નહિં, કારણકે કદાચ રોગ વધી જાય તો વૈદ્ય ઉપર અપવાદ આવે તથા જે રોગી વૈદ્ય જેવો વૈદ્યક જાણનાર હોય અને વૈદ્યને ઠગનાર હોય તેની પણ ચિકિત્સા કરવી નહીં.

## વૈદ્યને ત્યાંથી ઔષધ લાવવા વખતે તથા ઔષધી ખાવા વખતે કેમ વર્ત્તવું ?

વૈદ્યને ઘેર જનાર પુરૂષે અથવા રોગીએ, ધન–રૂપાનાણું કે શ્રીફળ વગેરે હાથમાં ધારણ કરી કિંવા ભેટ કરી વૈદ્ય આગળ ઔષધની પ્રાર્થના કરવી. શાસ્ત્રકારોએ કહ્યું છે

કે-રાજા. ગુરૂ, દેવ, જ્યોતિષિ અને વૈદ્યને ત્યાં ખાલી હાથે કદાપિ કાળે પણ જવું નહીં. કેમકે ફળવડેજ ફળ પ્રાપ્ત થાય છે. તેમ રોગીએ ઇષ્ટદેવને, ગુરૂને તથા બ્રાહ્મણને પૂજી પ્રણામ કરી તેઓનો આશિર્વાદ લઇને શ્રદ્ધા સહિત ઔષધનો ઉપયોગ કરવો અને રોગીને ગુરૂ તથા બ્રાહ્મણોએ આશિર્વાદ આપવો કે "જેમ રસાયને ઋષિયોને, અને અમૃતે દેવતાઓને તથા ઉત્તમ નાગોને રોગ રહિત વા બલિષ્ઠ કર્યા છે તેમ આ ઔષધ તમને રોગ રહિત અને બલિષ્ઠ કરજો." પછી રોગીએ નેત્ર તથા મુખ પ્રસન્ન રાખી પોતાના સ્નેહી અને ભલા લોકની સમીપ સોના રૂપા કે માટીના વાસણમાં રાખેલા ઔષધનો ઉપયોગ કરવો,

## વ્યાધિના ચૌદ પ્રકાર.

સહજ રોગ કે ૧, ગર્ભજ રોગ ૨, જાતજાત રોગ ૩, પીડાથી ઉપજેલો રોગ ૪, કાળથી ઉત્પન્ન થએલો રોગ ૫, પ્રભાવથી ઉત્પન્ન થએલો રોગ ૬, સ્વભાવથી ઉત્પન્ન થએલો ૭, દેશના કારણથી થએલો રોગ. ૮. આગંતુક રોગ ૯, કાયિક રોગ ૧૦, અંતર રોગ ૧૧, કર્મથી ઉત્પન્ન થએલો ૧૨, દોષથી ઉત્પન્ન થએલો ૧૩, અને કર્મદોષથી ઉત્પન્ન થએલો ૧૪, એ ચૌદ પ્રકાર છે. તેને હવે વિસ્તારથી કહીએ છીએ. માતા પિતાના વીર્ય-રક્તના દોષથી ઉત્પન્ન થએલી સંતતિમાં પણ તેના રોગ વારસામાં મળે છે, જેમ કોઢ, હરસ, ઉપદંશ, સંધિવાત અને રાજ્યક્ષ્માદી રોગો થાય તે સહજ રોગ કહેવાય છે. ગર્ભના દોષથી પાંગળાપણું, કુબડાપણું કે છ આંગળીઓ વગેરે રોગો ઉત્પન્ન થાય છે તે ગર્ભજ રોગ કહેવાય છે. ગર્ભ છતાં પણ મિથ્યા આહાર વિહાર કરવાથી બાળકનો પ્રસવ થતાં વેંતજ રતવા, વિચિત્ર પ્રકારનું શરીર અને બેબાડાપણું વગેરે રોગોની ઉત્પત્તિ થાય તે જાતજાત રોગ કહેવાય છે. શસ્ત્ર વગેરેના પ્રહારથી ઉત્પન્ન થયેલા અસ્થિભંગાદિ રોગ તે પીડાજનિત રોગ કહેવાય છે. શીતકાળ ઉષ્ણકાળ તથા વર્ષાકાળથી-ઉપજેલો એટલે વિશેષ ટાઢ સહન કરવાથી તથા વિશેષ તડકો કે લુ સહન કરવાથી અને ચોમાસામાં પાણીમાં વિશેષ ભીંજાવાથી ઉત્પન્ન થયેલો રોગ તે કાળજ રોગ કહેવાય છે. દેવતા, ગુરૂ અને બ્રાહ્મણ વગેરેના શાપથી તથા ગ્રહોના પ્રતિકૂળપણાથી ઉત્પન્ન થયેલો રોગ તે પ્રભાવજ રોગ કહેવાય છે. ભૂખ, તરસ અને જરાવસ્થાના કારણથી કિંવા તાવથી ઉત્પન્ન થયેલો રોગ તે સ્વાભાવજ રોગ કહેવાય છે. ભૂત પ્રેતાદિ તથા ક્રોધ, દ્વેષ, લોભ અને મોહાદિનો શરીરમાં પ્રવેશ થાય તેથી ઉત્પન્ન થયેલો રોગ તે આગંતુક રોગ કહેવાય છે. તાવથી માંડી વિષ પ્રકરણ લગણ જે જે રોગ છે તે કાયિક રોગ કહેવાય છે, ચિતભ્રમ-ગાંડાપણું થવા વગેરે ઉત્પન્ન થયેલા રોગો તે અંતર રોગ કહેવાય છે. જે દેશમાં માણસો ગોરાં તો ગોરાંજ, કાળાં તો કાળાંજ અથવા લાલ કે ભૂરાંજ ભૂરાં ઉત્પન્ન થાય તો તે દેશજ રોગ કહેવાય છે, પૂર્વજન્મ કિંવા આ જન્મમાં બ્રહ્મહત્યાદિ ઘોર પાપના કરવાથી ઉત્પન્ન થયેલો રોગ તે કર્મજ રોગ કહેવાય છે, વાત, પિત્ત અને કફના પ્રકોપથી ઉત્પન્ન થયેલો રોગ તે દોષજ રોગ કહેવાય છે. બ્રહ્મહત્યાદિ પાપ અને વાત પિત્ત કફાદિ દોષ એ બન્નેના મેળાપથી ઉત્પન્ન થયેલો રોગ તે કર્મદોષજ કહેવાય છે. એ પ્રકારે ચૌદ ભેદ છે, તેમાં પણ બે ભેદ છે રોગ-એટલે સાધ્ય અને અસાધ્ય તેમાં પણ સાધ્યના બે પ્રકાર છે, એક તો બહુ યત્ન કર્યા છતાં પણ પરાણે મટે છે અને બીજો થોડા યત્નથી મટે છે. એજ પ્રકારે અસાધ્યના પણ બે ભેદ છે, તે પૈકી એક તો જાપ્ય એટલે હાડગંભીર, હરસ, મૃગીવાયુ, અર્ધાંગવાયુ, ક્ષય અને શ્વાસાદિ તથા જેમાં વિશેષ રો-

ગનો સંયોગ હોય, ઔષધ ખાધાજ કરે, પથ્યમાં રહે, સદ્વૈદ્યના કહ્યા પ્રમાણે વર્તે અને જ્યાં સુધી રોગીનું આયુબળ હોય ત્યાં સુધી જે રોગ રહે તે જાપ્ય કહેવાય છે. અને બીજો એવો પ્રકાર છે કે જે રોગ માટે ઉપાયજ નથી તે મહા અસાધ્ય કહેવાય છે. જો કે રોગોના અનંત ભેદો છે તેનો પાર તો મનુષ્યથી પામી શકાય તેમ નથી. માત્ર સર્વ રોગોનું જ્ઞાન તો શ્રી પરબ્રહ્મ પરમાત્મા શ્રી રઘુનાથજીને છે; તદપિ સદ્વૈદ્યો પોતાના શાસ્ત્ર અને બુદ્ધિબળ વડે સમસ્ત રોગોને, ઉપર કહેલા રોગોત્પત્તિના ચૌદ પ્રકારમાં અંતરભૂત જાણી સકળ રોગની ચિકિત્સા કરે છે.

## ચૌદ પ્રકારના વેગ રોકવાથી થતી રોગોત્પત્તિનો વિચાર.

જે ચતુર-સુજ્ઞ મનુષ્ય છે તે પ્રથમ તો કારણ વિના ચૌદ પ્રકારના વેગને ચાહે તેવી અગવડતા હોય; તદપિ તેઓને રોકવા જેવું કારણ ઉત્પન્ન થવા દેજ નહીં; છતાં પણ સભ્યતાના નિયમોને જાળવવા જતાં રોકે તો મહાન્ રોગોનું મૂળ રોપાય છે; એટલે અધોવાયુ, શૌચ મૂત્ર, ઓડકાર, છીંક, તૃષા, ભૂખ, ઉંઘ, ઉધરસ, ખેદશ્વાસ, બગાસું, આંસુ, ઉલટી અને કામદેવ એઓના વેગને રોકવાથી અતિ હાનિ થાય છે; અર્થાત્ જે મનુષ્ય અધોવાયુને લજ્જાના ભયથી રોકે તેને ગોળાનો રોગ થાય, બરલ, ઉદર વિકાર-આફરો, પેટપીડા અને પેડુમાં ગડગડાટ વગેરે રોગો થાય છે; તેથી પછી અધોવાયુ સારી રીતે સંચાર કરતો નથી અને મૂત્રકૃચ્છ્ર, બંધકોશ, નેત્રરોગ, અગ્નિમંદતા તથા છાતીમાં દુખાવો થાય છે; માટે અધોવાયુને રોકવો નહીં. મળના વેગને રોકવાથી હાથ પગમાં ત્રોડાવો, પીનસ, મસ્તકપીડા અને વાયુની ઉર્ધ્વગતિ વગેરે રોગો થાય છે, અધોવાયુની જોઇએ તેવી પ્રવૃત્તિ ન હોય તેથી હૈયું દુઃખે, ઉદાવર્ત્ત રોગ થઇ આવે-ગોળો, બરલ, ઉદરરોગ-ઉદરપીડા, મૂત્રકૃચ્છ્ર, બંધકોષ, નેત્રરોગ અને અગ્નિની મંદતા પણ થાય છે માટે જે વખતે ઝાડે જવાની શંકા થાય કે, તરત જરૂરી કામો છોડી દઇને પણ મળનો ત્યાગ કરવા પ્રવર્તવું. મૂત્રના વેગને રોકવાથી અંગમાં ત્રોડાવો, પથરી, ગોળો, બરલ વગેરે રોગો થાય છે અને જે મળ રોકવાથી વ્યાધિઓ થાય છે તેજ મૂત્ર રોકવાથી પણ થાય છે. ઓડકારને રોકવાથી અરૂચિ, શરીરનું કંપવું, છાતિમાં મુંઝવણ, આફરો-પેટનું ચઢવું, ઉધરસ અને હેડકી એટલા રોગો ઉત્પન્ન થાય છે. છિંક આવતી હોય તે વખતે કોઇને શકુન કે શુભ કામારંભમાં શંકા આવવાને લીધે છીંકના વેગને રોકવાની પદ્ધતિ પડી છે, પણ તેના રોકવાથી માથામાં દુઃખાવો થાય, તથા આખા શરીરની સમસ્ત ઇંદ્રિયો નિર્બળ થઇ જાય અને ડોક ફેરવી શકે નહીં તેમજ મુખનું વાંકાપણું થઇ જાય છે. માટે તેના વેગને રોકવો નહીં. તરશ લાગી હોય તેના વેગને રોકવાથી મુખમાં શોષ, સર્વાંગમાં ત્રોડ, બ્હેરાપણું, મોહ, ભ્રમ અને છાતીમાં દુઃખાવો થાય છે; માટે તરશ લાગી કે તુરત પાણી પી લેવું. ભૂખના વેગને રોકવાથી સર્વાંગમાં ત્રોડ, અરૂચિ, સર્વ વસ્તુ ઉપર ગ્લાનિ, શરીરની કૃશતા થઇ શળ ચાલે, ભ્રમ તથા વિના શ્રમથી શ્રમ-થાક જણાય અને શરીર ઇંદ્રિયો શિથિલ થઇ શરીરનો વર્ણ વિચિત્ર કરી દે છે; માટે "**शतं विहाय भुक्तव्यं**-સો કામને પડતાં મુકીને પણ ભોજન કરી લેવું. નિદ્રાના વેગને રોકવાથી મ્હોં, માથા અને નેત્રનું ભારે થવું, આળસ, બગાસાં અને અંગમાં પીડા થઇ આવે છે; માટે નિયમસર સુઇ જવું કિંવા નિદ્રા આવતી હોય તે વખતે સુઇજ જવું. ઉધરસ અથવા નિશ્વાસના વેગને રોકવાથી ઉધરસ, અરૂચિ, છાતીમાં પીડા, શ્વાસ અને હેડકી

વગેરે વ્યાધિઓ થાય છે. કાંઇ થાક લાગે તેવું કામ કરવાથી શ્વાસ ચઢે તેને રોકવાથી ગોળો, છાતીના રોગ અને મોહ–મૂર્છા થઇ આવે છે; માટે તે વખતે વિશ્રામ લેવો અને શ્વાસને સ્થિર પડવા દેવો. અમીણીઆ તથા સદ્‌ગૃહસ્થોની મંડળીમાં સભ્યતાના લીધે બગાસાને રોકવાથી માથામાં પીડા, ઇંદ્રિયોનું દુર્બળપણું, ડોક તથા મુખનું વાંકાપણું થાય છે, માટે બગાસાને રોકવું નહી. પ્રેમ-હર્ષ, ખેદ–શોકને લીધે આંસુ આવે તો લોકલાજને લીધે કિંવા પ્રતિષ્ઠા જાળવવાને લીધે આંસુ રોકવાથી પીનસ, નેત્રરોગ. માથામાં પીડા, છાતીમાં દુઃખાવો, ડોકમાં વ્યાધી, અરૂચિ અને ગોળા વગેરે રોગો થાય છે. ઉલટીને રોકવાથી રક્તવા, પિત્ત, કોઢ નેત્રરોગ, ખરજ, ખસ, તાવ, ઉધરસ, શ્વાસ, છાતીમાં દુઃખાવો અને મુખ ઉપર ખીલ તથા મુખછાયાદિ રોગો થાય છે. કામદેવના વેગને રોકવાથી અર્થાત્ ઇચ્છા થઇ હોય તો તે વખતે કામભોગની આતુરતાને રોકવાથી સુજાગ-પ્રમેહ, ઇંદ્રિમાં પીડા, ઇંદ્રિનું સુજવું, ચિત્તનું વિહ્વળ થવું કિંવા બ્હેકી જવું, ભોજનમાં અરૂચિ અને અસ્વસ્થતાદિ રોગો થાય છે, માટે વેગને ન રોકતાં કામ શાંત કરવો. તથા ઉપર બતાવેલા ચૌદ પ્રકારના વેગોને અવશ્યપણે રોકવા નહીં.

ઇતિ શ્રી મહારાજાધિરાજ રાજરાજેંદ્ર શ્રી સવાઇ પ્રતાપસિંહજી વિરચિત અમૃતસાગર નામા ગ્રન્થ વિષે વૈદ્ય પરીક્ષા, યોગ્યાયોગ્ય વિચાર, ઓષધ લેવાનો સમય, ઓષધોના પ્રતિનીધિ, ઓષધાદિનાં પ્રમાણ, તોલની પરીભાષા, સ્વરસ, હિમ, મંથ, ફાંટ, કલ્ક, ચૂર્ણ, ભાવના, પુટપાક, ક્વાથ, અવલેહ, ગોળીઓ, ઘૃત તથા તેલ, આથો, આસવ, અરિષ્ટ, દીપનપાચનાદિ ઓષધીઓનો વિચાર, ઓષધ શબ્દાર્થ તથા ઓષધ કયા સ્થળનું, કઇ વખતે, કેવી રીતે ગ્રહણ કરવું, સ્વાભાવિક હિત તથા અહિતકારી પદાર્થો, સંયોગથી થતા અહિતકારી પદાર્થો, ચિકિત્સાનું લક્ષણ તથા રીતિ, ચિકિત્સા પ્રકરણ પૈકી રોગી તથા નાડી પરીક્ષા, મૂત્ર, સ્વપ્ન, નેત્ર, મુખ, જીભ, મળ, શબ્દ, સ્પર્શની પરીક્ષા, લાંબા તથા ટુંકા આયુષ્યવાળાનાં ચિન્હો, દુત, શકુન, દેશ કાળ–ઋતુ, અવસ્થા, અર્થ, કર્મ, અગ્નિબળ, સાધ્યાસાધ્ય વિચાર તથા ચિકિત્સા કરવામાં અયોગ્ય રોગી, ઓષધ લાવવા વખતે અને ખાવા વખતે કેમ વર્તવું, વ્યાધિઓની ઉત્પત્તિ, સ્થાનના પ્રકાર તથા ચૌદ વેગ રોકવા વિષેનો વિચાર વગેરે નિરૂપણ નામનો પ્રથમ તરંગ સંપૂર્ણ.

## તરંગ બીજો.

જ્વરોત્પત્તિ, સંપ્રાપ્તિને, પ્રત્યય, પૂર્વસ્વરૂપ;
રૂપચિન્હ, ઉપચાર, સહ, દ્વિતીય તરંગ અનૂપ.

કાયિક રોગોનો રાજા જ્વર–તાવ છે, કેમકે દરેક દરદમાં સ્વતંત્ર કે પરતંત્ર રૂપે પ્રથમ તાવ આવે ત્યાર પછીજ ખરા દરદનું રૂપ પ્રકટે છે. માટે તેનાં વિસ્તાર પૂર્વક લક્ષણો અને યત્નો ક્રમવાર કહીએ છીએ.

## જ્વરની ઉત્પત્તિ, મૂર્તિ, સંખ્યા તથા નિદાન સહ સંપ્રાપ્તિ.

જ્યારે દક્ષ પ્રજાપતિએ અહંકાર લાવી યજ્ઞ સમારંભ કર્યો, તે સમય ત્રિલોકના અધિપતિ શ્રી વિષ્ણુ ભગવાન્ તથા જગત્ ગુરૂ બ્રહ્માજી અને અખિલ યોગિંદ્ર ત્રિપુરારિ એ ત્રણને છોડી દેવને આમંત્રણ કરી યજ્ઞ સ્થાનમાં આસન આપ્યાં. દેવ દેવીઓને હર્ષ સાથે જતાં જોઇ સતિજીએ પતિને પૂછ્યું, તેથી શિવજીએ સતિજીના પિતાના યજ્ઞની હકિકત કહી, એટલે પિતાને ઘેર જવાને સતિજીનું મન લલચાયું અને સદાશિવજીની ના છતાં પણ સતિજી ભાવીની પ્રબળતાને પ્રેર્યે દક્ષના યજ્ઞ મંડપમાં ગયાં. તે વખતે પિતા વગેરેએ સતિજીનો અનાદર કર્યો. તે કારણથી સતિજીને અતિ ક્રોધ ચઢયો અને યોગ અગ્નિમાં પોતાના શરીરને પ્રજાળી યજ્ઞમાં ભાગ લેનાર તથા શિવજીની નિંદા કરનાર વા, સાંભળનારને શાપ આપ્યો; અને તે સમાચાર શ્રી રૂદ્રના સાંભળવામાં આવવાથી મહા ક્રોધાનળ પ્રકટયો. ત્રીજું લલાટ નેત્ર ઉઘડવાથી વીરભદ્રનામા ગણ ઉત્પન્ન થયો. તે ગણ મહાક્રોધી, પીતવર્ણ, પીળાં ત્રણ નેત્ર, ભસ્મ લેપન, પ્રલયકાળના અગ્નિના સમાન રૂપ, વાઘાંબર ધારણ કરેલું, ટુંકી જાંઘ, મોટું પેટ, અને ખડ્ગ ખપ્પર ધારી ભયંકર તે વીરભદ્ર ગણે શિવજી પ્રત્યે પ્રાર્થના કરી કે–શી આજ્ઞા છે? ત્યારે શિવજીએ દક્ષ પ્રજાપતિનો યજ્ઞ વિધ્વંશ કરવા અને દક્ષનું શિરચ્છેદ કરવાની તથા તે યજ્ઞ સામગ્રી ભક્ષ કરી જવાની આજ્ઞા આપી. તે વીરભદ્રનું સદાશિવજીએ જ્વર નામ પાડયું. એ જ્વર મનુષ્યોને મિથ્યા આહાર વિહારના વશથી નાભિ તથા સ્તનના વચમાં જે આમનું સ્થાન છે તેમાં નિવાસ કરતા જે વાયુ, પિત્ત, કફ તેઓને રોગીના શરીરમાં આમાશયની જગ્યામાં દુષ્ટ થઇ તથા આમાશયની જગ્યામાં રહેતો જે આહાર તેથી ઉત્પન્ન થયેલો જે રસ તેને બગાડી આમાશયમાં રહેલી ઉદરના અગ્નિની ઉનાશને ઉદરમાંથી બ્હાર કાઢી રોગીના સર્વાંગ અગ્નિરૂપ–ઉષ્ણ કરી દે છે તે જ જ્વરનું સ્વરૂપ છે અને તે જ સમય શરીરના પરાક્રમને ભક્ષણ કરી જાય છે. તે જ્વરના મુખ્ય ૮ ભેદ છે; એટલે વાયુનો ૧, પિત્તનો ૨, કફનો ૩, વાત પિત્તનો ૪, વાત કફનો ૫, કફ પિત્તનો ૬, સન્નિપાતનો ૭ અને આગંતુક એ આઠ પ્રકાર છે તેનાં જુદાં જુદાં લક્ષણ તથા ઉપાય કહીએ છીએ.

### જ્વર માત્રનાં સામાન્ય લક્ષણ.

જેના શરીરમાં એકજ વખતે એ પ્રમાણે લક્ષણો થાય કે શરીર ઉષ્ણ થઇ આવે, પરસેવો થાય નહીં, ક્ષુધા નાશ થઇ જાય, અંગનાં સર્વ અંગોપાંગ સજડ થઇ જાય, માથું દુખે, હાથ પગ તુટયા કરે, કોઇ વસ્તુમાં મન લાગે નહીં અને વ્યાકુળતા થયા કરે એ લક્ષણો જેને થાય તેને તાવ આવ્યો છે એમ જાણવું.

### જ્વરનું પૂર્વ સ્વરૂપ.

જે મનુષ્યના હાથ તથા પગમાં ત્રોડ થવા લાગે, માથું દુખે, બગાસાં આવે અને વિના ખેદથી અંગમાં ખેદ જણાય ત્યારે જાણવું કે તે મનુષ્યને તાવ આવશે એમ વૈદ્ય પ્રથમથી જાણી શકે છે. હવે જ્વરનાં વિશેષ લક્ષણો કહું છું.

### વાતજ્વરનાં લક્ષણ.

અંગ ધ્રુજ્યા કરે, તાવનો વિષમ–નિયમ વગર વેગ હોય, કંઠ તથા હોઠ અને મ્હોં

સુકાયા કરે નીંદ્રા તથા છીંક આવે નહીં, શરીર લુખું પડી જાય, માથું દુખે અંગમાં પીડા, મુખમાંથી છએ રસનો સ્વાદ જતો રહે, મળ ઉતરે નહીં, પેટમાં શૂળ ચાલે, આફરો ચઢે અને બગાસાં બહુ આવે, તો જાણવું કે વાયુનો તાવ છે.

## જ્વર માત્રના સામાન્ય ઉપાય.

જેને બાર બારનો તાવ ન આવતો હોય તો, તેને ત્રણ ઉભરા આવી ગયેલું ઉનું પાણી પાવું, હલકું લંઘન કિંવા મળના બળ પ્રમાણે પથ્ય તથા હલકું ભોજન કરાવવું, જ્યાં ખરાબ હવા અને બહુ પવન ન આવે તેવી જગ્યામાં તથા ભેજ વગરની સ્વચ્છ જગ્યામાં રોગીને રાખવો. સુંદર સુંવાળા ઝીણા બિછાના ઉપર સુવાડવો અને ત્રણ દિવસ કડવી તથા કસાયલી તેમજ રેચ વગેરેની ઔષધીઓ આપવી નહીં. આ યત્ન કર્યા પછી સુંઠ માસા ૪ અને ધાણા માસા ૪, એઓનો ક્વાથના વિધિ પ્રમાણે ક્વાથ કરી પાવો, જેથી તાવ જાય છે અને ભૂખ લાગે છે.

## વાતજ્વરના ઉપાય.

કરીયાતું, મોથ, વાળો, મોટી રિંગણી, ભોંરિંગણી લિંબડાની ગળો, ગોખરૂ, સમેરવો, ગધીસમેરવો અને સુંઠ એ સઘળાં ઔષધો સમાન ભાગે લઇ તેઓને કૂટી ક્વાથના વિધિ પ્રમાણે ક્વાથ કરી પાવાથી વાયુનો નાશ થાય છે. તથા સુંઠ, લિંબડાની ગળો, ધમાસો, જવાસો, કાળીપીઠ, કચુરો, અરડૂસો, એરંડાનું મૂળ અને પુષ્કર મૂળ એ સઘળાં ઔષધો લઇ કૂટી ક્વાથ કરી પીવાથી ઉપદ્રવો યુક્ત વાયુના કારણથી આવેલો-વાતજ્વર નાશ થાય છે.

## વાતજ્વર ઉપર હિંગુલેશ્વર રસ.

" શુદ્ધ હિંગળોક, પીપર, અને શુદ્ધ વછનાગ એ ત્રણે સમાન ભાગે લઇ ખરળમાં અત્યંત સૂક્ષ્મ પાણી સાથે ઘુંટી ગોળી અરધી રતી પ્રમાણે વાળી ક્રમવાર પાંચ ગોળીઓ સેવન કરવાથી વાતજ્વર નાશ થાય." તથા શતાવરી અને લિંબડાની ગળોનો રસ એ બન્નેનો સમાન પ્રમાણથી ક્વાથ કરી તેમાં તોલા ભાર જુનો ગોળ નાખી પીએ તો વાતજ્વર જાય. અથવા કાળીદ્રાખ, પીપર પિત્તપાપડો અને વરીયાળી એ સઘળાં ૧-૧ તોલા ભાર લઇ તેઓનો ક્વાથ કરી પીવાથી વાતજ્વર નાશ થાય છે. ( પણ વાયુના તાવમાં સાત દિવસ પછી ક્વાથાદિ પ્રયોગમાં લેવાં. )

વાયુજ્વર વાળાને મગ, મઠ, મસૂર અને કલથની દાળનું પાણી પથ્ય છે.

## પિત્તજ્વરનાં લક્ષણ.

આંખમાં બળતરા બળે, મ્હોં તીખું રહે, તરશ ઘણી લાગે, ફેર આવે, બકવા બહુ કરે, શરીર ઉનું હોય, તથા અધિક વેગવંત તાવ, પાતળો ઝાડો, ઉલટી, નિદ્રાનો નાશ, મ્હોઢું સુકાય તથા પાકી જાય, પરસેવો થાય, અને મળ મૂત્ર તથા નેત્ર પીળાં હોય તો જાણવું કે પિત્તનો તાવ છે. ( તે ઉપર પિત્તને શમાવનાર ઔષધો કરવાં. )

## પિત્તજ્વરના ઉપાય.

" નાગરમોથ, ધમાસો, પિત્તપાપડો-વાળો, કરીઆતું અને લિંબડાની અંતર છાલ એ સઘળી ઔષધીઓ લઇ તેનો વિધિ પ્રમાણે ક્વાથ કરી પીવાથી પિત્તનો તાવ નાશ પામે

અથવા ખેરસાલ, તથા કડૂ માસા બે, અને સાકર ૨૪ રતીભાર એઓનુ વસ્ત્રગાળ ચૂર્ણ કરી ઉના પાણી સંગાથે લે તો પિત્તજ્વર દૂર થાય. તથા સુખડ ૨૪ રતીભાર અને વિરણવાળો ૨૪ રતીભાર લઇ તેઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી તેને ૭ તોલા ભાર ફાલસાના સરબતમાં સાકર તોલા ૩ ભાર નાખી પીએ તો પિત્તજ્વર દૂર થાય. ત્રિશતી અથવા ચોખાની ધાણીના પાણીમાં સાકર નાખી પીએ તો ઉપદ્રવ યુક્ત પિત્તજ્વર દૂર થાય. અથવા દ્રાખ, કડૂ ગરમાળાનો ગોળ, મોથ, હરડેદળ અને પિત્ત પાપડો એ સઘળાં લઇ કુટી ક્વાથ કરી પીવાથી પિત્તજ્વર, તરશ, ઘેન, બળતરા, મૂર્ચ્છા, બકવા, મુખશોષ અને ફેર–ચક્કર તથા પિત્તપ્રમેહ એ સર્વ રોગ મટે છે. વૈદ્યવિનોદ અથવા “ ઘઉંના લોટમાં સાકર અને પાણી નાખી અગ્નિ ઉપર સારી પેઠે સીજવી પાતળી રાબડી કરી પીએ તો પિત્તજ્વર જાય.” અથવા મીઠા દાડિમોનું સરબત પીવાથી પિત્તજ્વર નાશ થાય. અને જો બળતરા સહિત પિત્તજ્વર હોય તો, સર્વગુણસંપન્ન, મદોન્મત્ત, સ્તનભારથી નમેલી, મહા સુંદર, સર્વાંગ આભરણ સુગંધિ પુષ્પમાળા સહ, હાવ, ભાવ, મંદહાસ્યથી ભરપૂર, સોળ વર્ષની શ્યામા સુંદરી અને ઝીણાં વસ્ત્ર જેણે પરિધાન કર્યા છે તે સગાથે વિહાર–સુરતકેલી કરે તો દાહજ્વર જાય કિંવા દાહ મટે છે. તેમજ શુક કોકિલા તથા ન્હાનાં બાળકોની મધુર વાણી, મનને હરી લે તેની રચનાવાળો પુષ્પ સુગંધ યુક્ત બગીચો, સુવાસિત પુષ્પોનો હાર, કમળપત્રની શય્યા, ચાંદની રાત્રિ, કમળ પુષ્પનો સ્પર્શ, ચમત્કારિક ચરિત્રોની ચર્ચા–વાર્ત્તા, ચંદન કપૂરનું લેપન, નવયૌવના સ્ત્રીઓ સમાગમ, શીતળ મંદ સુગંધ–સુંદર પવનની લહેર અને ફુવારાદિની રચના તથ ઠંડક કર્ત્તા વસ્તુઓ દાહને તત્કાળ દૂર કરનારી છે અથવા ફાલસાના સરબતમાં સિંધાલૂણ નાખી પીએ તો પિત્તજ્વર દૂર થાય. કિંવા મગની દાળના પાણીમાં સાકર મેળવી પીએ તો પિત્તજ્વર નાશ પામે. અથવા કાળીદ્રાખનું સરબત સાકર સાથે પીએ તો પિત્તજ્વર દૂર થાય. અથવા પિત્તપાપડો, મોથ અને કરીઆતું એ સઘળાં સવા તોલા ભાર લઇ ક્વાથ કરી ૩ દિવસ પીએ તો પિત્તજ્વર દૂર થાય. જ્વરતિમિરભાસ્કર અથવા રતાંજળી પદ્મક ધાણા, લિંબડાની ગળો અને લિંબડાની અંતરછાલ એ સઘળાં સમાન ભાગે લઇ તેઓનો ક્વાથ કરી પીએ તો પિત્તજ્વર, બળતરા તૃષા, અને ઉલટી એ સઘળા રોગોને દૂર કરે છે. તથા જઠરાગ્નિને દીપાવે છે લોલિંબરાજ અથવા ગુલાબના ફુલોની પાંખડીઓના ધોળાતલને પાંચ સાત પુટ દઇ તેનું તૈલ કઢાવી લેવું–(આજ વિધિ પ્રમાણે પ્રત્યેક પુષ્પોનુ તૈલ કઢાય છે. ) તે ગુલાબનું તૈલ દાહજ્વરવાળા રોગીના શરીરે મર્દન કરે તો, દાહજ્વર દૂર થાય. ” અથવા સો વાર પાણીથી કિંવા હજારવાર પાણીથી ધોવાયલા ઘીનું શરીરને મર્દન કરે તો, દાહજ્વર તત્કાળ મટે. અથવા લિંબડાનાં કુણાં પાંદડાંને ઝીણાં વાટી તેમાં પાણી નાખી વલોવવાં જેથી તે ઉપર ફીણ આવે તેનો શરીરે લેપ કરે તો, અથવા તે ફીણમાં બેહેડાની મીંજ વાટી મેળવી શરીરે લેપ કરે તો દાહની વ્યથા તુરત દૂર થાય છે. વૈદ્યજીવન.

પિત્તજ્વરમાં સાકર અને દહીની સાથે ચોખાની ધાણીનો સાથવો પાણીમાં ધોળી આપવો પથ્ય છે. મગના યૂષથી ભીંજવેલો ભાત સાકર સાથે ખાવો અને પિત્તને શાંત કરનાર પદાર્થો હિતકારી છે તે સિવાય અન્ય અહિતકારી છે. ( પણ પિત્તના તાવમાં ૧૦ દિવસ વીત્યા પછી ક્વાથાદિ પ્રયોગ કરવા. )

## કફજ્વરનાં લક્ષણ.

જે મનુષ્યને અન્ન ઉપર અરૂચિ થાય, શરીર સજડ તથા રોમાંચ–રૂંવાડાં ઉભાં થાય

મૂત્ર તથા નખ સ્વેત પડી જાય, નિદ્રા ઘણી આવે, શરીર શીતલ પડી જાય, મ્હોં મીઠું રહે, તાવનો વેગ વિશેષ હોય નહીં, આળસ બહુ આવે, શ્વાસ તથા ઉધરસ અને પીનસ હોય તો કફનો તાવ છે એમ જાણવું.

## કફજ્વરના ઉપાય.

લિંબડાની અંતરછાલ, સુંઠ, લિંબડાની ગળો, ભોરીંગણી, પુષ્કર મૂળ, કડુ, કચૂરો, અરડૂસો, કાયફળ, પીપર અને શતાવરી એ સઘળાં ઔષધો સમાન ભાગે લઇ ક્વાથ કરી પીએ તો કફજ્વર નાશ પામે. અથવા કાયફળ, પીપર, કાકડાશિંગ, અને પુષ્કરમૂળ એ સઘળાં સમાન લઇ વસ્ત્રગાળ ચૂર્ણ કરી ૧ તોલા ભાર મધમાં ચાટે તો, કફજ્વર શ્વાસ. અને ઉધરસને વા શ્વાસ, ખાંસી સહિત કફજ્વરને દૂર કરે છે. વૈદ્યવિનોદ.

કફજ્વરવાળાને સુંઠ, કાળાં મરી, પીપર, ચિત્રામૂળ, પીપરીમૂળ, જીરૂં, શાહજીરૂં, લવિંગ, એલચી, શેકેલી હિંગ, અજમો અને ખોડીઅજમો એ સઘળાં સમાન લઇ તેઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ૧ તોલા ભાર, ઉના પાણી સંગાથે આપવાથી પાચન શક્તિ થાય, ભૂખ લાગે અને કફજ્વર દૂર થાય છે. અથવા રિંગણી, લિંબડાની ગળો, સુંઠ, અને પુષ્કરમૂળ એ સઘળાં સરખાં લઇ ક્વાથ કરી પીવાથી કફજ્વર, વાતકફજ્વર અને ત્રિદોષજ્વર પણ દૂર થાય છે. અથવા ભોરિંગણી, પીપર, કાકડાશિંગ, લિંબડા ઉપરની ગળો અને અરડૂસો એ સઘળાં બબે ટાંક લઇ એઓના ક્વાથ કરી પાવાથી કફ જ્વર, શ્વાસ, ઉધરસ અને મંદાગ્નિને દૂર કરે છે. અથવા અરડૂસી વા, અરડૂસાનો ક્વાથ પાવાથી તત્કાળ કફજ્વર દૂર થાય છે. "અથવા શિતભંજીર રસ રતી બે ભાર અરડૂસા તથા સુંઠના ક્વાથ સંગાથે પાવાથી કફજ્વર તત્કાળ દૂર થાય છે; એટલે શુદ્ધ હિંગળોકમાંથી ઉડાવેલો પારો ટાંક ૫, શુદ્ધ ગંધક ટાંક ૫, તાંબેશ્વર ટાંક ૫, શુદ્ધ વછનાગ ટાંક ૨, સુંઠ ટાંક ૨, કાળાં મરી ટાંક ૫, પીપર ટાંક ૫ અને શુદ્ધ ટંકણ વા, ખડીઓખાર ટાંક ૫, એ સઘળાનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ચિત્રામૂળના રસની ભાવના ૩ દેવી, પછી આદાના રસની ૭ ભાવના દઇ પુનઃ નાગરવેલના પાનના રસના ૩ પુટ દઇ તેની એક રતી પ્રમાણે ગોળી વાળી ઉપયોગમાં લેવી—આને સિતભંજીર રસ કહે છે. આના સેવનથી કફજ્વર, ચિત્તભ્રમ અને વાયુના સર્વ રોગ નાશ થાય છે."

કફજ્વર ઉપર ઉનું પાણી શેરનું પોણો શેર રહે તેવું ઉકાળી થોડું થોડું પાવું, ૧૨ હલકાં લંઘન ૧ કરાવવાં. ત્યાર પછી મગ, મઠ અથવા કલથીનું યૂષ ૨ પથ્ય છે. બીજોરાનું કેસર સિંધાલૂણ સંગાથે આપવું પથ્ય છે અને દિવસે સુવું કુપથ્ય છે.

## વાતપિત્ત— દ્વંદ્વજ જ્વરનાં લક્ષણ.

જે મનુષ્યને વાતપિત્ત એ બન્ને દોષ મિશ્ર થવાથી તાવ આવ્યો હોય તેને મુર્છા આવે, ફેર, દાહ, નિદ્રાનો નાશ, માથું દુખે, કંઠ તથા મુખ સુકાય,ઉલટી રોમાંચ અરૂચિ,

૧—વાતજ્વરવાળાને, ક્ષય રોગીને, તીક્ષ્ણ અગ્નિવાળાને, ગર્ભિણી સ્ત્રીને, બાળકને, વૃદ્ધને, બ્હીકણ કે ડરેલાને, તૃષાતુરને અને દુર્બળને એટલા મનુષ્યોને લંઘન કરાવવું નહીં પણ હલકાં પથ્ય ભોજન આપવાં. ભાવપ્રકાશ.

૨—શિંગમાંથી પેદા થનારાં ધાન્યને અઢાર ગણા પાણીમાં પકાવતાં તેનો અન્નની થોડી કણીઓવાળો અને જરા ઘાટો રસ થાય તે યૂષ તથા નિર્યૂહ કહેવાય છે. ભાવપ્રકાશ.

અંધારી આવે, આખા શરીરમાં પીડા થાય, બગાસાં આવે, અને બકવા કર્યા કરે તો જાણવું કે એ દોષ યુક્ત—વાતપિતનો તાવ છે.

## વાતપિત્ત જ્વરના ઉપાય.

બળબીજ ( વા કાંસકીનાં મૂળ ) લિંબડા ઉપરની ગળો, એરંડમૂળ, મોથ, પદ્મક, ભારિંગ. પીપર, વાળો અને રતાંજળી એ સઘળાં પાંચ પાંચ માસા ભાર લઇ ખાંડી ક્વાથ કરી સેવન કરે તો વાતપિત્તજ્વર દૂર થાય. અથવા લિંબડાની ગળો, પિત્તપાપડો, કરીઆતું, મોથ, અને સુંઠ એ સઘળાંને સમાન લઇ ખાંડી ક્વાથ કરી નિરંતર યોગ્ય માત્રાએ પીએ તો વાતપિત્તજ્વર મટે છે. આનું નામ પંચભદ્ર ક્વાથ છે. અથવા લિંબડાની ગળો, પિત્તપાપડો, સુંઠ, મોથ અને અરડૂસો એઓને બરાબર ભાગે લઇ ખાંડી ક્વાથ કરી યોગ્ય માત્રાએ પીએ તો વાતપિત્તજ્વર દૂર થાય. " અથવા કડવાં પરવર લિંબડાની અંતરછાલ, લિંબડાની ગળો, અને કડુ, એ સર્વને બરોબર લઇ ક્વાથ કરી પીએ તો વાતપિત્તજ્વર જાય. અથવા મહુડો. જેઠીમધ, લોદર, ધોળી ઉપલસરી, મોથ અને ગરમાળાનો ગોળ એ સર્વને સમાન લઇ ખાંડી ક્વાથ કરી પીએ તો વાતપિત્તજ્વર દૂર થાય. અથવા ચોખાની ધાણીના પાણીમાં સાકર તથા મધ મેળવી પીએ તો વાતપિત્તજ્વર નાશ થાય. અથવા સુંઠ, કાળાં-મરી અને પીપર એઓને સરખે ભાગે લઇ તેના બરોબર સાકર મેળવી તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી પોણા તોલા ભાર મધની સંગાથે ચાટે તો વાતપિત્તજ્વર નાશ થાય છે. "

## વાતકફજ્વરનાં લક્ષણ.

જેને ઉધરસ, અરૂચિ, સાંધે સાંધે દુખાવો, માથામાં પીડા, પીનસ, સંતાપ, કંપવા, શરીર ભારે રહે, નિંદ્રા આવે નહીં, પ્રસ્વેદ, શ્વાસ, પેટમાં શૂળ, સર્પ કિંવા હંસની ગતિ પ્રમાણે નાડી વાંકી અને મંદ ચાલે, ધુમાડાના રંગ જેવો તથા સ્વેત કે સુરમા સમાન મૂત્રનો રંગ હોય, ઝાડાનો રંગ કાળો ચીકણો હોય, નેત્ર ધુમાડાના રંગ જેવાં, મોહું કસાયલું કે મીઠું રહે, જીભ કાળી કે સ્વેત કિંવા પાણીયુક્ત સ્વેત હોય, કંઠમાં કફનો ઘરઘરાટ બોલે અને શરીર ઠંડુ લાગે, ત્યારે જાણવું કે તેને વાતકફ દોષનો તાવ આવ્યો છે. જ્વરતિમિરભાસ્કર.

## વાતકફજ્વરના ઉપાય.

ઉક્ત પ્રકારના તાવવાળા રોગીને ૧૦ દિવસ લંઘન કરાવવાં. પાંચશેરનું અઢીશેર રહે તેવું ઉકાળેલું પાણી પાવું. ત્યાર પછી કરીઆતું, મોથ લિંબડાની ગળો અને સુંઠ, એઓને બરાબર લઇ ખાંડી ક્વાથ કરી પી ને તે ઉપર પથ્ય પદાર્થ સેવન કરે તો, કોઇ પ્રકારનો ઉપદ્રવ ઉત્પન્ન થાય નહીં અથવા એજ તાવમાં ૩ દિવસ પછી નીચે લખેલો ક્વાથ આપે તો તત્કાળ વાતકફજ્વર નાશ પામે છે. કાયફળ, દેવદાર, ભારિંગ, વજ, મોથ, ધાણા, પિત્તપાપડો, હરડે, સુંઠ અને કારંજની જડ, એ સઘળાં સમાન લઇ ખાંડી ક્વાથ કરી મધ અને હિંગ મેળવી પીએ તો વાતકફજ્વર નાશ પામે અને ઉધરસ, હેડકી, શોષ તથા શ્વાસ અને ગળગ્રહ વગેરેને દૂર કરે છે. અથવા મોથ, પિત્તપાપડો, ગળો સુંઠ, અને ધમાસો એ સર્વ સરખે ભાગે લઇ ખાંડી એઓનો ક્વાથ કરી પીએ તો વાતકફજ્વર, ઉલટી, બળતરા મુખમાં પડતો શોષ વગેરે દૂર થાય છે. અથવા—ભોરિંગણી, સુંઠ પીપર, અને લિંબડાની

ગળો એ સઘળાં સમાન લઇ તેનો ક્વાથ કરી પીવાથી વાતકફજ્વર નાશ પામે છે. અથવા સાલપરપોટી, પીલવણી, ભોરીંગણી, ઉભી રિંગણી, માળવી ગોખરૂ, બીલાનો ગર્ભ, અરણી, શીવણ, અરલુ, અને પાડળ એ દશમૂળનો ક્વાથ કરી પીપરનો પ્રતિવાસ દઇ કિંવા તેમાં પીપર મેળવી પીએ તો વાતકફજ્વર દૂર થાય.

અથવા એજ તાવમાં મોઢું તથા તાળવું સુકાઇ જાય, જીભ ખરસડ થઇ જાય તો બીજોરાના કેસરમાં સિંધાલુણ અને કાળાં મરી ભેળવી-ઝીણાં વાટી જીભ ઉપર લેપ કરે તો મોઢાનો તથા તાળવાનો શોષ અને જીભની કઠોરતા દૂર થાય છે. અથવા કરીઆતું, લિંબડાની ગળો, દેવદાર, કાયફળ અને વજ એ સઘળાં સમાન લઇ ખાંડી કાઢો કરી પીએ તો વાતકફજ્વર નાશ પામે. જ્વરતિમિરભાસ્કર.

## કફપિત્તજ્વરનાં લક્ષણ.

જેનું મોઢું અને જીભ કફથી લિપ્ત રહે, તંદ્રા, મોહ, ઉધરસ, અરૂચિ, તૃષા વધારે લાગે, ઘડીએ ઘડીએ શરીરે બળતરા થાય, ટાઢ, વાય, શરીરમાં પીડા, છાતીમાં દુખાવો ફેર આવે, ક્ષુધા લાગે નહિં, શરીર સજડ થઇ જાય, હંસ તથા દેડકા સમાન નાડી ચાલે, લાલાશ સહિત ચીકણું સ્વેત રંગનું મૂત્ર તથા મળ હોય, નેત્ર દેડકાના વર્ણ જેવાં પીળાં લીલાં હોય, મોઢું મીઠું તથા કડવું રહે અને જીભ લાલાશ સાથે પીળી હોય તો જાણવું કે કફપિત્તજ્વર છે. જ્વરતિમિરભાસ્કર.

## કફપિત્તજ્વરના ઉપાય.

ઉક્તજ્વરના રોગીને ૧૪ દિવસ લાંઘણ કરાવવું તથા ચાર શેર પાણીમાંથી અરધો શેર પાણી ઉકળતાં રહે એવું અષ્ટાવશેષ પાણી પાવું અને લિંબડાની ગળો, રતાંજળી, સુંઠ, સુગંધીવાળો, કાયફળનું છોડીયું અને દારૂહળદર એ સઘળી ઔષધીઓને સમાન ભાગે લઇ ખાંડી ક્વાથ કરી પીએ તો કફપિત્તજ્વર દૂર થાય છે. અથવા લિંબડાની અંતરછાલ, રતાંજળી, કડુ, લિંબડાની ગળો અને ધાણા એ ઔષધોને સરખાં લઇ ખાંડી ક્વાથ કરી પીએ તો કફપિત્તજ્વર દૂર થાય છે, તેમ બળતરા, અરૂચિ, તૃષા, તથા ઉલટી પણ દૂર થાય છે અને અગ્નિને પ્રદીપ્ત કરે છે. અથવા લિંબડાની ગળો, ઇંદ્રજવ, લિંબડાની અંતરાછાલ, કુકડવેલાનાં ફળ, કડુ, સુંઠ, રતાંજળી અને મોથ એ સઘળાં ઔષધને સમાન લઇ તેઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ૪ માસા અષ્ટાવશેષ (જે પાણીને ઉકાળતાં આઠમો ભાગ બાકી રહેથી નીચે ઉતાર્યું હોય તે) પાણી સંગાથે પાવાથી તાવ, શ્વાસ, ઉષ્ણતા, છાતીનો દુખાવો. અને અરૂચિ એ સર્વ રોગને મટાડે છે. આને અમૃતાષ્ટક ક્વાથ કહે છે. "લિંબડાની ગળો, ભોરિંગણી, ઉભીરિંગણી, કચુરો, દારૂહળદર, પીપર, અરડૂસો, પટોલ ( કુકડવેલાનાં ફળ અથવા કડવાં પરવર ) લિંબડાની અંતરછાલ, અને કરીઆતુ એ સઘળાં સમાન લઇ ખાંડી વિધિપૂર્વક ક્વાથ કરી બન્ને વખત પીએ તો પિત્તકફજ્વર નાશ પામે. અથવા કાળિદ્રાક્ષ, ગરમાળાનો ગોળ, ધાણા, કડૂ, પીપરીમૂળ, સુંઠ અને પીપર એ સર્વ બરાબર ભાગે લઇ ખાંડી વિધિયુક્ત ક્વાથ કરી બંને વખત પીએ તો શૂળ, ભ્રમ, મૂર્ચ્છા, અરૂચિ, ઉલટી અને પિત્તકફજ્વર એઓનો નાશ કરે છે. અથવા શુદ્ધ પારો ટાંક ૫, શુદ્ધ ગંધક ટાંક ૫, કાળાં મરી ટાંક ૫ અને શુદ્ધ ટંકણખાર (અથવા ખડીઓ ખાર) ટાંક ૫ એ સર્વને ઝીણાં વાટી વસ્ત્ર-

ગાળ ચૂર્ણ કરી આદાના રસની ૭ ભાવના દઇ પુનઃ પાનના રસની ૭ ભાવનાઓ આપી ઘુંટી તેની ૪ રતીભાર પ્રમાણે ગોળીઓ વાળી તે પૈકી એક ગોળી પ્રભાતે અને સંધ્યાકાળે નિરંતર ૭ દિવસ સુધી સેવન કરે તો કફપિત્તજ્વર નાશ થાય એમાં સંદેહ નથી."

## ત્રિદોષ-સન્નિપાતજ્વરની ઉત્પત્તિ, નિદાન તથા લક્ષણો.

જે મનુષ્ય વિશેષ ચિકણાં-સ્નિગ્ધ, વિશેષ ખાટાં, વિશેષ ઉષ્ણ-ગરમ, વિશેષ તીખાં, વિશેષ મીઠાં અને વિશેષ લૂખાં ભોજન કરે તથા વિરોધ વસ્તુ ખાય, ઘણું ખાય, દુષ્ટ-ખરાબ પાણી પીએ, ક્રોધીલી, રોગવતી સ્ત્રીનો સંગ કરે, ખરાબ અથવા કાચું માંસ ખાય અને ટાઢ તડકો દેશ ઋતુ તથા ગ્રહ પ્રતીકુળ હોય તેથી સન્નિપાતની ઉત્પત્તિ થાય છે. તથા તે સન્નિપાત થવાથી ક્ષણવારમાં ઓચિંતો દાહ-બળતરા થાય, ક્ષણવારમાં ટાઢ વાય, સ્વભાવ ફરી જાય, સર્વ ઇંદ્રિઓ પોત પોતાના ધર્મનો ત્યાગ કરી દે, સર્વ શરીરમાં, હાડમાં, સાંધાઓમાં, તથા માથામાં અત્યંત પીડા થાય, આંખોમાંથી આંસુ આવ્યા કરે, આંખો કાળી અને લાલ થઇ જાય, કાનમાં ઘોંઘાટ થયા કરે, કાનમાં પીડા, કંઠમાં કાંટા પડી જાય, તંદ્રા, મોહ, બકવા, ઉધરસ, શ્વાસ, અરૂચિ, ભ્રમ, જીભ કાળી અને ખરસડ તથા જડ થઇ લોહીયુક્ત કફ પડે, દિવસે નિદ્રા આવે, રાત્રિમાં જાગવું, પ્રસ્વેદ ઘણો આવે કિંવા આવેજ નહિં, અકસ્માત રૂવે, ગાયન કરે, હસે, ધુણે, તરશ ઘણી લાગે, છાતી દુખે, મૂત્ર ઉતરે નહીં અને ઉતરે તો પીળું રાતું કે કાળું, પણ થોડું ઉતરે છે, શરીર દુર્બળ થઇ જાય, કંઠમાં કફ બોલે, બોલતાં લોચા વળે અથવા તો બોલાયજ નહીં, હોઠ મુખ પાકી આવે, પેટમાં ભાર જણાય, મળ-ઝાડો કાળા તથા ધોળા કે સુવરના માંસ જેવો, ઉતરે છે કિંવા ઉતરેજ નહીં અને નાડીની ગતિ મહામંદ-ઝીણી તથા ત્રુટતી હોય છે. આ પ્રમાણે તે રોગીનાં ચીન્હો જણાતાં હોય તો જાણવું કે ત્રિદોષ કોપ્યા છે તેથી સન્નિપાતજ્વર આવ્યો છે. સન્નિપાત માટે ચતુર વૈદ્યે મંત્ર તંત્ર યંત્ર ડામ ડંખ અને ઔષધ પ્રયોગો કરી રોગીને કાળના મુખમાંથી બચાવવો. તેમ જે વૈદ્ય સન્નિપાતને જીતે તો કાળને જીત્યો સમજવો; કેમકે સન્નિપાત અને કાળમાં જરાપણ ભેદ જેવું નથી માટે સન્નિપાતનો નાશ કરે તે જ વૈદ્ય. તથા સન્નિપાત રોગમાંથી મુક્ત થયા પછી રોગીએ પણ તે ઉપકારનો બદલો વાળવા અમુક દ્રવ્ય અલંકાર કે વૈદ્યને મન પ્રસન્ન થાય તેવી વસ્તુ આપી કરજથી મુક્ત થવું.

## ત્રિદોષજનિત-સન્નિપાતજ્વરના ઉપાય.

સન્નિપાતજ્વરવાળા રોગીને અર્ધાવશેષ ( શેરનું અરધો શેર રહે તેવું ઉકાળેલું ) પાણી તેમાં સુંઠ ટાંક ૧ નું ચૂર્ણ નાખી જે કૂવાનું હલકું અને વિકાર રહિત પાણી હોય તે પાણીને ઉકાળી પાવું એટલે દિવસે ઉકાળેલું દિવસે અને રાત્રે ઉકાળેલું રાત્રિએજ પાવું સન્નિપાત રોગી પાસે વિચિક્ષણ મનુષ્યને રાખવું, જે જગ્યાએ પવન શરદીનો પ્રચાર ન હોય તેવી જગ્યાએ રાખવો. સાત દિવસ વીત્યા પછી ઉકાળો-કવાથ આપવો, ઠંડા ઉપાય કરવા નહિં, શ્રી સદાશિવજીનું પૂજન તથા હોમ મંત્રપાઠ કરવો અને મણિ ઔષધ-જડી વગેરેનો વિધિસહ ઉપયોગ કરવો દાન દેવું. તથા " કાયફળ, પીપરમળ, ઇંદ્રજવ, ભોરિંગી, સૂંઠ, કરીઆતું, કાળાં મરી, લીંડીપીપર, કાકડાશિંગ, પુષ્કરમૂળ, રાસ્ના, ભોરિંગણી અજમો, ગળો(?), છડછડીલો, વજ, કાળીપાઠ અને અવ્યક એ સઘળાં સમભાગે લઇ(?) સમાન

ભાગે લઇ ખાંડી બે ટાંક ભારનો ક્વાથ કરી સવાર સાંજ-બે વખત પીએ તો સન્નિપાત રોગ, સર્વ વસ્તુનું જ્ઞાન નાશ પામ્યું હોય, પરસેવો બહુ આવતો હોય તેને તથા ચિત્તભ્રમ પેટશળ, આફરો અને વાયુ તથા કફના રોગને દૂર કરે છે." અથવા આકડાનાં મૂળ, કરીઆતું. દેવદાર, રાસ્ના, નગોડ, વજ, અરણી, સરગવો, લિંડીપીપર, પીપરીમૂળ, ચવ્યક, ચિત્રામૂળ, સુંઠ, અતિવિષ અને જળભાંગરો એ સઘળાં ઔષધોને આખાંપાખાં ખાંડી ક્વાથ કરી બે વખત પીએ તો, સન્નિપાત, ધનુર્વાયુ, જડબાં રહી ગયાં હોય તે વાયુ મટે, શિતાંગ-ચિત્તભ્રમ, સુવારોગ, શ્વાસ, ઉધરસ અને વાયુના રોગો દૂર થાય છે. **લોલિંબરાજ.**

"સન્નિપાતમાં રોગીની જીભ જડ થઇ ગઇ હોય તો, બીજોરાનું કેસર, સિંધાલુણ અને કાળાં મરી એકત્ર કરી ઝીણું વાટી જીભ ઉપર લેપ કરે તો જીભની જડતા મટે છે." જે સન્નિપાતમાં જ્ઞાન નષ્ટ થઇ ગયું હોય તે ઉપર વજ, જેઠીમધનો શિરો, સિંધાલુણ, કાળાં મરી અને લીંડીપિંપર એ સર્વ બરાબર લઇ ઝીણું વાટી ઉના પાણી સંગાથે નાસ દે તો જ્ઞાન પ્રાપ્ત થાય. **વૈદ્યવિનોદ.** અથવા શુદ્ધ પારો ટાંક ૫, શુદ્ધ ગંધક ટાંક ૫, સુંઠ, મરી અને પીપર એ સર્વ મળી ટાંક ૧૦ પ્રથમ પારા ગંધની કાજલ કરી તેમાં ધતૂરાના ડોડવાના રસની ૩ ભાવના દઇ ૧ દિવસ સુધી ખરલકરી ત્રિકટુ મેળવી ઝીણું વાટી તે રસનો નાસ દે તો સન્નિપાત મટે છે. આ ઉન્મત્ત રસ કહેવાય છે. અથવા શુદ્ધ કરેલો નેપાળો ટાંક ૧૦, કાળાં મરી ટાંક ૧ અને પીપરમૂળ ટાંક ૧ એ ત્રણને જંબીરી (એક જાતનું ખાટું લિંબુ થાય છે તે) ના રસમાં ૭ દિવસ ખરલ કરી પછી તેનું આંખમાં અંજન કરે તો સન્નિપાત નાશ થાય છે. અથવા શુદ્ધ કરેલો પારો, શુદ્ધ કરેલો ગંધક, કાળાં મરી અને પીપર એ સર્વ સમાન લઇ તેથી ત્રણ ગણો શુદ્ધ કરેલો નેપાળો લેવો. પારા ગંધકને ભેગા ઘુંટી કાજળ કરી તેમાં મરી, પિંપર તથા નેપાળો મેળવી-ઘુંટી જંબીરીના રસમાં ૮ દીવસ ખરલ કરી પછી, તેનું આંખમાં અંજન કરે તો સન્નિપાત અને તેના ઉપદ્રવોનો નાશ થાય છે. આ **ભૈરવાંજન** કહેવાય છે. **વૈદ્યરહસ્ય.** અથવા સરસડીયાનાં બીજ, લીંડીપીપર, કાળાંમરી, સિંધાલુણ, લસણ, મણશીલ અને ઘોડાવજ એ સઘળાં સમાન લઇ ઝીણું વાટી ગાયના મૂત્રમાં ૧ દીવસ સુધી ઘુંટી તેનું અંજન કરે તો સન્નિપાત નાશ પામે. **ભાવપ્રકાશ.** અથવા શુદ્ધ પારો ટાંક ૫, શુદ્ધ ગંધક ટાંક ૫ શુદ્ધ વછનાગ ટાંક ૫, શુદ્ધ ટંકણખાર ટાંક ૫, અને કાળાં મરી ટાંક ૫ લઇ પારા ગંધકની કાજળ કરી અન્ય ઔષધો મેળવી ધતૂરાના બીજના રસમાં પોહોર ખરલ કરી મુકવી બે રતીભાર સેવન કરે તો ભયંકર સન્નિપાત દૂર થાય છે, આ ઉપર દહીં અને ભાત ખાવાં. આ પંચવક્રરસ કહેવાય છે. **વૈદ્યવિનોદ.** અથવા શુદ્ધ પારો ટાંક ૪, શુદ્ધ ગંધક ટાંક ૪, શુદ્ધ વછનાગ ટાંક ૪, જાયફળ ટાંક ૨ અને લીંડીપીપર ટાંક ૭, પ્રથમ પારા ગંધકની કાજળ કરી બાકીની ઔષધીઓ વાટી તેમાં નાંખી (આદાના રસમાં એક દિવસ ઘુંટી ૧ રતી પ્રમાણે ગોળીઓ વાળી અથવા એમનું એમ રાખી) તેમાંથી એક રતીભાર આપવાથી સન્નિપાત જ્વર, ટાઢીઓ તાવ, કૉલેરા, વાઇ, વિષમજ્વર, જુનો તાવ, મંદાગ્નિ અને માથાના દારૂણ રોગ દૂર થાય છે. આ સ્વચ્છંદ **ભૈરવરસ** કહેવાય છે. **વૈદ્યરહસ્ય.**

## ભયંકર સન્નિપાતના ઉપાય.

"શુદ્ધ પારો, વછનાગ, કાળાં મરી, મોરથુથુ, અને નવસાદર એ સર્વને સમાન ભાગે લઇ ઝીણાં વાટી ધંતુરાના અને લસણના રસમાં ભેળવી રોટલો બનાવી રોગીની હ-

જામત કરાવી તેના માથા ઉપર તે રોટલો બાંધી ૧ પહોર સુધી રહેવા દેવો. જો તે રોગીને તાપ જણાય અને શુદ્ધોમાં આવે તો તે મનુષ્ય જીવે; પરન્તુ તેને તાપ ન જણાય તો તે જીવે નહીં." અથવા લસણ, રાઇ અને સરગવાની જડ, એઓને ગાયના મુત્ર સાથે ઝીણું વાટી તેનો રોટલો બનાવી રોગીની હજામત કરાવી વછનાગનું ચુર્ણ માથે ઘસી પછે તે રોટલો માથા ઉપર બાંધી ૧ પહોર સુધી રાખવો. જો તાપ તથા ચૈતન્યપણું જણાય તો તે જીવે, નહીં તો જીવે નહી. વૈદ્યવિનોદ. અથવા ભયંકર સન્નિપાત રોગીને વિંછુનો ડંખ દેવરાવવાથી સન્નિપાત મટે છે. અથવા કાળોનાગ કરડાવવાથી સન્નિપાત રોગીને ચેતનતા થાય છે. પરન્તુ **यद्यपि शुद्धं लोक विरुद्धं ना करणियं नाचरणियं** એ ઉપાયો છતાં પણ લોક વિરૂદ્ધ ઉપાય હોવાથી તે કરવા નહિં. અથવા આટલા ઉપાય કરતાં પણ સન્નિપાત રોગીને સંજ્ઞા ન થાય તો લોઢાનો સળીયો અત્યંત ગરમ કરી પગના તળીઆમાં, બન્ને ભમરોના મધ્ય ભાગમાં, કિંવા લલાટના મધ્યમાં ડામ દેવો તો, સન્નિપાત નાશ પામે. વૈદ્યવિનોદ. અથવા મંત્ર તંત્ર યંત્ર તથા જડીબુટીથી કે મણિના પ્રભાવથી સન્નિપાત દૂર થાય છે. ચરક અને સુશ્રુતના મતથી નવ જાતના સન્નિપાત છે; પરન્તુ અન્ય ઋષિઓના મત પ્રમાણે ૫૨ ભેદ છે તે પૈકી ૧૩ મુખ્ય ગણેલ છે તેનાં જુદાં જુદાં નામ તથા લક્ષણ અને ઉપાય અત્રે લખું છું.

## ૧૩ પ્રકારના સન્નિપાતનાં નામ તથા આયુબળ.

સંધિગ ૧, શીતાંગ ૨, તંદ્રિક ૩, પ્રલાપક ૪, રક્તષ્ટીવી ૫, ભુગ્નનેત્ર ૬, અભિન્યાસ ૭, જીવ્હીક ૮, અંતક ૯, રૂગ્દાહ ૧૦, ચિત્તભ્રમ ૧૧, કર્ણિક ૧૨ અને કંઠકુબ્જ ૧૩, એ તેર પ્રકાર છે. તેમાં સંધિગનું આયુ ૭ દિવસનું, શીતાંગનું ૧૫ દિવસનું, તંદ્રિકનું ૨૫, પ્રલાપકનું ૧૪, રક્તષ્ટીવીનું ૧૦, રૂગ્દાહનું ૨૦, ચિત્તભ્રમનું ૧૧, કંઠકુબ્જનું ૧૩ દિવસ અને કર્ણિકનું ત્રણમાસ આયુબળ છે; પરન્તુ તેમાં ઉપદ્રવોનું વિશેષ બળ થઇ આવે તો તે સ્થિતિ પહેલાં પણ મરણને શરણ થાય છે.

## સન્નિપાત રોગીના સામાન્ય ઉપાય.

સન્નિપાત રોગીને ઠંડા ઉપચાર કરવા નહીં, દિવસે સુવા દેવો નહીં, અર્ધાવશેષ પાણી પાવું અને આમ તથા કફને નાશ કરે તેવા ઉપાય યોજવા. તેમજ સન્નિપાતના દોષ બળ પ્રમાણે લંઘન કરાવવું તો સન્નિપાત મટે છે.

## સંધિગ સન્નિપાતનાં લક્ષણ.

શરીરના સાંધે સાંધામાં અત્યંત શળ ચાલે, શરીર સુજી જાય, પેટ ભારે રહે, સર્વાંગ શિથિલ થઇ જાય, અશક્તિ વધે અને વાતકફનો પ્રકોપ વિશેષ હોય તથા નિદ્રા આવે નહીં ત્યારે જાણવું કે–સંધિગસન્નિપાત છે.

### ઉપાય.

રાસ્ના, મોટી હરડેની છાલ, સિંબડાની ગળો, કાંટાશળીઓ, ચિત્રામળ, રિંગણી, સુંઠ, દેવદાર, કચૂ, કચૂરો, અરડુસો, એરંડ મૂળ, સાથ પરપોટી, પીલવણી, ભોંરિંગણી, ઉભી રિંગણી, બીલી, અરણી, અરલુ, શીવણ, પાડળ, અને ગોખરૂ એ સર્વ સમાન ભાગે લઇ

આખાં પાખાં ખાંડી ક્વાથ કરી બન્ને વખત પીવાથી સર્વ લક્ષણ સહિત સંધિગ સન્નિપાતને તરત દૂર કરે છે. ડોકનું પકડવું, વધરાવળ, તાવ, અરૂચિ અને સાંધાઓમાંનો દુખાવો મટાડે છે.

## શીતાંગ સન્નિપાતનાં લક્ષણ.

જે રોગીનું શરીર ઠંડુ બરફ જેવું થઇ જાય, શ્વાસ, ઉધરસ, હેડકી મોહ, કંપ, બકવા, બળતરા, ઉલટી, સર્વાંગમાં પીડા અને સ્વરમાં વિકાર થઇ આવે તથા કફ ઘણો નીકળે, અપદ્વારથી પવન વિશેષ છૂટે અને મોઢામાંથી લાળ પડયા કરે તો, જાણવું કે—શીતાંગસન્નિપાત છે. આ સન્નિપાત અસાધ્ય છે તેથી તે રોગી જીવે નહીં; તથાપિ ઉપાય લખવા યોગ્ય છે.

## ઉપાય.

શીતાંગ સન્નિપાતવાળા રોગીને વીંછી કરડાવવો. વછનાગને તેલમાં મેળવી શરીરે પુષ્કળ મર્દન કરવો. લસણ અને રાઇને લસોટી ગોમૂત્રમાં રોટલો બનાવી ક્ષૌર કરાવી માથે બાંધવો. શરીર ઉનું થાય ત્યાં સુધી માથે રાખવો, જો તાપ જણાય તો જીવે, નહીં તો મરી જાય. અથવા શુદ્ધ પારો ટાંક ૫, કાળાં મરી ટાંક ૩૦ અને ધંતૂરાનાં જીંડવાંની રાખ ટાંક ૪૦ એઓને ખૂબ ઝીણાં વાટી શરીરે મર્દન કરે તો શીતાંગ મટે. અથવા કાળાં મરી, લીંડીપીંપર, સુંઠ, હરડેની છાલ, લોદર, પૂષ્કર મૂળ, કરિયાતું, કડુ, ઉપલેટ, કચૂરો અને ઇંદ્રજવ એ સઘળાં સમાન લઇ અત્યંત ઝીણાં લસોટી શરીરે ઉવટણું—મર્દન કરે તો શીતાંગ સન્નિપાત મટે છે. પછી તો ઇશ્વરેચ્છા બળવાન છે.

## તંદ્રિક સન્નિપાતનાં લક્ષણ.

જે રોગીને ઘેન ઘણું રહે, તરશ ઘણી લાગે, અતિસાર થઇ આવે, શ્વાસ વિશેષ હોય, ઉધરસ, ગળામાં સોજો, ચળ તથા કફ થાય, દેહ અત્યંત તપે, જીભ કાળી તથા ખરસટ થઇ જાય, તાવનો વેગ વિશેષ હોય, કાનમાં બેહેરાશ અને શરીરે દાહ થાય તો, જાણવું કે—તંદ્રિક સન્નિપાત છે.

## ઉપાય.

ભારંગી, લિંબડાની ગળો, મોથ, ભોંરિંગણી, હરડેની છાલ, પૂષ્કરમૂળ, અને સુંઠ એ સમાન લઇ એઓનો ક્વાથ કરી ૩ દિવસ સુધી પીએ તો તંદ્રિક સન્નિપાત દૂર થાય છે.

## પ્રલાપક સન્નિપાતનાં લક્ષણ.

જે રોગી સઘળા દોષોના અત્યંત કોપને લીધે બહુજ બકયા કરે, શરીર કંપે, જ્વરનો વેગ, અત્યંત શરીર તપે, શ્વાસ, અંગ, વિકળ થઇ આવે અને સંજ્ઞા જતી રહે ત્યારે જાણવું કે, પ્રલાપક સન્નિપાત છે.

## ઉપાય.

મોથ, સુગંધી વાળો, સાલપરપોટી, પીલવણી, ભોંરિંગણી, બીલી, અરણી, શીવણ, ઉભી રિંગણી, પાડળ; ગોખરૂ, સુંઠ, પિત્તપાપડો, ચંદન, ધાવડીની છાલ અને જારડૂસો એ સઘળાં સમાન ભાગે લઇ ખાંડી ક્વાથ કરી બન્ને વખત પીએ તો પ્રલાપક સન્નિપાતનો નાશ કરે છે.

## રક્તષ્ઠીવિ સન્નિપાતનાં લક્ષણ.

જે રોગીને લોહીની ઉલટી થાય ને જીભ રાતી કે કાળી થાય, તથા તેના ઉપર ચકરડાં થાય, નેત્ર રાતાં, અરૂચિ, ઉલટી, અતિસાર, ભ્રમ પેટનું ચઢવું, હેડકી તથા વારંવાર પડી જવું થાય. તરશ ઘણી લાગે અને અંગેઅંગે અત્યંત પીડા થાય તો જાણવું કે–રક્તષ્ઠીવિ સન્નિપાત છે.

### ઉપાય.

આ સન્નિપાત મહા અસાધ્ય છે; તદપિ આ ઉપાય કરવો કે–મોથ, પદ્મક, પિત્તપાપડો, રતાંજળી, મહુડો, વા, જેઠીમધ, સુગંધીવાળો, શતાવરી, મલયાગિરી ચંદન અને આંબાનાં પાંદડાં એ સઘળાં ઓષધો સમાન લઇ ખાંડી કવાથ કરી ટાઢો થયા પછી મધ નાખી પીએ તો રક્તષ્ઠીવિ સન્નિપાત મટે,

## ભુગ્નનેત્ર સન્નિપાતનાં લક્ષણ.

જે રોગીનાં નેત્રો અત્યંત વાંકાં થઇ જાય, શ્વાસ, ઉધરસ, ઘેન, બકવા, મદ તથા કંપ અત્યંત થાય તથા બેહેરાશ, મોહ અને વિસ્મૃતિ થાય તો જાણવું કે–ભુગ્નનેત્ર સન્નિપાત છે. આ સન્નિપાત પણ અસાધ્ય છે; તદપિ આલંબન માટે ઉપાય કરવો યોગ્ય છે.

### ઉપાય.

દારૂહળદર, કુકડવેલાનાં ફળ, મોથ, ભોરિંગણી, કડુ, હળદર, લિંબડાની અંતર છાલ અને ત્રિફળાં એ સઘળાં સમાન ભાગે લઇ ક્વાથ કરી બન્ને વખત પીએ તો ભુગ્નનેત્ર સંન્નિપાત મટે છે.

## અભિન્યાસ સન્નિપાતનાં લક્ષણ.

જે રોગીના અંગમાં સર્વ દોષો બરાબર તથા અતિ તીવ્ર હોય, મોહ, ઘેલછા, શ્વાસ, અત્યંત મુંગાપણું, બળતરા, મ્હોંઢું ચીકણું, મંદાગ્નિ, બળનો ક્ષય અને અત્યંત જડપણું થાય તો, જાણવું, કે–અભિન્યાસ સંન્નિપાત છે. આ મહા અસાધ્ય છે, મૃત્યુ રૂપજ છે માટે પ્રયોગ કરતી વખતે અતિ સાવચેતી રાખવી.

### ઉપાય.

ભારંગી, રાસ્ના, કુકડવેલાનાં ફળ, દેવદાર, હળદર, સુંઠ, લીંડીપીપર, મરી અરડૂસો, ઇંદ્રવરણાની જડ, બ્રાહ્મી, કરીયાતું લિંબડાની અંતરછાલ, મોથ, કડુ, વાંઉાવજ, પાડળમૂળ, અરલુનું મૂળ, દારૂ હળદર, ભોરિંગણી, લિંબડાની ગળો, નસોતર, છિંકણીનાં મૂળ, પુષ્કર મૂળ, ત્રાયમાણ, કાળીપાડ. જવાસો, ઇંદ્રજવ, ત્રિફળાં અને કચૂરો એ સર્વ સમાન ભાગે લઇ ખાંડી ક્વાથ કરી બન્ને વખત પીએ તો અભિન્યાસ વા સર્વ સન્નિપાત મટે તથા ઉધરસ, કંઠના રોગ, દમ, સાંધા અને હાડમાંનું શૂળ, હેડકી, આફરો ગુદાનાં દરદો, અને વાત વ્યાધિઓને મટાડે છે. આ ભાર્ગ્યાદિ ૩૨ ક્વાથ કહેવાય છે.

## જીવ્હક સન્નિપાતનાં લક્ષણ.

જે રોગીની જીભ કડુ કાંટાઓથી વીંટાએલી હોય, શ્વાસ, ઉધરસ અને બેહેરાશ

થાય, અત્યંત મુંગાપણું, અત્યંત દાહ અને બળનો નાશ થાય તો, જાણવું કે–જીહ્વક સન્નિપાત છે. આ કષ્ટ સાધ્ય છે.

## ઉપાય.

ધોડાવજ, ભોરિંગણી, જવાસો, રાસ્ના, લિંબડાની ગળો, મોથ, સુંઠ, કડુ, કાકડાશીંગી, પુષ્કર મૂળ, બ્રાહ્મી, ભારંગી, લિંબડાની અંતર છાલ, અરડૂસો અને કચૂરો એ સઘળાં બરાબર ભાગે લઇ ખાંડી ક્વાથ કરી પીએ તો જીહ્વક સન્નિપાત મટે છે.

## અંતક સન્નિપાતનાં લક્ષણ.

જે રોગીનું નિરંતર માથું હાલ્યા કરે, સઘળાં અંગોમાં અધિક પીડા, ઉધરસ, હેડકી, શ્વાસ, બળતરા, મૂર્છા, અંગનું અત્યંત તસપણું, અત્યંત બકવા, શરીરકંપ અને જ્ઞાનહીન થાય ત્યારે જાણવું કે–અંતક સન્નિપાત છે. આ સન્નિપાત અતિ અસાધ્ય છે માટે ઉપાય રહિત છે, તે રોગી જીવેજ નહીં તેથી ઉપાય વૃથા છે.

## રૂગ્દાહ સન્નિપાતનાં લક્ષણ.

જે રોગીને અત્યંત બળતરા થાય તરશ ઘણી લાગે શ્વાસ બકવા ભ્રમ મોહ અરૂચિ પીડા ડોકમાં બ્યાધિ ડાઢીમાં પીડા કંઠ દુખે પેટમાં શૂળ અને શરીર વ્યાકુળ–શ્રમસહિત જણાય ત્યારે જાણવું કે–રૂગ્દાહ સન્નિપાત છે. આ પણ અસાધ્ય છે; તદપિ આધાર માટે ઉપાય લખ્યો છે.

## ઉપાય.

હરડેની છાલ પિત્તપાપડો કડુ દેવદાર ગરમાળાનો ગોળ કાળીદ્રાખ અને મોથ એ સર્વે સમાન ભાગે લઈ કૂટી ક્વાથ કરી બન્ને વખત પીએ તો રૂગ્દાહ સન્નિપાત મટે. અને મહાજ્વરના વેગને પણ બંધ પાડે છે.

## ચિત્તવિભ્રમ સન્નિપાતનાં લક્ષણ.

જે રોગી ગાય નાચે હસે બકે વિકૃત રીતે જુવે મોહ પામી જાય બળતરા વ્યથા અને ભયથી પીડાય શ્વાસ વિશેષ ચાલે ભ્રમ મદ અને તાપ હોય તો જાણવું કે ચિત્તવિભ્રમ સન્નિપાત છે.

## ઉપાય.

બ્રાહ્મી ધોડાવજ શિસામણિ ત્રિફળા કડુ મોટી કાંસકીનાં મૂળ ગરમાળાનો ગોળ. કડુ લિંબડાની અંતરછાલ મોથ કુકડવેલાનાં ફળ કાળીદ્રાખ સાલપરપોટી પીલવણી ભોંરિંગણી ઉભીરિંગણી માળવી ગોખરૂ બીલી અરણી અરલૂ સીવણ અને પાડલનું મૂળ એ સઘળાં સમાન લઇ આખાં પાખાં ખાંડી ક્વાથ કરી બન્ને વખત પીએ તો ચિત્તવિભ્રમ સન્નિપાત જાય. અને રૂગ્દાહકને તે પણ મટાડે છે.

## કર્ણિક સન્નિપાતનાં લક્ષણ.

જે રોગીને કાનના મૂળમાં તીવ્ર વ્યથા તથા તીવ્ર સોજો હોય કંઠ પકડાઇ જાય બહેરાશ હાંફ બકવા દાહ મોહ તથા પરસેવો થાય ઉધરસ દમ અને કાનના મૂળમાં

સોજો, શળ જણાય તો, જાણવું કે-કર્ણિક સન્નિપાત છે. આ કષ્ટ સાધ્ય છે.

## ઉપાય.

રાસ્ના, આસગંધ, મોથ, ભોરિંગણી, ભારંગી, કડુ, પુષ્કર મૂળ, અને ધોડાવજ એ સઘળાં બરાબર લઇ ખાંડી ક્વાથ કરી કાકડાશીંગી અને હરડેનો પ્રતિવાસ દઇ બે વખત પીએ તો કર્ણિક સન્નિપાત મટે છે. અથવા હળદર, ઇંગોરીઆની જડ, સિંધાલૂણ, દારૂહળદર, દેવદાર અને ઇંદ્રવરણાની જડ એ ઔષધો સમાન ભાગે લઇ ઝીણાં વાટી આકડાના દુધમાં ઘુંટી કાનના મૂળમાં લેપ કરે તો કર્ણમૂળનો દુખાવો મટે છે. અથવા કર્ણમૂળમાં દુખાવો થતાં વેંતજ જળો લગાડી લોહી કાહાડી નંખાવવું જેથી આરામ થાય છે.

## કંઠકુબ્જ સન્નિપાતનાં લક્ષણ.

જે રોગીનો કંઠ સેંકડો ધાન્યોની અણીઓથી વીંટાયલો હોય એવો થઇ જાય, દાહ અત્યંત થાય, બકવા, અરૂચિ, બળતરા, દેહમાં પીડા, મોહ, કંપ થાય તથા તરશ લાગે, ડાહી ઝલાઇ જાય અને માથામાં પીડા થયા કરે તો, જાણવું કે-કંઠકુબ્જ સન્નિપાત છે. આ કષ્ટ સાધ્ય છે.

## ઉપાય.

કાકડાશીંગી, ચિત્રામૂળ, હરડેની છાલ, અરડુસો, કચુરો, કરીઆતું, ભારંગી, હળદર, ભોરિંગણી, પુષ્કળમૂળ, મોથ, કડાછાલ, ઇંદ્રજવ, કડુ અને કાળાં મરી એ સઘળાં ઔષધો સમાન લઇ ખાંડી ક્વાથ કરી દિવસ આઠ સુધી બન્ને વખત પીવો તો, દાહ, મોહ, અરૂચિ, દમ, આફરો, કંઠપીડા, ઉધરસ અને અભિન્યાસ-આદિ ઉપદ્રવોએ કરીને સહિત કંઠકુબ્જ સન્નિપાતનો નાશ કરે છે. વૈદ્યવિનોદ.

## તેર જાતના સન્નિપાત પૈકી સાધ્યાસાધ્ય કેટલા છે ?

એઓમાં સંધિક સાધ્ય છે, તંદ્રિક, ચિત્તવિભ્રમ, કર્ણિક, જિવ્હક, અને કંઠકુબ્જ એ પાંચ કષ્ટસાધ્ય છે, રૂગ્દાહ અત્યંત કષ્ટ સાધ્ય છે, રક્તષ્ઠીવિ, ભુગ્નનેત્ર, શીતાંગ, પ્રલાપક, અભિન્યાસ અને અંતક એ ૭ અસાધ્ય છે માટે સાધ્યાસાધ્યનો પૂર્ણ વિચાર કરી લેવો.

આ વિના સન્નિપાતના પ્રકાર વિષે મતમતાંતર વિશેષ છે માટે તેઓનો પૂર્ણ ખુલાસો મેળવવાની ઇચ્છા હોય તો " ભાવપ્રકાશ " મધ્ય ખંડનો ભાગ પેહેલો તથા ચરકાદિ ગ્રન્થોથી મેળવી લેવો.

## સન્નિપાતના સમુચ્ચય ઉપાય.

રસવંતી, પીપર, કાળાં મરી, ધોડાવજ, અરલૂઆનાં બીજ, અને સિંધાલૂણ એ સઘળાં બરોબર લઇ ગોમૂત્રમાં અત્યંત ઝીણાં વાટી આંખમાં અંજન કરે તો, સર્વ જાતના સન્નિપાત શમે છે. અથવા કાળાં મરી, મહુડો, સિંધાલૂણ, ચિત્રામૂળ, કાયફળ અને લીંડીપીપર એ સર્વ સમાન લઇ અત્યંત શુક્ષ્મ વાટી ઉના પાણી સાથે નાકમાં નાસ આપવાથી ત્રિદોષજન્ય સન્નિપાત મટે છે.

## આઠે જાતના જ્વર નાશ કરવાના ઉપાય.

શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ અભ્રક ભસ્મ, શુદ્ધ તાંબેશ્વર, સુંઠ, કાળાં મરી, લીંડીપીપર,

હરદળ, બેહેડાં, આંગળાં અને શુદ્ધ નેપાળો એ સઘળાં ઔષધો સમાન લઇ એ સરવેને કુભાના પાંદડાના રસમાં બે પહોર સુધી ઘુંટી તડકે સુકવી વસ્ત્રગાળ કરી ૧ રતી પ્રમાણે કિંવા બે રતી ભાર માત્રા યોગ્ય અનુપાન સંગાથે આપવી, જેથી આઠે પ્રકારના તાવ નાશ થાય છે તથા પેટનું શળ, અજીર્ણ, હીક, હલીમક અને આમવાયુ પણ નાશ પામે છે. આ ચિંતામણિ રસ કહેવાય. વૈદ્યરહસ્ય. અથવા શુદ્ધ પારો ટાંક ૨, શુદ્ધ ગંધક ટાંક ૨, શુદ્ધ વછનાગ ટાંક ૧, કાળાંમરી ટાંક ૪, પ્રથમ પારા ગંધકની કાજળ કરી પછી અન્ય ઔષધી વાટી મેળવી ખુબ ઘુંટયા પછી બ્રાહ્મીના રસની ૧ ભાવના આપવી, ત્યારપછી ચિત્રક રસની ૧ ભાવના દઇને ગોળીઓ રતીભાર પ્રમાણે વાળવી. તે પૈકી ગોળી ૧ આદાના રસ સંગાથે સેવન કરે તો સન્નિપાત, મૂર્ચ્છા, આમવાયુ, વાતશળ, શીતજ્વર, બળતર વિષમજ્વર મંદાગ્નિ અને અરૂચી વગેરે અનેક રોગોનો નાશ કરે છે; એટલુંજ નહીં પણ મરણ પથારીએ પડેલા મનુષ્યને એક વખત આરામ કરે છે આ અમૃત સંજીવની ગુટીકા કહેવાય છે. રસમંજરી. અથવા શુદ્ધ પારો ૧૨ માસા ગંધક ૨૦ માસા વછનાગ ૧૨ માસા લીંડીપીપર ૪૦ માસા જાયફળ ૨૦ માસા મરી ૫ માસા અકલગરો ૧૨ માસા લવિંગ માસા ૬ ધંતૂરાનાં બીજ માસા ૧૨ અને શુદ્ધ ટંકણખાર ૧૨ માસા લઇ પારા ગંધકની કાજળ કરી વછનાગ મરી ભેગાં વાટી અન્ય ઔષધોને ઝીણાં વાટી કાજળમાં મેળવી આદાના રસમાં ૩ દિવસ ઘુંટવાં તદનંતર લીંબુના રસમાં ૩ દિવસ અને કેરડાની કુંપળના રસમાં પણ ૩ દિવસ સુધી ઘુંટી ૧ અથવા ૨ રતી પ્રમાણે ગોળીઓ વાળી ગોળીઓ બે યોગ્ય અનુપાન સાથે સેવન કરે નાસ લે કે મર્દન કરે તો વાયુ રોગ અને સન્નિપાત માત્ર દૂર થાય છે. આ કાળારિરસ કહેવાય છે. યોગચિન્તામણિ. અથવા સુંઠ ૪ ભાગ કાળાં મરી ૪ ભાગ શુદ્ધ કરેલો તેલીઓ ટંકણ ૩ ભાગ અને શુદ્ધ વછનાગ ૧ ભાગ લેઇ સર્વને સુક્ષ્મ વાટી લીંબુના રસમાં ૩ દિવસ ઘુંટવાં પછી ફરી આદાના રસમાં દિન ૫ અને પાનના રસમાં દિન ૩ ઘુંટી ગોળીઓ રતી પ્રમાણની વાળી યોગ્ય અનુપાન સાથે અથવા આદાના રસ સંગાથે ૧ ગોળી સેવન કરે તો સન્નિપાત વાયુ મસ્તકપીડા, સળેખમ અને પેટના રોગ માત્ર દૂર થાય છે. આનું નામ ત્રિપુર ભૈરવ રસ છે. યોગચિંતામણી. અથવા શુદ્ધ વછનાગ કડુ, સિંધાલુણ, વજ, લસણ, ઉભી ભોંયરીંગણી કાયફળ, જેઠીમધ અને સમુદ્રફળ એ સઘળાં સમાન ભાગે લઇ ઝીણાં વાટી આકડાના દુધના ૩ પુટ દેવા પછી તેને માછલીના પિત્તાની ૩ ભાવના દઇ સારી પેઠે ઘુંટી ગોળી ૧ રતી કે બે રતી પ્રમાણે માત્રા લઇ કફ, વાયુ, મૃગી, પીનસ, શિર, કાન, અને નેત્ર રોગ માટે નાકમાં ભુંગળીદ્વારા નાસ દે તો સંજ્ઞા આવે અને સન્નિપાત દૂર થાય. આનું નામ સંજ્ઞાકરણ રસ છે. રસમંજરી. અથવા પારાની શુદ્ધ ભસ્મ ટાંક ૩, શુદ્ધ ગંધક ટાંક ૩ વછનાગ ટાંક ૬ અને કાળાં મરી ટાંક ૧૨ લઇ ખરલ કરી સૂઅર, મોર તથા પાડાના પિત્તાની ૭-૭ ભાવના દઇ કંકાસણી ( કળિહારી ), કુકડવેલો અને જ્વાળામુખીના રસમાં ( એક પછી એકના રસમાં ) ઘુંટી પછી આદાના રસના ૨૧ પુટ દેવા. તડકે શુષ્ક થયે તેમાંથી ૨ રતીભાર ભાત દહીના યોગ્ય અનુપાન સંગાથે શીતોપચાર સહ સેવન કરે તો સન્નિપાત જ્વરનો નાશ કરે છે. અને સર્વ પેટના રોગ તથા હાડમાં ફૂટણ-શળ હોય તે નાશ થાય છે. આનું નામ બ્રહ્માસ્ત્ર રસ કહેવાય છે. યોગતરંગણી. ઇતિ સન્નિપાતના લક્ષણ ઉપાય સંપૂર્ણ.

## આગંતુક જ્વરના પ્રકાર.

આગંતુક જ્વરના ભેદ નોખા નોખા વર્ણવતાં પાર આવે તેમ નથી માટે થોડામાં ઘણાઓનો સમાવેશ કરી લીધેલ છે-એટલે કોઇપણ પ્રકારના શસ્ત્ર ( માટીનું ઢેફું. પત્થર, લાકડી, મુકી, લાત અને તરવાર વગેરે ) નો પ્રહાર લાગવાથી, કામ ક્રોધ શોક ભય કે ભૂતાદિના આવેશથી કોઇ શત્રુએ કરેલી કૃત્યાની ઉત્પત્તિ-આદિ અભિચાર-મંત્રપ્રયોગથી બ્રાહ્મણ ગુરૂ વૃદ્ધ કે સિદ્ધ-આદિના શાપથી ઝેરના ખાવાથી તાવવાળા રોગીના કે ઝેરી વનસ્પતિના સ્પર્શથી અને ખરાબ વાસના કે ખરાબ સ્વાદવાળા ઔષધોથી ઉત્પન્ન થયેલા જ્વરને આગંતુક જ્વર કહે છે; કેમકે દોષો આગંતુક જ્વરને ઉત્પન્ન કરનાર નથી પણ તે જ્વર ઉત્પન્ન થયા પછી તેની સાથે પાછળથી પોતપોતાના દોષોની સાથે સંબંધ પામે છે અર્થાત આગંતુક જ્વર પ્રથમ વ્યથાથી ઉત્પન્ન થાય છે અને પછીથી પોતપોતાના દોષોની સંગાથે સંબંધ પામે છે. હવે આગંતુક જ્વરના જુદાં જુદાં લક્ષણો કહીએ છીએ.

## શાસ્ત્રાદિના પ્રહારથી ઉત્પન્ન થએલા આગંતુક જ્વરનાં લક્ષણ.

શસ્ત્ર પ્રહાર-લાગવાથી ઉત્પન્ન થયેલી પીડાના લીધે વાયુ કોપે છે, તેથી તે વાયુ લોહીને બગાડી પીડા ઉત્પન્ન કરે છે, તથા તે સ્થળે સોજો આવે છે અને શરીરનો વર્ણ વિપરીત થઇ જાય છે તે કારણથી શરીરમાં રહેલો વાયુ જ્વરને ઉત્પન્ન કરે છે.

### ઉપાય.

આ જ્વરવાળાને લંઘન કરાવવું નહીં, કષાયથી તથા ગરમ વસ્તુનો યોગ યોજવો નહીં, પણ મીઠા સ્નિગ્ધ પદાર્થો ખવરાવવા, વાગેલી જગ્યાએ યોગ્ય શેક કરવો, વિશેષ ઘા પડેલો હોય તો ટેભા દેવરાવવા અને પાટો વગેરે યુક્તિથી બાંધવો.

## કામ, ક્રોધ, શોક, ભય અને ભૂતાદિના આવેશથી ઉત્પન્ન થએલા જ્વરનાં લક્ષણ.

ઇચ્છેલી સ્ત્રી અથવા પુરૂષ ન મળવાથી કિંવા કામના વેગથી જે તાવ આવે છે તેને કામજ્વર કહે છે. તેમાં મન ભમતું થાય છે, આંખો મિંચાય છે, શરીરમાં સુસ્તી, ભોજન ઉપર અરૂચિ અને અંતઃકરણમાં પીડા થાય છે, તથા નિદ્રા, અનિદ્રા, દાહ, મૂર્છા, ત્રોડ થાય, નેત્ર ચપળ રહે તથા લજ્જા, ધૈર્ય અને બુદ્ધિનો નાશ થાય છે. તેમજ તરશ લાગ્યા કરે છે અને વારંવાર નિઃશ્વાસ નાખ્યા કરે છે.

### ઉપાય.

ચિંતવેલી સ્ત્રી કે ચિંતવેલો પુરૂષ મેળવી આપવો અને તે સ્ત્રી કે પુરૂષ સારા ભોગ સાધનોથી પોતાના વલ્લભ મનુષ્ય સાથે હાસ્ય વિલાસ કરે તો કામજ્વર દૂર થાય છે, અથવા [illegible] નવયૌવના, ચપળ ચાતુરીદાર નેત્રવાળી, કઠિણ અને ગોળ ઉંચા સ્તનવાળી, ગોરા વર્ણની સ્ત્રી સાથે કિંવા સ્ત્રીએ મન ગમતા સ્વરૂપવંત પુરૂષ સંગાથે સુરતક્રિયા કરવી તો કામવેગથી ઉત્પન્ન થયેલો જ્વર નાશ પામે.

ભયથી અથવા શોકથી પ્રાપ્ત થયલા જ્વરમાં બકવા થાય છે, અતિસાર, અરૂચિ

અને ચિત્તની અસ્થિરતા થાય છે. ક્રોધથી ઉત્પન્ન થયેલા તાવમાં શરીર કંપે, માથું દુખે અને પિત્તજ્વરના તાવનાં લક્ષણો થાય છે, તેને ભયજ્વર-શોકજ્વર તથા ક્રોધજ્વર ક્રમે કરી જાણવા.

## ઉપાય.

ભય વા શોકજ્વર વાળાને હર્ષની સુંદર વાર્ત્તાઓ સંભળાવવી અને જે પ્રકારનો ભય ઉત્પન્ન થયો હોય તે ભય ભ્રમે તે પ્રકારે પણ દૂર કરાવવો.

ક્રોધજ્વર વાળાને મીઠી મનગમતી વાતોથી તથા તેને પ્યાર ઉપજે તેવાં વચનો કહેવાથી ક્રોધજ્વર નાશ થાય છે.

ભુતાદિના આવેશથી જેને તાવ આવ્યો હોય તેને ઉદ્વેગ, હસવું, રોવું, કાંપવું અને ચિત્તની અસ્થિરતા થાય છે તે ભુતજ્વર કહેવાય છે તથા કેટલાક રૂષિઓના મત પ્રમાણે તેને વિષમ વેગના લીધે વિષમજ્વરમાં ગણેલો છે.

## ઉપાય.

ભૂતજ્વર વાળાને બાંધી ચૌદમું રત્ન આપવું તથા મંત્ર, તંત્ર, યંત્રાદિના પ્રયોગ અને નાસ કે અંજનના યોગ કરવા.

### ભૂતોને કહાડવાનો મંત્ર.

ॐ ह्रॉंह्रीं नमोभूतनायक समस्त भूवन भूतारि साधय २ हुं ३ फुटस्वाहा.

આ મંત્ર ભણી મોર પાંખથી ઝાડો ઉંઝણી નાખે તો ભૂત દૂર થાય છે.

### મંત્ર બીજો.

ॐ नमो नारसिंहाय हिरण्यकशिपु वक्षस्थल विदारणाय त्रिभुवन व्यापकाय भूत प्रेत पिचाश शाकिनी कीलोन्मूलनाय स्तंभोद्भव समस्त दोषन् हन हन सर सर चल चल कंप कंप मथ मथ हुंफुट हुंफुट हुंफुट ठः ठः महारुद्रो जापयतिस्वाहा.

આ નૃસિંહ રક્ષા મંત્રથી મોર પિંછાની પિંછીથી ઉંજણી દેવી તો ભૂતાદિક નાશ થાય.

### મંત્ર ત્રીજો.

ॐ नमो भगवते भूतेश्वराय किलिकिलि तार्क्ष्याय रौद्रदंष्ट्र करालवक्त्राय त्रिनयन भूषिताय धगधगीत पिसंग ललाट नेत्राय तीव्र कोपानलाय मिति तेजसे पाश शूल खट्वांग डमरु कर धनुर्बाण मुद्गर भयदंड त्रासमुद्रा व्यग्र दशदोर्दंड मंडिताय कपिल जटाजूट कूटार्धचंद्र धारिणे भस्मराग रंजित विग्रहाय उग्रफणिपति घटाटोप मंडित कंठ देशाय जय २ भूत डामरेश आत्मरूपं दर्शय २ नृत्यय २ सर २ चल २ पाशेन बंध २ हुंकारेण त्रासय २ वज्रदंडेन हन २ निशितखड्गेन छिंधि २ शुलाग्रेणभिंध २ मुद्गरेण चूर्णय २ सर्व ग्रहाणां आवेशय २.

આ મંત્રવડે ગાયના ઘીમાં ગુગળ મેળવી ભૂતગ્રસિતને સારી પેઠે ધુણી આપવી. તથા આ મંત્રથી અડદ મંત્રી છાંટે તો ભૂત પ્રેતાદિ જે હોય તે જવાબ આપે અને પછી

એજ મંત્રથી ભૂતાદિને કહાડે. અથવા–ગુગળ, લિંબડાનાં પાન અને સાપની કાંચળી મે-ળવી ધૂપ દેવો તથા હીંગ, અને લસણ પાણીમાં ઝીણાં વાટી નાકમાં નાસ દે તથા આં-ખમાં આંજન કરે તો ભૂતાદિ નાશ થાય. એમ તંત્રોપચાર ગ્રન્થમાં લખેલ છે. અથવા તુળસીનાં પાન ૯, કાળાં મરી ૯ અને (શનિવારની સંધ્યાએ નોતરી આદિતવારના પ્રાતઃકાળે કાગડા ન બોલે તે વખત પોતાનો પડછાયો ટાળી પવિત્ર પણે લીધેલી) સહદે-વીની જડ એ ત્રણેને મેળવી ગળામાં ધારણ કરે તો ભૂતાદિક દોષ દૂર થાય.

અભિચાર કે, અભિશાપથી આવેલા તાવમાં મોહ અને તરસ ઉત્પન્ન થાય છે. અત્યંત રોગ થયા કરે છે, સર્વ વસ્તુમાં ગ્લાનિ ઉપજે, અતિસાર, મૂર્છા, ભય, દાહ અને શ્રમ તેમ થયા કરે છે. તથા આગન્તુકજ્વર એટલે પુત્ર, મિત્ર, સ્ત્રી ધન અને પ્રિયવસ્તુ-નો નાશ થવાથી જે તાવ આવે છે તેમાં પણ ઉપર પ્રમાણેજ ચિન્હો હોય છે.

## ઉપાય.

ઇશ્વર ભજન કરવું એ સર્વોત્તમ છે. તથા ધીરજ રાખવી, અને મનને ગમે તેવાં મિષ્ટ રૂચિ કરતાં ભોજનો જમે તો તથા અતિ સ્વાદવંત શાકના ખાવાથી ઉક્ત જ્વરો મટે છે.

ઔષધીના ઉગ્ર કે ખરાબ વાસ વગેરે સ્વાદથી આવેલા તાવમાં મૂર્છા આ-વેછે, કપાળ દુખેછે, ઉલટી થાય છે અને છીંકો આવ્યા કરે છે. તેને મટાડવા સુંદર સ્વાદિષ્ટ ઓષધો રૂચિકર વસ્તુઓ અને સુગંધ દ્રવ્યો ઉપભોગમાં લે તો આરામ થાય છે. ઝેર ખા-વાથી આવેલા તાવમાં મુખ કાળું, શરીરમાં બળતરા, અન્નનો અભાવ અતિસાર, તરસ, તીવ્રપીડા અને મૂર્છા થાય છે તેને મટાડવા ઝેર નાશના પ્રયોગ કરવા.

## વિષમજ્વરનાં લક્ષણ.

જે મનુષ્યને તાવ આવતો હોય છતાં કુપથ્ય કરે તેથી, અથવા તો તાવ ઉતર્યા પછી ખાવા પીવામાં–આહાર વિહારમાં યોગ્ય રીતિ રાખે નહીં તેથી રસ તથા રૂધિર–આદિ ધાતુઓમાંના કોઇ ધાતુને દૂષિત કરીને વિષમજ્વરોને ઉત્પન્ન કરે છે અથવા તાવ આવ્યા વિના પણ આ તાવ આવે છે–એટલે જેને ટાઢો કે ઉનો તાવ આવે તથા વધારે આવે કે થોડો આવે તેનો નિયમ નહી અને સમય–વખતનું પણ નિયમિતપણું હોય નહીં અથવા વખતસર પણ આવે તે વિષમ જ્વર કહેવાય છે. તેના મુખ્ય ચાર અથવા પાંચ પ્રકાર છે. સતત, અન્યેદ્યુ, તૃતીયક અને ચાતુર્થિક એ પાંચ ભેદ છે.

જે જ્વર સાત દિવસ (વાયુનો) દશ દિવસ (પિત્તનો) અને બાર દિવસ (કફનો) નિરં-તરપણે રહે તેને સતતજ્વર કહે છે.

જે જ્વર એક અહોરાત્રિમાં બે વખત આવે તે સતતજ્વર કહેવાય છે.
જે જ્વર અહોરાત્રિમાં એકજ વખત આવે છે તે અન્યેદ્યુ કે અન્યેદ્યુષ્ક કહેવાય છે.

ત્રીજે દિવસે એકાંતરે તાવ આવે તે તૃતીયજ્વર અને ચોથે દિવસે આવે તે ચાતુ-ર્થિક–ચોથીઓ–તરીઓ તાવ કહેવાય છે.

## ઉપાય.

વિષમજ્વર વાળાને મગ તથા મઠની દાળનું પાણી પાવું, હલકા પથ્ય પદાર્થ

આપવા, ઠંડુ પાણી પાવું નહીં, અથવા કુકડવેલાનાં ફળ, હરડેની છાલ, લિંબડો, ઈંદ્રજવ, જવાસો, અને લિંબડાની ગળો એ સર્વ સમાન ભાગે લઇ ખાંડી કવાથ કરી નિરંતર ૭ દિવસ બન્ને વખત પીવા માત્રથી કાસાદિ યુક્ત સતતજ્વર નાશ થાય. **વૈદ્યવિનોદ.** અથવા **શીતજ્વર**–ટાઢીઆ તાવવાળાને મોટી ભોંરિંગણી, ધાણા, સુંઠ, લિંબડાની ગળો, મોથ, પદ્મક, રતાંજળી, કરીયાતું, કુકડવેલનાં ફળ, અરડૂસો પુષ્કરમૂળ, કડુ, ઈંદ્રજવ, લિંબડાની અંતરછાલ, ભારંગી અને પિત્તપાપડો એ સઘળાં ઔષધોને સમાન ભાગે લઇ કવાથ કરી ૧૦ દિવસ સુધી બન્ને વખત પીએ તો ટાઢીઓ તાવ મટે- આ બૃહતક્ષુદ્રાદિ કવાથ કહેવાય છે. **વૈદ્યરહસ્ય.** અથવા કરીયાતું, લિંબડાની અંતરછાલ, કડુ, લિંબડાની ગળો, હરડેદળ, મોથ, જવાસો, ત્રાયમાણ, ભોંરિંગણી, કાકડાશીંગી, સુંઠ, પિત્તપાપડો, ધઉંલા–કાંગ અથવા ખુપકળા, કુકડવેલનાં ફળ, લીંડીપીપર અને કચૂરો એ સોળ ઔષધીઓ સમાન ભાગે લઇ ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરી ૧૦ રતીભાર ઠંડા પાણી સંગાથે ૮ દિવસ લગી સેવન કરે તો **વિષમજ્વર** દૂર થાય છે. આ ષોડશાંગચૂર્ણ કહેવાય છે. **યોગચિંતામણિ.** અથવા કરીયાતુ, કડુ, નસોતર. વાળો, પીપર, વાવડીંગ, સુંઠ, લિંબડાની અંતરછાલ, હરડે એઓ સઘળાં સમાન લઇ તેઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ઉના પાણી સાથે વા એઓનો કવાથ કરી પીએ તો વિષમજ્વર નાશ પામે છે અને ભૂખને વધારે છે. **વૈદ્યવિનોદ.** અથવા–સંખીઆ સોમલને ૧૪ વાર લાંબા વંતાકમાં ઘાલી ભરસાડમાં બાફી તે સોમલ જેટલો શુદ્ધ હિંગળોક અને પીપર મેળવી ઘુંટી રાઇ જેવડી ગોળીઓ વાળી તેમાંથી ૧ ગોળી પતાસા સંગાથે ટાહાડ ચડયા પહેલાં ખાય તો સઘળી જાતના તાવ ૫ કે, ૭ ગોળીના સેવવાથી નાશ પામે છે એને **જ્વરાંકુશ** કહે છે. ( વિષમજ્વરના અનેક ભેદ છે માટે ચરક વા ભાવપ્રકાશાદિ ગ્રંથોથી જ્ઞાન મેળવો. )

## જીર્ણજ્વરનાં લક્ષણ.

તાવ આવતાં ૨૧ દિવસ થાય ત્યાર પછી તે તાવને જીર્ણજ્વર કહે છે એટલે જીર્ણજ્વર વાળાના હાડમાં હાડકચરીઓ તાવ રહે છે, ભૂખ લાગતી નથી, શરીર દુબળું થાય છે અને પેટમાં બરલની ગાંઠ વધી આવે છે તેને જુનો–જીર્ણ તાવ કહે છે.

## જીર્ણજ્વરના ઉપાય.

સોનાના વરખ ૧ ભાગ, વગર વિંધેલાં સાચાં મોતી ૨ ભાગ, શુદ્ધ હિંગળોક ૩ ભાગ, અને મરી ૪ ભાગ તથા ગોમૂત્રમાં શોધેલો ખાપરીઓ ૮ ભાગ લઇ સર્વને ઉત્તમ ખરલમાં ખરલ કરી ગાયના માંખણ અને લીંબુના રસ સાથે જ્યાં સુધી માંખણની ચીકાસ જણાય ત્યાં સુધી ઘુંટી ૧ રતી વા બે રતી ભારની રેવડીઓ બનાવી રતી કે બે રતી ભાર, મધ પીપર સાથે દુધના પથ્ય યુક્ત સેવન કરે તો જીર્ણજ્વર, ધાતુજ્વર, અતિસાર, લોહીખંડવાડો, પિત્ત સંબંધી ઘોર વ્યાધી, લોહીવિકાર, નેત્રવિકાર, અને પ્રદર રોગનો નાશ કરે છે, તથા શક્તિને વધારે છે. આ **વૃહન્વસંતમાલતીરસ** કહેવાય છે. **યોગતરંગિણી.** અથવા—ભોંરીંગણી ગળો અને સુંઠનો કવાથ કરી પીપર ચૂર્ણના પ્રતિવાસ સાથે સેવન કરે તો જીર્ણજ્વર ખાંસી કફ દમ અને અરૂચિનો નાશ કરે છે. અથવા કચૂરો સુંઠ દેવદાર રાસ્ના મોથ કડુ મોટી રીંગણી અને કરીયાતું એઓ સર્વ સમાન

લઇ તેઓનો ક્વાથ કરી પીપર મધ સહિત પીએ તો જીર્ણજ્વર અને વિષમજ્વર નાશ થાય છે. વૈદ્યવિનોદ. અથવા પીપળાની લાખ ૬૪ તોલા તથા તેલ ૬૪ તોલા અને તેલથ ચોગણું ગાયના દહીનું ઘોળવું નાખવું તથા આસગંધ, વરીઆળી, હળદર, દેવદાર, મેદીન બીજ ( વા નગોડ ), કડુ, ન્હાની પીલુડી, ઉપલેટ, જેઠીમધ, મોથ, સુખડ અને રાસ્ના એટ લાં એક એક તોલા ભાર લઇ કલ્ક કરી તેમાં નાખી ધીમા તાપે તેલને પકાવી ગાળી લે આ તેલનો માલેસ કરે તો સઘળી જાતના વિષમજ્વર, ચળ, શૂળ, શરીરની ખરાબ વાસન અંગનું ફાટવું વા ફોલ્લાઓ વગેરે નાશ થાય છે. આ લક્ષાદિ તેલ કહેવાય છે—યોગ તરંગીણિ. અથવા લીંડીપીપરો પેહેલે દહાડે ૩ તથા ૭ કે ૧૦ થી ખાવી શરૂ કર નિરંતર એક એક વધતાં ૨૧ દિવસ લગી ખાવી અને પછી પાછી એક એક ઘટાડી જેટલ પહેલે દહાડે ખાધી હોય તેટલા સુધી આવવું તેને [1]વર્ધમાન પીપર પ્રયોગ કહે છે. આ વર્ધમાન પીપરના સેવનથી જીર્ણજ્વર, પાંડુ, વાતરક્ત, ખાંસી, દમ, અરૂચિ, પેટના રોગ હર્ષ, શ્લેષ્મ, અને ઉરોગ્રહ વાયુ મટે છે. યોગચિંતામણિ. અથવા બકરીના દુધ ફીણનો હાથે પગે લેપ કરવાથી જીર્ણજ્વર મટે છે. પ્રસ્તાવિક. અથવા લિંબડાન પાન ૧૦ ભાગ, ત્રિફળા ૩ ભાગ, ત્રિકટુ ૩ ભાગ, અજમો ૫ ભાગ, ત્રિલવણ ૩ ભાગ અને જવખાર ૨ ભાગ લઇ તેઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી પ્રભાતે પાણી સાથે સેવન કરે વિષમજ્વર અને જીર્ણજ્વર નાશ થાય છે. આને નિંબાદિ ચૂર્ણ કહે છે. વૈદ્યરહસ્ય અથવા ત્રિફળાં, હળદર, દારૂહળદર, ભોંરીંગણી, મ્હોટી રીંગણી, કચૂરો, ત્રિકટુ, પીપરીમૂળ ન્હાની પીલુડી, ગળો, ધમાસો કડુ, ખડસલિયો, મોથ, ત્રાયમાણ, વાળો, લિંબડો, પુષ્કરમૂળ જેઠીમધ, કડાછાલ, અજમો, ઇંદ્રજવ, ભારંગી, સરગવાનાં બીજ, સોરઠી માટી ( ફટકડી ), વજ તજ, પદ્મક, કાળો વાળો, સુખડ, અતિવિષ, કાંકડી, મ્હોટો સમેરવો, ગંધી સમેરવો, વાવ ડીંગ, તગર ચિત્રો, દેવદાર, ચવ્યક, તમાલપત્ર કડવાં પરવર જીવક, ઋષભક, લવિંગ વંશલોચન, ધોળું કમળ, કકોળીનાં પાન, જાવંત્રી અને તાલીસપત્ર એટલાં ઔષધો સરખ લઇ ચૂર્ણ કરી તેના અરધા ભાગે કરીયાતાનું ચૂર્ણ તેમાં મેળવી યોગ્ય માત્રાએ તે સેવન કરે તો સમસ્ત પ્રકારના તાવ, દાહ, પ્રમેહ, ઘેન, ભ્રમ, તરશ, ઉધરસ, શ્વાસ, પાંડુ

---

1 પ્રથમ પાંચ પીંપરથી વધતાં સો સુધી જવી પછી તે જ પ્રમાણે ઘટતાં પાંચ સુધી આવવું, પણ નિત્ય તે પીપરનું દુધ સાથે સેવન કરે તો વાતરક્ત, દમ, પાંડુ, મસા, ગોળો, સોજો અને પેટના રોગ મટે છે. વૈદ્યરત્ન.

પ્રથમથી ૫–૭–કે ૧૦ પીપરોને દુધમાં ઉકાળી તેમાંજ ઘુંટી પીને પછી દુધ ભાત જમે અથવા નિરંતર ૨૧ દિવસ લગી એક એક પીપર વધારતાં પછી એક એક ઘટાડી સેવન કરતા રહેવું વૈદ્ય રહસ્ય. પાંચ અથવા દશથી પ્રથમ પીપરો શરૂ કરી એકેક વધતાં ૧૦ દિન દુધમાં ઘુંટી પીવી અ ક્રમવાર ઘટાડી દેવી. પણ તે ઉપર દુધ ભાત ખાવાં. સુશ્રુત.

દશ પીપરને ક્રમેકરી વધતાં ૧૦ દિવસ દુધમાં ઉકાળી પીવી અને પાછી ક્રમવાર ઘટાડવી, એ ૧૦૦૦ પીપર ખાય તો સર્વ રોગ મટાડી આયુને વધારે છે. બળવાળાએ દુધમાં ઘુંટીને અને સાધારણ બળવાળાએ દુધમાં ઉકાળીને પીવી, પણ ઓછા બળવાળાએ તેના ચૂર્ણને ફાકીને ઉપર દુધ પીવે તો ગુણ થાય છે. પીપરનું ચૂર્ણ સમાન મધમાં સેવે તો ખાંસી, અજીર્ણ, અરૂચિ, દમ, છાતિ રોગ, પાંડુ, અને કૃમિરોગનો નાશ કરે છે. વાગ્ભટ.

રોગ, છાતીનાં દરદ, કમળો, ત્રિકૂપીડનું, ગોઠણનું તથા પડખાનું શળ જેમ વિષ્ણુ ભગવાન સુદર્શનચક્રવડે દૈત્યોનો નાશ કરે છે તેમ આ સુદર્શન ચૂર્ણ ઉપર કહેલા રોગોનો નાશ કરે છે. જ્વર માટે ટાઢા પાણી સાથે ફાકવું. યોગતરંગીણિ. આ ઉપાય કર્યા છતાં જીર્ણજ્વર કે વિષમજ્વર ન મટે તો રોગના પ્રમાણમાં રેચ અને ઉલટી કરાવવી જેથી તુરત મટે છે.

## અજીર્ણ જ્વરનાં લક્ષણ.

જે રોગીને વારંવાર પાતળો ઝાડો થયા કરે, ખાટા ઓડકાર આવે, ઉલટી થવા જેવી શંકા રહે, પેટમાં પીડા થાય, પેટ ચઢે અને પેટમાં ગડગડાટ શબ્દ થાય તો જાણવું કે અજીર્ણના કારણથી તાવ આવેલો છે.

## ઉપાય.

મોટી અજમો, હરડેની છાલ અને સંચળ એઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ટાંક ૧ ઉના પાણી સાથે ફાકે તો અજીર્ણ જ્વર જાય. અથવા અજીર્ણને નાશ કરનારા સમસ્ત ઉપાયો યોજવા તેથી પણ અજીર્ણજ્વર નાશ થાય છે.

## દ્રષ્ટિજ્વરનાં લક્ષણ.

જે મનુષ્યને કોઈ ક્રૂર જનની દ્રષ્ટિ લાગી હોય તેને બગાસાં બહુ આવે, પેટમાં પીડા, હાથ પગમાં ત્રોડાવો અને શરીર અશક્ત થઈ જાય તો, જાણવું કે દ્રષ્ટિજ્વર છે.

## ઉપાય.

શેકેલી હીંગ, કાળાંમરી, લીંડીપીપર અને સુંઠ એઓને સમાન ભાગે લઈ ઝીણાં વાટી વસ્ત્રગાળ ચૂર્ણ કરી ટાંક ૨ ઉના પાણી સંગાથે સેવન કરે તો દ્રષ્ટિજ્વર મટે છે, અથવા નાગનો મ્હોરો–મણિને પાણીમાં ઘોળી તે પાણી પાવાથી તથા તંત્રાદિ પ્રયોગથી દ્રષ્ટિજ્વર નાશ થાય છે.”

## લોહીવિકારથી ઉત્પન્ન થયેલા તાવનાં લક્ષણ.

જે રોગીના સર્વ શરીરમાં ત્રોડાવો થાય, શ્વાસ ચાલે, શરીર શિથિલ થઈ જાય, તૃષા, મૂર્ચ્છા, અને આફરો થાય તો જાણવું કે લોહીના બગડવાથી તાવ આવેલો છે.

## ઉપાય.

કાળી દ્રાક્ષ, હરડેની છાલ, અરડૂસો, ભોંરિંગણી, હળદર અને લિંબડાની ગળો એઓને બરાબર લઈ ખાંડી ક્વાથ કરી યોગ્ય માત્રાએ ટાઢો પડયા પછી તેમાં ૦॥ તોલાભાર મધ મેળવી દિવસ ૭ લગી સેવન કરે તો લોહી બગાડથી ઉત્પન્ન થયેલો તાવ નાશ પામે છે.

## મળજ્વરનાં લક્ષણ.

જે રોગીને ભ્રમ, મૂર્ચ્છા, ઉલટી, હેડકી, પેટમાં શૂળ અને જીભ તથા મુખમાં શોષ પડયા કરતો હોય તો તથા બળતરા પણ થયા કરે તો જાણવું કે મળના બગાડથી તાવ આવ્યો છે.

## ઉપાય.

કડુ, પીપરીમૂળ, મોથ, હરડેની છાલ અને ગરમાળાનો ગોળ એ સઘળી ઓષધીઓ સમાન ભાગે લઇ આખી પાખી ખાંડી કવાથ કરી યોગ્ય માત્રાએ આપે તો મળજ્વર નાશ થાય છે—આ કિરમાળાપંચક કહેવાય છે.

## ગર્ભીણિ સ્ત્રીના તાવનો ઉપાય.

" રતાંજળી, કાળીદ્રાખ, વાળો, ધોળી ઉપલસરી, જેઠીમધ, મહુડો, ધાણા સુંગંધી વાળો અને સાકર એ સઘળાં બરાબર ભાગે લઇ તેઓનો કવાથ કરી ૭ દિવસ, સુધી સેવન કરે તો ગર્ભવંતી સ્ત્રીનો તાવ નાશ થાય છે. "

## સૂતિકાજ્વરનાં લક્ષણ.

જે સ્ત્રીને સર્વાંગમાં તોડ થતી હોય, શરીર ઉનું રહે, કંપવા થાય, શરીર ભારે રહે, તૃષા, સોજો અને અતિસાર થઇ આવે ત્યારે જાણવું કે સુવારોગને લીધેજ તાવ આવેલો છે.

## ઉપાય.

" અજમોદ, જીરૂ, વંશલોચન, ખેરસાલ, વિજૈસાર, વરીયાળી, ધાણા, અને ગીંગળાનો ગુંદ એ સઘળાં સમાન ભાગે લઇ કચરી કવાથ કરી ૧૦ દિવસ પર્યંત પીએ તો સુતિકાજ્વર નાશ પામે. " અથવા સાલપરપોટી ( સમેરવો ), પીલવણી ( મધી સમેરવો ), ભોંરિંગણી ઉભી રિંગણી, ગોખરૂ, બીલી, અરણી, અરલુ, સીવણ અને કાકચ એ દસમૂળને સમાન ભાગે લઇ ખાંડી તેઓનો કવાથ કરી ૧૦ દિવસ સુધી નિરંતર જરા ઉનો હોય ત્યારે તેમાં ઘી નાંખી પીએ તો સુતિકાજ્વર મટે છે. ભાવપ્રકાશ.

## બાળકોના જ્વરના ઉપાય.

જે બાળકનું શરીર ઉનું થયું હોય તથા રોયા કરે તો તાવ આવેલો જાણી તેને મોથ, હરડેની છાલ, લિંબડો કુકડવેલાનાં ફળ, અને જેઠીમધ એ સઘળાં સમાન ભાગે માસા માસા ભાર લઇ કવાથ કરી ૭ દિવસ યોગ્ય માત્રાએ સ્હેજ ઉનો હોય ત્યારે પાય તો બાળકનો તાવ મટે છે. ભાવપ્રકાશ. અથવા—" ચોખાની ધાણી, જેઠીમધ, બાલચક અને મહુડો એઓનું સૂક્ષ્મ ચૂર્ણ ૧ માસા ભાર મધ સંગાથે ચટાડે તો બાળકનો તાવ મટે. " તેની માતા કે ધાવ હોય તેને પથ્યમાં રાખવી તેથી પણ તરત આરામ થાય છે. અથવા તે બાળકને તાવ સંગાથે અતિસાર પણ થયો હોય તો, અતિવિષ, બીલાનો ગર્ભ, ઇંદ્રજવ, ધાવડીનાં ફુલ, લોદર, ધાણા અને વાળો એઓનો માસા માસ ભારનો કવાથ કરી પીવરાવે તો અતિસાર યુક્ત તાવનો નાશ થાય છે. વૈદ્યરહસ્ય. જો બાળકની ડુંટી પાકી ગઇ હોય તો ઘી ઉનું કરી શેક કરે તો મટે છે. જો બાળકના પેટમાં કરમીઆ પડ્યા હોય તો—તાવ આવે; શરીરનો વર્ણ વિપરીત થઇ જાય, પેટમાં શૂળ હોય, ઉલટી, ભ્રમ, ભોજનમાં—ધાવવામાં અરૂચિ, અને અતિસાર હોય તો જાણવું કે કમીઆના કારણથી જ્વર ઉત્પન્ન થએલો છે. તેના ઉપાય એ છે કે—" પિત્તપાપડો, લિંબડાની અંતરછાલ મુરઝવાનું, મૂળ; મોથ, દેવદાર; અને વાવડીંગ એ સઘળાં બરાબર ભાગે લઇ કચરી ટાંક ૧ નો કવાથ કરી ૭ દિવસ પાવાથી પેટના કમીઆ નાશ પામે છે અને તાવ પણ મટે છે. "

## કાળજ્વરનાં લક્ષણ.

જે રોગીનો તીવ્રવેગ સહિત તાવ હોય, ઉર્ધ્વશ્વાસ હોય, શરીરની કાન્તિ નાશ પામી જાય, પરસેવો આવે, શરીર શિથિલ થઇ જાય, નાડી હાથ લાગે નહીં અને શરીરની સર્વ ઇંદ્રિઓ પોત પોતાના ધર્મને ત્યજી દે તો જાણવું કે કાળજ્વર છે.

## ઉપાય.

ગાય, પૃથ્વી, અન્ન, વસ્ત્ર, ફળ અને સુવર્ણાદિનું શ્રદ્ધા તથા શક્તી પ્રમાણે દાન દેવું, અને સન્નિપાત ઉપર કહેલા પ્રયોગો ઉપયોગમાં લેવા તથા શ્રી રામનામનું સ્મર્ણ કરાવવું એજ જન્મ જન્માંતમાં સુખદાતા છે.

## જ્વરના દશ ઉપદ્રવ.

તાવનું મોહોટું કુટુંબ છે એટલે ઉધરસ, શોષ, શ્વાસ, હેડકી, વમન, અતિસાર, અરૂચિ, આફ્રો, બંધકોષ અને મૂર્છા એ દશ ઉપદ્રવ-કિંવા કુટુંબી છે એટલે પ્રથમ જ્વર છે એ વડિલ પુરૂષ રૂપ છે તેથી પેહેલાં પ્રત્યેક મનુષ્યને તાવ આવે અને પછી ઉક્ત કહેલા ૧૦ ઉપદ્રવો પ્રાપ્ત થાય છે, જ્વરરૂપી વડિલ પુરૂષની તરષ તો સ્ત્રી છે. શ્વાસ અને ઉધરસ તાવના દીકરા છે, હેડકી અને ઉલટી તાવની દીકરીઓ છે, અતિસાર તાવનો ભાઇ છે, અરૂચિ તાવની બેહેન છે; બંધકોષ તાવનો ભાણેજ છે. આફ્રો તાવનો સસરો છે અને મૂર્છા તાવની લોંડી છે. એમાં તાવ આવ્યા પછી જે વિશેષ બળવાન જણાય તેનું બળ નાશ કરવા યોગ્ય ગુણવાળી ઔષધી આપવી, પણ અન્ય બળવાન્ ઉપદ્રવ પ્રત્યે તિરસ્કાર બતાવી એકલા જ્વરનાજ ઉપાય કરવા અયોગ્ય છે; માટે જ્વરઘ્ન દવા સાથે જે ઉપદ્રવ બળવત્તર જણાતો હોય તેને નાશ કરનારી ઔષધીનો મેળાપ કરી ઉપાય યોજવા.

## જ્વર અને અતિસાર એકઠા હોય તેના ઉપાય.

સુંઠ, અતિવિષ, મોથ કરિયાતું, લિંબડાની ગળો અને કડાછલ, એ સર્વ સમાન ભાગે લઇ કચરી ક્વાથ કરી યોગ્ય માત્રાએ નિરંતર ૭ દિવસ સુધી પીએ તો જ્વર સહિત અતિસાર નાશ પામે છે. વૈદ્ય રહસ્ય. અથવા-" પિંપરીમુળ, લીંડીપીપર, ચવ્ય, ચિત્રામૂળ, સુંઠ, બીલાનો ગર્ભ, મોથ, કરિયાતું, કડાછાલ અને ઇંદ્રજવ એ સઘળાંને સમાન લઇ ખાંડી ક્વાથ કરી દિવસ ૭ સુધી સેવન કરે તો જ્વરાતિસાર, હેડકી, મુખશોષ, ઉલટી, શ્વાસ અને ઉધરસ એ સર્વનો નાશ કરે છે."

## જ્વરના ઉપદ્રવોના ક્રમવાર ઉપાય.

" જ્વરમાં તૃષા બહુ લાગતી હોય તો ધાણા, મોથ અને પિત્તપાપડો એઓને કચરી ક્વાથ કરી ૩ દિવસ લગી સેવન કરે તો તૃષા, બળતરા અને અતિસાર એ સર્વ દૂર થાય છે." અથવા-વડવાઇના અંકૂરા, ચોખાની ધાણી અને કમળકાકડીનો મગજ, એઓને સમાન લઇ ઝીણાં ખરલ કરી મધમાં ગોળી વાળી ગોળી ૧ મોઢામાં રાખે તો તૃષા દૂર થાય છે. વૈદ્યરહસ્ય.

જો જ્વરમાં ઉધરસ હોય તો " લીંડીપીપર, પીપરીમળ, સુંઠ, ભારંગી, એરસાલ, ભોરિંગણી, અરડૂસી, પાનની જડ અને બેહેડાની છાલ એઓ સઘળાં સમાન લઇ ક્વાથ

કરી ૭ દિવસ સુધી પીવાથી તાવમાં આવતી ઉધરસ મટે છે."

જો જ્વરમાં શ્વાસ હોય તો "સુંઠ, કાળાં મરી, લીંડીપીપર, મોથ, કાકડાશીંગી, ભારંગી અને પુષ્કરમૂળ એ સઘળાં સમાન ભાગે લઇ ટાંક ૧ નો ક્વાથ કરી ૭ દિવસ સુધી સેવન કરે તો તાવમાંનો શ્વાસ મટે છે.

તાવમાં હેડકી આવતી હોય તો પાણીમાં સિંધાલુણને ઘસી નાકમાં નાસ આપવાથી હેડકી મટે છે. ભાવપ્રકાશ. અથવા મોરપિંછાના ચાંદલાની રાખ, તથા લીંડીપીપર મધમાં ચાટવાથી હેડકી અને ઉલટી બન્ને મટે છે.

જો તાવમાં ઉલટી થતી હોય તો લિંબડાની ગળોનો ક્વાથ કરી ઠંડો થયા પછી મધ મેળવી પીવાથી તાવમાં થની ઉલટી મટે છે. અથવા માખીની હગાર રતી બે ભાર મધ સંગાથે ચટાડવાથી ઉલટી મટે છે. ભાવપ્રકાશ. અથવા-" ચોખાની ધાણી, તથા લીંડીપીપર મધ સંગાથે ચટાડવાથી ઉલટી મટે છે."

જો તાવમાં મૂર્ચ્છા હોય તો-" ગરમાળાનો ગોળ, કાળીદ્રાખ, પિત્તપાપડો, અને હરડેની છાલ એઓનો ક્વાથ કરી પીવાથી મૂર્ચ્છા મટે છે.

જો તાવમાં બંધકોષ હોય અથવા આફરો હોય તો, ચોખા સાબુની દીવેટ કરી ગુદામાં યુક્તિવડે મૂકે તો બંધકોષ અને આફરો એ બન્ને મટે છે. ભાવપ્રકાશ.

જો તાવમાં મુખશોષ હોય અથવા જીભમાં વિરસપણું જણાય તો સાકર તથા દાડમના દાણાની ચટણી કરી મ્હોંમાં રાખે તો વિરસતા અને મુખમાં પડતો શોષ મટે છે.

જો તાવમાં નિદ્રા ન આવતી હોય તો શેકેલી શુદ્ધ ભાંગ ૧ રતીભાર મધની અંદર ચાટે તો નિદ્રા આવે અને અતિસાર-સંગ્રહણી નાશ પામે તથા ભૂખ ઉઘડે છે. અથવા પીપરીમૂળનું ચૂર્ણ ટાંક ૧, ગોળમાં મેળવી ખાય તો નિશ્ચે નિદ્રા આવે. અથવા એરંડીયું અને અળસીનું તેલ એ બન્નેને કાંસાની થાળીમાં ઘસી આંખમાં અંજન કરવાથી નિશ્ચે નિદ્રા આવે. વૈદ્યરહસ્ય.

## જ્વર મુક્તનાં લક્ષણ.

શરીર કેવળ હલકું જણાય, માથામાં ચળ આવે, નીચેના હોઠ આગળ ઝીણી ઝીણી ફોલ્લીઓ થાય ( બરો મૂતરી જાય ), શરીરની સર્વ ઇંદ્રિઓ પોત પોતાના ધર્મને પૂર્ણપણે અંગિકાર કરે. શરીરની સર્વ વ્યથા મટી જાય, પરસેવો થયા કરે, ભૂખ લાગે, છીંક આવે, અને મળની પ્રવર્તિ થાય ત્યારે સમજવું કે હવે તાવ ગયો છે.

## તાવ આવતો બંધ થયા પછી કેમ વર્તવું ?

ચતુર મનુષ્યે તાવ આવતો બંધ થઇ ગયા પછી જ્યાંસુધી શરીરમાં શક્તિ આવે ત્યાં સુધી પથ્યમાં રહેવું, મૈથુન, કસરત, કામ, ભારે, પદાર્થ, અતિ ભોજન, અને પ્રકૃતિને અહિતકારી વસ્તુઓનો ત્યાગ કરવો.

## તુરતના તાવવાળાને અને જુના તાવવાળાને શું શું પથ્ય છે ?

પથ્ય એટલે ગ્રહણ કરવા યોગ્ય અને કુપથ્ય એટલે તજવા યોગ્ય વસ્તુઓ એટલે તુરતના આવેલા તાવવાળાને મગની મોગર દાળ, મઠની દાળ, ઘઉંનો ખાખરો, બકરીનું દુધ, હલકું-કાંજી જેવું ભોજન, તાંદળજો, મેથીની ભાજી, તુરીઆનું શાક, અલ્પ ભોજન યોગ્ય લંઘન અને સાઠીચોખા એટલી વસ્તુઓ તુરતના આવેલા તાવવાળાને હિતકારી છે.

સ્નાન, રેચ તૈલમર્દન. કસરત, દિવસે સુવું, દુધ, ઘી, ચણા, અડદ, તથા મસૂર દાળ, માંસ, પાનબીડાં, છાશ, દારૂ, મીઠા પદાર્થો, કઠિણ ખોરાક, ક્રોધ અને ઉતાવળું બો વું એ કુપથ્ય છે.

## સર્વ જ્વરવાળાને અપથ્ય.

જીર્ણજ્વરવાળાને રેચ, વમન, સ્ત્રી સંગ, તૈલમર્દન, ઠંડા ઉપચાર, માંસાહારીને મૃ કુકડાનું માંસ, ગાયનું દુધ, ઘી, શીતળપણાથી, ચાંદનીમાં બેસવું, સુંદર વાર્તા વિનોદ, હલ ભોજન અને પોષવાં સુંદર વસ્ત્રાદિ જુના તાવવાળાને પથ્ય છે. બાકીનાં કાર્યો અપથ્ય

ભારે અન્ન, અશુદ્ધ પાણી, ખટાશ, તેલ, અથાણાં, ભાજીઓનાં શાક, ઉગતું ધાન તરબુજ–કાળીંગડું, પુષ્ટિકારી–ગરીષ્ટ વસ્તુ, શ્રમ, સ્નાન; મૈથુન; ઉલટી કે રેચ લેવો કુપ અહિતકારી છે; માટે આહાર વિહારાદિ વિચારીને ઉપયોગમાં લેવા.

## જ્વર રોગીના માટે અગત્યની સૂચના.

જ્યાં સુધી ઉત્પન્ન થએલ દોષોના અંશાંશ માટે નિશ્ચે થએલ નથી: અર્થાત્ વા પિત્ત કે કફ એ દોષો પૈકી કયા દોષના કેટલા અંશ ઉત્પન્ન થએલ વ્યાધિમાં છે એ નિર્ણય ન થયો હોય ત્યાં સુધી વૈદ્યને ઉચિત છે કે–સાધારણ ક્રિયા–જેનાથી કોઇ દોષ વધે તેવી ચિકિત્સા કરવી. તાવ આવતાંજ સામાન્ય યત્ન એ છે પવન વગરની જગ્યા અર્થાત્ ખરાબ અને ઘણી હવા–પવનવાળી જગ્યામાં ન રાખતાં સ્વચ્છ હવાવાળી જગ્યા રોગીને રાખવો. જે પંખાનો પવન વિશેષ હિતકારી હોય તેથી પવન નાખવો. ભારે ગરમ કપડાંથી અંગ ઢાંકવું. ઋતુ પ્રમાણે પકવેલા પાણીને થોડીવાર તરસને રોકી પી અર્થાત્ વર્ષા ઋતુમાં આઠમે ભાગે, શરદ્ઋતુમાં છઠે ભાગે, હેમંતઋતુમાં ચોથે ભાગે, શિશિરઋતુમાં પાંચમે ભાગે, વસંતઋતુમાં ત્રીજે ભાગે અને ગ્રીષ્મઋતુમાં અરધ ભા એટલે ઉપર બતાવ્યા પ્રમાણે પાણીને ઉકાળતાં અવશેષ રાખીને પાવું. પાણીના ઉકાળવા વિ બહુમત છે માટે દોષોના ઉગ્રપણા કે હીનપણાનો વિચાર કરી તેઓની વ્યવસ્થા કરવી. શે પાણીને ઉકાળી પોણોશેર રાખી, ઉકાળેલા વાસણમાંજ ઠારી પીવાથી પિત્તનો, શેરનું અરધો શે રાખી પીવાથી વાયુનો અને શેરનું પાશેર રહે તેવું ઉકાળી ઠારી પીવાથી કફનો નાશ થાય છે શેરનું પાશેર રહે તે આરોગ્યાંબુ કહેવાય છે તે દસ્તને રોકનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરના છે, તાવને તુરત મટાડે છે, પાચન છે, હલકું છે, અને ઉધરસ શ્વાસ, કફ, આફરો, પાં શળ, અરસ, ગોટા, સોજા તથા પેટના રોગો એઓને મટાડનાર છે. માટે આવું પાણ પ્રત્યેક સમય પાવું, પણ તરસને વિશેષ રોકવી નહીં. રોગીએ સદા પથ્યમાં રહેવું. કેમ ઔષધ કર્યા વિના પણ જો રોગી પથ્યમાં રહે તો એકલા પથ્યથીજ રોગનો નાશ થાય છે પરંતુ પથ્ય રહિત રોગીનો વ્યાધી સેંકડો ઔષધો કરવાથી પણ નાશ થતો નથી. તાવ શરૂઆતમાં લાંઘણ, તાવના મધ્યમાં પાચન અને તાવના અંતમાં ઔષધ આપવું; અર્થા દોષોનો ઓછા વત્તાપણાનો વિચાર કરી લાંઘણ, પાચન અને ઔષધનો ઉપયોગ કરવો. લ ઘણ કરાવવાનું મુખ્ય કારણ એ છે કે–આમાશયમાં રહેલા દોષો જઠરાગ્નિની ઉષ્ણતાને ન કરી આમ સહિત માર્ગોને ઢાંકી તાવને ઉત્પન્ન કરે છે; એટલાજ માટે તે આમનો નાશ કરવા અને અગ્નિને પ્રદીપ્ત કરવા લાંઘણજ કરવું જોઇએ. તેમાં પણ રોગીના બળ ઉપર અવલં

રાખી લાંઘણ કરાવવું; કેમકે આરોગ્યતા બળનેજ આધીન રહેલ છે અને એજ આરોગ્યતાના માટેજ આ ચિકિત્સા છે, વાયુના તાવવાળાને ૭ દિવસે, પિત્તજ્વરવાળાને ૧૦ દિવસે અને કફજ્વરવાળાને ૧૨ દિવસે આમ પાકી જાય છે માટેજ પ્રથમ કહી ગએલા છીએ કે ઉપર કહેલા દિવસો પછીજ તે તે દોષવાળા રોગીને કવાથ કે ઔષધ આપવું. રોગીને જ્યારે ભૂખ લાગે ત્યારે હિતકારી હલકું ભોજન આપવું. અત્યંત ભોજન, અત્યંત પાણી, અત્યંત પવન કે અત્યંત નિર્વાત સ્થળ સેવન કરવું નહીં, જે વેળાએ જેટલું હિતકારી હોય તેટલુંજ ઉપયોગી કાર્ય કરવું. જે ગુણ લાંઘણમાં છે તે જ ગુણ હલકા ભોજન-યૂષ, માંડ પેયા કે કાંજી વગેરે આપવામાં છે. જે રોગમાં જે સમય જેવું અન્ન, જેવું પાણી કે જેવો વિહાર કરવો યોગ્ય હોય તે પ્રમાણે વર્તવું, પણ ઓછી કે વધતી ક્રિયા ઉપયોગમાં લેવી નહીં. કાચું પાણી ૧ પોહોરે પચે છે, ઉકાળી ટાઢું કરેલું પાણી ચાર ઘડીએ અને ઉકાળીને જરા ઉનું રાખેલું પાણી બે ઘડીએ પચે છે. તરૂણજ્વરમાં દુધ આપવું નહિં. વિશેષ હરફર કરવી નહિં. સારાંશમાં એજ કે-જેવી રોગની અવસ્થા તે પ્રમાણે ચિકિત્સા કરવી; પરંતુ એમ ન કરવું કે અમુક ગ્રંથમાં આમ કહેલ છે માટે આમ કેમ થાય ? એવી વિચારણા રાખવી નહીં, પણ જે જગ્યાએ જે હિતકારી ચિકિત્સા જણાય ત્યાં તેવીજ કરવી; જેમકે તરૂણજ્વરવાળાને વમન કરાવવા મનાઈ કરેલ છે; છતાં પણ તુરત જમેલાને તૃપ્તિથીજ તાવ આવ્યો હોય અને વમન કરાવવાને યોગ્ય હોય તો તેને લાંઘણને બદલે વમન કરાવવુંજ યોગ્ય છે. વૃદ્ધ વાગ્ભટે કહ્યું છે કે-જેણે વમન કર્યું હોય તેને લંઘન કરાવવું, પણ જેને લંઘન કર્યું હોય તેને વમન કરાવવું નહીં, માટે પ્રત્યેક સમય પૂર્વાપરનો ખુબ વીચાર કરી નિર્ભયપણે નિયમસર દોષોને દૂર કરનારી ચિકિત્સાઓ કરવી. આ સંબંધમાં વિશેષ ખુલાસો મેળવવા ભાવ પ્રકાશ, ચરક, સુશ્રુત, શાર્ઙ્ગધર તથા ચક્રદત્ત. વગેરેનું અવલોકન કરો.

ઇતિ સમસ્તજ્વરનો અધિકાર સમાપ્ત.

ઇતિ શ્રીમન્મહારાજાધિરાજ રાજ રાજેંદ્ર શ્રી સવાઈ પ્રતાપસિંહજી વિરચિત અમૃતસાગર નામા ગ્રન્થ વિષે સર્વજ્વર ઉત્પત્તિ, લક્ષણ અને ઉપાય નિરૂપણ નામનો બીજો તરંગ સમાપ્ત ॥

---

## તરંગ ત્રીજો.

આ તરંગ ત્રીજા વિષે, દુઃખદાયક અતિસાર;
ગ્રહણી અર્શ-એ ત્રણ તણા, અથ ઇતિ છે અધિકાર.

### અતિસારનો અધિકાર.

અતિસાર રોગ શાથી ઉત્પન્ન થાય છે ? તથા તેનાં લક્ષણ અને યત્ન શું છે ? એ જાણવાની આવશ્યકતા છે, માટે તેનું વિવેચન કરીએ છીએ.

## અતિસારની ઉત્પત્તિ.

ભારે પદાર્થના ખાવાથી, અતિ સ્નિગ્ધ ભોજનથી, અતિ લુખાં ભોજનથી, અતિ ઉનાં, અતિ દ્રવરૂપ, અતિસ્થૂળ, અતિ ઠંડા ભોજનથી, વિરૂદ્ધ ભોજનથી, વિષમ ભોજનથી, અજીર્ણમાં ભોજન કરવાથી, સ્નેહનાદિ ક્રિયાઓના વારંવાર કે, વિધિ રહિત પ્રયોગ કરવાથી, વિષભક્ષણ, ભય શોક કરવાથી, મદ્યપાનથી, દુષ્ટ પાણીથી, પ્રકૃતિ તથા ઋતુ વિરોધિ આહાર વિહારથી, જળક્રિડા કરવાથી, મૂત્ર વિષ્ટાના વેગને રોકવાથી અને પક્વાશયના દુષ્ટ થએલા કૃમિઓથી મનુષ્યોને અતિસાર–ઝાડાનો રોગ થાય છે. ( આ સંબંધી વિશેષ વ્યાખ્યા માટે ભાવપ્રકાશ મધ્ય ખંડનો પહેલો ભાગ અવલોકન કરો. )

## અતિસારનું પૂર્વ સ્વરૂપ.

પૂર્વ સ્વરૂપ એટલે રોગ થયા પહેલાં જે ચિન્હોથી જાણી શકે કે અમુક રોગ થશે, જેમકે હૃદય, નાભિ, પડખાં, પેટ અને કુખ એઓમાં બાધા, અંગોમાં ગ્લાનિ, પવનનો રોધ, બંધકોષ, પેડુમાં આફરો, અને ખાધેલાં અન્ન પરિપક્વ ન થાય આટલાં ચિન્હો જ્યારે થાય ત્યારે જાણવું કે અતિસાર રોગ થશે.

## અતિસારની સંપ્રાપ્તિ તથા સામાન્ય સ્વરૂપ અને સંખ્યા.

કુપથ્યના કરવાથી મનુષ્યના રસ, જળ, મૂત્ર, સ્વેદ, મેદ, કફ, પિત્ત અને રૂધિર ઇત્યાદિ દ્રવરૂપ ધાતુઓનો સમૂહ વૃદ્ધિ પામી અગ્નિને ઠારી નાખી વિષ્ટાથી યુક્ત થઇ વાયુના બળથી વારંવાર ગુદાદ્વારે પ્રવાહ રૂપે નીકળે છે તે ભયંકર વ્યાધિને અતિસાર કહે છે. તે અતિસાર ૭ પ્રકારનો છે. એટલે વાયુનો ૧, પિત્તનો ૨, કફનો ૩, સન્નિપાતનો ૪, શોચનો ૫, અને આમનો ૬, એ ૭ ભેદ છે. તેનું વિવેચન નીચે પ્રમાણે.

## વાતાતિસારનાં લક્ષણ.

જે રોગીને લાલાશ પડતો ઝાડો થતો હોય, તથા ફીણ યુક્ત લુખો અને થોડો થોડો વારંવાર ઝાડો થાય, તથા ઝાડા વખતે પેડુમાં પીડા થાય તો જાણવું કે વાયુનો અતિસાર છે.

### ઉપાય.

થોડાવજ, અતિવિષ, મોથ અને ઇંદ્રજવ એઓને સમાન ભાગે લઇ આખાં પાખાં ખાંડી ક્વાથ કરી સેવન કરે તો વાયુથી થએલો અતિસાર મટે છે. ભાવપ્રકાશ. અથવા ઈંદ્રજવ, મોથ, લોદર, બીલાનો ગર્ભ, આંબાની ગોટલી અને ધાવડીનાં ફુલ એઓને સમાન ભાગે લઇ તેમનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી પ્રભાતે ભેંસની છાશ સાથે ફાકે તો પ્રબળ વાયુનો અતિસાર મટે છે, વૈદ્યવિનોદ.

## પિત્તાતિસારનાં લક્ષણ.

જે રોગીનો ઝાડો પીળો, લાલ, લીલો અને દુર્ગંધયુક્ત પાતળો હોય, ગુદા પાકી જાય, શરીરમાં પરસેવો આવે, તૃષા દાહ, અને મૂર્ચ્છા થઇ આવે તો જાણવું કે પિત્તપ્રકોપનો અતિસાર છે.

### ઉપાય.

બિલાનો ગર્ભ, ઇંદ્રજવ, મોથ, વાળો, અને અતિવિષ એઓ સમાન ભાગે લઇ ખાંડી ક્વાથ કરી સેવન કરે તો, પિત્તથી થએલો આમ સહિત અતિસાર મટે છે, વૈદ્યવિ-

નાશ. અથવા રસવંતી, અતિવિષ, ઇંદ્રજવના ફળની છાલ, ધાવડીનાં ફુલ અને સુંઠ એ સઘળાં સમાન લઇ તેઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ચોખાના ધોણ સંગાથે મધ મેળવી સેવન કરે તો ભયંકર પિત્તાતિસાર પણ મટે છે તથા અગ્નિને દીપ્ત કરે છે અને શૂળને મટાડે છે, ભાવપ્રકાશ. અથવા પિત્તાતિસારનો જે રક્તાતિસાર ભેદ છે—એટલે ઘણી ગરમ વસ્તુઓના ખાવાથી પિત્ત વૃદ્ધિ પામી લોહીને બગાડી દે છે ત્યારે લોહીયુક્ત મળ ઉતરે છે તેને રક્તાતિસાર કહેવાય છે. તેના માટે કડાછાલ તથા કુંણાં દાડમનાં છોડીઆં એ બંને ૪-૪ તોલાભાર લઇ તેઓનો આઠ ગણા પાણીમાં અષ્ટાવશેષ ક્વાથ કરી ઠંડો થયા પછી તેમાં મધ નાખી પીએ તો શૂળ તથા દાહ સહિત ઘોર રક્તાતિસાર મટે છે. ભાવપ્રકાશ. અથવા—ઇંદ્રજવ, અતિવિષ, મોથ, સુગંધીવાળો, લોદર, રતાંજળી, ધાવડીનાં ફુલ, દાડમનાં છોડીઆં અને કાળીપાડ એ સર્વ સમાન ભાગે લઇ ખાંડી ક્વાથ કરી ઠંડો થયા પછી તેમાં મધ નાંખી પીએ તો દાહ મળસંયુક્ત રક્તાતિસારને દૂર કરે છે—આ કુટજાષ્ટક કહેવાય છે. ભાવપ્રકાશ. અથવા—" રતાંજળી ટાંક ૧ ઝીણી વાટી તેમાં મધ ટાંક ૨ અને સાકર ટાંક ૨ મેળવી ૮ દિવસ સુધી સેવન કરે તો રક્તાતિસાર જાય છે. અથવા મીઠા સુંદર પાકા દાડમને પુટપાકની રીત પ્રમાણે તૈયાર કરી મધ મેળવી સેવન કરે તો રક્તાતિસાર નિશ્ચે મટે " અથવા—ગાયનું દુધ, માખણ, અને સાકર સમાન ભાગે મેળવી સેવન કરે તો રક્તાતિસાર મટે છે. ભાવપ્રકાશ. અથવા—બીલાનો ગર્ભ બકરીના દુધ સાથે ટાંક બે ખાય તો રક્તાતિસાર મટે "

જો ગુદા પાકી ગઇ હોય તો કુકડવેલાનાં ફળ ( કે કડવાં પરવળ ), અને જેઠીમધ, એઓને ઉકાળી તે પાણી ઠંડું કરી તેથી ગુદા પ્રક્ષાલન કરવી તો ગુદપાક મટે. અથવા—બકરીના દુધમાં મધ તથા સાકર મેળવી પીવું તથા ભોજનમાં વાપરવું, ગુદા ઉપર સિંચન કરવું અને તેનાથી ગુદા ધોવી તેથી ગુદાનો દાહ તથા ગુદપાક મટે છે, ભાવપ્રકાશ. અથવા—" ઘઉંના લોટને ઘીથી કરમોવી પાણીથી ઓસણી ગરમ કરી અને તે વડે સ્હેવાતે સ્હેવાતે શેક કરવો તેથી ગુદાનો પાક મટે છે. "

## કફાતિસારનાં લક્ષણ.

જે રોગીનો મળ ચીકણો, સ્વેત, જાડો દુર્ગંધયુક્ત તથા ઠંડો ચીકણ સહીત હોય અને શરીર ભારે રહે તો જાણવું કે શ્લેષ્માતિસાર છે.

## ઉપાય.

કફાતિસારવાળા રોગીને બે અથવા ચાર લંઘન કરાવવાં. પચતું થોડું પથ્ય આપવું તથા પાચક અતિવિષ, મોથ, નાની પીપીઓ, સુંઠ, કડાછાલ, ઇંદ્રજવ અને હરડે એઓનો ક્વાથ કરી પીએ તો કફાતિસાર મટે. અથવા શેકેલી હીંગ, સંચળ, સુંઠ કાળાં મરી, પીંડીપીપર, હરડે, અતિવિષ અને વજ એ સઘળાં સમાન લઇ તેઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ઉના પાણી સાથે પીએ તો શ્લેષ્માતિસાર મટે છે. ભાવપ્રકાશ.

## સન્નિપાતાતિસારનાં લક્ષણ.

જે રોગીનો મળ ભુકરસના માંસ સરખો તથા અનેક રૂપયુક્ત હોય, જેઓમાં ખેદ, સુખ શોષ, ભ્રમ, મોહ અને તૃષાનો વેગ હોય તો સન્નિપાતનો અતિસાર જાણવો. આ

અતિસાર બાળક વૃદ્ધ કે સ્ત્રીને થયો હોય તો અસાધ્ય જાણવો.

## ઉપાય.

પંચમૂળ, સુંઠ, કાંશકીનાં મૂળ, બીલાનો ગર્ભ, ચિંબડાની ગળો, મોથ, કાળીપાડ, કરીયાતું, કડાછાલ, વાળો, અને ઇંદ્રજવ એઓનો ક્વાથ કરી પીએ તો સન્નિપાતાતિસાર જાય, તથા તાવ ને, ઉધરસને, શળના ઉપદ્રવો સહિત શ્વાસને અને દુરસ્ત ઉધરસને મટાડે છે. સામાન્ય રીતે પિત્ત ઉપર લઘુ પંચમુળનો અને વાયુ તથા કફ ઉપર બૃહત્પંચ મૂળનો ઉપયોગ કરવો, અથવા હરડે, સુંઠ અને મોથ એ સમાન લઇ ઝીણું વાટી કપડેથી ચાળી જુના ગોળમાં ગોળીઓ ટાંક બબે ભારની વાળી સેવન કરે તો ત્રિદોષનો અતિસાર મટે છે—આ અનુઃસમ નામની ગોળી કહેવાય છે. તે આમાતિસાર, આફરો, મળબંધ, કૉલેરા, કૃમિ, અને અરૂચિનો નાશ કરે છે અને અગ્નિને તુરત દીપ્ત કરે છે. અથવા ૧૬ તોલા કડાછાલ લઇ તેનો પુટપાક કરી રસ કહાડે તે રસમાં મધ મેળવી પીએ તો સન્નિપાતાતિસાર તથા સર્વ પ્રકારના અતિસાર મટે છે. આ પ્રયોગમાં લીલી કડાછાલ લેવી તથા તેને જાંબુનાં પાંદડાઓ લપેટી પૂટપાકની રીત પ્રમાણે પાક કરવો. ભાવપ્રકાશ.

## શોકાતિસારનાં લક્ષણ.

જે પુરૂષની સ્ત્રી, લક્ષ્મી તથા પુત્ર પૌત્રાદિ અને મિત્ર વગેરે ઇષ્ટ વસ્તુનો નાશ થવાથી તથા સ્ત્રીને પતિ પુત્રાદિ નજીકનાં સંબંધિનો નાશ થયે શોકના વશ્યમાં થવાથી ઉદર—પેટનો અગ્નિ મંદ થાય છે તથા શરીરનું તેજ ઉદરમાં જવાથી રક્ત બગડે છે પછી તે બગડેલું લોહી વિષ્ટાથી મળી જઇ અથવા વગર મળ્યે ગુદાદ્વારે બહાર નીકળે છે તે રાતા રંગનું હોય છે તેને શોકાતિસાર કહે છે. આ અતિસાર વધારે શ્રમ લેવાથી મટે છે. કોઇ પ્રકારના ભયથી અતિસાર ઉત્પન્ન થયો હોય તો તેનાં લક્ષણો પણ આ પ્રમાણેજ હોય છે.

## ઉપાય.

પૂર્વે કહેલા વાતાતિસારના ઉપાય પ્રમાણે ઉપાય ઉપયોગમાં લેવા, તથા જે કારણને અનુસરી શોક અથવા ભય પ્રાપ્ત થયેલ હોય તે કારણને દૂર કરાવવું, ધીરજ આપવી અને સુંદર વન ઉપવન સુગંધ પદાર્થ તથા આલ્હાદકારક વાર્તાઓ વગેરે વગેરેથી આનંદ આપવો.

## આમાતિસારનાં લક્ષણ.

જે મનુષ્યને પ્રથમ અજીર્ણ થયેલ હોય; છતાં ભારે પદાર્થો ખાધા કરે તેથી તેના વાયુ, પિત્ત, અને કફ કોઠામાં પ્રવેશ કરી ધાતુઓના સમૂહોને તથા મળોને બગાડી શળ અને દુર્ગંધ યુક્ત વિચિત્ર વર્ણના મળને ગુદાદ્વારા બહાર કહાડે છે તેને આમાતિસાર કહે છે. જે રોગીને આમનો અતિસાર થયો હોય તેનો મળ પાણીમાં નાખી જોવાથી ડુબેલો માલમ પડે તો જાણવું કે આમાતિસાર છે; કેમકે અન્ય રોગીનો મળ પાણી ઉપર તરે છે; પણ આમરોગીનો મળ ભારે હોવાથી ડુબે છે અને દુર્ગંધયુક્ત સ્વેત તથા ચીકાસ સહિત હોય છે.

## ઉપાય.

ધાણા, સુંઠ, ન્હાની બીલીઓ, મોથ, અને સુગંધીવાળો એ સઘળાને સમાન ભાગે લઇ ખાંડી ક્વાથ કરી સેવન કરે તો અથવા દોષનાં લક્ષણો વિચારી ૧૦ તથા ૧૫ દિવસ

સેવન કરે તો આમનો અતિસાર મટે છે. શૂળને બંધ કરે છે. તથા દીપન પાચન થાય છે. અને જ્વરમાં હિતકારી છે. આ ધાણાપંચક કહેવાય છે. અથવા-" મોટી હરડેની છાલ; મોથ, સુંઠ, અતિવિષ અને દારૂહળદર એ સઘળાં સમાન લઇ આખાં પાખાં ખાંડી ક્વાથ કરી ૭ દિવસ પીએ તો આમાતિસાર નાશ પામે છે. " અથવા-મોટી હરડે, અતિવિષ, શેકેલી હિંગ, સંચળ, વજ અને સિંધાલૂણ એઓને સરખાં લઇ ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરી ઉના પાણી સંગાથે સેવન કરે તો આમાતિસાર નિશ્ચે જાય. અથવા-હરડેની છાલનું ચૂર્ણ મધ સંગાથે સેવન કરે તો શૂળ સહ આમાતિસાર જાય. ભાવપ્રકાશ. અથવા-સુંઠને પાણી સાથે ઝીણી વાટી ગોળો કરી તે ઉપર એરંડાનાં પાંદડાં લપેટી સુતર વીંટી અગુંઠા પ્રમાણે જાડો માટીનો થર દઇ ધીમી અગ્નિથી પકાવવો. લાલચોળ થયા પછી માટી તથા પાંદડાં કહાડી નાંખી તે સુંઠને ઠંડી કરી મધ ટાંક બેમાં ૮ માસા મેળવી અથવા છાશ, માખણ કે માંસ યૂષ સાથે સેવન કરે તો આમાતિસાર જાય છે. સોજો, ઉધરસ, તથા દુષ્ટ રક્તાતિસારનો નાશ કરે છે અને કાંતિ તથા અગ્નિને દીપ્ત કરે છે. આ સુંઠીપુટપાક કહેવાય છે. વૈદ્યરહસ્ય.

## પકવ થયલા અતિસારના ઉપાય.

લોદર, ધાવડીનાં ફુલ, બીલાનોગર્ભ, મોથ, આંબાની ગોટલી, અને ઇંદ્રજવ એ સઘળાં સમાન લઇ ઝીણું વાટી વસ્ત્રગાળ ચૂર્ણ કરી ટાંક બે ભાર ભેંશની છાશ સંગાથે સેવન કરે તો પકવાતિસાર નાશ થાય. અથવા-અજમોદ, મોચરસ, સુંઠ અને ધાવડીનાં ફુલ એ સઘળાં સમાન લઇ એઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ટાંક ૨ ગાયની સુંદર છાશ સાથે સેવન કરે તો પકવાતિસાર જાય. આ લઘુગંગાધરચૂરણ કહેવાય છે. અથવા-સુંઠ ૪ ભાગ, જાયફળ ૨ ભાગ, અફીણ ૧ ભાગ અને કાચા દાડમના દાણા સર્વના સમાન લઇ એઓને વાટી કાચા દાડમમાં ભરી પુટપાકની રીતિ પ્રમાણે પકાવી તેની બોરના ઠળીયા પ્રમાણે ગોળીઓ વાળી ગોળી ૧ ગાયની છાશ સંગાથે ૭ દિવસ આ દાડમવટી સેવન કરે તો પકવાતિસાર નાશ પામે. વૈદ્યરહસ્ય.

## અતિસાર સંગાથે સોજા હોય તેનો ઉપાય.

સાટોડીનાં મૂળ ઇંદ્રજવ, કાળીપાડ, બીલું, અતિવિષ, મોથ, અને કાળાં મરી એ સઘળાં બરાબર લઇ ખાંડી ક્વાથ કરી પીએ તો સોજો અતિસાર જાય. ભાવપ્રકાશ.

અતિસારમાં ઉલટી થયા કરતી હોય તો આંબાની ગોટલી અને બીલાનો ગર્ભ એ બન્નેનો ક્વાથ કરી ઠંડો થયા પછી મધ તથા સાકર મેળવી સેવન કરે તો ભયંકર છર્દ્યતિસાર-ઘોર અતિસારની ઉલટી નાશ પામે. અથવા-શેકેલા મગનો ક્વાથ કરી તેમાં ચોખાની ધાણી, મધ અને સાકર મેળવી પીએ તો છર્દ્યતિસાર. દાહ, જ્વર, તરશ અને ભ્રમ એટલા રોગો મટી જાય છે. ભાવપ્રકાશ.

## મરડાનાં સંપ્રાપ્તિ પૂર્વક સંખ્યા સહ લક્ષણ.

મરડો એ અતિસારનોજ ભેદ છે તે ઉત્પન્ન થવાનાં કારણો એ છે કે-કુપથ્ય સેવન કરનાર મનુષ્યનો વાયુ વૃદ્ધિ પામ્યો કફને મળી મરડો પેદા કરે છે તેથી પેટમાં તથા પેડુમાં આંકડી આવે છે. કરાંજવું પડેછે, વારંવાર ઝાડે ફરવાની શંકા રહે છે અને મળ જળસની સંગાથે થોડો થોડો અથવા તો ઘણો ગુદાદ્વારે નીકળ્યા કરેછે. વિશેષ શરદીમાં રહેવાથી આ રોગને

જન્મ થાય છે. એ રોગ ચાર પ્રકારનો છે એટલે વાયુનો ૧, પિત્તનો ૨, કફનો ૩ અને લોહીનો ૪, તે પૈકી જે મરડો ઘણી પીડા સહિત મળ ઉતરે તે વાયુનો મરડો, બળતરા વિશેષ હોય તો પિત્તનો મરડો, કફયુક્ત મળ હોય તો કફનો અને લોહી સહિત મળ ઉતરે તે લોહીનો મરડો સમજવો.

## ઉપાય.

બીલાનો ગર્ભ, કાળાં મરી, તેલ, ગોળ અને લોદર એઓનું સૂક્ષ્મ ચૂર્ણ કરી મધ સંગાથે ચાટે તો મરડાનો રોગ મટે. અથવા–ધાવડીનાં ફુલ સૂક્ષ્મ વાટી વસ્ત્રગાળ ચૂર્ણ કરી દહીંમાં મેળવી સેવન કરે તો મરડો મટે છે. અથવા કોઠાનો રસ ટાંક ૫, મધ મેળવી પીએ તો મરડો મટે. અથવા લોદર ટાંક ૨ ભાર દહીની સંગાથે સેવન કરે તો મરડો મટે છે. ભાવપ્રકાશ. ઉટીયું જીરૂં અથવા શંખજીરૂં કે બીલાંનો ગર્ભ એકલો દહી સંગાથે સેવન કરે તો મરડો નિશ્ચે મટે છે. પ્રસ્તાવિક.

## સમસ્ત અતિસારના ઉપાય.

"જળભાંગરાનો રસ ટાંક ૫ દહીની સંગાથે ૭ દિવસ સેવન કરે તો સર્વ પ્રકારના અતિસાર મટે, અથવા–રાળ ટાંક ૨ સાકર ટાંક ૧૦ મેળવી ૧૦ દિવસ સુધી સેવન કરે તો ઘણા દિવસનો અતિસાર રોગ પણ મટે છે." બીલાનો ગર્ભ બકરીના દુધમાં પકાવી સેવન કરે તો રક્તાતિસાર મટે છે. વૈદ્યવિનોદ. અથવા–" ધાણા, સુંઠ, લીંડીપીપર, સિંધાલુણ, મોઠી અજમો, શેકેલી હીંગ અને જીરૂં એ સમાન ભાગે લઇ એઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી દહીના ઘોળના સંગાથે ટાંક ૨ નિરંતર સેવન કરે તો સમસ્ત અતિસાર શૂળ, આમ અને અરૂચિ નાશ પામે તથા ક્ષુધા લાગે છે. વૃંદ. અથવા–અફીણ ૧ ભાગ, શુદ્ધ હીંગળોક ૩ ભાગ, લવિંગ ૪ ભાગ, મોચરસ ૩ ભાગ, અને સાકર જોઇએ તેટલી લઇ સઘળાં ઝીણાં ઘુંટી ૧ રતી અથવા બે રતી પ્રમાણે ચોખાના ધોણ સંગાથે કિંવા ગાયની છાશ સંગાથે સેવન કરે તો ભયંકર અતિસાર નાશ પામે છે. અથવા મોથ, મોચરસ, લોદર, ધાવડીનાં ફુલ, બીલાનો ગર્ભ, ઇંદ્રજવ, અફીણ, શુદ્ધપારો અને શુદ્ધગંધક એઓને સમાન ભાગે લઇ પ્રથમ પારા ગંધકની કાજળ કરી પછી અન્ય ઔષધીઓ મેળવી ઝીણાં ઘુંટી પાણીમાં [illegible] રતી ૩ ગોળ અને ગાયની છાશ સંગાથે સેવન કરવાથી અતિસાર, મરડો સંગ્રહણી રોગનો નાશ કરે છે. આ ગંગાધરરસ કહેવાય છે. અથવા અફીણને માટીની ઠીકરી ઉપર રાખી ધીમા તાપથી શેકી અવસ્થાબળ વિચારી સેવન કરે તો નિશ્ચે મહાઅતિસાર મટે છે. વૈદ્યરહસ્ય. અથવા " જાયફળ, લવિંગ, ધાવડીનાં ફુલ, બીલાનો ગર્ભ, મોથ, સુંઠ, મોચરસ, શુદ્ધ હિંગળોક અને ચોખ્ખું અફીણ એ સઘળાં બરાબર ભાગે લઇ વસ્ત્રગાળ ચૂર્ણ કરી પોષના ડોડાના પાણી સંગાથે ઘુંટી રતી ૧ તથા ૨ ભારની ગોળીઓ વાળવી તે પૈકી ૧ ગોળી ચોખાના ધોણ કે ગાયની છાશ સંગાથે ૭ દિવસ સેવન કરે તો નિશ્ચય પ્રકારે સમસ્ત પ્રકારના અતિસાર મટે છે. " અથવા–જાયફળ, ખારેક અને ચોખ્ખું અફીણ એ ત્રણે બરાબર લઇ વાટી પાનના રસમાં ઘુંટી ગોળી ચણા પ્રમાણે વાળી તેમાંથી ૧ ગોળી ગાયની છાશના અનુપાન સંગાથે ૭ દિવસ સેવન કરે તો ભયંકર અતિસાર પણ નાશ પામે છે. આ જાયફળાદિવટી કહેવાય છે. વૈદ્યરહસ્ય.

## અતિસાર રોગીનાં પથ્યાપથ્ય.

નવું અન્ન, ગરમ વસ્તુ, ભારે અને સ્નિગ્ધ ભોજન, તડકો, ખેદ, મૈથુન, સ્નાન, કસરત, અગ્નિનો તાપ, ધુમાડો અને જળક્રિડા તથા શરદી થાય તેવાં સ્થળ એટલાનો ત્યાગ કરવો. અને અતિસારના દોષને નાશ કરવામાં જે વસ્તુ કે ઉપચાર અનુકુળ હોય તે ઉપાય યોજવા તેમ અતિસાર મટયા પછી પણ પથ્યમાં રહેવું, નહીં તો પુનઃ નવીન રોગ ભયંકર રૂપે પ્રકટ થાય છે.

## અતિસારનાં અસાધ્ય લક્ષણ.

જે રોગીનો સુઅરના માંસ જેવો મળ વિચિત્ર રંગવાળો દુર્ગંધીયુક્ત ઉષ્ણ હોય તથા અજીર્ણ, અરૂચિ, શ્વાસ, હેડકી, પસવાડામાં શૂળ, મૂર્ચ્છા, ગુદાનું પાકવું, જઠરાગ્નિનો નાશ, મૂત્રબંધ, અકસ્માત બહુજ વધી જાય, તૃષા ઘણી લાગે, તાવ સહિત અતિસાર હોય, સર્વ વસ્તુ ઉપર દ્વેષ ઉત્પન્ન થાય, પોતાની ગુદાને પોતે બીડી શકવા અસમર્થ હોય, હાથ પગની આંગળીઓ પાકી ગઇ હોય, અને સાંધાઓ પાકી ગયા હોય, આવાં ચિન્હોએ કરી સહિત બાળક તથા વૃદ્ધ હોય તો મરણ પામે; તેમજ ધાતુઓ અતિ દુષ્ટ થયા હોય તો યુવાન પણ આવાં ચિન્હોએ કરી સહીત હોય તો અવશ્ય મરણ પામે

## અતિસારથી મુકત થએલા મનુષ્યનું લક્ષણ.

જે મનુષ્યનો અગ્નિ પ્રદીપ્ત થયો હોય, કોઠો હલકો થાય, સાથે વિષ્ટા નીકળ્યા વિના મુત્ર અને અધોવાયુ ઓખી રીતે નીકળ્યા કરે તથા ભૂખ સારી પેઠે લાગવા લાગે તો, તે મનુષ્ય અતિસારથી મુક્ત થએલો સમજવો.

અતિસારનો અધિકાર સમાપ્ત.

---

# સંગ્રહણીનો અધિકાર.

## સંગ્રહણીના રોગની સંપ્રાપ્તિ.

અતિસાર–ઝાડાનો રોગ થઇને મટી ગએલ હોય, પણ મંદાગ્નિવાળાનો તથા અહિતકારી પદાર્થોનું સેવન કરનાર માણસનો ફરી વાર દુષીત થએલો અગ્નિ ગ્રહણી નામની છઠી કળા કે જે અગ્નિનું સ્થાન છે તથા ખાએલા અન્નાદિ પદાર્થોને ગ્રહણ કરનારી છે અર્થાત્ કાચાં અન્નને ગ્રહણ કરે છે અને પાકેલાને ગુદા માર્ગે બ્હાર કહાડે છે તે કળાને બગાડી દે છે તેથીજ આ રોગનું નામ ગ્રહણી—સંગ્રહણી રાખેલ છે. જેને અતિસાર ન થયો હોય તેને પણ ગ્રહણી રોગ થાય છે.

## ગ્રહણી રોગનું સંખ્યાપૂર્વક સામાન્ય લક્ષણ.

અત્યંત દુષિત થયેલા વાતથી, કફથી, પિત્તથી અને ત્રણે દોષથી દુષિત થયેલી ગ્રહણી ખાધેલા અન્ન–આદિને ઘણીવાર કાચુંજ અથવા ઘણીવાર પાકું પણ મુકે છે અને તે અન્નાદિક વેદના સહિત, દુર્ગંધવાળું, વારંવાર બંધાતુ અથવા વારંવાર દ્રવરૂપ પડે છે, તેને ગ્રહણી

રોગ કહેલ છે. સંગ્રહણી અને અતિસારમાં ફેર માત્ર એટલોજ છે કે અતિસારમાં તો પાણી જેવો પાતળો મળ-ઝાડો થાય છે અને સંગ્રહણીમાં બંધાયેલો મળ-ઝાડો પીડા સહિત થાય છે.

## વાયુથી થએલી સંગ્રહણીનું નિદાન, તથા સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ.

જે મનુષ્ય વાયડી વસ્તુઓ બહુ ખાધા કરે તથા મૈથુનાદિ મિથ્યા વિહાર વા, મિથ્યા આહાર અત્યંત કરે તેથી વાયુ કુપિત થઇ જઠરાગ્નિને બગાડે છે અને વાયુની સંગ્રહણીને જન્મ આપે છે.તે કારણને લીધે તે મનુષ્યના ખાધેલા અન્નાદિ પદાર્થો પરાણે પચે છે. અંગો ખરસઠ થઇ જાય છે. કંઠ તથા મોહોડું સુકાય, ભુખ લાગે, તરશ લાગે. અંધારાં આવે, કાનમાં શબ્દ થયા કરે; પડખામાં, જાંઘોમાં, પેડુમાં તથા ખભા કે કંઠમાં પીડા થાય, વારંવાર કૉલેરા જેવું થઇ આવે, હૃદયમાં પીડા, શરીર દુર્બળ, બળરહિત, જીભમાં વિરસપણું, પેટમાં વાદ, અને સઘળા રસો--ખટરસો ખાવાની ઇચ્છા થાય છે. તથા મનમાં ગ્લાનિ, ખાધેલું અન્ન પચ્યા પછી પેટ ચઢે, જમ્યા પછી ચેન પડે, પેટમાં વાયુ ગોળાની કે બરલની શંકા રહ્યા કરે, વાયુને લીધે ઉધરસ તથા શ્વાસની પીડા થાય છે અને ઘણીવારે માંડમાંડ તથા વારંવાર દ્રવરૂપ પાતળો કિંવા સુકાયેલો, કાચો, શબ્દ અને ફીણયુક્ત ઝાડો થાય છે.

### ઉપાય.

સુંઠ, લિંબડાની ગળો, મોથ અને અતિવિષ એઓને બરાબર લઇ ખાંડી કવાથ કરી ૧૫ દિવસ સેવન કરે તો આમ સહિત વાયુની સંગ્રહણી મટે છે અને ભૂખ લાગે છે. વૈદ્યવિનોદ. અથવા "સુંઠ, પીપરીમૂળ, લીંડીપીપર, ચિત્રક અને ચવક એ સઘળાં સમાન લઇ એઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી નિરંતર ગાયની છાશમાં મેળવી સારી પેઠે સેવન કરે તો, વાયુની સંગ્રહણી નિશ્ચે જાય." અથવા શુદ્ધ ગંધક ૧ તોલો, શુદ્ધ પારો ૦॥ તોલો લઈ તેની કાજળ કરી તેમાં સુંઠ, કાળાં મરી અને લીંડીપીપર ત્રણ તોલા, પાંચ જાતનાં મીઠાં ૧॥ તોલો, શેકેલી હીંગ, જીરૂં તથા શાહજીરૂં એ પ્રત્યેક દોઢ તોલાભાર લેવાં અને સર્વથી અરધ ભાગે શુદ્ધ ભાંગ લેવી. એ સઘળાંને ઝીણાં વાટી કાજળમાં મેળવી ખરળમાં ઘુંટી ગાયની છાશ સંગાથે કે, બીલાના ગર્ભના ચૂર્ણ સાથે ૧ ટાંક સેવન કરે તો વાયુની સંગ્રહણી મંદાગ્નિ, અતિસાર, પેટના કૃમિ અને ક્ષયરોગ વગેરેને દૂર કરે છે. આ લાઈચૂર્ણ કહેવાય છે. ભાવપ્રકાશ.

## પિત્તથી થએલી સંગ્રહણીનું નિદાન તથા સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ.

જે મનુષ્ય અતિ તીખાં, કડવાં, બળતરા કરનારાં, ખાટાં તથા ખાર-આદિ ભોજનો કરે તેથી ઉલ્વણ-ત્રાસ પામેલું પિત્ત જેમ ઉનું પાણી અગ્નિરૂપ છતાં અગ્નિને ઠારી નાખે છે તેમ પિત્ત અગ્નિરૂપ છતાં જઠરાગ્નિ ઠારી નાખે છે, એ પ્રમાણે જેનો અગ્નિ ઠરી ગયો હોય તે મનુષ્ય પીળો થઇ જાય અને તેને અજીર્ણ, લીલો, પીળો તથા દ્રવરૂપ ઝાડો થાય છે, તથા ખાટા ઓડકાર આવે છે, હૃદય તથા કંઠમાં બળતરા થાય છે, અરૂચિ અને તરશથી પીડાય છે તેથી જાણી લેવું કે આ પિત્તની સંગ્રહણી છે.

### ઉપાય.

રસવંતી, અતિવિષ, ઈંદ્રજવ, કડાછલ અને ધાવડીનાં ફુલ એ સર્વ બરાબર લઇ એઓનું ચૂર્ણ.

ગાળ ચૂર્ણ કરી મધ અને ચોખાના ધોણ સાથે સેવન કરે તો પિત્તની સંગ્રહણી મટે છે. વૈદ્યવિનોદ. અથવા જાયફળ, ચિત્રક, સુખડ, મરી, તજ, જીરૂં, વંશલોચન, હરડે, આંબળાં, ગજપીપર, તગર, તાલીસપત્ર અને લવિંગ એટલાં એક એક તોલાભાર અને બરાસ અરધા તોલાભાર લઇ એ સર્વના બરોબર શેકેલી ભાંગ અને ચૂર્ણથી બમણી સાકર લઇ સર્વનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી તેનું સેવન કરે તો, ( અર્થાત્ ૬ માસાભાર ચૂર્ણ ગાયની છાશ સંગાથે સેવન કરે તો ) સંગ્રહણી મટી જાય છે. વૈદ્યરહસ્ય.

## કફથી થએલી સંગ્રહણીની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ તથા લક્ષણ.

જે મનુષ્ય ભારે, અત્યંત સ્નિગ્ધ તથા અત્યંત શીતળ—આદિ ભોજન કરે; તેથી અત્યંત મૈથુન કરવાથી, જમીને તરત સુઇ જવાથી, પ્રકોપ પામેલો કફ જઠરાગ્નિનો નાશ કરી નાખે તેથી અન્ન માંડ માંડ પચે છે, મોળ આવે, ઉલટી, અરૂચિ, ઉધરસ તથા સળેખમ થાય છે. કફથી લપેટાયલું મુખ મીઠું રહે છે. છાતીમાં તથા પેટમાં ભાર અને સજ્જડ રહે છે, ઓડકાર દુષ્ટ તથા મીઠા આવે છે, સ્ત્રીઓના પ્રસંગમાં કામ જાગ્રત થતો નથી, ઝાડો ભેદાયલો કાચો કફથીયુક્ત અને ભારેપણાવાળો નીકળ્યા કરે છે તથા શરીર કૃશ નહીં છતાં પણ બળરહિત અને આળસુ રહે છે.

### ઉપાય.

હરડેની છાલ, પીપર, સુંઠ, અને ચિત્રામૂળ, એઓને સમાન ભાગે લઇ વસ્ત્રગાળ ચૂર્ણ કરી ગાયની છાશ સંગાથે ટાંક ૨ ભાર ૧૫ દિવસ લગણ લે તો કફની સંગ્રહણી મટે છે. અથવા એકલી સુંઠનુંજ ચૂર્ણ ગાયની છાશ સાથે સેવન કરે તો શળ સહિત કફની સંગ્રહણી મટે છે. વૈદ્યવિનોદ.

## ત્રિદોષથી થએલી સંગ્રહણીનું નિદાન તથા સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ.

વાયુ, પિત્ત અને કફની સંગ્રહણીમાં જે જે નિદાન અને જુદાં જુદાં ચિન્હો કહ્યાં તે નિદાનો અને ચિન્હોનો સમાગમ—એકઠાપણું જોવામાં આવે તો સન્નિપાતની સંગ્રહણી છે એમ સમજવું.

### ઉપાય.

બીલાંનો ગર્ભ, મોચરસ, સુગંધીવાળો, મોથ, ઇંદ્રજવ અને કડાછાલ એ સઘળાં સમાન ભાગે લઇ એઓને બકરીના દુધમાં સારી પેઠે ઉકાળી તે સિદ્ધ કરેલું દુધ ૩ દિવસ સેવન કરે તો લાંબા વખતથી થએલી સન્નિપાતની સંગ્રહણીનો નાશ થાય છે. વૈદ્યવિનોદ. અથવા દાડિમના દાણા ૮ તોલા, ત્રિકટુ ૮ તોલા, ત્રિસુગંધી ૪ તોલા અને સાકર ૩૨ તોલા ભાર લઇ એઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી સેવન કરે તો સન્નિપાતની સંગ્રહણી નાશ પામે, તથા આમાતિસાર પડખાંની પીડા, અરૂચિ અને ગોળાનો પણ નાશ કરે છે. આ દાડિમાષ્ટક કહેવાય છે. અથવા શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ વછનાગ, સુંઠ કાળાં મરી, પીપર ફુલાવેલો ટંકણ, લોહભસ્મ, ખોડીઆજમો અને અફીણ એ સઘળાં સમાન ભાગે લઇ એ સર્વની બરોબર શુદ્ધ અભ્રક ભસ્મ લઇ પછી એઓને ચિત્રામૂળના ક્વાથના રસમાં ૧ પહોર સુધી ઘુંટી કાળાંમરી પ્રમાણ ગોળીઓ વાળી ૧ નિરંતર માસ ૧ સુધી સેવન કરે તો સન્નિપાતની સંગ્રહણી નાશ થાય છે. આ અભ્રકગુટિકા કહેવાય છે. અથવા શુદ્ધ ગંધક, શુદ્ધ પારો, શુદ્ધ હીંગ,

મોક, શુદ્ધ અભ્રક, શુદ્ધ લોહભસ્મ, જાયફળ, બીલીનો ગર્ભ, મોચરસ, શુદ્ધ વછનાગ, અતિવિષ સુંઠ, મરી, પીપર, ધાવડીનાં ફુલ, ઘીમાં શેકેલી હરડેની છાલ, કોઠાનો ગર્ભ, મોથ, અજમોદ, ચિત્રામૂળ, દાડિમના દાણા, શંખભસ્મ, ઇંદ્રજવ, ધંતૂરાનાં બીજ, અને રાળ એ સર્વ બરોબર લઇ સર્વના ચોથા ભાગે અફીણ લેવું. પ્રથમ પારા ગંધકની કાજળ કરી પછી અન્ય ઓષધીઓ યોગ્ય રીતે મેળવી વસ્ત્રગાળ ચૂર્ણ કરી અત્યંત સૂક્ષ્મ વાટી ધંતૂરાનાં પાંદડાંના રસમાં ઘુંટી મરી પ્રમાણે ગોળીઓ વાળવી, તેમાંથી એક ગોળી યોગ્ય અનુપાન સાથે સેવન કરે તો, આમ, લોહી તથા શૂળ સહિત સંગ્રહણી, લાંબા વખતનો અતિસાર અને વિસૂચિકા–કૉલેરા રોગનો નાશ કરે છે. આ સંગ્રહણી કપાટરસ કહેવાય છે. વૈદ્યરહસ્ય.

## આમવાત સંગ્રહણીનાં લક્ષણ.

પખવાડીએ, મહીને, દશ દિવસે અથવા નિત્ય પાતળો ઝાડો, સ્વેત, ચીકણો, ચાટો અને થોડો તથા કેડની વેદનાએ કરીને સહિત કાચો, બહુજ તાંતણાવાળો, ગડગડાટ શબ્દ સાથે મંદ વેદનાવાળો ઝાડો ઉતરે, આંતરડામાં ઘુઘવાટી થાય, આલસ્ય રહે, દુર્બળપણું તથા ગ્લાનિ થાય છે. આ રોગ દિવસે પ્રકોપવંત અને રાત્રે શાંત જણાય, જાણવા તથા નિવારણ કરવા અશક્ય અને લાંબા કાળ સુધી ચાલનારી આ સંગ્રહણી આમવાયુના થએલા સંગ્રહથી થાય છે એટલા માટે સંગ્રહણી કહેવાય છે. આ રોગ અસાધ્ય છે, અને આના ઉપાય સન્નિપાત સંગ્રહણીના ઉપાય પ્રમાણેજ યોજવા.

## સંગ્રહણીનો ભેદ ઘટીયંત્ર છે તેનાં લક્ષણ.

સુઇ રહેવુંજ ગમે, પડખામાં શૂળ ચાલે, અને રેંટની ઘટમાળાની ઘડીઆમાંથી ઢળવાતા પાણી વખતે જેવો શબ્દ થાય તેવો ઝાડો થતાં શબ્દ થાય છે તેથી 'ઘટીયંત્ર' નામ પાડયું છે. આ અસાધ્ય સંગ્રહણી રોગ છે. આ રોગ જ્યારે શરીરમાં આવે ત્યારે પ્રાણ પરલોક ભણી પ્રયાણ કરે છે, અસાધ્ય અતિસારનાં ચિન્હો પ્રમાણે સર્વ ચિન્હ થાય છે તથા અતિસાર નાશક ઉપાયો જે અતિસારના અધિકારમાં કહ્યા તે પ્રમાણેજ આમાં પણ ઉપાય કરવા જો આયુષ્યબળ પૂર્ણ હોય તો ટેકો લાગે.

## સંગ્રહણીના વિશેષ ઉપાય.

કોઠનો ગર્ભ ૮ ભાગ, સાકર ૬ ભાગ, અજમોદ ૩ ભાગ; પીપર ૩ ભાગ; બીલાનો ગર્ભ ૩ ભાગ, ધાવડીનાં ફુલ ત્રણ ભાગ, દાડિમના દાણા ૩ ભાગ, કંકમ ૩ ભાગ, સંચળ ૧ ભાગ, નાગકેસર ૧ ભાગ, ધાણા ૧ ભાગ, તજ ૧ ભાગ, તમાલ પત્ર ૧ ભાગ, મરી ૧ ભાગ, સુંઠ ૧ ભાગ, ચિત્રો ૧ ભાગ; વાળકૂંડ ૧ ભાગ, અજમો ૧ ભાગ, પીપરીમૂળ ૧ ભાગ, સુગંધીવાળો ૧ ભાગ, અને એલચી ૧ ભાગ એ સઘળાઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ગાયની છાશ સંગાથે ટાંક બે ભાર આ કપિત્થાષ્ટક ચુર્ણ સેવન કરે તો સંગ્રહણી આમને, અતિસારને, ક્ષય, કંઠનાં દરદો, ઉધરસ, શ્વાસ, અરૂચિ, હેડકી અને બાળકને દૂર કરે છે. અથવા–મોથ, ટેંડુ; સુંઠ, ધાવડીનાં ફુલ, લોદર, વીરણવાળો, બીલાનો ગર્ભ; મોચરસ, કુટજ છાલ, ઇંદ્રજવ, કડાછાલ, આંબાની ગોટલી, રીસામણિ અને અતિવિષ એ સોળ ઓષધી સમાન લઇ વસ્ત્રગાળ, ચૂર્ણ કરી ચોખાના ધોવણમાં મધ મેળવી તે સાથે ૧ તોલાની માત્રાએ

સેવન કરે તો સંગ્રહણી, અતિસાર અને મરડો વગેરે નાશ પામે છે. આ જૂહ્લગંગાધર ચૂર્ણ કહેવાય છે. યોગચિંતામણિ. અથવા—"નાળીયરનો ગોળો લઇ તેને છિદ્ર પાડી તેમાં ચોખું અફીણ તોલા ૨ અને દાડિમના દાણાનો રસ તોલા ૨ ભરી તે ઉપર આટાનો થર દઇ પછી છાણાની અગ્નિમાં બળવા ન દેતાં સારી પેઠે શેકવો અને ત્યાર પછી ભરસાડમાં ભારી ઠંડો થયા પછી બહાર કહાડી લેવો. અવસ્થા, અગ્નિ, દોષ, દેશ, કાળ અને બળ વિચારી એ ટોપરામાંનો કડકો યોગ્ય માત્રાએ પાણી સાથે ઘસી તેમાં મધ માસા બે નાખી ૩ અથવા ૫ વખત પીવાથી ઘણા દિવસનો અતિસાર અને સંગ્રહણીનો રોગ નાશ પામે છે. અથવા ખાપરીઆને શુદ્ધ કરી એક હજાર પોષનાડોડાના રસના પુટ દઇ વાટી વજ્રઆળ કરી યોગ્ય અનુપાન સાથે આપવાથી સંગ્રહણી નાશ પામે છે."

## સંગ્રહણી રોગના પથ્યાપથ્ય.

ગ્રહણીમાં રહેલા રોગીની લંઘનોથી અને અગ્નિને પ્રદીપ્ત કરનારાં અતિસારનાં ઔષધોથી અજીર્ણની પેઠે ચિકિત્સા કરવી, આમનું પાચન કરી પંચકોળ યુક્ત ભાતની જાડી કનેરી—આદિ હલકાં તથા આરોગ્ય આપનાર અન્ન આપવાં, મગ, મસૂર, તુઅર, બકરીનું દુધ, ગાયનું માખણ, ગાયનું દહીં, ગાયની ચોથા ભાગના પાણી વાળી છાશ, જુના ચોખા અને અફીણ ઉપયોગમાં લેવાં. નિદ્રા તથા ઉલટીની દવા આપવી. તેમજ કોઠ, બીલી, ખાટી લુણી, છાશ અને દાડિમ એઓથી પકાવેલી યવાગૂ આપવી તેથી આમનું પાચન થાય છે અને વિષ્ટાને બાંધી પણ કરે છે. એ સઘળાં પથ્ય છે માટે સદા સેવન કરવાં.

રક્તશ્રાવ, ઉજાગરો—મૈથુન, નાસ, અંજન, ઘઉં, ચણા, મઠ, બાજરી, નવા ચોખા, ભારી, કઠોર, આમકર્તા અને અન્ય કુપથ્ય—અહિતકારક વસ્તુઓ છે; માટે તેઓનો ત્યાગ કરવો

## અતિસાર અને સંગ્રહણી રોગ માટેની વિશેષ સૂચના.

વાયુના અતિસારમાં લંઘન, અતિસારમાં આફરો કે શૂળ હોય તો વમન અને વિદગ્ધાન્નથી વ્યાપ્ત અને મૂર્છિત હોય તો રેચ આપવોજ હિતકારી છે. જે અતિસાર રોગી બળવાન હોય તેને લંઘનજ હિતકારી છે તથા દોષો વૃદ્ધિ પામ્યા હોય તો દોષ સમૂહનું પાચન શમન કરે તેવી ઔષધીઓ આપવી. સઘળા અતિસાર ઉપર ઝાડાને રોકનાર ઔષધો આપવાં, પણ આમથી થએલા અતિસાર માટે તેવાં ઔષધો સમય વિના આપવાં નહીં. સર્વ અતિસારમાં આમને પકવવા ઉપાયો કરવા; પરંતુ દંડક, અલસક, આફરો, સંગ્રહણી, અરશ, ભગંદર, સોજો, પાંડુ, બરલ, ગોળો, પ્રમેહ, ઉદરરોગ, તાવ, બાળક, વૃદ્ધ, વાતપિત્તાત્મક રોગી, ક્ષીણધાતુ અને બળક્ષીણવાળા તથા જેને બહુ ઝાડા થયા હોય એટલા રોગીઓનો આમ પાચન કરવો નહીં નહીં તો, મરણ નીપજે છે. અષ્ટાવશેષ જળ પીવાથી અતિસારમાં પાચન થાય છે. સારાંશમાં દેશ, કાળ, રોગબળ વગેરેનો પૂર્ણ વિચાર કરી યોગ્ય ચિકિત્સા કરવી.

જો સંગ્રહણીરોગમાં દોષો આશ્રિત થઇ અર્થાત્ ગ્રહણીમાં જઇ પહોંચ્યા હોય તો અજીર્ણ રોગની સમાન ચિકિત્સા કરવી, જેમ લંઘન, દીપન, અને સદૈવ અતિસારની ઔષધીઓવડે કરીને ઉપાયો કરવા તથા અતિસારના સમાનજ દોષોના સામ અને નિરામપણાને ઓળખી, જો દોષ સામ હોય તો અતિસારોક્ત વિધિ પ્રમાણે પાચન કરવું અને પેયાદિ ક્ર

હલકાં ભોજનો તથા પંચકોલાદિ ઉપયોગમાં લેવા. મતલબમાં સંગ્રહણી રોગમાં દીપનકર્ત્તાજ ઔષધો અને ગાયની સુંદર છાશ આપવી. દુઃસાધ્ય સંગ્રહણી રોગમાં હજારો ઔષધ કરી નિરાશ થયા હોઇએ તો દોષ, ધાતુબળના અનુસાર ઉત્તમ છાશ પીવી જેથી સંગ્રહણી રોગ અવશ્ય મટે છે અને પુનઃ કોઇ વખતે થતી નથી. છ.શ કેવા પ્રકારની જોઇએ ? તથા ક્યારે અને કેટલી તથા ભેંશની કે ગાયની પીવી ? તે વગેરેનો સવિસ્તર ખુલાસો મદન પાળ નિઘંટ, યોગચિંતામણિ અને ભાવપ્રકાશાદિથી મેળવવો.

સંગ્રહણી રોગનો અધિકાર સંપૂર્ણ.

# અરશનો અધિકાર.

## અર્શની ઉત્પત્તિ નિદાન તથા સંખ્યા.

પ્રત્યેક મનુષ્યની ગુદામાં ત્રણ વળીઓ છે; એટલે ગુદાનું પ્રમાણ સાડાચાર આંગળનું છે. એ ગુદાના અવયવો રૂપ અને શંખની નાભિના સમાન ત્રણ વળીઓ છે, તે એક એકની ઉપર છે. તેઓમાં પહેલીનું પ્રવાહણી બીજીનું વિસર્જની અને ત્રીજીનું સંવરણી નામ છે. ગુદાનો હોઠ અરધા આંગળનો છે, એ હોઠની ઉપર એક આંગળની પહેલી વળી છે, તેની ઉપર ડોઢ આંગળની બીજી વળી છે અને તેની ઉપર ડોઢ આંગળની ત્રીજી વળી છે. તેમાંની પેહેલી વળી મળ તથા પવનને બહાર કહાડે છે, વચ્ચેની મળ પવનને છૂટાં કરે છે. અને ત્રીજી મળ પવન છૂટયા પછી પાછી ગુદાને જેમની તેમ બંધ કરે છે. આ ત્રણે વળીઓ-આંટાઓમાં હરષરોગ થાય છે, તે પૈકી પેહેલી વળીમાં હરષરોગ થાય તો સાધ્ય, બીજીમાં કષ્ટસાધ્ય અને ત્રીજીમાં અસાધ્ય છે. તે હરષ રોગ ૬ પ્રકારનો છે; એટલે વાયુનો, પિત્તનો ૨, કફનો ૩, સન્નિપાતનો ૪, લોહીનો ૫, અને સહજાત-જન્મથી થએલો ૬ એ ૭ પ્રકાર છે. અર્શ-હરષ-વવાસીર-મૂળવ્યાધિ અને મસા વગેરે વગેરે નામોથી આ રોગને ઓળખવામાં આવે છે. જે પુરૂષ-મનુષ્ય વાયડી વસ્તુનું વિશેષ સેવન કરે, ગરમ તથા કફ કર્ત્તા, ચીકણી, મીઠી વસ્તુઓનું વિશેષ સેવન કરે, તથા વાયુ, પિત્ત, કફને ઉત્તેજન આપનાર મિથ્યા આહાર વિહાર કરે, તે મિથ્યા આહાર વિહારના કારણથી ત્રણે દોષો કુપિત થઇ ગુદાની ત્રણ આવળી-વળીઓમાં ઉપરની ત્વચા-ચામડી, માંસ, અને મેદને બગાડી વિવિધપ્રકારના માંસના ફણગાને મસાના આકારના ગુદા ઉપર ઉત્પન્ન કરે છે તેને આયુર્વેદના જાણનાર વૈદ્યજનો હરષરોગ કહે છે. જો કે ગ્રન્થકારોએ ૭ પ્રકાર કહેલા છે; પરન્તુ લૌકિકમાં તો બેજ પ્રકાર કહેવાય છે એટલે ખુની ૧, અને વાદી ૨, ખુનીમાં વિશેષ લોહી વહે છે અને વાદીમાં લોહી વહે નહીં, પણ પીડા અને ચળ વગેરે હોય છે.

## હરષરોગનું પૂર્વ સ્વરૂપ.

જ્યારે અન્નનો પચાવો સારી પેઠે થાય નહીં, અન્ન કૂખમાંજ રહે, બંધકોષ, અગ્નિની મંદતા, શરીરકૃશ, અંગમાં પીડા, કોઠામાં આફરો, અને ઉપરાઉપરી ઓડકારનું આવવું થાય તો જાણી લેવું કે એ મનુષ્યને મસાનો રોગ થશે.

## વાયુના અરશનાં લક્ષણ.

જે મનુષ્યની ગુદામાં સુકાયલા અને ચમચમાટી સહિત તથા કાળા, લાલાશ પડતા, ખરસઠ, કઠોર અને તીખા તથા ફાટેલા મોહાવાળા ગુદાના મુખ ઉપર મસા હોય અથવા બોર, કપાસીઆ, સરસવ કે કદંબના ફળ જેવી આકૃતિ જેવા હોય અને માથામાં, પડખાંઓમાં, ડોકમાં, કેડમાં, જાંઘમાં તથા પેટમાં અત્યંત પીડા રહે અને છીંક ઓડકાર આવે નહીં, ભૂખ લાગે નહીં, ઉધરસ દમ, મંદાગ્નિ, ભ્રમ, ગોળો, બરલ, પેટના રોગ, કાનમાં ઘોંઘાટ તથા છાતીમાં દુખે તો જાણવું કે વાયુના હરષ છે.

## વાયુના મસાનો ઉપાય.

સુરણની ગાંઠને કપડામાટી લપેટી પુટપાકની રીતિ પ્રમાણે ભરસાડમાં ભારી બાફી નાખવી પછી કપડામાટી કહાડી તે બાફેલા સુરણને ઘી અથવા તેલમાં બોળી નિરંતર ૩ તોલા ભાર ૨૧ દિવસ લગી ખાય તો વાયુના મસા મટે છે. વૈદ્યરહસ્ય. અથવા આકડાનાં પાકાં પાદડાં અને પાંચે જાતનાં લુણ લઇ તેલ તથા ખટાસયુક્ત કરી બાળી નાખવાં પછી તે ખાર ઉના પાણી સાથે વા, દારૂ સાથે સેવન કરે તો વાયુના અરશ મટે છે. વૈદ્યવિનોદ. અથવા ગાયના દહીનું ઘોળવું લઇ તેમાં અનુમાન પ્રમાણ સિંધાલુણ નાખી વિધિપૂર્વક સેવન કરે તો સંગ્રહણી, અતિસાર અને વાયુના મસા મટી જાય છે. ભાવપ્રકાશ. અથવા હરડેની છાલ ૨૦ તોલા, મરી, પીપર, અને જીરૂં ૪-૪ તોલા, પીપરીમૂળ ૮ તોલા, ચવક ૧૨ તોલા, ચિત્રક ૧૬ તોલા, સુંઠ ૨૦ તોલા, શુદ્ધ ભિલામાં ૩૨ તોલા, સુરણ ૬૪ તોલા અને જવખાર ૮ તોલા લઇ સૂક્ષ્મ ચૂર્ણ કરી ચૂર્ણથી બમણો ગોળ ભેળવી ગોળીઓ આમળા જેવડી મોટી બનાવી ખાય તો ગુદાના મસાનો રોગ નાશ થાય છે અર્થાત્ જે ખારથી કે શસ્ત્રથી દૂર ન થઇ શકયા હોય તેવા પણ ગુદાના મસાનો આ કાંકાયનમુનિ કથિત કાંકાયનગુટિ નાશ કરે છે. અથવા બંદાલના કવાથથી ગુદા ધુવે. અથવા બંદાલની મસાને ધુણી આપે તો મસા જરૂર મટે છે. અથવા સિંધાલુણ અને બંદાળનાં બીજ કાંજીમાં ઘુંટી મસા ઉપર ચોપડે તો આકરા મસા પણ ખરી પડે છે. વૈદ્યરહસ્ય. અથવા હળદર અને કડવા તુરીયાનું મૂળ વા બીજ એઓનો લેપ કરે તો મસાનો રોગ મટે છે. અથવા આકડાનાં પાંદડાં, અને સરગવાનું મૂળ એઓનો લેપ કરવો જેથી મસાનો રોગ મટે છે. અથવા એરંડાનું મૂળ, દેવદાર, રાસ્ના, અને જેઠીમધ એઓનું ચૂર્ણ કરી તેમાં ચોથે ભાગે જવનું ચૂર્ણ મેળવી દુધમાં પકાવી તેનો શેક અને બાફ લેવાથી ગુદાના મસા તથા તેમાં આવતા સણકા નાશ થાય છે. અથવા લિંબડાનાં પાંદડાં અને કણેરના પાનનો લેપ કરવાથી મસાની પીડા મટે છે. અથવા ૧ આરનાળની સાથે ગોળ અને કડવી તુંબડીનું મૂળ ઘસી લેપ કરવો જેથી મસાનો રોગ મટી જાય છે. વૈદ્યવિનોદ. અથવા હીરાકસી, સૈંધવ, પીપર, સુંઠ, ઉપલેટ, વઢવાડીયું, મણસીલ, મરી, વાવડીંગ, નેપાળનાં મૂળ, ચિત્રામૂળ, શુદ્ધ

---

૧ ફોતરાં વગરના મગ અથવા પકાવેલા ઘઉંનો આથો કરવાથી આરનાલ થાય છે. આરનાલ સંગ્રહણી, અરશ, તથા કફ એઓનો મટાડનાર છે, ઝાડો લાવનાર છે અગ્નીને પ્રદીપ્ત કરે છે અને ઉદાવર્ત, અંગમર્દ, હાડકાનાં શૂળ, તથા આફરા ઉપર અતિ હિતકારી છે.

ભાવપ્રકાશ.

હરતાલ, અને દારૂડીયાનું મૂળ એ સઘળાં સરખે ભાગે લઇ પછી આકડાનું દુધ અને તેલથી ચોગણું ગોમૂત્ર લઇ તલના તેલમાં નાખી મંદ અગ્નિદ્વારા તેલ પકાવવાની રીતિ પ્રમાણે તેલ પકાવી તે તેલ લગાડવાથી મસાને ખેરવી પાડે છે; જો કે ખારના જેવું કામ કરે છે છતાં ગુદાના ભાગને કશી ઇજા કરતું નથી. આ કાસીસાદિ તૈલ કહેવાય છે. અથવા પાકેલું સૂરણ ૧૬ ભાગ, ચિત્રક આઠ ભાગ, સુંઠ ૨ ભાગ, મરી એક ભાગ, ત્રિફળા, પીપર. પીપરીમૂળ, તાલીસપત્ર, ભિલામાં, અને વાવડીંગ એઓ ૨-૨ ભાગ; તથા મુસળી ૮ ભાગ, વરધારો ૧૬ ભાગ, ભાંગ અને એલચી ૧-૧ ભાગ લઇ સર્વનું ચૂર્ણ કરી, ચૂર્ણથી બમણો ગોળ મેળવી યોગ્ય માત્રાએ ગોળીઓ બનાવી સેવન કરે તો, ગુદાના મસા, હેડકી, શ્વાસ, ઉધરસ, ક્ષય, પ્રમેહ, બરલ અને સંગ્રહણી એઓનો નાશ કરે છે; જે ખાર અને શસ્ત્ર-ક્રિયાથી પણ મસા નાશ ન થયા હોય તે આ વૃહત્ સૂરણમોદકથી મટે છે, વૈદ્યરહસ્ય.

## પિત્તના અરશનાં લક્ષણ.

પિત્તની ઉલ્વણતાવાળા અરશ કાળા મોઢાવાળા, રાતી, પીળી, તથા ધોળી કાંતિવાળા પાતળા ઉષ્ણ લોહીને શ્રવ્યા કરે છે, દુર્ગંધવાળા, ઝીણા, કુંણા લટકતા-પોપટની જીભ કે જળોના મોઢા જેવા હોય છે. બળતરા, તાવ, ગુદાનું પાકવું, પરસેવો, તરસ, મૂર્ચ્છા તથા અરુચિ થાય છે. એ મસાનો સ્પર્શ ઉનો હોય છે અને તે અરશના લીધે વિષ્ટા દ્રવરૂપ, નીલી, ઉની, લાલ, પીળી, અને કાચી હોય છે તથા ચામડી, નખ, મળ-મૂત્ર પીળાં, હરીત વર્ણા થઇ જાય તો જાણવું કે પિત્તના મૂળવ્યાધી છે.

## લોહીના અરશનાં લક્ષણ.

ગુદાના મસા ચણોઠી સમાન રંગવાળા હોય છે. તેમાંથી ઉષ્ણ લોહીની ધારા વિશેષ પડે છે, વિષ્ટા કઠણ હોવાથી માંડમાંડ ઝાડો ઉતરે છે તથા ઝાડામાં વિશેષ લોહી પડવાથી દેડકા જેવો શરીરનો રંગ થઇ જાય છે. બળ, ઉત્સાહ તથા પરાક્રમ નાશ થાય છે, શરીર લુખું. ગુદાનો પવન સારી પેઠે નીકળે નહીં, શરીર દુર્બળ થઇ જાય તથા લોહી નીકળતાં પીડા જ-ણાય છે અને વિષ્ટા કાળી કઠણ તથા લુખી હોય છે.

જો કેડમાં, સાથળોમાં, તથા ગુદામાં શૂળ નીકળે અને બળરહિતપણું અત્યંત થયું હોય તો લોહીના અરશ સાથે વાયુનો મેળાપ થયો સમજવો. અને જો વિષ્ટા શિથિલ, ધોળી પીળી, ચીકણી, ભારે તથા ઠંડી હોય, લોહી ઘાટું તાંતણવાળું, ધોળું, ચીકણું અને ગુદા ચીકાસ વાળી સ્તબ્ધ રહેતી હોય તો લોહીના અરશ સાથે કફ સંબંધ ધરાવે છે એમ સમજવું.

## બન્ને પ્રકારના અરશના ઉપાય.

"રસવંતી ઝીણી વાટી ટાંક ૨ ભાર લઇ પાણીમાં ૪ ઘડી સુધી રાખી ગાળી બે મ-હીના સુધી સેવન કરે તો નિશ્ચેપિત્તના અને લોહીના મૂળવ્યાધી જાય છે." અથવા પીપ-ળાની લાખ, હળદર જેઠીમધ, મજીઠ, નીલકમળ એઓને બરાબર ભાગે લઇ સૂક્ષ્મ વાટી બ-કરીના દુધ સાથે નિરંતર ટાંક ૨ ભાર ૮૯ દિવસ સુધી લે તો બન્ને પ્રકારના મૂળવ્યાધિ જાય છે. અથવા-નાગકેસરને અતિ સૂક્ષ્મ વાટી માખણ અને સાકર મેળવી નિરંતર સેવન કરે તો, બન્ને પ્રકારના ગુદાના મસા મટી જાય છે. અથવા કડાછાલ તોલા ૪૦૦ ભાર લઇ ૧૦૨૪ તોલા ભાર પાણીમાં ઉકાળવી જ્યારે આઠમા ભાગનું પાણી રહે ત્યારે નીચે ઉતારી

પાણીથી ગાળી કહાડી ફરી અગ્નિ ઉપર ચઢાવી ઉકાળતાં જ્યારે જાડો રસ થાય ત્યારે તેમાં મોથ, મોચરસ, લોદર, કોઠનો ગર્ભ, ધાવડીનાં ફુલ, ભિલામા, વાવડીંગ, ત્રિકટુ ( સુંઠ, મરી, પીપર ) ત્રિફળાં ( હરડે, બેહેડાં, આંબળાં, ), રસવંતી, ચિત્રામૂળ, ઇંદ્રજવ, વજ, અતિવિષ, અને ભીલાનો ગર્ભ એ સર્વ પદાર્થો ચાર ચાર તોલા ભાર લઇ તેઓનું ચૂર્ણ કરીને નાંખવું પછી ગોળ ૧૨૦ તોલા તથા ગાયનું ઘી ૧૬ તોલા તેમાં નાખી એક જીવ કરી અવલેહ થયે નીચે ઉતારી ઠંડો થયે તેમાં મધ ૧૬ તોલા નાખવું. પછી સારી પેઠે હલાવી તેનું યોગ્ય માત્રાએ સેવન કરે તો લોહી વહેતા મસા, વાદીમસા, પિત્તના, કફના, તથા સન્નિપાતના મસાઓ અને કોઢ ભગંદરાદિ રોગો, અમ્લપિત્ત, અતિસાર, પાંડુરોગ, અરૂચી, સંગ્રહણી, કૃશતા, સોજો, કમળો અને ક્ષીણતા એ સઘળા રોગોનો નાશ કરે છે, આના ઉપર ઘી, મધ, છાશ, પાણી કે દુધ જે જે યોગ્ય લાગે તે તે અનુપાનો યોજવાં જેથી સમસ્ત રોગોનો નાશ કરે છે. આ કુટજાવલેહ કહેવાય છે. અથવા—ગળોનું સત્વ, શુદ્ધપારો, તથા શુદ્ધગંધક એ સમાન ભાગે લઇ એ સર્વની બરોબર ગોળ લેવો અને એ સર્વને ઘુંટી, અર્થાત્ પારા ગંધકની કાજળ કરી અન્ય ઔષધ મેળવી શીમળાના રસમાં ઘુંટી તૈયાર કરી પછી મધ સાથે ૬ માસા ભાર સેવન કરે તો ખુની મસા; પિત્તના મસા, વિદ્રધિ, રક્ત પ્રમેહ, સ્ત્રીઓનો સોમ રોગ અને ભગંદર એ સર્વનો નાશ કરે છે—બોળબદ્ધરસ કહેવાય છે. અથવા આપરીયાને માણસના મૂત્રમાં ૨૧ દિવસ પલાળી ઘુંટી, છાલ વગરનાં કાળાંમરી આપરીયાથી અરધે ભાગે નાખી માંખણ સાથે ઘુંટવાં, પછી લિંબુના રસની ૧૦૦ વાર ભાવના દઇ ઘુંટી, તૈયાર કરવાથી લઘુમાલિનીવસંત,રસ બને છે—તેને મધ પીપર સાથે સેવન કરે અને સાકર સહિત ભોજન કરે તો ધાતુગત તાવ, પિત્ત, ભ્રમ, પિત્ત તથા લોહીના રોગ, લોહીખંડવાડો, સંગ્રહણી, અને દુઝતા મસા એઓનો નાશ કરે છે. પણ મીઠું દહી અને દુધનું પથ્ય સેવવું. અથવા—મસામાં ચળ હોય, ઉંચા થઇ આવ્યા હોય, તથા લોહી વહેતું હોય તો જળો લગાડવી. ( વાયુ તથા કફના વાદી અને પિત્ત તથા લોહીના મસા ખૂની કહેવાય છે. ) વૈદ્યરહસ્ય. "મસામાંથી લોહી વહેતું હોય તો—બડબોરડીનાં સુકાં પાંદડાં ૬ તોલા અને આંમળાં ૬ તોલા લેવાં. પછી ગાયનું માંખણ ૨૪ તોલા લઇ લોઢાની કઢાઇમાં ખૂબ તપાવી તેમાં ઉક્ત વસ્તુઓ નાખી એક જીવ કરી નીચે ઉતારી ઠંડાં થયે ધાતુપાત્રમાં ભરી પછી ખરલ કરી ૪ માસા ભાર પ્રભાતે ૨૧ દિન લગી ખાય અને ટાઢા પાણીના કોગળા કરે તથા ગરમ ચીજ, બાજરી કારેલાં, અથાણું, વંતાક, કેરાં, તથા અડદ વગેરે ન ખાય તો મસામાંથી વહેતું લોહી બંધ થાય છે. અથવા લીંબોળીની મીંજ અને એળીઓ એ બન્ને બરાબર લઇ પાણી સંગાથે ખરલમાં ઝીણાં લસોટી ૧ રતી પ્રમાણે ગોળીઓ વાળી ગોળી ૧ રસવંતીના પાણી સંગાથે પ્રભાત સમય ૨૧ દિવસ સુધી સેવન કરે તો મસામાંથી વેહેતું લોહી બંધ થાય છે. અથવા રસવંતી, ચીનાઇ—આરતી કપુર અને લીંબોળીની મીંજો એ ત્રણેને પાણી સંગાથે ઝીણું લસોટી મસા ઉપર લેપ કરવો અને પછી મોરથુથું ઘસી લગાડવું જેથી મસા નાશ પામે છે."

## કફના અરશનાં લક્ષણ.

કફ વ્યાધિના મસા ઉંડામૂળવાળા, જાડા, મંદપીડાવાળા, ધોળા, ઉંચા, ગોળ, ભારે સ્નિગ્ધતા વાળા, પીછલા વાળા, આલા ચામડાથી વિંટાયલા, લીસા, ચળ સહિત, જેને સ્પર્શ

સારો લાગે એવા અણીદાર મસા હોય છે. સાથળના મુળને સજ્જડ કરનારા, પેઢુમાં આફરો, ગુદામાં, મૂત્રાશયમાં અને નાભિમાં આકર્ષણના જેવી પીડા આપનારા-ઉધરસ, શ્વાસ, મોળ, થુકવું, અરૂચિ, સળેખમ, પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, માથાની જડતા, શીતજ્વર, મૈથુનની ઇચ્છાનો અભાવ, અગ્નિનું મંદપણું, ઉલટી તથા જેમાં આમ વિશેષ હોય એ ગ્રહણી અને અતિસાર-આદિ વિકારોથી યુક્ત, ચરબીના જેવી કાંતીવાળા, કફથી વ્યાપ્ત થયેલી વિષ્ટાવાળા, પ્રવાહિકાવાળા હોય છે. એ અરશમાંથી લોહી શ્રવે નહીં તેમ ભેદાય પણ નહીં; પણ તેઓથી ચામડી વગેરે પાંડુ તથા સ્નિગ્ધ થઇ જાય તો જાણવું કે કફના અરશ છે.

## ઉપાય.

"આદુ તોલા ૪ લઇ તેનો ક્વાથ કરી ૨૧ દિવસ પીએ તો કફના મસા નાશ થાય છે. અથવા-હળદરના ગાંઠીઆને થોરના દુધની ૭ ભાવનાઓ દઇ તે ગાંઠીઓ ઘસી મસા ઉપર લેપ કરે તો કફના મસા નાશ પામે. અથવા ત્રિફળાં, દશમુળ, ચિત્રામુળ, નસોતર, અને નેપાળાનાં મુળ, એ પાંચ ઓષધીઓ ૫૬-૫૬ તોલા ભાર લઇ પાણી શેર ૨૮ (૪૦ રૂપિયા ભાર શેરના હિસાબથી) માં ઉક્ત ઓષધીઓને નાખી પાખી ખાંડી ગોળ પોણાદશ શેરને બે રૂપીઆ ભાર નાખીને ૨૧ દિવસ પર્યંત એકાંતમાં રાખી મુકવી. પછી દારૂ ખીંચવાની ભઠ્ઠી પ્રમાણે તેમાંથી અરક ખીંચી લેવો. તેમાંથી ૧ ટાંક ભાર નિરંતર સેવન કરે તો કફના અરશ નાશ થાય છે. વૃંદ."

## સન્નિપાતના અરશનાં લક્ષણ.

જેમાં વાયુ, પિત્ત અને કફ એ ત્રણેનાં લક્ષણો હોય તો ત્રિદોષ જન્ય અરશ જાણવા. (દોષ વાળી વ્યાધિમાં બેનાં અને ત્રણ દોષવાળા વ્યાધિમાં ત્રણેનાં ચિન્હો પ્રત્યેક વ્યાધિમાં હોય છે.) ત્રણે દોષોનાં ચિન્હો ઉપર બતાવી ગયા છીએ એટલે અત્રે કહેવાની આવશ્યકતા નથી.

## ઉપાય.

આદુ ૧૨ તોલા, કાળાં મરી ૪ તોલા, પીપર ૮ તોલા, ચવક ૪ તોલા, તાલીસપત્ર ૪ તોલા, નાગકેસર ૨ તોલા, પીપરીમુળ ૮ તોલા, ચિત્રામુળ ૭ તોલા, એલચી ૧ તોલો, તજ ૧ તોલો અને કમળની દાંડી ૧ તોલાભાર લઇ સર્વનું સૂક્ષ્મ ચૂર્ણ કરી તેમાં ગોળ ૧૬૦ તોલા ભાર મેળવી ગોળી ૧ તોલાભારની કરી જમ્યા પેહેલાં ૧ ગોળી ખાઇ તે ઉપર બળાનુસાર મદ્ય, માંસરસ, દુધ, યૂષ તથા પાણી પીએ તો, સન્નિપાતના મસા નાશ થાય છે. તથા મુત્રકૃચ્છ્ર, વાયુના રોગો, વિષમજ્વર, મંદાગ્નિ, પાંડુ, ગોળો, કૃમિ, હૃદ્રોગ, શૂળ, અમ્લપિત્ત, બરલ, ઉધરસ, શ્વાસ, વમન, અતિસાર અને હેડકી વગેરે રોગોને જુદાં જુદાં અનુપાન સાથે સેવન કરવાથી દૂર કરે છે. જેમ જળમાં નાંખેલું તેલ એકદમ સર્વ સ્થળે ફેલાય છે તેમ અનુપાનના બળથી ઓષધ તત્કાળ આખા શરીરમાં અથવા વ્યાધિના સ્થળે જઇ પહોંચે છે અને ઉત્તમ ગુણ કરે છે; માટે પ્રત્યેક ઓષધો યોગ્ય અનુપાન સાથે આપવાં. આ પ્રાણદાગુટિકા કહેવાય છે. સર્વસંગ્રહ. અથવા ત્રિફળા, સુંઠ, કાળાંમરી, પીપર, તજ, તમાલપત્ર, એલચી, વજ, શેકેલી હીંગ, કાળીપાડ, સાજીખાર, જવખાર, હળદર, દારૂહળદર, ચવક, કડુ, ઇંદ્રજવ, વરીયાળી, પાંચ જાતનાં લુણ, પીપરીમુળ, બીલાનો

મર્દ, અને બોડીઅજમો એ સઘળાં સમાન લઇ ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરી ઉના પાણી સંગાથે ૨ તોલાભાર અથવા એરંડીયા તેલમાં કાળવી આ વિજયચૂર્ણ નિરંતર સેવન કરે તો, સન્નિપાતના અરશ, શ્વાસ, ઉધરસ, હેડકી, ભગંદર, છાતી તથા પડખાનું શૂળ, વાયુગોળો, ઉદરવ્યાધિ, પ્રમેહ, પાંડુ, વૃદ્ધિ, ગુદાના કમિયા, સંગ્રહણી, વિષમજ્વર, જીર્ણજ્વર, અને ઉન્માદ રોગ તથા વંધ્યારોગ વગેરેનો નાશ કરે છે. ભાવપ્રકાશ.

અથવા શુદ્ધપારો ૪ તોલા, શુદ્ધ ગંધક ૮ તોલા. તાંબેશ્વર ૧૨ તોલા, અજમેદ ૧૨ તોલા, સુંઠ ૮ તોલા, કાળીમરી ૮ તોલા, પીપર ૮ તોલા, શુદ્ધ વછનાગ ૪ તોલા, નેપાળાનું મૂળ ૮ તોલા, વઢવાડીયાનાં મૂળ ૯ તોલા, ચિતરા મૂળ ૮ તોલા, પીલુડી ૮ તોલા, જવખાર ૨૦ તોલા, ખડીઓખાર ૨૦ તોલા, સિંધાલૂણ ૨૦ તોલા, ગોમૂત્ર ૮૯ તોલા, અને થોરનું દુધ ૯૮ તોલા ભાર લઇ ખાંડવા યોગ્ય હોય તેને ખાંડી-ખરળ કરવા યોગ્ય હોય તેને ખરળ કરી સર્વ એકત્ર કરવાં. પછી કડાઇમાં નાખી અગ્નિ ઉપર મંદ તાપથી પકાવી તેની ગુટીઆં કરી લેવાં તેમાંથી માસા ૨ ભાર ઉના પાણી સંગાથે સેવન કરે તો અસાધ્ય સન્નિપાતના તથા સર્વ પ્રકારના અરશ નાશ પામે છે, આ અર્શકુઠાર રસ કહેવાય છે. યોગતરંગિણી.

## સર્વ પ્રકારના અરશ નાશ થવાના ઉપાય.

કાંતિલોહ કિંવા ગજવેલ જાતનું લોઢું લઇ તેનાં ઝીણાં પાતરાં કરાવી તપાવી તપાવીને તેલમાં, છાશમાં, ગોમૂત્રમાં, કાંજીમાં અને ત્રિફળાના ક્વાથમાં ૭-૭ વખત ઠારવાં. પછી તેની ઝીણી રેત-ભૂકો ( કાનસ વતે ) કરવી અને તે ભૂકાના બારો બાર મણશીલ તથા સોનામાખી લઇ તેનો પણ ભૂકો કરી રતવેલીઆના મૂળનો કલ્ક અને પારો અથવા એકલા રતવેલીઆના રસમાં એ બન્નેને ઓસણી લોઢાના ભૂકા સાથે મેળવી એક મોટા શરાવપાત્રમાં ભરી સંપુટ મુદ્રા કરી ખેરના કોયલાના અગ્નિથી તેને ખુબ પકવવું જ્યારે સોનામાખી અને મણશીલ બળી જાય તથા વાસના આવે નહીં ત્યારે તેને અગ્નિમાંથી બહાર કાહાડી લેવું. એમ ૧૦ વખત કર્યા પછી ત્રિફળાના રસ વા, ક્વાથ સંગાથે પારાને ઘુંટી તેમાં તે શુદ્ધ ભુકો ઘુંટવો એટલે જેટલો ભૂકો હોય તેના આઠમા ભાગે પારો લે રેતીને ખપરાવી દેવો, અને અગ્નિની આંચ આપવી એ પ્રમાણે પણ જ્યારે ચાર વખત ભસ્મ થાય ત્યારે ખરલમાં ઝીણો વાટી દેવો એટલે પાણીમાં નાખવાથી તરતો રહેશે, પછી ફરી તેને એક લોખંડના મજબૂત વાટકામાં નાંખી તેને રાતી સાટોડીના રસના, ખાખરાના રસના-થોરના દુધના, સાટોડીના રસના તથા શતાવરીના ૧૦-૧૦ પુટ દેવા. ભિંયાની ગળોના રસના પુટ ૨૦, જાંબુડાની છાલના રસના ૭, ઉમરાની છાલના રસના, ૭, કુંવારપાઠાના રસના ૧૦, તીંદુકીના ૭, આમળા રસના ૨૦, લીંબુના રસના ૨૦, ખાખરાની છાલના રસના ૧૦ એ પ્રમાણે પુટ દેવાની રીતિ પ્રમાણે પુટ દઇ પછી ભૂકાના આરમા ભાગે શુદ્ધ હિંગળોક લઇ કુંવારપાઠાના રસમાં ઘુંટી ભૂકાને પુટ આપવો. ત્યાર પછી ઘીના ૧૦ પુટ અને મધના ૧૦ પુટ દેવા અને પ્રત્યેક પુટ વખતે ગજપુટ અગ્નિ આપવો પછી તેને ખરલમાં ઘુંટી સુંદર શીશીમાં ભરી રાખવો તેમાંથી પ્રથમ દિવસે ૧ રતી પ્રમાણે મધ પીપરના સંયોગથી શુભ દિવસે સદાશિવજીનું પૂજન કરી ' ॐ અમૃતંમક્ષયામિસ્વાહા ' આ મંત્રનો ઉચ્ચાર કરી વર્દ્ધમાન પીપરની રીતિ પ્રમાણે પ્રતિદિન ચઢતી માત્રા દેશ, કાળ, અગ્નિ, દોષબળ, શરીર બળ

એને વય બળનો વિચાર કરી પ્રાતઃકાળે માત્રા આપી તે ઉપર બળબીજના મૂળનો ક્વાથ પાવો એમ માસ ૩ કરે અને પથ્યમાં રહે તો અરશમાત્રની વ્યાધિનો મૂળમાંથી નાશ કરે છે. વૃદ્ધ પુરૂષ પણ આના સેવનથી યુવાન થાય છે. તથા બળ, વર્ણ, પરાક્રમ, પુષ્ટતા અને આયુબળ વિશેષ પ્રાપ્ત થાય છે. તથા મંદાગ્નિ, ઉધરસ, શ્વાસ, પાંડુ, વાતરક્ત, મૂત્રકૃચ્છ્ર, અંડવૃદ્ધિ–આદિ સર્વ રોગો તથા અસાધ્ય રોગો વગેરેનો પણ નાશ થાય છે. આના ઉપર કોળું, તેલ, અડદ. રાઇ, દારૂ, ખટાશ અને ગરમ વસ્તુ તથા અહિતકારી વસ્તુ ખાવી નહીં તો મહા ગુણ કરે છે. આ કાંતિસાર–૧ લોહસાર કિંવા શંકરલોહનો વિધિ મોટા આત્રેય તથા ભાવપ્રકાશ મધ્યખંડના ભાગ બીજામાં કહેલ છે. અથવા–હરડેની છાલ ટાંક ૨, અને જુનો ગોળ ટાંક ૫ એ બન્નેનું પાણી સાથે નિરંતર સેવન કરી તે ઉપર ગાયની છાશ પીએ તો મસા માત્રનો નાશ કરે છે. અથવા ઉંધા પુલી બળબીજ, દારૂહળદર, પીલવણી, ગોખરૂ, વડવાઇ તથા ઉમરાના અંકૂરા, પીપળાનાં કુણાં પાદડાં એ સઘળી ઔષધીઓ ૮–૮ તોલા ભાર લઇ ખાંડી ક્વાથ કરી ગાળી લેવો, પછી ડોડીનું મૂળ, કડુ, પીપર, પીપરીમૂળ, મરી,દેવદાર, ઇંદ્રજવ,શીમળાનાં ફુલ, સુખડ, બાહ્મી,રસવંતી, કાયફળ, ચિત્રામૂળ, મોથ, ધઉંલા, અતિવિષ, સાલપરપોટી, કમળકાકડીની મીંજ વા, કમળનું કેસર, મજીઠ, ભોરિંગણી, સુંઠ, મોચરસ અને કાળીપાડ એ સઘળાં ઔષધો ૧–૧ તોલો લઇ એઓને ઝીણાં વાટી તેમાં પાણી ૨૫૬ તોલા નાખી ક્વાથ કરવો. ચતુર્થાંશ રહે ત્યારે તેને પણ ગાળી લઇ તે બન્ને રસ એકઠા કરી તેમાં સુનિષ્ણક અને ચાંગેરી ( ખાટાં ચારે પાંદડાં વાળી લુણી )નો સ્વરસ, ગાયનું ઘી ૬૪ તોલા નાખી પુનઃ અગ્નિ ઉપર ચઢાવી ઉકળાવો. જ્યારે સર્વ રસ બળી ઘી માત્ર આવી રહે ત્યારે ઉતારી લઇ ગાળી તેમાંથી યોગ્ય માત્રાએ નિરંતર સેવન કરે અને પથ્યમાં રહે તો અરશ, સર્વ અતિસાર, આમરોગ, આમળનો રોગ, સોજો, શળ, ગુદાનાં દરદો, મંદાગ્નિ અને વાયુ રોગોનો નાશ કરે છે. અથવા શુદ્ધ પારો, શુદ્ધ ગંધક લઇ કાજળ કરી એ બન્નેથી બમણો વીજાબોળ મેળવી ઘીમાં વાટી સૂક્ષ્મ કરી કાજળમાં મેળવવો, પછી લોઢાના વાસણમાં પીગાળી ઘુંટી તેની ટીકડીઓ વાળવી પછી તે ટીકડીઓ લોખંડના પત્રા ઉપર રાખી અગ્નિદ્વારા પાતળી કરવી અને તદનંતર કેળના પાંદડાં ઉપર ઢાળી દઇ તેની પાપડી–પતરીઓ બનાવવી. નિરંતર ૪ વાલ ભાર ૧૫ દિવસ સુધી સેવન કરે તો સન્નિપાતના અરશ પણ મટે છે તો અન્યનું શું કહેવું ? વૈદ્યવિનોદ. આનું નામ પર્પટી રસ કહે છે. અથવા ચુનો, સાજીખાર, ખડીઓખાર, અને મોરથુથુ એઓ સમાન લઇ લિંબુના રસમાં ૩ દિવસ ભીંજવી ઘુંટી મસા ઉપર લગાડે તો નિશ્ચે મસા દૂર થાય છે. અથવા સીસાની ગોળી ગાયના ઘી સંગાથે ઘસી અરશ ઉપર ૧૦ દિવસ લગાડે તો નાશ પામે. અથવા વિષ્ણુકાંતા–(ગરણી અથવા તલકંટો) ટાંક ૨, મરી ટાંક ૨,

---

૧ લોહસારનો પાઠ શ્લોક બદ્ધ ન હોવાથી શંકારહિત ખુલાસો થઇ શક્યો નથી. તેમ ભાવપ્રકાશનો પાઠ જોતાં કેવળ પાઠાંતર છે, તેથી આ લોહસાર માટે મારો તો અભિપ્રાય એજ છે કે તેને ઉપયોગમાંજ લેવો નહીં એ વધારે સારૂં છે; કેમકે જે વિષયનું નિઃસંશય સ્પષ્ટીકરણ થતું નથી તો તો તેમાં ફેરફાર રહેવાથી લાભના બદલે અલાભ થાય છે; માટેજ આ પ્રયોગ સિવાય અન્ય પ્રયોગો અતિ ઉત્તમ છે તેઓને ઉપયોગમાં લેવા એજ લાભકતા છે એમ માનું છું.

ભા. કર્તા.

ભાંગ ૪ રતી લઇ નિરંતર વાટીને પીએ તો અરશનો રોગ શાંત થાય છે. અથવા ગુદાના મસા વિના શરીરના અન્ય કોઇ ભાગ ઉપર જે મસા થાય છે તેને ચર્મકીલ કહે છે તેને અગ્નિ કિંવા ખારના સંયોગથી બાળી નાખવા.

## સાધ્યાસાધ્ય અરશોનાં લક્ષણ.

ગુદાની સંવરણી નામની વળીમાં એક દોષથી ઉત્પન્ન થયેલો એક વર્ષની અંદરનો અરશ રોગ હોય તો સુખસાધ્ય. તથા અરશ રોગ થયાને એક વર્ષ ઉપરાંત વખત થયો હોય તથા બે દોષની ઉલ્વણતા વાળો વિસર્જની નામની બીજી વાળીમાં હોય તો તે કષ્ટસાધ્ય અને જે જન્મથીજ હોય કિંવા ત્રણ દોષની ઉલ્વણતા સહ હોય તથા ગુદાની ત્રીજી પ્રવાહણી નામની વળીમાં હોય તે અસાધ્ય સમજવો. તથા જે અરશરોગીને હાથપગમાં મોહડામાં, નાભિમાં, ગુદામાં કે અંડકોષમાં સોજો હોય, છાતીમાં તથા પડખામાં શૂળ નીકળતાં હોય, મોહ, ઉલટી; અંગમાં વ્યથા, જ્વર, તરશ, અરૂચિ, અને અતિસારથી પીડાતો તથા જેનું લોહી અત્યંત ઝરી ગયું હોય ગુદા પાકી આવેલી હોય તો તે અરશરોગી અવશ્ય મરી જાય છે, માટે આ લક્ષણો વૈદ્યે અવસ્ય લક્ષમાં રાખી ઉપચાર કરવા.

## અરશ રોગીને પથ્યાપથ્ય.

હલકું ભોજન, કલથ, દુધ, ચોખા, ઘી, તુરીયાનું શાક, લસણ, છાશ, માખણ, આમળાં, શ્રદ્ધા, સ્વચ્છ હવા, ચપટ બેઠક, ઝાડાની શંકા ન રોકવી અને શુદ્ધ આહાર વિહાર કરવો એજ હિતકારી છે.

પરંતુ માદક પદાર્થ, બાજરી, ગવારફળી, ભારે અન્ન, દહી, અડદ, લાલ કોળું, પાકેલી કેરી, ઉજાગરો મૈથુન, ઝાડાને રોકનાર પદાર્થો, શ્રમ, અતિ ફરવું, મિષ્ટ ભોજન, ખીર, લાડુ, મેદાની પુરી, વંતાક, મરચાં, તેલ, ઉંટ ઘોડાની સ્વારી કરવી, ઉભડક બેસવું, સ્ત્રીનો સ્પર્શ અને મિથ્યા આહાર વિહાર એ સર્વ અહિતકારી છે.

૧ અરશાધિકાર સંપૂર્ણ.

ઇતિ શ્રીમન્મહારાજાધિરાજ રાજ રાજેંદ્ર શ્રી સવાઈ પ્રતાપસિંહજી વિરચિત અમૃતસાગર નામા ગ્રન્થ વિષે અતિસાર સંગ્રહણી અને અરશ રોગોની ઉત્પત્તિ લક્ષણ તથા યત્ન નિરૂપણ નામનો ત્રીજો તરંગ સમાપ્ત ॥



૧ અરશ રોગ માટે જે ઓષધો પવનનો અનુલોમ કરે અને અગ્નિને તથા બળને વધારે તેવાં અન્ન પાન અને ઓષધોનું હંમેશાં સેવન કરવું. જે મસાઓમાંથી બરાબર મળ નીકળતો હોય તેની વાતાતિસાર પ્રમાણે ચિકિત્સા કરવી, અને જેમાંથી જાડો મળ નીકળતો હોય તેની ઉદાવર્ત રોગની જે ચિકિત્સા આગળ કહેવામાં આવશે તે પ્રમાણે કરવી અને ઊર્દ્ધજ તથા રૂધિર વહેવાવાળાની પિત્ત અને રૂધિરનાશક ચિકિત્સા કરવી અને વિદ્બંધમાં છાશનું સેવન હિતાવહ છે.

# તરંગ ચોથો.

અજીર્ણ ને વિસૂચિકા વિલંબિકાદિ ભેદના, શરાગ્નિભેદ ભસ્મકાદિ, કીટ, પાંડુ છેદના;
કુરોગ કામળા તણા હલીમકાદિ રોગના, તરંગ વેદના વિષે વિચાર હેતુ યોગના.

## જઠરાગ્નિના વિકારનો અધિકાર.

મનુષ્ય માત્રના ઉદરમાં જઠરાગ્નિ ચાર પ્રકારનો છે એટલે મંદાગ્નિ ૧. તીક્ષ્ણાગ્નિ ૨, વિષમાગ્નિ ૩, અને સમાગ્નિ ૪. તે પૈકી કફના આધિક્યતાથી મંદ, પિત્તની આધિક્યતાથી તીક્ષ્ણ, વાયુની આધિક્યતાથી વિષમ અને એ ત્રણે દોષોની સમતાથી સમ-અગ્નિ હોય છે.

### મંદાગ્નિનું લક્ષણ.

મંદાગ્નિવાળું મનુષ્ય થોડું પણ હિતકારી ભારે પદાર્થ ખાય કિંવા કોઇ પણ પદાર્થ ખાય તો તે પચતું નથી. ઉલટી થાય છે, ગ્લાનિ રહે છે, લાળ પડયા કરે છે અને માથું, તથા પેટ ભારે રહે છે.

### તીક્ષ્ણાગ્નિનું લક્ષણ.

જેના જઠરમાં તીક્ષ્ણ અગ્નિ હોય તો વિશેષ ખાધેલ ભારે કે અન્ય ભોજન પદાર્થ પણ સહેલાઇથી તુરત પચી જાય છે. આ શ્રેષ્ઠ અગ્નિ છે.

### વિષમાગ્નિનું લક્ષણ.

જેના પેટમાં વિષમ અગ્નિ હોય તો કોઇ સમયે સારી પેઠે ખાધેલું અન્ન પચે છે. અને કોઇ સમયે બરાબર પચતું નથી; પેટ ચઢી આવે છે, ઉદાવર્ત્ત થાય છે, શૂળ નીકળે છે. પેટમાં ભાર, અધોવાયુ મુકતાં કફયુક્ત વિષ્ટા પડે છે, અતિસાર થાય છે અને આંતરડામાં શબ્દ થયા કરે છે.

### સમાનાગ્નિનું લક્ષણ.

જેના ઉદરમાં સમાનઅગ્નિ હોય તો ખાધેલ પદાર્થ સમાન રીતે પચે છે, ઘણું જમે કે, અજીર્ણ છતાં જમે; તદપિ સારી પેઠે પચી જાય છે. આ અગ્નિ સર્વ કરતાં ઉત્તમ છે. આ અગ્નિથી કોઇ પણ પ્રકારનો વિકાર થતો નથી અને ભૂખ લાગે તેને રોકે તો પણ તત્કાળ વ્યાધિ ઉત્પન્ન થતો નથી. તથા તીક્ષ્ણ અગ્નિ ભૂખને બંધ કરી પિત્તના વ્યાધિઓને તુરત જન્મ આપે છે માટેજ સમાગ્નિ સર્વોત્તમ છે. મંદાગ્નિથી કફના, તીક્ષ્ણાગ્નિથી પીત્તના, વિષમાગ્નિથી વાયુના રોગો અને સમાગ્નિથી નિરોગતા પ્રાપ્ત થાય છે. કેટલાક ગ્રંથકારોએ ભસ્માગ્નિ નામા અગ્નિનો પાંચમો ભેદ ગણેલો છે તે ભસ્માગ્નિથી થતા ભસ્મક રોગની વ્યાખ્યા નીચે પ્રમાણે.

### ભસ્મક રોગની ઉત્પત્તિ, સંપ્રાપ્તિ તથા લક્ષણ.

અત્યંત તીખાં તથા લુખાં અન્ન જમે તેથી કફ ક્ષીણ થઇ વાયુ પિત્ત અત્યંત વધી જાય છે, ત્યારે પવન સહિત વૃદ્ધિ પામેલું પિત્ત, વાયુની પ્રેરણાએ અગ્નિ રૂપ થઇ, કરેલા ભોજ-

નને ક્ષણવારમાં ભસ્મ કરી નાખે છે, તે કારણને લીધે અગ્નિરૂપ રોગ ભસ્મક કહેવાય છે. તે જો ભૂખને રોકે તો તે અગ્નિ ધાતુઓને શોષવા લાગે છે. જો ભસ્માગ્નિ અત્યંત જોર ઉપર આવે તો તરશ, પરસેવો, બળતરા, મૂર્ચ્છા, ઇત્યાદિકને ઉત્પન્ન કરી અન્નને તુરત પકાવી તત્કાળ ધાતુઓનો નાશ કરે છે.

## અજીર્ણ રોગની ઉત્પત્તિ.

વિશેષ પાણી પીવાથી, વિષમ ભોજન કરવાથી, મૂત્ર-મળના વેગને રોકવાથી, દિવસે સુવાથી, રાત્રે જાગવાથી, અને ઉજાગરા કરવાથી પ્રાસન કરેલાં હિતકારી અન્નાદિ સમય પ્રમાણે ઉપભોગમાં લીધા છતાં પણ પાચન થતાં નથી. તથા નિરંતર તૃષ્ણા, ભય, ક્રોધ, ચિન્તા, લોભ, રોગ, દીનતા અને દ્વેષથી ઘેરાએલા જનોનું વખતસર ખાધેલું, પથ્ય, હલકું અને સ્નિગ્ધ ઉષ્ણ ભોજન પણ પૂર્ણ રીતે પચતું નથી; અર્થાત્ એવા મનુષ્યોને અપચો થાય છે અને અજીર્ણના વ્યાધિઓ ઉત્પન્ન થાય છે.

જે મનુષ્યો પ્રમાણ વગર પશુઓની પડે અન્ન જમે છે તેઓને કૉલેરાદિ રોગોના સમૂહના મૂળ કારણ રૂપ અજીર્ણ થાય છે અથવા તો આહારની વિષમતાથી અજીર્ણ થાય છે અને તે અજીર્ણથી રોગોનો સમૂહ થાય છે કે જે રોગોનો સમૂહ અજીર્ણ નાશક ઉપાયથીજ મટે છે.

## અજીર્ણનાં સામાન્ય લક્ષણ તથા સંખ્યા.

ગ્લાનિ, ભારેપણું, સજડપણું, ભ્રમ, વાયુનો અવરોધ, ઝાડાનો કબજો થાય અથવા બહુ ઝાડા લાગ્યા કરે તો જાણવું કે અજીર્ણ થયું છે. તે અજીર્ણ રોગ ૬ પ્રકારનો છે. આમાજીર્ણ ૧, વિદગ્ધાજીર્ણ ૨, વિષ્ટબ્ધાજીર્ણ ૩, રસશેષાજીર્ણ ૪, અજીર્ણ ૫, અને પ્રતિવાસર ૬, એ ૬ પ્રકાર છે. તે પૈકી કફથી આમાજીર્ણ થાય છે, અને પિત્તથી વિદગ્ધાજીર્ણ થાય છે.

ખાધા પછી પાકેલા દ્રવરૂપમાંથી કાંઇક કાચો ભાગ રહી જાય તે રસ શેષાજીર્ણ, ખાધેલું અન્ન તે જ દિવસે ન પચતાં બીજે દિવસે પચે તે અજીર્ણ અને વિકારોને ન ઉત્પન્ન કરનારૂં જે અજીર્ણ પ્રત્યેક દિવસે થાય છે એટલે જ્યાંસુધી પચ્યું ત્યાં સુધી અજીર્ણ કહેવાય તે પ્રતિવાસર અજીર્ણ કહેવાય છે. આ અજીર્ણમાં જમવાનો નિષેધ નથી; કારણ કે, સવારનું જમેલું અજીર્ણ છતાં પણ સાંજે જમવામાં હરકત નથી.

## પ્રત્યેક અજીર્ણનાં લક્ષણો.

આમાજીર્ણમાં પેટ તથા શરીર ભારે રહે, વમનની શંકા રહે, ગાલ તથા આંખના ડોળા ઉપર સોજો જણાય અને ખાધેલું ન પચ્યા જેવાજ ઓડકાર આવ્યા કરે તથા મળ કાચો ઉતરે.

વિદગ્ધાજીર્ણમાં ભ્રમ, તૃષા, મૂર્ચ્છા, પિત્તને લીધે સંતાપ, શોષ, બળતરાદિ વિવિધ પ્રકારની ગરમીના વ્યાધિઓ થાય અને ધૂમાડાવાળા ખાટા ઓડકાર આવે તથા પરસેવો વળે છે.

વિષ્ટબ્ધાજીર્ણમાં શૂળ, આફરો, વાયુની અનેક પ્રકારની પીડાઓ થાય, મળ તથા ગુદાનો પવન રોકાય, અંગો સજડ થઇ જાય અને મૂર્ચ્છા તથા સોયો ભોંકાયા જેવી અંગમાં પીડા થાયછે.

રસશેષાજીર્ણમાં અન્ન ઉપર અરૂચિ, છાતીમાં દુખાવો, શરીર ભારે અને બેચેન રહે છે.

અજીર્ણમાં જો મૂર્ચ્છા, બકવા, ઉલટી, ગ્લાનિ, ભ્રમ અને લાળનું પડવું થાય તો તે અજીર્ણથી મનુષ્યનું મરણ થાય છે. પણ આ ઉપદ્રવોએ કરી રહિત જે વ્યાધિની સહાયતા સિવાયનું અજીર્ણ હોય તો ચિન્તા જેવું નથી.

જે મૂર્ખ મનુષ્ય પશુઓની પેઠે ઢંગધડા વગર સ્વાદ કે અપ્રાપ્ત ભોજન પ્રાપ્ત થવાથી લોભને લીધે માપ રહિત જમે તેને અનેક રોગો થાય છે; કેમકે દોષોના લીધે અલ્પ આમ બંધાએલો હોવાથી અગ્નિના માર્ગને રોકી શકે નહીં તેથી અજીર્ણ છતાં પણ ભૂખ લાગ્યાની ભ્રાંતિ થાય છે, તે ભ્રમના લીધે ખાય તો તે મનુષ્ય મરી જાય આમાજીર્ણ, વિદગ્ધાજીર્ણ, અને વિષ્ટબ્ધાજીર્ણથી વિસૂચીકા, અળસ તથા વિલંબિકા થાય છે એટલે આમાજીર્ણથી વિસુચિકા, વિદગ્ધાજીર્ણથી અળસ અને વિષ્ટબ્ધાજીર્ણથી વિલંબિકા થાય છે એમ અનુક્રમે સમજવું નહીં, પણ એકેક અજીર્ણથી એ ત્રણે વ્યાધિઓ ઉત્પન્ન થાય છે એમ સમજવું.

## વિસુચિકા, અળસ અને વિલંબિકાનાં લક્ષણ.

વિસૂચીકા એટલે કૉલેરા-કોગળીયું કહેવાય છે તે રોગમાં અજીર્ણને લીધે વાયુ જાણે સોયોથી ગાત્રોને ભોંકતો હોય એવી ક્રૂરવેદના થાય, મૂર્ચ્છા, પાણી જેવો પાતળો ઝાડો, ઉલટી, તૃષા, શળ, ભ્રમ, હાથ પગમાં ગોટલા ચઢે, બગાસાં, બળતરા અને શરીરનો વર્ણ બદલાઇ જાય, ધ્રુજારો, છાતીમાં વેદના તથા માથામાં પીડા થાય તો જાણવું કે કોગળીઆનો રોગ લાગુ થયો છે. તેમાં પણ એ રોગમાં નિદ્રા જતી રહે, સર્વ વસ્તુ ઉપર અપ્રીતિ, શરીર કાંપે અને મૂત્ર રોકાઇ જાય તથા સંજ્ઞાનો નાશ થઇ જાય તો તે અવશ્ય મરી જાય.

અળસ રોગમાં પેટ ઘણુંજ ચઢી આવે, હાથ પગ વગેરે અંગ પછાડયા કરે, ચીસો પાડયા કરે, આંતરડાં બોલે, તરશ બહુ લાગે, ઓડકાર ઘણા આવે, મળ-મૂત્ર રોકાઇ જાય અને બંધ થએલો અધોવાયુ કંઠ અને છાતી વગેરે ઉપરના ભાગમાં જતો રહે તેને અળસ કહે છે. તથા આહાર ઉંચે નીચે જાય કે પાકે પણ નહી; પરંતુ કોઠામાંજ સ્થિર થઇ રહે તે જ અળસ રોગ કહેવાય છે.

આ રોગવાળાના તથા કૉલેરા વાળાના જો દાંત, હોઠ, નખ કાળા પડી જાય, ભાન જરાપણ રહે નહીં, આંખ ઉંડી જતી રહે, સ્વર દુર્બળ થઇ જાય અને સર્વ સાંધાઓ નરમ પડી જાય-ગમા ભાગી જાય તો તે માણસ નિશ્ચે મરણને શરણ થાય છે.

વિલંબિકા રોગમાં દુષ્ટ થએલું ખાધેલું અન્ન કફ અને વાયુને લીધે મુખદ્વારથી નીકળે નહી તેમ ગુદાદ્વારથી પણ નીકળે નહીં તેને વિલંબિકા કહે છે, આ રોગની ચિકિત્સા અશક્ય છે, અર્થાત્ અસાધ્ય રોગ છે માટે ચિકિત્સા કરવી નહીં.

## અજીર્ણ મટયાનાં લક્ષણ.

સારી પેઠે ચોખા ઓડકાર આવે, શરીરમાં ઉત્સાહ, મળ-મુત્ર તથા અધોવાયુના વેગનું યોગ્ય રીતે છૂટવું, શરીર હલકું જણાય અને ભૂખ તરશ સારી રીતે લાગે તો જાણવું કે અજીર્ણ જીર્ણ થયું છે.

## અજીર્ણ રોગના ઉપાય.

અજીર્ણ રોગ સાધારણ કહેવાય છે; પરંતુ અનેક ભયંકર પ્રાણઘાતક રોગોને જન્મ

આપનાર (અજીર્ણ) છે માટે તે રોગને થતાં વેંતજ યોગ્ય ઉપાયોવડે નાશ કરવા કાળજી રાખવી. અથવા હરડેની છાલ, તથા સુંઠને ઝીણાં વાટી ટાંક ૨ ભાર ચૂર્ણમાં ગોળ ટાંક ૧૦ મેળવી પાણી સાથે નિરંતર સેવન કરે તો આમાજીર્ણ દૂર થાય છે અને ભૂખ લાગે છે. અથવા હરડેની છાલ; સુંઠ અને સિંધાલુણના સેવનથી પણ ઉપર પ્રમાણે ગુણ થાય છે. અથવા સિંધાલુણ, સુંઠ અને મરી સમાન ભાગે લઇ તેઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ટાંક ૨ ભાર લઇ ગાયની સુંદર છાશ સંગાથે ૧૫ દિવસ સુધી સેવન કરે તો ભૂખ વધે, મંદાગ્નિ જાય, પાંડુ તથા હરષ મટે અથવા મીઠું, બીડલુણ, ટંકણખાર, સિંધાલુણ અને સંચળ એઓની ફાકી લેવાથી આમાજીર્ણ મટે છે. અથવા લંઘન કરવાથી વિદગ્ધાજીર્ણ મટે છે. અથવા શેક કરવાથી વિષ્ટબ્ધાજીર્ણ તથા શયનથી રસશેષાજીર્ણ મટે છે. અથવા સુંઠ, કાળાંમરી, પીપર, બોડીઅજમો, સિંધાલુણ, શેકેલી ચોખી હીંગ, જીરૂં અને શાહજીરૂં એ સઘળાં સમાન ભાગે લઇ એઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ટાંક ૧ તથા ૨ ભાર પેહેલાજ કોળીઆમાં ઘી ચૂર્ણ અને ખીચડી મેળવી નિરંતર ખાય તો કોઈ દિવસ અજીર્ણ થાય નહીં અને થએલું હોય તો મટી જાય છે, ભૂખ વધે છે, ગોળો અને બરલ પણ નાશ પામે છે તથા વાયુ સંબંધી સઘળી પીડાઓ ટળે છે. આ હિંગ્વાષ્ટક ચૂર્ણ કહેવાય છે. અથવા જવખાર, સાજીખાર, ચિત્રામૂળ, કાળીપાડ, કાંચકાં, પાંચે લુણ, ઝીણી એલચી, તમાલપત્ર, ભારંગી, શેકેલી હીંગ, વાવડીંગ, પુષ્કરમૂળ, કચૂરો, દારૂહળદર, નસોતર, મોથ, વજ, ઇંદ્રજવ, કોકમ, જીરૂં, આમળાં, હરડેદળ, પીપર, અમ્લવેતસ, અજમો, આંબલી, દેવદાર, હરડાં, અતિવિષ, કાંગ, છીણીનાં મૂળ, ગરમાળો, તલનો ખાર, સરગવાનો ખાર, ખાખરાનો ખાર, અને ગોમૂત્રમાં ઠારેલો લોહકાટ એ સર્વ ઔષધીઓ બરાબર લઇ એઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી બીજોરાના રસના ૩ પુટ, અથાણાના રસના ૩ પુટ અને આદાના રસના ૩ પુટ દઇ સિદ્ધ કરેલા ચૂર્ણમાંથી ટાંક ૨ ભાર નિત્ય પાણીની સાથે સેવન કરે તો ભૂખ ઘણી લાગે, અજીર્ણ, ગોળો, ઉદરવ્યાધિ, બરલ, અરશ, અષ્ઠિલા અને વાતરક્ત એટલા રોગોનો નાશ કરે છે. આ વૃહદ અગ્નિમુખ ચૂર્ણ કહેવાય છે. અથવા થોર, આકડો, ચિત્રામૂળ, એરંડાનો ખાર, વાયવરણો, સાટોડી, તલ, અંઘાડો, કેળ, ખાખરો અને કોકમ એઓને બાળી ચોસઠ તોલા ભાર રાખ કરવી. પછી તે રાખ ૨૫૬ તોલા પાણીમાં નાખી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યાં સુધી ઉકાળવું. પછી નીચે ઉતારી નીતરે ત્યારે વસ્ત્રથી ગાળી કહાડવું. તેમાં ૧ ૮ તોલા ભાર સિંધાલુણ નાખી પુનઃ ઉકળવા મુકવું. જ્યારે ધુમાડા રહિત કઠણ થયું જણાય ત્યારે ઉતારી લઇ ઝીણું ચુર્ણ કરવું તથા તેમાં અજમો, સુંઠ, મરી, પીપર, જીરૂં કલોંજીજીરૂં અને શેકેલી હિંગ એઓનું ઝીણું ચૂર્ણ કરી મેળવવું. પછી તૈયાર કરેલું ચૂર્ણ ટાંક ૧ પ્રાતઃકાળે ઠંડા પાણી સંગાથે સેવન કરે અને એ ઉપર ચૂર્ણ પચી ગયા પછી ખાટા, ખારા, ઉના, અગ્નિ વધારનાર પદાર્થો સાથે જમે અને પછી છાશ પીએ તો મંદાગ્નિ અરશ, વાયુ સંબધી પીડા, કફ, ગોળો સોજો, પથરી, શર્કરા, ઉદરવ્યાધિ અને મળ-મુત્ર પવનના રોકવટના રોગોનો નાશ કરે છે. તથા અજીર્ણ મટાડવા ભૂખ વધારવા જુદાં જુદાં અનુપાનો સાથે સેવન કરવું જેથી અનેક રોગોને નિકંદન કરે છે. આ વૈશ્વાનર ચુર્ણ કહેવાય છે. અથવા સાંભરનું મીઠું ૮ તોલા સંચળ ૫ તોલા બીડલુણ ૨ તોલા, સિંધાલુણ ૨ તોલા, ધાણા ૨ તોલા, પીપર ૨ તોલા, પીપરામુળ ૨ તોલા, તમાલપત્ર ૨ તોલા, કાળીજીરી ૨ તોલા, કેસર ૨ તોલા, તાલીસપત્ર ૨ તોલા, અવક ૨ તોલા, અમ્લવેતસ ૧ તોલો, મરી ૧ તોલો, જીરૂં ૧ તોલો, સુંઠ ૧ તોલો, દાડિમના દાણા

૪ તોલા, તજ ૦॥ તોલો અને એલચી ૦॥ તોલો એ સઘળાઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી માષા ૪ ભાર ગાયની જાડી છાશ સંગાથે અથવા કાંજી કે દહિંની તર સંગાથે સેવન કરે તો વાયુ તથા કફનો ગોળો, બરલ, ઉદરવ્યાધિ, અરશ સંગ્રહણી, કોઢ, બંધકુષ્ટ, શૂળ, સોજો ઉન્નસ, ભગંદર, શ્વાસ, ક્ષય, આમવિકાર, પાંડુ, પથરી, શર્કરા, છાતીનાં દરદ, અને મંદાગ્નિ વગેરે અજીર્ણના રોગોનો ઉત્તમ પ્રકારે નાશ કરે છે, આ લવણભાસ્કર ચૂર્ણ કહેવાય છે. અથવા સિંધાલૂણ ટાંક ૧, પીપરામુળ ટાંક ૨, પીપર ટાંક ૩, ચવક ટાંક ૪, ચિત્રક ટાંક ૫, સુંઠ ટાંક ૬ અને હરડેની છાલ ટાંક ૭ લઇ એઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ટાંક ૨ નિરંતર યોગ્ય અનુપાન સંગાથે સેવન કરે તો અજીર્ણ દૂર થાય અને ભૂખ સારી પેઠે લાગે છે. આ વડવાનળ ચૂર્ણ કહેવાય છે. અથવા—શુદ્ધગંધક ૮ ભાગ, શુદ્ધ પારો ૪ ભાગ મજવેલ ૨ ભાગ, અને તાંબેશ્વર ૨ ભાગ, પ્રથમ પારા ગંધકની કાજળ કરી પછી ઉક્ત ભસ્મો મેળવી લોઢાના વાસણમાં નાખી અગ્નિ ઉપર તેને ચઢાવી ઓગળાવી પછી હળવેથી પોચા એરંડાનાં પાંદડાં ઉપર તેને ઢાળી ઠંડા થયા પછી ઝીણું વાટી ૪૦૦ તોલા બીજોરાનો રસ કાહાડી ગાળી લઇ તેમાં નાખવો. અને અગ્નિદ્વારા પકાવવાં. જ્યારે તે રસ શોષાઇ જાય ત્યારે અર્થાત મંદઅગ્નિદ્વારા તે રસનું શોષણ કરવું. પછી પીપર, પીપરામુળ, ચવક, ચિત્રક અને સુંઠ એઓનો કવાથ કરી તે કવાથના ૫૦ તથા ચુકાના રસના પુટ દેવાની રીતિ પ્રમાણે ૫૦ પુટ દેવા. સુકાયા પછી ફુલાવેલો ટંકણખાર તે ચૂર્ણના બરોબર નાખવો. અને એ સર્વની બરોબર મરીઆંનું ચૂર્ણ મેળવી તેનાથી અરધભાગે બીડલૂણ મેળવવું પછી ચણાના ખારના ૭ પુટ દેવા એ રસને સુકાવી વાટી રસ સિદ્ધ થયે સુંદર શીશીમાં યત્નવડે ભરી રાખવો. તેમાંથી માસા ૨ ભાર ખાઇ સિંધાલૂણ સહિત ગાયની જાડી છાશ સેવન કરે તો, તત્કાળ ઘોર અજીર્ણ માત્રને દૂર કરે છે અને બહુજ ભારે વસ્તુ ખાધી હોય છતાં આ ચૂર્ણના સેવનથી તુરત પચી જાય છે અને શૂળ ગોળો, આફરો બરલ તથા પેટના વ્યાધી એ સર્વનો નાશ કરે છે. આ ક્રવ્યાદરસ કહેવાય છે. અથવા—જવખાર, સાજીખાર ટંકણખાર, શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, સુંઠ ચવક, ચિત્રક, પીપર અને પીપરામુળ એ સઘળા સમાન લઇ સર્વની બરાબર શેકેલી ભાંગ અને ભાંગથી અરધ ભાગે સરગવાનું મૂળ લઇ પારાગંધકની કાજળ કરી, અન્ય ઔષધીઓનું ચૂર્ણ કરી, એકત્ર કરી સૂક્ષ્મ વાટી ભાંગના રસમાં, સરગવાની જડના રસમાં અને ચિત્રામૂળના રસમાં એક એક દિવસ ઘુંટવો; (કિંવા ભાવના દઇ પદાર્થ રસ શોષી લે તેમ ) તડકે સુકવી, રામપાત્રમાં ભરી સંપુટને કપડા માટી કરી અડાયા છાણાના હલકા અગ્નિથી પકાવવો સ્વાંગ શીતળ થયે કહાડી લઇ આદાના રસમાં (કિંવા જળભાંગરાના રસમાં) ઘુંટી લેવો. સૂક્ષ્મ કરી રત્તી ૧ તથા ૨ ભાર મધની સંગાથે સેવન કરી તે ઉપર જો ગોળ અને સુંઠનો કવાથ પીએ તો તત્કાળ અજીર્ણ માત્રને દૂર કરે છે તથા અતિસાર, સંગ્રહણી, અગ્નિમાંદ્યતા, કફના રોગ ઉલટી, મોળ, આલસ્ય અને અરૂચિ એટલા રોગોને દૂર કરે છે અને ભૂખ ઘણી વધે છે. આ જ્વાળીાનળ રસ કહેવાય છે. ભાવપ્રકાશ. અથવા—શુદ્ધગંધક, કાળાંમરી, અને સંચળ એ સમાન ભાગે લઇ ચૂર્ણ કરી પાણી સંગાથે ટાંક ૧ લે તો બંધકોષ મટે છે. અથવા શુદ્ધ પારો ૧ ભાગ, શુદ્ધ ગંધક ૧ ભાગ, શુદ્ધ વચ્છનાગ ૧ ભાગ, લવિંગ ૧ ભાગ, કાળાંમરી ૨ ભાગ, અને જાયફળ ૦॥ ભાગ લેવું. પારા ગંધકની કાજળ કરી તે કાજળમાં અન્ય ઔષધીઓ સૂક્ષ્મ કરી મેળવી કોકમના રસમાં કિંવા આંબલીના કોમળા રસમાં ઘુંટી

તૈયાર કરવો. રતી ૧-૧ ભાર ૭ દિવસ સુધી સેવન કરે તો ભૂખ વધે અને અજીર્ણને તત્કાળ મટાડે છે. આ રામબાણ રસ માટે રસેંદ્રચિંતામણિનો કર્તા કહે છે કે-" આ રામબાણ નામથી પ્રખ્યાતિ પામેલો રસ અગ્નિની મંદતા રૂપ રાવણનો નાશ કરેછે, ગ્રહણી-સંગ્રહણી રૂપ કુંભકર્ણને જીતનાર છે અને આમવાયુ રૂપી ખરદૂષણના મદને મર્દનાર છે. મરીના અનુપાનથી આ રસ સેવન કરે તો, જઠરાગ્નિને તુરત પ્રદીપ્ત કરે છે, રૂચિ ઉપજાવે છે, કફના સમૂહનો નાશ કરે છે અને શ્વાસ, ઉધરસ, ઉલટી તથા કૃમિઓને નાશ કરનાર છે. અથવા-શુદ્ધપારો, શુદ્ધગંધક, ખોડીઅજમો, ત્રિફળા, સાજીખાર, જવખાર, ચિત્રામૂળ, સિંધાલૂણ, જીરૂં, સંચળ, વાવડીંગ, વડાગરૂ મીઠું, સુંઠ, કાળાંમરી અને પીપર એ સઘળાં સમાન ભાગે લઇ એ સર્વની બરાબર શુદ્ધ કરેલાં ઝેરકોચલાં લેવાં. પારા ગંધકની કાજળી કરી પછી બીજા ઓષધોને ઝીણાં વાટી કાજળમાં મેળવવાં, અને જંબીરીના રસમાં ખરલ કરી મરી પ્રમાણની ગોળીઓ વાળવી તેમાંથી ૧ ગોળી યોગ્ય અનુપાન સાથે નિરંતર સેવન કરે તો, મંદાગ્નિ મટે છે તથા ભૂખ ઘણી લાગે છે. જો આના ઉપર હરડેની છાલ, સુંઠ તથા ગોળ ખાય-ઉપયોગમાં લે તો સર્વ રોગને દૂર કરે છે. આ અગ્નિતુંડાવતી ગોળી કહેવાય છે. અથવા સુંઠ મરી, પીપર એ ત્રણે ૧ ભાગ, સિંધાલૂણ ૨ ભાગ અને ગંધક ૩ ભાગ લઇ એઓને ઝીણાં વાટી વસ્ત્રથી ગાળી લીંબુના રસ સાથે ૧૦ દિવસ ઘુંટી ૧ રતી પ્રમાણે ગોળીઓ વાળી ગોળી ૧ નિરંતર સેવન કરે તો, અજીર્ણ માત્રને દૂર કરે છે અને ક્ષુધા વધારે છે. આ શુદ્ધબોધરસ કહેવાય છે. અથવા બીડલૂણ, સંચળ, અજમો, જીરૂં, શાહજીરૂં, હરડેદળ, સુંઠ, મરી, પીપર, ચિત્રામૂળ, અમ્લવેતસ, અને અજમોદ એ સઘળાં સમાન લઇ એઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ટાંક ૨ ભાર નિરંતર ફાકે તો પત્થર પચી જાય તો, પછી ભોજન પચવા માટે કહેવુંજ શું ? અર્થાત્ ગમે તેવા ગરિષ્ઠ પદાર્થો ખાવામાં આવ્યા હોય; તો પણ આ બીડલવણાદિચૂર્ણ પચાવી દે છે. અથવા શુદ્ધ ગંધક, મરી, સુંઠ, સિંધાલૂણ, અને જવખાર એ સઘળાં સમાન લઇ વસ્ત્રગાળ ચૂર્ણ કરી લીંબુના રસમાં ૧૦ દિવસ સુધી ખરલ કરી ચણા પ્રમાણે ગોળીઓ વાળી ૧ ગોળી સેવન કરે તો ક્ષુધાને વધારે છે અને અજીર્ણને મટાડે છે. અથવા હરડેદળ ૬ ભાગ, પીપર ૪ ભાગ, ચિત્રક ૨ ભાગ અને સિંધાલૂણ ૧ ભાગ એઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ટાંક ૨ ભાર પાણીની સંગાથે સેવન કરે તો ભૂખ લાગે અને અજીર્ણ મટે છે. અથવા ટંકણ, પીપર, શુદ્ધ વછનાગ, અને હિંગળોક એ સમાન ભાગે લઇ તેથી બમણાં મરી ઝીણાં વાટી લીંબુના રસમાં ઘુંટી વટાણા પ્રમાણે ગોળીઓ વાળી ગોળી ૧ તથા ૨ પાણી સંગાથે સેવન કરે તો, તત્કાળ અજીર્ણ, કફ અને વિસૂચિકા-કોગળીયું મટે છે. આ અજીર્ણકંટકરસ કહેવાય છે. અથવા શુદ્ધ વછનાગ, શુદ્ધ ટંકણ, અને મરી એ એક એક તોલો અને સિંધાલૂણ જોઇએ તેટલું એ સઘળાં સમાન લઇ ચુર્ણ કરી તેને આદાનો રસ ૫૬ તોલા ભાર ધીરે ધીરે પાવો અર્થાત્ એ ચૂર્ણને ૫૬ તોલા ભાર રસની ભાવના આપવી. પછી દહીંને કપડામાં બાંધીને નિતારેલું પાણી ૫૬ તોલા ભાર પણ પાવું તથા લીંબુનો રસ ૫૬ તોલા પાઇ સારી પેઠે ઘુંટી ગોળી રતી ૨ પ્રમાણે વાળી ગોળી ૧ રોજ પાણી સાથે સેવન કરે તો અજીર્ણ તથા આફરો ઉદરરોગ, ગોળો, શૂળ, મટે છે અને ભૂખને રૂચિને વધારે છે. આ ક્રવ્યાદિરસ કહેવાય છે. અથવા દહિંનું પાણી અને લીંબુનો રસ ૬૪-૬૪ તોલા ભાર, આદાનો રસ ૪૮ તોલા, તજ ૪ તોલા એલચી ૪ તોલા, લવીંગ ૬૦ તોલા, ફુલાવેલો ટંકણ તથા ચિત્રામૂળ બબે તોલા,

સુંઠ, મરી, પીપર, હરડે, બેહેડાં અને આંબળાં એ પ્રત્યેક ૭ ૭ તોલા લઇ એ સઘળાંને બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરી ઉપર કહેલા રસોમાં ભીંજવી અર્થાત્ સર્વ રસ, પુટ આપવાની રીતિ પ્રમાણે શોષાવી ઘુંટી ચૂર્ણ તૈયાર કરી ઉના પાણીથી સેવન કરે તો તુરત અજીર્ણ મટે છે. આ ક્રવ્યાદિ ચૂર્ણ કહેવાય છે. અથવા સુંઠ, મરી, પીપર, ત્રિફળાં પાંચ જાતનાં લુણ, શેકેલો ટંકણ, જવખાર, સાજીખાર, શુદ્ધ પારો, શુદ્ધ ગંધક અને શુદ્ધ વછનાગ એ સર્વ બરોબર લઇ પારા-ગંધકની કાજળ કરી અન્ય ઔષધીને ઝીણી કરી મેળવી આદાના રસના ૭ પુટ દેવા. પછી સૂક્ષ્મ ઘુંટી ગોળીઓ ૧ રતી પ્રમાણે વાળી ગોળી ૨ પાંચ કે સાત લવીંગના ચુર્ણ સંગાથે સેવન કરે તો, તત્કાળપણે અજીર્ણ મટે છે, અને ભૂખ વધે છે. આ ક્ષુધાસાગરવટી કહેવાય છે. અથવા મોટી હરડે નંગ ૧૦૦ લઇ ગાયની છાશમાં ઉકાળવી, પછી તેઓને મેથીઆ જેટલી પેટ ચીરી ગોટલી-ઠળીઆ કાહાડી નાખી તેમાં ષડુષણ (સુંઠ, મરી, પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક) તજ, પાંચ જાતનાં મીઠાં, શેકેલી હિંગ, જવખાર, સાજીખાર, જીરૂં, શાહજીરૂં, અને અજમોદ એ સઘળાં સમાન અને ષડુષણથી અરધી નસોતર લઇ ચૂર્ણ કરી કપડેથી ચાળી સકાંકોકમના રસમાં ભીંજવી મેળવી હરડેમાં ભરી દેવું, પછી હરડેને સૂતરના દોરાવતે બાંધી તડકે સુકવી તેમાંથી હરડે ૧ નિરંતર ખાય તો ભૂખ વધે છે, મંદાગ્નિ, ઉદરરોગ, ગોળો, શળ, સંગ્રહણી, બંધકોષ, આફરો અને આમવાયુ તથા અરશ એ સઘળા રોગોને દૂર કરે છે. આ અમૃતહરીતકી કહેવાય છે. અથવા કાળાંમરી ૩ તોલા અજમો ૮ તોલા, ચિત્રક ૮ તોલા પીપર ૩ તોલા, સંચળ, વડાગરૂં મીઠું અને સિંધાલુણ એ ૨૪ તોલા, શુદ્ધ પારો ટાંક ૧, શુદ્ધ ગંધક ટાંક ૧, પીપરામૂળ તોલા ૬, સુંઠ ૫ તોલા, હરડેની છાલ ૫ તોલા, બહેડાંની છાલ, આમળાં, જીરૂં અને ચવક એ ૭ ૭ તોલા તથા સઘળાંથી અરધ ભાગે લવીંગ લેવાં. પ્રથમ પારા ગંધકની કાજળ કરી અન્ય ઔષધીને ઝીણાં વાટી કાજળમાં મેળવી આદાના રસની ૩ ભાવના દઇ ચૂર્ણ બરોબર કોકમ નાખી ઘુંટી ગોળી માસા એ પ્રમાણે વાળી ૧ પાણીની સંગાથે સેવન કરે તો તો તત્કાળ અજીર્ણ જાય, ભૂખ ઘણી લાગે, શરીર પુષ્ટ થાય અને યોગ્ય અનુપાન સાથે સેવન કરવાથી ઘણાક રોગોનો નાશ કરે છે. આ લવીંગામૃતગુટીકા કહેવાય છે. વૈદ્યરહસ્ય. અથવા તજ ટાંક ૫, લવીંગ ટાંક ૧૦, જીરૂં, શાહજીરૂં, તથા મરી ટાંક ૩૦, સુંઠ ટાંક ૧૦, અજમોદ ટાંક ૫, હરડેદળ ટાંક ૫, તમાલ પત્ર ટાંક ૫, કોકમ ટાંક ૧૦, સિંધાલુણ ટાંક ૨૦, નસોતર ટાંક ૧૫, સંચળ ટાંક ૨૦; મીંઢીઆવળ ૭ તોલા અને દાડિમના દાણા ૨૮ તોલા ભાર લઇ સર્વને ઝીણાં વાટી લીંબુના રસની ૧૦ ભાવના દઇ ચૂર્ણની બરોબર ચૂકો મેળવી સુકવી યુક્તિપૂર્વક શીશીમાં ભરો તેમાંથી ટાંક ૨ ભાર પાણી સાથે સેવન કરે તો તુરત અજીર્ણ મટે છે, તથા મંદાગ્નિ, બંધકોષ, ઉદરરોગ, ગોળો, બરલ એ સર્વ રોગનો નાશ કરે છે. આ રાજવલ્લભ ચુર્ણ કહેવાય છે, અથવા હરડેની છાલ, પીપર અને સંચળ એ સમાન ભાગે લેવાં, એઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ઉના પાણી સાથે સેવન કરે તો આફરા વગેરે અજીર્ણ સંબંધી સર્વ રોગોનો નાશ કરે છે. અથવા કાળીદ્રાક્ષ, હરડેની છાલ, અને સાકર એ ત્રણે સમાન લઇ ઘુંટી મધ સંગાથે ટાંક ૨ પ્રમાણે ગોળીઓ વાળી ગોળી ૧ પાણી સંગાથે ખાય તો અજીર્ણ જાય. એમ વૃંદ ગ્રંથનો કર્તા કહે છે. અથવા જીરૂં, સંચળ, સુંઠ મરી, પીપર, અજમોદ, શેકેલી હિંગ, સિંધાલુણ અને હરડેદળ એ સઘળાં ૧-૧ તોલા ભાર અને નસોતર તોલા ચાર લેવી. એઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ટાંક ૨ ભાર ઉના પાણી સંગાથે ફાકે તો તત્કાળ અજીર્ણ મટે છે અને ભૂખ વધે છે. આ જીરકાદિ ચુર્ણ કહેવાય છે. વૈદ્યરહસ્ય.

" અથવા બોડીઅજમો, હરડેની છાલ, ચિત્રક, લવીંગ, તજ અને સિંધાલૂણ એ સઘળાં બરાબર લઈ ઝીણાં વાટી ટાંક ૨ ભાર પાણી સાથે ફાકે તો અજીર્ણ મટે છે અને ભૂખ લાગે છે. આ અજમોદાદિચૂર્ણ કહેવાય છે. સર્વસંગ્રહ. અથવા શુદ્ધ ગંધક ટાંક ૨, ચિત્રક ટાંક ૨, કાળાંમરી ટાંક ૨, પીપર ટાંક ૨, સુંઠ ટાંક ૫, જવખાર ટાંક ૨, સિંધાલૂણ ટાંક ૧, સંચળ ટાંક ૧ અને વડાગરૂં મીઠું ટાંક ૧ એઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી લીંબુના રસમાં ૭ દિવસ ઘુંટી ટાંક ૧ પ્રમાણે ગોળીઓ વાળી ગોળી ૧ પાણી સંગાથે ખાય તો અજીર્ણ, શૂળ, આમવિકાર, ગોળો અને આફરો એટલા રોગોનો નાશ કરે છે. આ ગંધકવટીગોળી કહેવાય છે."

## વિસૂચીકાના ઉપાય.

" જીરૂં, એક કળીનું લસણ, શુદ્ધ ગંધક, સિંધાલૂણ, સુંઠ, મરી, પીપર અને શેકેલી હિંગ એ સઘળાં બરાબર લઈ ઝીણાં વાટી લીંબુના રસની ૫૦ ભાવના દઈ વડબોર પ્રમાણે ગોળીઓ વાળી ગોળી ૧ પાણી સાથે ખાય તો વિસૂચીકા–કૉલેરાનો તુરત નાશ થાય છે. અજીર્ણ મટે છે અને ભૂખ લાગે છે. આ જીરકાદિ ચૂર્ણ કહેવાય છે." અથવા વાવડીંગ, સુંઠ, પીપર, હરડેની છાલ, આમળાં, ચિત્રો, બેહેડાં, વજ, લીંબડાની ગળો, શુદ્ધ ભિલામાં અને શુદ્ધ વછનાગ એ સઘળાં બરોબર લઈ ગોમૂત્ર સંગાથે ૧ દિવસ સુધી ઘુંટી રતી પ્રમાણ ગોળીઓ વાળી ૧ ગોળી આદાના રસ સંગાથે સેવન કરે તો અજીર્ણ જાય. ૨ ગોળી ખાય તો વિસૂચિકા જાય, ૩ ગોળી ખાય તો સાપનું ઝેર ઉતરે અને ચાર ગોળી ખાય તો સન્નિપાત જાય છે. આ સંજીવની ગુટિકા કહેવાય છે. અથવા ફુલાવેલો ટંકણખાર ટાંક ૫, શુદ્ધ પારો ટાંક ૫, શુદ્ધ ગંધક ટાંક ૫, શુદ્ધ વછનાગ ટાંક ૬, પીળી કોડીની રાખ, સાજીખાર, પીપર, તથા સુંઠ એ પ્રત્યેક એક એક તોલો અને મરી ૮ ભાગ, એ પ્રથમ પારા ગંધકની કાજળ કરી પછી અન્ય ઓષધો ઝીણાં વાટી એકત્ર મેળવી જંબીરી જાતના લીંબુના રસમાં ૧ દિવસ ઘુંટી ૧ રતી પ્રમાણ ગોળીઓ વાળી ગોળી ૧ વાસી—કૉલેરાવાળાને, શૂળ, વાયુ–આદિ અને અગ્નિમંદતાવાળાને આપે તો, તત્કાળ આરામ થાય છે. આ અગ્નિકુમાર રસ કહેવાય છે. અથવા આકડાનાં પાંદડાંનો રસ ૬૪ તોલા, ધંતૂરાનાં પાંદડાંનો રસ ૬૪ તોલા, સરગવાના મૂળનો રસ ૬૪ તોલા, થોરનું દુધ ૬૪ તોલા, ઉપલેટ ૮ તોલા, સિંધાલૂણ ૮ તોલા, તેલ ૪૬ તોલા, તેમાં કાંજીનું પાણી મેળવી લોઢાની કડાઈમાં ધીમા અગ્નિથી પકાવતાં રસ માત્ર બળી તેલ રહે ત્યારે નીચે ઉતારી વસ્ત્રગાળ કરી તે તેલનું મર્દન કરે તો ખલ્લી, વિસૂચીકા અને પક્ષાઘાત તથા ગૃધ્રસી વાયુનો તુરત નાશ કરે છે. વૈદ્યરહસ્ય. " અથવા કચ્ચાંની જડ, અંઘાડાનું મૂળ, લીંબડાની છાલ, લીંબડાની ગળો અને કડાછાલ એ સઘળાં બરાબર ભાગે લઈ ટાંક ૨ ભારનો કવાથ કરી ૩ દિવસ પીવાથી વિસૂચીકા જાય છે. અથવા હરડેની છાલ, વજ, હિંગ, [illegible], સંચળ અને અતિવિષ એ સઘળાં સમ ભાગે લઈ ઝીણાં વાટી ટાંક ૨ ભાર પાણી સાથે સેવન કરે તો વિસૂચીકા જાય. અથવા એલચી માસા ૪, લવીંગ માસા ૪, ઝીણું અફીણ માસો ૧ અને જાયફળ માસા ૧૦ લઈ એઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી માસા ૪ ઠંડા પાણી સંગાથે સેવન કરે તો વિસૂચિકા તુરત નાશ પામે છે." અથવા ચૂનાને ઉકાળી તેનો રસ તોલા ૨૮ લઈ તેમાં સિંધાલૂણ ટાંક ૫, ઉપલેટ ટાંક ૫ અને

તેલ તોલા ૧૪ નાખી એ સર્વે એકઠાં કરી ધીમા અગ્નિવડે પકાવતાં રસ માત્ર બળી એકલું તેલ આવી રહે ત્યારે નીચે ઉતારી ગાળી લઇ તેનું મર્દન કરે તો વિસૂચીકા નાશ પામે. અથવા જવનો લોટ તથા જવખાર એઓને છાશ સાથે ગરમ કરી એનો સહેવાતો સહેવાતો લેપ કરે તો, ભયંકર પેટનાં શૂળ. આફરો અને કૉલેરામાં આવતી પીડ નાશ થાય છે. અથવા સરસીયું ઉનું કરી તેનું ગરમ ગરમ મર્દન કરે તો કૂખમાંના વ્યાધિ દૂર થાય છે. ભાવપ્રકાશ.

જો કૉલેરામાં તરશ વિશેષ લાગતી હોય તો લવીંગનો કવાથ પાવો. જો વિસૂચીકા પ્રબળપણે વધી ગઇ હોય તો રોગીના પડખામાં ડામ દેવો. અથવા બીજોરાનું મૂળ, સુંઠ, મરી, પીપર, હળદર અને કચ્ચાંના ગોળા એ સઘળાં બરાબર લઇ કાંજીના રસમાં ખુબ ઘુંટી તેનું આંખમાં અંજન કરે તો વિસૂચીકા નાશ પામે. (આ ઉપાય ઉત્તમ છે) સર્વસંગ્રહ. હૈજા, મરકી, મહામારી, કોગળીયું, વાસી વિસૂચીકા, જરીમરી અને કૉલેરા એ સર્વ એકજ રોગનાં નામો છે.

## અળસ તથા વિલંબિકાના ઉપાય.

ચોખો સાબુ ટાંક ૬ અને મોરથુથુ ટાંક ૧ એ બન્નેને પાણીમાં ઝીણું વાટી ગુદાએ ચોપડે તો તત્કાળ ઝાડો બંધ હોય તે છૂટે છે અને અળસ તથા વિલંબિકા નાશ પામે છે. અથવા દેવદારૂ, દારૂહી, ઉપલેટ, વરીઆળી, હિંગ અને સિંધાલુણ એઓને બરાબર લઇ કાંજીના પાણીમાં વાટી ઉનું કરી પેટ ઉપર લેપ કરે તો અળસ અને વિલંબિકા નાશ પામે છે.

ઇતિ અજીર્ણાધિકાર સમાપ્ત.



# ક્રિમિ રોગનો અધિકાર.

મનુષ્યના શરીરમાં બે પ્રકારના ક્રિમિઓ છે એટલે બાહ્ય (શરીરના ઉપર ભાગમાં રહેનાર) ક્રિમિઓ અને અભ્યંતર (શરીરની અંદરના ભાગમાં રહેનાર) ક્રિમિઓ છે. તે ચામડી ઉપર થતા પરસેવાથી જુ લીખ, સવા વગેરે, ગુદામાંથી નીકળતા ચરમીઆ, કફથી અને રૂધિરથી એમ ૪ પ્રકારથી ઉત્પન્ન થાય છે. તે પૈકી અભ્યંતર ક્રમીઓ જે કારણથી ઉત્પન્ન થાય છે તે કારણ એજ કે અજીર્ણ થયા છતાં ભોજન કરે, મીઠા, તથા ખાટા પદાર્થો ખાય, દ્રવ પદાર્થો ઉપર વિશેષ પ્યાર રાખે, લોટ તથા ગોળના મિશ્રણવાળા પદાર્થો ખાય, કસરત કરે નહીં, દિવસે સુઇ રહે, અને વિરોધી વસ્તુઓનું સેવન કરે તો શરીરના માંહેલા ભાગમાં ક્રિમિઓ ઉત્પન્ન થાય છે. તેના ૨૦ પ્રકાર છે તેમાં જે ઉપર કહ્યા તે બે વિભાગ પડેલા છે.

## જેના પેટમાં ક્રિમિ ઉત્પન્ન થયા હોય તેનાં લક્ષણ.

જ્વર આવે, શરીરનો વર્ણ વિપરીત થઇ જાય, શૂળ, છાતીમાં પીડા, ગ્લાનિ, ભ્રમ, અન્ન ઉપર અરૂચિ, અતિસાર અને ઉલટી થાય તો જાણવું કે પેટમાં ક્રિમિઆઓ ઉત્પન્ન થયા છે. કફથી ઉત્પન્ન થતા અને લોહીથી ઉત્પન્ન થતા ક્રિમિઆઓના ભેદો તથા લક્ષણો જાણવાં હોય તો લક્ષપૂર્વક ભાવપ્રકાશના મધ્ય ખંડનો બીજો ભાગ અને વાગભટ્ટાદિ ગ્રન્થોનું અવલોકન કરો.

## ઉપાય.

શુદ્ધ ખુરાસાની અજમાના ચૂર્ણમાં ગોળ મેળવી વાસી પાણી સંગાથે ફાકે તો પેટના ક્રમિઓ નાશ થાય છે. અથવા પિત્તપાપડાને પાણીમાં વાટી ટાંક ૧ ભાર તેમાં મધ ટાંક ૨ નાખી ૫ દિવસ સુધી પીએ તો પેટના ક્રમિઓ નાશ પામે છે, અથવા વાવડીંગ ટાંક ૨ ભાર ઝીણું વાટી મધની સંગાથે સેવન કરે તો પેટના ક્રમીઓ નાશ થાય છે. ભાવપ્રકાશ. અથવા વાવડીંગ, સિંધાલૂણ, કપીલો, હરડેની છાલ, અને જવખાર એ સર્વ બરોબર લઇ ઝીણું વાટી ટાંક ૨ ભાર છાશની સંગાથે ૭ દિવસ સુધી પીએ તો પેટના ક્રમિઓ નાશ થાય છે. અથવા લિંબડાના પાંદડાનો રસ ટાંક ૧૦ મધ મેળવી ૭ દીવસ પીએ તો પેટના ક્રમિઓ નાશ પામે છે. અથવા પારો ટાંક ૧, શુદ્ધ ગંધક ટાંક ૨, ખુરાસાની અજમો ટાંક ૩, બ્રહ્મદંડી લીંબડીનાં બીજ ટાંક ૪, અને પીત્તપાપડો ટાંક ૫, એઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ટાંક ૨ ભાર ૭ દિવસ સુધી મધ ટાંક ૫ સંગાથે સેવન કરે તો પેટના ક્રમિઓ નાશ થાય છે. સર્વસંગ્રહ. અથવા મોથ, ઉંદરકરણી, ત્રિફળાં, દેવદારૂ, અને સરગવાનાં મૂળ એ સર્વ બરોબર લઇ આખાં પાખાં ખાંડી ક્વાથ કરી પીપર અને વાવડીંગના ચૂર્ણનો પ્રતિવાસ દઇ ૭ દિવસ સુધી પીએ તો પેટના ક્રમિ માત્ર અને ક્રમિ સંબંધી પીડાનો નાશ થાય છે. અથવા વાવડીંગ, સીંધાલૂણ, શેકેલી હિંગ, હરડે, પીપર, કપિલો અને સંચળ એ સઘળાંને સમાન ભાગે લઇ ઝીણું વાટી ચાળી ટાંક ૨ ઉના પાણી સાથે ૭ દિવસ સુધી સેવન કરે તો પેટના ક્રમિઓનો નાશ થાય છે.

માથામાં જૂ, લીખ ( કાળી હોય તે જૂ અને ધોળી હોય તે લીખ ) પડી હોય તો ધંતૂરાના પાંદડાના રસમાં અથવા નાગરવેલના પાનના રસમાં શુદ્ધ પારો મેળવી વાળમાં નાખે તો જૂ, લીખ મરી જાય છે. વૈદ્યવિનોદ.

ગુદામાં ચરમીઆ-સગવગીઆ પડયા હોય તો, લસણ, મરી, સિંધાલૂણ અને હિંગ એ સર્વ બરાબર લઇ પાણી સંગાથે ઘુંટી ગુદાએ લેપ કરે તો ચરમીઆનો નાશ થાય છે.

ઘરમાં મચ્છર, જીવ-જંતુ વિશેષ થયા હોય તો, સા ડાનાં ફુલ વા, આસંદરાનાં ફુલ, વાવડીંગ, વડવાડીઆનું મૂળ, મીંઢળ, ચંદન, રાળ, વાળો, ઉપલેટ, બિલામાં અને લોબાન એઓને સમાન લઇ ખાંડી ઘરમાં ધુણી દે તો, મચ્છર તથા ઝીણાં જીવ જંતુનો નાશ થાય. વૈદ્યરહસ્ય.

ક્રમિરોગીને દુધ, માંસ, દહિ, ઘી, પાંદડાંવાળાં શાક, ખટાશ, તથા મીઠા પદાર્થો એટલી વસ્તુઓ ખાવી નહીં.

ઇતિ ક્રમિઆનો અધિકાર સંપૂર્ણ.

---

# પાંડુ, કમળો તથા હલીમકનો અધિકાર.

---

પાંડુ રોગ ૫ પ્રકારનો છે એટલે વાયુથી, પિત્તથી, કફથી, સન્નિપાતથી અને માટી ખાવાના વિકારથી પ્રાપ્ત થયેલો, એમ પાંચ પ્રકાર છે.

## પાંડુરોગની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ.

અત્યંત ખેદ કરવાથી, અતિ મૈથુનથી, અતિ ખાટા, તીખા પદાર્થોના ખાવાથી, અતિ

મદ્ય-દારૂના પીવાથી, માટીના ખાવાથી, અને દિવસે સુઇ રહેવાથી લોહી દૂષિત થઇ વાયુ આદિ દોષોથી ચામડીને પાંડુવર્ણવાળી કરી નાખે છે.

## પાંડુરોગનું પૂર્વ સ્વરૂપ.

ચામડી ફાટવા લાગે, અંગમાં પીડા થાય, માટી ખાવાની ઇચ્છા રહે, મોળ આવે, ગાત્રામાં ગ્લાનિ, આંખના ડોળા ઉપર સોજા, વિષ્ટા તથા મૂત્રનું પીળાપણું અને અન્ન પચે નહીં ત્યારે જાણવું કે પાંડુ રોગ થશે.

## પાંડુરોગનાં લક્ષણ.

જે મનુષ્યની ચામડી મૂત્ર તથા નેત્રાદિ લુખાં અને કાળાશથી મિશ્રિત રતાશવાળાં થાય, તેમજ કંપવા, આફરો, ભ્રમ, ભેદન તથા શૂળાદી વ્યથાઓ થાય તો જાણવું કે વાયુથી થએલો પાંડુ રોગ છે.

જેનાં ત્વચા નખ, મૂત્ર તથા મળ પીળાં થઇ જાય, બળતરા, તરશ તથા તાવ આદિ થાય, વિષ્ટા દ્રવવાળી પડે અને શરીરની કાન્તિ અત્યંત પીળી થઇ જાય તો જાણવું કે પિત્તથી ઉત્પન્ન થએલો પાંડુ રોગ છે.

જેના થુંકમાં કફ પડે, શરીરે સોજો, ઘેન, આલસ્ય, અત્યંત ભારેપણું અને મૂત્ર, નખ, નેત્ર, મુખ તથા ચામડી અત્યંત ધોળાં થઇ જાય તો જાણવું કે કફથી ઉત્પન્ન થએલો પાન્ડુ રોગ છે.

જે સઘળા અન્નોનું સેવન કરનાર છે તેના દુષ્ટ થયેલા ત્રણે દોષોથી ઉપર કહેલાં ત્રણ દોષોનાં ચિન્હ હોય તો જાણવું કે ત્રિદોષ-સન્નિપાતથી ઉત્પન્ન થએલો પાંડુ રોગ છે.

જેને માટી ખાવાની વિશેષ ટેવ હોય તેને ત્રણે દોષમાંથી ગમે તે એક દોષનો પ્રકોપ થાય છે એટલે તુરી માટીથી વાયુનો, ખારી માટીથી પિત્તનો અને મીઠી માટીથી કફનો પ્રકોપ થાય છે. એ માટી પોતાના લુખાપણાને લીધે રસાદિ ધાતુઓને તથા ખાધેલા ભોજનને લુખાં કરી કાચી ને કાચી સઘળી રસને વહેવા વાળી નસોના મુખોને રોકી દે છે, તથા પુરાવી પણ દે છે અને ઇંદ્રિયોના બળને, દીપ્તિને, વીર્યને, ઓજને, પરાક્રમને હણી નાખી બળ, વર્ણ અને અગ્નિનો નાશ કરી નાખે છે તેથી ઘેન, આલસ્ય, ઉધરસ, શ્વાસ, શૂળ, અરશ, અરૂચી, આંખો ઉપર સોજો, પગે સોજો, ઇંદ્રિમાં સોજો, પેટમાં કૃમિની વ્યથા અને કફયુક્ત ખાતો ઝાડો થાય તો જાણવું કે માટી ખાવાથી પાંડુ રોગ થયો છે.

## પાંડુરોગનાં અસાધ્ય લક્ષણો.

જે પાન્ડુ રોગીના શરીરમાંથી લોહી ક્ષીણ થઇ ગયું હોય, તેથી કેવળ રૂની પુણી જેવું સ્વેત અંગ થઇ ગયું હોય દાંત, નખ, નેત્ર પીળાં થઇ ગયાં હોય અને સર્વત્ર વસ્તુ તેને પીળીજ માલમ પડે; જ્વર, અરૂચી, મોળ, ઉલટી, તૃષા, ગ્લાનિ અને સર્વાંગમાં સોજો હોય તથા લાંબા વખતથી થએલો, દીન, પસીનાથી અત્યંત સાચો ભીનાં રહે, મુર્છાથી સંયુક્ત અને અતિસારથી પીડાતો હોય તો તે પાંડુ રોગી અવશ્ય મરણ પામે, માટે તેવા પાંડુ રોગીને શ્રી રામ નામનું ઉત્તમ ઔષધ આપવું કે જેથી જન્મો જન્મના રોગ બંધન નાશ થઇ અખંડાનંદ પામે.

## કમળા રોગની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ.

પાંડુરોગવાળો રોગી પિત્તને ઉત્પન્ન કરનારા પદાર્થોનું અત્યંત સેવન કરે તો તેનું પિત્ત લોહીને તથા માંસને દૂષિત કરી કમળા નામના રોગને ઉત્પન્ન કરે છે અથવા પાંડુ રોગ ન થયો હોય તદપિ પણ કમળાનો રોગ થાય છે. કાંઇ કમળો પાન્ડુ રોગથીજ થાય છે એવો નિયમ નથી.

## કમળાનાં લક્ષણ, ભેદ તથા અરિષ્ટ ચિન્હો.

જેનાં નેત્ર, ત્વચા, નખ અને મુખ ઘણુંજ હળદર જેવાં પીળાં થઇ ગયાં હોય, જેનાં મળ-મૂત્ર રાતાં અથવા પીળાં થઇ ગયાં હોય, જેના શરીરનો વર્ણ મોટા દેડકા જેવો પીળો થઇ ગયો હોય, ઇંદ્રિયોનું બળ જતું રહે, બળતરા થાય, અન્ન પચે નહીં, દુર્બળતા, અરૂચિ અને ગ્લાનિવડે હેરાન થાય તો જાણવું કે કમળાનો રોગ થયો છે. તેના ૨ ભેદ છે એકતો એક કોઠામાં રહેલો અને બીજો શાખાઓમાં રહેલો કમળો. તે પૈકી કોઠામાં રહેલો કમળો કષ્ટસાધ્ય છે તેને ' કુંભકામળા 'ના નામથી ઓળખે છે તેમાં ઉલટી, મોળ, તાવ, ગ્લાનિ તથા શ્વાસ, ઉધરસ અને અતિસારથી પીડાતો હોય તો તે માણસ પરજન્મની તૈયારી કરવા તત્પર થયો જાણવો. કમળા રોગીનાં મળ-મૂત્ર કાળાં કિંવા પીળાં, આંખ, મોઢું, ઉલટી, મળ-મૂત્ર રાતાં, અત્યંત સોજો ગ્લાનિ, દાહ, અરૂચિ, તરશ, આફરો, ઘેન, આલસ્ય, મોહ પ્રાપ્ત થયાં હોય અને અગ્નિ તથા સંજ્ઞાનો નાશ થયો હોય તો કમળાવાળો રોગી જીવેજ નહીં.

## હલીમકનાં લક્ષણ.

જ્યારે પાંડુ રોગીનો વર્ણ લીલો, કાળો તથા પીળો થઇ જાય, બળ ઉત્સાહ નષ્ટ થઇ જાય, નિંદ્રા જેવું આલસ્ય, અગ્નિમંદ, ઝીણો ઝીણો તાવ, દાહ, તૃષા, અરૂચિ, ભ્રમ તથા સર્વાંગમાં ત્રોડ થાય અને સ્ત્રીઓમાં વાંચ્છના થાય તો જાણવું કે હલીમક રોગ છે.

## પાંડુરોગના ઉપાય.

ગજવેલને ગોમૂત્રમાં ૭ દિવસ સુધી પકાવી પાણી કે, દુધ સંગાથે ટાંક ૧ નિરંતર ૧૫ દિવસ સુધી સેવન કરે તો, પાંડુરોગ જાય. અથવા ગાયના મૂત્રમાં તૈયાર કરેલો મંડૂર- લોહકાટ ટાંક ૧ ગોળની સંગાથે ૧૫ દિવસ સુધી સેવન કરે તો પાંડુરોગ જાય. અથવા સાટોડીનું મૂળ, નસોતર, સુંઠ, મરી, પીપર, વાવડીંગ, દેવદાર, ચિત્રામૂળ, હળદર, દારૂહળદર, ઉપલેટ, હરડે, બેહેડાં, આમળાં, નેપાળાનાં મૂળ,—ચવક, ઇંદ્રજવ, કડુ, પીપરામૂળ, મોથ, કાકડાશીંગી, કલૌંજીજીરૂં, અજમો અને કાયફળ એ સઘળાં ૪—૪ તોલા ભાર લઇ તેઓનું સૂક્ષ્મ ચૂર્ણ કરી ચૂર્ણથી બમણો લોહકાટ—મંડૂર મેળવી આઠગણા ગોમૂત્રમાં પકાવી પછી તેની ગોળ સંયુક્ત ગોળીઓ ટાંક ૧ પ્રમાણે વાળી ૧ ગોળી ગાયની સુંદર જાડી છાશ સંગાથે ૧૫ દિવસ પર્યંત સેવન કરે તો અસાધ્ય પાંડુરોગ પણ નાશ થાય છે. તથા કમળો, હલીમક, શ્વાસ, ઉધરસ, ક્ષય, તાવ, સોજો, શૂળ, બરલ, ઉદરરોગ, આફરો હરષ, સંગ્રહણી, કૃમિ, વાતરક્ત અને કોઢ એ સર્વ રોગોનો નાશ કરે છે, આ પુનર્નવાદિમંડૂર કહેવાય છે. ભાવપ્રકાશ. અથવા હરડેની છાલ ૧ ભાગ, આમળાં ૧ ભાગ, બેહેડાંની છાલ ૧ ભાગ, સુંઠ ૧ ભાગ, મરી ૧ ભાગ, પીપર ૧ ભાગ, મોથ ૧ ભાગ, વાવડીંગ ૧ ભાગ, ચિત્રામૂળ ૧ ભાગ અને મારેલું લોઢું ૯ ભાગ લઇ સર્વને ઝીણું વાટી ગજવેલ ભસ્મ મેળવી ૧ તોલો મધ અથ-

વા ઘી અથવા જાડી ગાયની છાશ સંગાથે કે, ગોમૂત્ર સંગાથે દિવસ ૧૫ પર્યંત એટલે પ્રથમ દિવસે ૧ રતી ભાર ખાવું, બીજે દિવસે ૩ રતિ અર્થાત્ પ્રત્યેક દિવસે બબે રતી વધતા જવું, જ્યાં સુધી અઢાર રતિ ભાર થાય એટલે નવ દિવસ ખાય પછી પ્રત્યેક દિવસે અઢાર રતી ભાર ખાવું જેથી નિત્ય નવ રતિભાર લોહ પેટમાં જાય તો, પાન્ડુ, સોજો, છાતીના વ્યાધિ, ઉદરરોગ, કૃમિ, કોઢ, અગ્નિમંદતા, અરશ અને ભગંદર તથા અરૂચિ એટલા રોગોનો નાશ થાય છે. એમ રસપ્રદીપ ગ્રન્થનો કર્ત્તા ભલામણ આપે છે. આ નવાયસચૂર્ણ કહેવાય છે. અથવા અરડૂસો, ગળો, લિંબડાની અંતરછાલ, ત્રિફળાં કરીયાતું અને કડુ એ આઠ ઔષધીઓ સમાન ભાગે લઇ એઓનો કવાથ કરી ઠંડો થયા પછી મધ મેળવી ૧૦ દિવસ સુધી ખાય તો પાન્ડુરોગ, રક્તપિત્ત, કમળો અને હલીમક એટલા રોગોનો નાશ કરે છે. અથવા ત્રિફળાના રસમાં મધ ( દોષના પ્રમાણને અનુસરતું ) મેળવી તથા ગળોના રસમાં, દારૂહળદરના રસમાં કે, લીંબડાની રસમાં એજ પ્રમાણે મધ મેળવી ૧૦ દિવસ સુધી પીએ તો પાંડુરોગ, કમળો તથા હલીમક રોગ નાશ થાય છે. અથવા કુમાનો રસ આંખમાં આંજે તો પાંડુ, કમળો અને હલીમક રોગ નાશ થાય છે. વૈદ્યરહસ્ય. અથવા કરીયાતું, કડુ, દેવદાર દારૂહળદર, મોથ, ગળો. કડવાંપરવળ, ગાતો ધમાસો, પિત્તપાપડો, લીંબડાની અંતરછાલ, સુંઠ. મરી, પીપર, ચિત્રક, ત્રિફળા અને વાવડીંગ એ સર્વને સમાન ભાગે લઇ ઝીણું વાટી વસ્ત્રગાળ કરી એ ચૂર્ણના બરોબર લોહભસ્મ મેળવી મધ, ઘીમાં ગોળીઓ વાળી ગાયની જાડી છાશ સંગાથે ટાંક ૧ નિરંતર સેવન કરે તો પાંડુ, કમળો, હલીમક, સોજો, પ્રમેહ, સંગ્રહણી, શ્વાસ, ઉધરસ, રક્તપિત્ત, અરશ, આમવાયુ, ગોળો અને કોઢ એટલા રોગો ઉપર યોગ્ય અનુપાન સાથે સેવવાથી નાશ થાય છે. આ અષ્ટાદશાંગઅવલેહ કહેવાય છે. આ અવલેહ માટે ભાવમિશ્ર લખે છે કે, જીભના અટકાવાને, વ્રણોનો કો સંબંધી વિદ્રધિને અને કિલાસકોઢને પણ મટાડે છે. અથવા કડવીતુંબડીનો સુગર્ભ અથવા કડવીતુંબડીનો રસ લઇ યુક્તિપૂર્વક તેનો નાસ લે તો તુરત કમળો નાશ થાય છે. અથવા કુકડવેલાના ફળનો રસ કે, સુકાયલાં ફળનો કવાથ અથવા રાત્રે કુકડવેલાના ફળમાં પાણી ભરી સવારે ચોળી તે પાણીનો નાસ લેવાથી અથવા કબૂતરની હગાર ૧૨ વાલ ગોળમાં મેળવી ખાવાથી પણ તુરત કમળો નાશ થાય છે. અનુભવસિદ્ધ.

## પાંડુ રોગીને પથ્યાપથ્ય.

કમળા તથા પાંડુરોગવાળાને જવ, ઘઉં, ચોખા, મગ, મસુર. તુઅર, ચણા, તુરીયાં, કુંગળી, કુળાં તંતાક, લસણ, છાશ, કેસર, શેલડી, ઘી, માખણ, ગરમ, ભોજન, ઉના પાણીથી ન્હાવું, સ્વચ્છ વસ્ત્ર, સ્વચ્છ હવા અને લોહયુક્ત ઔષધો સદા હિતકારી છે; માટે તેઓ અવશ્ય ઉપયોગમાં લેવાં.

હોકો ગાંજો, તમાકુ, બીડી–ચલમ, પીવો, મૈથુન, મગફળી, પાંદડાંવાળી ભાજી, હિંગ, મરચાં, તેલ, અથાણાં, અડદ, દારૂ, પાન, સોપારી ખટાશ, ગરમ અને બળતરા કરનાર પદાર્થો તથા શરદીમાં કે અસ્વચ્છ હવામાં રહેવું એ અહિતકારી છે, માટે અવશ્ય ત્યજવાં.

ઇતિ શ્રી મન્મહારાજાધિરાજ રાજ રાજેંદ્ર શ્રી સવાઇ પ્રતાપસિંહજી વિરચિત અમૃતસાગર નામા ગ્રન્થ વિષે અજીર્ણ, મંદાગ્નિ, ભસ્મક, વિસૂચીકા, અળસ, વિલંબિકા, કૃમિ, પાંડુ, કમળો અને હલીમકાદિ નિરૂપણ નામનો ચોથો તરંગ સમાપ્ત.

# તરંગ પાંચમો.

(*)

રક્તપિત્ત ક્ષય, હેડકી, શ્વાસ તણો અધિકાર;
આ તરંગમાં વિસ્તરથી, ક્રમસહ કથિત વિચાર.

## રક્તપિત્તનો અધિકાર.

### રક્તપિત્તની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ.

તડકો, ખેદ, પંથ, મૈથુન, અને કસરત એઓના અતિ સેવનથી તથા મરચાં-આદિ તીક્ષ્ણ અગ્નિ કિંવા તાપકારી—ઉષ્ણ અને જવખારાદિ ખારોના અત્યંત સેવનપણાથી તથા અતિ ખાટા પદાર્થોના ખાવાથી, શોકથી, અને કડવી વસ્તુના ખાવાથી; દૂષિત થએલું પિત્ત પોતાના ગુણોથી રૂધિરને તુરત દુષિત કરી ઉંચા માર્ગેથી અથવા નીચા માર્ગેથી એટલે નાક, કાન, આંખ અને મોઢું એ ઉંચા માર્ગેથી તથા લિંગ યોનિ અને ગુદા એ નીચા માર્ગેથી અને સમસ્ત રૂંવાટાનાં છિદ્રોથી પ્રકોપ પામેલું પિત્ત વહેવા લાગે છે.

### રક્તપિત્તનું પૂર્વ સ્વરૂપ.

જ્યારે અંગમાં પીડા, ઠંડક સારી લાગે, ગળામાં ધુમાડા જેવું જણાય, ઉલટી થાય લોહીના જેવો ગંધ આવે કિંવા લોહી મોહોડામાં આવે અને નિસાસા બહુ નાખે ત્યારે જાણવું કે રક્તપિત્ત રોગ થશે.

### રક્તપિત્તનાં લક્ષણ.

કફજનિત રક્તપિત્ત હોય તો જાડું, પીળું, ચીકણું, અને મોસપિંડના ચાંદલા જેવું લોહી વહે છે. વાતજનિત હોય તો કાળું, રાતું, ફીણવાળું, પાતળું અને લુખું લોહી વહે છે. પિત્તજનિત હોય તો ખેરના ક્વાથ જેવું કાળું, ગોમૂત્ર જેવા ચીકણા કાળા વર્ણવાળું; મેસના જેવું ધુમાડા જેવું અને સુરમા જેવા રંગવાળું લોહી વહે છે, અને જો સર્વ લક્ષણ સંયુક્ત લોહી વહે તો સન્નિપાત જનિત રક્તપિત્ત જાણવું. કફના સંસર્ગવાળું રક્તપિત્ત ઉંચા માર્ગેથી, વાયુના સંસર્ગવાળું નીચા માર્ગેથી, કફ તથા વાયુના સંસર્ગવાળું બન્ને માર્ગેથી વહે છે અને ત્રિદોષના સંસર્ગવાળું ત્રણે દોષોનાં ચિન્હો સહિત હોય છે.

### રક્તપિત્તના ઉપદ્રવો.

રક્તપિત્તથી શરીર ક્ષીણ, બળહીન, શ્વાસ, જ્વર, વમન, મદ, ઉધરસ, દાહ, મૂર્છા, પાંડુપણું, જમ્યા પછી ઘોર બળતરા, અધૈર્યતા, તૃષા, છાતીમાં અત્યંત પીડા, કોઠામાં બળવું, માથામાં પરિતાપ, પરૂનું થુંકવું અને પ્રત્યેક વસ્તુ ઉપર દ્વેષ, અપચો તથા માંસના ગંધાપણું વગેરે વગેરે વિકારો યુક્ત ઉપદ્રવો હોય છે.

### સાધ્યાસાધ્ય લક્ષણો.

જે રક્તપિત્ત એક દોષના સંસર્ગવાળું તથા નાક, કાન, આંખ, અને મોહોડાના તરફથી

લોહી વહેનારૂં-ઉર્દ્ધ્વગામી હોય તે સાધ્ય. જે દોષના સંસર્ગવાળું તથા ગુદા, લિંગ અને યોનિ વગેરે અધોમાર્ગથી વહેનારૂં યાપ્ય અને ત્રિદોષના સંસર્ગવાળું તથા બંને માર્ગે ગતિ કરનારૂં મંદાગ્નિવાળા મનુષ્યને, વૃદ્ધને, ભોજન નહીં કરનારને, વ્યાધિઓથી ક્ષીણ થએલાને, છાતીનાદુખાવા વાળાને, દુર્બળને, અતિસારરોગીને અને બ્હીકણને અતિ વેગવાળું થયું હોય તો અસાધ્ય સમજવું, પરંતુ અતિ વેગ રહિત, એક માર્ગે વહેનારૂં, તુરતનું થએલું, હેમંત અને શિશિરઋતુના સંબંધવાળું અને ઉપદ્રવો વગર બળવાનને થયું હોય તો સાધ્ય સમજવું.

જો રક્તપિત્તવાળો વસ્ત્ર પાત્ર અને આકાશને અર્થાત દ્રશ્યાદ્રશ્ય પદાર્થોને પણ અતિ રાતાં દેખે, અથવા લોહી વમ્યા કરતો હોય, આંખો પણ રાતી થઇ ગઇ હોય અને વ્યાધીના પ્રબળપણાથી ઓડકારને પણ રાતા દેખે તો તે રક્તપિત્ત રોગી યમદ્વારમાં જાય છે.

## ઉપાય.

નાકથી કે મોહોડેથી લોહી પડતું હોય તેને રેચ આપવો, તથા હિમજ, ત્રિફળાં, નસોતર અને ગરમાળાનો ગોળ એઓના રેચથી રક્તપિત્ત જાય છે. પણ જો નીચેના માર્ગેથી વહેનારૂં હોય તો વમનથી મટે છે અથવા વીરણવાળો, કમળકાકડીનો મગજ, સુગંધીવાળો, અરડૂસો લિંબડાની ગળો, જેઠીમધ, મોથ, રતાંજળી અને ધાણા એ સઘળાં સમાન લઇ એઓનો કવાથ કરી ઠંડો થયા પછી મધ મેળવી પીએ તો રક્તપિત્ત જાય. અથવા કાંગ, લોદર, રસવંતી (કે સુરમો) અને ચાકડાની માટી એ બરાબર લેવાં. એઓનું ચૂર્ણ કરી અરડૂસાના કવાથ સાથે મધ સાકર મેળવી ૧૦ દિવસ સુધી પીવાથી અતિ વેગવાળું રક્તપિત્ત જાય છે. અથવા ધરોના રસનો અથવા દાડિમના ફુલના રસનો કિંવા પોયીના રસનો અને હરડેને ઠંડા પાણીમાં વાટી તેના રસનો નાસ દે તો નસકોરી વહેતી બંધ થાય. અથવા માટી, ધરો, આમળાં, વાટી તેઓના રસનો નાસ દે તો, વા તેનો માથા ઉપર લેપ કરે તો, તત્કાળ નસકોરી વહેતી બંધ થાય. અથવા પાકેલાં ઉમરાનાં ફળ, ખજૂર, દ્રાખ. કાસ્મરી, કે હરડે એઓને જુદાં જુદાં મધ સંગાથે ખાય તો રક્તપિત્ત જાય. વૈદ્યવિનોદ. અથવા ધાણા, આમળાં, અરડૂસો, દ્રાખ અને પિતપાપડો એ સઘળાં સમાન ભાગે લઇ ટાંક ૩ ઠંડા પાણીમા ભીંજવી તે જ પાણી સંગાથે કસોટી ગાળી પીએ તો રક્તપિત્ત મટે છે અને જ્વર, દાહ, તૃષા, તથા શોષ પણ મટે છે. અથવા કાળીદ્રાખ, સુખડ, લોદર અને કાંગ એ સઘળાં બરોબર લઇ વસ્ત્રગાળ ચૂર્ણ કરી મધ તથા અરડૂસાના રસ સંગાથે ૧૦ દિવસ ચાટે તો સર્વ પ્રકારનું રક્તપિત્ત જાય, અથવા 'વસંતમાલતીરસ' 'બોળબદ્ધ રસ' અને 'પર્પટીરસ' વગેરે પાછળ આવી ગયા છે તેઓના સેવનથી પણ નસકોરી બંધ થાય છે. અથવા ડુંગળીના રસની નાસ લે તો નસકોરી વહેતી બંધ થાય છે, અથવા ૧૦૦ વારનું ધોએલુ ઘી વારંવાર માથા ઉપર મસળે તો નાકથી લોહી વહેતું બંધ થાય છે. અથવા મોટું પાકું ભૂરૂં કોળું લઇ તેનાં બીજ છોતરાં કહાડી નાખી ૪૦૦ તોલા ભાર તે કકડા લઇ બમણા પાણીમાં ધીમા તાપથી સીજવી અરધ ભાગનું પાણી રહે ત્યારે નીચે ઉતારી જાડા વસ્ત્રમાં નાખી ખુંદી કચરી તેમાંથી પાણી નીચોવી સુકવી લેવું. તે બાફેલા કોળાને કડાઇમાં ૬૪ તોલા ઘી મૂકી તપાવી તે ઘીમાં તળી કહાડવું. પછી તે નીચોવી લીધેલા રસમાં ૪૦૦ તોલા સાકર નાખી તેની ચાસણી કરવી અર્થાત્ ઋતુ પ્રમાણે ચાસણીના તાર નીકળવા લાગે કે, તે કોળાને ચાસણીમાં નાખી

હલાવી પછી પીપર ૮ તોલા, સુંઠ ૮ તોલા. જીરૂ તથા શાહજીરૂં ૮ તોલાભાર, ધાણા ૨ તોલા, તમાલપત્ર ૨ તોલા, એલચી ૭ તોલા, કાળાંમરી ૨ તોલા, અને તજ ૨ તોલા ભાર લઇ સર્વને ઝીણું વાટી ચાસણીમાં મેળવી ચાસણી ઠંડી થયા પછી મધ તોલા ૩૨ નાખી તૈયાર કરેલા કોળાપાકમાંથી ચાર તોલાભાર નિરંતર સેવન કરે તો રક્તપિત્ત, તાવ, બળતરા, તૃષા, પ્રદર, ક્ષીણતા, ઉલટી, ઉધરસ, શ્વાસ સ્વરભંગ અને ક્ષય એટલા રોગોનો નાશ કરેછે અને શરીરને પુષ્ટ કરે છે. આ કુષ્માંડાવલેહ કહેવાય છે, અથવા એલચી, તમાલપત્ર અને તજ એ અરધા અરધા તોલાભાર લેવાં. અને પીપર બે તોલાભાર, સાકર ૪ તોલા, જેઠીમધ ૪ તોલા, કાળીદ્રાખ ૪ તોલા અને ખજૂર ૪ તોલા લઇ એઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી મધ મધ્યે ગોળી એક એક તોલાભારની બાંધી ગોળી ૧ નિરંતર ખાય તો, રક્તપિત્ત, શ્વાસ, ઉધરસ, પિત્તજ્વર, હેડકી, ઉલટી, મૂર્ચ્છા, મદ, ભ્રમ, લોહીના બડખા, તૃષા, પડખાનાં શૂળ, અરૂચિ, સોજો, બરલ, આઢ્યવાયુ, સ્વરભંગ અને ક્ષતઃક્ષય એટલા રોગોનો નાશ કરે છે તથા પુષ્ટી કરે છે. આ એલાદિ ગુટીકા કહેવાય છે. વૈદ્યરહસ્ય.

ઇતિ રક્તપિત્તનો અધિકાર સંપૂર્ણ.



# ક્ષય રોગનો અધિકાર.

## રાજરોગની સંખ્યા, ઉત્પત્તિ, નિદાન તથા સંપ્રાપ્તિ સહ લક્ષણ.

રાજરોગના ૬ ભેદ છે તેમાં વાયુનો ૧, પિત્તનો ૨, કફનો ૩, સન્નિપાતનો ૪, ચોટ લાગવાથી થએલો ૫, અને શોષથી ઉત્પન્ન થએલો ૬ એ છ અથવા અત્યંત મૈથુનથી, અત્યંત શોચથી હાડ ગંભીરાદિ દુષ્ટ વ્રણ, છાતીમાં કોઇ પ્રકારનો માર વાગવાથી અત્યંત પંથ કરવાથી અને અત્યંત ખેદના કરવાથી પણ રાજરોગ થાય છે. અથવા અધોવાયુ વગેરેના વેગોને રોકવાથી, અત્યંત ઉપવાસ, અત્યંત ઇર્ષ્યા કરવાથી, બળવાન સાથે યુદ્ધ કસરત કરવાથી, પોતાના ગજા ઉપરાંત કાર્ય કરવાથી, અતિ ઘણું કિંવા અતિ થોડું કે સમય વગર ભોજન કરવાથી વીર્યાદિ ધાતુઓના ક્ષીણપણાથી, પોતાથી મોટી ઉમરવાળી સ્ત્રી સંગાથે સંભોગ કરવાથી અને વૃદ્ધાવસ્થાના કારણથી પણ રાજરોગ થાય છે. તે ત્રિદોષ રૂપી રાજરોગમાં કફ પ્રાધાન્ય હોય છે એવા ત્રણે દોષોથી રસને વહેવાવાળી શિરાઓના માર્ગો રોકાઇ જાય તેથી રસ પછીના સર્વ ધાતુઓ ક્ષીણ થાય છે અને ધાતુઓ ક્ષીણ થવાથી મનુષ્ય પણ ક્ષીણ થાય છે. કેટલીક વખત ઉધરસના વેગને લીધે અત્યંત રૂપો વાળો રાજરોગ થાય છે. અને કેટલીક વખત ઉધરસના વેગ વિના પણ રાજરોગ થાય છે. તેની શંકા અને સમાધાનો માટે ચરક અને ભાવપ્રકાશ જુવો. યક્ષ્મા, રાજયક્ષ્મા, ક્ષય અને શોષ એ ચારે આ રોગનાંજ નામ છે. ક્ષય રોગના જે જે બીજા પણ હેતુઓ છે તેઓ સર્વ ઉપર કહેલા હેતુઓનાજ અંતર્ભૂત છે એમ સમજવું.

## રાજરોગનું પૂર્વ સ્વરૂપ.

જે મનુષ્યને ક્ષય થવાનો હોય તે મનુષ્યને પ્રથમથી શ્વાસ, અંગોમાં પીડા, ઉધરસ આવી કફનું પડવું, તાળવામાં શોષ, ઉલટી, અગ્નિની મંદતા, મેદ, સળેખમ, ઉધરસ અને નિદ્રા એ-

ક્યાં ચિન્હો શ્રમ છે તથા આંખો ધોળી થઇ જાય, માંસ ખાવાની અને મૈથુનની ઇચ્છા જ કરે અને પોપટ, કાગડા, ગરધણ, નીલકંઠ, વાંદરા અને કાચંડા એટલાં પશુ-પક્ષિઓ સ્વપ્નામાં એની જાય છે તથા સુકી નદીઓ, સુકાં, બળેલાં, પવન અને ધુમાડાથી ખરાબ થયેલાં વૃક્ષો સ્વપ્નામાં દેખે છે.

## ક્ષયરોગનાં લક્ષણ.

ચરકમુનિ કહે છે કે-ખભાઓમાં તથા પડખાઓમાં પીડા, હાથ પગમાં બળતરા અને સર્વાંગમાં તાવ એ ક્ષય રોગનાં ત્રણ મુખ્ય લક્ષણો છે, પણ 'સુશ્રુત'નું કહેવું એમ છે કે ભોજન માત્રમાં અરૂચિ, તાવ, ઉધરસ, શ્વાસ, મુખમાં લોહી આવે અને સ્વરમાં ફેરફાર થાય, આ ૭ લક્ષણો હોય તો પણ ક્ષય રોગ છે એમ સમજવું. એ ક્ષય રોગ અગીઆર પ્રકારનો છે. તેનો ખુલાસો નીચે પ્રમાણે.

## ક્ષયરોગનાં અગીઆર લક્ષણો.

જો વાયુના ત્રાસવાળો ક્ષય રોગ હોય તો સ્વરમાં ફેરફાર, શૂળ અને ખભામાં તથા પડખાંઓનો સંકોચ થાય છે. જો પિત્તના ત્રાસવાળો ક્ષયરોગ હોય તો તાવ, બળતરા, અતિસાર, અને લોહીનું આવવું થાય છે. જો કફના ત્રાસનો હોય તો માથું ભારે, અન્નમાં અરૂચિ, ઉધરસ, અને કંઠથી બોલી શકાય નહીં. જો ત્રિદોષયુક્ત અથવા ૭ પ્રકારના શોષ-યુક્ત હોય તો સન્નિપાતનો જાણવો. જો ભાર ઉપાડવાના કારણથી ક્ષય થયો હોય તો માથામાં પીડા, લોહી સહિત ઉલટી, અને શરીર સુખું પડી જાય છે. ( આ અસાધ્ય છે. )

## કેવા ક્ષય રોગીની ચિકિત્સા ન કરવી ?

જે ક્ષય રોગ અગીઆર, ૭ અને ત્રણ લક્ષણો યુક્ત હોય તાવ, ઉધરસ, તથા ઉલટીમાં લોહી પડતું હોય, માંસ તથા બળ ક્ષય થયું હોય, સારી પેઠે ખાતાં છતાં પણ ક્ષીણ થતો જતો હોય, અતિસારથી પીડાતો હોય, વૃષણ તથા પેટ ઉપર સોજો હોય, આંખો પીળી થઇ ગઇ હોય, અન્ન ઉપર દ્વેષ, ઉંચા શ્વાસથી પીડા થતી હોય અને કષ્ટાઇને વિશેષ વીર્ય ઝરતું હોય અર્થાત્ પ્રમેહ થઇ આવ્યો હોય તથા મૂત્ર વારંવાર કિંવા ઘણું ઉતરે તો તેવા રોગીની પવિત્ર કીર્તિની ઇચ્છા રાખનાર વૈદે કદીપણ ચિકિત્સા (ઔષધોપચાર) કરવા મન લગાડવું નહીં.

## ક્ષય રોગીના જીવનની અવધિ.

સારો શાસ્ત્રવેત્તા તથા વૈદની સર્વ ક્રિયામાં કુશળ એવા વૈદના હાથથી ચિકિત્સા થતી હોય તથા રોગી યુવાન હોય, દ્રવ્યપાત્ર હોય, વૈદના કહેવા પ્રમાણે વર્તતો હોય અને જીતેં-દ્રિય હોય તો ૧૦૦૦ દિવસ સુધી જીવે છે; પણ પછી જીવવા માટે તો શંકા રહે છે.

## કેવા ક્ષય રોગીની ચિકિત્સા કરવી ?

તાવનો અભાવ, બળવાન્ વૈદ કડવી કષાયલી કે આકરી ચિકિત્સા ( વ્યાધિ શમનના ઉપાય ) કરે તે સહન કરી શકતો હોય, જેનો જઠરાગ્નિ તેજ હોય, શરીરે પુષ્ટ, ધૈર્યવાળો અને આસ્તિક વૃત્તિવાળો હોય તો તેની ચિકિત્સા કરવી.

## શોષના પ્રકાર.

અતિ મૈથુનના કારણથી ઉત્પન્ન થએલો વ્યવાયશોષ કહેવાય છે, તેમાં લિંગ તથા અંડકોષમાં વેદના થાય, મૈથુન કરવામાં અશક્ત અને કરે તો મોડું તથા થોડું વીર્ય પડે, શરીર પીળું, ચિંતાગ્રસ્ત, શરીર શિથિલ, અને વીર્યની ક્ષીણતાથી સર્વ ધાતુ ક્ષીણ તથા રાજરોગનાં ચિન્હોએ યુક્ત હોય છે,

શોકથી થએલા શોષને શોકશોષ કહે છે, તેમાં જે વસ્તુના અભાવથી શોક થયો હોય તે વસ્તુનુંજ ચિંતવન કર્યા કરે તથા ઉપરના શોષમાં કહેલા સર્વ વિકારો હોય છે; માત્ર લિંગ અને અંડકોષમાં વ્યાધિના સ્વભાવના લીધે વેદના થતી નથી.

વૃદ્ધ અવસ્થાના કારણથી થએલો વાર્દ્ધક્યશોષ કહેવાય છે, તેમાં કૃશતા થાય, વીર્ય, બળ, બુદ્ધિ અને ઇંદ્રિયો મંદ થઇ જાય છે, કાંપવું, કાંતિરહિતપણું, ફુટેલા કાંસાના પાત્ર જેવો સાદ, ભોજનમાં અરૂચિ, કફરહિત થુંક, શરીર ભારે, મ્હોં, નાક, આંખમાંથી સ્રાવ, વિષ્ટા અને શરીર શુષ્ક તથા લુખાં થઇ જાય છે.

કસરત કરવાથી થએલો વ્યાયામશોષ કહેવાય છે, તેમાં અંગ શિથિલ, કાંતિ અગ્નિમાં શેકાએલાના જેવી પરુષ, ગાત્રના અવયવો સ્પર્શ જ્ઞાનથી રહિત, ગળું તથા મ્હોં સુકાય છે. અને ક્ષત ન થયા છતાં પણ ઉરઃક્ષતનાં લક્ષણો યુક્ત હોય છે.

પંથ કરવાથી થએલો અધ્વશોષ કહેવાય છે, તેમાં વ્યાયામશોષમાં કહેલાં સર્વ લક્ષણો હોય છે; પણ ઉરઃક્ષતનાં લક્ષણો હોતાં નથી.

ગંભીરાદિવ્રણ--ગડગુમડ થવાથી ઉત્પન્ન થએલો વ્રણશોષ કહેવાય છે. તેમાં લોહીના ક્ષયપણાથી, વેદનાઓથી તથા આહારના પ્રતિબંધથી અસાધ્ય શોષ થાય છે.

છાતીમાં ક્ષત--ચાંદું, ચાંદી પડવાથી થએલો ઉરઃક્ષતશોષ કહેવાય છે; તેમાં છાતીમાં અત્યંત પીડા, પડખાંઓમાં દુખાવો, ધ્રુજારો, અંગ સુકાય, વીર્ય, બળ, વર્ણ, કાંતિ તથા અગ્નિ એ અનુક્રમે ઘટી જાય છે, જ્વર, દીનતા, અતિસાર અને ઉધરસ થાય છે. તથા ઉધરસ આવતાં શ્યામ બંધાએલો લોહીયુક્ત પીળો, ગુંચાએલો અને વિશેષ વારવાર કફપાત થાય છે. તથા વીર્ય અને ઓજના ક્ષયથી, અત્યંત ક્ષીણ થઇ જાય છે.

## ઉરઃક્ષત થવાનાં મુખ્ય કારણો.

જોરથી ધનુષ ચઢાવવાથી કે બાણ ફેંકવાના વિશેષ અભ્યાસથી, ગજા ઉપરાંત ભાર ઉપાડવાથી, પોતા કરતાં વિશેષ બળવાનની સાથે મલ્લયુદ્ધ કરવાથી, વિષમ અને ઉંચી જગ્યાથી પડી જવાથી, તોફાની બળદ, ઉંટ ઘોડો કે હાથી દોડતાં જતાં હોય તેને પકડી લેવાથી, પથ્થર, લાકડાં, ઇંટ શસ્ત્રોના ફેંકવાથી, બીજાને મારવાથી, રાડ પાડી બોલવાથી, ભણવાથી, કે ગાવાથી, બહુ દોડવાથી, નદીના પૂરમાં તરવાથી કે મોટી નદી તરવાથી, ઘોડાઓની સંગાથે દોડવાથી, એકદમ ઠેકવાથી, એકદમ નાચવાથી અથવા એવાંજ અન્ય સાહસ કર્મો કરવાથી, એકાએક છાતીમાં માર વાગવાથી, સ્ત્રીઓમાં અત્યંત આસક્તિ રાખવાથી અને લુખું તથા થોડું જમવાથી, છાતીમાં જોર આવવાના લીધે ધક્કારો લાગે છે તેથી, ક્ષત--ચાંદી પડે છે; માટે ઉપરની બાબતો અવશ્ય લક્ષમાં રાખી વર્તવું નહીં તો, ઉરઃક્ષત શોષ થઇ રાજરોગ થાય છે અને છેવટે આ અનિત્ય સંસારને ત્યજી નિરૂપાયે યમરાજાને આધીન થવું પડે છે.

## રાજરોગના ઉપાય.

જો ક્ષયરોગી બળવાન્ હોય અને ઘણા દોષવાળો હોય તો વમન વિરેચનાદિ પાંચ કર્મોથી દેહશુદ્ધિ કરાવવી, પણ જો રોગી નિર્બળ ક્ષીણ થઇ ગએલો હોય તો પાંચ કર્મો કરવાં નહીં; કેમકે મનુષ્યનું બળ મળોને આધીન અને જીવિત વીર્યને આધીન છે, માટે ક્ષયરોગીના વીર્ય અને બળની યત્નપૂર્વક રક્ષા કરી ઉપાયો કરવા.

સાકર ટાંક ૧૬, વંશલોચન ટાંક ૮, પીપર ટાંક ૪, નાની એલચી ટાંક ૨, અને તજ ટાંક ૧ એઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી મધ તોલો ૧ અને ઘી તોલા ૧॥ ની સંગાથે અથવા, મધ કે ઘીની સંગાથે ૮કવા માખણની સાથે ચાટે તો, રાજરોગ, શ્વાસ, ઉધરસ, પિત્તજ્વર, પડખાનું શૂળ, મંદાગ્નિ, હાથ પગના બળતરા, રક્તપિત્ત, જીભની જડતા, અરૂચિ, ક્ષય સંબંધી સઘળા રોગ, મોહોડા તથા નાકની વાટે જતું લોહી, ખભાની બળતરા અને સળેખમ એ સઘળા રોગો જો આયુષ્ય બળવત્તર હોય તો નિશ્ચે આરામ થાય છે. આ સિતોપલાદિ ચૂર્ણ કહેવાય છે. અથવા રસસિંદૂર, ગળોનું સત્વ અને ગજવેલ ભસ્મ ટાંક ટાંક ભાર લઇ મધ અને માખણની સંગાથે ચાટે તો રાજરોગ જાય છે. અથવા પારાની શુદ્ધ ભસ્મ ૩ ભાગ, સુવર્ણની શુદ્ધ ભસ્મ ૧ ભાગ, શુદ્ધ મણશીલ ૨ ભાગ, ત્રાંબાની ભસ્મ ૧ ભાગ, શુદ્ધ ગંધક ૨ ભાગ અને હરતાલ ભસ્મ ૨ ભાગ, લઇ એકઠાં વાટી તેને પીળી કોડીઓમાં ભરી પછી શુદ્ધ ટંકણખારને બકરીના દુધમાં વાટી તે ટંકણખારથી કોડીઓનાં મ્હોં બંધ કરવાં પછી એક સારી કોરી કુલડીમાં તે ઔષધની ભરેલી કોડીઓને મૂકી મુખે મુદ્રા દઇ ગજપુટ અગ્નિમાં પકવી સ્વાંગ ( પોતાની મેળેજ ) શીતળ થયે કુલડીમાંથી કોડીઓને ક્હાડી લઇ ખરલ કરી ઉપયોગમાં લેવો-એટલે ૪ રતી ભારની માત્રા ઓગણીસ મરી, દશ પીપર, મધ અને ઘી એઓની સંગાથે સેવન કરે તો, વાયુ તથા કફ સંબંધી ક્ષય તુરત મટે છે. આ રાજમૃગાંકરસ કહેવાય છે. રસેંદ્રચિંતામણિ. અથવા સાકર, માંખણ અને મધની સંગાથે શુદ્ધ સોનાના વરખ ઘુંટી સેવન કરે તો ક્ષય રોગનો નાશ થાય છે. એમ શિવજીની પ્રતિજ્ઞા કરી વૈદ્યામૃતનો કર્ત્તા કહે છે. અથવા વર્ધમાન પીપર, મધ તથા માંખણ સંગાથે સેવન કરે તો ક્ષય નાશ પામે છે. અથવા બરાસ ટાંક ૫, તજ ટાંક ૫, મીરચક કોળ ટાંક ૫, જાયફળ ટાંક ૫, લવીંગ ટાંક ૬, નાગકેસર ટાંક ૭, મરી ટાંક ૮, પીપર ટાંક ૯ અને સુંઠ ટાંક ૧૦ અને એ સર્વની બરાબર સાકર લઇ એઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી યોગ્ય અનુપાનથી ટાંક ૧ સેવન કરે તો અરૂચિ, ક્ષય, શ્વાસ, ઉધરસ, ગોળો, હરષ, ઉલટી અને કંઠના રોગ એ સર્વ નાશ પામે છે. આ કપૂરાદિ ચુર્ણ કહેવાય છે. અથવા શુદ્ધગંધક ટાંક ૫, શુદ્ધ અભ્રક ટાંક ૫, તથા શુદ્ધ પારો ટાંક ૫, શુદ્ધ હિંગળોક ટાંક ૨॥ અને મણશીલ ટાંક ૧॥ લઇ પારા ગંધકની કાજળ કરી અન્ય ઔષધો મેળવી સર્વના અરધ ભાગે લોહભસ્મ લઇ એકત્ર ઘુંટી ચતાવરીના રસના પુટ ૧૪ દઇ ઘુટી સુકવી તૈયાર કરી રતી ૨ તથા ૩ ભાર સાકર અને મરી સંગાથે પ્રાતઃકાળે નિરંતર સેવન કરે તો રાજરોગનો નાશ થાય છે અને વાત, પિત્ત, કફના રોગો તથા સર્વ પ્રકારના તાવનો પણ નાશ કરે છે. આ કુમુદેશ્વરરસ કહેવાય છે. વૈદ્યરહસ્ય. અથવા તાંદળજાની ભાજી પકાવી તેમાં ઘી નાંખી નિરંતર ભોજન કરે તો રાજરોગ તથા વારંવાર મૂત્ર આવતું હોય તે રોગ મટે છે. અથવા પાકેલાં મોટાં રસદાર સ્વચ્છ આંબળાં ૫૦૦ લઇ તેને

૧૦૨૪ તોલા ભાર પાણીમાં બાફવાં એટલે તે રસરૂપ પાણી થઇ જાય ત્યારે તેમાંથી આં-બળાં કાહાડી લઇ તેમાંથી ઠળીયા કાહાડી નાખી તેને ૨૪ તોલા ઘી અને ૨૪ તોલા તે-લમાં તળી પછી રસરૂપ પાણીમાં સાકર તોલા ૨૦૦ ભાર નાખી તથા આંબળાં પણ તેમાં નાખી અગ્નિ ઉપર ચઢાવી ફરી પકાવવાં, જ્યારે ચાટવા જેવો અવલેહ થાય. ત્યારે નીચે ઉતારી તેમાં કાળીદ્રાખ, અગર, સુખડ, કમળકાકડીનો મગજ, એલચી, હીંમજ, કાકોલી, ખીરકાકોલી, મેદા, મહામેદા, જીવક, ઋષભક, ગળો, કાકડાશીંગી, ભોં આંબળી પુષ્કરમૂળ, ક-ચુરો, અરડૂસો, ભોંયકોળું, કાંચકી, ડોડી, સમેરવો, ગધી સમેરવો, કુળી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, ગોખરૂ, છીલી, સીવણ, કાક્ય, અરણી, અરલૂ અને મોથ એ સઘળાં ઔષધો ચાર ચાર તોલા ભાર લઇ તેઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી અવલેહમાં મેળવી લેવું. લેહ ઠંડો થયા પછી તેમાં મધ ૨૪ તોલા, પીપર ૪ તોલા, તજ ૨ તોલા, તમાલપત્ર ૨ તોલા, નાગકેસર ૨ તોલા, એલચી ૨ તોલા, અને વંશલોચન ૧૬ તોલા એએનું ચૂર્ણ પણ લેહમાં નાખવું આ અવલેહ નિરંતર ૪ તોલા ભાર સેવન કરે તો, ક્ષય, ભયકર શોષ, શ્વાસ, ખાંસી, રક્ત-પિત્ત, પ્રમેહ, મૂર્ચ્છા, તરસ, ઉલટી, ચિત્તભ્રમ, અરૂચિ, મદ, વાતરક્ત અને નિર્બળતા એટ-લાનો નાશ કરે છે, તથા જરા પળીયાંને મટાડે છે. પુષ્ટિ કરે છે. કાંતિ અને કામપ્રદ છે, આ ચ્યવ-ન પ્રાસાલેહ કહેવાય છે. અથવા અરડૂસીનો રસ અને ભોરીંગણીનો રસ ચાર ચાર તો-લા ભાર લઇ તેમાં મધ પીપરનું ચૂર્ણ નાખી સેવે તો રાજયક્ષ્મા, શ્વાસ અને ઘોર ઉધરસ મટે છે. અથવા મૃગાંક ૧ ભાગ, પારો ૧ ભાગ, વગર વિંધ્યાં ખરાં મોતી ૨ ભાગ, ગંધક તથા ટંકણ ૨–૨ ભાગ લઇ પારાગંધકની કાજળ કરી સર્વને કાંજીમાં વાટી ગોળો કરી તે ઉપર કપડા માટી કરી હાંલીમાં મીઠું ભરી તેના વચ્ચોવચ તે ગોળો મૂકી હાંલાના મુખે મુદ્રા દઇ ૮ પહોર અડાયા છાણાનો અગ્નિ દેવો પોતાની મેળે ઠંડો થયે કહાડી લઇ ખરલ કરી ઘી તથા મરીના અનુપાન સાથે ૩ રતી સેવે તો ક્ષય, ઉધરસ, પ્રમેહ, ઝાડો, ક્ષીણતા, અ-ને આંખની પીડા મટે છે. આ કુમુદેશ્વરરસ કહેવાય છે. વૈદ્યવિનોદ. અથવા પીળી કોડીવામાં પારા ગંધકની કાજળ ભરી બકરીના દુધ સાથે કુંટેલા ટંકણથી કોડીયોનાં મ્હોં બીડી સુકવી સરાવ સંપુટ કરી ગજપુટ અગ્નિ આપવો. સ્વાંગ શીતળ થયે કહાડી લઇ ખ-રલ કરી ૧ રતી યોગ્ય અનુપાન સાથે સેવન કરે તો ઘોર રાજરોગ તથા શોષ, દમ, ઉધરસ સંગ્રહણી અને જ્વરાતીસાર એટલા રોગો નાશ થાય છે. રૂદ્રદત્ત. અથવા બકરાનું માંસ ખા-વું, બકરીનું દુધ પીવું, સુંઠ સહિત બકરીનું ઘી પીવું અને બકરાના ટોળામાં સુવું, બેસવું તથા કુકડીના ઇડાંનો રસ મધ ઘી સાથે પીવો તો ક્ષય રોગ ઉપર સારો ફાયદો આપે છે. અથવા શુદ્ધ શીલાજીતના સેવનથી પણ ક્ષય મટે છે. એમ ચરક મુનિનું કહેલું છે. અથવા તાલીસપત્ર, ત્રિફળાં, કાંગ, પીપરીમૂળ, મોથ, ષટકચુરો, દારૂહળદર, એલચી, તમા-લપત્ર, નાગકેસર, લવીંગ, સુંઠ, પીપર, બોર વિરણવાળો, ચવક પીલુડી, અતિવિષ, કાકડાશીંગ, ઉપલેટ, હળદર, ચિત્રો, કડાછાલ, અરડૂસો ગોખરૂં કડુ, દ્રાખ, કોકમ, દાડિ-મના દાણાનો રસ અને પાકાં બોર એઓને સમાન ભાગે લઇ ચૂર્ણ કરી તે ચૂર્ણના સમાન સાકર મેળવી પછી બે તોલા ભારના પ્રમાણથી સેવન કરવું, જેથી છાતીમાં પડેલી ચાંદી, ઉધરસ, શ્વાસ, પાંડુ. કમળો, પ્રમેહ, શોષ, ગુદાના મસા, અને ક્ષય રોગ એ સર્વનો નાશ કરે છે. આ બૃહત્તાલીસાદિ ચૂર્ણ કહેવાય છે. હારીતસંહિતા. અથવા સુંઠ, મરી, પીપર, તજ, તમાલપત્ર, એલચી, લવીંગ, જાયફળ વંશલોચન, કચુરો, કાકડાશીંગ, આ-

સગન્ધ અને દાડિમનાં બીજ એ સઘળાં સમાન ભાગે લઇ તે સર્વની બરોબર લોહભસ્મ અને લોહભસ્મની બરોબર અભ્રક ભસ્મ મેળવી એકત્ર કરી યથોચિત કુટી તે સઘળા ચૂર્ણની બરોબર સાકર નાખી ૧ તોલા ભાર નિત્ય સેવન કરે વા પોતાના અગ્નિનું બળ વિચારી સેવન કરે તો જઠરાગ્નિ દીપ્ત થાય છે–ભૂખ લગાડે છે. તથા પ્રમેહ, ભયંકર પથરી, મૂત્રકૃચ્છ્ર, ધાતુઓમાં સ્થિત, થયેલો વિષમજ્વર, ત્રિદોષ, રાજયક્ષ્મા–ક્ષય, તાવ પીનસ ઉધરસ. શ્વાસ, અને અરૂચિનો નાશ કરે છે. આ ગગનાદ્યસ ચુર્ણ કહેવાય છે. અથવા–લવીંગ, કંકોલ, સુગંધીવાળો, સુખડ, તગર, નીલકમળ, શાહજીરૂં, એલચી કાળુ અગર, નાગકેસર, પીપર, સુંઠ, વીરણવાળો, જટામાંસી, બરાસ, જાયફળ અને વંશલોચન એ સઘળાં સમાન લઇ તે સર્વથી અરધા ભાગે સાકર લઇ સર્વનું ચૂર્ણ કરી વસ્ત્રથી ચાળી સેવન કરે તો ક્ષય, મંદાગ્નિ, ઉધરસ, હેડકી, અરૂચિ, પીનસ, સંગ્રહણી, અતિસાર, લોહીવિકાર, પ્રમેહ, ગોળો તથા તમકશ્વાસ, ગળગ્રહ, અને બંધકોષ એઓનો નાશ થાય છે. રોપણ, તરપણ, અગ્નિ દીપાવનાર, વીર્ય વૃદ્ધી કરનાર અને ત્રિદોષ વગેરેનો અંત કરનાર છે આ લવિંગાદિ ચુર્ણ કહેવાય છે: યોગચિંતામણિ. અથવા શુદ્ધ અભ્રકભસ્મ ( ધુંવાડાપણાથી રહિત ખાખ ) તોલા ૬, બરાસ, જાવંત્રી, તજ, તમાલપત્ર, લવીંગ, તાલીસપત્ર, જાવત્રી, વીરણવાળો, અને ધાવડીનાં ફુલ એ ૪–૪ માસાભાર લેવાં અને હરડેની છાલ, આમળાં, બેહેડાંની છાલ, તથા સુંઠ એ ૬–૬ માસાભાર લેવાં. પ્રથમ પારા ગંધકની કાજળ કરી અન્ય ઓષધીઓનું ચૂર્ણ કરી કાજળમાં મેળવી એકઠું કરી પાણી સાથે કુટી ચણા જેવડી ગોળીઓ વાળવી. ગોળી ૪ નિરંતર ટાઢા પાણી સાથે ખાય તો ક્ષય, શોષ, શ્વાસ, ઉધરસ, શૂળ પ્રમેહ, ઉલટી, અમ્લપિત્ત, અરૂચિ, સંગ્રહણી અને વાતરક્ત એ સઘળા રોગો દૂર થાય છે અને શરીર પુષ્ટ કરે છે. આ શૃંગારાભ્રકગુટિકા કહેવાય છે. અથવા દશમૂળ, પીપર, ચિત્રામૂળ, કૌંચાં, બેહેડાંની છાલ, કાયફળ, કાકડાશીંગી, દેવદાર, સાટોડીનાં મૂળ, ધાણા, લવીંગ, ગરમાળાનો ગોળ, માળવીગોખરૂ, વરધારો, ઉપલેટ, અને ઇંદ્રવરણાનાં મૂળ એ સઘળાં ૬–૬ તોલા ભાર લઇ ખાંડી પાણી શેર ૩૨ા ભાર ( ૪૦ રૂપિયાભાર શેરના પ્રમાણથી ) લઇ તેમાં ઉપર કહેલી સર્વ ઓષધીઓને નાખી તેમાં મોટી હરડે ૮ શેરને ૧૬ રૂપિયાભાર નાંખી ધીમા અગ્નિથી માટીના વાસણમાં નાખી પકાવી હરડેનું પાણી કહાડી લઇ ઠંડી કરી મધની અંદર ૧૫ દિવસ નાખી રાખવી. પછી તેમાંથી હરડેને કાહાડી ફરી બીજા તાજા મધમાં નાખવી એટલે ૧૫ દિવસ સુધી મધમાં રાખી પછી ફરી નવા મધમાં ૧ મહિના સુધી મધમા ડુબવી રાખવી અને તેમા તજ, તમાલપત્ર, નાગકેસર, એલચી, અને પીપર એટલાં ઓષધો ૨૪ તોલાભાર લઇ ચુર્ણ કરી મધમાં એકત્ર કરી નાંખવાં. તેમાંથી હરડે ૧ નિરંતર પ્રાતઃકાળે ખાય તો રાજરોગ, શોષ, ઉધરસ, હેડકી, ઉલટી, તાવ, મૂત્રકૃચ્છ્ર, પ્રમેહ, વાતરક્ત, અરશ, સંગ્રહણી રક્તપિત્ત, બળતરા, વિસૂતિ, તિલ્લી, કોઢ, મૃગીવાયુ અને પાંડુરોગ એટલા રોગોનો નાશ કરે છે. આ મધુપક્વહરીતકી કહેવાય છે. એમ શ્રી ધન્વંતરીજીએ ધન્વંતરી સંહિતામાં કહેલું છે. અથવા જુનો ગોળ તોલા ૫૪, આદાનો રસ તોલા ૫૪ લઇ તે ગોળની ચાસણી ધીમા અગ્નિથી પાતળી કરી તેમાં તજ તમાલપત્ર, નાગકેસર, એલચી, લવિંગ, સુંઠ, મરી અને પીપર એ સઘળાં ત્રણ ત્રણ તોલા ભાર લઇ ચુર્ણ કરી નાખવું. એકત્ર કરી તેમાંથી નિરંતર ૬ તોલા ખાય તો રાજરોગ, મંદાગ્નિ ઉધરસ શ્વાસ અને અરૂચિ એ સર્વનો નાશ

કરે છે. આ આદાનો અવલેહ કહેવાય છે. અથવા બકરીના દુધમાં બરાબર પાણી નાખી તેમાં પીપર ૩ નાખવી અને નિત્ય પ્રત્યે એકેક વધારતે જવી એટલે મહીના ૧ સુધી વધારી પછી એજ પ્રમાણે ઘટાડવી—એટલે બકરીના દુધમાં પાણી નાખી તેમાં પહેલે દહાડે ૩ પીપર નાખી ઉકાળવું, પાણી બળી દુધ રહે ત્યારે નીચે ઉતારી પીપર કહાડીને ખાઇ જવી અને ઉપર તે દુધ પી જવું. એ પ્રમાણે દરરોજ એકેકી પીપર વધારે નાખવી. મહીના પછી એકેક ઓછી કરવી તો, રાજરોગ, ઉધરસ અને શ્વાસનો નાશ થાય છે. કાશિનાથ પદ્ધતિ. અથવા કાળીદ્રાખ ૨૦૦ તોલાભાર લઇ તેને ૨૦૪૮ તોલા પાણીમાં નાખી ઉકાળવી જ્યારે ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તેમાં જુનો ગોળ ૮૦૦ તોલા પ્રમાણમાં નાખવો તથા વાવડીંગ, કાંગ, પીપર, તજ, એલચી, તમાલપત્ર, નાગકેસર અને મરી એ સર્વ ચાર ચાર તોલાભાર લઇ ખાંડી ઉપરના ઉકાળામાં નાખી દારૂ ખીંચવાની ભઠ્ઠીથી અર્ક કહાડી તેમાંથી તોલાભાર નિરંતર પીએ તો રાજરોગ, ગળનો રોગ, શ્વાસ અને ઉધરસનો નાશ થાય છે. આ દ્રાક્ષાસવ કહેવાય છે. યોગતરંગિણી. "અથવા મૃગાંક ૧, રૂપરસ ૨, તાંબેશ્વર ૩, પારાની ભસ્મ ૪, અને અભ્રક ભસ્મ ૫ એ શુદ્ધ પ્રકારે તૈયાર કરેલી ભસ્મો એક એકથી વધતા ભાગે લઇ એકત્ર કરી ત્રિકટુ, ત્રિફળા અને ત્રિજાતનું ચુર્ણ મેળવી તેને પ્રથમ વાવડીંગના ક્વાથનો પુટ દેવો, પછી નાગરમોથના ક્વાથનો, કાયફળનો, નગોડના રસનો, દશમૂળના ક્વાથનો, ચિત્રાના રસનો, હળદરનો, સુંઠનો, મરીનો, અને પીપરનો એમ એક પછી એકના પુટ દઇ ઘુંટી ગોળી અરધ રતી પ્રમાણે વાળવી. તેમાંથી ૧ ગોળી નિરંતર સેવન કરે તો રાજરોગ, પાંચે જાતની ઘોર ઉધરસ, વિદ્રધિ, છાતીના રોગ અને સોજો નાશ થાય છે. આ પંચામૃત રસ કહેવાય છે. સારસંગ્રહ. અથવા મોટા શંખ લઇ ગોમૂત્રના સંયોગે અગ્નિમાં દગ્ધ કરી તે ભસ્મની મૂસ ( ધાતુઓ ગાળવાની કુલડીઓ ) માં શુદ્ધપારો ટાંક ૫, શુદ્ધ ગંધક ટાંક ૫, એ બેની કાજળ કરી મૂસમાં ભરી સંપુટ કરી કપડ માટી વડે મજબૂત કરી ગજપુટ અગ્નિ આપવો. પછી સ્વાંગ શીતળ થયે કહાડી મૂસ સહિત ખરલમાં ઘુંટી રતી ૧ મધ સંગાથે સેવન કરે તો ક્ષયનો ક્ષય થાય છે. રસાર્ણવ. અથવા થોરનાં લીલાં ડીંડલાં ૭॥ તોલાભાર, સંચળ ૩ તોલા ભાર, વડાગરું મીઠું ૩ તોલા, વૃંતાક તોલા ૫૪ અને ચિત્રામૂળ ૩ તોલા એ સર્વ એકઠાં કરી કચરી મોટા રામપાત્રમાં ભરી બીજું રામપાત્ર તે ઉપર બંધ બેસતું કરી કપડ માટી વડે મજબૂત કરી સૂકવી ગજપુટ અગ્નિ આપવો. ભઠ્ઠી એની મેળેજ ઠંડી થયા પછી સર્વ સપુટને કાહાડી લઇ ખરલ કરી તેમાંથી માસો એક ભોજન કર્યા પછી પાણી સાથે સેવન કરે તો તત્કાળ ભોજનને પચાવી દે છે તથા રાજરોગ, શ્વાસ, અરશ, આમ અને શૂળનો નાશ કરે છે આ સ્નુહ્યાદિક્ષાર કહેવાય છે. રસરાજ લક્ષ્મી. અથવા આંબલીનો ખાર તથા પાંચ જાતનાં લુણ તેઓને લીંબુના રસમાં ઘુંટી તેમાં શંખને ૭ વાર અથવા તપાવી તપાવી જ્યાં સુધી ભૂકો થાય ત્યાં સુધી ઠારવો પછી તે શંખભસ્મથી અરધ ભાગે ત્રિકટુ, તથા હિંગ, વછનાગ લેવાં અને પારો તથા ગંધક એઓ ભસ્મથી ચોથે ભાગ લઇ પારા ગંધકની કાજળ કરી સર્વેને એકત્ર ઘુંટી તેની બોરના ઠળીઆ જેવડી ગોળીઓ કરવી, આ શંખવટીના સેવનથી ક્ષય સંગ્રહણી, હૃદય–પડખાનું શૂળ અને અન્ય પેટપીડાઓ નાશ થાય છે. યોગચિંતામણી. અથવા દશમૂળ, કોળાં, સંખાવળી, કચૂરો, ખરેટીમૂળ, ગજપીપર, અંઘાડો, પીપરામૂળ, ચિત્રો, ભારંગી, અને પુષ્કર મૂળ એ સઘળાં ૮–૮ તોલાભાર લેવાં. તથા જવ તોલા

રૂપ૬ અને ચોખી વગર ચુએલી મોટી હરડે ૧૦૦ લઇ ઉક્ત ઓષધોને પાણી તોલા ૧૨૮ માં નાખી ઉકાળી તથા હરડે પણ આખી ને આખી ઉકાળી જ્યારે ચોથા ભાગનું પાણી બળતાં બાકી રહે ત્યારે નીચે ઉતારી હરડેઓને કહાડી લઇ ક્વાથને વસ્ત્રગાળ કરી હરડેના ઠળીઆ કહાડી નાખી પછી જુનો ગોળ ૪૦૦ તોલા લઇ તેની ઉક્ત ક્વાથ સાથે ચાસણી કરી તેમાં તે હરડેઓને નાખી ગાયનું ઘી ૧૬ તોલા તથા ૧૬ તોલા તેલ અને ૧૬ તોલા પીપરનું ચૂર્ણ અને ઠંડો થયે ૧૬ તોલા મધ મેળવી તેમાંથી નિત્ય પ્રાતઃકાળે ૩ તોલાભાર અવલેહ અને બે હરડેઓ સેવન કરે તો ક્ષય, શોષ, ઉધરસ, શ્વાસ, હેડકી, વિષમજ્વર, સંગ્રહણી, અરશ, હૃદ્રોગ, અરૂચિ અને પીનસ એટલા રોગોનો નાશ કરે છે તથા ભૂખને વધારે છે, કોઠાને શુદ્ધ કરે છે અને શરીરને પુષ્ટ કરે તથા વાળીયાં પળીયાંનો નાશ કરે છે. આ અગસ્તિહરીતકી કહેવાય છે. ચરકસંહિતા. અથવા અરડુસાનો રસ તોલા ૪૦૦ લઇ તેનો મંદ અગ્નિ દ્વારા ક્વાથ કરવો, ચોથા ભાગનો રહે ત્યારે ગાળી લઇ તેમાં ૪૦૦ તોલા ગોળ નાખી ચાસણી કરી તૈયાર થયે ૨૪ તોલા તલનું તેલ, ૨૪ તોલા ગાયનું ઘી, ૧૦૦ મોટી હરડેનું ચૂર્ણ, પીપર, પીપરામૂળ, ચવક, મરી, પુષ્કરમુળ, ચિત્રક અને સુંઠ એ બધાં ટાંક ભાર લઇ સૂક્ષ્મ ચૂર્ણ કરી ચાસણી સંગાથે એક જીવ કરી તેમાંથી ૬ તોલાભાર નિરંતર ખાય તો નિશ્ચે ક્ષયનો ક્ષય થાય છે અને અરસ, ઉધરસ, સ્વરભંગ, સોજો, અમ્લપિત્ત, પાંડુરોગ, અગ્નિની મંદતા, ઉદરવ્યાધિ તથા નપુષકતા એટલા રોગોનો નાશ કરે છે. આ વાસાવલેહ કહેવાય છે એમ ચરકમુનિનું કહેવું છે. ”

## ક્ષય રોગીનાં સેવ્યાસેવ્ય.

હલકું ભોજન, ઉના પાણીથી ન્હાવું, સાઠીચોખા, ઘઉંના બનાવેલા હલકા પદાર્થો, જવનાં મુળ, મગ. કળથ, હરણનું માંસ, બકરીનું દુધ, ઘી, મીઠાં દાડિમ, આમળાં, શુદ્ધ શીલાજીત અને તાલિસાદિ ચુર્ણો વગેરે યોગ્ય સેવન કરવાં સદા હિતકારી છે.

દિવસે નિદ્રા, રાત્રે ઉજાગરો, કાચાં, ભારે અને ઠંડાં અન્ન, ખટાશ, મૈથુન, ધુમ્રપાન, (બીડી ચલમ વગેરે પીવી) ક્રોધ, મહેનત, તડકો, ઘણી ઠંડી હવા, રેચ, ઘણા ગરમ પદાર્થો, દુષ્ટ હવા, વાસી ભોજન, આકરો રેચ તથા ઉલટી વગેરેની ઔષધીઓ સેવવા લાયક નથી.

રાજરોગ, મંદાગ્નિ, ઉધરસ, શ્વાસ અને અરૂચિ એ પાંચને નિકટનો સંબંધ છે—મૈત્રતા છે અર્થાત્ એક એકને સાહ્યતા કરનાર છે માટે પૂર્ણ સાવચેતી રાખી તેઓનો સંબંધ ન થવા દેવા કાળજી રાખવી.

ઇતિ રાજરોગોત્પત્તિ લક્ષણ યત્ન સંપુર્ણ.

# ઉધરસનો અધિકાર.

## ઉધરસનાં નિદાન, સંપ્રાપ્તિ, સામાન્ય લક્ષણ તથા સંખ્યા.

મોહોડામાં ધુમાડા તથા ધુળના જવાથી, ઘણી કસરતના કરવાથી, લુખાં કુપથ્ય ભોજનના સેવનથી, મુત્ર-મળ-છિંક વગેરેના વેગને અટકાવવાથી, ચીકટાશ તથા સુવા ઉપર પાણી પીવાથી, દુષ્ટ થયેલો પ્રાણવાયુ ઉદાનની સાથે મળી કુટેલા કાંસાના વાસણના શબ્દ જેવો

[illegible] કરી મુખની વાટે બહાર નિકળે છે. તે કાસ–ખાંસી–ખોખલા–ઉધરસ ખાસ વગેરે ના-[illegible] ઓળખાય છે. તેના પાંચ પ્રકાર છે એટલે વાયુનો, કફનો, પિત્તનો, માર લાગવાનો અને ક્ષયનો એમ પાંચ જાત છે. અને તે પેહેલાથી બીજો, બીજાથી ત્રીજો, ત્રીજાથી ચોથો અને ચોથાથી પાંચમો એમ એક એકથી અધિક અધિક બળવાન તથા ભયકારી છે.

## ઉધરસનું પૂર્વ સ્વરૂપ.

જ્યારે ઉધરસ થવાની હોય છે ત્યારે ગળામાં તથા મોહોડામાં કાંટા પડી જાય છે ગ-ળામાં ચળ આવે છે અને ભોજન કરતાં ગળામાં દુઃખાવો થાય છે.

## ઉધરસનાં લક્ષણો.

છાતીમાં, કાનમાં મૂળમાં કિંવા લમણામાં, માથામાં, પેટમાં તથા પડખામાં શૂળસણ-કા આવે, મ્હોં ઉતરી જાય, બળ, પરાક્રમ તથા સ્વર ક્ષીણ થઇ જાય, ઉધરસ આવતી વખતે ગળામાં પીડા, સુકી ઉધરસ અને ખોખરો શબ્દ થાય તો જાણવું કે **વાયુની ઉધ-રસ છે.**

જો છાતીમાં બળતરા, તાવ, મુખમાંથી અમીનું સુકાવું, મોહોડામાં ફીકાશ, તૃષા, શ-રીર પીળું અને કડવી ઉલટી થાય તો જાણવું કે **પિત્તની** ઉધરસ છે.

જો કફથી મ્હોં લીંપાયલું રહે, માથું દુઃખે, ભોજનમાં અરૂચિ, શરીર ભારે, કંઠમાં ચળ, કફના બડખા થુંકે તો જાણવું કે **કફની** ઉધરસ છે.

જો સુકી ઉધરસ આવી પછી લોહીના ગડખા પડે, કંઠમાં ઘણો દુખાવો, છાતીમાં તીક્ષ્ણ સોયો ભોંકાતી હોય તેવી વેદના, છાતીમાં હાથ અડાડતાં સેહેવાય નહીં, તાવ, શ્વાસ, તૃષા, કબુતર જેવો ખોખરો સાદ, અને સાંધાઓમાં પીડા થાય તો જાણવું કે છાતીમાં ક્ષતઃ ચાંદી પડવાથી ઉધરસ થઇ છે,

વિષમ ભોજનથી, અહિત ભોજનથી, અતિ મૈથુનથી, મૂત્રાદિના વેગને રોકવાથી, અ-ત્યંત દયા ઉપજવાથી, અને અત્યંત શોક કરવાથી માણસોનો જઠરાગ્નિ બગડી જતાં પિત્ત [illegible] ત્રણે દોષો શરીરનો ક્ષય કરી નાખે તેથી ક્ષયની ઉધરસ થાય છે.

શરીરમાં શૂળ, જ્વર, મોહ, ઇંદ્રિયોની ક્ષીણતા, સુકી ઉધરસ, દુર્બળ, શરીરમાંથી લોહી તથા માંસનો નાશ અને પરૂ જેવું થુંકે તો જાણવું કે ક્ષયથી ઉધરસ થઇ છે.

## ઉધરસનું સાધ્યાસાધ્યપણું.

ક્ષત અને ક્ષયની ઉધરસ જો ક્ષીણ થયેલા મનુષ્યને થઇ હોય તેની તથા વૃદ્ધ માણ-સની તે ઉધરસ અસાધ્ય સમજવી અને બળવાનને એ બેમાંથી કોઇપણ ઉધરસ થઇ હોય તો કષ્ટસાધ્ય વા સાધ્ય ગણાય છે, માટે પથ્યો વડે કાળક્ષેપ કરાવી યત્ન કરવો.

## ઉપાય.

લવીંગ, મરી તથા બેહેડાંની છાલ એઓને બરોબર લઇ એ ત્રણની બરોબર [illegible] [illegible] વાટી બાવળની છાલના ક્વાથમાં ઘુંટી રતી ૨ ભારની ગોળીઓ વાળી [illegible] [illegible] ૨ ગોળી નિરંતર યોગ્ય સમયે સેવન કરે તો ૭ દિવસમાં નિશ્ચે ઉધરસ મટે [illegible] લવીંગાદિ ગોળી માટે કહેવું છે અથવા મરી [illegible] ૨

પીપર ટાંક ૨, દાડિમનાં છોડીઆં ટાંક ૪, ગોળ તોલા ૪ાા અને જવખાર ટાંક ૬ એઓને ઝીણું વાટી ચણા જેવડી ગોળીઓ વાળી ગોળી ૨ તથા ૪ નિરંતર સૂતી વેળાએ મ્હોંમાં રાખે તો ઉધરસ જાય છે. અથવા પીપર, પુષ્કરમૂળ, હરડેદળ, સુંઠ, કચૂરો અને મોથ એ૰ ઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી સમાન ગોળમાં ગોળી ૩ રતી પ્રમાણે કરવી તેમાંથી ગોળી ૧॰ ૨–૩ ખાય તો દમ અને ઉધરસ મટે છે. વૈદ્યરહસ્ય. અથવા સુંઠનો ક્વાથ પીવાથી, અથવા આદાનો રસ મધ મેળવી પીવાથી, અથવા રીંગણી, ગળો, સુંઠ અને પુષ્કરમૂળ તથા અરડૂસો એઓ સમાન લઇ ક્વાથ કરી પીવાથી ઉધરસ જાય છે. આ ક્ષુદ્રાદિક્વાથ કહેવાય છે. અથવા બેઠી રીંગણીઓને ભરસાડમાં ભારી બફાયા પછી તેનો રસ નીચોવી લઇ તેમાં પીપરના ચૂર્ણનો પ્રતિવાસ દઇ નિરંતર પીવાથી તુરત ઉધરસ તથા શ્વાસ મટે છે. અથવા હરડેની છાલ, પીપર, સુંઠ અને મરી એઓનુ વસ્ત્રગાળ ચૂર્ણ કરી ગોળમાં ગોળી વાળી ગોળી ૧–૨ તથા ૩ નિરંતર ખાય તો ઉધરસ જાય છે. અને અગ્નિ તેજ થાય છે. અથવા સુંઠ, મરી, પીપર, અમ્લવેતસ, ચવક, તાલીસપત્ર, ચિત્રક, જીરૂં અને કોકમ એ સર્વ ૧–૧ તોલો તથા તજ, તમાલપત્ર અને નાગકેસર એ ૧ાા–૧ાા તોલો લઇ એઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ૨૦ તોલા ગોળમાં એકત્ર કરી ૧ તોલા ભાર પ્રમાણની ગોળીઓ વાળી ગોળી ૧ પ્રભાતે ખાય તો તમામ ઉધરસો, પીનસ, અરૂચિ, સ્વરભંગ તથા શ્વાસ મટે છે. અથવા લવીંગ, પીપર, જાયફળ, એટલાં ૧–૧ તોલો અને મરી ૨ તોલા તથા સુંઠ ૧૬ તોલા એ સર્વની બરાબર સાકર લઇ સર્વનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ટાંક ૨ પાણી સાથે સેવન કરે તો ઉધરસ, જ્વર, પ્રમેહ, અરૂચિ, શ્વાસ, મંદાગ્નિ, અને સંગ્રહણી તથા ગોળાનો નાશ કરે છે. આ લવીંગાદિ ચૂર્ણ કહેવાય છે. અથવા શુદ્ધ હીંગળોક, મરી, મોથ, ટંકણ અને શુદ્ધ વછનાગ એઓને ઝીણું વાટી જંબીરીના રસમાં ઘુંટી મગ જેવડી ગો૰ ળીઓ વાળવી. આદાના રસમાં ગોળી ૧ નિરંતર સેવન કરે તો ઉધરસ અને શ્વાસ મટે છે. અથવા મરી, મોથ, ઉપલેટ, વજ અને શુદ્ધ વછનાગ એઓને બરાબર લઇ ચૂર્ણ કરી આદાના રસ સંગાથે ખૂબ ઘુંટી મગ જેવડી ગોળીઓ વાળી ૧ નિરંતર સેવન કરે તો ઉધરસ, શૂળ, કફના રોગ, સુવારોગ અને સંગ્રહણી એટલા રોગ નાશ પામે છે. આ કાસકેસરી રસ કહેવાય છે, અથવા પારો ૧ ભાગ, ગંધક ૨ ભાગ, પીપર ૩ ભાગ, હરડેદળ ૪ ભાગ, બેહેડાંની છાલ ૫ ભાગ, અરડૂસો ૬ ભાગ અને ભારંગી ૭ ભાગ અને એ સર્વની બરાબર ખેરસાર લઇ સર્વને ઝીણું વાટી બાવળની છાલના ક્વાથના ૨૧ પુટ દઇ ઘુંટી ગોળીઓ ચણા જેવડી વાળી મધ સંગાથે ગોળી ૧ ખાય તો ઉધરસ, શ્વાસ, ક્ષય, હેડકી વગેરે સર્વ નાશ પામે છે આ કાસકર્ત્તરી ગુટિકા કહેવાય છે. અથવા બ- રાસ ૦ાા તોલો, કસ્તૂરી ૦ાા તોલો તથા લવીંગ ૨ તોલા, મરી, પીપર, બેહેડાંની છાલ અને પાનની જડ એ બબે તોલા તથા દાડિમનાં છોડીયાં ૪ તોલા લઇ એ સર્વની બરો- બર ખેરસાર નાખી એઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી પાણીમાં ઘુંટી મગ જેવડી ગોળીઓ વાળી ગોળી ૧ નિરંતર મુખમાં રાખે તો ઉધરસ મટે છે. આ કર્પૂરાદિ ગુટિકા કહેવાય છે. વૈદ્યરહસ્ય. અથવા આકડાનાં ફુલમાંની ચોકડી અને તેના બરોબર મરી એ બન્નેને ઘુંટી મરી પ્રમાણ ગોળીઓ વાળો ગોળી ૧ નિરંતર ખાય તો ઉધરસ મટે છે, અથવા આકડાના ફુલમાંની ચોકડી અને લવિંગ સમાન ભાગે લઇ ઘુંટી ગોળી રતી જેવડી વાળી ૧ ગોળી નિરંતર ખાય તો ઉધરસ મટે છે. વૃદ્ધહસ્ત. અથવા ભોંરીંગણીનાં પાંચે અંગ

( મૂળ, ડાળાં, પત્ર ફુલ અને ફળ ) તોલા ૪૦૦ ભાર તથા હરડે તોલા ૧૦૦ એઓને એક વાસણમાં ૧૦૨૪ તોલા ભાર પાણીમાં નાખી ઉકાળવાં, બળતાં બળતાં ચોથા ભાગનું પાણી રહે ત્યારે નીચે ઉતારી વસ્ત્રગાળ કરી હરડેઓમાંહેથી ઠીલીઆ કાહાડી વાટી ત્રણ વર્ષનો જુનો ગોળ તોલા ૪૦૦ લઇ તે વસ્ત્રગાળ કરેલા ક્વાથમાં વાટેલી હરડેનું કલ્ક નાખી ચાસણી કરી નીચે ઉતારી પછી સુંઠ, મરી, પીપર, એલચી, તજ, તમાલપત્ર અને નાગકેસર એટલાં ૪-૪ તોલા લેવાં એઓનું સૂક્ષ્મ ચૂર્ણ કરી ઉક્ત ચાસણીમાં નાંખી હલાવી એક જીવ થયે તથા પાક ઠંડો થયા પછી ૨૪ તોલા મધ નાંખી હલાવી અવલેહના વિધિ પ્રમાણે તૈયાર કરી ખાનાર મનુષ્યના વય, અગ્નિ, બળ, દેશ અને કાળને અનુસરી યોગ્ય માત્રાએ ( ૪ તોલા ભાર ) નિરંતર સેવન કરે તો સર્વ પ્રકારની ઉધરસ, શ્વાસ, પીનસ અને અગ્યારરૂપ સહિત ભયંકર ક્ષયરોગ એઓનો નાશ થાય છે. આ ભૃગુહરીતકી કહેવાય છે. અથવા ભોરીંગણી તોલા ૪૦૦ લઇ તેને ૧૦૨૪ તોલા ભાર પાણીમાં નાખી ક્વાથ કરતાં ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે અગ્નિ ઉપરથી નીચે ઉતારી ગાળી લઇ તેમાં ચૂર્ણ રૂપે ગળો, ચવક, ચિત્રો, સુંઠ, મોથ, કાકડાશીંગી, મરી, પીપર, ધમાસો, ભારંગી, રાસ્ના અને કચૂરો એટલાં ૪-૪ તોલા ભાર નાંખવાં અને સાકર તોલા ૮૦, ઘી તોલા ૩૨ તથા તેલ તોલા ૩૨ એઓ સર્વ ઉક્ત ક્વાથમાં નાખી પકાવી શીરા જેવો ઘટ કરી નીચે ઉતારી લેવો. ઠંડો થયા પછી તેમાં મધ તોલા ૩૨, વંશલોચન તોલા ૮, અને પીપર તોલા ૧૬ નાખી એક જીવ કરી પછી, તેને સુંદર ચીકણા ચીનાઇમાટીના વાસણ (બરણી) માં ભરી રાખવો. એમાંથી નિરંતર પ્રભાતે ૮ તોલા ભાર પૂર્વાપરનો વિચાર કરી સેવન કરે તો સર્વ પ્રકારની ઉધરસ નાશ પામે છે. તથા હેડકી શ્વાસ વગેરેને પણ સંપૂર્ણ રીતે મટાડે છે, આ કંટકાર્યાવલેહ કહેવાય છે. એમ ભાવમિશ્રનું કહેવું છે અથવા અરડૂસાના ક્વાથમાં મધ નાખી પીએ તો ઉધરસ જાય. અથવા આકડાનાં પાંદડાં, મણશીલ, સુંઠ, મરી અને પીપર એ સઘળાં સમાન લઇ તેને ખાંડી ગડાકુ બનાવી હોકામાં મુકી પીવાથી નિશ્ચે ઉધરસ જાય છે. અથવા શુદ્ધ પારો શુદ્ધ ગંધક, શુદ્ધ હિંગળોક, શુદ્ધ વચ્છનાગ, સુંઠ, મરી અને પીપર એઓ સમાન લઇ પારા ગંધકની કાજળ કરી વચ્છનાગ, આદી ભેગાં વાટી અન્ય ઔષધોનું ચૂર્ણ કરી બીજોરાના રસના પુટ ૩ દઇ ખરલ કરી અરધ રતી પ્રમાણની ગોળીઓ વાળી, યોગ્ય પ્રમાણથી ગોળી દિવસ ૧૦ સુધી ખાય તો ઉધરસ, ક્ષય, સંગ્રહણી, સન્નિપાત અને મૃગી એટલા રોગોનો નાશ થાય છે. આને આનંદ ભૈરવરસ કહે છે.

## ઉધરસ રોગીના પથ્યાપથ્ય.

સાઠી ચોખા, મગ, અડદ, ઘઉં, કળથ, કાચામૂળા બકરીનું દુધ, ઘી, કુણાં વંતાક, લસણ, સુંઠ, મરી, પીપર, મધ, આદુ અને ઉનું પાણી તથા આનંદભૈરવાદિ રસો સેવન કરવા પથ્ય છે.

દિવસે સુવું, દુધ, દહિં, જાગ, ઠંડુ પાણી, વાસી ભોજન, દોહેલું અન્ન, ખીર, ધુમાડો, તડકો, તેલ, ખટાશ, અથાણાં, શ્રમ, યુદ્ધ, ચિંતા, ભારે તથા સુકું અન્ન, અતિ બોલવું અને મિથ્યા આહાર વિહારાદિ કુપથ્ય છે.

ઉધરસનો અધિકાર સંપૂર્ણ.



# હેડકીનો અધિકાર.

## હેડકીનું નિદાન, સંપ્રાપ્તિ તથા સંખ્યા.

ગરમ, વાયડા, ભારે, લુખા, ઠંડા અને ઝાડો બંધ કરનારા પદાર્થો સેવન કરવાથી ટાઢા પાણીએ ન્હાવાથી, રજ, ધૂમાડા, પવન વગેરે મુખમાં જવાથી, મહેનતવાળાં કામો કરવાથી, કસરત કરવાથી, વિષ્ટાદના વેગોને અટકાવવાથી અને ખેદના કરવાથી—હેડકી, શ્વાસ તથા ઉધરસ થાય છે. તે હેડકી પાંચ પ્રકારની છે. એટલે અન્નજા, યમલા, ક્ષુદ્રા, ગંભીરા અને મહતી એવી હેડકીની પાંચ જાત છે.

## હેડકીનું સામાન્ય સ્વરૂપ.

વાયુ કુપિત થઇ બન્ને પડખાં અને આંતરડાને વ્યથા કરી મુખે હિક્ હિક્ એવે શબ્દ કરતો ઉદાન સહિત પ્રાણવાયુ ઉંચી ગતિ કરે છે અને કફે અનુસરાયલો થઇ પ્રાણીના પ્રાણનો નાશ કરે છે તે હિક્કા—હેડકી—હીચકી વગેરે નામોથી ઓળખાય છે,

## હેડકીનું પૂર્વ સ્વરૂપ.

કંઠ તથા છાતી ભારે, વાયુના લીધે તુરૂં મોહોડું થાય અને આફરો ચઢે ત્યારે જાણવું કે એ હેડકી રોગ થવાના સમાચાર છે.

## હેડકીનાં લક્ષણો.

ઘણું ખાવાથી તથા ઘણું પાણી પીવાથી સહસા દબાયલો પ્રાણવાયુ ઉંચે ગતિ કરી હિક્ હિક્ શબ્દ કરાવે તો જાણવું કે અન્નજા હેડકી છે.

ઘણીવાર પછી રહી રહીને જોરથી બબે હેડકી આવે અને તે વખતે માથું તથા ડોક કંપે છે તે યમલા હેડકી કહેવાય છે.

ઘણીવારે મંદ મંદ વેગથી આવે તથા કાંઇ હૈયાની સંધી સુધી ગતિ કરે છે તે ક્ષુદ્રા હેડકી કહેવાય છે.

નાભિથી ભયંકર રીતે ગર્જના કરતી તરશ, તાવ—આદિ ઉપદ્રવોથી યુક્ત [illegible] સહિત અનેક ઉપદ્રવ કરતી આવે છે તે ગંભીરા હેડકી કહેવાય છે.

સમસ્ત ગાત્રોને કંપાવતી, સઘળાં મર્મસ્થાનોને પીડતી અંતર રહિત ઉપરા ઉપર આવે છે તે મહતી હેડકી કહેવાય છે.

## હેડકીનું સાધ્યાસાધ્યપણું.

હેડકી આવતી વખતે જેનું શરીર કંપે, નજર ઉંચી થઇ જાય, અંધારાં આવે, શરીર ક્ષીણ થઇ જાય, ભોજનમાં અરૂચિ, અને છિંકો ઘણી આવે તથા ગંભીરા કે મહતી જાતની હેડકી થઇ હોય તો તે રોગીને વૈદ્યે ત્યજી દેવો. તથા જેના દોષો વિશેષ સંચય પ્રાપ્ત થયા હોય, અન્ન ઉપર દ્વેષ, દુર્બળતા, વૃદ્ધાવસ્થા, અતિ મૈથુન કરનાર, પરિશ્રમથી ઉત્પન્ન થયેલી અને યમલા હેડકીમાં પ્રલાપ, મોહ, તૃષાથી પીડિત હોય તથા ધાતુ, ઇંદ્રિ જેનાં ક્ષીણ થઇ ગયાં હોય તો તે હેડકીરોગી નિશ્ચે મરી જાય છે.

## હેડકીના ઉપાયો.

પ્રાણાયામના કરવાથી અથવા ભયકારી ચિંતા, ખેદકારી વાર્તાના કહેવાથી તથા વાયુ ક્ષ ઘટે તેવી વસ્તુના ખાવાથી સાધારણ હેડકી બંધ પડે છે. તથા હેડકીથી કે શ્વાસથી આતુર થએલાને તેલનું મર્દન, શેક, સ્વેદન ક્રિયા અને ઉલટી તથા રેચ આપવો એ અતિ ઉત્તમ છે, પણ દુર્બળ હોય તો તેને શમન આપવું એજ ઉત્તમ છે. અથવા શરીર ઉપર એકદમ ઠંડુ પાણી છાંટવું, વિચિત્ર આશ્ચર્યકારક વાતો કહેવી કિંવા એકદમ તેને તિરસ્કારનાં વચનો કહેવાં જેથી હેડકી શમે છે. અથવા સુંઠ સહિત પકાવેલું બકરીનું દુધ પીવાથી હેડકી બંધ થાય છે. અથવા બીજોરાનાં રસમાં જવનો સાથવો અને સિંધાલુણ મેળવી સેવન કરે તો હેડકી મટે છે, અથવા સુંઠ, પીપર તથા આંમળાનું ચૂર્ણ મધ સંગાથે ચાટવું અથવા માખીની હગાર દુધમાં લસોટી નાસ લેવો, અથવા ગોળ તથા સુંઠને પાણીમાં ઘુંટી નાસ લેવો. અથવા ડાભના મૂળના રસમાં મધ મેળવી ચાટવું. અથવા મોરપીંછાની રાખ મધમાં ચાટવી. અથવા બીજોરાનો રસ સિંધાલુણ સાથે મેળવી ખાવો, અથવા કુમારપાઠેના રસમાં સુંઠ મેળવીને ખાવી. અથવા પુષ્કરમૂળ, જવખાર અને મરી સમાન ભાગે લઇ ચૂર્ણ કરી ટાંક ૨ ઉના પાણી સાથે પીવાથી, અથવા હળદર અને અડદને અંગારા ઉપર મુકી કે હોકામાં ધાલી તેનો ધુમાડો સેવન કરે તો ભયંકર હેડકી પણ નાશ પામે છે, વૈદ્યવિનોદ. અથવા સણની છાલનું ચૂર્ણ હોકામાં ઘાલી પીવાથી અથવા સુંઠ, મરી, પીપર, જવાસો, કાયફળ, કલોંજીરૂં, પુષ્કરમૂળ અને કાકડાશીંગી એ સમાન ભાગે લઇ ચૂર્ણ કરી મધ સંગાથે ટાંક ૨ ચાટવાથી હેડકી, શ્વાસ અને ઉધરસ નાશ પામે છે. અથવા રેણુક બીજ અને પીપર એ બે, ટાંક ટાંક લઇ હીંગ સાથે ક્વાથ કરી પીવાથી અથવા અસાળીઓ ટાંક ૧૦ લઇ આઠગણા પાણીમાં નાખી ખૂબ નરમ થાય ત્યારે [illegible] વસ્ત્રથી પાણી ગાળી વારંવાર ચાર તોલા ભાર પીએ કિંવા તેનો ક્વાથ કરી પીએ તો અતિ વેગથી પીડા કરતી હેડકીને અવશ્ય તુરત નાશ કરે છે. આ ચંદ્રશુરરસ કહેવાય છે. વૈદ્યરહસ્ય. અથવા જેઠીમધ ટાંક ૧ મધ સાથે ચાટે તો હેડકી જાય છે, અથવા પીપર ટાંક ૧ સાકર સાથે ફાકવી. અથવા દુધમાં ઘી નાખી ઉનું ઉનું પીએ તો હેડકી મટે છે. એમ સુશ્રુતનું કહેવું છે. અથવા બીજોરાનો રસ, મધ, સંચળ મેળવી પીવાથી નિશ્ચે હેડકી જાય છે, વૈદ્યરત્ન. અથવા કોઠાનો રસ કે આમળાંનો રસ સંગાથે પીવાથી હેડકી તથા શ્વાસ મટે છે. એમ કાશિનાથ પદ્ધતિ. અથવા એલચી ૧ ભાગ, તજ ૨ ભાગ, નાગકેસર ૩ ભાગ, મરી ૪ ભાગ, પીપર ૫ ભાગ, અને સુંઠ ૬ ભાગ લઇ સૂક્ષ્મ ચાટી ચીમાં કરમોની એ સર્વના બરાબર સાકર મેળવી ટાંક ૨ ભાર પાણી સંગાથે ફાકે તો હેડકી, અજીર્ણ, ઉદરવ્યાધી, અરશ, શ્વાસ અને ઉધરસ એટલા રોગો નાશ થાય છે. આ એલાદી ચૂર્ણ કહેવાય છે. વૃંદ.

ઇતિ હેડકીનો અધિકાર સંપૂર્ણ.

# શ્વાસનો અધિકાર.

———(*)———

## શ્વાસનું નિદાન તથા સંખ્યા.

જે વસ્તુઓ ખાવાથી કે જે કારણથી હેડકી થાય છે તેજ કારણોથી શ્વાસ પણ ઉત્પન્ન થાય છે. એ ભયંકર વ્યાધીના ૫ પ્રકાર છે. મહાશ્વાસ ૧ ઉર્દ્ધશ્વાસ ૨, છિન્નશ્વાસ ૩, તમકશ્વાસ ૪, અને ક્ષુદ્રશ્વાસ ૫, એ પાંચ ભેદ છે.

## શ્વાસનું પુર્વરૂપ.

છાતીમાં પીડા, શૂળ, આફરો, પેટનું સજડ થવું, મળ-મૂત્રનું અટકવું, મુખમાં વિરસપણું અને લમણામાં દુખાવો થાય ત્યારે શ્વાસ રોગ થશે એમ સમજવું.

## શ્વાસ રોગનું સ્વરૂપ.

સર્વ શરીરમાં ફરતો જે વાયુ તે કફથી મળી જઇ સર્વ નસોને રોકે છે તેથી તે વાયુ ફરી શકતો નથી તેથી શ્વાસ રોગ ઉત્પન્ન થાય છે.

## પાંચે શ્વાસનાં પૃથક્ પૃથક્ લક્ષણ.

જે માણસ દુઃખવડે ઉંચે ચાલતા મોટા શબ્દવાળા શ્વાસ લીધા કરે, આફરેલા મસ્ત બળદની પેઠે ઉંચા અવાજથી નિરંતર હાંફ્યા કરે, સંજ્ઞા તથા જ્ઞાન નષ્ટ થઇ જાય અને આંખો ભ્રમણ કર્યા કરે, શ્વાસ લેતાં મ્હોં ફાટેલું રહે, મળમૂત્ર–રોકાઇ જાય. બોલ્યું જવાય નહી, દીન થઇ જાય તથા શ્વાસનો ધ્વની વેગળેથી સંભળાય ત્યારે સમજવું કે મહાશ્વાસ નામનો શ્વાસ થએલ છે.

જે મનુષ્ય બહુ ઉંચો શ્વાસ લીધા કરે છે, પણ નીચો શ્વાસ મુકી શકતો નથી. મુખ અને શિરાઓ કફથી ઘેરાઇ જવાને લીધે કુપિત થયેલા વાયુથી ભારે પીડા થાય; દ્રષ્ટિ ઉંચી રહે, તથા ભમ્યા કરે, મૂર્ચ્છા થઇ આવે અને ગ્લાની પામતાં રોગીના જીવિતનો સંશય રહે તેને ઉર્દ્ધશ્વાસ જાણવો.

શરીરના પાંચે પવનથી પીડાતો શ્વાસ ટુટતો લે, અથવા શ્વાસ ન પણ લઇ શકે તથા શરીરનાં મર્મસ્થાનોનું છેદન થવા જેવી અસહ્ય પીડા થાય. આફરો, પ્રસ્વેદ, મૂર્ચ્છા, મૂત્રાશયની બળતરા, તથા નેત્ર ખુલાં, શ્વાસ લેતાં નેત્ર લાલ અને આંસુ સહિત હોય, શક્તિ રહિત, ચિત્તમાં ઉદ્વેગ, બકવા અને મોહોડું સુકાઇ જાય તથા શરીરનો વર્ણ વિપરીત થઇ જાય તો તે છિન્નશ્વાસ જાણવો. ( અસાધ્ય છે. )

શરીરનો પવન ઉલટો ફરી નસોને રોકી દે છે, ત્યારે ગરદન અને માથાને પકડી કફને પ્રકટ કરે છે, તેથી તે કફ કંઠમાં આવી ઘર ઘર શબ્દ બોલ્યા કરે છે, શ્વાસના વેગથી ગ્લાનિ પ્રાપ્ત થાય છે, તે કારણથી અગ્નિ રોકાઇ મોહને પ્રાપ્ત કરે છે, બડખો પડતી વખતે દુઃખ પામે છે. કફ પડયા પછી થોડીવાર સુખ થાય છે અને ઠીક રીતે બોલાય છે, કંઠમાં વ્યથા થાય છે, સુવે છે તો શ્વાસની પીડાથી નિદ્રા આવવા પામતી નથી. બેસી રહે તો ચેન પડે છે, ગરમ વસ્તુ–ગરમ હવા સારી લાગે છે. આંખો ઉપર સોજો, કપાળ-

ર્યાં પરસેવાના મોતિયા, હોઠ સુકાય, ધમણની પેઠે શ્વાસ લે છે, વર્ષાથી, ઠંડી હવાથી તથા ઠંડી વસ્તુથી વ્યાધિ વધે છે, અને શરીર શ્વાસ લેતી વખત ડોલાવ્યા કરે તો જાણવું કે તમકશ્વાસ[1] છે. એજ શ્વાસ તાવ મૂર્ચ્છાએ કરી સહિત હોય તો તેને પ્રતમક શ્વાસ કહે છે. અને લુખી વસ્તુના ખાવાથી, ખેદ કરવાથી, કોઠામાંનો પવન ઉંચે ગતિ કરતો ક્ષુદ્ર શ્વાસને પ્રકટ કરે છે, પણ તે પ્રથમના ચાર શ્વાસની પેઠે અત્યંત દુઃખ, અંગમાં વ્યથા, ખાન પાનની રોકાણ, ઇંદ્રિયો કે માત્રોને દુઃખ દેતો નથી તેથી તે ક્ષુદ્રશ્વાસ જાણવો.

## શ્વાસોનું સાધ્યાસાધ્યપણું.

પાંચ શ્વાસો પૈકી ક્ષુદ્રશ્વાસ સુખસાધ્ય છે, તમક કષ્ટસાધ્ય છે, પણ દુર્બળ માણસને થયો હોય તો અસાધ્ય છે. મહાશ્વાસ, ઉર્દ્ધશ્વાસ અને છિન્નશ્વાસ એ અસાધ્ય છે; માટે તેઓના ઉપચાર ન કરવા અને કરવા તો યશની ઇચ્છા છોડી દેવી; કેમકે શ્વાસ અને હેડકી તુરત પ્રાણને લેનારાં છે.

## શ્વાસરોગના ઉપાય.

શ્વાસથી કે હેડકીથી પીડાતા મનુષ્યને ઘણુંકરીને મીઠામાં તેલ મેળવી તેનો સેહેવાતો સેહેવાતો શેક કરવો જેથી કફ છુટે છે અને શ્વાસ હેઠો બેસે છે, તથા પવન શાંત થાય છે. જ્યારે શેકથી પરસેવો થાય ત્યારે આદાનો રસ અને મધ પાવું જેથી ઉધરસ, શ્વાસ, સળેખમ તથા કફનો નાશ થાય છે. અથવા આદાનો રસ શેર ૦II, સુંઠ નવટાંક, બેહેડાંની છાલ નવટાંક, બકરીનું મૂત્ર શેર ૨ એ સર્વને ઉનાં કરી ઘટ થયે નીચે ઉતારી પછી મધ શેર ૦II મેળવવું. તેમાંથી ટાંક ૧ ભાર સેવન કરે તો ઉધરસ તથા શ્વાસ મટે છે. અથવા દશમૂળ, કચૂરો, રાસ્ના, પીપર, અતિવિષ, એરંડાનાં મૂળ, કાકડાશીંગી, ભોંઆમળી, ભારંગી, ગળો, સુંઠ અને ચિત્રો એઓથી વિધિ પ્રમાણે તૈયાર કરેલી યવાગૂ અથવા ક્વાથ પીવામાં આવે તો શ્વાસ, છાતીનો દુખાવો, પડખાનું શૂળ, હેડકી અને ઉધરસ એટલા રોગો નાશ થાય છે. અથવા ભૂરા કોળાનું મૂળ લઇ તેનું ચૂર્ણ કરી ટાંક ૧ ઉના પાણી સંગાથે ખાય તો શ્વાસ તથા ઉધરસ નિશ્ચે મટે છે. અથવા હળદર, મરી, દ્રાક્ષ, પીપર, રાસ્ના, કચૂરો એઓને સમાન લઇ ચૂર્ણ કરી ટાંક ૧ ગોળ અને સરસીઆમાં મેળવી ચાટે તો શ્વાસનો રોગ નિશ્ચે મટે છે. અથવા ભારંગી ૧૦૦ ભાગ, દશમૂળ ૧૦૦ ભાગ, અને ૧૦૦ હરડે લઇ એઓને ચારગણા પાણીમાં નાખી ઉકાળવાં, જ્યારે ચોથા ભાગનું પાણી રહે ત્યારે તેને વસ્ત્રગાળ કરી લઇ હરડેને કાહાડી લઇ તેમાં ૪૦૦ તોલા ગોળ અને પલાળેલી હરડેઓ નાખી ફરી અગ્નિ ઉપર ચઢાવી મંદાગ્નિવડે પકાવવો, જ્યારે શીરા જેવો ઘટ થાય ત્યારે નીચે ઉતારી ઠંડો કરી ૨૪ તોલા મધ નાખી પછી સુંઠ, મરી, પીપર, તજ, તમાલપત્ર, અને એલચી એ સઘળાં ૪-૪ તોલા અને જવખાર ૨ તોલા લઇ એ સર્વનું સૂક્ષ્મ ચૂર્ણ કરી આમાંજ઼ીમાં મેળવી એકજીવ કરી સુંદર પાત્રમાં ભરી રાખવો. પછી તેમાંથી ૧ હરડે અને તોલા ૨ ભાર આ અવલેહ સેવન કરે તો મહાદારુણશ્વાસ, પાંચે પ્રકારની ઉધરસ, અ-

---

૧ ચરક કહે છે કે શ્વાસના વેગને લીધે તમકશ્વાસરોગી મોહ વગરનો થઇ જાય છે, [illegible] છે કે માણસને [illegible] થાય છે.

[2] તમક શ્વાસવાળાને [illegible] વસ્તુની ઇચ્છા થાય છે તેથી સિદ્ધ થાય છે કે તમક શ્વાસ વાયુથી તથા કફથી ઉત્પન્ન થાય છે.

રશ, અરૂચિ, ગોળો, અતિસાર, તથા ક્ષયનો નાશ કરે છે. સ્વર વર્ણને સુશોભિત કરે છે અને જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે. આ ભાર્ગીગુડ કહેવાય છે. **ભાવપ્રકાશ.** અથવા શુદ્ધપારો, ગંધક, વછનાગ ટંકણ તથા મણશીલ એ પ્રત્યેક એકએક ટાંક લેવાં. મરી આઠ ટાંક લઇ ઉપરના પદાર્થોને ખરલમાં યથાવિધીએ ખરલ કરતાં એકેક મરી નાખતા જવું અને ખરલ કરતા જવું. પછી ત્રિકટુ ૬ ટાંક ભાર તેમાં નાખી સર્વને એકત્ર સારી પેઠે ઘુંટી શીશીમાં ભરી લેવો. આ રસ ૧ રતી ભાર નાગરવેલના પાનમાં સેવન કરે તો સન્નિપાત, મૂર્ચ્છા, સર્વ પ્રકારના શ્વાસ અને વાતનો નાશ કરેછે તથા સન્નિપાતમાં જે બેભાન હોય તેને આ રસનો નાસ દેવો. આ શ્વાસકુઠાર રસ કહેવાય છે. **વૈદ્યરહસ્ય.** અથવા શુદ્ધ પારો ૧ ભાગ, અને ૦॥ ભાગ શુદ્ધગંધક લઇ કુંવારપાઠાના રસ સંગાથે ૧ પોહોર ઘુંટી પારાગંધકથી બમણાં શુદ્ધ તાંબાનાં કંટકવેધ પતરાં લઇ ઘુંટેલી માત્રા તેના ઉપર ચોપડીને ત્રાંબાની દાબડીમાં ઘાલી વાલુકા[1] યંત્રમાં ૧ દિવસ લગી પકાવી સિદ્ધ કરી પછી તેમાંથી રતી ૨ ભાર, ગંધક, મરી અને ઘી સંગાથે સૂર્યોદય વેળાએ સેવન કરે તો શ્વાસ મટે છે. આ સૂર્યાવર્ત રસ કહેવાય છે. **વૈદ્યરહસ્ય.** અથવા કાકડાશીંગી, સુંઠ, મરી, પીપર, ત્રિફળાં, પાંચલૂણ, પુષ્કરમૂળ, કાળાંમરી, ભોંરીંગણી, ભારંગી અને જટામાંસી એઓને સમાન તોલથી લઇ ચૂર્ણ કરી ટાંક ૨ ભાર, ઉના પાણી સાથે ખાય તો શ્વાસ રોગ મટે છે. **ચક્રદત્ત.** અથવા "પીપર, પુષ્કરમૂળ, હરડેની છાલ, સુંઠ, કચૂરો અને કમળકાકડીનો મગજ એઓને સમાન લઇ ચૂર્ણ કરી ચૂર્ણ બરોબર ગોળ મેળવી ચણા પ્રમાણ ગોળીઓ બાંધી ગોળી ૧–૨ અથવા ૩ નિરંતર ખાય તો શ્વાસ મટે છે." અથવા શુદ્ધપારો, શુદ્ધગંધક, શુદ્ધગજવેલ ભસ્મ, સુંઠ, મરી, પીપર, તમાલપત્ર, નાગકેસર, મોથ, વાવડીંગ, નગોડ, કંપિલો અને પીપરીમૂળ એ સર્વ સમાન લઇ સઘળાનું વિધિસહ ચૂર્ણ કરી જળપીપળીના રસના ૩ પુટ દઇ સારી પેઠે ઘુંટી તેની ચણા જેવડી ગોળીઓ વાળી નિત્ય ગોળી ૧-ખાય તો શ્વાસ, અરશ, ભગંદર, છાતીમાંનું શૂળ, પડખાનું શૂળ, સંગ્રહણી, પેટના રોગ, અને પ્રમેહ એટલા રોગોનો નાશ કરે છે. આ મહોદધિરસ કહેવાય છે. **સર્વસંગ્રહ.** અથવા શુદ્ધપારો, શુદ્ધગંધક, શુદ્ધલોહભસ્મ, ફુલાવેલો ટંકણ, રાસ્ના, વાવડીંગ, ત્રિફળાં, દેવદાર, ત્રિકટુ[2] ગળો, કમળકાકડીના ગોળા અને શુદ્ધ વછનાગ, એ સર્વ બરાબર ભાગે લઇ પારા ગંધકની કાજળ અને બીજાં ઓષધોનું ચૂર્ણ કરી એકઠાં ઘુંટી મધ સાથે રતી ૩ ભારની ગોળીઓ વાળી ૧ યોગ્ય અનુપાન સાથે સેવન કરે તો શ્વાસ અને ખાંસી જાય છે. આ અમૃતાર્ણવ રસ કહેવાય છે. **વૈદ્યરહસ્ય.** અથવા શુદ્ધપારો તથા શુદ્ધ ગંધક એ બે બરાબર લઇ તેઓની કાજળ[3] કરી તાંદળજાના રસમાં ૫ દિવસ સુધી ઘુંટી વજ્ર મુસમાં મૂકી વાલુકાયંત્ર દ્વારા ૧ દિવસ લગી પકાવી પછી બે પોહોર દશમૂળના કાઢામાં ઘુંટી તેમાંથી રતી ૨ નાગરવેલના પાન સંગાથે ખાય તો શ્વાસ તથા હેડકી નાશ પામે છે, આ મેઘાડંબર રસ કહેવાય છે. **રૂદ્રદત્ત.**

---

૧ સુંદર કાળી માટીની પખતી હાંડિના મધ્ય ભાગમાં જે આષધ ભરેલું પાત્ર હોય તે રાખી હાંડિના ગળા સુધી ચોખ્ખી રેત ભરી પ્રયોગમાં લખ્યા પ્રમાણે અગ્નિ આપવો તેને વાલુકયંત્ર કહે છે.

૨ સુંઠ, કાળાંમરી અને લીંડીપીપર એ વસ્તુઓ ત્રિકટુ, ત્ર્યૂષણ, ત્રિગડુ અને વ્યોષાદિ સંજ્ઞાથી ઓળખાય છે.

૩ પારો અને ગંધક બન્ને ભેળાં ૨ પોહોર સુધી ખરલમાં અખંડપણે ઘુંટે તેને પારા ગંધકની કાજળ કહે છે. કેટલાક ગ્રન્થકારો પારો ૧ ભાગ અને ગંધક બે ભાગ લેવાનું કહેછે તથા કેટલાક સમાન ભાગ લખે છે; પરંતુ સદ્ વૈદ્યોને જેમ યોગ્ય લાગે તેમ કરવું. ભા. કે.

## શ્વાસ રોગીને સેવ્યાસેવ્ય.

રેચ, ઉલટી, દિવસે સુવું, ચોખા, કળથ, બકરીનું ઘી, દારૂ, તુરીયું, કાચું વૃંતાક, લસણ, ગાયનું મૂત્ર, તાંદળજો, ઉનું પાણી, શેક અને ધૂમ્રપાન એટલાં પથ્ય છે. તથા ખપે તેને સસલાનું, તેતરનું અને લવાનું માંસ હિતકારી છે.

પૂર્વ દિશાનો પવન, બકરીનુ દુધ, દુષ્ટ પાણી, રાઇ અને કંદમૂળ વિગેરે કુપથ્ય છે.

ઇતિ શ્વાસનો અધિકાર સંપૂર્ણ.

ઇતિ શ્રી મન્મહારાજાધિરાજ રાજરાજેંદ્ર શ્રી સવાઇ પ્રતાપસિંહજી વિરચિત અમૃતસાગર નામા ગ્રન્થવિષે રક્તપિત્ત, ક્ષય, હેડકી અને શ્વાસ, રોગોની ઉત્પત્તિ, લક્ષણ તથા યત્ન નિરૂપણ નામા પાંચમો તરંગ સંપૂર્ણ.

# તરંગ છઠ્ઠો.

સ્વરભેદ અરોચક છર્દિવળી, મૂર્ચ્છા ભ્રમ ઉંઘજ ઘેન મળી;
અધિકારજ સાત કહું વિગતે, રસમા સુતરંગ વિષે સુરિતે.

## સ્વરભંગ—સાદ ફેરફાર થવાનો અધિકાર.

### સ્વરભેદનાં નિદાન તથા સંખ્યા.

વિશેષ તાણીને બોલવાથી, ઉંચે સ્વરે ગાવાથી કે રાડ પાડીને લડવાથી કિંવા ઉંચે સાદે વેદ—આદિનો પાઠ કરવાથી, ગળા ઉપર કોઇપણ પ્રકારનો પ્રહાર—માર મારવાથી અને વિષ—ઝેરી પદાર્થોના ખાવાથી તથા દોષો કુપિત થવાથી સ્વરને ચલાવનારી નસોમાં દોષો સ્થિતિ પામી સ્વરને ખરાબ કરી નાખે છે. એને સ્વરભંગ રોગ કહે છે. તેના ૭ પ્રકાર છે એટલે વાયુનો, પિત્તનો, કફનો, ત્રિદોષનો, શરીરના સ્થૂળપણાનો અને ક્ષયરોગના લીધે થયેલો એમ ૭ ભેદ છે.

### સ્વરભેદનાં લક્ષણો.

જો નેત્ર, મુખ, મળ, અને મૂત્ર કાળાં જણાય તથા ફુટેલો સાદ નીકળે અર્થાત્ ગધેડા જેવા સાદથી બોલે તો જાણવું કે વાયુથી સ્વરભંગ થયો છે.

જો નેત્ર, મુખ, મળ અને મુત્ર પીળાં જણાય અને બોલવાના વખતે ગળામાં બળતરા થાય તો જાણવું કે પિત્તનો સ્વરભંગ છે.

જો નિરંતર કફથી ગળું રોકાયલું રહે, ધીમે ધીમે પરાણે બોલાય અને રાત્રિના કરતાં દિવસે ઠીક બોલાય તો જાણવું કે કફનો સ્વરભંગ છે.

જો ઉપર કહેલા ત્રણે દોષોના દોષો મિશ્ર થયા જણાય તો જાણવું કે ત્રિદોષ—સન્નિપાતનો સ્વરભંગ છે.

જો બોલતી વખતે મોહોડામાંથી ધુમાડો નીકળે તો જાણવું કે ક્ષયનો સ્વરભંગ છે.

જો ગળામાંનું ગળામાંજ બોલાય-અન્યજનના સાંભળવામાં તેનો શબ્દ સમજાય નહીં, રહી રહીને બોલે, ગળામાં અવાજ થાય, તૃષા ઘણી લાગે અને કફ કે મેદથી ગળું ખરડાયલું રહે તો જાણવું કે શરીરમાં મેદ વધી જવાથી સ્વર ભંગ થયો છે.

## સ્વરભેદનું અસાધ્યપણું.

જન્મથી પ્રાપ્ત થયેલો, ક્ષયરોગીને થયેલો, વૃદ્ધનો, નિર્બળ-દુર્બળનો, અને લાંબા વખતથી થયેલો તથા મેદ-શરીર ફૂલી જવાથી કે ત્રિદોષથી થએલો સ્વરભંગ મટતોજ નથી.

## ઉપાય.

વાયુ વગેરેથી થએલ શ્વાસ અને ઉરસ્તને મટાડવાના જે જે પાછળ ઉપાયો કહેલા છે તે તે ઉપાય દોષોની પદ્ધતિને અનુસરી સ્વરભંગના પણ ઉપાય કરવા. અથવા વાયુથી સાદ બગડેલો હોય તો મીઠું અને તેલથી મિશ્ર કરેલા પદાર્થો ખાવા. પિત્તથી સાદ બગડેલો હોય તો ઘી અને મધ વિષમ પ્રમાણમાં ખાવાં અથવા ગળાનું, તાળવાનું અને અવાળાનું લોહી કઢાવવાથી આરામ થાય છે. અથવા ઉના પાણીના પીવાથી વાયુનો સ્વરભંગ મટે છે. અથવા ઘી તથા ગોળ મેળવીને ખાવાથી વાયુનો સ્વરભેદ મટે છે. અથવા ઉનું દુધ પીવાથી પિત્તનો સ્વરભંગ મટે છે. અથવા પીપર, પીપરામૂળ અને મરીનું ચૂર્ણ ગોમુત્ર સંગાથે પીએ તો કફનો સ્વરભંગ મટે છે. અથવા ભોંરીંગણી તોલા ૪૦૦, પીપરીમૂળ તોલા ૨૦૦, ચિત્રક તોલા ૧૦૦ અને દશમુળ તોલા ૧૦૦, એટલા પદાર્થોને ૨૦૪૮ તોલા પાણીમાં નાખી ઉકાળવાં, ઉકળતાં ઉકળતાં જ્યારે આઠમા ભાગનું પાણી બાકી રહે ત્યારે નીચે ઉતારી કપડાથી ગાળી કાહાડવું. તે પાણીના અરધા ભાગે જૂનો-ત્રણ વર્ષનો ગોળ નાખી ફરી અગ્નિ ઉપર ચઢાવી માવા જેવો થાય ત્યારે નીચે ઉતારી તેમાં બત્રીસ તોલા ત્રિજાત,[1] ૪ તોલા મરી, એઓનું ચૂર્ણ અને મધ તોલા ૧૬ નાખી હલાવી એકજીવ કરી અવલેહ તૈયાર કરવો. તેમાંથી દેશ, કાળ, વય, અગ્નિ અને રોગીના રોગનું બળ નિહાળી યોગ્ય માત્રાએ આપે તો ઉરસ્ત, શ્વાસ, મંદાગ્નિ, સોજો, પ્રમેહ, ગળાના રોગ, ઝાડાના વેગને અટકાવવાથી પેટમાં થયેલો આફરો, મૂત્રકૃચ્છ્ર, ગાંઠીના રોગ, અને રસોળી વગેરેનો નાશ કરે છે. આ નિદિગ્ધિકાવલેહ કહેવાય છે. એમ ભાવમિશ્રનું કહેવું છે. અથવા બોડીઅજમો, હળદર, ચિત્રકમૂળ, જવખાર અને આમળાં એટલાં ઔષધો બરાબર લઈને લઈ વસ્ત્રગાળ ચૂર્ણ કરી ટાંક ૨ ભાર ઘી મધના સંયોગે ચાટે તો ભયંકર સ્વરભંગ પણ નાશ પામે છે. અથવા હરડેની છાલ, સુંઠ અને પીપર એઓનું ચૂર્ણ કરી ઉના પાણી સંગાથે સેવન કરે તો ક્ષયનો સ્વરભંગ મટે છે. વૈદ્યવિનોદ. અથવા "બેહેડાંની છાલ, પીપર, સિંધાલુણ અને આમળાં એઓનું ચૂર્ણ ગાયની સુંદર છાશ સંગાથે કે સ્વચ્છ ગૌમૂત્ર સંગાથે પીએ તો સ્વરભેદ મટે છે. વૃંદ. અથવા જાયફળ, પીપર, નીલ અને બીજોરા પુષ્પના કેસરા એઓને સૂક્ષ્મ વાટી મધમાં ચાટે તો સ્વરભંગ મટે છે. અને સ્વર ઘણોજ સુંદર થાય છે. આ જાયફળ અવલેહ કહેવાય છે. સર્વસંગ્રહ. અથવા પાનની જડ (કુલંજન) મોહોડામાં રાખે તો સ્વરભંગ મટે છે. અથવા ચવક, અમલવેદ, સુંઠ, મરી, પીપર, કોકમ (તિંતડીક), તાલીસપત્ર, જીરૂં, વંશલોચન, તમાલપત્ર, અને ચિત્રામૂળ એઓનું ત્રિગુણિત ચૂર્ણ કરી તેનાથી

1-તજ, તમાલપત્ર, અને એલચી એ ત્રણ વસ્તુઓ ત્રિજાત સંજ્ઞાથી ઓળખાય છે.

આ અરૂચિના અંતર્ભૂત ભક્તદ્વેષ અને ભક્તાચ્છંદ એ બે ભેદ રહેલા છે તેને ચરક તથા સુશ્રુતે તો અરોચક રોગનાજ પેટામાં ગણેલ છે પણ વૃદ્ધભોજનો મત તો એ બેથી જૂદોજ છે. કહે છે કે–"મોહોડામાં નાખેલા ભોજન પદાર્થો મીઠા ન લાગે તેનેજ અરૂચિ જાણવી, પણ મનથી ભોજનનું ચિંતવન કરી, ભોજનને નિહાળી કિંવા તેનો સ્પર્શ કરી ભોજન પ્રત્યે દ્વેષ ઉપજે છે તે ભક્તદ્વેષ કહેવાય અને ક્રોધથી, બ્હીકથી, પ્રેમના રોધથી, ભક્તિના રોકાણથી જે અન્ન ઉપર અશ્રદ્ધા ઉપજે છે તે ભક્તાચ્છંદ કહેવાય છે."

## ઉપાય.

ભોજન કરતાં પેહેલા નિરંતર આદાને સિંધાલૂણ લગાડી તેનું સેવન કરવું તો તે અરૂચિ, મંદાગ્નિ તથા જીભના વિરસપણાનો નાશ કરે છે અને જીભને તથા કંઠને સાફ રાખે છે. અથવા મધની સંગાથે આદાનો રસ પીવો જેથી અરૂચિ, ઉધરસ અને શ્વાસ નાશ થાય છે. તથા સળેખમ–કફ મટે છે. અથવા પાકેલી મીઠી આંબલીનું સાકર સહિત સરબત બરફ કે ઠંડા પાણી સાથે બનાવી કપડાથી ગાળી તેમાં એલચી, લવીંગ, મરી અને બરાસનો પ્રતિવાસ દઇ તે સરબત પીએ તો કિંવા તે સરબતના કોગળા જો વારંવાર મોહોડામાં રાખે તો અરૂચિનો નાશ કરે છે અને પિત્તનું શમન કરે છે. આ અમ્લીકાપાનક કહેવાય છે, અથવા શેકેલી રાઇ, શેકેલું જીરૂં, શેકેલી હિંગ, શેકેલી સુંઠ, સિંધાલૂણ, અને ગાયનું દહિં એ સર્વને મિશ્રિત કરી એટલે દહિં વિના બીજી ઔષધીઓનું ઝીણું ચૂર્ણ કરી દહીમાં નાખી વસ્ત્રથી ગાળી લઇ તેમાં ગાયની જાડી સુંદર છાશ જોઇએ તેટલી નાખી પીએ તો અરૂચિ મટે છે અને જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે. અથવા સારી પેઠે કઢેલું દુધ અને લુગડામાં બાંધીને પાણી વગરનું કરેલું ભેંશનું દહિં એ બન્નેને એકઠાં કરી તેમાં જોઇએ તેટલી સાકર નાખી છણી કાહાડી, એલચી, લવીંગ, બરાસ અને મરી એઓનુ ઝીણું ચૂર્ણ કરી તેમાં નાખી પીએ તો તાત્કાળ રૂચિ થાય છે. આ ઉત્તમ **શીખરણી–શીખંડ** કહેવાય છે, અથવા દાડિમના દાણા તોલા ૮, સાકર તોલા ૧૨. અને ત્રિસુંગધી (તજ, તમાલ, અને એલચી) એક તોલો લઇ ઝીણું ચૂર્ણ કરી યોગ્ય માત્રાથી સેવન કરે તો અરૂચિ મટે છે, અગ્નિને પ્રદિપ્ત કરે છે, જ્વર સળેખમ તથા ઉધરસને મટાડે છે અને પાચન ગુણવાળું છે, આ દાડિમાદિ ચુર્ણ કહેવાય છે. અથવા લવીંગ, મરીચકંકોળ, વાળો, ચંદન, તગર, કમળકાકડીના ગોળા, કાળીજીરી, વીરણવાળો, અગર, નાગકેસર, પીપર, સુંઠ, એલચી, તજ, ચિત્રો, બરાસ, જાયફળ અને વંશલોચન એ સમાન ભાગે તથા તેઓનાથી અરધ ભાગે સાકર એ સર્વનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ટંક ૧ પાણી સાથે સેવન કરે તો અરૂચિ, મંદાગ્નિ ક્ષીણતા, બંધકોષ, ઉધરસ, હેડકી, ક્ષય–શોષ, સંગ્રહણી, અતિસાર, પ્રમેહ, તમક નામનો શ્વાસ, તથા ગળગ્રહ સળેખમ અને ઉરઃક્ષત–છાતીમાંની ચાંદી એટલા રોગોનો નાશ કરે છે તથા રૂચિ કરનાર, તૃપ્તિ કરનાર અગ્નિને દિપાવનાર, બળ આપનાર, મૈથુન શક્તિને વધારનાર અને ત્રિદોષને જીતનાર છે. આ લવંગાદિ ચુર્ણ કહેવાય છે. ભાવપ્રકાશ. "અથવા વરીઆળી, જીરૂં, મરી, કોકમ, અમલવેદ, સંચળ, ગોળ, મધ, બીજોરાના કેસરા, તજ, તમાલપત્ર, વંશલોચન, એલચી, દાડિમના દાણા અને જીરૂ એટલાં ઔષધો અધેલા અધેલા ભાર લઇ અથવા પંચકોલ, મરી, અજમોદ, કોકમ, અમ્લવેતસ, આસગંધ, અજમો અને કોઠવડી એ સઘળાં અધેલા અધેલા ભાર અને સાકર ટાંક ૪ લઇ

જીર્ણાં વાટી ટાંક ૨ ભાર પાણી સાથે નિત્ય સેવન કરે તો અરૂચિ, શ્વાસ, ઉધરસ, શૂળ, ઉલટી અને રક્તપિત્ત એટલા રોગોનો નાશ કરે છે. આ વૃહદેલાદિ ચૂર્ણ કહેવાય છે. સારસંગ્રહ. અથવા જવખાર, સાજીખાર, ફુલાવેલો ટંકણ, પાંચ જાતનાં લૂણ, ત્રિકટુ, ત્રિફળા, લોહભસ્મ, બરાસ, ચવક, ચિત્રો, દાડિમના દાણા, કોકમ અને આદુ એ સર્વ બરોબર લઇ ચૂર્ણ કરી અજમાના અર્કની ૩ ભાવના દઇ પછી લીંબુની રસની ૫ અને અમ્લવેતસના રસની ૩ ભાવના દઇ સારી પેઠે ઘુંટી ચણા જેવડી ગોળીઓ વાળી તે પૈકી ૧ ગોળી નિરંતર સેવન કરે તો અરૂચિ, મંદાગ્નિ, ગોળો, પ્રમેહ, શ્વાસ, ઉધરસ, કફ અને અજીર્ણ એટલા રોગોનો નાશ કરે છે. આ અગ્નિકુમાર રસ કહેવાય છે. સર્વસંગ્રહ. અથવા મનને જે પ્રિય વસ્તુ હોય તેનું સેવન કરવાથી પણ અરૂચિ મટે છે.

ઇતિ અરોચક અધિકાર સંપૂર્ણ.

# ઉલટીનો અધિકાર.

## ઉલટીનું નિદાન, સંપ્રાપ્તિ તથા સંખ્યા.

અત્યંત પાતળા પદાર્થોના ખાવાથી, અત્યંત ચીકણી વસ્તુના ખાવાથી, સુગ આવે તેવી અપ્રિય વસ્તુના સેવનથી, પેટમાં કૃમિઓના પડવાથી, ખારાં તથા સમય વિનાનાં ભોજનથી, દુર્ગંધના આવવાથી, અત્યંત ઉતાવળું ભોજન કરવાથી, અહિત ભોજનથી, ભયથી, ઉદ્વેગથી, અજીર્ણથી, આમથી, સુગામણા પદાર્થોના જોવાથી કે સ્પર્શ કરવાથી, વાત, પિત્ત અને કફના દુષ્ટપણાથી, અતિ ગ્લાનિ ઉપજાવનાર વાતોના સાંભળવાથી અને સ્ત્રીને ગર્ભ રહેવાથી જમેલું અન્ન બળાત્કારથી પાછું ઉછાળતાં ઉર્દ્ધગતિ કરી મુખદ્વારા બ્હાર નીકળે છે, તેને ઉલટી–છર્દિ–વાંતિ–ઓકારી–વૉમીટ–છાંટ–પાછુંવળ્યું વગેરે વગેરે નામો વાળો રોગ કહે છે. તેના પાંચ ભેદ છે—એટલે વાયુથી, પિત્તથી, કફથી, ત્રિદોષથી અને અહિત-અણગમો ઉપજાવનારા પદાર્થોના દર્શન, સ્પર્શ, સેવન અને શ્રવણથી ઉલટીનું બીજ રોપાય છે.

## ઉલટીનું પૂર્વરૂપ તથા સામાન્ય લક્ષણ.

જ્યારે ઉલટી થવાની હોય ત્યારે મોળ આવે છે, ઓડકાર રોકાઇ જાય છે, મોહોડામાં પાણી આવે છે, મોહોડું ખારૂં થઇ જાય છે, પેટમાં ગટોરા વળે છે અને અન્ન ઉપર બહુજ દ્વેષ ઉત્પન્ન થાય છે. તથા ઉલટી થાય છે ત્યારે વેગથી મોહોડાને પુરી દેતો, શરીરને મરડનો અને મુખમાંથી દોડી પહોંચનો જે દોષ તેને ઉલટી કહે છે.

વાયુના સંબંધથી ઉલટી થવા વાળાને છાતીમાં, પડખાઓમાં, માથામાં અને નાભિમાં વ્યથા–પીડા થાય છે, મુખ સુકાય છે, ઉધરસ આવે છે, સ્વરભંગ, આંખોમાં સોયો ઘોચાય તેવું લાગવું અને હેબકના શબ્દની પ્રબળતાવાળું, ફીણ સહિત, કાળું, પાતળું, તુટેલું, તરૂં તથા વેગવંત, પણ થોડું પાછું વમે છે તથા ઉલટી થતાં કષ્ટ વધારે પડે છે.

પિત્ત સંબંધી ઉલટીવાળાને મૂર્ચ્છાથી, તૃષાથી, મુખશોષથી, માથા, તાળવાના અને નેત્રના સંતાપપણાથી અંધારાં તથા ચક્કર–ફેર આવે છે અને ઉનું હરીતરંગનું, કડવું, ધૂમાડા સહે તથા દાહવાળું વમન થાય છે.

કફના સંબંધી ઊલટીવાળો તંદ્રા-ઘેનથી, મુખની મીઠાશથી, કફના ઝરવાથી, તૃપ્તિ રહેવાથી, નિદ્રાથી, અરૂચિથી, તથા ભારેપણાથી પીડાય છે તથા રૂંવાડાં ઉભાં થઇ આવે છે, મીઠું, જાડું, કફવાળું, સ્નિગ્ધ, ધોળું અને થોડી વેદનાવાળું વમન કરે છે.

ત્રિદોષના સંબંધી ઉલટીવાળાને શળ ચાલે છે, અન્નનો ખરાબ પાક થાય છે, અપચો થાય છે, અરૂચિ, દાહ, તૃષા, શોષ અને પ્રમેહ અત્યંત થાય છે અને ખારૂં, જાડું, નીલા રંગનું, જાડું, ઉનું તથા લોહીવાળું વમન થાય છે.

આગંતુક કારણોના સંબંધી અર્થાત્ અહિત પદાર્થોના સેવનથી, કૃમિના ઉપદ્રવથી, આમથી, અણગમો આપનાર-સુગામણા પદાર્થોના દર્શનાદિથી અને ગર્ભના રહેવાથી થયલી ઉલટી આગંતુક કહેવાય છે તેનાથી ઉત્કલેદ અને વમન થાય છે.

## ઉલટીના ઉપદ્રવો.

ઉલટીવાળા રોગીને ઉધરસ, હેડકી, શ્વાસ, જ્વર, તૃષા, ચિત્તનું વિકૃતપણું, છાતીમાં વ્યાધિ અને અંધારાં આવે એટલા ઉપદ્રવો થાય છે.

## ઉલટીનું સાધ્યાસાધ્યપણું.

ક્ષીણ થયેલા માણસને વિશેષ લાગુ પડેલી ઉપદ્રવોએ કરીને સહિત, લોહી તથા પરુ સંયુક્ત મોરપીંછના ચાંદલા જેવી કાંતિવાળી ઉલટી હોય તો તે પ્રાણઘાતક છે અને ઉપદ્રવો વગરની હોય તે સાધ્ય-મટે તેવી જાણવી.

## ઉપાય.

સઘળા પ્રકારની ઉલટીઓ આમાશયના ઉછાળાથી થાય છે માટે ઉલટીવાળા રોગીને લંઘન કરાવવું શ્રેષ્ઠ છે, લંઘન કરાવવું અને કફ પિત્તને હરનારૂં સંશોધન કરવું; પરંતુ વાયુના સંબંધવાળી ઉલટી માટે તેમ કરવા ગ્રન્થકારોએ ચોખ્ખી ના પાડી છે. તેથીજ તેની ચિકિત્સા કરવી નહીં; ધાણા, સુંઠ, તથા દશમૂળ, એઓના યૂષ કે રસથી વાયુની ઉલટી બંધ થાય છે. અથવા ઘીમાં સિંધાલુણ નાખી પીવાથી વાયુની ઉલટી બંધ પડે છે. અથવા મગ તથા આમળાના રસમાં થયનું ઘી અને સિંધાલુણ નાખી પીવાથી વાયુની ઉલટી બંધ પડે છે.

અથવા અડદ, મગ, મસુર, તથા જવનો લોટ લઇ તેની પાતળી ઘુઘી કરી ઠંડી થયે મધ નાખી પીવાથી પિત્તની ઉલટી બંધ પડે છે. અથવા આમળાના રસમાં ચંદનનું ચૂર્ણ અને મધ મેળવી પીવાથી પિત્તની ઉલટી બંધ પડેછે, અથવા પિત્તપાપડાનો ક્વાથ કરી મધ મેળવી પીવાથી પિત્તની ઉલટી બંધ પડે છે. અથવા લીંબડા ઉપરની ગળો, લીંબડાની અંતર છાલ, કડવાં પરવળ, ત્રિફલા એઓનો ક્વાથ કરી મધ નાખી પીએ તો પિત્તની ઉલટી મટે છે. અથવા માખીની હગાર, સાકર તથા ચંદન, મધ સંગાથે ચાટે તો પિત્તની ઉલટી મટે છે. અથવા મસુરનો સાથવો દાડિમના રસમાં મધ નાખી પીવાથી વાયુ પિત્ત અને કફની ઉલટી મટે છે. અથવા ગળો અને સુખડનો કાઢો ચોખાના ધોવણમાં મધ નાખી પીવાથી પિત્તની ઉલટી મટે છે. અથવા એલચી, મોથ, નાગકેસર, ચોખાની ધાણી, ઉપલસરી સુખડ, કમુરો, બોરની માંજ, લવીંગ અને પીપર એઓનું ચૂર્ણ કરી ટાંક ૧. તથા ૨ મધમાં કાલવી ચાટે તો ત્રણે દોષની ઉલટી મટે છે. અથવા પીપળાનાં છોડીઆં બાળી ...

ણીમાં ઠારી તે પાણી ગળીને પીવાથી ઉલટી મટે છે. અથવા આમળાંની મીજો, બોરની મીજો, પીપર અને માખીની હઘાર એઓનો ક્વાથ કરી મધ અને સાકર મેળવી પીવાથી ઉલટી મટે છે. વૈદ્યવિનોદ. અથવા જાંબુનાં અને આંબાનાં પાંદડાં લઇ એઓનો ક્વાથ કરી તેમાં ચોખાની ધાણીનું ચૂર્ણ તથા મધ નાખી પીવાથી ભયંકર ઉલટી, અતિસાર અને ઉગ્ર તૃષાને પણ શાંત કરે છે. અથવા પીપળાની કુંપળો અને બોલશરીનાં ફુલ એઓને સુકવી બાળી પાણીમાં નાખીને તે પાણી પીવાથી દુર્જય ઉલટી પણ તાત્કાળ જીતાય છે—મટે છે. અથવા બીલીની છાલ અથવા ગળોનો ક્વાથ કરી મધ નાખી પીએ તો ત્રણે દોષની ઉલટી મટે છે. અથવા સંચળ, જીરૂં, સાકર અને મરી એઓનું ચૂર્ણ કરી મધમાં કાલવી ચાટે તો તાત્કાળ ઉલટી બંધ પડે છે. બીભત્સ પદાર્થોનાં દર્શન—આદિથી થએલી ઉલટી અત્યંત વ્હાલા પદાર્થોના ઉપયોગથી. ગર્ભધાનના કારણથી થએલી ઉલટી વ્હાલાં ફળોના ઉપયોગથી, આમવાથી થએલી ઉલટી લંઘનથી અને અહિત પદાર્થોના સેવનથી થએલી ઉલટી હિતકારી પદાર્થોના સેવનથી બંધ પડે છે. ભાવપ્રકાશ. અથવા કેશર માસો ૧, એલચી માસા ૨ અને હિંગળોક રતી ૨, એઓને ઝીણાં લસોટી મધ સંગાથે ચાટે તો ઉલટી બંધ પડે છે. અથવા ભમરીના ઘરની માટી પાણીમાં છમકાવી પીવાથી અથવા મોર પીંછના ચાંદલાની રાખથી અથવા બહુ ઓડકારવાળી ઉલટી થતી હોય તો પીલુડી, ધાણા, મોથ, જેઠીમધ તથા રસવંતી એઓનું ચૂર્ણ મધમાં કાલવી ચાટવાથી ઉલટી બંધ પડે છે.

ઉલટીનો અધિકાર સંપૂર્ણ.

# તૃષાનો અધિકાર.

---

## તરશની નિદાન પૂર્વક સંપ્રાપ્તિ તથા સંખ્યા.

પ્રત્યેક મનુષ્યને પોતાના સ્થાનમાંજ સંચિત—એકઠું થયલું પિત્ત, પોતાને વધારનારા તીક્ષ્ણ, ખાટા અને ગરમ પદાર્થોથી કુપિત થઇ જાય છે. અને પોતાના સ્થાનમાંજ સંચિત થએલો વાયુ, ભયથી, થાકથી તથા બળનો ક્ષય કરનારા ઉપવાસ—આદિથી કુપિત થઇ અર્થાત્ વાયુ અને પિત્ત કોપ પામી ઉર્દ્ધગામી થઇ તાળવાને દૂષિત કરી તરશને પ્રકટ કરે છે. એકલું તાળવું દૂષિત થવાથીજ તૃષા ઉત્પન્ન થાય છે એમજ નથી, પણ જળને વહેનારી નસો પણ દોષોથી દૂષિત થવાથી પણ તૃષા પેદા થાય છે. તેના સાત પ્રકાર છે. એટલે વાયુથી, પિત્તથી, કફથી, શસ્ત્રઆદિના પ્રહારથી, બળક્ષીણ થવાથી, ભોજનના કરવાથી અને આમથી એમ સાત કારણોથી તરશ ઉત્પન્ન થાય છે.

## તરશનું સ્વરૂપ.

નિરંતર પાણી પીતો જાય છતાં તૃપ્તિ થાય નહીં અને પાણી પીવાનીજ ઇચ્છા રહ્યા કરે તે તરશ રોગ કહેવાય છે. તાળવું, હોઠ, કંઠ તથા મુખમાં શોષ, અને બળતરા, સંતોષ, મોહ, ભ્રમ, તથા બકવા થાય એ સઘળાં તરશનાં લક્ષણ છે. એટલે તરશ રોગની ઉત્પત્તિના વખતે આ લક્ષણો વિશેષે કરીને થાય છે.

## તરશનાં લક્ષણો.

જો વાયુના કારણથી તરશ થએલી હોય તો મોહોડું ઉતરી જાય છે. લમણા અને માથામાં પીડા થાય છે, તરશ તથા જળને વહેનારી મુખ્ય નસો રોકાઇ જાય છે. મુખમાંથી છએ રસનો સ્વાદ જતો રહે છે અને ઠંડું પાણી પીવાથી તરશ વૃદ્ધિ પામે છે તે વાતજા કહેવાય છે.

જો પિત્તના કારણથી તૃષા થએલી હોય તો મૂર્ચ્છા–ભાન રહિત, અન્ન ઉપર દ્વેષ, બકવા. બળતરા, નેત્ર રાતાં, મુખમાં શોષ, તથા મુખ કડવું થાય છે. ઠંડ સારી લાગે. શરીરમાં તાપ, મળ–મૂત્ર તથા આંખો પીળાં થાય છે. અને ગળામાથી ધુમાડા નીકળે છે તે પિત્તજા કહેવાય છે.

જો કફના કારણથી થએલી તૃષા હોય તો જઠરાગ્નિની ઉષ્ણતાને કફ રોકી લે છે તેથી અગ્નિની ઉષ્ણતાથી જળને વહેવા વાળી નસોનું શોષણ થવાને લીધે કફથી જે તૃષા ઉત્પન્ન થાય છે તેથી આતુર થએલો પ્રાણી અતિ દુબળ થઇ જાય છે. નિદ્રા વધે છે, શરીર ભારે રહે છે, અને મુખ મીઠું થઇ જાય છે, તથા દિન પ્રતિદિન સુકાતો જાય છે, તે કફજા કહેવાય છે.

જો શસ્ત્ર વગેરેના ઘા વાગવાથી શરીરમાંથી લોહી નીકળે છે તેથી પીડા થવાને લીધે તરશ લાગે છે તે તરશ ક્ષતજાની સંજ્ઞાથી ઓળખાય છે.

જો ક્ષયના કારણથી થએલી તરશ હોય તો છાતી દુખે, કંપ, શોષ, તથા જડતા ઉત્પન્ન થાય છે, અને પાણી પીધા કરે; તથાપ તૃષા શાંત થાય નહીં તે રસના ક્ષય થવાથી કિંવા સન્નિપાતથી થાય છે. તેથી ક્ષયજા કહેવાય છે.

જો આમ ઉપન્ન થએલી તરશ હોય તો તેમાં ત્રણ દોષોનાં ચિન્હ–લક્ષણ થાય છે, હૃદયમાં શૂળ, થુકવું અને ગ્લાનિ થાય છે, તે આમજા કહેવાય છે.

અને ખાધેલા અન્નથી જો તૃષા થઇ હોય તો–એટલે સ્નિગ્ધ, ખાટું, ખારૂં, તીખું તથા ભારે અન્ન ખાવામાં આવ્યું હોય તો વારંવાર તરશ લાગે છે તે ભુક્તોદ્ભવા કહેવાય છે.

## તૃષાના ઉપદ્રવો તથા અરિષ્ટ.

સાદ બેસી જાય, કંઠ–ગળું તાળવું સુકે, દીનતા થાય, તથા જ્વર, મોહ, શ્વાસ, ઉધરસ, પ્રમેહ, ક્ષય અને અતિસાર વાળાને, કિંવા દુર્બળ વા, રોગથી દુર્બળ થએલાને અને ઉલટી કરનારાઓને વિશેષ લાગુ પડેલી તથા મુખ શોષાદિ ભયંકર ઉપદ્રવોથી સંયુક્ત થએલી સર્વ પ્રકારની તરશ મનુષ્યના પ્રાણનો નાશ કરે છે.

## ઉપાય.

વાયુની તરશવાળાને ઉષ્ણ ભોજન અને ઉષ્ણ જળ સેવન કરવાથી આરામ થાય છે. અથવા દહિ ગોળ સેવન કરવાથી વાયુની તરશ મટે છે. અથવા વાયુને હરનારાં, કોમળ, હલકાં અને ઠંડાં અન્નપાનનો ઉપયોગ કરે તો વાયુની તૃષા મટે છે.

પિત્તની તૃષા વાળાને સોનું તથા રૂપું ઉનું કરી તેથી ઠમેલું પાણી પાવું. અથવા સાકરનું ઠંડું સરબત પીવાથી પિત્તની તરશ મટે છે. અથવા ધાણાને રાત્રે પલાળી–ભીંજવી

તેને પ્રભાતે કસોટી સાકર મેળવી પીએ તો પિત્તની તૃષા તથા દાહ મટે છે. અથવા દાડિમનું સુંદર સરબત સાકર મેળવી પીએ તો પિત્તની તૃષા મટે. અથવા ઠંડી જગ્યામાં રહેવાથી, જળક્રિડા કરવાથી, ઠંડા વસ્ત્રના પહેરવાથી પિત્તની તરશ તથા ઉગ્રદાહ મટે છે. અથવા કપૂર, ચંદન, તથા અગરનો લેપ કરવાથી પિત્તની તરશ મટે છે.

કફની તૃષાવાળાને તીખી, કડવી તથા કૃષ્ણ વસ્તુના સેવનથી કફની તરશ મટે છે. અથવા લવીંગના કવાથથી કફની તરશ મટે છે. અથવા જીરૂં, સુંઠ, સચળ, એઓનું ચૂર્ણ કરી પાણી સંગાથે ફાકે તો કફની તરશ મટે છે. અથવા સુંદર મદ્ય-દારૂના પીવાથી કફની તૃષા મટે છે. અથવા વડના અંકૂરા-વડવાઇના કૂણગા, જેઠીમધ, ચોખાની ધાણી અને કમળકાકડીના ગેળા એઓનું અત્યંત સૂક્ષ્મ ચૂર્ણ કરી કિંવા તેની ગોળી વાળી મુખમાં રાખે તો તરશ મટે છે. અથવા બીજોરાની જડ, કોઠનો ગર્ભ, દાડિમનું મૂળ, ચંદન, લોદર અને બોરડીનાં મૂળ એઓને પાણી સંગાથે ઝીણા લસોટી માથા ઉપર લેપ કરે તો તરશ દાહ અને શોષ મટે છે. અથવા જીભ, તાળવું, ગળું તથા તરશ લાગવાનું સ્થાન એઓ સુકાતાં હોય તો બીજોરાના કેસરા ઘીમાં કે સિંધવમાં વાટીને તેનો માથા ઉપર લેપ કરવો. અથવા આમળાં, કમળ, ઉપલેટ, ડાંગરની ધાણી, અને વડવાઇના કૂણુગા એઓનું ચૂર્ણ કરી મધ સંગાથે ગોળી કરી મોહોડામાં રાખે તો અતિ ઉગ્ર તરશ અને દારૂણ શોષ નાશ પામે છે. **શસ્ત્રના પ્રહાર-જખમ** થયાથી તૃષા લાગતી હોય તો બકરાનું લોહી પીવરાવવું અથવા બકરાના માંસનો રસ-સેરવો, મધ યુક્ત કરીને પાવો, અથવા ખીરમાં સાકર મેળવી ખાવી તો જખમની તૃષા મટે છે. **રસ ક્ષયથી** તૃષા થઇ હોય તો દુધ સહિત પાણી પાવું તથા માંસનું પાણી કે મધુર પાણી પાવું. **આમથી** તૃષા ઉત્પન્ન થઇ હોય તો બીલીનો ગર્ભ તથા વજ સહિત દીપન પદાર્થો પાવા. અથવા તે બન્નેનો કવાથ કરી પાવો. **ભારે પદાર્થોના** ખાવાથી તરશ લાગતી હોય તો તેને નાશ કરનારા પદાર્થોથી, ક્ષયથી થએલી તરશ વિના અન્ય સર્વ પ્રકારની તરશો મટે છે. સ્નિગ્ધ અન્ન ભોજનથી થએલી તૃષા ગોળના પાણીથી, અતિ દુર્બળ થએલાની દુધથી મટાડવી. ( મૂર્છા, ઉલટી તરશ આફરો, મદ્યપાન અને સ્ત્રી પ્રસંગ એટલાં કારણોથી પીડાતા મનુષ્યને ઠંડુ પાણી પાવું. અને રક્તપિત્ત કે મદાત્યયની તૃષા હિતકારી અન્નપાન વા હિતકારી ઓષધોથી મટાડવી; કેમકે તરશ મટયા પછીજ અન્ય વ્યાધિઓના ઉપાય કરવા યોગ્ય છે; કારણ કે તરશથી પીડાતા પ્રાણીને પાણી પીવાનું ન મળે તો તુરત મરણને શરણ થાય છે. તરસ્યા માણસને બેભાનપણું થાય છે અને બેભાનપણાથી મોત નીપજે છે; જો કે અન્ન ખાવા ન મળે તો કેટલાક વખત સુધી મનુષ્ય જીવે છે, પણ પાણી પીવા ન મળે તો પળવારમાં પ્રાણ પરલોક સિધાવે છે. એજ હેતુ માટે કોઇપણ સ્થિતિમાં પાણી પીવાની રોકાણ કરવી નહીં. પણ થોડું થોડું યોગ્ય પાણી પાવું.

ઇતિ તૃષાનો અધિકાર સમાપ્ત.

# મૂર્છાનો અધિકાર.

## મૂર્છાની નિદાન પૂર્વક સંપ્રાપ્તિ તથા સામાન્ય લક્ષણ અને સંખ્યા.

ક્ષીણ મનુષ્યને, અતિ દોષવાળાને, કુપથ્ય કરનારને, મળ મૂત્રાદિના વેગ રોકનારને,

શબ્દાદિક શ્રમવાળાને, અને અધિક તમોગુણવાળાને જ્યારે બાહ્યેંદ્રિયો ( જ્ઞાનેંદ્રિયો તથા કર્મેંદ્રિયો ) માં વાત પિત્ત તથા કફ પ્રવેશ કરી સંજ્ઞાને વહેનારી નસોને રોકાણ કરી અંધકારને તત્કાળ પ્રાપ્ત કરે છે અને મનુષ્યને લાકડાની પેઠે એકદમ પૃથ્વી ઉપર પાડી દે છે તથા સુખ દુઃખનું જ્ઞાન સમૂળગું નાશ કરી દે છે તે મૂર્છા-મોહ-અચેત-અબોલ-અવાચક-બેભાન વગેરે વગેરે નામનો રોગ કહેવાય છે. તેના છ ભેદ છે-એટલે વાયુની, પિત્તની, કફની, લોહીની, મદ્યની, અને વિષની એ છ પ્રકારની મૂર્છા હોય છે તથા એ સર્વ મૂર્છાઓમાં પિત્ત અને તમોગુણ અધિક હોય છે.

## મૂર્છાનું પૂર્વરૂપ.

જે મનુષ્યને મૂર્છા આવવાની હોય તે મનુષ્યને પ્રથમથી છાતીમાં વેદના, બગાસાં, મનમાં ગ્લાનિ, સંજ્ઞાનો નાશ અને બળનો ક્ષય થઇ જાય છે.

## સર્વ પ્રકારની મૂર્છાનાં લક્ષણ.

**વાયુ સંબંધી** મૂર્છા હોય તો આકાશને નીલું, કાળું કિંવા રાતું દેખે છે અને જોત જોતામાં અંધારાં આવી ભાન રહિત થઇ જાય છે. પુનઃ જલ્દી ચેતન થાય છે તથા કંપ, અંગમાં ત્રોડ, છાતીનું દુખવું અને શરીરનું દુર્બળ થવું તથા શરીરનો વર્ણ કાળાશથી મિશ્રિત લાલ દેખાય કિંવા લાલ કાળી છાયાવાળો દેખાય છે.

**પિત્ત સંબંધી** મૂર્છા હોય તો આકાશને રાતું હરીત રંગવાળું કે પીળું દેખે છે, અને જોત જોતામાં ભાન રહિત થાય છે, પણ પરસેવા યુક્ત થઇ પાછો ચેતન બને છે, તરશ લાગે, સંતાપ ઉપજે, આંખો રાતી-પીળી થાય, મુખમાંથી ભાગ્યા તૂટ્યા બોલ બોલાય, ઝાડો થઇ આવે અને શરીરની કાંતિ પીળી થઇ જાય છે.

**કફ સંબંધી** મૂર્છા હોય તો આકાશને ધોળું મેઘઘટાવાળું દેખે છે અને જોત જોતાં અચેતન થાય છે તથા બહુવાર પછી ચેતન થાય છે. શરીર ઘણું પરસેવાથી વ્યાકુળ થાય છે, આળા ચામડાથી વીંટાયલો હોય તેમ ભારે શરીરવાળો થાય છે, મોહોડામાંથી લાળ ઘણી પડે, કડવું અને ઉનું થુંકે, તથા મોળ ઘણી આવે છે.

**ત્રિદોષ સંબંધી** મૂર્છા હોય તો ત્રણે દોષનાં ચિન્હો હોય છે. અને મૃગીવાયુ-ફેફરૂં-વાઇ આવેલ હોય તેની પેઠે મનુષ્યને એકદમ તુરત પાડી દેછે અને ઘણીવાર કેડે ચેતન થાય છે; પણ વાઇમાં ફીણ સહિત ઉલટી, દાંતોનું બીડાવું, આંખોમાં વિકૃતિ-આદિ સુગામણી ચેષ્ટાઓ થાય છે અને આ સન્નિપાતની મૂર્છામાં તેવી ચેષ્ટાઓ થતી નથી એટલો ફેર છે.

**લોહીથી** મૂર્છા ઘણું કરીને તમોગુણી મનુષ્યનેજ થાય છે-એટલે લોહીના ગંધથી મૂર્છા થાય છે. જો કે આ વિષયમાં આયુર્વેદવેત્તાઓ પૈકી કેટલાક વાંધા ઉઠાવે છે; પરંતુ ભોજ તો કહે છે કે-લોહીના દેખાવથી અને ગંધથી પણ મૂર્છા આવે છે તેમાં શરીર સ્તબ્ધ, આકાશ અંધકાર રૂપજ દેખે, દ્રષ્ટિ સ્થભિ જાય અને શ્વાસ સારી પેઠે ચાલે નહીં. આટલું થયા પછી મૂર્છા આવે છે તે રૂધીર સંબંધી સમજવી.

**મદ્ય પાનથી** મૂર્છા હોય તો સ્મૃતિ-યાદશક્તિ રહિત તથા દોરડા વિષે સર્પની ભ્રાંતી ઉપજે અને જ્યાં સુધી દારૂનો નિશો ઉતરે નહીં ત્યાં સુધી શરીરનાં અંગો-હાથ પગ પછાડ્યા કરે છે.

વિષજન્ય મૂર્ચ્છા હોય તો કંપ, નિદ્રા, તરશ, અંધારાં, સંજ્ઞા રહિત, ભોજન ઉપર દ્વેષ, મુખ ઉપર શ્યામતા, અને અતિસાર થાય છે. જો કે વિષ અને મદ્યનો સંજ્ઞા નાશ કરવાનો ધર્મ સરખોજ છે. પણ અન્ય લક્ષણે સરખાં નથી. (વિષના જૂદા જૂદા પ્રકારોથી જૂદાં જૂદાં વિષનાં ચિન્હો વિષેનું પૂર્ણ જ્ઞાન મેળવવું હોય તો સુશ્રુતનું કલ્પસ્થાન અવલોકન કરો.)

## મૂર્ચ્છા, ભ્રમ અને તંદ્રા એઓનું પરસ્પર ભિન્નત્વપણું.

**મૂર્ચ્છામાં** પિત્ત અને તમોગુણ અત્યંત અધિક હોય છે. **ભ્રમમાં** રજોગુણ તથા વાત પિત્તનો મેળાપ થાય છે. **તંદ્રામાં** તમોગુણ વાયુ કફના મેળાપથી થાય છે.

**નિંદ્રામાં** કફ તથા તમોગુણનો સયોગ હોય છે અને **સંન્યાસમાં** ત્રિદોષયુક્ત વા, બહુ દોષયુક્ત તમોગુણના અતિશયપણાથી મૂર્ચ્છા થાય છે.

**મૂર્ચ્છામાં** ભાન રહેતું નથી. **ભ્રમમાં** સર્વ વસ્તુઓને તથા પોતાના શરીરને ભમતું દેખે છે. **તંદ્રામાં** અરધાં નેત્ર ઉઘાડેલાં રહે છે. અધુરૂં જ્ઞાન, ભારેપણું, બગાસાં અને વિના મહેનતે થાક લાગે છે. તે ઘેન વા તંદ્રા જાણવી. નિદ્રાનાં લક્ષણો તો સાધારણ પ્રાણી પણ સમજે છે એટલે કહેવાની જરૂર નથી; પરંતુ નિદ્રા અને ઘેનમાં ફેર એટલોજ છે કે નિંદ્રા લીધા પછી ક્લમ રહેતો નથી અને ઘેનમાં ચેતન થયા પછી પણ ક્લમ રહે છે. ક્લમ એટલે વિના મહેનતથી, શ્વાસ યુક્ત, સર્વેંદ્રિયોના વિષયને બાધ કરનાર જે શરીરમાં થાક ઉપજે છે તેને ક્લમ કહે છે. અને **સંન્યાસમાં** હૃદયમાં રહેતા જે વાત પિત્ત અને કફ દોષોને પ્રાપ્ત કરી વાણી, દેહ, તથા મનની ચેષ્ટાઓ ગ્રહણ કરી બળ રહિત જનને ભાન રહિત કરે છે. તે સંન્યાસ અને મૂર્ચ્છામાં એટલોજ ફેર છે કે-દોષોનો વેગ જાય કે મૂર્ચ્છા વા મદ પોતાની મેળેજ શાંત થાય છે અને સંન્યાસ તો ઔષધ વિના શાંત થતોજ નથી.

## ઉપાય.

તલના શેકથી વાયુની મૂર્ચ્છા જાય છે. અથવા ઠંડા પાણીના સિંચવાથી, ઠંડા જળના અવગાહનોથી, ચંદ્રકાંતાદિ મણિઓ મોતી કે તેઓના હારોથી તથા કપૂરચંદનના લેપથી અને ઠંડા દ્રવ્યના છાંટવાથી કે સેવનથી પિત્તની અથવા સર્વ પ્રકારની મૂર્ચ્છા નાશ પામે છે; કારણ કે સર્વ મૂર્ચ્છાઓમાં પિત્ત પ્રાધાન્ય રૂપ છે માટે શીતોપચાર હિતાવહ છે. અથવા બોરની મીંજ મરી, વીરણવાળો અને નાગકેસર એઓને સમાન લઇ ઠંડા પાણીમાં ભીંજવી ચોળી નિચોવી તથા સાકર મેળવી સરબત કરી પીએ તો મૂર્ચ્છા જાય છે. અથવા મીઠા દાડિમના રસમાં સાકર મેળવી સરબત કરી પીએ તો મૂર્ચ્છા જાય. અથવા કાળીદ્રાખના સરબતમાં સાકર મેળવી પીએ તો મૂર્ચ્છા મટે છે. અથવા સાબુને પાણીથી ઘુંટી આંખમાં આંજે તો ચેતન થાય છે. અથવા સરસડીયાનાં બીજ, પીપર, મરી, સિંધાલુણ, મણશીલ, વજ, અને લસણ એઓને ગોમૂત્રમાં વાટી અંજન કરે તો મૂર્ચ્છા જાય. અથવા મણશીલ, મહુડો, સિંધાલુણ, અને મરી એ બરોબર લઇ પાણી સંગાથે ઘુંટી નાસ આપે તો મૂર્ચ્છા જાય. અથવા સ્ત્રીઓનું ધાવણ પીવાથી મૂર્ચ્છા જાય છે. અથવા નાકનો તથા મોંહોડાનો શ્વાસ રોકવાથી મૂર્ચ્છા જાય છે, અથવા પીપરનું ચૂર્ણ મધમાં કાલવી ચાટવાથી મૂર્ચ્છા જાય છે.

જો લોહીના કારણથી મૂર્છા થઇ હોય તો ઠંડા ઉપચાર. કરવા, અને મદ્ય-દારૂથી

प्राप्त थइ होय तो थोडुं सुंदर मद्य पावुं अथवा सुइ जवुं हितकारी छे, तथा विषना कारणथी थइ होय तो विषने नाश करनारां औषधोना प्रयोग करवा–वमन कराववुं तो विषनी मूर्च्छा जाय. अथवा शुद्ध तांम्रेश्वर, चीरणुपाळो अने नागकेसर ए सघळां बराबर लइ भस्म सिवाय औषधोनुं चूर्ण करी पछी भस्मसह घुंटी रती १ भार ठंडा पाणी संगाथे सेवन करे तो सर्व प्रकारनी मूर्च्छा जाय छे. भावप्रकाश. " अथवा पारानी शुद्ध भस्म पीपर तथा मध संयुक्त सेवन करवाथी, शीतळ जळना सिंचनथी अने बळात्कारे अंगोने चांपवाथी मूर्च्छानो नाश थाय छे. "

## भ्रमना उपाय.

राता धमासानो क्वाथ करी घी नाखीने पीवो अथवा हरडेना क्वाथमां के आमळाना रसमां पकावेलुं घी पीवुं अथवा सुंठ, पीपर, सवा अने हरडे ए चार चार तोला तथा गोळ २४ तोला भार लइ उक्त औषधीओनुं चूर्ण करी गोळमां गोळीओ करी खावी.

## अतिनिंद्रा तथा तंद्राना उपाय.

सिंधालूण, कपूर, सरसव, मणशील, पीपर अने मध एओने घोडानी लाळ संगाथे घुंटी अंजन करे तो अतिनिद्रा तथा घेननो नाश थाय छे. अथवा सरगवानां बीज, सिंधालूण, सरसव अने उपलेट एओने बकराना मूत्रमां झीणां घुंटी नास दे तो तंद्राघेन मटे छे. अथवा मरी, सरगवानां बीज, सुंठ अने पीपर ए सघळां समान लइ अगथीआना रसमां झीणां लसोटी नास दे तो घेन मटे छे. भावप्रकाश. अथवा सुंठना क्वाथमां मध मेळवी पीवाथी अथवा कौंचना लगाडवाथी मूर्च्छा जाय छे.

मूर्च्छा, निंद्रा, तंद्रा अने संन्यासनो अधिकार संपूर्ण.

इति श्री मन्महाराजाधिराज राजराजेंद्र श्री सवाई प्रतापसिंहजी विरचित अमृतसागर नामा ग्रन्थविषे स्वरभेद, अरोचक, छर्दि, मूर्च्छा अने तेना तंद्रा भ्रम–आदि भेदो वगेरेनां लक्षण यत्न निरूपण नामनो छठ्ठो तरंग संपूर्ण.

# तरंग ७ मो.

मदात्यय उन्मादने, मृगी तणा अधिकार:
आ तरंगमां आवइती, तेना कह्या विचार.

## मदात्ययनो अधिकार.

——(*)——

### मद्यनो स्वभाव.

दारू स्वभावथी अन्न जेवो छे; अर्थात् जे दारू युक्ति वगर उपयोगमां ले तो रोगने उत्पन्न करे छे; पण युक्ति सहित उपयोगमां ले तो [1] रसायन रूप छे; जेम अन्न, प्राणि

[1] जे औषध रोग अने वृद्धावस्थानो नाश करी पूर्ण आरोग्यता, कान्ति, सौंदर्यता बुद्धि, बळ, उत्साह, स्मृति, धैर्यता अने दीर्घायु बक्षे तेने श्रेष्ठ महर्षीओ रसायन कहे छे.

चरकसंहिता.

માત્રના પ્રાણ છે; છતાં પણ જો યુક્તિ વગર પશુઓની પેઠે ઘણા થોડાનું જ્ઞાન ન રાખતાં ખાય તો પ્રાણની હાનિ કરે છે કિંવા અનેક રોગો ઉત્પન્ન થાય છે; પણ જો યુક્તિ સાથે ભૂખના પ્રમાણથી યોગ્ય વખતે પ્રમાણયુક્ત ભોજન કરે તો અમૃત વા રસાયન રૂપ છે એજ પ્રમાણે મદ્યના વિષયમાં પણ સમજવું. મદ્ય અને વિષ એ બન્ને પ્રાણને હરણ કરનાર છે માટે મદ્ય અને વિષ યોગ્ય વિધિથી સેવન કરે તો અમૃત સમાન ગુણ કરે છે, રોગ માત્રનો નાશ કરે છે અને સદૈવ મનુષ્યને તરૂણ રાખે છે અર્થાત્ તે જનને જરા કે વ્યાધિ બાધ કરી શકતાં નથી.

## મદ્ય પીવાનો વિધિ.

પ્રભાત સમય શૌચાદિ ક્રિયાઓથી મુક્ત થઇ, સુંદર પાણીથી સ્નાન કરી, સુગંધ યુક્ત સ્વચ્છ વસ્ત્રો પેહેરી અત્તર પુષ્પ માળા વગેરે ખુશબોદાર પદાર્થો ધારણ કરી કિંવા રાતાં વસ્ત્રો પેહેરી આનંદ યુક્ત-પ્રસન્ન મુદ્રાએ સાવધાનપણે સુંદર બગીચામાં કે સુંદર મનહર રમણિય સ્થળમાં-પક્ષીઓના મધુર સ્વરો, સુંદર સુગંધ યુક્ત પવનની લેહેરો અને સુંદર શય્યા કે આસન ઉપર બેસી કે પડખાભર રહી ધીમે ધીમે રૂપ યૌવનથી ઉન્મત્ત થએલી, રસિક, રમણિય, ઋતુને અનુસરતાં વસ્ત્ર પરિધાન કરેલાં હોય તેવી નાજુક મૃગનૈની, પિકવૈની કટાક્ષ બાણથી વેધકનાં મન વેધતી ચંચળ ચપળા ચારૂ હસ્તથી ચાંદી સોના કે મણિજડિત પ્યાલાઓમાં વારંવાર મદિરા ભરી પ્રેમીજનને પ્રીતિપૂર્વક પાતી હોય તો તે મદિરા રસાયન રૂપ નિવડે છે. પ્રાતઃકાળમાં ૮ તોલા ભાર, મધ્યાન્હ કાળમાં સ્નિગ્ધ ભોજન સાથે ૧૬ તોલા અને સાયંકાળના ભોજનના સમયે ૩૨ તોલા ભાર મદિરા પીએ તો રસાયન રૂપ નિવડે છે. અથવા જ્યાં સુધી બુદ્ધિ આદિક ગુણો બાધા-હરકત રહિત પ્રફુલ્લિત રહે ત્યાં સુધી મદિરા પીએ તો પણ રસાયન રૂપ છે; પરંતુ એથી અધિક માત્રાએ મદિરા પીએ તો અતિ હાનિ થાય છે; માટેજ પ્રમાણથી પીવી, જેથી ભૂખ વીર્યાદિને વધારે છે, રોગોને ઉત્પન્ન થવા દેતી નથી, કામદેવને વધારે છે, મનને પ્રસન્ન રાખે છે, તેજ, પરાક્રમ, બુદ્ધિ, સ્મૃતિ, હર્ષ, સુખ, ભોજન, નિદ્રા, મૈથુન અને પુષ્ટતાની સારી પેઠે વૃદ્ધિ કરે છે.

જો વિધિ રહિત, પ્રમાણ રહિત, સમય રહિત અને પ્રસન્નતા રહિત મદ્ય પીએ તો મદાત્યયાદિ અનેક ભયંકર રોગો ઉત્પન્ન થાય છે. ગજા ઉપરાંત મદિરા પીવાથી બકવા લાગે છે, યાદશક્તિ, લાજ, જ્ઞાન અને પોતાપણું વિસરી જાય છે, વાણી અને ચેષ્ટા ગાંડા માણસની પેઠે કરવા લાગે છે, આલસ્ય આવે, ન કહેવાની વાત કે ગુપ્ત વાર્તા-પોતાના નાશની વાર્તા કહી દે છે લાકડાની પેઠે અચેતનપણામાં પડી જાય છે, કિંવા પડયો રહે છે, ન જવું ઘટે ત્યાં જાય છે, મોટાનું માન અને મર્યાદાનું ઉલ્લંઘન કરે છે, ન ખાવા યોગ્ય પદાર્થો ખાય છે, અને સંજ્ઞા ભંગ થઇ જાય છે તથા રોગોને ઉત્પન્ન કરી કેટલીક વખત અમુલ્ય શરીરની નાહક ચિતામાં આહૂતી આપી દે છે; માટેજ પ્રાણનું સંરક્ષણ કરવા સર્વ પ્રકારે મર્યાદામાં રહી મદિરા સેવન કરવી તોજ સદૈવ સુખાનંદ સમર્પે છે.

## કોણે મદિરા પીવી અને કોણે ન પીવી?

બળવાન્, જમેલો, ઝાઝું ખાનાર, સ્નિગ્ધતાવાળા, ધૈર્યતાવાળા, યુવાનીવાળા, નિત્ય મદ્ય પીવાના અભ્યાસીઓ વા, મદ્ય પીનારના કુળમાં જન્મેલ, મેદ તથા કફની અધિકતા

વાળા, વાયુ તથા પિત્તની મંદતાવાળા, અને દૃઢ અગ્નિવાળા મનુષ્યને વિશેષ મદિરા પીવાથી પણ અધિક નિશો આવતો નથી; પણ એથી વિપરીત ગુણોવાળો, મળબંધ વાળો, ક્રોધ પામેલો ભૂખ્યો, ભયયુક્ત, તરશ્યો, ખેદયુક્ત વા મળ-મૂત્રના વેગવાળો, નિર્બળ અને ગરમીથી પીડાએલો મનુષ્ય ઘણા ખાટા પદાર્થોની સાથે. નિરંતર મદિરા પીએ તથા ખાટું લુખું મદ્ય પીએ કે અજીર્ણમાં પીએ તો વિશેષ મદ પ્રાપ્ત થાય છે અને અનેક પ્રકારના વિકારો ઉત્પન્ન કરેછે.

## મદાત્યય રોગનાં લક્ષણો.

જેને વાયુનો મદાત્યય હોય તો હેડકી, શ્વાસ, માથું ડોલવું, પડખાઓમાં શળ, નિદ્રાનો નાશ અને અત્યંત બકવા થાય છે.

પિત્તનો મદાત્યય હોય તો તૃષા ઘણી લાગે, બળતરા, તાવ, પરસેવો, મૂર્છા, અતિસાર, ફેર, અને શરીરના વર્ણનું હરીતપણું થાય છે.

કફનો મદાત્યય હોય તો ઉલટી, રૂચિભંગ, મોળ, ઘેન, અંગો ભારે અને ખારૂં ખાટું વમન કરે તથા ભીના લુગડાથી અંગો વીંટાયલ હોય તેમ જણાય છે.

સન્નિપાતનો મદાત્યય હોય તો ઉપર કહેલા ત્રણે પ્રકારનાં લક્ષણો જણાય છે.

## મદ્યથી ઉત્પન્ન થનારા વિકારો.

મદ્યથી મદાત્યય, પરમદ, પાનાજીર્ણ અને અત્યંતઉગ્ર પાનાવિભ્રમ ઉત્પન્ન થાય છે. તેમાં પરમદ હોય તો સળેખમ, માથામાં પીડા, શરીર ભારે, મુખમાં વિરસતા, તંદ્રા, અરૂચિ, તરશ, અને મળ-મૂત્રનું રોકાણ એટલા ઉપદ્રવો થાય છે.

પાનાજીર્ણ હોય તો બહુજ પેટ ચઢે છે, ઉલટી, બળતરા અને અજીર્ણ થાય તથા ઓડકાર આવે છે.

પાનાવિભ્રમ હોય તો છાતીમાં વેદના, અંગોમાં પીડા, કફનું પડવું, મુખમાંથી ધૂમાડાનું નીકળવું, મૂર્છાનું આવવું, તાવ, માથામાં વ્યથા, મધુર પદાર્થો અને દારૂ પ્રત્યે અભાવો ઉત્પન્ન થાય છે.

## મદાત્યયનાં અસાધ્ય લક્ષણો.

નીચેનો હોઠ લબડી જાય, શરીર ઉપર સ્પર્શ કરતાં ઠંડું જણાય, શરીરની અંદર બળતરા થાય, જીભ, દાંત તથા હોઠ કાળા પડી જાય. મોહોડામાં તેલના જેવી વાસના આવે, નેત્ર લાલ લીલાં પીળાં દેખાય અને હેડકી, તાવ, ઉલટી, પડખામાં શળ તથા ઉધરસ કિંવા ભ્રમ હોય તો તેની ચિકિત્સા કરવી નહીં.

## ઉપાય.

જેમ અગ્નિથી બળેલા મનુષ્યને ડાંભ અને સ્વેદન હિતકારી છે તેમ દારૂથી ઉત્પન્ન થએલા દરદમાં દારૂ એજ ઉત્તમ દારૂ-ઔષધ છે. મદિરાના ખોટા યોગથી, હીન યોગથી કે અતિ યોગથી જે જે વ્યાધિ ઉત્પન્ન થયા હોય તે તે સમયોગવાળી મદિરાના પીવાથીજ શાંત થાય છે.

વાયુના મદાત્યય ઉપર ચોખ્ખો જુનો આસવ કે દારૂ લૂણ સહિત ઉપયોગમાં લેવો. અથવા બીજોરાના કેસરા, કોકમ. મીઠાં બોર, મીઠાં દાડિમ, અજમો, જીરૂં, પલાંશી અને સુંઠ એઓનું ચૂર્ણ કરી ચોખ્ખા જૂના દારૂમાં નાખી અનુમાન પ્રમાણે પીવાં. અથવા સંચળ, સુંઠ, મરી, અને પીપર એઓનું ચૂર્ણ કરી યોગ્યમાત્રાએ મદિરામાં પાણી મેળવી પીએ તો વાયુનો મદાત્યય શાંત થાય

છે. અથવા ચવક, સંચળ, શેકેલી હિંગ, સુંઠ, બીજોરૂ અને અજમો, એઓનું ચૂર્ણ કરી મદિરામાં નાખી પીવું. અથવા લાવાં, તેતર, કુકડાં અને જળપ્રાયઃદેશમાં થએલાં મૃગો-હરણ તથા માછલાં એઓના માંસનો રસો ભાત સાથે ખાવો. અથવા રૂપ,જાત, યૌવન, લાવણ્યયુક્ત અને કામ કળામાં અતિ નિપુણ નવયૌવના ઉર્વશીના માનને ઉતારનારી સોળ વર્ષની શ્યામા-સ્ત્રી સંગાથે રતિવિલાસ કરે તો વાયુનો મદાત્યય મટે છે. અથવા યૌવન મદમાં મસ્ત બનેલી મન મોહના માનુનીના દયારહિત આલિંગનોથી તથા નિતંબ, સાથળ અને સ્તન એઓની ગરમીનું સુખ પ્રાપ્ત કરનાર દબાણથી, ગરમ શય્યાથી, ગરમ ઓઢણથી અને સુખ આપનાર ઘરોમાં રહેવાથી પ્રબળ વાયુનો મદાત્યય પણ તાત્કાળ નાશ પામે છે. એમ ભાવમિશ્રનું કહેવું છે. અથવા દ્રાખ, દાડિમ, ખારેક અને મહુડાં એઓનો દારૂ સાકરના સંયોગથી પીવો. અથવા ગાયના દહિંનું ઘોળવું સાકર મેળવીને પીવું તો વાયુનો મદાત્યય મટે છે. સારસંગ્રહ.

પિત્તની મદાત્યય ઉપર ઠંડા ઉપાયો યોજવા. અથવા ઠંડા પાણીમાં અરધો અરધ દારૂ મેળવી તેમાં સાકર અને મધ મેળવી પીએ તો પિત્તનો મદાત્યય મટે છે. અથવા સસલાં, હરણ, તેતર, લાવાં અને કાળપુંછાનું માંસ ખાવાથી અથવા બકરાના સેરવામાં સાઠીચોખા ખાવાથી અથવા મીઠા ખારા ચોખા ખાવાથી પિત્તનો મદાત્યય મટે છે. અથવા પરવળના યૂષથી પણ પિત્તનો મદાત્યય મટે છે.

કફનો મદાત્યય હોય તો ચંદન તથા વીરણવાળાનો લેપ કરવો. અથવા જવ ઘઉં, કળથી એઓના ખાવાથી અથવા લંઘન અને વમનથી કફનો મદાત્યય મટે છે. અથવા કડવી, ખાટી, ખારી, વા લુણ સહિત વસ્તુના ખાવાથી અથવા સંચળ, જીરૂં અમ્લવેતસ, કોકમ એ સઘળાં બરોબર તથા તજ, એલચી, મરી એઓ અરધભાગે અને સાકર સર્વના સમાન લઇ ચૂર્ણ કરી પાણી સંગાથે ફાકે તો કફનો મદાત્યય મટે છે.

સન્નિપાતનો મદાત્યય હોય તો આમળાના રસમાં શુદ્ધપારો તથા શુદ્ધ ગંધક એ બેની કાજળ ટાંક ૧ નાખી પીવી. તથા વાયુ પિત્ત અને કફના મદાત્યયમાં બતાવેલા ઉપાયો ઉપયોગમાં લેવા જેથી ત્રિદોષજનિત મદાત્યય નાશ પામે છે.

પાનાવિભ્રમ હોય તો દ્રાખના સરબતમાં તથા કોકાના સરબતમાં કે દાડિમના સરબતમાં મધ અને સાકર મેળવી પીએ તો પાનાવિભ્રમ મટી જાય છે એમ વૃંદમાં કહેલું છે.

ધંતુરાનાં ફળ ખાવામાં આવવાથી મદ થયો હોય તો બૂરા કોળાના રસમાં ગોળ નાખી પીવાથી અથવા દુધમાં સાકર નાખી પીવાથી ધંતુરાનો તથા ભાંગ પીવાથી થએલો મદ દૂર થાય છે.

ભાંગ પીવાથી મદ થયો હોય તો કપાસની જડનો રસ પીવો. અથવા વૃંતાકની જડનો રસ પીવો. અથવા પાતળી છાશ પીવી. અથવા ઘી પીવું. અથવા લીંબુના રસમાં સાકર નાખી સરબત કરી પીવાથી ભાંગ અને ધંતુરાના મદ મટે છે. અથવા દુધ સાકર-પીવાથી ભાંગનો મદ દૂર થાય છે.

ઝેર ખાવામાં આવવાથી થએલા મદ માટે લીંબોળીની મીંજ અને મોરથુથુ એ માસા ચાર વાટી કાંજીના પાણી સાથે પીવાથી સર્વ પ્રકારના વિષનો મદ નાશ થાય છે. આ ઉપાયો વૈદ્યોપચાર ગ્રન્થમાં લખેલા છે. ( અન્ય વિષોના મદ માટેનું વિષ પ્રકરણમાં વિવેચન કરવામાં આવશે. )

કોદરા ખાવાથી મદ થયો હોય તો કોદરા ગોળ સહિત કોળાનો રસ પાવો. સોપારી ખાવાથી થએલી ઉલટી, મૂર્ચ્છા તથા અતિસાર સહિત મદવાળાને તૃપ્તિ થતાં સુધી ઠંડું પાણી પાવું. અથવા વગડાનાં અડાયાં સુંઘવાથી સોપારીનો મદ મટે છે. તથા મીઠું ખાવાથી કે પાણી પીવાથી પણ મટે છે. જો શૂળ સહિત સોપારીનો મદ હોય તો સાકર વાળો કોળાંબો ખાવો. નાગરવેલનાં પાન ખાવાથી મદ થયો હોય તો ચૂનો ચોળીને સુંઘવો. જાયફળ ખાવાથી મદ થયો હોય તો હરડેનું સેવન કરવું. તથા પાણીમાં બેસવું. અથવા સાકર સંગાથે દહિં ખાવું તો જાયફળનો તથા બેહેડીનો મદ નાશ પામે છે.

જો મદિરા પીને તુરત ઘી સહિત સાકર ચાટે તો પ્રબળ શક્તિવાળી મદિરા પણ કિંચિત્ માત્ર પણ (પીનારને) ઉન્મત્ત કરી શકતી નથી.

ઇતિ મદાત્યય તથા તેના ભેદ અને મદનો અધિકાર સંપૂર્ણ.

---

# દાહનો અધિકાર.

## દાહના કેટલા પ્રકાર છે ?

દાહના સાત પ્રકાર છે—એટલે પિત્તનો, દુષ્ટલોહી વધવાનો, શસ્ત્રાદિકોથી થએલો, ધાતુક્ષયનો અને મર્મસ્થાનમાં પ્રહાર—માર વાગવાથી થએલો—એ સાત પ્રકાર છે.

## દાહનાં પૃથક્ પૃથક્ લક્ષણો.

પિત્તથી થએલા દાહમાં પિત્તજ્વરનાં સર્વ લક્ષણો હોય છે; પરંતુ ફેર માત્ર એટલોજ છે કે પિત્તજ્વરમાં આમાશયના દુષ્ટપણાને લીધે દાહ અને તાવ બન્ને થાય છે—આ દાહ તો એકલા દાહ રૂપજ છે અર્થાત્ તાવ વિનાની બળતરા થાય છે; તો પણ પિત્તજ્વરમાં કહેલીજ ચિકિત્સાઓ કરવાથી પણ આ વ્યાધિ મટે છે.

લોહીથી ઉત્પન્ન થએલા દાહમાં લોહીના વધવાથી શરીરમાં બળતરા થાય છે; શરીરમાંથી ધુમાડો નીકળતો હોય વા, અગ્નિથી બળતો હોય તેવો સંતાપ થાય છે. શરીરની કાંતિ તાંબા જેવી થઇ જાય છે તથા નેત્ર પણ તાંબાના રંગ જેવાં થાય છે અને મોહોડામાંથી લોહીના જેવી ગંધ આવે છે તથા સર્વાંગ બળ્યા કરે છે.

લોહીથી કોઠો ભરાઇ જતાં ઉત્પન્ન થએલો દાહ એટલે શસ્ત્રથી ઘા—જખમ થાય તેમાંથી લોહી નીકળી કોઠો ભરાઇ જાય છે તેથી અસાધ્ય દાહ થાય છે, તેથી તે દાહવાળો મરી જાય છે.

મદિરા પીવાથી થએલા દાહ—બળતરામાં સમાન વાયુની ઉષ્ણતાથી પિત્ત, લોહીથી વૃદ્ધિ પામી ત્વચામાં પ્રાપ્ત થઇ સર્વ શરીરમાં ભયંકર દાહ ઉત્પન્ન કરે છે, તે માટે તેમાં પિત્તના જેવી ચિકિત્સા કરવી.

તરશના રોકવાથી શરીરમાં જળમય ધાતુ ક્ષીણ થઇ જાય ત્યારે શરીરમાં ગરમી તેજ વધે છે તેથી શરીરને અંદર તથા બહાર દગ્ધ ( બળતરા ઉત્પન્ન ) કરે છે, જેથી ગળું તથા તાળવું સુકાય છે, જીભ બહાર કાહાડી ધ્રુજ્યા કરે છે અને ચિત્તમાં વ્યાકુળતા વધે છે.

ધાતુઓના ક્ષયપણાથી થએલા દાહમાં મૂર્ચ્છા, તૃષા, સ્વરનું બેસી જવું અને શરીરનું સામર્થ્ય જતું રહે છે તેથી તે મરણ પામે છે.

મર્મસ્થાનમાં એટલે માથામાં, હૃદયમાં, મૂત્રાશય, પાંસળીઓ, લમણા, પેટ, પેઢુ અને ભમરોના વચમાં તથા અન્ય મર્મસ્થાનમાં કોઈ પણ પ્રકારનો માર વાગવાથી દાહ થાય છે તે અસાધ્ય છે.

## દાહોનું અસાધ્યપણું.

જેનુ શરીર ઉપરથી ઠંડુ અને ભીતરમાં બળતરાવાળું હોય તો તે સાધ્ય દાહ હોય, તદપિ તેને અસાધ્યજ સમજી લેવો; કેમકે તે માણસ મરી જાય છે.

## ઉપાય.

સોવાર પાણીથી સારી પેઠે ધોએલું કે હજારવાર ધોએલું ઘી શરીરે મર્દન કરવાથી, અથવા જવનો સાથવો સાકર મેળવી પીવાથી, અથવા આમળાનું પાણી કે આમળાં અને બોરના પાણીના ધાન્યામ્લનો લેપ કરવાથી. કિંવા ફોતરાં વગરના કાચા કે પાકા ઘઉંના આથામાં કપડું ભીંજવી શરીરે ઓઢવાથી અથવા વીરણવાળો અને રતાંજળી ઘસી શરીરે લેપ કરવાથી, અથવા કેળનાં પાન કે કમળના પત્રની શય્યા ઉપર સુવાથી દાહ મટે છે. અથવા ફુવારા તથા ચાંદનીની લહેર જોવાથી તથા ખસની ટટ્ટીઓવાળા મકાનમાં રહેવાથી, અથવા ઠંડા પાણીના પીવાથી તથા બગીચા, સુંદર હવાવાળાં સ્થાન, પુષ્પવાટીકા, વન, ઉપવન વગેરે સ્થળોમાં રહેવાથી કિંવા વિહાર કરવાથી દાહ બળતરા મટે છે. અથવા ચંદન પિત્તપાપડો, વાળો, વરીઆળી, આમળાં, વાળો, સુગંધીવાળો, મોથ, પદ્મક, કમળ અને સફેદકમળનું નાળ એઓ સમાન ભાગે લઈ ક્વાથ કરી અષ્ટમ ભાગનું પાણી રહે ત્યારે નીચે ઉતારી તેમાં સાકરનું ચૂર્ણ નાખી ઠંડો થયા પછી મધ નાખી પીવો જેથી આકરો દાહ પણ મટે છે. આ ચંદનાદિ ક્વાથ કહેવાય છે. અથવા ધાણાને રાત્રિએ ભીંજવી પ્રભાતે તેને ઘુંટી તે પાણીમાં સાકર નાખી ગાળી પીએ તો તુરત દાહ શાંત થાય છે. ભાવપ્રકાશ.

લોહીના બગાડથી બળતરા થઈ હોય તો ફસ્ત ખોલાવવી. અથવા શુદ્ધપારો, શુદ્ધગંધક, બરાસ, ચંદન, જટામાંસી અને મોથ એ સઘળાં સમાન લઈ પારા ગંધકની કાજળ કરી અન્ય ઔષધોનું ચૂર્ણ કરી એકત્ર ઘુંટી ઘી સાથે ગોળીઓ વાળી ગોળી ૧ મુખમાં રાખી ચૂસે તો બહારનો તથા શરીર માંહેનો દાહ મટે છે. અથવા શુદ્ધ પારો ૧ તોલો, તાંબાની શુદ્ધ ભસ્મ ૧ તોલો, અભ્રકની શુદ્ધ ભસ્મ ૧ તોલો, અને શુદ્ધ ગંધક ૨ તોલા લઈ પારા ગંધકની કાજળ કરી અન્ય ભસ્મો મેળવી મોથનો રસ ( રસ ન મળે તો તેનો ક્વાથ ) ની ભાવના ૧ તથા મીઠા દાડિમના રસની ભાવના ૧, કેવડાના અર્કની ભાવના ૧, કમળના રસની ૧, સહદેવીના રસની ૧ અને કુંવરપાઠાના રસની ભાવના દઈ પિત્તપાપડો, વીરણવાળો, પીપર, ચંદન, અને ઉપલસરી એઓનું ચૂર્ણ મેળવી બ્રાહ્મના કાઢાની ભાવના દઈ તડકામાં રસ શોષાવવો. પછી ખરલમાં સારી પેઠે ઘુંટી મગ જેવડી ગોળીઓ વાળી ગોળી ૧ નિત્ય ખાય તો બળતરા, અમ્લપિત્ત, ભ્રમ, મૂર્ચ્છા, રક્તપિત્ત, પિત્તજ્વર અને પ્રમેહ એ[illegible] રોગોનો નાશ કરે છે. આ મહાચંદ્રકલા રસ કહેવાય છે. [illegible]

કર ઉંચાં ગોળ અને કઠિણ તથા ચંદનથી ચર્ચિત સ્તનવાળી લલિત, લાવણ્યવતી લલના (સ્ત્રી) ના પ્રેમભર દઢાલિંગનથી પણ દાહનો રોગ નાશ થાય છે. દાહની તરશ શાંત કરવા ઠંડા પાણીની માથે ધાર કરવી. તથા ખસના પંખાઓને ઠંડા પાણીથી ભીંજવી તેનો પવન લેવો જેથી દાહ તથા તરશ બંધ પડે છે.

ઇતિ દાહરોગનો અધિકાર સંપૂર્ણ.

# ઉન્માદનો અધિકાર.

## ઉન્માદ એટલે શું ?

વૃદ્ધિ પામેલા દોષો ઉલટા રસ્તાનો આશ્રય લઇ ચિત્તને વિક્ષપ્ત કરી નાખે છે. એટલે ઘેલછા કરી દે છે. એ ઉન્માદ માનસિક રોગ છે; કેમકે મનને વિકૃતિ કરી નાખે છે માટે કાયિક નથી. મદ અને ઉન્માદમાં એટલોજ ફેર છે કે થતા ઉન્માદને મદ કહે છે અને વધ્યા પછી કે, કાંઇ મુદત થયા પછી ઉન્માદ કહે છે, બાકી વિશેષ કાંઇ ફેરફાર નથી.

## ઉન્માદનાં નિદાન તથા સંખ્યા.

વિરોધિ ભોજન કરવાથી, અપવિત્ર (રજસ્વળા સ્ત્રીનો સ્પર્શ થએલાં) ભોજનોથી, ધંતુરાદિ મદકારી પદાર્થોના સેવનથી, દેવતા, ગુરૂ, બ્રાહ્મણો, તપસ્વી અને વડીલ-રાજા કે માતા પિતાના તિરસ્કારથી, ભયથી, હર્ષથી તથા વહાલી વસ્તુના વિયોગથી, મંત્ર તંત્ર યંત્રના પ્રયોગથી, અને બળવાનની સાથે કલેશ કરવાથી તથા વિરૂદ્ધ ચેષ્ટાઓથી ઉન્માદ ગાંડાપણું થાય છે; કારણ કે ઉપરનાં કારણોથી મનુષ્યનું મન બગડે છે તેથી વાત પિત્ત અને કફ કુપિત થઇ મદયુક્ત બનાવે છે તે હોલેદિલ-દિવાનો-ગાંડો-ગર્ગ-બ્હાવરો-અને ઉન્માદી વગેરે વગેરે નામોથી ઓળખાય છે. તેના ૭ ભેદ છે. અત્યંત વાયુના કોપથી ૧, અત્યંત પિત્ત પ્રકોપથી ૨, અત્યંત કફ પ્રકોપથી ૩, ત્રિદોષના કોપથી ૪, મનનાં દુઃખોથી ૫ અને વિષ પ્રયોગથી ૬. એ ૭ પ્રકારે મનુષ્ય દિવાનાપણાને પામે છે.

## ઉન્માદની સંપ્રાપ્તિ.

થોડા સતોગુણવાળા મનુષ્યના પૂર્વે કહેલાં વિરોધી ભોજનાદિ કારણોથી દુષ્ટ થએલા વાયુ, પિત્ત તથા કફ આદિ મળો બુદ્ધિને રેહેવાનું સ્થાન જે હૃદય તેનો તથા બુદ્ધિનો નાશ કરી મનને વહન કરનાર હૃદયમાં રહેલા મુખ્ય દશ સ્નાયુઓમાં રહીને તુરત મનુષ્યના મન ચિત્તને બગાડી દે છે અને મનની સ્થિરતાનો ભંગ કરે છે.

## ઉન્માદનું પૂર્વરૂપ.

બુદ્ધિ સ્થિર રહે નહીં, શરીરનું પરાક્રમ નાશ થાય, દ્રષ્ટિની અસ્થિરતા, ધૈર્યનો નાશ, ઢંગધડા વગરનું બોલવું અને શૂન્ય હૃદય જણાય ત્યારે જાણવું કે ઉન્માદ રોગ પ્રાપ્ત થશે.

## ઉન્માદનાં સામાન્ય લક્ષણ.

છીપમાં રૂપાનો, તથા દોરડીમાં સર્પનો ભ્રમ ઉપજે, મન ચપળ, નજર ચારે બાજુએ ફર્યા કરે, વ્યાકુળતા, અધૈર્યતા, સંબંધ વગરનું ભાષણ અને મારશક્તિ વગરનું હૃદય થાય છે.

## ઉન્માદોનાં નિદાનસહ લક્ષણો.

લુખાં તથા ઠંડાં અન્નોના ખાવાથી, ઉપરા ઉપરી વા, આકરા જુલાબ-રેચ લેવાથી, ધાતુઓના ક્ષીણપણાથી, અને ઉપવાસોના કરવાથી વાયુ વિશેષ વૃદ્ધિ પામી ચિંતાદિથી ખરાબ થએલા હૃદયને અતિ દૂષિત કરી બુદ્ધિ તથા યાદશક્તિનો તુરત નાશ કરે છે, તેથી વિના કારણે હસવું, નાચવું, ગાવું, બોલવું અને રોવું આદરે છે, ગાળો દે વાંદરાની પેઠે મુખની કુચેષ્ટાઓ કરે, શરીર કઠોર, દુર્બળ, કાળું તથા રાતું થાય અને ભોજન પચ્યા પછી રોગ વધે તો જાણવું કે વાયુનો ઉન્માદ છે.

અજીર્ણમાં ભોજન કરવાથી, તીખાં, ખાટાં તથા ગરમ અને વિદાહી ભોજનોથી, અસ્થિર બુદ્ધિવાળા મનુષ્યનું સંચિત થએલું પિત્ત વૃદ્ધિ પામી હૃદયને દૂષિત કરી ઉગ્ર ઉન્માદને ઉત્પન્ન કરે છે. તેથી કોઇનું કહેવું સહન ન કરતાં મરજી પ્રમાણે કામ કરે, ખોટો ભારે આડંબર રાખે, નાગો થઇ જાય, બીજાને ત્રાસ આપે, મારે, ડોલવા લાગે, નાસી જાય, શરીરમાં બળતરા, ઠંડા પદાર્થોની ઇચ્છા કરે, છાંયડો ગમે, અને શરીર પીળું પડે તો જાણવું કે પિત્તનો ઉન્માદ છે.

થોડી ભૂખ છતાં વિશેષ ભોજન કરે તથા કસરત કરે નહીં તેથી વૃદ્ધિ પામેલો પિત્ત સહિત કફ અત્યંત વધ્યા પછી બુદ્ધિ તથા યાદશક્તિનો નાશ કરી નાખે છે અને ચિત્તને મોહયુક્ત કરી ઉન્મત બનાવી દેછે. તે કારણથી થોડું બોલે, સ્ત્રીઓ ઉપર વ્હાલ લાવે, એકાંત રહેવું ગમે, નિદ્રા વિશેષ આવે, ઉલટી થાય, બળ જતું રહે, લાળ ઝરે, અને નખ નેત્રાદિ ધોળાં થઇ જાય તથા જમ્યા પછી વ્યાધિ વધે તો જાણવું કે કફનો ઉન્માદ છે.

જેનામાં સર્વ દોષનાં લક્ષણ હોય તે સન્નિપાતનો ઉન્માદ જાણવો. આ ઉન્માદમાં ઓષધો જરાપણ ગુણ આપી શકતાં નથી; કારણ કે અન્ય ત્રિદોષજન્ય વ્યાધિઓમાં ત્રણે દોષો ઓછાવત્તાપણામાં હોય છે તેથી સામાવડીઆપણું ધરાવનારી ચિકિત્સા કરવામાં આવે છે તેથી એક બીજા દોષોથી વિરૂદ્ધ ચિકિત્સા થાય છે, પણ ત્રિદોષ ઉન્માદમાં તો ત્રણે દોષો સમાન પ્રબળતાવાળા હોય છે જેથી એક બીજા દોષોથી વિરૂદ્ધ ચિકિત્સા કામ કરતી નથી. જો કે આમળાં વગેરે યોગવાહી ઓષધો એકંદરે સર્વ રોગને મટાડે છે, પણ આ રોગમાં તેવાં આમળાદિ પદાર્થો પણ ઉપયોગી થતા નથી માટે આ ઉન્માદની ચિકિત્સા કરવીજ નહીં.

ચોરના, રાજાના તથા બળવાન્ શત્રુના ભય-ત્રાસથી અને ભયંકર કર્મના કરવાના બ્હીવાથી, ધનનો નાશ થવાથી, પુત્ર પૌત્રાદિ કે. મિત્ર સ્ત્રી-આદિ વ્હાલાં જનોનાં મરણથી અને ન પ્રાપ્ત થઇ શકે તેવી તારૂણીના તાનમાં તલ્લીન થવાથી મનમાં કારી ઘા થાય છે. તેથી મન.બગડી ઉન્માદને ઉત્પન્ન કરે છે તેને લીધે મનમાં આવે તેમ લવારો કર્યા કરે, છાની વાતો પ્રકટ કરી દે, સંજ્ઞાનો નાશ થાય અને ગાય, હસે, રૂવે તથા વિચિત્ર ચાળા કરે તો જાણવું કે મનના દુઃખથી ઉન્માદ થયો છે.

જેની આંખો રાતી થઇ જાય, શરીરનું બળ જતું રહે, સર્વ ઇંદ્રિયોની કાંતિ નાશ પામે, મોહોડું કાળું થઇ જાય અને ગરીબ થઇ જાય તો જાણવું કે વિષના કારણથી ઉન્માદ થયો છે.

## ઉન્માદનું અસાધ્યપણું.

જે નીચુંજ કે ઉંચુંજ મોઢોડું રાખે, ખાવાજ કરતો હોય, તથા જેનું માંસ અને બળ ક્ષીણ થઇ ગયાં હોય તો જાણવું કે તે ઉન્માદરોગથી મરી જશે.

## દેવ તથા ભૂતાદિ ઉન્માદનાં લક્ષણ.

જેનું ભાષણ, પરાક્રમ, શૌર્ય તથા ચેષ્ટા—એટલાં મનુષ્યની ચેષ્ટાઓથી જુદાજ પ્રકારનાં હોય અને બુદ્ધિ, જ્ઞાન, કારીગરી, વિચારણા તથા ધારણાશક્તિનું જ્ઞાન, તથા બળ અને અહંકારાદિથી યુક્ત હોય તો જાણવું કે દેવ તથા ભૂત પ્રેતાદિ કારણથી ઉન્માદ થએલ છે. આ ઉન્માદનો પ્રકોપ અમુક તિથી કે અમુક સમયમાંજ નિયમિતપણે થાયછે.

## પવિત્ર દેવોના આવેશવાળાનું લક્ષણ.

જે સદા સંતોષી, પવિત્ર, નિંદ્રા રહિત, વગર ભણ્યે પણ સત્ય રીતે સંસ્કૃત ભાષણ કરનાર, સુંદર અત્તર, પુષ્પની માળા કે સુગંધિ પદાર્થોથી પ્રસન્ન રહે. આંખ મીંચે નહીં અર્થાત્ સ્થિર દ્રષ્ટિવંત, તેજસ્વી, વરદાન આપનાર તથા બ્રાહ્મણોની ભક્તિ કરે તો જાણવું કે ઉત્તમ દેવના આવેશથી ઉન્માદ થએલો છે.

## અસુર દેવોના આવેશવાળાનું લક્ષણ.

પરસેવો ખાખ્યાજ કરે ગુરૂ, દેવ, બ્રાહ્મણ તથા પૂજ્ય-વડીલોની નિંદા કરે, વાંકી દ્રષ્ટિ, નિર્ભયતા, ખોટાં કાર્યોમાં રૂચી રાખનાર, ભોજનાદિમાં તૃપ્તિ રહિત અને દુષ્ટ સ્વભાવવંત હોય તો જાણવું કે રાક્ષસ-મલીન દેવના આવેશથી ઉન્માદ થયો છે.

## ગંધર્વ, યક્ષ, પિતૃ તથા સતિના આવેશવાળાનાં લક્ષણ.

પ્રસન્ન મનવાળો, ફુલવાડી વન તથા જળનાં સ્થાનકો જોઇ રહેવાથી રાજી, આચારમાં પ્રવર્તે, ગાયન, સુગંધ, તથા ફુલ ઉપર પ્રેમ અને નાચતો નાચતો થોડા શબ્દવાળું સુંદર હાસ્ય કરે, અને થોડું બોલે તો જાણવું કે ગંધર્વના આવેશથી ઉન્માદ થયો છે.

ગંભીર, રક્તનેત્ર, ઝીણાં તથા રંગેલા વસ્ત્ર ઉપર પ્યાર, ત્વરત ચાલનાર, થોડું બોલે, તેજસ્વી, સહનશક્તિવાળો અને 'કોને ? શું આપું ?' એમ બોલ્યા કરે તો જાણવું કે યક્ષગ્રહના પ્રવેશથી ઉન્માદ થયો છે.

દાભ પાથરીને મરેલા પૂર્વજોને પિંડ આપે, શાંત પ્રકૃતિવાળો તર્પણ-જમણા ખભા ઉપર વસ્ત્ર રાખી પૂર્વજોને પાણી પાયે, માંસ, તલ, ગોળ અને દુધના ભોજનની ઇચ્છા કરે તથા પિતૃઓની ભક્તિ કરે તો જાણવું કે પિતૃના પ્રવેશથી ઉન્માદ થયો છે.

મન અનિશ્ચળ, સંતાનાદિનો અવરોધ, સતિપણાની વાર્તા ઉપર પ્રીતિ, બોલે નહીં અને બોલે તો વરદાન આપે, પવિત્ર રહે અને શ્રેષ્ઠ વસ્તુઓની ઇચ્છા જણાવે તો જાણવું કે સતિના પ્રવેશથી ઉન્માદ થએલો છે.

## નાગ, ક્ષેત્રપાળ, માતા, કામણ–ટુમણ, શાકિની ડાકિ-ની તથા રાક્ષસ–બ્રહ્મરાક્ષસ અને અવગતિ-આના આવેશવાળાઓનાં લક્ષણ.

સર્પના પેઠે પેટ ઘસડીને ચાલતો, વારંવાર જીભથી ગલોફાંને ચાટતો, ક્રોધયુક્ત અને મધ, ઘી, દુધ તથા દુધપાકની ઇચ્છા કરતો હોય તો જાણવું કે સર્પના આવેશથી ઉન્માદ થયો છે.

મુખનાસિકામાંથી લોહી ચાલે, સ્મશાનની રાખ મસ્તકમાં નાખે, ખોટાં સ્વપ્ન આવે, પેટમાં અને સાંધાઓમાં પીડા તથા અગ્રથિત રહે તો જાણવું કે ક્ષેત્રપાળના પ્રવેશથી ઉન્માદ થએલો છે.

એક બાજુનું અંગ રહી જાય, લોહી સુકાઇ જાય, મુખ તથા પગ વાંકા થઇ જાય, શરીર ક્ષીણ અને યાદશક્તિ જતી રહે તો જાણવું કે માતાના પ્રવેશથી દોષ થયો છે.

ખભા, ડોક તથા માથું ભારે રહે, મનમાં ચપળતા, સર્વ અંગ ક્ષીણ, નાક, નેત્ર, હાથ તથા પગમાં બળતરા વીર્યનો નાશ, અંગોમાં સોયો ઘોંચ્યા જેવી વેદના અને શરીર સુકાઇ જાય તો જાણવું કે કોઇના કરેલા કામણ–ટુમણથી વ્યાધિ થએલ છે.

સર્વાંગમાં પીડા, આંખો અત્યંત દુઃખે, મૂર્છા, કંપ, રોવું, બકવું, અરૂચિ, હસવું, સ્વરભંગ ફેર તથા તાવ આવે અને બળ તથા ભૂખ નાશ પામે તો જાણવું કે શાકિની તથા ડાકિનીના વળગવાથી ઉન્માદ થએલ છે.

માંસ, લોહી તથા દારૂની ઇચ્છા કરે, ઘણોજ નિર્લજ, નિર્દય, શૂરવીર, ક્રોધી અને અત્યંત બળવાન, રાત્રિનો ફરનાર તથા પવિત્રતાનો દ્વેષી હોય તો જાણવું કે રાક્ષસના વળગવાથી ઉન્માદ થયો છે.

દેવ, ગુરૂ, બ્રાહ્મણનો દ્વેષી, વેદ વેદાંગનો નિંદક અને બીજાને મારતો નથી, પણ પોતાના શરીરનેજ પીડા કરે તો જાણવું કે બ્રહ્મરાક્ષસના વળગાડનો ઉન્માદ છે.

નાગો ફરે, માંસ રહિત શરીર થઇ જાય, વિરૂદ્ધ ભાષણ કરે, દુર્ગંધવાળો, અત્યંત અપવિત્ર રહે, લુખો તથા સર્વ અન્નપાનોમાં લંપટ, ઝાઝું ખાનાર, વિરૂદ્ધ ચેષ્ટા કરનાર, વન અને મનુષ્ય રહિત સ્થાનમાં વસનાર, રોતો રોતો ત્રાસ પામે તો જાણવું કે પિશાચના વળગાડનો ઉન્માદ છે.

જે માણસ અપવિત્ર રહે, મર્યાદા તોડે તેવાં માણસો ધવરાએલાં કે જખમ ઘવાયલાં હોય; તો પણ તેવાંઓને મારી નાખવા અથવા તેઓની પાસેથી પૂજા કરાવવા રાક્ષસ કે હિંસક જાતિનો અસુરોનો વળગાડ થાય છે અર્થાત્ પર્વત, મેડી, વૃક્ષ, ભીંત તથા હાથી વગેરે ઉપરથી પડી જનારને રાક્ષસાદિ હિંસક જાતિઓનો વળગાડ થાય છે તેથી આંખો અહીં ત્યારે બાજુએ ઘુમ્યા કરે છે, ફીણવાળી ઉલટી તથા અત્યંત ઝુંબારો થાય છે, હુંકાર કરે છે અને પડી જાય છે.

( આ ઉન્માદ અસાધ્ય છે. અને દેવ–આદિ વળગાડના ઉન્માદ તેરમે વર્ષે અસાધ્ય થાય છે.)

પ્રાત:કાળે ઉઠી ઉઠીને ઘરમાંથી નાસવા લાગે, ખોટાં વચનો બોલે, શરીર ધ્રુજ્યા કરે, ખાય પીએ નહીં અને ખાય તો મનમોજ પ્રમાણે ખાય તથા લવારો બહુ કરે, રોયા કરે,

અને ખરાબ રીતે શ્વાસ લે તો જાણવું કે અવગતિ પામેલા પ્રેતાદિના વળગાડથી ઉન્માદ થએલો છે.

## દેવ—આદિનો આવેશ થવાનો વખત.

ઘણું કરીને દેવતાઓ પૂર્ણિમાને દિવસે, દૈત્યો બંને સંધ્યા કાળમાં, ગંધર્વો અમાવાસ્યાને દિવસે, યક્ષો પડવાને દિવસે, પિતૃઓ કૃષ્ણ પક્ષમાં કે અમાવાસ્યા તથા બીજી તિથીઓમાં, સર્પો પાંચમને દિવસે અને રાક્ષસ તથા પિશાચો ચૌદશની રાત્રીએ વળગે છે; માટે જે તિથીએ વળગે છે તે જ તિથીએ તેનાં બળીદાન આપવાં.

## દેવ—આદિનો પ્રવેશ મનુષ્યના શરીરમાં થાય છે, પણ પ્રવેશ થતાં કેમ દેખાતા નથી ?

દેવ ભૂતાદિ મનુષ્યોના શરીરમાં પ્રવેશ કરે છે, પણ પ્રવેશ થતી વખતે આપણને માલુમ પડતી નથી તો તે વિષે દ્રષ્ટાંત એ છે કે-દર્પણ, પાણી તથા તેલ વગેરે પ્રવાહી પદાર્થોમાં પોતાનો કે અન્યનો પ્રતિબિંબ-પડછાયો, ટાઢ તથા ગરમીનો શરીરમાં પ્રવેશ, આગીઆ કાચમાં, સૂર્યની કાંતિ, શરીરમાં જીવ અને ફળફુલમાં રસો પ્રવેશ કરે છે; પરન્તુ પ્રવેશ કરતી વખતે કોઇ જોઇ શકતાં નથી તે જ પ્રકારે દેવ ભૂતાદિ પણ શરીરમાં પ્રવેશ કરે છે; પરંતુ પ્રવેશ કરતી વખતે જણાતાં નથી.

## ઉન્માદનું અસાધ્યપણું.

આંખો ફાટેલીજ રહે, ડોલ્યાજ કરે, મુખે ફીણ આવે, ધ્રુજ્યા કરે, નિદ્રા બહુ આવે અને વારંવાર પડી જાય તો જાણવું કે તે ઉન્માદ રોગી પરલોકના પ્રયાણ માટે કેડ બાંધી તૈયાર ઉભો છે.

## ઉપાય.

વાયુના ઉન્માદમાં પ્રથમ સ્નેહપાન કરાવી, પિત્તના ઉન્માદમાં રેચ આપી અને કફના ઉન્માદમાં ઉલટી કરાવી પછી ગુદા તથા લિંગમાં પિચકારી મારવા વગેરે ચિકિત્સાઓ કરવી. અથવા ઉન્માદ રોગીને વ્હાલાં જનનો વિનાશ થયાની વાર્તા સંભળાવવી, અદ્‌ભુત વસ્તુઓ બતાવવી. કાંચની કૈવાટીનો સ્પર્શ કરાવવો. ઉના કરેલા લોઢા, તેલ કે પાણીનો સ્પર્શ કરાવવો. નિર્જન ઘરમાં સારી પેઠે ચાબકા મારવા. ઝેરી ડાઢ કાઢી લીધેલો સર્પ કરડાવવો. સિંહ તથા હાથીઓથી બ્હીવરાવવો, ચોર, શત્રુ તથા રાજસેવકોના પ્રાણઘાત ત્રાસથી-ભયભીત કરવો. ઇષ્ટ-વ્હાલાં જનોનાં નામો સંભળાવવાં. અથવા ઉપલેટ, આસગંધ, સિંધાલુણ, અજમોદ, ( બોડીઅજમો ) જીરૂં, શાહજીરૂં, ત્રિકટુ, ( સુંઠ, મરી, પીપર, ) કળીઆડ અને શંખાવળી એઓ સઘળાં બરાબર લઇ અને એ સર્વના બરાબર ઘોડાવજ લઇ સઘળાંઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી બ્રાહ્મીના રસની ૩ ભાવના દઇ, છાયામાં સુકવી ઘુંટી તેને મધ ઘી સંગાથે ૧ તોલો કાલની ૭ દિવસ લે તો સર્વ જાતના ઉન્માદ તથા સર્વ જાતના વાયુ વિકાર તથા પ્રમેહને મટાડે છે અને યાદશક્તિ, બુદ્ધિ, કાવ્યશક્તિ, ધૈર્ય તથા સંપત્તિને વધારે છે. આ બ્રહ્માજીનું કહેલ સારસ્વત ચૂર્ણ કહેવાય છે. અથવા ત્રિફળા, પિત્તપાપડો,

દેવદાર, સમેરવો, જવાસા, તગર, હળદર, દારૂહળદર. બ્રંદ્રવરણાની જડ, ધોળી તથા કાળી ઉપલસરી, ચંદન, પદ્મક, ઉપલેટ, નીલકમળ, એલચી, ઉભી ભોરીંગણી, મજીઠ, તાલીસપત્ર, નસોતર, વાવડીંગ, રૂદ્રવંતી, નાગકેસર, જેઠીમધ, ગંધીસમેરવો અને ચંબેલીનાં ફુલ એ સઘળાં ઔષધો એક એક તોલા ભાર લઇ ખાંડી વિધિપૂર્વક ચોગણા પાણીમાં નાખી ઉકાળવાં અને તેમાં ગાયનું ઘી ૬૪ તોલા નાખી ધીમા અગ્નિથી પકાવી સર્વ રસ બળી ઘી માત્ર રહે ત્યારે વસ્ત્રગાળ કરી લેવું. તેમાંથી ટાંક ૫ નિરંતર પીએ તો પ્રમેહ, મૂત્રકૃચ્છ, ઉન્માદ, મૃગી, મૂર્છા, ખરજ, રક્ત, તાવ, વિષ, ઉધરસ, સોજો, અને પાંડુ એટલા રોગનો નાશ કરે છે, તથા પુત્ર આપે છે. આ પાનીયક કલ્યાણઘૃત કહેવાય છે. અથવા સુંઠ, મરી, પીપર, હિંગ, વજ, સરસડીઆનાં બીજ, સિંધાલૂણ અને સરસવ એઓ સમાન ભાગે લઇ ગોમૂત્રમાં સારી પેઠે ઘુંટી અંજન કરે તો ઉન્માદ જાય છે. **વૈદ્યવિનોદ.** અથવા સુંઠ, અજમોદ, હળદર, દારૂહળદર સિંધાલૂણ, વજ, જેઠીમધ, ઉપલેટ, પીપર અને જીરૂં એ સઘળાં સમાન ભાગે લઇ સારી પેઠે ઘુંટી ટાંક ૨॥, ગાયના ઘી સાથે પ્રભાતે સેવન કરે તો સાક્ષાત સરસ્વતિજી મુખમાં આવી નિવાસ કરે છે. તથા ઉન્માદ જાય છે. એમ **ભાવમિશ્ર** કહે છે. આ **વિશ્વાદ્ય ચૂર્ણ** કહેવાય છે. અથવા બ્રાહ્મીનો રસ, કિંવા ભૂરા કોળાના બીજનું ચૂર્ણ અથવા શંખાવળીનો રસ એ પ્રત્યેક યોગો ઉપલેટ અને મધ સહિત લઇ પીએ તો ઉન્માદ જાય છે. **ભાવપ્રકાશ.** અથવા બ્રાહ્મીનો રસ, વજ, શંખાવળી, ઉપલેટ, અને નાગકેસર એ સર્વે બરાબર લઇ ચૂર્ણ કરી અંજન, નાસ વા, પીવા માટે યોજવાથી મૃગી, ભૂતોન્માદ અને ઉન્માદ નાશ પામે છે. **વૈદ્યરહસ્ય.** સરસડીયાનાં ફુલ, મજીઠ, પીપર, સરસવ, વજ, હળદર અને સુંઠ એટલાં સમાન ભાગે લઇ બકરીના મૂત્રમાં ઝીણાં લસોટી ગોળી કરી ઘસી અંજન કરે, તો ઉન્માદ જાયછે. **યોગરત્નાવળી.** અથવા શેકેલી હિંગ, સંચળ, સુંઠ, મરી અને પીપર એઓ આઠ આઠ તોલા ભાર લઇ ખાંડી ગાયનું ઘી ૨૫૬ તોલા અને ગોમૂત્ર ઘીથી ચારગણું લઇ તેમાં ઉપર કહેલાં ઔષધો નાખી ધીમા અગ્નિથી પકાવવું. જ્યારે ગોમૂત્ર બળી ઘી માત્ર રહે ત્યારે નીચે ઉતારી વસ્ત્રગાળ કરી ટાંક ૫ ભાર ભોજન સમય પીએ તો ઉન્માદને દૂર કરે છે. આ હિંગ્વાદ્યઘૃત કહેવાય છે. **ચક્રદત્ત.**

દેવ—આદિના વળગાડથી થએલા ઉન્માદ માટે સુજ્ઞ વૈદ્યે પવિત્ર થઇ પોતાના શરીરની રક્ષા—બળીમંત્ર, રામરક્ષા અથવા અન્ય મંત્રોથી રક્ષા કરી પછી ભૂતાદિને કાહાડવા યત્ન કરવો. તેમાં મંત્ર તંત્ર યંત્ર પૂજન બળીદાન હોમાદિ વિધિપૂર્વક કરવાં. કાળાંમરી, પીપર, સિંધાલૂણ અને ગોરૂચંદન એઓને ઝીણાં ઘુટી મધ સાથે અંજન કરે તો ભૂત—પ્રેત જન્ય ઉન્માદ મટે છે. અથવા તાવના અધિકારમાં નૃસિંહજીનો દિવ્ય મંત્ર લખેલો છે તેથી ભૂત—પ્રેતાદિ વગેરેના ઉન્માદ મટે છે. માટે તે મંત્રનો ઉપયોગ કરવો.

## ઉડ્ડીસમાં શ્રી મહાદેવજીએ કહેલા આ સંબંધી સાવર મંત્ર યંત્રો.

**ॐनमो भगवते नारसिंहाय घोर रौद्रमहिषा सूर रूपाय त्रैलोक्य डंबराय रौद्र-क्षेत्रपालय ह्रौं ह्रौं क्रौं क्रौं क्रिमिति ताडय ताडय मोहय मोहय द्रंभि द्रंभि क्षोभय क्षोभय अभि अभि साधय साधय ह्रौं हृदये आंशकये मीती ललाटे बंधय बंधय ह्रौं हृदये स्तंभय किलि किलि ईह्रौं डाकिनि प्रच्छादय प्रच्छादय शाकिनि प्रच्छा-**

दयं प्रच्छादय भूतं प्रच्छादय प्रच्छादय अभूती अदृतिस्वाहा राक्षसं प्रच्छादय प्रच्छादय ब्रह्म राक्षसं प्रच्छादय प्रच्छादय आकाशसं प्रच्छादय प्रच्छादय सिंहनी पूत्रं प्रच्छादय प्रच्छादय एते डाकिनी ग्रहसाधय साधय शाकिनी ग्रह साधय साधय अनेन मंत्रेण 'डाकिनी शाकिनी भूत प्रेत पिशाचादि एकाहिक द्वाहिक त्र्याहिक चातुर्थिक पंचमकं वातिक पैत्तिक श्लेष्मिक सन्निपात केशरि डाकिनी ग्रहादि मुंच मुंच स्वाहा गुरुकी शक्ति मेरी भक्ति स्फुरो मंत्र ईश्वरी वाचा.

આ મંત્રથી મોરપીંછી વડે ઉજણી વાર ૨૧ નાખે તો ભૂતાદિકના સર્વ ઉન્માદ મટે છે અથવા એ મંત્રથી અબોટ જળ શુદ્ધ પાત્રમાં ભરી મંત્રીને છાંટવાથી વા પાવાથી ઉન્માદ મટે છે.

## ડાકિણીને બોલાવવાનો મંત્ર.

ॐनमो आदेश गुरूकुं ॐनमो जय जय नृसिंह तिनलोक चैाद भुवनमां हाथ चावि होठ चावे नयन लाल लाल सर्व वैरी पछाडि मारि भक्तनको पण रखि आदेश आदेश पुरुषकों.

આ મંત્ર વડે પવિત્ર થઇ શુદ્ધ વગર બોટેલું પાણી મંત્રી રોગીને બેસાડી તે પાણી પાઇ દેવું જેથી ડાકણુ વગેરે જે હોય તે બોલે છે.

## પુનઃ ડાકિણિ બોલાવવાનો મંત્ર.

ॐ नमो चढो चढो शूरवीर धरती चढी पाताल चढी पग पातालि चढी कूककूण वीर चढया हनुमंत वीर चढया धरती चढी पग पानी चढी एडी चढी एडी चढी मरचै चढी मरचै चढी पिंडी चढी पिंडी चढी गोडा चढी गोडा चढी जंघा चढी जंघा चढी कटि चढी कटि चढी पेट चढी पेटसुं धरणी चढी धरणीसुं पांसल्यां चढी पांसल्यांसुं हीयां चढी हीयासुं छाति चढी छातिसुं खवां चढी खवांसुं कंठ चढी कंठसुं मुख चढी मुखसुं जीव्हा चढी जीवव्हासुं कानां चढी कानांसुं आख्यां चढी आख्यांसुं ललाट चढी ललाटसुं शीश चढी शीससुं कपाल चढी कपालसुं चोटी चढी हनुमान नारसिंह कलवा रक्ष्या चल्या वीर समदवीर दिठवीर आग्यावीर सोसंतवीर योवीर चढयो.

આ મંત્રથી ધૂણી બોલી ઉઠે છે.

## ડાકિણીને પ્રહાર લાગવાનો મંત્ર.

ॐ नमो महाकाय जोगिणी जोगिणी पर शाकिनी कल्प ह्रसाय दृष्टि योगिनी सिद्धि रुद्राय कालदंडेन साधय साधय मारय २ चूरय ६ अपहर शाकिनी सपरिवारंनमः ॐ ठः ठः ठः ठः ठः ठः ॐ ह्रीँ ह्रीँ ह्रीँ ह्रीँ ह्रीँ ह्रीँ हो हो फुट स्वाहा.

પવિત્ર થઇ વાર ૭ ગુગળ મંત્રી ખાંડણીમાં નાખી સાંબેલાવડે ખાંડવો તો તે ડાકિણીના માથામાં પ્રહાર લાગે છે. આ મંત્રથી પોતાનો ઢાંચણુ મૂકે તો ડાકિણીનું માથું

ગુંજાય. આકડ મંત્રી નાખે તો ડાકિણી ઘેર આવી રમવા લાગે અને પવિત્ર પાણી મંત્રી આંખ્યો ઉપર છાંટે તો ડાકણી બોલી ઉઠે છે.

## ડાકણીનો દોષ દૂર થવાનો મંત્ર.

ॐ नमो आदेस गुरूकुं डाकिणी सिहारी किन्नमारी जती हणमंतने मारी कहां जाय दयकी किनोंने देषी जती हणमंतने देषी सातमे पातालगई सातमा पातालसुं कुण पकड लाया जती हणमंत पकड लाया जती हणमंत पकड लाया एक तालदे एक कोठा तोडया दोय तालदे दोय कोठा तोडया तीन तालदे तीन कोठा तोडया च्यार तालदे च्यार कोठा तोडया पांच तालदे पांच कोठा तोडया छ तालदे छ कोठा तोडया सातमो कोठो खोलि देखेतो कुण कुण खडी जे डाकिनी सिहारी भूत प्रेत चल्या जती हणमंत तेरे झाडेसुं चल्या ॐ नमो आदेश गुरूकुं गुरूकी शक्ति मेरी भक्ति फुरो मंत्र ईश्वरी वाचा.

આ મંત્રવડે મોર પાંખની પીછીથી કે લોઢાના પદાર્થથી ૭ વાર ઉંજણી નાખવી જેથી દોષ દૂર થાય છે.

નંબર ૧

| | | | |
|---|---|---|---|
| ११८ | ६६ | १ | ५ |
| ૭ | ६ | ૭ | ६ |
| ३ | ञ | [illegible] | ०।० |
| ८ | १ | ૩ | ४० |

નંબર ૨

| | | | |
|---|---|---|---|
| ૭ | ૯ | ૯ | ८ |
| ૩ | ६ | ६ | ५ |
| ४ | ०।।। | ૩ | ११ |
| ૭। | ६ | १० | ०।।।० |

નંબર બીજા વાળો યંત્ર કોરા કાગળ ઉપર અષ્ટગંધથી લખી અમોટ પાણીમાં ઘોળી ૭ દિવસ પાવો અને નંબર પેહેલા વાળો યંત્ર અષ્ટગંધાથી કાગળ ઉપર લખી ધૂપ દઇ બાળકને કિંવા કોઇને ગળામાં બાંધવો તો ડાકની વગેરેના દોષ દૂર થાય છે.

## હાજરાયતનો મંત્ર.

" ॐ नमः कामाख्याये सर्व सिद्धिदायै अमुक कर्म कुरु कुरु स्वाहा. "

अस्य मंत्रस्य वाल्मिक ऋषिः जगति छंदः कामाख्या देवता प्रणव शक्तिः अव्यक्त कीलकं ॐ नमः अंगुष्ठाभ्यां नमः कामाख्यायै तर्जनिभ्यां नतः स्वाहा सर्व सिद्धिदायै मध्यमाभ्यां वषट्. अमुक कर्म अनामिकाभ्यां, हुं कर्म कुरुकुरु कनिष्ठिभ्यां. वौषट् स्वाहा करतल करपृष्ठाभ्यां अस्त्राय फट् ॐ नमो हृदयाय कामाख्यायै सिरसे स्वाहा सर्व सिद्धिदायै शिखाये वषट् अमुक कर्म कवचायहुं कुरु कुरु नेत्रत्रयायै वौषट् स्वाहा अस्त्राय फट् ॥ अथध्यानम् ॥

योनिमात्र शरीराय कुंजु वासिनी कामदा ॥
रजस्वला महा तेजा कामाक्षी ध्येयया सदा ॥ १ ॥

આ મંત્રને ૧૦૦૮ વખત જપી ગુલનોરાનાં ફુલોની ૧૦૦ આહૂતી આપી સિદ્ધ કરવો. જ્યારે જરૂર પડે ત્યારે મંત્રેલા મીંઢળની રાખ રૂમાં લપેટી દીવટ વણી તેલના દીવામાં મૂકી દીવો કરવો તથા દીવાનું (કંકુ–કેસરાદિથી) પૂજન કરી તે દીવાની આગળ આઠ અથવા દશ વર્ષનો, સારા કુળનો, દેવગણવાળો છોકરો બેસારવો અથવા તેવાજ ગુણ યુક્ત કન્યા મળે તો તેને બેસાડી, પોતે પણ પવિત્ર થઈ મીંઢળ ઉપર ઉપરના મંત્ર જપવા. સંકલ્પ વાળું પાણી છાંટી દીવાના આગળ આ યંત્ર લખી તેનું પૂજન કરી આ યંત્ર છોકરા કે છોકરીને દેખાડી તેના હાથની હથેળીમાં મંત્રેલા મીઢળની રાખ કરી તેલમાં કાલવીને મસળવી અને પછી તેને પૂછવું એટલે જે જે તે હથેળીની કાજળમાં એના દેખવામાં આવશે તે તે કહી બતાવશે. વિસર્જન કર્યા પછી દશમા ભાગે માર્જન, દશમા ભાગે તર્પણ અને દશમા ભાગે બ્રહ્મ ભોજન કરવું. આ હાજરાયત વિધિ સત્ય છે. આ સર્વ પ્રયોગ **શ્રી સદાશિવજી પ્રણીત ઉડ્ડીસમાં** કહેલ છે. **અથવા** લીંબડાનાં પાંદડાં, વજ, હિંગ, સાપની કાંચળી, અને સરસવ એઓની ધુણી દે તો ડાકણ ભૂત વગેરે ભાગી જાય છે. **અથવા** કપાસીયા, મોર પાંખના ચાંદલા, મોટી ભોરીંગણીનાં ફળ, શિવનિર્માલ્ય, મરવો, તજ, વંશલોચન, ખલાડીની વિષ્ટા, જવના છોતરાં, વજ, માથાના વાળ, સાપની કાંચળી, ગાયનાં શીંગડાં ! છોલ, હાથીદાંતનો છોલ, હિંગ અને મરી એ સર્વ સમાન લઇ ખાંડી એઓની ધૂણી દે તો સર્વ પ્રકારના ભૂતોન્માદ કિંવા દોષ દૂર થાય છે. આ **માહેશ્વર ધૂપ** કહેવાય છે. **ચક્રદત્ત. અથવા** કરકચની જડ, દારૂહળદર, સરસવ, ઉપલેટ, હિંગ, વજ, મજીઠ, ત્રિફળા, સુઠ, મરી, પીપર અને ધઉંલા એ સર્વ સમાન લઇ બકરાના મૂત્રમાં ઘુંટી નાસ દેવાથી કે અંજન કરવાથી સર્વ ભૂતાદ ઉન્માદનો દોષ દૂર થાય છે. **અથવા** ગોરખ કાકડીને ગોમૂત્રમાં ઘુંટી નાસ દે તો બ્રહ્મરાક્ષસનો દોષ મટે છે. **અથવા** સંખાવળીનાં મૂળીઆંને ચોખાના પાણીમાં વાટી અથવા ઘીમાં વાટી તેનો નાસ આપવાથી ભૂતાદિકના [1] દોષ દૂર થાય છે.

| | | | |
|---|---|---|---|
| ૧ | ૮ | ૩ | ૮ |
| ૫ | ૬ | ૩ | ૬ |
| ૭ | ૨ | ૯ | ૨ |
| ૭ | ૪ | ૫ | ૪ |

પવિત્ર દેવને ખરાબ ધૂપ વગેરે અછાજતી ક્રિયાઓ કરવી નહીં માત્ર મલિન ભૂત પ્રેતાદિ કે પિશાચ વગેરેને માટે ઉપરની ક્રિયાઓ કામમાં લેવી નહીં તો ભૂતાદિ દોષ કહાડતાં પોતાનો પ્રાણ જવાનો વખત આવશે માટે દેવોનું ઉંચ નિચાપણું વિચારી સર્વ ઉપાયો ઉપયોગમાં લેવા.

## ઇતિ ઉન્માદનો અધિકાર સંપૂર્ણ.

---

૧ ભૂતયોની છે એ કોઇથી ખોટું કહેવાય તેમ નથી; પરંતુ જે જે ધૂણનાર નજરે પડે છે તે તે સર્વ ઢોંગ કરનારા છે ખરા દેવના આવેશવાળો હજારમાં એક પણ ભાગ્યે હોય છે, પણ કોઇ પણ પ્રકારનો સ્વાર્થ સાધવાના હેતુથી ઘણું કરીને વ્હેમ તથા પ્રપંચી સ્ત્રીઓ ભૂતનો આવેશ બતાવે છે તેથી બિચારા ભોળા અને વિષયી પુરૂષો તેની અનેક પ્રકારે ખુશામત કરી યંત્ર મંત્ર તંત્ર દોરો કે ઉતારા કરાવેછે અને ભૂત ધુણીને જે કહે તે પ્રમાણે વર્તે છે. અરે ! સમજુ પુરૂષો પણ તેવી સ્ત્રિયોના ફંદથી કંટાળી છેવટે હાએ હા કરી લોકોનાં ભયથી તે ઉપાય આદરે છે અહા ! ! સ્ત્રિના ચરિત્રરૂપી સમુદ્રનો કોણ પાર પામ્યું છે ! ! !

ભા. કર્તા.

# મૃગીરોગનો અધિકાર.

(*)

## મૃગીરોગની નિદાન પૂર્વક સંપ્રાપ્તિ તથા સંખ્યા.

મૃગીરોગ ચિંતા તથા શોકાદિથી કુપિત થએલા દોષો હૃદયની નસોમાં નિવાસ કરી યાદશક્તિનો નાશ કરે છે તેથી અપસ્માર–મૃગી–વાઇ–ફેફરૂં અને મિરઘીવાયુ વગેરે નામ વાળો રોગ પેદા થાય છે. તે રોગના ૪ ભેદ છે–એટલે વાયુથી થયેલો, પિત્તથી થએલો, કફથી થએલો, અને ત્રિદોષના પ્રબળપણાથી થએલો એમ ૪ પ્રકારનો છે.

## મૃગીનું પૂર્વ સ્વરૂપ.

જે મનુષ્યને મૃગીનો રોગ થવાનો હોય ત્યારે તેને તે રોગ થયા પેહેલાં આટલાં લક્ષણો થાય છે–એટલે કંપારો, હૃદયમાં શૂન્યતા, પરસેવો, વિસ્મયતા, મૂર્ચ્છા, જ્ઞાન રહિત, અથવા ઇંદ્રિયો જ્ઞાનરહિત થાય અને નિદ્રાનો નાશ થાય છે.

## મૃગીનાં સામાન્ય લક્ષણ.

જેને મૃગી રોગ થયો હોય તેને સર્વત્ર અંધકાર દેખાય સ્મરણશક્તિ નાશ થઇ જાય, નેત્રોમાં વિકાર અને હાથ પગને પૃથ્વી ઉપર પછાડયા કરે છે. આ રોગ બહુજ ભયંકર છે માટે આ રોગ વાળાને નદી, તળાવ, કુવા, વાવડી, કુંડથી, વૃક્ષોની, પર્વતોથી, તથા વિષમ પ્રદેશોથી અને અગ્નિથી સદા યત્નપૂર્વક બચાવવો જોઇએ નહીં તો તેની બેભાન અવસ્થામાં તેનું તુરત મરણ નિપજે છે. તથા ઉન્માદ રોગીને પણ તે જ પ્રમાણે બચાવવો.

## નિર–નિરાળા દોષોના કોપથી થએલ મૃગીનાં લક્ષણો.

વાયુના કોપેથી થએલ મૃગી હોય તો કંપારો, દાંતોને ચાવે, મોહોડે ફીણ આવે, શ્વાસ થાય અને જ્યાં ત્યાં કાળું પીળુંજ દેખે છે.

પિત્તના કોપથી થએલ મૃગીમાં મોહોડે પીળાં ફીણ આવે, શરીરની ચામડી તથા મોહોડું અને આંખ પીળાં થાય, સર્વત્ર લાલ પીળું દેખાય અને તૃષા ઘણી લાગે તથા શરીર ઉનું રહે વા, સર્વત્ર અગ્નિ બળતીજ દેખે છે.

કફના કોપથી મૃગી થઇ હોય તો, મોહોડે ધોળું ફીણ આવે. શરીરની ચામડી મુખ અને નેત્ર પણ ધોળાંજ થઇ જાય. ટાહાડ વાય, રૂંવાડાં ઉભાં થઇ આવે અને શરીર ભારે તથા સર્વત્ર વસ્તુ ધોળીજ દેખાય છે.

ત્રિદોષના કોપથી મૃગી થઇ હોય તો ઉપર કહેલા પ્રત્યેક દોષનાં લક્ષણ નજરે પડે છે. આ મૃગી અસાધ્ય છે.

## અસાધ્ય મૃગીનાં લક્ષણ.

જે મૃગીરોગીનું શરીર અત્યંત ફરકયા કરે, શરીર ક્ષીણ થઇ ગયું હોય, આંખની ભમરો ચલાયમાન થતી હોય, નેત્રો વિકૃત થતાં હોય, અંધારાં આવતાં હોય, માથું પણ દુખતું હોય, કાંતિ તથા ઇંદ્રિયબળ હણાઇ ગયું હોય અને જ્ઞાનશક્તિ નાશ પામી હોય,

તો તે મૃગીરોગવાળો જીવતો નથી. તથા લાંબા વખતથી થએલ કિંવા એક દોષવાળો મૃગી રોગ હોય તો તે પણ અસાધ્ય છે.

## મૃગીનો સમય.

પિત્તપ્રકોપ પામ્યું હોય તો પંદર દહાડે અથવા પંદર દિવસની અંદર મૃગીરોગ ઉછાળો મારે છે અર્થાત્ પિત્તની મૃગી પંદરમે દાહાડે કે પંદર દહાડામાં કાંઇક ઓછા સમયે મૃગી–વાઇ આવે છે. વાયુ પ્રકોપની ૧૨ દિવસે અથવા તો બાર દિવસની અંદર પણ વાઇ આવે છે. કફ પ્રકોપની એક મહીને અથવા તો એક માસની અંદર પણ વાઇ આવે છે. આ સ્થળે એવી શંકા કરે કે મૃગીના કારણ રૂપ વાત પિત્ત તથા કફ નિરંતર વિદ્યમાન છે; છતાં નિત્ય વાઇ ન આવતાં અમુક અમુક સમય ઉપરજ કેમ આવે છે ? તો તેનું સમાધાન એ છે કે, જેમ વર્ષાદ વરસે છે તે વખતે સર્વ બીજ ઉગવાનું કારણ છે છતાં ધઉ, ચણા, મેથી કે બીજ વગેરે શરદૃતુમાંજ ઉગે છે તેમ મૃગીના કારણરૂપ દોષો પણ વિદ્યમાન છે છતાં પોતપોતાના સ્વભાવને લીધે સમય ઉપરજ કોપ કરે છે.

## ઉપાય.

મૃગીવાળા રોગીને પીવાનાં ઔષધો આપીને, અંજન, લેપ, મર્દન, ડાંભ અને નાસ વગેરેના પ્રયોગો ઉપયોગમાં લેવા. તથા તેલ સાથે લસણ ખાવાથી વાયુની, દુધ સાથે શતાવરી ખાવાથી પિત્તની અને બ્રાહ્મીના રસ સાથે મધ પીવાથી કફની મૃગી નાશ થાય છે. અથવા સરસવ સરગવો, અરલુ અને અઘેડો એઓનું ચૂર્ણ કરી ખાવાથી અથવા ગાયના મૂત્ર સાથે વાટી શરીરે લેપ કરવાથી મૃગી નાશ પામે છે. “ અથવા સરગવાનો રસ શેર ૪, કુમાર પાઠાનો રસ શેર ૪ અઘેડીનો રસ શેર ૪, લીંબડાની અંતર છાલનો રસ શેર ૧, ગાયનું મૂત્ર શેર ૪ અને તેલ શેર ૧ એઓ એકઠાં કરી ધીમા તાપ ઉપર પકાવતાં સર્વ રસ બળી તેલ માત્ર રહે ત્યારે તેને ગાળી લઇ તે તેલનું શરીરે મર્દન કરે–ચોળે તો મૃગી–વાઇ જાય. ” અથવા મણશીલ, ગરૂડની હગાર અથવા હીલચાંચની હગાર અને કબુતરની વિષ્ટા એઓનું અંજન કરવાથી મૃગી મટે છે, તથા ઉન્માદ પણ મટે છે એમ ભાવમિશ્રનું કહેવું છે અથવા પારાની શુદ્ધભસ્મ, અભ્રકની શુદ્ધભસ્મ, લોઢાની શુદ્ધભસ્મ, શુદ્ધગંધક, શુદ્ધમણશીલ, હરતાલની શુદ્ધભસ્મ અને રસવંતી એ સઘળાં બરાબર ભાગે લઇ વાટી ગોમૂત્રમાં ૧ દિવસ ઘુંટી તેને લોઢાના વાસણમાં નાંખી તેથી બમણો શુદ્ધગંધક વાટી અરધો નીચે પાથરી તેના વચમાં ઘુંટેલી દવાનો ગોળો મૂકી તે ઉપર બાકી રહેલો ગંધકનો ભૂકો પાથરી પછી તેને એક પહોર સુધી અગ્નિ ઉપર પકાવવો. તેમાંથી ૧ રતી ભાર નિરંતર ૭ દિવસ ખાય તો વાઇ આવતી હોય તે તથા ઉન્માદ અને વાયુ વગેરે નાશ પામે છે. આ ભૂત ભૈરવ રસ કહેવાય છે. આ રસ સેવન કર્યા પછી સુંઠ, મરી, પીપર, સંચળ અને શેકેલી હિંગ એ સર્વ સમાન લઇ વાટી વસ્ત્રગાળ કરી મનુષ્યના મૂત્ર અને ઘીની સાથે સેવન કરે તો મૃગી વાયુ ફેફરૂં–વાઇ નાશ પામે છે. અથવા જેઠીમધને ભૂરા કોળાના કે કોળાના રસમાં ઘુંટી ૩ દિવસ પીએ તો મૃગી નાશ પામે છે. અથવા વજ, ઉપલેટ અને શંખાવળી એ સોળ સોળ તોલા ભાર લઇ ખાંડી ૬૪ તોલા બ્રાહ્મીના રસમાં ઘુંટી તે કલ્કથી પકાવેલું ૬૪ તોલા ગાયનું જુનું ઘી ઉપયોગમાં લે તો મૃગી અને ઉન્માદ રોગ નિશ્ચે નાશ પામે છે. અથવા કોળાના અઢાર ગણા રસમાં જેઠીમધના કલ્ક–ચટણીથી

સિદ્ધ કરેલું-પકાવેલું ગાયનું ઘી ઉપયોગમાં લે તો મૃગી નાશ થાય છે. અથવા સરગવાનાં મૂળની છાલ, વીરણવાળો, ઉપલેટ, જીરૂં, લસણ, સુંઠ, મરી, પીપર અને હિંગ એ સઘળાં બબે તોલા ભાર લઇ ખાંડી કલ્ક કરી તેલ તોલા ૨૪ અને બકરાંનું મૂત્ર તોલા ૧૦૮ તેમાં કલ્ક નાખી ધીમા અગ્નિના તાપથી પકાવવું. જ્યારે મૂત્ર બળી તેલ માત્ર રહે ત્યારે નીચે ઉતારી ગાળી તે તેલનો નાસ લે તો મૃગીવાયુ નાશ પામે છે, ભાવપ્રકાશ. અથવા પંચકોલ, ત્રિફળા, વાવડીંગ, સિંધાલુણ, અજમો, શાહજીરૂં, ધાણા, મરી, બીડલુણ, કચ્ચાં અને જીરૂં એઓનું ચૂર્ણ કરી દશમૂળના ઉના ક્વાથ સંગાથે પીવામાં આવે તો વાયુ તથા કફ સંબંધી રોગો, મૃગીવાયુ, ઉન્માદ, અરશ અને સંગ્રહણી એટલા રોગો મટે છે, તથા નાશ થએલો જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે. આ કલ્યાણ ચૂર્ણ કહેવાય છે એમ ભાવમિશ્ર કહે છે. અથવા પુષ્ય નક્ષત્રના દિવસે કુતરાનો પિત્તો કાહાડી અંજન કરે અથવા ઘીની સાથે તેનો ધૂપ દેવાથી મૃગી નાશ પામે છે. યોગતરંગિણી. અથવા વજનું ચૂર્ણ મધની સંગાથે ખાઇ ઉપર દુધ ભાત જમવામાં આવે તો તેથી ભયંકર અને લાંબા વખતથી થએલો મૃગીરોગ પણ નિશ્ચે નાશ પામે છે. વૈદ્યરત્ન. અથવા નોળીઆની, ઘુઅડની, બિલાડીની, ગીધની, સાપની અને કાગડાની હઘાર, પાંખ તથા ચાંચ લઇ એઓની મૃગીરોગવાળાને ધુણી દે તો મૃગી નાશ પામે છે. ચક્રદત્ત. અથવા ઉન્માદના વિષયમાં જે જે નાસ, અંજન કે ઔષધ પ્રયોગો કહેવામાં આવેલ છે તે તે ઉપાયોનો મૃગીમાં પણ ઉપયોગ કરવો. "અથવા અગથીઆનાં પાંદડાં તથા મરી એઓને ગોમૂત્રમાં ઘુંટી તેનાં નાકમાં ટીપાં નાખવાં તેથી તત્કાળ મૃગી બંધ પડે છે."

## મૃગી રોગનાં પથ્યાપથ્ય.

ચોખા, ઘઉં, મગ, જુનું ઘી, દુધ, તુરીઆં અને દાડિમ એટલાં સદા સેવવાં યોગ્ય છે. અને તીખા, ખાટા, તુરા, સોપારી અને મદિરાદિ પદાર્થો, તથા ચિંતા, ભય, ક્રોધ, અદ્ભુત વસ્તુનું જોવું, મૈથુન, મહેનત, ભાજી, અડદ, તુવર અને તૃષા, નિંદ્રા, ભૂખ વગેરેના વેગો અટકાવવા વગેરે વગેરે સેવવા યોગ્ય નથી,

### ૧ મૃગી રોગનો અધિકાર સંપૂર્ણ.

ઇતિ શ્રીમન્મહારાજાધિરાજ રાજરાજેંદ્ર શ્રી સવાઇ પ્રતાપસિંહજી વિરચિત અમૃતસાગર નામા ગ્રંથ વિષે મદાત્યય ઉન્માદ અને મૃગી એઓનો સર્વ ભેદાદિ યુક્ત ઉત્પત્તિ લક્ષણ યત્નાદિ નિરૂપણ નામનો સાતમો તરંગ સંપુર્ણ.



૧ વિધિપૂર્વક આદિત્યવારને દિવસે ઘેટાના માથાના બે કીડા લાવી તેને માદળીઆમાં પૂરી ગળે કે હાથે ધારણ કરે તો આકરો મગીવાયુ પણ નાશ પામે છે. અથવા જે દોરીમાં ચોરનું મડું ટીંગાડેલું હોય વા જે દોરીથી ફાંસી આપેલ હોય તે દોરીને બાળી તેની રાખ ટાઢા પાણી સંગાથે પાવાથી અવશ્ય મૃગીરોગ જાય છે.

વૈદ્ય રઘુનાથ.

# તરંગ આઠમો.

વાયુ ચોરાશી જાતિના, વારૂ વર્ણવ્યા મિત્ર;
ઘોર દુ:ખદ બહુ જોરદા, છે એ રોગ ખચિત.

## વાયુ સંબંધી વ્યાધિઓનો અધિકાર.

### વાયુ સંબંધી રોગોને ઉત્પન્ન થવાનાં મુખ્ય કારણો.

કષાયલાં, તીખાં, કડવાં, અત્યંત થોડાં, લુખાં તથા હલકાં અને અત્યંત વિશેષ અન્નોના ખાવાથી, વિરૂદ્ધ ભોજનથી, વાસી કે ઠંડા ભોજનથી, ઉજાગરાથી, ખેદથી, અતિ મૈથુનથી, ધાતુઓના ક્ષીણપણાથી, વિશેષ કસરતના કરવાથી, વાયુ વાળા-વાયડા[1] પદાર્થો ખાવાથી, વાયુ રોગના સંસર્ગથી મળ, મૂત્ર, છિંક, બગાસાં, ઉધરસ હસવું, આંસુ, નિંદ્રા તથા વિષય-વાસનાદિના વેગોને અટકાવવાથી, શરીરમાંથી વિશેષ લોહી વહી જવાથી, માંસના ક્ષીણ પ-ણાથી, વિષમાસનથી, શ્રમથી, અતિરેચ તથા અતિ ઉલટી થવાથી, જોરથી વાગવાથી, પંથ કર-વાના થાકથી, બળ તથા ઇંદ્રિઓ ક્ષીણ થવાથી, આમના દોષથી, વા. વાયુ આમાશયમાં જવા-થી કે ધાતુઓમાં જવાથી, વૃદ્ધાવસ્થાથી અને પ્રાણ, અપાન. વ્યાન, સમાન અને ઉદાન એ વાયુઓના બગડવાથી જૂદા જૂદા પ્રકારના વાયુના રોગો થાય છે; અર્થાત વર્ષા ઋતુમાં અથવા ત્રીજા પોહોરમાં કે પાછલા પોહોરમાં અને ભોજન પચ્યા પછી તથા શિશિરઋતુ-માં બળવાન્ થએલો વાયુ મનુષ્યના શરીરમાં ખાલી થએલી નસોને બંધ કરી-પૂરી દઇ કિંવા તે ખાલી પડેલી નસોમાં પ્રવેશ કરી સર્વ અંગમાં તથા એક અંગમાં રહેનારા અનેક[2] પ્રકારના રોગોને ઉત્પન્ન કરે છે.

### વાત વ્યાધિઓની સંખ્યા.

શિરોગ્રહ ૧, જૃંભા ૨, હનુગ્રહ ૩, જીવ્હાસ્તંભ ૪, ગદ્દગદત્વ ૫, મિન્મિનત્વ ૬, મૂકતા ૭, પ્રલાપ ૮, રસાજ્ઞાન ૯, બાધિર્ય ૧૦, કર્ણનાદ ૧૧, ત્વક્શૂન્યતા ૧૨, અર્દિત ૧૩, મન્યાસ્તંભ ૧૪, બાહુશોષ ૧૫, અપબાહુક ૧૬, વિશ્વાચી ૧૭, ઉર્દ્ધવાત ૧૮, આધ્માન ૧૯, પ્રત્યાધ્માન ૨૦, વાતાષ્ઠિલા ૨૧, પ્રત્યષ્ઠિલી ૨૨, તૂની ૨૩, પ્રતિતૂની ૨૪, ત્રિકશૂળ ૨૫, મુહુર્મૈત્રણ ૨૬, મૂત્રનિગ્રહ ૨૭, ગૃધ્રસી ૨૮, ખંજતા ૨૯, વાતકંટક ૩૦, પાદદાહ ૩૧, પાદહર્ષ ૩૨, દંડકાક્ષેપ ૩૩, વાતપિત્ત કૃતાક્ષેપ ૩૪, દંડાપતાનક ૩૫, પંગુતા ૩૬, કલાપખંજતા ૩૭, ક્રોષ્ટુશિર્ષક ૩૮, ખલ્લી ૩૯, અભિઘાત કૃતાક્ષેપ ૪૦, અંતરાયામ ૪૧, બાહ્યાયામ ૪૨, ધનુર્વાદ ૪૩, કુબ્જક ૪૪, અપતંત્રક ૪૫, અપતાન ૪૬, પક્ષાઘાત

---

૧ નાનવી, મકાઇ, વટાણા, ચણા, સામો, મગ, તુવર, ઝાલર, મઠ, કસુંબીનાં બીજ, મસુર અને કોદરા એ ધાન્યો વાયુને પેદા કરનારાં છે.

ગુણ રત્નમાળા.

૨ આત્રેયજી કહે છે કે મનુષ્યોને પીડા આપનાર વાયુના પ્રસિદ્ધ રોગ ૮૪ પ્રકારના છે; પણ ભાવ-મિશ્ર; શાર્ઙ્ગધર અને માધવાચાર્ય વગેરેનું એવું માનવું છે કે વાયુના ૮૦ પ્રકાર છે.

૪૭, સર્વાંગવાત ૪૮, હસ્તકંપત્વ ૪૯, આક્ષેપ ૫૦ પાદશૂળ ૫૧, મળગાઢતા ૫૨, અંગ પ્રવર્ત્તિ ૫૩, કંપ ૫૪, સ્તંભ ૫૫, રૂક્ષતા ૫૬, સ્પર્શ ૫૭, કર્ણશૂળ ૫૮, શૈત્ય ૫૯, રોમહર્ષ ૬૦, વ્યથા ૬૧, તોદ ૬૨, ભેદ ૬૩, શિરાસ્ફુરણ ૬૪, અંગમર્દન ૬૫, અંગશુષ્ક ૬૬, સંકોચ ૬૭, અંગ વિભ્રંશ ૬૮, મોહ ૬૯, ચળચિત્તતા ૭૦, નિદ્રાનાશ ૭૧ સ્વેદનાશ ૭૨, બળહાનિ ૭૩, ભીરૂતા ૭૪, શુક્રક્ષય ૭૫, રજોનાશ ૭૬, ગર્ભનાશ ૭૭, અસ્થિભંગ ૭૮, વન્હિવૈષમ્ય ૭૯, વાચાળતા ૮૦, કટિગ્રહ ૮૧, આક્ષેપક ૮૨, અંગમર્દ ૮૩, અને ઉરુસ્તંભ ૮૪ એ ચોરાશી વાત વ્યાધિઓ છે.

## ૮૪ વાતવ્યાધિયોનાં જુદાં જુદાં લક્ષણો.

જે વાયુ લોહીમાં રહી ડોકની નસોને લુખી વેદનાવાળી તથા કાળી કરી નાખે છે તે શિરોગ્રહ વાયુ કહેવાય છે. ૧. વારંવાર બગાસાં આવે તે જૂંભ વાયુ. ૨. મોહોડાના નીચેના જડબાને સજડ કરી દેછે, હડપચી નીચી કરી મોહોડાને બીડી દેછે, કિંવા ખુલ્લુંજ રાખે છે અને માંડમાંડ ખોરાક ખવાય તથા બોલી શકાય તે હનુગ્રહ ૩. જીભ હાલી શકે નહીં તે જેવ્હાસ્તંભ ૪. પદો તથા વ્યંજનનો બોલતાં બોલતાં લોપ થઇ જાય તે ગદ્‌ગદત્વ ૫. ગુંગણું બોલાય તે મિન્મિનત્વ ૬. બોબડાપણું થાય તે મૂકતા ૭. સંબંધ રહિત તથા વિના કારણે બોલ્યા કરે તે પ્રલાપ ૮. જમવા વખતે કશા પણ સ્વાદની જીભને ગમ ન પડે તે રસાજ્ઞાન ૯. બ્હેરાપણું થાય તે બાધિર્ય ૧૦. કાનમાં ઘોંઘાટ થયા કરે તે કર્ણનાદ ૧૧. ટાઢા, ઉના કે કોમળ-કઠિણતાની ચામડીને ખબર પડે નહીં તે ત્વક્‌શૂન્યતા ૧૨. અરધું મોહોડું ફરી જાય, માથું ધ્રૂજે, જીભથી બોલાય નહીં તથા દૃષ્ટિ વાંકી તરફ થઇ જાય તે અર્દિત-અડદીઓ વાયુ ૧૩. ડોકની નસો ખેંચાઇ જાય વા, સજડ થઇ જાય તે મન્યાસ્તંભ ૧૪. બન્ને ભુજાઓને સુકાવી વેદના ઉત્પન્ન કરે તે બાહુશોષ ૧૫ ભુજાઓની નસોને સંકોચી વાંકી કરી નાખે તે અપબાહુક ૧૬. બન્ને હાથ વળી શકે નહીં તથા કામ પણ થઇ શકે નહીં તે વિશ્વાચી ૧૭. ઉપરા ઉપરી ઓડકાર આવે તે ઉર્દ્ધ્વવાત ૧૮. આફરો ચડે છે-પેટ ફુલે છે તે આધ્માન ૧૯. જો પેટ અને સ્તનની વચમાં આફરો જણાય, પણ છાતી અને કુખામાં દુઃખ થાય નહીં તે પ્રત્યાધ્માન ૨૦. ડુંટીની નીચે ગોળ પથરા જેવી ગાંઠ-વાયુ ગોળો બંધાય તથા તે હરે ફરે નહીં તથા ઉંચેના ભાગમાં લાંબી સ્થિરતા વા, ચંચળતા વાળી ગાંઠ થાય તેમાં મંદ મંદ પીડા થાય અને મળ-મૂત્ર તથા પવનને રોકી દે તે વાતાષ્ઠિલા ૨૧. જો અષ્ઠિલાના જેવી ગાંઠ આડી, સીધી અને લાંબી અધિક પીડાયુક્ત હોય તે પ્રત્યષ્ઠિલીકા ૨૨. હોજરી અને કાયણીમાં અસહ્ય-આકરી વેદના થઇ નીચે ઉતરી ગુદા અને સ્ત્રી-પુરૂષના ગુહ્ય ભાગોને ભેદી નાખતી જે વેદના થાય તે તૂની ૨૩. ગુદા અને સ્ત્રી-પુરૂષના ગુહ્ય-છુપાયેલા ભાગોમાંથી વેદના શરૂ થઇ અત્યંત આકરી વેદના ઉપર ચઢી વારંવાર બળવડે હોજરીમાં સંચરે છે અને તૂનીમાં જણાવ્યા પ્રમાણે ભેદ કરે તે પ્રતિતૂની ૨૪. બે કુલાના અસ્થિ-હાડકાંઓનો અને બરડાના બે હાડકાંઓનો જે સાંધો છે તે ત્રિક-હાડ-હાડામાં પીડા થાય તે ત્રિકશૂળ ૨૫. વારંવાર મૂતરવું પડે તે બહુમૂત્રતા ૨૬. મૂત્રની રોકાણ થાય તે મૂત્ર [illegible] [illegible] [illegible] ૨૭. [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible], [illegible] [illegible]; [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible], [illegible] [illegible]

જેવી વેદના થાય તે ગૃધ્રસી ૨૮. કેડથી તે ગોઠણુ સુધીના ભાગની ( એક પગની ) મોટી રગો ખેંચાવાથી લંગડો થાય તે ખંજ ૨૯. કેડથી તે ઘુંટી સુધીના બન્ને સાથળોની ચાલવા વગેરેની ક્રિયા અટકી જાય તે પાંગળો—પંગુ ૩૦. ચાલતી વખતે ધ્રૂજે અને પગ આડા અવળા પડે ખોડંગાતો ચાલે તે કુલાપખંજ ૩૧. ઢીંચણના વચમાં વાયુ તથા લોહીથી શિયાળના માથા જેવો જાડો સોજો ઘણી વેદના સાથે ચઢે તે ક્રાષ્ટુશીર્ષક ૩૨. પગ, સાથળ, પિંડીઓ અને હાથનાં મૂળ, વેદનાથી ઠરડાઇ જાય તે ખલ્લી ૩૩. પંથ કરવાથી, આડો અવળો પગ પડવાથી, પડવાથી કિંવા થાકને લીધે વાયુ ગોઠણમાં સોજો લાવી વેદના ઉત્પન્ન કરે તે વાતકંટક ૩૪. પગમાં બળતરા થાય તે પાદદાહ ૩૫. પગમાં ખાલી ચઢે અને રૂંવાટાં ઉભાં થઇ આવે તે પાદહર્ષ ૩૬. વાયુથી હાથ, પગ, માથું, વાંસો તથા ઢાઢું એઓ સજડ અને લાકડીની પેઠે શરીર અક્કડ થઇ જાય તથા ડોલ્યા કરે તે દંડકાક્ષેપ ૩૭. કફથી વિંટાયલો વાયુ શરીરની ધોરી નસોને સજડ કરી હાથીની પેઠે વારંવાર શરીર હલાવ્યા કરે તે દંડપતાનકાક્ષેપ ૩૮. કાંઇ વાગવાથી કોપેલો વાયુ માણસના શરીરને હલાવે છે તે અભિઘાત કૃતાક્ષેપ ૩૯. પિત્ત સંયુક્ત વાયુ સર્વ ધોરી નસોમાં પેસી વારંવાર શરીરને હલાવ્યા કરે તે વાતપિત્તકૃતાક્ષેપ ૪૦. કામઠાની પેઠે આગળના ભાગથી ખેંચાઇને વાંકો વળી જાય તે અંતરાયામ ૪૧. કમરમાંથી વાંક વળી પીઠ તરફ શીંગડાની પેઠે વળી જાય તે બાહ્યાયામ ૪૨. હાથ પગ અને આખું શરીર કામઠાની પેઠે વળે તે ધનુર્વાયુ ૪૩. શરીરના ભાગથી બાહાર પીઠનો કે છાતીનો ટેકરો વાંકો વળેલો નીકળે તે કુબડો—કુબ્જ ૪૪. વાયુ ઉંચી ગતિને ધારણ કરી હૃદય, મસ્તક, ખભા અથવા શરીરમાં પીડા કરે તથા કામઠાની પેઠે શરીરને વાળે છે, કંપાવે છે અને ચિત્તને મોહયુક્ત કરી દ્રષ્ટિને સ્તબ્ધ કરી નાખે તથા હોલા કે કબૂતરની પેઠે ગળામાં બોલે તે અપતંત્ર ૪૫. વાયુ છાતીમાં પેસી જ્ઞાન—સંજ્ઞાનો નાશ કરી દૃષ્ટિ રોકી તરેહવાર રીતે કંઠમાં શબ્દ બોલે, ક્યારેક સાવધાન અને ક્યારેક અસાવધ રહે તે અપતાનક ૪૬. અરધું—એક બાજુનું શરીર ઝલાઇ નકામું થઇ જાય અને અડવાથી કે ચુંટી ખણવાથી ચામડીને ખબર પડે નહીં તે પક્ષાઘાત ૪૭. આખા શરીરની નસો ધ્રૂજે, ગાત્રો ભાગી પડે અને સાંધાઓમાં કળતર થાય તે સર્વાંગ વાત ૪૮. વાળ ટુંકાજ રહે તે હ્રસ્વકેશત્વ ૪૯. પેટમાં ગડગડાટ થાય તે આટોપ ૫૦ પડખાઓમાં શૂળ—સણકા આવે તે પાર્શ્વશૂળ ૫૧. ઝાડો ઘણો કઠણ ઉતરે તે મળગાઢતા ૫૨. ઝાડો ઉતરે નહીં ને બંધકોશ રહે તે મળાપ્રવર્તિ ૫૩. આખું શરીર કંપ્યા—ધ્રૂજ્યા કરે તે કંપવાયુ ૫૪. આખું અંગ અક્કડ થાય તે સ્તંભ ૫૫. આખું શરીર લુખું પડી જાય તે રૂક્ષતા ૫૬. શરીર દુર્બળ થઇ જાય તે કાર્શ્ય ૫૭. શરીર કાળું પડી જાય તે કાષ્ણુર્ય ૫૮. શરીર ઠંડુજ રહે—લાગે તે શૈત્ય ૫૯, રૂંવાડાં ઉભાં થાય તે રોમ—લોમહર્ષ ૬૦. અંગમાં પીડા થયા કરે તે વ્યથા ૬૧, અંગમાં સોયો ભોંકાની હોય તેવી પીડા થાય તે તોદ ૬૨. શરીર ચીરાતું હોય તેવી પીડા થાય તે ભેદ ૬૩. નસોનું વારંવાર ફરકવું તે શિરાસ્ફુરણ ૬૪. અંગમાં ત્રોડ થાય તથા શરીર ભાગે તે અંગમર્દન ૬૫. શરીર સુકાઇ જાય તે અંગશુષ્ક ૬૬. શરીર સંકોચાઇ જાય તે સંકોચ ૬૭. શરીરનું પોતાના ઠેકાણેથી ખસી જવું તે અંગવિભ્રંશ ૬૮. ચિત્ત મૂઢ થઇ જાય તે મોહ ૬૯. ચિત્તનું ચંચળ રહેવું તે ચળ ચિત્તતા ૭૦. ઉંઘ જરાપણ ન આવે ને નિદ્રાનાશ ૭૧. જરા પણ પરસેવો ન આવે ને સ્વેદનાશ ૭૨. અ-

બળો નાશ થાય તે બળહાનિ ૭૩, બ્હીકણપણું થાય તે ભીરૂતા ૭૪. વીર્યનો ક્ષય થાય તે શુક્રક્ષય ૭૫. અટકાવ બંધ થઇ જાય તે રજોનાશ ૭૬. કાચો ગર્ભ પડી જાય તે ગર્ભનાશ [1] ૭૭. પંથ કે મહેનત કર્યા વિના થાકી જવું તે પરિશ્રમ ૭૮. જઠરાગ્નિનું વિષમપણું રહે તે વન્હિવૈષમ્ય ૭૯. બહુ બોલવાપણું તે વાચાલતા ૮૦. કેડની રગો અકડાવાથી વાંકા વળતાં વેદના થાય તે કટિગ્રહ ૮૧. ધુણે, રૂવે, હસે બબડયા કરે તે આક્ષેપક ૮૨. કામ કર્યા છતાં પણ થાક લાગે નહીં તે શ્રમનાશ ૮૩. અને પૃષ્ટ ભાગની નસો સજડ થઇ નિર્બળ થવાથી ચાલી શકે નહી તે ઊરૂસ્તંભ ૮૪. આ ચોરાશી પ્રકારમાં પ્રત્યેક ગ્રંથના ભિન્ન મત છે માટે નામ પ્રમાણે લક્ષણ સમજી કાર્યમાં કુશળ રહેવું.

## વાયુનું સાધ્યાસાધ્યપણું.

જે વાયુ બીજા દોષને આશ્રે રહેલો છે અર્થાત્ બીજા દોષની સાથે મળીને રહેલો હોય, કિંવા એકલોજ વાયુ હોય તો તે સાધ્ય છે અને એથી વિપરીત હોય તો અસાધ્ય સમજવો.

## વાતવ્યાધિયોના સમુચ્ચય ઉપાય.

મીઠી વસ્તુઓના ખાવાથી, મીઠા સહિત વસ્તુઓ તથા ચીકણી અને ખાટી વસ્તુઓના ખાવાથી સર્વ પ્રકારના વાયુરોગ મટે છે. તથા આમળાં, ગરમ વસ્તુ અને તૃપ્તિ પમાય તેવાં ભોજનો સેવવાથી, નિદ્રા લેવાથી, તડકાના સેવવાથી, પરસેવો લાગવાથી, ગરમ વસ્તુઓના ઉવટણો-પીઠીઓથી, તેલના મર્દનથી અને વાતહર ઔષધીઓના સેવનથી સામાન્ય પ્રકારના વાયુરોગો નાશ થાય છે.

## પ્રત્યેક વાયુના જુદા જુદા ઉપાય.

શિરોગ્રહ વાયુ માટે દશમૂળનો કવાથ કરી તથા બીજોરાનો રસ કાહાડી તેમાં તેલ પકાવી તે તેલનું વ્યાધિના સ્થાને મર્દન કરે તો શિરોગ્રહ મટે છે. જોકે આ વાયુરોગ અસાધ્ય છે; પરંતુ આયુષ્યનું બળ પૂર્ણ હોય તો વખતે ટેકી લાગે છે.

અથવા એરંડાનું મૂળ, ઉપલેટ, ધંતુરાનું મૂળ, સરગવાનું મૂળ, ત્રિકટુ અને શુદ્ધ વછનાગ એ સઘળાં બરોબર લઇ ઝીણાં વાટી પાણી સંગાથે ઉનાં કરી વ્યાધિની જગ્યાએ સહેવાતે સહેવાતે મર્દન કરે તો શિરોગ્રહ મટે છે.

વારંવાર બગાસાં આવતાં હોય તો ત્રિકટુ, અજમોદ અને સિંધાલુણ એટલા પદાર્થો જુદા જુદા અથવા ભેગા વાટી વસ્ત્રગાળ કરી સેવન કરે તો બગાસાંના આરંભને તુરત બંધ પાડે છે. અથવા સુંદર શય્યામાં સુવાડી દેવાથી. અથવા સરસીઆ તેલનું મર્દન કરવાથી અથવા મીઠાં ભોજન જમવાથી અથવા નાગરવેલના પાનનાં બીડાં ખાવાથી બગાસાં બંધ પડે છે.

હનુગ્રહવાયુમાં [2] જો મોહોડું બીડાઇ ગયું હોય તો ચીકણી વસ્તુઓનો કે શેક વગેરેનો ઉપયોગ કરવો તેથી મોહોડું ઉઘડી જાય છે. જો મોહોડું ખુલ્લુંજ રહી ગયું હોય તો

---

૧ જૈનંટનું માનવું તો એમ છે કે ગર્ભાશયમાં વાયુના વાસથી ગર્ભ ન રહે તેને ગર્ભનાશ જાણવો

૨ દાંતને જોરથી ઘસવાથી, ચણા વગેરે સુકા પદાર્થોના ખાવાથી, કોઇપણ પ્રકારે મુખ દાઢી ઉપર માર વાગવાથી વાયુ કુપિત થઇ હડપચીના મૂળમાં રહેલો વાયુ હડપચીને નીચી કરી મુખને ઉઘાડું કે બીડેલું રાખે છે અને ખાવાપીવા તથા બોલવાની ક્રિયા બંધ પાડે છે.

શીતળ વસ્તુથી નરમાવીને યોગ્ય ક્રિયા કરવી. જો દાઢી વાંકી થઇ હોય તો પીપર તથા આદું ચાવીને વારંવાર થુકે અને ઉના પાણીના કોગળા કરે તો દાઢી સીધી થાય છે, અથવા આકડાની કોંપર કાળને પાણીમાં ભીંજવી છીપર ઉપર વાટી તેમાં લસણ સિંધાલુણ, આદું અને હિંગ એકઠાં કરી તેનાં વડાં કરી ખાય તો હનુગ્રહવાયુ મટે છે. અથવા તેને ગરમ કરી સહેવાતે સહેવાતે માથા ઉપર માલેસ-મર્દન કરે તો હનુગ્રહ મટે છે. અથવા પ્રસારણી-નારીના તેલનું મર્દન કરે તો એટલે પ્રસારણીના[1] પંચાંગ તોલા ૪૦૦ લઇ ખાંડી ચોડ કરી ૧૦૨૪ તોલા ભાર પાણીમાં તેને પકાવી ચોથા ભાગનું પાણી રહે ત્યારે વસ્ત્રગાળ કરી તેમાં ૪૦૦ તોલા તેલ નાખી ફરી પકાવવું તથા ૪૦૦ તોલા દહિંનું ઘોળવું અને ૪૦૦ તોલા કાંજીનું પાણી નાખી તે તેલને પકાવવું. ત્યાર પછી તેલથી ચારગણા ગાયના દુધમાં પકવી પછી ચિત્રામૂળ, પીપરામૂળ, જેઠીમધ, સિંધાલુણ, વજ, સવા, દેવદાર, રાસ્ના, ગજપીપર, ખપાટનાં મૂળ, છડછડીલો, રતાંજળી, એરંડાનાં મૂળ, ન્હાની કાંસકીનાં મૂળ અને સુંઠ એટલા પદાર્થો તેલના આઠમા ભાગે લઇ ખાંડી કલ્ક કરીને તેલમાં નાખી તેલને સિદ્ધ કરવું. તે તેલની દેશ, કાળ, વય, અગ્નિ અને રોગનું બળ વિચારી માત્રા સેવન કરે અર્થાત્ પીએ, નાસ લે, મસળે, શેક કરે અને માથાની બસ્તિ વગેરેના કામમાં યોજે તો, વાયુથી ઉત્પન્ન થએલા સઘળા વાયુના વ્યાધિયો નાશ થાય છે અને વિશેષે કરીને હનુગ્રહ, જીહ્વાસ્તંભ, અર્દિત, ગદ્ગદત્વ, વિશ્વાચી, મન્યાસ્તંભ, અપબાહુક, ત્રિકશૂળ, ગૃધ્રસી, ખંજતા, પંગુતા, કલાયખંજતા, સ્તંભ, સંકોચ, અંતરાયામ, બાહ્યાયામ, દંડપતાનક, ધનુર્વાત અને કુબ્જત્વ એટલા વાયુ વ્યાધીઓનો નાશ થાય છે. આ પ્રસારણી તલ કહેવાય છે.

જીહ્વાસ્તંભ[2] વાયુ હોય તો મીઠી ખારી ખાટી અને સ્નિગ્ધ તથા ઉની વસ્તુઓનું યોગ્ય રીતે મર્દન કરવું. અથવા ઉના પાણીના કોગળા કરવા તેથી પણ જીહ્વાસ્તંભ મટે છે.

ગદ્ગદત્વ[3] મિનમિનત્વ[4] અને મૂકતા[5] થએલા હોય તો સરગવો, વજ, સિંધાલુણ, ધાવડીનાં ફુલ, કાળીપાડ અને લોદર એ સઘળાં ચાર ચાર તોલા ભાર લઇ એઓની ચટણી કરી બકરીના દુધમાં નાખી તથા ગાયનું ઘી તોલા ૬૪ મેળવી ઘી પકવવાની[6] રીતિ પ્રમાણે તૈયાર કરી યોગ્ય માત્રાએ સેવન કરે તો જડપણું, ગદ્ગદત્વપણું તથા મૂંગાપણું તુરત મટે છે. ચોખ્ખો બોલ નિકળે છે અને યાદશક્તિ, બુદ્ધિ, કાંતિ તથા તર્કશક્તિ વધે છે. આ સારસ્વત ઘૃત કહેવાય છે. (ગ્રન્થ કર્તા કહે છે કે-સરસ્વતીમંત્રવડે મંત્રી સારસ્વત ઘૃત સેવન કરવું-એટલે 'ॐ-ह्रीं-ऐं-ह्रीं-ॐ सरस्वत्यैनमः' આ મંત્રનો ૧૦૦૦ વખત શુદ્ધ ઉચ્ચાર કરી પવિત્ર મનથી મંત્રવિધાન પ્રમાણે સિદ્ધ કરી સારસ્વત ઘીને મંત્રવું.) અથવા બાલકાંકણીનું તેલ પણ તે જ પ્રમાણે સેવન કરવાથી વાયુના સર્વ રોગ જાય છે તથા ચમત્કારિક બુદ્ધિ આપે છે. અથવા હળદર, વજ, ઉપલેટ, પીપર, સુંઠ, જીરૂં, બોડી અજ-

1 પ્રસારણી નામની ઔષધી માટે નિઘંટો અને તેમાં દર્શાવેલ નિશાનીઓ પ્રમાણે વિચારતાં બળા-રાજબળા-નાગબળા અને અતિબળા એ ચાર જાતની કાંસકી, મ્હોટી કાંસકી, ભોંય કાંસકી અને સાધારણ કાંસકી હોવી જોઇએ એમ પ્રમાણોથી સિદ્ધ થાય છે. તે ખપાટ નારી, ખરેટી, ચાકસુ, પીઠવણી અને કાંસકી વગેરે વગેરે નામોથી ઓળખાય છે. જો કે આ ચારેની કાંસકી માટે જોઇએ તેવું સ્પષ્ટીકરણ થયું નથી; તદપિ ચારમાંથી ગમે તે ઉપયોગમાં લેવી; કેમકે તે ચારેના ગુણ સમાન છે.

2 આ રોગમાં ખાવા પીવાનું કે બોલવાનું કામ બંધ પડે છે-જીભ ઝલાઇ જાય છે.

3 તોતળું બોલાય તે રોગ. 4 ગુંગણું બોલાય તે રોગ. 5 બોબડાપણું,

6 તેલ તથા ઘી કેમ પકાવવું? તેનો વિધિ પ્રથમ તરંગમાં કહેલો છે તે પ્રમાણે મૃતાદિ ઘી કે તેલ પકાવવાં.

ચે, લોઠીમધ અને સિંધાલૂણ એઓને બરોબર લઇ ઝીણું ચૂર્ણ કરી ઘીમાં કાલવીને નિરંતર ૨૧ દિવસ સુધી સેવન કરે તો વાતાદિ સર્વ રોગ દૂર થાય છે. અર્થાત્ વાક્શક્તિ, ધારણા-શક્તિ મનોહર સ્વર અને મીઠાં વાક્યો બોલનાર થાય છે. આ કલ્યાણકાવલેહ કહેવાય છે.

પ્રલાપ અને વાચાળતાનો રોગ હોય તો તગર, પિત્તપાપડો, ગરમાળો, મોથ, કડુ, કાંળીવાળો, આસગંધ, બ્રાહ્મી, દ્રાખ, સુખડ, દશમૂળ અને શંખાવળી એઓનો સારી પેઠે ક્વાથ કરી પીવામાં આવે તો તેથી બકવા–પ્રલાપ તથા વાચાલ–બહુ બોલકાપણું તુરત મટે છે.

રસાજ્ઞાન વાયુ રોગ હોય તો સુંઠ, મરી, પીપર, સિંધાલૂણ અને અમ્લવેતસ કિંવા ચૂકો એઓનું ચૂર્ણ જીભ ઉપર ઘસવું તો જીભ રસની અજ્ઞાનતાને ત્યજે છે. અથવા કરી-યાતું, કડુ, રાઇ, ઈંદ્રજવ, વજ, બ્રાહ્મી, ખાખરાનાં બીજ, સાજીખાર, કાળીજીરી, પીપર, પીપરીમૂળ, ચિત્રક, સુંઠ અને મરી એઓનો આદાના રસ સંગાથે કલ્ક કરી વારંવાર જીભે ચોપડે અથવા એઓનો ક્વાથ કરી કોગળા કરે તો સઘળા રસોની જીભને સારી પેઠે ખબર પડે છે. આ કિરાતતિક્તાદિ કલ્ક કહેવાય છે. અથવા આદું વારંવાર ખાય; તો પણ જીભનું રસશૂન્યતાપણું મટે છે. તથા બેહેરાપણું અને કાનમાં ગણગણાટ થતો હોય તે પણ મટે છે.

શરીરની ચામડી બેહેરી થઇ ગઇ હોય તો રોગીના શરીરમાંથી વારંવાર લોહી કઢાવવું. અથવા સિંધાલૂણ તથા ધમાસો તેલમાં નાખી તેનું શરીરે મર્દન કરવું કિંવા તેલ અને સિંધાલૂણને અંગારા ઉપર નાખી તેનો શરીરને ધુમાડો આપવો.

આર્દિતવાયુ થવાનાં કારણો–સંખ્યા તથા લક્ષણો. ઉંચે સ્વરે બોલવાથી, કઠણ પદાર્થોના ખાવાથી, અત્યંત હસવાથી, અત્યંત બગાસાં ખાવાથી, ઉંચેથી પડતી ભારે વસ્તુ ઉંચું મોહડું કરી હાથેથી ઝીલવાથી, ઘણો ભાર ઉપાડવાથી, ડોકને આડી અવળી રાખી સુ-ઇ જવાથી અને વિષમ પ્રકારે બેસવાથી માથું, નાક, હોઠ, હડપચી અને લલાટ–કપાળ તથા નેત્રની સંધિઓમાં રહેલો વાયુ મુખને પીડા કરે છે તેથી અડદીઓ વાયુ થાય છે. તે વાયુ, પિત્ત અને કફનો એમ ત્રણ પ્રકારનો છે. તે પૈકી જો વાયુનો આર્દિતવાયુ હોય તો લાળ ઘણી પડે, શરીરમાં પીડા થાય, શરીર કંપે, તથા ફરકે, ડાઢી હાલી શકે નહીં, હોઠ સુજી જાય અને શૂળ નીકળે તથા બોલવામાં અટકાયત થાય છે. જો પિત્તનો હોય તો મોહોડું પીળું થાય, તાવ આવે, તૃષા લાગે અને મોહ તથા ગરમી થાય છે. જો કફનો અર્દિતરોગ હોય હોય તો ગાલમાં, માથામાં તથા ખભાની નસોમાં સોજો અને અકડપણું થાય છે.

જો અર્દિત રોગવાળો ક્ષીણ હોય આંખ મટકાવી શકતો ન હોય કિંવા ચોખ્ખી રીતે ન બોલી શકે–લોચાવળે અને કંપારો થતો હોય તથા અર્દિતરોગ–થયાને ત્રણ વર્ષ થઇ ગયાં હોય, નેત્ર, નાક અને મોહોડું ચૂયા કરતાં હોય તો તે રોગ મટતો નથી; પણ યમ-રાજના હાથે પડ્યા પછીજ તેનો અર્દિતવાયુ મટે છે.

## ઉપાય.

આડદીઆ વાયુ વાળો ચીકણા—ચિકટા પદાર્થો (સ્નેહપાન) ઉપયોગમાં લે, તથા વાયુને મટાડે એવી ઔષધિઓનો નાસ લે, વાયુને મટાડે તેવાં ભોજન કરે, ચાલવાની ભક્તિ લે, અને વાયુને મટાડે તેવાં અંજન આંજે તો મટે છે. અથવા નારાયણ તેલ તથા વિષગર્ભ તેલનું શરીરે મર્દન કરે, ડામ દેવરાવે. ગરમ ઔષધો દ્વારા પરસેવો કઢાવે તો તેથી આડદીઆ વાયુ મટે છે.

જો વાયુથી થએલો અડદીઓ વાયુ હોય તો, દશમૂળનો ક્વાથ પીવો. અથવા બીજોરાનો રસ પીવો. અથવા કાંસકીના કવાથથી કે પંચકોલ વા, પંચમૂળના ક્વાથથી પકાવેલું દુધ પીવું જેથી અડદીઓ વાયુ મટે છે. અથવા હિંગ, લસણુ તથા આદા સાથે અડદની દાળનાં વડાં ખાઇ ઉપર માંસનો રસો પીએ તો અડદીઓ વા મટે છે.

જો પિત્તથી થએલો અડદીઓ વા હોય તો ઠંડા ઘીનો ઉપયોગ કરવો કિંવા ઘીથી બસ્તિકર્મ કરે અથવા દુધનું સેવન કરે અથવા વાયુ તથા પિત્તને નાશ કરનારી ચિકિત્સાઓ કરે તો પિત્તનો અડદીઓ વા મટે છે.

જો કફથી થએલો અડદીઓ વા હોય તો કફઘ્ન અને પુષ્ટિકર્તા ઔષધીઓનું સેવન કરવું. જો સોજા સંયુક્ત અડદીઓ વા હોય તો વમન કરાવવું. અથવા તલના તેલમાં લસણુનો કલ્ક મેળવી ખાય તો સર્વ પ્રકારનો અડદીઓ વા મટે છે.

મન્યાસ્તંભ[1] વાયુ હોય તો દશમૂળનો કવાથ અથવા પંચમૂળનો ક્વાથ પીવાથી તથા પરસેવો લાવવાથી અથવા નાસ લેવાથી અને તેલ કે ઘીનો ડોક ઉપર અભ્યંગ-મર્દન કરી આકડાનાં કે એરંડાનાં પાંદડાં ડોક ઉપર વીંટી બહુવાર સુધી શેક કરવાથી અવશ્ય મન્યાસ્તંભ વાયુ જાય છે. અથવા કુકડીના ઇંડાના રસને ઉનો કરી તેમાં સિંધાલૂણુ અને ઘી મેળવી ડોક ઉપર મર્દન કરે તો મન્યાસ્તંભ મટે છે.

બાહુશોષ વાયુ હોય તો જમ્યા પછી મહા કલ્યાણઘૃત ( જે ઉન્માદ રોગમાં લખવામાં આવ્યું છે તે ) નું સેવન કરવું. અથવા કાંસકીના મૂળનો ઉકાળો કરી સિંધાલૂણુ નાખી પીવો તેથી બાહુશોષ મટે છે.

અપબાહુક વાયુ થયો હોય તો ટાઢા પાણીનો નાસ દેવો. અથવા ગુગળ, તથા જિંગિનીનો ઉપયોગ કરવો. ( અથવા તેનો ક્વાથ કરીને પીવો.) તથા કાંસકી અને પારીજાતનાં મૂળ લઇ તેઓની ચટણી બનાવી પાણીમાં મેળવી પીએ. અથવા કૌચનો રસ પીવાથી અને અડદના રસનું નસ્ય-નાસ આપવાથી અપબાહુક મટે છે. અથવા અડદ, અળસી, જવ, કાંટાશરીઓ, ભોરીંગણી, ગોખરૂ, અરલુનાં મૂળ, કૌચાં, વાળો કપાસીઆ, શણુનાં બીજ, કળથી અને મરી એઓના ક્વાથથી સિદ્ધ કરેલું તેલ અથવા તો બકરાના માંસના રસથી, સુંઠ, પીપર, સવા, એરંડાનાં મૂળ, સાટોડીનાં મૂળ, ખપાટ-કાંસકીનાં મૂળ, રાસ્ના, ગળો અને કડુ એટલા પદાર્થોના નોખા નોખા કવાથથી પણુ પકાવેલું તેલ બાહુએ મર્દન કરવાથી અપબાહુક રોગ જાય છે. આ માખતૈલ કહેવાય છે.

વિશ્વાચી વાયુ હોય તો દશમૂળ, કાંસકી, તથા અડદ એઓનો ક્વાથ કરી તેમાં તેલ મેળવી કિંવા ઘી મેળવી સાંજરે જમ્યા પછી પીવો અથવા નાસ લેવો તેથી વિશ્વાચી મટે છે. અથવા અડદ, સિંધાલુણુ, કાંસકી, રાસ્ના, દશમૂળ, હિંગ, વજ અને બીલીનાં મૂળ એઓથી સિદ્ધ કરેલું તેલ સુંઠ નાખી પીવામાં આવે તથા તે તેલનું મર્દન કરે તો બળવાન્ વિશ્વાચી મટે છે. અને બાહુશોષ, અપબાહુક, પક્ષાઘાત તથા અર્દિતવાયુ નાશ પામે છે. આનું નામ પણુ માખ તૈલ છે.

ઉર્ધ્વવાત થયો હોય તો સુંઠ ૧૦ ભાગ, વરધારો ૧૦ ભાગ, (વરધારો ન મળે તો

---

૧ દિવસે સુવાથી, વિપરીત આસનથી અને વિપરીત સ્થિતિમાં ડોકને રાખવાથી કે લેવીજ રીતે શરીરના અવયવો રાખી ઉંચું જોવાથી વાયુ કોપ પામી વાયુ કફથી વીંટાઇ ડોકના પાછળ રહેલી મન્યા નામની ૧૪ નસોને સજડ કરી દે છે, તેથી મન્યાસ્તંભ કહેવાય છે.

નસોતર લેવી) હરડે ૩ ભાગ, શેકેલી હિંગ ૪ ભાગ અને સિંધાલૂણ તથા ચિત્રામૂળ ૧-૧ ભાગ લઇ એઓનું વજ્રગાળ ચૂર્ણ કરી સેવન કરે તો ઉગ્ર ઉર્ધ્વવાત પણ મટે છે.

આધ્માન-આફરો ચઢતો હોય તો લંઘન કરાવી પછી અગ્નિ પ્રદીપ્ત થાય તથા પાચન કરે તેવાં ઓષધો સેવવાં. ગુદામાં યોગ્ય ઔષધોથી લપેટેલી દીવટ ઘાલવી. (ગુદામાં) પિચકારી મારવી અને શોધન પણ કરવું. અથવા પીપર ૧ તોલો, નસોતર ચાર તોલા અને ખાંડ ૪ તોલા લઇ ચૂર્ણ કરી મધમાં કાલવી એક તોલા ભાર સેવન કરે તો આફરો તુરત મટી જાય છે. આ નારાયણચુર્ણ કહેવાય છે. અથવા દેવદાર, વજ, ઉપલેટ, સવા, શેકેલી હીંગ અને સિંધાલૂણ એઓનું ચૂર્ણ છાશ કે લીંબુના રસમાં ઘુંટી ઉનું કરી પેટે (ડુંટી બચાવી) ચોપડવામાં આવે તો આફરો મટે છે. અથવા હરડે, ગરમાળો, આમળાં નેપાળો, કડુ, થોર, નસોતર અને મોથ એટલાં ચાર ચાર તોલા ભાર લઇ ખાંડી ૫૦૦ તોલા પાણી સાથે પકાવી આઠમા ભાગનું પાણી બાકી રહે ત્યારે નીચે ઉતારી વસ્ત્રગાળ કરી ફોતરાં કહાડી નાખેલા નવા નેપાળા ચાર તોલા લઇ ઝીણા લુગડામાં બાંધી તે પોટલીને ઉક્ત ક્વાથમાં ધીમા અગ્નિથી પકાવી (ક્વાથ ઘાટો થયે) ખરલમાં નાખી તેમાં પુનઃ ૮ ભાગ શુદ્ધ નેપાળા નાખી તથા સુંઠ ૩ ભાગ, મરી ૨ ભાગ, શુદ્ધપારો ૨ ભાગ, અને શુદ્ધ ગંધક ૨ ભાગ નાખી ૨ પોહોર સુધી ઘુંટી તૈયાર કરવો. આ રસ ૧ રતી ભાર, ટાઢા પાણી સાથે સેવન કરે તો આફરો, શૂળ, આનાહ, પ્રત્યાધ્માન, ઉદાવર્ત્ત, ગોળો અને પેટના રોગો નાશ પામે છે. રોગોનો વેગ શાંત થયા પછી સાકર સહિત દહિં અથવા સિંધાલૂણ સહિત થોડાં દહી ભાત ખાવાં. (રેચ બંધ થયા પછી સાકરને દહિં કે સેંધવ સહિત દહિં ભાત ખાવો.) આ મહાનારાચ રસ કહેવાય છે.

પ્રત્યાધ્માન વાયુ હોય તો લંઘન, વમન, દીપન, પાચન તથા બસ્તિ કર્મના પ્રયોગો ઉપયોગમાં લેવા. વાતાષ્ઠિલા[1] તથા પ્રત્યષ્ઠિલા થએલ હોય તો શેકેલી હિંગ, પીપરામૂળ, ધાણા, જીરૂં, વજ, ચવક, ચિત્રક, કાળીપાડ, કચૂરો, કોકમ, સંચળ, સેંધવ, વડાગરૂં, ત્રિકટુ, જવખાર, સાજી, દાડિમના દાણા, હરડેદળ, એરંડાનાં મૂળ, અમ્લવેતસ અને છિંકણીનાં મૂળ એઓ સઘળાં સમાન લઇ ચૂર્ણ કરી આદાના તથા બીજોરાના રસની ભાવના દઇ તૈયાર કરેલું ચુર્ણ યોગ્ય માત્રાએ ઉના પાણી સાથે આ હિંગ્વાદિ ચૂર્ણને સેવન કરવાથી બન્ને વાતરોગ નાશ થાય છે. તથા ગુલ્મ અને અંતરવિદ્રધિના પ્રકરણમાં જે ચિકિત્સાઓ કહેવામાં આવશે તે ઉપયોગમાં લેવી.

તૂની તથા પ્રતિતૂની થયલ હોય તો સ્નેહ ( ઘી-તેલ ) ની પિચકારીઓ મારવી. અથવા પીપર, કાયફળ, સિંધાલૂણ, કાકડાશીંગી, ભારંગી, જવખાર, મરી, કાળીજીરી, ભોંરીંગણી, નગોડ, અજમો, ચિત્રક અને અરડુસો એઓનો ક્વાથ કરી પીવો. આ પિપ્પલ્યાદિ ક્વાથ કહેવાય છે. અથવા તેલમાં સિંધાલૂણ નાખી પીવું. અથવા હિંગ અને જવખાર ઉના પાણી સાથે પીવાં. અથવા સારી પેઠે ઘી પીવું. અથવા સુંઠ, પીપર, મરી, શેકેલી હિંગ, જવખાર, સાજી અને સિંધાલૂણ સૂક્ષ્મ ચૂર્ણ કરી ઉના પાણી સાથે ફાકવું.

ત્રિકશૂળ થએલ હોય તો યત્ન સાથે રેતીનો શેક કરવો. અથવા પથારી નીચે છાણાનો અગ્નિ રાખી અવિચ્છિન્ન-બંધ ન પડે તેવો શેક કરવો. અથવા બાવળ, આસગં-

[1] વાયુના પ્રકોપથીજ આ રોગ થાય છે માટેજ વાતાષ્ઠિલા કહેવાય છે, પણ કફ કે પિત્તથી થતોજ નથી.

ધ, ભિણીનાં મૂળ, ગળો, સતાવરી, માળવી ગોખરૂ, રાસ્ના, નસોતર, સવા, કચૂરો, અજમો અને સુંઠ એઓને સરખાં લઇ ચૂર્ણ કરી ચૂર્ણ ભારોભાર શુદ્ધ ગુગળ નાખી, ગુગળથી અર્ધ ભાગે ઘી મેળવી એકઠું કરી પ્રાતઃકાળમાં દુધની સાથે અથવા યૂષની સાથે કિંવા દારૂની સાથે વા, ઉના કે ઠંડા પાણી સાથે અથવા માંસના રસાની સાથે અરધા તોલાભાર ખાવામાં આવે તો તેથી ત્રિકશૂળ, ઢીંચણ ઝલાયા હોય તે, હનુગ્રહ, તથા ભુજામાં, સાંધાઓમાં પગમાં હાડકાંઓમાં, મજ્જામાં, સ્નાયુઓમાં અને કોઠામાં જેટલા સ્થાનોમાં રહેલો વાયુ, કફ તથા વાયુના સંબંધવાળા રોગો, વાયુના રોગો, છાતીના સ્તંભ, યોનિના દોષ, ભાગેલાં હાડો સંબંધી રોગ, વીંધાયાથી થએલા રોગ, ખંજાપણું, ગૃધ્રસી અને પક્ષઘાત એ સર્વ રોગોને મટાડે છે. આ ત્રયોદશાંગ ગુગળ કહેવાય છે.

બસ્તિવાત[1] થયો હોય તો કાંસકીનું મૂળ,, મોરવેલ-ભોંય પીલુડી અને તજ એઓનું ચૂર્ણ સાકર સંગાથે ૧૬ તોલા દુધમાં મેળવી પીએ તો વારંવાર મૂત્ર આવતું હોય તે બંધ પડે છે. અથવા ત્રિફળાનું ચૂર્ણ કરી તેના બરોબર લોહભસ્મ મેળવી મધમાં કાલવી ચાટવાથી વારંવાર મૂત્ર આવતું બંધ પડે છે, અથવા જવખારનું ચુર્ણ માસા ૫ સાકર સાથે મેળવી ખાય તો મૂત્ર રોકાઇ ગયું હોય કે રોકાતું હોય તે અવશ્ય મટે છે. અથવા કોળા કે ભૂરા કોળાનાં બીજ, તથા કાકડીનાં બીજ એઓને પાણી સાથે વાટી પેંઢુ ઉપર રાખે અથવા તેમાં જવખાર માસા ૨ મેળવી સાકર નાખી પીએ તો મૂત્રની રોકાણ નાશ પામે છે. આરતીનો કપૂર લઇ તેની દીવેટ કરી યોનિ તથા લિંગમાં મૂકે તો મૂત્રનો બંધ છૂટે છે.

ગૃંધ્રસાવાયુ બે જાતના છે-એટલે વાયુથી થએલ અને બીજા વાયુ કફ મળીને થએલ હોય છે તે પૈકી વાયુથી થએલ ગૃધ્રસીમાં શરીર અતિ પીડાવંત તથા વાંકુ થઇ જાય છે, ઢીંચણ, સાથળ અને સાંધે સાંધામાં નસોનું ફરકવું તથા ઝલાઇ જવું થાય છે અને જો વાયુ, કફ સંયુક્ત હોય તો તેમાં શરીર ભારે રહે, ઘેન આવે, અગ્નિમંદતા, અરૂચિ અને મોહોડામાંથી લાળનું પડવું થાય છે. તે ઉપર રેચ તથા ઉલટી આપી રોગીને આમ રહિત થએલો અને પ્રદીપ્ત અગ્નિવાળો થયો જાણી તેલ કે ઘીની ( ગુદામાં ) પિચકારીઓ મારવી. અથવા ગાયના મૂત્ર સાથે ૧ મહીના સુધી એરંડીયું તેલ પીવું અથવા તેલ ઘી, આદાનો રસ, અને બીજોરાનો રસ એ સર્વ એકઠાં કરી તેમાં ચૂકાનો રસ અને ગોળ મેળવી પીવાથી કેડમાં થતા સણુકા, સાથળના સણુકા, વાંસામાં તથા ઠાઠામાં થતા સણુકા, ગોળો, ગૃધ્રસી અને ઉદાવર્ત્ત એટલા રોગો નાશ પામે છે. અથવા એરંડાના ગોળાને ફોલી દુધમાં તેની ખીર બનાવી પીએ તો કેડના દુઃખવા તથા કેડના શળને, ગૃધ્રસી અને અંડકોષના શળને મટાડે છે. ( આ પ્રયોગ અતિ ઉત્તમ છે. ) અથવા એરંડાનું મૂળ, બીલીનું મૂળ, ઉભીરીંગણી બેઠીરીંગણી એઓનો ક્વાથ કરી સંચળ અથવા તેલ નાખી પીવો તેથી સાથળોના સાંધાઓનું, મૂત્રાશય-કોથળીમાં આવતું શળ અને ગૃધ્રસી સંબંધી શળ લાંબા વખતથી થએલ હોય તદપિ નાશ થાય છે. અથવા ગોમૂત્રની સાથે એરંડીયું અને પીપરનું ચૂર્ણ સેવવાથી બંને પ્રકારની ગૃધ્રસી મટે છે. અથવા બિડલૂણ અને સંચળ એઓના ચૂર્ણ સાથે ગોમૂત્ર અને એરંડીયું મેળવી પીવાથી બંને જાતની ગૃધ્રસી મટે છે. અથવા ગૃધ્રસીને લીધે ચાલવું

1 મુહુર્મૂત્રણ તથા મૂત્રરોધ વિકારોને બસ્તિવાતના નામથી પણ ઓળખે છે.

દંડપતાનકાક્ષેપ, દંડકાક્ષેપ, વાતપિત્તકૃતાક્ષેપ અને અભિઘાતકૃતાક્ષેપ થએલ હોય તો કાંસકીનાં મૂળ તથા દશમૂળ ૮-૮ ભાગ લઇ જવ, મરી અને કલથ ૧ એ, સઘળાંઓના અષ્ટાવશેષ પાણી રહે તેવા ક્વાથ કરી તેઓના આઠ ભાગ દુધના આઠ ભાગ અને તેલ ૧ ભાગ લઇ એઓને એક વાસણમાં નાખી પછી તેમાં જીવનીય ૧ ગણનાં ઓષધો, સિંધાલુણ, અગર, રાળ, લરૂ, દેવદાર, મજીઠ, પદ્મક, ઉપલેટ, એલચી, કાળી તથા ધોળી ઉપલસરી, છડછડીલો, શિલાજીત, તમાલપત્ર, તગર, વજ, શતાવરી, આસગંધ, સવા અને સાટોડીનાં મૂળ એટલાં ઓષધોનું ચૂર્ણ નાખી તેલને સિદ્ધ કરી-પકાવી ઉપયોગમાં લેવું, તેથી સર્વ પ્રકારના આક્ષેપક રોગ અને વાયુરોગ, હેડકી, શ્વાસ, ગોળો, અંત્રવૃદ્ધિ, ક્ષીણતા, ભાગેલાં હાડ, ઉગ્ર ઉધરસ, નિર્બળતા, સુવાવડીના વિકાર, મર્મસ્થળના માર ઉપર, પરિશ્રમ અને ખોડ વગેરેનો નાશ કરે છે તથા સ્ત્રીઓને સગર્ભા બનાવે છે. પણ દેશ, કાળ, વય તથા અગ્નિનો વિચાર કરી માત્રા આપવી. આ મહાબલાતેલ કહેવાય છે.

અંતરાયામ તથા બાહ્યાયામ હોય તો અર્દિત-આડદીઆવાના જેવી ચિકિત્સા-રોગ મટાડવાના ઉપાય કરવા.

ધનુર્વાત કુબ્જક હોય તો વિશેષે કરીને પ્રસારણી તેલ ( હનુગ્રહની ચિકિત્સામાં કહેલું છે તે ) નું સેવન કરવાથી શાંત થાય છે. તથા વાયુ વ્યાધિઓની સામાન્ય ચિકિત્સાઓ કરવાથી પણ મટે છે.

અપતંત્ર હોય તો તે ઉપર તૃપ્તિ વિરૂદ્ધ ક્રિયા કરવી નહીં તેમજ નિરૂહબસ્તિ કે વમન પણ સેવન કરવાં નહીં; પરંતુ કફથી તથા વાયુથી રોકાયલી શ્વાસને ચલાવનારી નાડીઓને તીક્ષ્ણ ચૂર્ણના નાસ વડે છૂટી કરવી, જેથી સંજ્ઞા પ્રાપ્ત થાય. અથવા મરી, સરગવાનાં બીજ, વાવડીંગ અને મરવો એઓને બરાબર લઇ ઝીણું ચૂર્ણ કરી તેનો નાસ લેવો. અથવા હરડેની છાલ, વજ, રાસ્ના, સેંધવ અને અમ્લવેતસ એઓને સૂક્ષ્મ વાટી ઘી અથવા:આદાના રસ સાથે ઉપયોગ કરવો જેથી અપતંત્ર મટે છે.

અપતાનક હોય તો દશમૂળનો ક્વાથ પીપરના પ્રતિવાસ સાથે પીવો, તથા ક્વાથ પચી ગયા પછી માંસના રસા સાથે ભાત ખાવો, તેલનું મર્દન કરવું, તીક્ષ્ણ રેચ દેવો અને પછી ઘી પીવરાવવું જેથી નસો સાફ થઇ જાય છે. અથવા જમ્યા પેહેલાં મરીના ચૂર્ણ સહિત ખાટું દહિં પીવું અને સ્નેહ (તેલ કે ઘી) ની પિચકારીઓ મારવી તો અપતાનક મટે છે.

પક્ષઘાત ૨ થયો હોય તો અડદ, કૌચાં, એરંડો અને મોટી કાંસકીનાં મૂળ એઓનો ક્વાથ કરી હિંગ અને સિંધાલુણ ૫-૫ રતીભાર નાંખી પીવો અથવા પીપરામૂળ, ચિત્રક, પીપર, સુંઠ, રાસ્ના અને સિંધાલુણ એઓનો કલ્ક કરી અડદના ક્વાથમાં નાખી પકાવેલું તેલ

---

૧ જીવક, ઋષભક, મેદા, મહામેદા, કાકોલી, ક્ષીરકાકોલી, ઋદ્ધિ, વૃદ્ધિ, જેઠીમધ, રાતી જંગલી મગ અને જંગલી અડદ આ બાર ઓષધીઓ જીવનીયગણની સંજ્ઞાથી ઓળખાય છે.

૨ વાયુ જો પિત્તથી સંયુક્ત હોય તો અંદર દાહ, બહાર સંતાપ, તથા મૂર્છા થાય છે અને કફથી સંયુક્ત હોય તો શીતપણું, સોજો અને ભારેપણું થાય છે આ લક્ષણો પ્રત્યેક વાયુની વ્યાધિઓમાં પણ લક્ષમાં લેવા યોગ્ય છે. જો એકલા વાયુથી પક્ષઘાત થયો તો મહાકષ્ટસાધ્ય, પિત્તકે કફથી સંયુક્ત હોય તો સાધ્ય અને ધાતુઓના ક્ષયથી થયો હોય તો અસાધ્ય છે, તથા ગર્ભિણી, સુવાવડી, બાળક, વૃદ્ધ, ક્ષીણ અને લોહીના ક્ષયવાળો એટલાં મનુષ્યોને પક્ષઘાત થયો હોય તોપણ અસાધ્ય છે-મટતો નથી માટે ચિકિત્સા કરવી વ્યર્થ છે અને વેદના રહિત પક્ષઘાત હોય તે પણ અસાધ્ય છે.

ભાવપ્રકાશ.

મર્દન કરે તો પક્ષઘાત મટે છે. આ પ્રથિકર્યાદિ તેલ કહેવાય છે. અથવા અડદ, કૌચાં, અતિવિષ, એરંડો, રાસ્ના, સવા, અને સિંધાલુણ એઓનો સારી પેઠે વાટેલો કલ્ક નાખી તેલથી ચોગણા અડદના તથા કાંસકીના કવાથમાં તેલ સિદ્ધ કરી તેનું મર્દન કરે તો પક્ષઘાત મટે છે. આ (ત્રીજું) માષાદિ તેલ કહેવાય છે. એમ ભાવમિશ્રનું કહેવું છે. અથવા કૌચાં, કાંસકીની જડ, એરંડાનું મૂળ, અડદ, સુંઠ અને સિંધાલુણ એઓનો કવાથ કરી પીવાથી પક્ષઘાત મટે છે. વૈદ્યવિનોદ. અથવા મહુડાંનો રસ, ખાખરાનાં બીજ, આંબાહળદર, ફુલાવેલો ટંકણખાર અને બીજોરાની જડ એઓને ઝીણાં વાટી શરીરને લેપ કરી પછી કેડ બરોબર ખાડો ખોદી તેમાં અગ્નિ સળગાવી, તપ્યા પછી અગ્નિ કહાડી નાખી તેમાં આકડાનાં પાંદડાં પાથરી તે ઉપર લેપ કરેલા મનુષ્યને બેસાડી યુક્તિ સહિત પરસેવો ઉત્પન્ન-રાવવો તો તે જ વખતે નિશ્ચે પક્ષઘાત તથા અકડાઇ ગયો હોય તો પણ મટે છે.

સર્વાંગવાયુ હોય તો તેલની કોઠીમાં અવગાહન કરવાથી મટે છે અથવા વિષગર્ભાદિ તેલના મર્દનથી મટે છે.

હ્રસ્વકેશ હોય તો દેશી ગોખરૂ અને તલનાં ફુલ એઓ બરાબર લઇ તેઓની બરાબર મધ અને ઘી મેળવી વાળને લેપ કરવાથી વાળ વધતા ન હોય તે વધે છે, અથવા જેઠીમધ, નીલા કમળનું મૂળ અને મણુકા-કાળીદ્રાખ, એઓને તેલમાં, ઘીમાં અને દુધમાં ઝીણાં લસોટી વાળને લેપ કરવાથી વાળ બહુ લાંબા વધે છે અને માથાની ઉંદરી પણ મટે છે.

તેમજ હ્રસ્વકેશાદિથી માંડી પરિશ્રમ સુધી ૨૯ વાત વ્યાધિઓના જે સાધારણ ઉપાયો કહેવામાં આવશે તે કરવા જેથી એ ૨૯ જાતના વાયુઓ મટે છે.

વાચાલતા, કટિગ્રહ, આક્ષેપક, શ્રમનાશ અને ઉરુસ્તંભ વગેરેની પૂર્વે કહેલા વાતરોગમાંની ચિકિત્સાઓ કરવી અથવા નિદ્રા નાશ થએલ હોય તો શેકેલી ભાંગનું ચૂર્ણ મધ સંગાથે અનુમાન પ્રમાણે ખાવું. અથવા પીપરામૂળનું ચૂર્ણ ગોળમાં મેળવી ખાવું. અથવા કલગારી-વઢવાડીયાનું મૂળ માથે બાંધવું. અથવા કાંસકાથી સહેવાતે સહેવાતે માથું ઓળવું. અથવા સુંવાળા હાથોથી પગનાં તળીઆં મસળાવાં. અથવા વંત્તાકના ભડથીઆમાં મધ મેળવી ખાવું. અથવા તેલની કાંજી સાથે કે ખટાઇની સાથે તે ભડથીયું રાત્રે ખાવું. અથવા એરંડીયું અને અળસીનું તેલ બરાબર લઇ કાંસાની થાળીમાં નાંખી ખુબ ઘુંટી આંખમાં અંજન કરવું. અથવા સવા અને ભાંગ ઝીણાં વાટી બકરીના નવાયા દુધમાં નાખી પગનાં તળીઆં ધોવાં. અથવા કસ્તુરીને ધાવણ સાથે ઘસી અંજન કરવું, જેથી ઘણા દિવસથી નાશ થઇ ગયેલી નિદ્રા અથવા કમતી થએલી નિદ્રા પુનઃ તુરત પ્રાપ્ત થાય છે. વૈદ્યરહસ્ય.

## સાત ધાતુઓમાં પ્રાપ્ત થએલા વાતવ્યાધિઓનાં લક્ષણ.

જો રસ ધાતુમાં વાયુ રહેલો હોય તો શરીરની ચામડી લુખી, ફાટેલી, જડ, પાતળી, કાળી, સોયથી ભોંકાયા જેવી, વ્યથાવાળી, લબડતી અને રતાશવાળી થઇ જાય છે અને સાતે ચામડીમાં વ્યથા કરે છે.

જો લોહી ધાતુમાં વાયુ રહેલો હોય તો તીવ્ર પીડા થાય છે, સંતાપ થાય, શરીરનો વર્ણ બગડી જાય, દુર્બળપણું, અરૂચિ, ગાત્રોમાં વણ અને જમ્યા પછી તૃપ્તિને લીધે લોહીની વૃદ્ધિ થવાથી સ્તબ્ધ થાય છે.

જો માંસમાં વાયુ રહેલો હોય તો શરીર ભારે, પીડાયુક્ત, સ્તબ્ધ, વ્યથાવાળું અને અત્યંત નિર્બળ થઇ જાય છે.

જો મેદમાં વાયુ રહેલો હોય તો માંસમાં રહેલ વાયુના જેવાંજ લક્ષણો થાયછે, પણ મોટી પીડાવાળાં ગડ્ડુ તથા ગડિ થાય છે એટલોજ ફેર છે.

જો અસ્થિમાં વાયુ રહેલો હોય તો સાંધે સાંધાઓમાં પીડા, શુળનું નીકળવું; માંસ તથા બળનો ક્ષય, નિદ્રા આવે નહી અને પ્રબળ પીડા થાય છે.

જો મજ્જામાં વાયુ રહેલ હોય તો અસ્થિમાં રહેલી વાયુ પીડા પ્રમાણે લક્ષણ હોય છે, પરંતુ વિશેષતા એટલીજ છે કે, મજ્જામાં રહેલા વાયુએ કરેલી પીડા કદી શાંત થતી નથી.

અને જો વીર્યમાં વાયુ રહેલો હોય તો વીર્યને સ્ખલિત થવા દેતોજ નથી અથવા તો સ્રીસંગમાં તુરત વીર્ય સ્ખલિત થાય છે. તથા ગર્ભનો પાત કરે છે કિંવા ગર્ભને મૂઢ કરી નાંખે છે. વીર્યનો વર્ણ બદલી નાંખે છે અને અનેક વિકૃતિ કરે છે.

## ઉપાય.

રસમાં વાયુ રહેલ હોય તો તેલ લીનું મર્દન કરવું તથા સ્વેદનની ક્રિયા કરવી. લોહીમાં વાયુ હોય તો ટાઢા લેપ, રેચ આપવો, તથા ફસ ખોલાવવા વગેરેથી લોહી કઢાવવું. માંસ કે મેદમાં વાયુ રહેલો હોય તો રેચ આપવો તથા નિરૂહબસ્તિ ક્વાથની પિચકારીઓ મારવી. અસ્થિ કે મજ્જામાં વાયુ રહેલો હોય તો બહાર તથા અંદર સ્નેહની યોજના યોજવી. અને વીર્યમાં રહેલો હોય તો સ્રીઓ વગેરેથી હર્ષ ઉપજાવવો અને વીર્યને વધારનારાં ઔષધો તથા અન્ન પાનો ઉપયોગમાં લેવાં જેથી બળ વીર્ય વધે છે.

## બીજા પ્રકારના સ્થાનકોના ભેદથી વાતવ્યાધિઓના ભેદ.

દુષ્ટ વાયુ કોઠામાં રહ્યો હોય તો મળ–મૂત્રનું રોકાણ કરી ગુલ્મ, હૃદયરોગ, બદ તથા અરશ અને પડખામાં શુળ ઉત્પન્ન કરે છે.

## ઉપાય.

પાચન કરનારા રસોની યોજના કરવી તથા અન્ય ઉપાયોથી મળોને પકવી દેવા અને દુધ પીવું જેથી કોઠામાં રહેલો દુષ્ટ વાયુ નાશ પામે છે.

દુષ્ટ વાયુ [1]આમાશયમાં રહ્યો હોય તો છાતીમાં, પડખામાં તથા નાભિમાં પીડા કરે છે અને તૃષા, ઓડકાર, કોલેરા, ઉધરસ, કંઠશોષ અને શ્વાસને ઉત્પન્ન કરે છે.

## ઉપાય.

લંઘન કરાવી દીપન તથા પાચન ઔષધીઓ આપવી. ઉલટી અને આકરા રેચ આપવા તથા જુના મગ, જવ અને ચોખા પથ્ય છે માટે તે ખાવા આપવા. અથવા રોહીસ, હરડેની છાલ, કચૂરો અને પુષ્કરમૂળ, એઓનો ક્વાથ અથવા બીલાનો ગર્ભ, ગળો, દેવદાર અને સુંઠનો ક્વાથ તથા વજ, અતિવિષ, પીપર અને ત્રિકટુનો ક્વાથ કરી પીવાથી આમાશયમાં રહેલો દુષ્ટ વાયુ નાશ પામે છે.

પકવાશય–હોજરીમાં દુષ્ટ વાયુ રહ્યો હોય તો પેટનાં આંતરડાં બોલ્યા કરે, શુળ નીકળે, આફરો ચઢે મળ–મૂત્ર કષ્ટથી ઉતરે અને ત્રિકસ્થાનમાં વેદના થાય છે.

૧ નાભિ અને સ્તન વચ્ચેના ભાગને આમાશય કહે છે.

## ઉપાય.

જે ઉદાવર્ત્ત રોગ માટે ચિકિત્સા કહેવામાં આવશે તે પ્રમાણે ઉપાય કરવા. છાતીમાં દુષ્ટ વાયુ રહેલો હોય તો પ્રાતઃકાળમાં યત્નપૂર્વક નવશેકા ઉના પાણીની સાથે મરી તથા ગોળ પીવામાં આવે તો હૃદયનો દુષ્ટ વાયુ નાશ થાય છે. અથવા આસગંધ, અને બેહેડાં એઓને ઝીણું વાટી ગોળમાં મેળવી ઉના પાણી સાથે ઉપયોગમાં લેવાં. અથવા દેવદાર તથા સુંઠ એઓને વાટી ઉના પાણી સાથે પીવાથી હૃદયનો દુષ્ટ વાયુ નાશ પામે છે.

કાન વગેરે જ્ઞાન ઇંદ્રિઓમાં દુષ્ટ વાયુ રહેલો હોય તો ઇંદ્રિઓની શક્તિ નાશ કરે છે. તે માટે વાત વ્યાધિની ચિકિત્સાઓ કરવી. સ્નેહ પદાર્થોનો અભ્યંગ-માલેસ કરવો. સ્નેહ કુંડમાં અવગાહન કરવું. કિંવા શેક કરવો.

શરીરની ધોરી નસો કે નસોમાં દુષ્ટ વાયુ રહેલો હોય તો નસોમાં શૂળ થાશે, નસોનો સંકોચ થાય અને શિરાના સ્થૂલપણાને, છાતીથી નમી જવાને-અંતરાયામને, પીઠથી નમી જવાને-બાહ્યાયામને, ખલ્લી અને કુબ્જપણાને ઉત્પન્ન કરે છે.

## ઉપાય.

સ્નેહથી અભ્યંગ-મર્દન કરવાથી, સ્નેહવાળા પાટા બાંધવાથી, સ્નેહના લેપનથી અને લોહી કઢાવવાથી નસોમાં રહેલો દુષ્ટ વાયુ નાશ પામે છે. તથા ડાંભ દેવા, સખ્ત બંધન કરવું અને તેલ ચોળવું જેથી સ્નાયુઓમાં રહેલો દુષ્ટવાયુ નાશ થાય છે.

સાંધાઓમાં દુષ્ટવાયુ રહેલો હોય તો સાંધાઓને છુટા પાડી દે છે અને શૂળ તથા સોજાને ઉત્પન્ન કરે છે.

## ઉપાય.

ડાંભ દેવા, સ્નેહવાળા પાટા બાંધવા, ઇંદ્રવરણાનાં મૂળ અને પીપર એઓનું ચૂર્ણ ગોળમાં મેળવી રોજબરોજ ખાવું તો સાંધાઓમાં રહેલો દુષ્ટવાયુ નાશ પામે છે.

## સમસ્ત વાતવ્યાધિઓમાં કષ્ટસાધ્ય કેટલા છે?

હનુગ્રહ, અર્દિત, આક્ષેપ, પક્ષાઘાત અને અપતાનક એટલા વાતવ્યાધિઓ યત્ન કરવાથી લાંબા સમયે મટે છે; પણ જો રોગી બળવાન્ તથા યુવાન હોય અને ઉપદ્રવ રહિત-એટલે વિસર્પ, દાહ, વ્યથા, ભ્રમ, મૂર્છા, અરૂચિ, અગ્નિમંદતા અને બળ તથા માંસ ક્ષીણ થયેલ ન હોય તો તે વાતરોગી વખતે સાજો થાય છે; પરંતુ ઉપદ્રવે કરીને યુક્ત અને વૃદ્ધ તથા દુર્બળ હોય તો યમ મંદિરની મુલાકાત લે છે. અથવા સુજી ગએલો, શૂન્ય ત્વચાવાળો, દીનતાયુક્ત, કંપ તથા આફરાથી પીડિત અને વાતવેદનાથી રીબાતો હોય તો તે વાયુરોગી છેવટ મરણને શરણ થાય છે.

## વાતવ્યાધિના સામાન્ય ઉપાય.

આસગંધ, કાંસકીનું મૂળ, બીલી, [illegible], બેઠીરીંગણી ઊભીરીંગણી, માળવી એરંડ, મીઠી કાંસકી, લીંબડાની અંતર છાલ, અરલુ, કાટોડી, પ્રસારણી (નારી), અને આરણી એ પ્રત્યેક [illegible] તોલા ચાર લેવા તથા ૪૦૯૬ તોલા પાણીમાં તેઓનો [illegible] કરી ચતુર્થાંશ પાણી રહે ત્યારે નીચે ઉતારી વસ્ત્રગાળ કરી તેમાં ૨૫૬ તોલા [illegible] તેલ, ૨૫૬ તોલા શતાવરીનો રસ અને ૧૦૨૪ તોલા ચાર ગાયનું દુધ નાખી [illegible] તગર, [illegible]

ઉપલેટ, એલચી, છડછડીલો, શિલાજીત, સિંધાલુણ, આસગંધ કાંસકી, રાસ્ના, સત્વા, દેવદાર, સમેરવો, મધીસમેરવો, જંગલી અડદ, જંગલી મગ અને તગર એ પ્રત્યેક ઔષધો ચાર ચાર તોલા ભાર લઇ એઓનું કલ્ક કરી ઉપર કહેલા તેલમા નાખી ધીમી આંચથી પકાવવું. જ્યારે સર્વ રસ બળી માત્ર તેલ બાકી રહે ત્યારે નીચે ઉતારી વસ્ત્રગાળ કરી સુંદર પાત્રમાં ભરી લેવું. પછી તેમાંથી યોગ્ય સમય ઉપર વાતવ્યાધિ માટે પીવું, મર્દન કરવું, ખાવું કે પિચકારીના કામમાં વાપરવું, જેથી પક્ષાઘાત, હનુગ્રહ. મન્યાસ્તંભ, ગળગ્રહ, કુબ્જતા, બેહેરાપણું, ગતિનો ભંગ, કેડનું ઝાલવું, ગાત્રનો શોષ, ઇંદ્રિયોનો ધ્વંશ, વીર્યનો નાશ, તાવ, ક્ષય, અંડવૃદ્ધિ, કુરંડ, ગેળો, દાંતના રોગ, માથાનું ઝલાવું, પડખાંઓનું શળ, પંગુતા, બુદ્ધિનાશ, ગૃધ્રસી અને બીજા પણ સમસ્ત શરીરમાં રહેનારા વાયુનો નાશ કરે. ને વંધ્યા સ્ત્રી આ તેલના સેવનથી સુંદર પુત્ર પામે છે, જેમ શ્રી નારાયણ ભગવાન્ દૈત્યોનો નાશ કરે છે તેમ આ નારાયણ તેલ સમસ્ત વાયુરોગરૂપી દૈત્યોનો નાશ કરે છે. અથવા સુંઠ, પીપરીમૂળ, ચવક, ચિત્રક, પીપર, શેકેલી હીંગ બોડી અજમો, સરસવ, જીરૂં, શાહજીરૂ નગોડનાં બીજ, ઇંદ્રજવ, કાળીપાડ, વાવડીંગ, ગજપીપર, કડુ, અતિવિષ, ભારંગી, વજ, ભોંય પીલુડી, તમાલપત્ર, દેવદાર, પીપર, ઉપલેટ, રાસ્ના, મોથ, સિંધાલુણ, એલચી, ગોખરૂ, હરડે, ધાણા, બેહેડાં, આમળાં, તજ, વાળો અને જવખાર એઓ સઘળાં સમાન ભાગે લઇ એઓનું ઝીણું ચૂર્ણ કરી એ ચૂર્ણ બરાબર શુદ્ધ કરેલો ગુગળ ઘી સાથે કુટી નરમ કરી ચૂર્ણ તથા ગુગળ ઘીના સંયોગે કુટી એક જીવ કરી પિંડો બનાવી ઘીના વાસણમાં રાખી મૂકવો. પછી તેમાંથી ૨૪ ૨૪ ચણોઠીઓ ભારની ગોળીઓ વાળી દોષો અને કાળ વગેરે અનુસરી સેવન કરે—એટલે પ્રથમ થાડા દિવસ એક એક ગોળી ખાવી, પછી દોઢ, પછી અરધા તોલા ભાર અને પછી એક તોલા ભાર ખાવી જેથી અરશ, ગ્રહણી, બરલ, ગોળો, પેટના રોગ, આફરો, અગ્નિમંદતા, શ્વાસ, ઉધરસ, અરૂચિ, પ્રમેહ, નાભિનું શળ, કૃમિ, ક્ષય, છાતીનું ઝલાઇ જવું, સર્વ પ્રકારના વાયુવ્યાધિઓ, આમવાત, મૃગી, કોઢ, દુષ્ટ ત્રણો, વીર્યના દોષ, રજના દોષ, ઉદાવર્ત અને ભગંદર એટલા રોગોનો નાશ થાય છે. આ ગુગળ રાસ્નાદિ ક્વાથ સાથે પીવામાં આવે તો સઘળા વાતવ્યાધિઓ ટળે છે. કાકોલ્યાદિ ક્વાથ સાથે સેવવાથી પિત્ત, આરગ્વધાદિ ક્વાથની સાથે સેવવાથી કફ, દારૂહળદરના ક્વાથ સાથે સેવવાથી સર્વ પ્રમેહ, ગોમૂત્રની સાથે સેવવાથી પાંડુરોગ, મધની સાથે સેવવાથી મેદવૃદ્ધિ, લીંબડાના ક્વાથ સાથે સેવવાથી કોઢ, ગળોના ક્વાથ સાથે સેવવાથી વાતરક્ત, મૂળાના ક્વાથ સાથે સેવવાથી સોજો, કાકચના ક્વાથ સાથે સેવવાથી ઉંદરનું ઝેર, ત્રિફળાના ક્વાથ સાથે સેવવાથી નેત્રની દારૂણ વેદના અને પુનર્નવાદિના ક્વાથ સાથે સેવન કરવાથી સઘળા ઉદર—પેટ સંબંધી રોગો નાશ થાય છે, જ્યાં આ ગુગળનો પ્રયોગ કરતી વખતે મૈથુન કે અન્ન પાનનો કશો પ્રતિબંધ નથી અર્થાત્ ચરી પાળવાની જરૂર નથી, પણ વિરોધકારી કે અવગુણકર્તા વસ્તુઓ સેવવી નહીં. આ યોગરાજ ગુગળ કહેવાય છે. અથવા લસણની ચટણી કરી કે લસણનો રસ કહાડી તેમાં તલનું તેલ તથા જોઇએ તેટલું સિંધાલુણ મેળવી સેવન કરે તો સર્વ પ્રકારના વાયુ રોગ મટે છે અને વિષમજ્વરોપણ મટે છે. અથવા દુધ, ઘી, તેલ, કે માંસના રસાની સાથે અથવા તો ભાત કિંવા ખીચડીની સંગાથે સાત દિવસ લસણ ખાય; પરંતુ પ્રત્યેક દિવસે બબે તોલા ભાર વધારીને લસણ ખાય તો વાયુ સંબંધી રોગો, વિષમજ્વરો, શળ, ગુલ્મ, મંદાગ્નિ બરલની ઉગ્રવેદના, હાથ તથા પડખાનું શળ, માથાની પીડા અને વીર્યના

દોષો એટલા રોગો નાશ પામે છે આ લસણ પ્રયોગ કહેવાય છે. અથવા રાસ્ના, એરંડાનાં મૂળ, અરડૂસો, ધમાસો, કચૂરો, દેવદાર, બળદાણા, મોથ, સુંઠ, અતિવિષ, હરડે, ગોખરૂ, ગરમાળો. વરીઆળી, ધાણા, સાટોડી, આસગંધ, ગળો, પીપર, વરધારો, શતાવરી, વજ, કંટાસળાયો, ચવક, ઉભીરીંગણી અને બેઠી રીંગણી એઓમાં રાસ્ના ૩ ભાગ અને બીજાં એક એક ભાગ લઈ એઓનો ક્વાથ કરી આઠમા ભાગનું પાણી ( બળતાં ) બાકી રહે ત્યારે દોષને અને વ્યાધિને અનુસરી સુંઠ અથવા આભાક્ષ ચૂર્ણ અથવા અલંબુષાદિ ચૂર્ણ અથવા અજમોદાદિ ચૂર્ણ નાખવું. પછી ક્વાથ ગાળી લઈ ( યોગરાજ ગુગળ સંગાથે ) યોગ્ય માત્રાએ સેવન કરે તો સમસ્ત પ્રકારના વાતવ્યાધિયો, અનાહો, ગાત્રોનું ધ્રુજવું, ગોળો, છાતીનાં દરદો, અંત્રવૃદ્ધિ, શ્લીપદ, યોનિ તથા લિંગ સંબંધી પીડાઓ અને સ્ત્રીઓનું વાંઝીયાપણું એટલા રોગોનો નાશ કરે છે. આ મહારાસ્નાદિ ક્વાથ પ્રજાપતિનો બનાવેલો છે. સઘળાં પાચન રસાયનોમાં ઉત્તમ રસાયન રૂપ છે. એમ ભાવમિશ્ર કહે છે. અથવા થોરના પાનનો રસ, સરગવાના પાનનો રસ, બકાન લીંબડીના પાનનો રસ, નગોડના પાનનો રસ, એરંડાના પાનનો રસ અને કણેરના પાનનો રસ લઈ એ સર્વ રસોના ચોથે ભાગે તેલ લેવું. પછી તેલ પકાવવાની રીત પ્રમાણે તૈયાર કરી તેમાં સુંઠ નાખી સિદ્ધ કરી તે તેલનું મર્દન કરે તો સર્વ પ્રકારના વાયુ રોગ મટે છે. આ અષ્ટાંગ તેલ કહેવાય છે. અથવા ધંતુરાનાં મૂળ, નગોડ, કડવી તુંબડીની જડ, સાટોડી, કોચાં, કથગર, લીંબડાની અંતરછાલ, આસગંધ, પુંવાડીઆ, ચિત્રક, સરગવાનું મૂળ, બકાન લીંબડીની છાલ, દશમૂળ, શતાવરી, કારેલી, બન્ને ઉપલસરી, શ્રીપર્ણી, ભોંયપાળું, થોર તથા આકડાનાં પાન, કાકજંઘા, રાતી તથા પીળી કણેર, મરડાશીંગ, અંધાડો અને મોટી કાંસકી એ સઘળાં ઓષધો ૧૨–૧૨ તોલા ભાર લઈ સર્વ ઓષધો બરાબર ત્રિફળાં અને એ સર્વ બરોબર કાળા તલનું તેલ તથા તેટલુંજ એરંડીયું અને એઓથી ચારગણું પાણી નાખી તેમાં, ઓષધોને ખાંડી નાખી તેલ પકાવવાની રીતિ પ્રમાણે તેલ સિદ્ધ કરી તેમાં સુંઠ, મરી, પીપર, આસગંધ, રાસ્ના, ઉપલેટ, લીંબડો, વજ, દેવદાર, ઇંદ્રજવ, જવખાર, સાજીખાર, પાંચ જાતનાં લુણ, મોરથુથુ હરતાલ, કાયફળ, કાળીપાડ, ભારંગી, નવસાદર, ગંધક, પુષ્કરમૂળ અને શિલાજીત એ સઘળાં ઓષધો એક એક તોલા ભાર તથા વછનાગ તોલા ૮ લઈ એઓનું ચૂર્ણ કરી તેલમાં મેળવી વસ્ત્રગાળ કરી તે તેલનું મર્દન કરે તો સર્વ પ્રકારના વાયુરોગ, સોજો, માથાની વ્યથા, કાનના સણકા, ગુંઝસી, સંધિવા, અને કુખ, ભમર, પીઠ તથા સાથળ વગેરે સર્વાંગની કળતર નાશ પામે છે. સારાંશમાં સર્વ પ્રકારના વાયુ, કંઠમાળ, અપચી, કાનમાં થતો ઘોંઘાટ, સમસ્ત સન્નિપાત, બેહેરાશ અને વૃદ્ધાવસ્થા એ સર્વનો નાશ કરે છે. આ વિષગર્ભ તેલ કહેવાય છે. અથવા મજીઠ, ગંઠીપો, દેવદાર, સરલ દેવદાર, રીંગણી, વજ, મરડાશિંગી, તાલીસપત્ર, ચંદન, તેજબળ, કચૂર, હરડેની છાલ, બેહેડાંની છાલ, આમળાં અને મોથ એ ઓષધો સર્વ ૮–૮ તોલા ભાર લઈ વાટી કલ્ક કરી તેમાં તેલ તોલા ૬૪ ભાર નાંખી પકાવવું અને તેમાં છડ, મોરવેલ, ડમરો, મિંઢળ, ચંપો, સુંદરી, તજ, પીપરીમૂળ, ઉપલેટ, સુગંધીવાળો અને લબાલુ એટલી ઓષધીઓ ૮–૮ તોલાભાર લઈ તેઓનું ચૂર્ણ કરી, તથા કોઠીઓ લોબાન, કંદરૂ, નખ અને છડ એટલાં ૪–૪ તોલા લેવાં અને એલચી, લવીંગ, ચંદન, જાયની ફળીઓ, કંકોલ, કંકોળ, અગર, માલકાંકણી, કસ્તુરી, બેહેડાં, આંબળાં, અજમો, અને કેસર એ સઘળાં ૨–૨ તોલાભાર લઈ સર્વનું ચૂર્ણ કરી તેલમાં નાખવું તથા કપૂર તોલા ૨૦

કપૂર અને કસ્તુરીથી અરધ ભાગે ૧ પત્ર કલ્ક વગેરે લઇ તેમાં નાખી ધીમા અગ્નિથી તેલ સિદ્ધ કરી; અર્થાત્ સર્વ રસ બળી માત્ર તેલ આવી રહે એટલે તેલને વસ્ત્રગાળ કરી એ તેલનું મર્દન કરે તો, સર્વ પ્રકારના વાયુરોગ, સર્વ પ્રકારના પ્રમેહ, તથા સોજો, કોઢ અને તાવ એ સર્વનો નાશ કરે છે. આ લક્ષ્મીવિલાસ મહા સુગંધિ તેલ કહેવાય છે. ચક્રદત્ત. અથવા સુંઠ તોલા ૨૮ ભાર અને એક કળીનું લસણ તોલા ૨૮ ભાર લઇ સુંઠને ઝીણી વાટી તેટલાજ ગાયના ઘીમાં શેકી લસણને વાટી સુંઠના ચુર્ણમાં મેળવી ચોખ્ખું સાકર તોલા ૨૮ મેળવી એકજીવ કરી નિરંતર ૪–૪ તોલાભાર સેવન કરે તો, પક્ષાઘાત, હનુસ્તંભ, કટીભંગ અને ભુજાની પીડાદિ તીવ્ર વાયુરોગ નાશ પામે છે. અથવા માલકાંકણી, અસાળીઓ, કાળીજીરી, કે શાહજીરૂં, અજમો, મેથી અને તલ એ સર્વ બરાબર લઇ ઘાણીમાં નાખી તેલ કહાડી એ તેલનું શરીરે મર્દન કરવું તો, તેથી સર્વ વાયુરોગ નાશ પામે છે. આ વિજયભૈરવ તૈલ કહેવાય છે. અથવા શુદ્ધપારો, શુદ્ધગંધક, શુદ્ધ હરતાલ અને શુદ્ધમણશીલ એ સઘળાં બરાબર લઇ ઝીણાં વાટી કાંજીમાં ૩ દિવસ સુધી વાટી પછી એક હાથનું ઝીણું કપડું લઇ તે ઉપર તેનો લેપ કરી તે કપડાને લપેટી તેની દીવટ–કાકડો કરી તેના ઉપર સુતર લપેટી સુકવી પછી તે ઉપર તલનું તેલ ચોપડું નાખી સળગાવી લટકાવી રાખવી અને તેના નીચે ચીનાઇ માટીનું પાત્ર મુકવું, તેમાં જે દીવટમાંથી ટપકી તેલ એકઠું થાય તે તેલ લઇ શરીરે મર્દન કરે તો હાથ, બાહુ, મસ્તક, ડોક, સાથળ, ઢીંચણ અને કંપવાદિ સર્વ પ્રકારના વાયુ રોગ જાય છે. આ વિજયભૈરવવર્તિ તૈલ કહેવાય છે. અથવા હરડેની છાલ તોલા ૧૨, ચિત્રક તોલા ૧૨, એલચી, તજ, તમાલપત્ર, મોથ એ ચારે ૨–૨ તોલા ભાર, નગોડ ૨ તોલા, નાગકેસર ૧ તોલો, સુંઠ, મરી, પીપર, પીપરીમૂળ અને શુદ્ધવછનાગ એ ૪–૪ તોલા; લોહભસ્મ ૪ તોલા, વંશલોચન ૪ તોલા, શુદ્ધપારો ૪ તોલા, અને શુદ્ધગંધક ૪ તોલા લઇ, પારા ગંધકની કાજળ કરી પછીથી અન્ય ઔષધીઓ વાટી એકત્ર કરી ત્રણ વરસનો જુનો ગોળ તોલા ૨૦૦ લઇ ચાસણી કરી તેમાં ઉક્ત ઔષધો મેળવી એકજીવ કરી ઘી સાથે ગોળીઓ બોરની બીજ પ્રમાણે કરી ઘીના રીઢા વાસણમાં રાખી મુકવી. પછી તેમાંથી બળ અનુસારે સારા મુહૂર્તે ગોળી ૧–૨ ઘીના અનુપાન સાથે સેવન કરે. અર્થાત્ બળ આવે ત્યાં સુધી ઘી સાથે ૧ ગોળી અને પછી બે કે ૧॥ ગોળી ખાય તો બે મહીનામાં કફનો, ત્રણે મહિનામાં પિત્તનો, ચાર મહીનામાં વાયુના સર્વ રોગ મટે છે. સાત મહીના સેવન કરે તો દ્વંદ્વ જ્વરનો, એક વર્ષ સુધી સેવન કરે તો, સર્વ પ્રકારના રોગ, બે વર્ષ સેવન કરે તો, ઘરડપણ મટી યુવાન થાય અને ૩ વર્ષ સેવન કરે તો નિશ્ચે આયુર્બળ વધે તથા શરીર નીરોગી રહે છે. આ વિજયભૈરવ રસ કહેવાય છે. અથવા શુદ્ધપારો ૧ ભાગ, શુદ્ધ ગંધક ૨ ભાગ, ત્રિફળા ૩ ભાગ, ચિત્રક ૪ ભાગ, અને એરંડીયા તેલથી મર્દન કરેલો ગુગળ ૫ ભાગ. એ સર્વને એકત્ર કરી એરંડીઆ તેલમાં કુટી એક એક તોલા ભાર પ્રમાણે ગોળીઓ વાળી પ્રાતઃકાળે ૧ ગોળી ખાઇ તે ઉપર સુંઠ અને એરંડાના મૂળનો કવાથ કરી પીએ અને એરંડીઆ તેલથી રોગીના વાંસા ઉપર માલેસ કરે, શેક કરે તો સર્વ પ્રકારના વાયુ રોગ મટે છે. રેચ લાગે છે, પણ રેચ લાગ્યા પછી સ્નિગ્ધ અને ગરમ અન્ન ખાવું અને પવનમાં ન ફરતાં નિયમ પૂર્વક ૧ મહીનો સેવન કરે તથા મૈથુનનો ત્યાગ કરે તો નિશ્ચે વાયુ સંબંધી પીડા નાશ કરે છે. આ વાતારિરસ કહેવાય છે, અથવા શુદ્ધ [illegible] શુદ્ધ ગંધક, શુદ્ધ વછનાગ, સુંઠ, મરી, પીપર અને શુદ્ધ ફુલાવેલો ટંકણ એટલાં બરાબર

---

૧ જે ઔષધીના કલ્કને પકાવી ગાળી કહાડી તે પછી નીકળેલા કુચાની સાથે ફરી તેલ ઘી વગેરેને વિશેષ સુગંધી લાવવા માટે બાટવાં તે પત્ર કલ્ક કહેવાય છે.

અરધ ભાગે શુદ્ધ[1] હરતાલ મેળવી તે હરતાલ બરોબર ચોખ્ખી કલઈની ભસ્મ નાખી આક-ડાના દુધમાં ૭ દિવસ સુધી ખરલ કરી સુકવી કાચની આતસ શીશીમાં ભરી તે ઉપર કપડ-માટી દઇ વાલુકાયંત્રદ્વારા ૧૨ પોહોરનો અગ્નિ આપી રસ સિદ્ધ કરી સ્વાંગ શીતળ થયે ઘુંટી તેમાંથી ૧ રતિ પાનમાં સેવન કરે તો, સર્વ પ્રકારના વાયુરોગ તથા ઉન્માદ, ક્ષીણતા મંદાગ્નિ, કોઢ, વ્રણ અને વિષમજ્વર એ સર્વ રોગો નાશ થાય છે. આ બંગેશ્વર રસ કહેવાય છે. યોગતરંગિણી. અથવા શુદ્ધ હરતાલ, શુદ્ધ ગંધક, શુદ્ધ પારો, શુદ્ધ[2] હિંગળોક, શોધેલો ટંકણખાર, સુંઠ, મરી અને લીંડીપીપર એ સઘળાં બરાબર લઇ પારાગંધકની કાજળ કરી અન્ય ઓષધોને યથેષ્ટ રીતે વાટી એકત્ર કરી આદાના રસની ૧ ભાવના દઇ ઘુંટી ગોળી મગના જેવડી વાળી ૧ ગોળી ખાય તો, સર્વ પ્રકારના વાયુ જાય, તથા સુવારોગ, મંદાગ્નિ, સંગ્રહણી અને ટાઢીઓ તાવ એ સર્વ નાશ થાય છે. આ હરતાલ ગુટિકા કહે-વાય છે. રત્નપ્રદીપ. અથવા લસણ તોલા ૭ા ભાર લઇ ફોલી ઝીણું કાતરી દુધ તોલો ૧ાા અને પાણી તોલો ાા મેળવી તેમાં લસણ નાખી મંદાગ્નિ આપવો, જ્યારે દુધ શો-ષાઇ જાય ત્યારે તેને ખરલમાં ઘુંટી તેમાં ાા તોલો ઘી નાખી આંચ દેવી. જ્યારે લાલાશ પડતો રંગ થાય ત્યારે ઉતારી લઇ ઘી કાહાડી લેવું, પછી ૩ તોલા સાકરની ચાસણી કરી તેમાં કસ્તુરી ૧ા રતિ, લવીંગ ૪ રતિ, જાયફળ ૧ માસો, તજ ૧ માસો અને સોનાના વરખ ૨ એ સર્વ ઔષધીઓ ચાસણીમાં મેળવી તથા લસણ પણ મેળવી ગોળીઓ ૪ બનાવવી, ગોળી ૧ પ્રભાતે ખાવી, જો વાયુનું પ્રબળતાપણું હોય તો ૧ ગોળી સંધ્યા વખતે પણ ખાવી, જેથી વાયુ માત્ર નાશ પામે છે. પણ પથ્યમાં રહી સેવન કરવી. એજ હિસાબ પ્રમાણે વિશેષ માત્રાએ ઔષધીઓ લઇ લસણપાક કરી વાયુના રોગો જોરાવર હોય તો ૨૧ તથા ૪૯ દિવસ લસણનો પ્રયોગ ઉપયોગમાં લેવો તો, વાયુ રોગો મટે છે અને શરીર પુષ્ટ થાય છે તથા ભૂખને વધારે છે. આ લસણપાક કહેવાય છે. "

## વાયુરોગીનાં પથ્યાપથ્ય.

તેલનું મર્દન, ઉના પાણીથી સ્નાન, પવન ન લેવો, ભૂમિશયન, પરસેવો લાવવો, ધુ-માડો, તેલ, મીઠા ખાટા-ખારા પદાર્થો, છાશની આછ, ઘઉં, અડદ, સાઠીચોખા, કળથી, પરવળ, સરગવો, વંત્યાક, સવાની ભાજી, તુવરની દાળ, તાંદળજો, હિંગ, લસણ, દાડિમ, કેરી, શીંગોડાં, વહેતું પાણી, દ્રાખ, નારંગી, સાકર, તાંબુલ અને જુલાબ એટલાં વાનાં હિતકારી-સેવન કરવા યોગ્ય છે.

ચિંતા, ઉજાગરો, મળ-મૂત્રાદિના વેગને રોકવા, ઉલટી, શ્રમ, ઉપવાસ, ચણા, વટાણા,

---

૧ હરતાલ ાા શેર લઇ વાટી એક લુગડામાં થોડી ઢીલી રહે તેમ પોટલી બાંધી ચુના કોળાને કોરી તે પોટલી તેમાં રાખી પાછો ઢગલો દઇ, પછી તેને માટીના પહોળા મોહોડાના મોટા વાસણમાં મુકી ચુલા ઉપર ચડાવી અગ્નિ કરવો. કોળું બળી જાય ત્યારે પોટલી કહાડી લઈ પ્રથમ પ્રમાણે સાત ચુના કોળામાં તે પોટલીને પકાવવી જેથી હરતાલ શુદ્ધ થાય છે.

૨ હિંગળોકના ગાંગડાને ૭ વાર બેટીના દુધની અને ૭ વાર લિંબુના રસની ભાવનાઓ આપવી જેથી હિંગળોક શુદ્ધ થાય છે.

ભાવપ્રકાશ-પૂર્વખંડ.

તૃણ, ધાન્ય, ચોળા, મગ, ગોળ, જાંબુ, સોપારી, ઠંડું પાણી, તીખા, કડવા, કે કષાયવાળા રસ, મૈથુન, હાથી ઘોડા ઉપર બેસવું, હવામાં ફરવું, પલંગ વગેરેમાં સુવું અને દાતણનું ઘસવું વગેરે વાયુરોગીને સેવવા યોગ્ય નથી.

વાતવ્યાધિનો અધિકાર સંપૂર્ણ.

ઇતિ શ્રી મન્મહારાજાધિરાજ રાજરાજેંદ્ર શ્રી સવાઈ પ્રતાપસિંહજી વિરચિત અમૃતસાગર નામા ગ્રન્થવિષે વાતવ્યાધિના ચોરાસી ભેદ ઉત્પત્તિ, લક્ષણ તથા યત્નનિરૂપણ નામનો આઠમો તરંગ સમાપ્ત.

# તરંગ નવમો.

ઊરૂસ્તંભને આમવા, પિત્તરોગ કફરોગ;
તરંગ નવમામાં નકી, નિદાન લક્ષણ યોગ.

## ઊરૂસ્તંભ રોગનો અધિકાર.

### ઊરૂસ્તંભનાં નિદાન અને સંપ્રાપ્તિ પૂર્વક લક્ષણ.

ટાઢાડું, ઉનું, સુકું, પાતળું, ચીકટું, અને ભારે જલદી ન પચે તેવું ભોજન જમવાથી, કાંઇક ભોજન પચ્યું અને કાંઇક ન પચ્યું હોય તે વખતે-કાચી ભૂખે જમવાથી, ઘણી ભૂખ વેઠવાથી, દિવસે સુવાથી, ઉજાગરો કરવાથી, પરિશ્રમથી અને ગુસ્સો કે ખેદ થવાથી કફ તથા મેદ સહિત વાયુ આમવાળા તથા અત્યંત સંચિત થએલા કફ તથા પિત્તને દૂષિત કરી બન્ને સાથળોમાં નિવાસ કરે છે તેથી સાથળોનાં હાડકાંને સજ્જડ કરી શૂન્ય, ભારે અને પારકી સાથળો હોય તેમ ક્રિયા રહિત કરી દે છે, તેને ઊરૂસ્તંભ રોગ કહે છે. આ રોગમાં મૂઢપણું, અંગોમાં ત્રોડ, ઘેન, અરૂચિ, તાવ, પગમાં ગ્લાનિ, પગોનું પરાણે ઉપડવું અને પગમાં બેહેરાશ એટલા ઉપદ્રવો થાય છે. તેને કેટલાક આઢયવાત પણ કહે છે.

### ઊરૂસ્તંભનું પૂર્વરૂપ.

ઊંઘ ઘણી આવે, અત્યંત ખેદ અથવા મનમાં સંતાપ થાય, અત્યંત ધ્યાન લાગે, તાવ પણ સ્હેજ રહેતો હોય, રૂંવાટાં ઊભાં થઇ આવે, અરૂચિ, ઉલટી, બન્ને સાથળોમાં વેદના અને સાથળ તથા ગોઠણનું ગળવું, એટલાં ચિન્હો જેના અંગમાં જણાય ત્યારે જાણવું કે એને ઊરૂસ્તંભ રોગ થશે; અર્થાત્ ઊરૂસ્તંભ રોગ થવાનો હોય ત્યારે ઉપર કહ્યાં તેટલાં લક્ષણો પ્રથમથીજ થાય છે અને આ રોગને ભગવાન ધન્વંતરીજીએ સુશ્રુતમાં આઢ્ય વાતવ્યાધિ એવી સંજ્ઞાવાળો કહેલ છે.

### ઊરૂસ્તંભનું સ્વરૂપ.

બન્ને પગ ઠંડાબોળ થઇ જાય છે અને તેમાં પીડા તથા થોડે થોડે દાહ થાય છે

પગ પૃથ્વી ઉપર મૂકતાં વેદના થાય છે, માંડમાંડ ચલાય છે, પિંડી તથા સાથળમાં ગ્લાનિ, સ્પર્શની ખબર પડે નહીં, સાથળ જાણે લાકડાની કે ભાગેલી હોય તેમ જણાય છે અને અન્યના ઉચકવાથી ઉચકાય છે.

## ઊરૂસ્તંભનાં સાધ્ય અસાધ્ય લક્ષણ.

જે ઊરૂસ્તંભ રોગીને બળતરા, સણકા, સોયો ઘોંચાય તેવી વેદના અને ધ્રુજારી છૂટે તો તે મરી જાય છે, પણ જો આ ઉપદ્રવોએ કરી રહિત અને નવોજ રોગ હોય તો સાધ્ય સમજવો.

## ઊરૂસ્તંભના ઉપાય.

ઊરૂસ્તંભ રોગમાં સ્નેહન, લોહી કઢાવવું, ઉલટી, રેચ અને પિચકારી એઓનો ત્યાગ કરવો નહીં તો ઊરૂસ્તંભ રોગ ઉલટો વધે છે માટે સ્વેદન, લંઘન અને રૂક્ષતા કરનારી ક્રિયાઓ કરવી. તથા આ રોગમાં આમ, કફ અને મેદની અધિકયતા હોય છે માટે કફને શમાવનાર અને વાયુને કુપિત નહિ કરનારાં ઔષધો ઉપયોગમાં લેવાં. (વિશેષ ખુલાસો ભાવપ્રકાશ મધ્યખંડના બીજા ભાગમાં જુવો.) અથવા ત્રિફળા, પીપર, મોથ, ચવક અને કડુ એઓનું ચૂર્ણ મધમાં કાલવી ચાટે તો, ઊરૂસ્તંભ મટે છે. અથવા ગોમૂત્રની સાથે અથવા દશમૂળના ક્વાથ સાથે શુદ્ધ શિલાજીત, પીપર, સુંઠ કે ગુગળ પીવામાં આવે તો ઊરૂસ્તંભ મટે છે. એમ ભાવમિશ્ર કહે છે. અથવા ભીલામા, ગળો, સુંઠ, દેવદાર, હરડે, સાટોડી અને દશમૂળ એઓ સમાન લઇ એઓનો ક્વાથ કરી સેવન કરે તો ઊરૂસ્તંભ મટે છે. અથવા રાફડાની માટીને સરસવ મધ સાથે ઝીણી વાટી સાથળે મર્દન કરે તો ઊરૂસ્તંભ મટે છે. અથવા ઘોડાવજનું ચૂર્ણ ટાંક ૨ ઉના પાણી સાથે ફાકે તો ઊરૂસ્તંભ મટે છે. વૈદ્યરહસ્ય. અથવા "ખસનો કે લીંબુનો રસ ગોળ સંગાથે કે મધ સંગાથે સેવન કરે તો ઊરૂસ્તંભ મટે છે, કર્મશિલાથપદ્ધતિ. અથવા ચવક, હરડેની છાલ, ચિત્રામૂળ, દેવદાર, કરકચનાં ફુલ અને સરસવ એઓનું ચૂર્ણ કરી ટાંક ૨ મધ સંગાથે ચાટે તો ઊરૂસ્તંભ મટે છે. સર્વસંગ્રહ.

## પથ્યાપથ્ય.

તાજું ભોજન, સાધારણ ઘી, તેલનું મર્દન, પવન ન આવે તેવી જગ્યોમાં રહેવું, ભોંય સુવું અને જીર્ણમાં ભોજન વગેરે વગેરે પથ્ય છે અને રક્તસ્રાવ, રેચ, ઉલટી, બાસ્તિકર્મ, વાયડી વસ્તુ, ઠંડુ પાણી, હવામાં ફરવું, ચોખા, મગ, ચણા, ઘણો મેવો, ઘણું ઘી અને ભારે અન્ન કુપથ્ય છે માટે ત્યાગ ન કરવાં,

ઊરૂસ્તંભનો અધિકાર સંપૂર્ણ.

# આમવાતનો અધિકાર.

## આમવાતની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ.

વિરોધી ભોજનના કરવાથી, વિરૂદ્ધ ચેષ્ટાઓ કરવાથી, તથા મંદાગ્નિ થયા છતાં જે

કુપથ્ય કરે છે તથા ખાનપાનની લાલચે સ્નિગ્ધ પદાર્થાદિનું ભોજન કરે છે અને કસરત કરે નહીં તો વાયુનો પ્રેરેલો આમ કફના આમાશય અને સાંધાઓ વગેરેમાં ત્વરાથી જાય છે. જો પિત્તના સ્થાનમાં જાય તો પાકી જાય, પણ કફના સ્થાનમાં જાય તો અત્યંત અપક્વ રહેલો આમ ધમનીઓમાં વહે છે, તેમાં વાયુ પિત્ત કે કફથી અત્યંત દૂષિત થઈ શરીરની નસોને પૂરી દે છે, અગ્નિને મંદ કરી દે છે, છાતીમાં ભાર તથા અનેક રોગોને ઉત્પન્ન કરી દે છે. આત્રેયજી તો કહે છે કે–હે પુત્ર ! હું તને આમ વાયુનું લક્ષણ ટુંકામાં કહું છું તે સાંભળ, ભારે પદાર્થ ખાવાથી, વિશેષ મંદ પડી ગએલા અગ્નિવાળા મનુષ્ય કંદમૂળાદિ સેવન કરે તો વાયુએ પ્રેરેલો આમ કફના સ્થાનને મળે છે અને ઘણી વેદના ઉત્પન્ન કરે છે.

## આમવાતનાં[1] લક્ષણ.

આંધીમાં અન્ન નહીં પચ્યા છતાં ભોજન કરે તેના પેટમાં આમ પેદા થાય છે, ત્યારે માથામાં વેદના, સાંધામાં વ્યથા, તથા પીઠ, કેડની નીચેના સાંધામાં–ત્રિકમાં, તથા ઘુંટણમાં પીડા, નસોનો સંકોચ અને શરીરને સ્તંભિત કરી દે છે તથા ગાત્રોને શિથિલ કરી દે છે તે આમ રોગ કહેવાય છે. કેટલાક ગ્રન્થકારો કહે છે કે, અંગમાં તોડ, ભોજનમાં અરૂચિ, તરસ, આલસ્ય, ભારેપણું, તાવ, અન્નનું ન પચવું અને અંગમાં વિકળતા–શૂન્યપણું થાય તેને આમરોગ કહે છે.

## ઉપાય.

આમવાત રોગીને સ્નેહન ઔષધ આપવાં નહીં, પણ પાચન ઔષધો આપવાં, અથવા ચિત્રામૂળ, કડુ, હરડેની છાલ, વજ, દેવદાર, અતિવિષ અને ગળો એઓનો ક્વાથ સેવન કરે તો આમવાત મટે છે. અથવા એરંડીઆમાં હરડેની છાલનું ચૂર્ણ નાખી સેવન કરે તો આમવાત અને ગુધ્રસી વાયુ મટે છે. અથવા મહારાસ્નાદિ ક્વાથ ( જે વાત વ્યાધિના અધિકારમાં કહેલો છે તે ) પીવાથી ઉરૂસ્તંભ મટે છે. અથવા અજમોદ, મરી, પીપર, વાવડીંગ, દેવદાર, ચિત્રક, વરીઆળી સિંધાલુણ, ચવક અને પીપરીમૂળ એ પ્રત્યેક પદાર્થો ચાર ચાર તોલા લેવા. સુંઠ ૪૦ તોલા, વરધારો ૪૦ તોલા અને હરડે વીશ તોલા લેવી એ સર્વને એકઠાં કરી વાટી વસ્ત્રગાળ ચૂર્ણ કરી ચૂર્ણના જેટલોજ ગોળ મેળવી પછી તેની ગુટીકાઓ કે, રેવડીઓ બનાવી તેનું યોગ્ય માત્રાએ નવશેકા પાણી સાથે સેવન કરે તો, આમવાત સંબંધી સઘળાં દુઃખદાયી દરદો, તથા આફરો, શૂળ, તુની, પ્રતુની, વિશ્વાચી, ગુધ્રસી, ગોળો, તથા કેડ, વાંસા, ગુદા અને પિંડીઓનું તીવ્ર પ્રકારનું શૂળવું, સાંધાઓમાંનો સોજો અને અન્ય પણ વાયુથી થએલાં કે અન્ય આમજન્ય રોગો પણ નાશ પામે છે. આ અજમોદાદિ ચૂર્ણ કહેવાય છે. અથવા વાતવ્યાધિના અધિકારના ૧૪૨ મા પૃષ્ઠમાં કહેલ યોગરાજ ગુગળનું સેવન કરવાથી પણ આમવાયુ નાશ થાય છે. અથવા સુંઠ તોલા ૩૨, ગાયનું ઘી તોલા ૬૪, ગાયનું દુધ તોલા ૧૨૮

---

1 આમવાતના ૪ ભેદ છે, એટલે વિષ્ટંભી ૧, ગુલ્મફૂત ૨, સ્નેહી ૩ અને પક્વામ ૪ તથા કેટલાકના મતે સર્વાંગ આમ પણ પાંચમો ભેદ છે. તે પૈકી વિષ્ટંભી, ગુલ્મપાકી અને સર્વાંગ આમ એ સાધ્ય છે પક્વામ સાધ્ય છે અને સ્નેહી તથા આમ ગુલ્મ શંકી કષ્ટસાધ્ય છે, એમ જાણી તે ઉપર ચિકિત્સારૂપ કર્મ કરવું.

અને ખાંડ તોલા ૨૦૦ લઇ, સુંઠના ચૂર્ણને ઘીમાં કરમોરી દુધમાં નાંખી માવો કરી, ઘી નાંખી રવો પાડી, ખાંડની ચાસણી કરી તેમાં રવો નાંખી હલાવી પછી સુંઠ, મરી, પીપર, તજ, તમાલપત્ર અને એલચી એ પ્રત્યેક્ ઔષધો ૪-૪ તોલાભાર લઇ, વસ્ત્રગાળ ચૂર્ણ કરી ચાસણીમાં નાંખી એકજીવ કરી ૪ તોલાના આસરે લાડુડીઓ વાળવી અથવા તો, ખાનાર મનુષ્યના અગ્નિબળ પ્રમાણે માત્રા ખાય તો તેથી આમવાયુ શાંત થાય છે. બળ, પુષ્ટિ, આયુષ્ય અને ઓજ વધે છે, તથા ઉત્તમ સૌભાગ્ય પ્રાપ્ત થાય છે. અને વળીયાં પળીયાંનો તથા વંધ્યાપણાનો નાશ કરે છે. આ સૌભાગ્ય સુંઠિપાક વા, ખંડસુંઠી કહેવાય છે. અથવા મેથી તોલા ૩૨ તથા સુંઠ તોલા ૩૨, એ બન્નેને ઝીણાં વાટી વસ્ત્રથી ચાળી ગાયનું દુધ તોલા ૫૧૨ લઇ તેમાં તે વાટેલી બન્ને ઔષધીના ચૂર્ણને ઘીથી કરમોવી તેમાં નાંખી પકાવવી. ૩૨ તોલા ઘી નાખી ફીટી પાડી ૨૫૬ તોલા સાકરની ચાસણી કરી તેમાં તે ફીટી નાખી અગ્નિ ઉપરથી ઉતારી પછી ચિત્રક, પીપર, ધાણા, પીપરામૂળ, અજમો, જીરૂં, વરીઆળી, અસાળીઓ, જાયફળ, કચૂરો, તજ, તમાલપત્ર, અને મોથ એટલાં ઔષધો ૪-૪ તોલા તથા મરી, સુંઠ ૭ ૭ તોલા ભાર લઇ તેઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ચાસણીમાં મેળવી ૪-૪ તોલાના આસરે લાડુડી કે ચોરસખંડ બનાવી એક એક લાડુડી ખાય તો આમવાયુ, વાતવ્યાધિ, વિષમજ્વર, પાંડુરોગ, કમળો, ઉન્માદ, મૃગી, પ્રમેહ, વાતરક્ત, શીતપિત્ત, અમ્લપિત્ત, માથાનો દુખાવો, છાતીની પીડા, સુવારોગ અને પ્રદરરોગ એ સઘળા રોગોનો નાશ કરે છે અને બળ, પુષ્ટિ તથા વીર્યને વધારે છે. આ મેથીપાક કહેવાય છે. વૈદ્યરહસ્ય. અથવા લસણનો રસ ટાંક ૨ અને તેટલુંજ ગાયનું ઘી લઇ બન્નેને એકત્ર કરી પીએ તો આમવાત મટે છે. અથવા " સિંધાલૂણ, હરડે, રાસ્ના, સવા, અજમો, સાજી, મરી, સુંઠ, ઉપલેટ, સંચળ, બિડલૂણ, વજ, ખોડીઅજમો, જીરૂં, એરંડાનાં મૂળ, જેઠીમધ અને પીપર એ પ્રત્યેક્ પદાર્થોને બબે તોલાભાર લઇ તેઓનું કલ્ક કરી, પછી ચોસઠ તોલા ભાર તેલ, ચોસઠ તોલા ભાર સવા, અઠ્ઠાવીસ તોલા કાંજી, અને અઠ્ઠાવીસ તોલા દહીનું ઘોળવું એઓને એકઠાં કરી તેમાં તે કલ્ક-ચટણી નાખી ધીમા ધીમા તાપથી તેલને પકવવું, સર્વ રસ બળી તેલ આવી રહે ત્યારે ગાળી લઇ તે તેલને પીએ કિંવા શરીરે મર્દન કરે અથવા પિચકારી મારવાના કામમાં લે તો, આમવાયુને સારી રીતે મટાડે છે. તથા અગ્નિના બળને અત્યંત વધારે છે, વાયુથી થએલી સાથળોના મૂળમાં પીડા, કેડનું ઝલાવું, ઢીંચણનું દરદ, સાથળોનો વાયુ, સંધિવાયુ, હૈયામાં નીકળતું શૂળ, પડખાંઓનું શૂળ, કર્ણવૃદ્ધિ, બાળઆમ, અર્દિત, આફરો, અંત્રવૃદ્ધિ અને બીજા પણ વાયુના રોગોનો તાત્કાળ નાશ કરે છે, તથા ભૂખને વધારે છે. આ બૃહત્સિંધવાદ્ય તેલ કહેવાય છે. અથવા શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, સુંઠ, કડું, ત્રિફળા અને ગરમાળાનો ગોળ એ પ્રત્યેક્ પદાર્થો સમાન લેવાં અને હરડે એક ઔષધથી ત્રણ ગણી લઇ, પારા ગંધકની કાજળ કરી અન્ય ઔષધોનું ચૂર્ણ કરી સર્વને એકત્ર ઘુંટી તેમાંથી ૧ માસાભાર સુંઠ અને એરંડાનાં મૂળના કવાથ સંગાથે સેવન કરે તો તુરત આમવાત મટે છે. આ આમારિરસ કહેવાય છે. અથવા લસણ, સુંઠ અને નગોડનો કવાથ કરીને પીવાથી આમવાત મટે છે. ભાવમિશ્ર કહે છે કે-આ કવાથથી વિશેષ ફાયદાકારક અન્ય ઔષધ આમવાયુ માટે છેજ નહીં!

## આમવાયુ રોગીને સેવવા તથા ન સેવવા યોગ્ય પદાર્થો.

લંઘન, લુખો શેક, કડવા પદાર્થો, જઠરાગ્નિને પ્રદિપ્ત કરનારા પદાર્થો, રેચ, સ્નેહન, ગુદામાં પિચકારી મારવી, ઘી તેલ રહિત વ્યાધિના સ્થાને ઔષધો બાંધવાં, તથા બથવાની ભાજી, ધ્રુંતાક, લસણુસહ સાટોડીનું શાક, આથેલા જવનું પાણી, બાફેલાં રીંગણાં, પરવળ, કારેલાં, ગોખરૂ, જવ, કોદરા, જુના સાઠીચોખા, કળથી, વટાણા, ચણા, તથા સુકા મૂળાનો કે પંચમૂળનો યૂષ, સુંઠનો ભૂકો ભભરાવેલી કાંજી, છાશના સંસ્કારવાળું લાવાનું માંસ, જુના ચોખા, ગાયની છાશ, સરગવાની શીંગો, ભીલામા, ઉનું પાણી અને રૂચે કે સદે તેવી વસ્તુઓ સદા હિતકારી છે.

દુધ, દહિં, ગોળ માછલાં, અડદના લોટની વસ્તુઓ, માંસ, અરૂચિમાં ભોજન, ઉજાગરો, ઠંડું પાણી, ભારે પદાર્થ, ઘણું ફરવું અને એક સ્થાનકે બેસી રહેવું એ સદા અહિતકારી છે માટે આમવાયુવાળાએ તેનો ત્યાગ કરવો.

અથવા ચોખ્ખો શુદ્ધ કરેલો ગુગળ તોલા ૬૪, સરસીયું તેલ તોલા ૩૨, હરડેની છાલનું ચૂર્ણ તથા બેહેડાં અને આમળાનું ચૂર્ણ ૬૪–૬૪ તોલા લેવું અને પાણી ૨૦૪૮ તોલાભાર તેમાં ઉપરની સર્વ ઔષધીઓ નાખી પકાવવી, જ્યારે પકાવતાં ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી વસ્ત્રગાળ કરી, ફરી અગ્નિ ઉપર ચઢાવી તેમાં ત્રિકટુ, ત્રિફળાં, મોથ, ગળો, ચિત્રો, નસોતર, વજ, વાવડીંગ, નેપાળાનું મૂળ, સુરણ, વારાહીકંદ, દેવદાર, શુદ્ધ ગંધક, અને શુદ્ધ પારો એ સઘળાં બે બે તોલા ભાર લઇ પારા ગંધકની કાજળ કરી તથા અન્ય ઔષધીઓનું ચૂર્ણ કરી, શુદ્ધ કરેલા નેપાળા નંગ ૧૦૦૦ લઇને એ સર્વ ઉક્ત ક્વાથમાં એકત્ર કરી ઘટ–જાડો થયે ઉતારી યોગ્ય માત્રાએ ગોળી વાળી તેમાંથી ૨ માસાભાર ઉના પાણી સાથે નિત્ય સેવન કરે તો, આમવાત, માથાની પીડા, ગાંઠ, ભગંદર, સોજો, ઢીંચણ–સાથળમાં રહેલા વાયુ, કેડનો વાયુ, શળ, અરશ અને વૃદ્ધાવસ્થા એઓને દૂર કરે છે. ભૂખ વિશેષ લગાડે છે, ધાતુ તથા બળને વધારે છે. આ વ્યાધિશાર્દૂલ ગુગળ કહેવાય છે. અથવા હરડેની છાલ, સિંધાલુણ, નસોતર, ઇંદ્રવરણાની જડ, સુંઠ અને ઇંદ્રવરણાનો ગર્ભ એટલા પદાર્થો સમાન લઇ ઝીણા વાટી લોખંડના વાસણમાં પાણી નાખી તેમાં ઉક્ત ઔષધો નાખી ધીમા અગ્નિ વડે પકાવી ગોળી વળાય તેવું થાય એટલે ચણીબોર જેવડી ગોળીઓ વાળી ગોળી ૧ નિરંતર ઉના પાણી સાથે સેવન કરી સારી પેઠે ઘી નાખી ભાત જમે તો આમવાયુ મટે છે. આ આમારિગુટિકા કહેવાય છે. વૈદ્યરહસ્ય. અથવા ત્રિકટુ, ત્રિફળા, મોથ, વાવડીંગ, ચવક, ચિત્રક, વજ, એલચી, પીપરામૂળ, છીણીનાં મૂળ, દેવદાર, તુંબરૂ, પુષ્કરમૂળ, ઉપલેટ, અતિવિષ, દારૂહળદર, હળદર, વરીયાળી, જીરૂં, સુંઠ, તમાલપત્ર, ધમાસો, સંચળ, બીડલુણ, જવખાર, સાજી, ગજપીપર અને સિંધાલુણ એ પ્રત્યેક ઔષધો બરોબર લઇ શુદ્ધ કરેલો ગુગળ એ સર્વ ઔષધોની બરોબર લેવો, પછી સર્વ ઔષધોનું ચૂર્ણ કરી ગુગળમાં મેળવી એકજીવ કરી તેમાંથી સવાર સાંજ બબ્બે ટાંક ભાર ઘી સાથે કે મધ સાથે સેવન કરે તો, આમવાયુ, અંત્રવૃદ્ધિ ઉદાવર્ત, ગુદરોગ, કૃમિરોગ, વિષમજ્વર, બરલ, ક્યળો, અપચી, બાદ્યરો, ઉન્માદ, કોઢ, અને સોજો એટલા રોગોનો નાશ કરે છે. ધન્વંતરીજીએ આનું નામ દ્વાત્રિંશત ગુગળ પાડેલું છે. વીરસિંહાવલોકન. અથવા સરસીયું તોલા ૩૨, શુદ્ધ કરેલો ગુગળ તોલા ૩૨, હરડે, બેહેડાં તથા આમળાં એઓ ૬૪–૬૪

ભાર લઇ, ગુગળને મરસીઆમાં કમરી, ત્રિફળાનું ચૂર્ણ કરી તેઓને १५८६ તોલા ભાર પાણીમાં નાખી ક્વાથ કરવો, જ્યારે ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે વસ્ત્રગાળ કરી ફરી અગ્નિ ઉપર ચઢાવી, તેમાં ત્રિકટુ, ત્રિફળાં, મોથ, વાવડીંગ, દેવદાર ગળો, ચિત્રામૂળ, નસોતર શુદ્ધ કરેલો નેપાળો, વજ, સુરણ, માનકંદ, શુદ્ધ ગંધક અને શુદ્ધ પારો એ પ્રત્યેક પદાર્થો બબે તોલાભાર લઇ યથેષ્ટ પ્રકારે ચૂર્ણ કરી ક્વાથમાં નાખી પકવવાં. પછી તેમાં પાણી, આરનાળ અને ગાયનાં દુધથી પકાવેલાં ધંતુરાનાં ૧૦૦૦ ડોડાંનું ચૂર્ણ તેમાં નાખી તેને જાડો-ગાઢ થએ નીચે ઉતારી ઉત્તમ ચીનાઇના પાત્રમાં ભરી લેવો. તેમાંથી ૨ માસાભાર ઉના પાણી સાથે સેવન કરે તો, અગ્નિને પ્રદિપ્ત કરે છે, ધાતુઓને વધારે છે, આયુષ્ય તથા બળને વિશેષ વધારે છે, તથા આમવાયુ, માથાનો વ્યાધિ, ગાંઠીઓ વાયુ, ભગંદર, ઢીંચણ અને પિંડીઓમાંનો વાયુ, કેડનું ઝલાવું, પથરી, મૂત્રકૃચ્છ, ભસ્ન, તિમિર, પેટના રોગ, અમ્લપિત્ત, કોઢ, પ્રમેહ, આમળનું નીકળવું, ઉદરરસ, શ્વાસ, ક્ષય, વિષમજ્વર, બરલ, સ્ત્રીરુધ, ગોળો, પાંડુ, કમળો, સોજો, અંત્રવૃદ્ધિ, શૂળ અને અરશ-મસા, તથા મેદ, કફ કે આમથી થએલા રોગોનો નાશ થાય છે. આ મહા પ્રખ્યાતિ પામેલો સિંહનાદ ગુગળ કહેવાય છે. એમ દંડપાનીનું કહેવું છે. અથવા "શુદ્ધ ગંધક ટાંક ૫, શુદ્ધતામ્રભસ્મ ટાંક ૫, શુદ્ધ પારો ટાંક ૨, અને શુદ્ધ લોહભસ્મ ટાંક ૨, ગંધકને ઓગાળી અન્ય પદાર્થો તેમાં નાખી એરંડાના પાંદડાના ઉપર ઢાળી, પછીથી ખરલમાં ઘુંટી પંચકોલના ક્વાથની ૧ ભાવના તથા બેહેડાંની છાલના ક્વાથની ૨૦ અને ગળોના રસની ૧૦ ભાવનાઓ દેવી, તથા સર્વ ઔષધીની બરોબર શેકેલો ટંકણખાર, ટંકણથી અરધે ભાગે બિડલૂણ, મરી, કોકમ, સુંઠ, પીપર, ત્રિફળા અને લવીંગ નાખવાં. પછી એ સર્વને ઝીણાં વાટી તેમાંથી ૧ માસાભાર નિરંતર જુદા જુદા અનુપાન સાથે સેવન કરે તો, આમવાયુ, મેદ અને કૃશતાને દૂર કરે છે, તથા કંઠ પર્યંત કરેલા ભોજનને તરત પચાવી દે છે. આ આમવાતેશ્વરરસ કહેવાય છે." સારસંગ્રહ.

આમવાતનો અધિકાર સંપૂર્ણ.

——(*)——

# પિત્તના વ્યાધિનો અધિકાર.

## પિત્તવ્યાધિઓનાં નિદાન.

તીખા, ખાટા, ઉના, બળતરા કરનારા, ખારા તથા રાઇ વગેરે તીક્ષ્ણ પદાર્થોના ખાવાથી, ક્રોધ, ઉપવાસ, મૈથુન, અને કસરત કરવાથી, તડકો સહન કરવાથી, તરશ તથા ભૂખને મારવાથી, દારૂ પીવાથી, દહિં, માછલાં, અડદ, તલ, અળશી તથા કાંજી વગેરે વિરોધી ભોજનના કરવાથી અને ખેદના કરવાથી ભોજન કરવાના કાળના મધ્યભાગમાં, ખાધેલું પચવાના મધ્યકાળમાં, શરદ ઋતુમાં, ગ્રીષ્મઋતુમાં અને રાત્રીના મધ્ય ભાગમાં પિત્તના વ્યાધિઓ ઉત્પન્ન થાય છે.

## પિત્ત રોગની સંખ્યા.

પિત્તથી ચાલ ૪૦ રોગો છે. એટલે ભુજાળીયાં પળીઆંનું આવવું, ૧ નેત્ર લાલ

રહે ૨, નેત્રો પીળાં રહે ૩, મૂત્ર પીળું ઉતરે ૪, મળ પીળો ઉતરે ૫, નખોમાં કાળી રતાશ ૬, નખ પીળા રહે ૭, દાંત પીળા રહે ૮, શરીર પીળું રહે ૯, અંધારાં આવે ૧૦, મોહોડું ખાટું રહે ૧૧, સર્વત્ર પીળું દેખાય ૧૨, નિદ્રા થોડી આવે ૧૩, મોહોડું સુકાય ૧૪, મોહોડામાંથી દુર્ગંધ આવે ૧૫, મોહોડું તીખું રહે ૧૬, શ્વાસ ઉનો નીકળે ૧૭, ઓડકારમાં ધુમાડો જણાય ૧૮, ફેર—ચક્કર આવે ૧૯, ઇંદ્રિયો શિથિલ—ગ્લાનિ થઇ જાય ૨૦, ક્રોધ ઘણો ચઢે ૨૧, બળતરા થાય ૨૨, અતિસાર ૨૩, પ્રકાશ ગમે નહી ૨૪, ઠંડક સારી લાગે ૨૫, અતૃપ્તિ ૨૬, સર્વ વસ્તુ ઉપર અણગમો ૨૭, ભોજન કર્યાથી બળતરા થાય ૨૮, ભૂખ વિશેષ લાગે ૨૯, નસકોરી વગેરેથી લોહી વહે ૩૦, મળ પાતળો ઉતરે ૩૧, મળ ઉનો ઉતરે ૩૨, મૂત્ર ગરમ ઉતરે ૩૩, મૂત્ર કૃચ્છ ૩૪, વીર્યની અછત ૩૫, શરીર ગરમ રહે ૩૬, પરસેવો ઘણો આવે ૩૭, પરસેવામાં દુર્ગંધ આવે ૩૮, હાથ પગમાં બળતરા ચીરા પડે ૩૯ અને શરીરમાં કળતર તથા ફોલ્લા ફોલ્લીઓનું નીકળવું થાય ૪૦. એ ચાળીસ પ્રકારના રોગ પિત્તના પ્રકોપથી થાય છે.

## પિત્તરોગોનો સામાન્ય ઉપાય.

લીંબડાની અંતરછાલ વગેરે કડવી વસ્તુઓના ખાવાથી, સાકર વગેરે મીઠી વસ્તુઓના ખાવાથી, સુખડ વગેરે ઠંડી વસ્તુઓના સેવનથી, ઠંડા પવન, ઠંડી છાયા, તથા ઠંડી જગ્યા તથા અજવાળી રાત્રિમાં ફરવાથી, ખસના પંખાના પવનથી તથા દુધના પીવાથી, રેચ લેવાથી કે લોહી કઢાવવાથી પિત્તના રોગો દૂર થાય છે, વિશેષ પિત્તરોગની ચિકિત્સા પિત્તવ્યાધિના પ્રકરણમાં જોઇ લેવી.

---

# કફરોગનો અધિકાર.

---

## કફરોગનાં નિદાન.

ભારે, મધુર, ખાટા તથા સ્નિગ્ધ પદાર્થોના ખાવાથી, મંદાગ્નિથી, પાતળા પદાર્થો કે ઘણું દહી ખાવાથી, દિવસે સુવાથી, ઠંડી વસ્તુઓના સેવનથી અને કામ ધંધા વગેરે શરીર વ્યાપાર ન કરવાથી; અર્થાત્ કે સ્થાનકે બેસી રહે અને હરફર ન કરે તેથી પ્રભાતે ભોજન કરી ઉઠયા પછી, વસંત ઋતુમાં અને રાતના પેહેલા પોહોરમાં કફ કુપિત થઇ ૨૦ જાતના રોગોને જન્મ આપે છે.

## કફના ૨૦ રોગો.

મોહોડું મીઠું રહે ૧, મોહોડું કફથી લીપટાયલું રહે ૨, લાળ પડે ૩, ઊંઘ ઘણી આવે ૪, ગળામાં ઘરઘરાટ બોલે ૫, તીખા પદાર્થો ખાવાની ઇચ્છા રહે ૬, ગરમ પદાર્થોની વાંચ્છના થાય ૭, બુદ્ધિની મંદતા ૮, અચેતનપણું ૯, આલસ્ય ૧૦, ભૂખનું ન લાગવું ૧૧, મંદાગ્નિ ૧૨, ઝાડો વધારે ઉતરે ૧૩, ઝાડો ઠંડો તથા ધોળો ઉતરે ૧૪, મૂત્ર ઘણું ઉતરે ૧૫, મૂત્ર ધોળા રંગનું ઉતરે ૧૬, વીર્યની અધિકતા ૧૭, શરીર નિશ્ચળ રહે ૧૮, શરીર ભારે રહે ૧૯, અને શરીર ઠંડું રહે એ વીસ કફના રોગ છે તે શ્લેષ્મ વ્યાધિઓના નામથી પણ ઓળખાય છે.

## કફના વ્યાધિઓના સામાન્ય ઉપાય.

લુખી, કુસાયલી, કડવી, તીખી વસ્તુઓના ખાવાથી, ખેદ કરવાથી, કોગળા કરવાથી, [illegible] કરવાથી, પરસેવો લાવવાથી, બંધન કરવાથી, તરસ રોકવાથી, હોકો પીવાથી, કસરત કરવાથી, પાણીમાં રમત કરવાથી, ગરમ વસ્તુઓના સેવનથી, ચિત્રકના ખાવાથી, નાસ લેવાથી, પંથ કરવાથી, જાગવાથી અને મૈથુન કરવાથી કફના ૨૦ રોગો દૂર થાય છે.

કફ વ્યાધિઓનો અધિકાર સંપૂર્ણ.

ઇતિ શ્રી મન્મહારાજાધિરાજ રાજરાજેન્દ્ર શ્રી સવાઈ પ્રતાપસિંહજી વિરચિત અમૃતસાગર નામા ગ્રન્થ વિષે ઊરુસ્તંભ, આમવાત, પિત્તવ્યાધિ તથા કફ-વ્યાધિઓની ઉત્પત્તિ અને લક્ષણ તથા ઉપાય નિરૂપણ નામનો નવમો તરંગ સંપૂર્ણ.

---

# તરંગ ૧૦ મો.

દશમસ્તરંગ વિષે કહ્યાં, વાતરક્ત ગદ મૂળ;
અર્શોપાન્ત અધિકાર છે, સુણ રોગ નિર્મૂળ.

---

## વાતરક્તનો અધિકાર.

---

### વાતરકતના હેતુ.

ખારા, ખાટા, કડવા, [illegible] ખારા તથા [illegible] આહારથી કિંવા ઉષ્ણ આહારથી કે, અત્યંત આહાર કરવાથી, સડેલાં તથા તડકામાં સુકવેલાં માછલાં ખાવાથી, ગૌંડ વગેરે પૂર્વ પ્રદેશનાં પ્રાણીઓના માંસ ખાવાથી, તળેલ પોળ, મૂળા, કળથી, અડદ, અવર, ભાજીઓ, રીંગણાં વગેરે ફળશાક, માંસ, શેલડી, દહીં, અથાણાં અને ચોથા ભાગે પાણી નાખી વસ્ત્રવતે ગળી લીધેલા દહીંના સેવનથી તથા દારૂ-આસવ પીવાથી, વિરુદ્ધ ભોજનથી, અજીર્ણમાં જમવાથી, ક્રોધથી, દિવસે સુવાથી, રાત્રે ઉજાગરો કરવાથી, કસરત નહીં કરવાથી, મિથ્યા વિહારથી, સુખ ભોગવનાર કે જાડા શરીર વાળાઓને-લોહીની વૃદ્ધિ થવાથી, હાથી ઘોડા કિંવા ઊંટ ઉપર બેસી તેઓને દોડાવવાથી, પગવડે વિશેષ પંથ કરવાથી, વિદાહી પદાર્થોના સેવનથી અને ખાધેલ અન્નનો ખાટો પાક થયા છતાં તે ઉપર ખાવાથી વાયુ તથા લોહીનો પ્રકોપ થાય છે.-એટલે ઉપર કહેલાં કારણોમાં કોઇ કારણોથી વાયુ અને કોઇ કારણોથી લોહી કુપિત થાય છે તથા કોઇ કારણોથી વાયુ અને લોહી બન્ને કુપિત થાય છે. તેથી વાતરક્ત રોગ થાય છે.

## વાતરક્તની સંપ્રાપ્તિ સહ પૂર્વરૂપ.

ઉપર કહેલાં નિદાનોથી લોહી તુરત બગડી નીચે ઉતરી અને પગોમાં ભેગું થાય [illegible] [illegible] થાય છે. તે વાયુ સાથે મળેલું અને વાયુની પ્રબળતાવાળું લોહી હોય છે તેથી વાતરક્ત કહેવાય છે. જેને વાતરક્ત રોગ થવાનો હોય તેને પરસેવો ઘણો થાય છે, અથવા તો બિલકુલ

ફેર તથા દરદનું ફેલાવું, પાકવું, સોયો ઘોંચાયા જેવી તીક્ષ્ણ વેદના, ગ્લાનિ, આંગળીઓનું ગળવું, તથા વાંકાશપણું થવું, ફોલ્લાઓમાં બળતરા, મર્મોનું ઝલાઇ જવું અને ગાંઠ કરતાં પણ માંસની ઉંચાઇ થવી એ સઘળા વાતરક્તના ઉપદ્રવો છે.

## વાતરક્તનું સાધ્યાસાધ્યપણું.

ઉપર કહેલા ઉપદ્રવો સહિત વાતરક્ત હોય અથવા તો એકલો મોહજ હોય; તો પણ તે અસાધ્ય સમજવું. જો થોડા ઉપદ્રવોએ કરી સહિત હોય તો કષ્ટસાધ્ય અને એકે પણ ઉપદ્રવ ન હોય તો સાધ્ય સમજવું તથા એક દોષયુક્ત એક વર્ષની અંદરનું હોય તો પણ સાધ્ય જાણવું, પણ જો બે કે ત્રણે દોષ યુક્ત હોય તો અસાધ્ય સમજવું. અથવા પગથી તે ઢીંચણ સુધી ફેલાયલું, ટાઢથી ચામડી ફાટે છે તેમ જેની ચામડી ફાટી હોય, ચુવા લાગ્યું હોય અને બળ, માંસ, અગ્નિ નાશ પામેલાં હોય તો અસાધ્ય જાણવું. તથા એક વર્ષ થઇ ગયું હોય તો કષ્ટસાધ્ય-યાપ્ય જાણવું.

## ઉપાય.

૧સ્નેહપાનઆદિથી સ્નિગ્ધ કરી વાતરક્ત રોગીનું જળો અથવા શિંગડી કે, અસ્તરા વા સોયો વગેરેથી ટોચા મારી લોહી કઢાવવું૨ પણ જેમ વાયુ ન વધે તેમ લોહી કઢાવવું અને અનુમાન પ્રમાણે લોહી કઢાવવું; જો વિશેષ લોહી કાઢાડવામાં આવે તો વાયુ વધી ગંભીર સોજો, અક્કડતા, ધ્રૂજારો, નસોમાં વેદના, ગ્લાનિ, ખંજતાપણું અને બીજા પણ કેટલાક વાયુ સંબંધી રોગો ઉત્પન્ન થાય છે તથા તેથી મરણ પામે છે.

જો વાતરક્ત બાહાર હોય તો વિલેપન, મર્દન, સિંચન તથા ઓષધો બાંધવાથી, મટાડવું અને જો ઊંડું ઉતર્યું હોય તો રેચ, નિરૂહબસ્તિ અને સ્નેહ પાનથી મટાડવું.

અથવા એરંડાનું મૂળ તથા ગળોનો ક્વાથ કરી પીવો. અથવા તલને શેકી વાટી દુધમાં ઉકાળી તેનો લેપ કરવો અથવા અળસીનો દુધમાં વાટી તેનો લેપ કરવો. અથવા એરંડાના ગોળા વાટી તેનો લેપ કરવો. અથવા શુદ્ધ કરેલો ગુગળ ગળોના ક્વાથ સાથે સેવવો, અથવા એરંડીયું ટાંક ૨ ગળોના ક્વાથમાં નાખી પીવું. અથવા મજીઠ, ત્રિફળા, કડુ, વજ, હળદર, દેવદાર, નસોતર, લીંબડા ઉપરની ગળો અને લીંબડાની અંતરછાલ એ સર્વને બરાબર લઇ આખાં પાખાંખાંડી ક્વાથ કરી તે ક્વાથ અનુમાન પ્રમાણે પીએ તો વાતરક્ત, કોઢ, ખસ, ફોલ્લીઓ અને લોહીવિકારનો નાશ કરે છે. આ લઘુમંજીષ્ટાદિ ક્વાથ કહેવાય છે. અથવા ગળો, આવચીઆવચી, પુંઆડીઆ, લીંબડાની અંતરછાલ, હરડેદળ, આંબળાં, હળદર, અરડૂસો, શતાવરી, સુગંધીવાળો, કાંસકી, જેઠીમધ, મહુડાં, એખરો, ગોખરૂ, કુકડવેલાનાં ફળ, વીરણવાળો, મજીઠ અને રતાંજળિ એ પ્રત્યેક ઓષધો બરાબર લઇ ખાંડી

૧ ઘી, તેલ, ચરબી, અને મજ્જા વગેરે પીવાં તે સ્નેહપાન કહેવાય છે.

૨ અત્યંત વેદના થતી હોય તો જળો વળગાડીને લોહી કઢાવવું. ચમચમાટી, ખજ, બળતરા તથા ધ્રૂજારો હોય તો શિંગડીથી લોહી કઢાવવું અને જે એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં વાતરક્ત જતું હોય તો, અસ્તરા કે સોયોના ટોચા મારી લોહી કઢાવવું. તથા વાતરક્ત-પતિયાને પ્રથમ સ્નિગ્ધકારી સ્નેહ ખાવું વિરેચન-રેચ અથવા લુખાં કોમળ વિરેચન આપી મળો ખાલી કરવા, વારંવાર ગુદામાં પિચકારીઓ મારવી અને પથ્યમાં રહી દેશ તથા બળને અનુસરી થોડે થોડે વાતરક્ત રોગીનું લોહી કઢાવવું.

અનુપાન પ્રમાણે કવાથ કરી યોગ્ય માત્રાએ પીએ તો, વાતરક્ત, કોઢ, ખસ અને બળતરા એટલા રોગોનો નાશ થાય છે. આ ગડૂચ્યાદિ કવાથ કહેવાય છે, વૈદ્યરહસ્ય. અથવા પાડાની આંખ કે પેટના રંગ સમાન તેજસ્વી ગુગળ શુદ્ધ કરી ૬૪ તોલાભાર લઇ પાણીમાં નાખી તેમાં ૬૪ તોલા હરડે, ૬૪ તોલા બેહેડાં, ૬૪ તોલા આમળાં અને ૩૨ તોલા ગળો નાખી અગ્નિ ઉપર ચઢાવી સાવચેતીથી ઉકાળતાં અરધ ભાગનું પાણી બળી જાય ત્યાં સુધી હલાવ્યા કરવો. પછી અગ્નિ ઉપરથી ઉતારી વસ્ત્રગાળ કરી લોઢાના વાસણમાં નાખી ફરી અગ્નિ ઉપર ચઢાવી પકાવવો, જ્યારે જાડો થાય ત્યારે ઉતારી ઠંડો થયે, તેમાં બે તોલા હરડેનું ચૂર્ણ, બેહેડાં તથા આમળાનું ચૂર્ણ ૭ ૭ તોલાભાર, સુંઠ, મરી તથા પીપરનું ચૂર્ણ બે તોલાભાર, વાવડીંગનું ચૂર્ણ એક તોલો, નસોતરનું ચૂર્ણ એક તોલો, શુદ્ધ નેપાળાનું ચૂર્ણ એક તોલો, અને ચાર તોલા ગળોનું ચૂર્ણ યથેષ્ટરીતે મિશ્ર કરી ઉપયોગમાં લેવો. આ પ્રયોગ ઉપર આહાર કે વિહારની પરેજી ન રાખતાં યૂષ, દુધ, અને સુગંધી પાણીના અનુપાનથી યોગ્ય માત્રાએ ઉપયોગ કરવો, જેથી બે અથવા ત્રણે દોષના ત્રાસથી શરીરને રોકનાર, ભાગેલું, ઝરતું, સંકોચાયલું, ઢીંચણ સુધી પસરેલું તથા લાંબા વખતથી ઉત્પન્ન થએલું વાતરક્ત પણ નાશ થાય છે. તથા ગુમડાં, ઉધરસ, કોઢ, ગોળો, સોજો, ઝેર, પાંડુરોગ, પ્રમેહ, અગ્નિની મંદતા, બંધકોષ્ટ, અને પ્રમેહ સંબંધી ફોલ્લીઓ વગેરેનો તુરત નાશ થાય છે; એટલુંજ નહીં પણ નિરંતર સેવન કરવાથી કેટલાક કાળે સમસ્ત રોગોનો નાશ કરે છે અને જરા-બુઢાપો, મટી કિશોરપણું પ્રગટે છે. આ કિશોર ગુગળ કહેવાય છે. અથવા પાણીમાં નાખવાથી ડુબી જાય તેવાં પુષ્ટ ભીલામાં ૧૨૮ તોલા લઇ તેઓના મોહોડાને ઇંટાળીથી ઘસી ૧૦૨૪ તોલા ભાર પાણીમાં નાખી ઉકાળવાં. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે નીચે ઉતારી ૧૨૮ તોલા ભાર ગળોનો કવાથ કરી તેમાં મેળવી પછી ગળો તોલા ૪, બાચવી, લીંબડાની અંતરછાલ, હરડેદળ, આમળાં, હળદર, મજીઠ, ત્રિકટુ, અજમો, સેંધવ, મોથ, તજ, એલચી, પુંવાડીઆનાં બીજ, પિત્તપાપડો, વાળો, તમાલપત્ર, સુગંધીવાળો, સુખડ, નાગકેસર, ગોખરૂ, કોચાં અને રતાંજળી એઓને ૨-૨ તોલાભાર ઝીણાં વાટી ભીલામાના કવાથમાં એકઠાં કરી અવલેહ થયેથી બરણીમાં ભરી રાખવો. તેમાંથી ૪ તોલા નિરંતર પાણી સંગાથે સેવન કરે તો વાતરક્ત, વિસર્પ, કોઢ, મસા, ખસ, વાયુવિકાર અને લોહીવિકાર વગેરે સર્વનો નાશ કરે છે. આ અમૃતભલ્લાતક અવલેહ ૧ કહેવાય છે. અથવા ઉપલસરી, રાળ, મીણ અને મજીઠ એઓને સમાન ભાગે લઇ તેઓનો કલ્ક કરી ચોગણા દુધ સાથે એકઠું કરી તેલમાં પકવી તે તેલનું મર્દન કરે તો વાતરક્ત મટે છે. અથવા ગરમાળો, ગળો અને અરડુસો એઓનો કવાથ કરી તેમાં શુદ્ધ ગુગળ માસા ૪ નાખી તથા એરંડીયું ટાંક ૨ નાખી પીવાથી વાતરક્ત, મૂર્છા, માથાનો દુખાવો, શ્વાસ અને ફોલ્લા-ફોલ્લીઓનો નાશ કરે છે. વૈદ્યરહસ્ય. "અથવા ચોખ્ખી-શુદ્ધ કરેલી હરતાળને સાટોડીના રસમાં ૨ દિવસ સુધી ખરલ કરી ટીકડીઓ બનાવી સૂકવી સાટોડીની લુગદીના મધ્યમાં તે ટીકડીઓને મૂકી હાંડલાની અંદર રાખી ચૂલા ઉપર ચઢાવી અહોનિરંતર ૫ દિવસ મંદાગ્નિ દેવો. અગ્નિ આપ્યા બાદ પોતાની મેળેજ ઠંડો પડયા પછી તે શ્વેત થએલી હરતાલ પૂરેપૂરા તોલથી ઉતરેલી ૧ રતિભાર ગડૂચ્યાદિ કવાથની સાથે સેવન કરે તો, વાતરક્ત, અઢાર જાતના કોઢ, ફીરંગવાયુ, વિસર્પ, ખસ અને ફોલ્લા-ફોલ્લીઓનો નાશ કરે છે. મીષ્ટ રસ અને સિં-

૧ ભીલામા ખાનારે ગરમીએ ખેદ, તાપ, તડકો, ખટાશ, માંસ, દહિં, મૈથુન, પંથ, મીઠું, તેલ અને ક્રોધ વગેરેનો ત્યાગ કરવો.

## પિત્તશૂળનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ.

ખાર, અતિ તીક્ષ્ણ, ગરમ, બળતરા કરનાર, તેલ, ચોળા, તલ, કળથી, તલનો ખોળ, તીખા ખાટા અને લુખા એવા પ્રકારના પદાર્થોના ખાવાથી, ક્રોધથી, ભયથી, શોકથી, તાપ તપવાથી, ઉતાવળું ચાલવા કે દોડવાથી, ઘણો પરસેવો થવાથી–શ્રમથી, દારૂ–આસવના પીવાથી, ખેદ કરવાથી, સૂકાં માંસ તથા જવના આથાના પાણીથી, મૈથુનના અતિયોગથી અને રાંધેલાં અન્નોને ખાવાથી કાદવ મળપાતથી, વાયુએ પ્રેરેલું પિત્ત કોપ પામી છાતીમાં કે હોજરીમાં શૂળ ઉત્પન્ન કરે છે, તેથી કરીને અંગમાં બળતરા, અત્યંત પરસેવો, તરસ, મૂર્છા અંતરમાં દાહ, મુખમાં શોષ, અને ભ્રમ–ફેર આવે છે, આ શૂળ–મધ્યાહ્નકાળમાં અર્ધરાત્રે, ગ્રીષ્મ તથા શરદઋતુમાં પ્રકોપ પામે છે. તે શૂળ શીતકાળમાં, ઠંડા પવનથી અને ઘણુંજ ઠંડકવાળાં તથા અતિ મીઠાં ભોજનથી શાંત થાય છે.

## કફના શૂળનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ.

ઘણા પાણીવાળા પ્રદેશમાં ઉત્પન્ન થનારાં ધાન્ય, ફળો તથા માંસના ખાવાથી, માંછલાં ખાવાથી, કમળકંદ ખાવાથી, (ભેંસના) દુધનો માવો, દુધપાક, દુધના પદાર્થો ખાવાથી, શેલડી, અડદનો લોટ વા મેંદાના ખાવાથી, ખીચડી, તલની પૂરી, તેલ અને સ્નિગ્ધ કે મધુર ભોજનોના ખાવાથી, દિવસે ઉંઘવાથી, ઘણું ખાવાથી, ઠંડકથી તથા દહીં વા અતિ ઠંડા પદાર્થોના ખાવાથી અને કફકારી વસ્તુઓના સેવનથી કફ ઉત્પન્ન થઈ–પ્રકોપ પામી આમાશય–કોઠાનાં શૂળને ઉત્પન્ન કરે છે. તેથી અગ્નિ મંદ થઈ જાય છે, મોળ, ઉબકા, ગ્લાનિ, અરૂચિ, છાતીમાં પીડા, ઉલટી, જડતા, માથાનું ભારેપણું, શરીરનું ભીનાપણું તથા શરીર ઠંડુ, ખાધા પછી મુખમાં મોળ, મિઠાશ અને ચીકણાપણું થાય છે. આ શૂળ જમ્યા પછી ઘણી પીડા કરે છે. પ્રથમ પોહોરમાં, શિશિર ઋતુમાં, વસંત ઋતુમાં વિશેષે કરીને કફનો સંચય કિંવા વધારો થવાથી કફશૂળ થાય છે.

જે શૂળમાં પાછળ કહેલા ત્રણે દોષનાં લક્ષણ હોય તો ત્રિદોષનું શૂળ જાણવું.

## આમ[1] અને નિરામ શૂળનાં લક્ષણ.

જેમાં અજીર્ણનાં લક્ષણો જણાતાં હોય તથા જેમાં આફરો, પેટમાં ગડગડાટ, મોળ, ઉલટી, ભારેપણું, ભીના વસ્ત્રથી વિંટેલું હોય તેવું શરીર જણાય અને લાળ કે કફ પડયા કરે–મતલબમાં જે રોગીને અન્ન પચી ગયા છતાં કફશૂળનાં લક્ષણો જેવાં ચિન્હ થાય

1. આમ શૂળ વાયુના સંબંધવાળું હોય તો મૂત્રાશયમાં, પિત્તના સંબંધથી નાભિમાં, કફના સંબંધથી છાતીમાં, પડખાઓમાં, તથા પેટમાં; ત્રણે દોષના સંબંધથી સર્વ અંગોમાં, કફવાયુના સંબંધથી મૂત્રાશય–પેઢુ, છાતી, કંઠ અને પડખાઓમાં, કફ પિત્તના સંબંધથી પેટમાં, છાતીમાં તથા ડુંટીમાં શૂળ પેદા કરે છે અને વાયુ પિત્તના સંબંધથી દાહ, તથા તાવને ઉત્પન્ન કરે છે અર્થાત્ દોષોના ભેદથી આમ શૂળ જુદા જુદા ઠેકાણે ભયંકર પીડા ઉત્પન્ન કરે છે. શૂળ–ચસકા–ચળક, ચૂંક વગેરેના નામથી ઓળખાય છે. તથા ઘણું જમવામાં આવવાથી અગ્નિ મંદ થઈ કોઠામાં વાયુ સ્થિર થઈ ચારે કોર વીંટળાઈ અન્નને પચવા ન દેતાં ભારે શૂળને પેદા કરે છે તેથી મૂર્છા, આફરો, બળતરા, હૃદયમાં કંપ, પિત્તપીડા, અતિસાર, કંપવા, ઉલટી અને પ્રમેહને ઉત્પન્ન કરે છે, તે પણ આમશૂળ કહેવાય છે. એમ કેટલાક ગ્રંથકારો કહે છે

તો તે આમશૂળ કહેવાય છે અને અન્ન પચી ગયા છતાં પિત્તશળનાં લક્ષણો જેવાં ચિન્હ થાય તો નિરામશૂળ કહેવાય છે;

## બબ્બે દોષથી થએલાં શૂળોનું લક્ષણ.

કફ અને પિત્તથી ઉત્પન્ન થએલું શળ છાતીમાં, કંઠમાં અને પાસાં-પડખાંઓમાં વેદના ઉત્પન્ન કરે છે. કફ અને વાયુથી ઉત્પન્ન થએલું શળ છાતી અને ડુંટીના વચ્ચે વેદના કરે છે. વાયુ અને પિત્તથી ઉત્પન્ન થએલું શળ પેઢુમાં, ડુંટીમાં કે, ડુંટી અને પેઢુંની વચમાં વેદના ઉત્પન્ન કરે છે; મતલબમાં બબ્બે દોષનાં ભેગાં લક્ષણો હોય છે.

## પરિણામશૂળનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ.

જે જે કારણોથી શળ ઉત્પન્ન થાય છે તથા જે જે ચિન્હો શળ રોગોનાં ઉપર બતાવી ગયા છીએ તે સર્વ આ શળમાં સામેલ સમજવાં; પરંતુ આ શળમાં એટલું વિશેષપણું છે કે, કુપિત થએલો વાયુ પિત્ત સાથે મળી કિંવા કફ સાથે મળી ખાધેલું અન્ન પચવાના સમયમાં શળ ઉત્પન્ન કરે છે તેને પરિણામ શળ કહે છે. પણ જો વાયુથી થએલું પરિણામ શળ હોય તો, આફરો પેટમાં ગડગડાટ, મળ મૂત્રનું રોકાણ, તથા કંપારો, જઠરાગ્નિની મંદતા થાય, બગાસાં આવે તથા મોળ આવે, મુખ અને જીભ ચીકણી રહે છે. તે સ્નિગ્ધ તથા ઉષ્ણપણાવાળા પદાર્થોથી શાંત થાય છે. જો પિત્તથી થએલું પરિણામ શળ હોય તો, તરશ, બળતરા, અણગમો, પરસેવો, તીખા, ખાટા, ખારાપણું થાય, મૂર્છા, મુખમાં કડવાશ, અત્યંત શોષ, મુખ પીળું, અને મૂત્ર કરતાં કષ્ટાય છે. ( તે ઠંડા પદાર્થોથી શાંત થાય છે. ) જો કફથી થએલું પરિણામશળ હોય તો, બકારી-ઉલટી, ઉધરસ, મોળ મોહ અને થોડી થોડી પીડા લાંબા વખત લગી રહે છે. ( તીખા તથા તથા કડવા પદાર્થોથી શાંત થાય છે. ) જો બે દોષથી થયેલું હોય તો બે દોષનાં અને ત્રણે દોષ થાય છે. તથા ત્રણે દોષનાં લક્ષણોયુક્ત હોય છે. તથા તેમાં બળ, માંસ અને અગ્નિ ક્ષીણ થયાં હોય તો તે પરિણામશળ અસાધ્ય જાણવું.

## અન્નદ્રવ જાતના શૂળનું લક્ષણ.

ખાધેલું અન્ન પચવા સમય કે પચ્યા પછી પણ જે શળ પેદા થાય તથા પથ્યથી, અપથ્યથી, ભોજનથી કે ભૂખ્યા હોય તો તે વખતે, પણ તેની શાંતિનો નિયમ રહેતો નથી. તે અન્નદ્રવ શળ કહેવાય છે.

## શૂળના ઉપદ્રવો.

વેદના, ઘણી તરશ લાગે, મૂર્છા, આફરો, મળબંધ, ભારેપણું, અરૂચિ, ઉધરસ, ઉલટી અને હેડકી તથા શ્વાસ એટલા શળના ઉપદ્રવો છે.

## શૂળનું સાધ્યાસાધ્યપણું.

એક દોષથી ઉત્પન્ન થયેલું સાધ્ય, બે દોષથી થએલું કષ્ટસાધ્ય અને ત્રણ દોષથી થએલું તથા ઉપદ્રવોએ કરીને યુક્ત હોય તે અસાધ્ય છે. વળી વેદના, ઘણી તરશ લાગે, મૂર્છા, મળબંધ, ફેર, તાવ, ભારેપણું, અરૂચિ, દુબળાપણું અને બળની હાનિ આ દશ ઉપદ્રવોયુક્તશળ હોય તો તે મનુષ્ય કદિ જીવતું નથી.

## ઉપાય.

શૂળના રોગવાળાને ઉલટી, લંઘન, પરસેવો લાવવો, પાચન ઓષધો આપવાં, ગુદામાં દવાઓની દીવટ ખોસવી, પીચકારી, રેચ, શેક, ખાર, ચૂર્ણ, તેલનું મર્દન અને ગોળીઓ વગેરે દોષને લગતી ક્રિયાઓ કરવી એજ શૂળરોગ માટે ઉત્તમ ઉપાય છે. અથવા માટીમાં પાણી નાખી તે માટીને પકાવી જાડી કરી કપડામાં નાખી તેનો શેક કરવો. અથવા કપાશીયા, કળથી, તલ, અને જવ, એઓ સર્વને અથવા એક એકને એરંડાનું મૂળ, અળશી, સાટોડીનું મૂળ અને લસણ એઓની સાથે કાંજીમાં સીજવી તેનો જ્યાં શૂળ આવતું હોય ત્યાં શેક કરવો. જેથી કુલા, સાથળ, પગ, આંગળીઓ, ઘુંટીયો, કાંધ, અને કેડ એટલી જગ્યોનાં શૂળ તથા અન્ય પણ વાયુ સંબંધી પીડાઓ મટી જાય છે. આ કર્પાસાસ્થ્યાદિસ્વેદ કહેવાય છે. અથવા તલને વાટી ગોળો કરી પેટની ઉપર ફેરવવાથી ભયંકર શૂળ પણ મટે છે. અથવા સિંદૂરને કાંજીમાં વાટી નાભિની આસપાસ લેપ કરવાથી શૂળ મટે છે. અથવા સુંઠ અને એરંડાનું મૂળ એઓનો ક્વાથ કરી તેમાં હિંગ તથા સંચળ નાખી પીવાથી તુરત શૂળનું નિવારણ થાય છે. આ સર્વ વાયુ શૂળના ઉપાય છે. અથવા પિત્તથી શૂળ પેદા થયું હોય તો ગોળને ઉકાળી તેમાં સાળ અને જવખાર નાખી પીવાથી શૂળ મટે છે. અથવા કાંસાના, રૂપાના કે ત્રાંબાના ભારે વાસણમાં પાણી ભરી જ્યાં શૂળ આવતું હોય ત્યાં મૂકવું કે ફેરવવું, જેથી પિત્તનું શૂળ મટે છે. અથવા રેચથી પિત્તનું શૂળ મટે છે. અથવા હરડેદળ વાટી તેને ગોળ તથા ઘીમાં કાલવી ખાવાથી પિત્તનું શૂળ મટે છે, અથવા આમળાનું ચૂર્ણ મધ સાથે ચાટે તો પિત્તનું શૂળ મટે છે. અથવા લીંબડાની અંતરછાલનો ક્વાથ કરી તેમાં મદિરા નાખી પીવાથી કફનું શૂળ મટે છે. અથવા સિંધાલૂણ, સંચળ, વડાગરૂંમીઠું, પીપર, પીપરામૂળ, ચવક, ચિત્રો, સુંઠ, મરી અને શેકેલી હિંગ એઓનું ચૂર્ણ કરી યોગ્ય માત્રાએ ( ૨ ટાંક વા ૪ ટાંક ) ઉના પાણી સાથે ફાકે તો કફના શૂળનો તથા આમના શૂળનો નાશ કરે છે. અથવા રાઇ અને ત્રિફળાનું ચૂર્ણ મધ સાથે કે, ઘી સાથે ચાટે તો શૂળ માત્ર જાય છે. અથવા દેવદાર, વજ, ઉપલેટ, સુવા, હિંગ અને સિંધાલૂણ એઓને ખાટા રસમાં વાટી ઉનાં કરી તેઓનો સહેવાય તેવો પેટ ઉપર ફૂંટી બનાવી ખરડ–લેપ કરવો તેથી પેટનાં શૂળ મટે છે. અથવા દારૂહળદર, દારૂડીનું મૂળ, ઉપલેટ, વરીયાળી ( કે સવા ? ) શેકેલી હિંગ અને સિંધાલૂણ એ સઘળાંને કાંજીમાં વાટી ઉનાં કરી સહેવાય તેવો લેપ કરે તો શૂળ મટે છે. અથવા બીલીના મૂળની છાલ, એરંડાની જડ, ચિત્રો, સુંઠ, શેકેલી હિંગ અને સિંધાલૂણ એ સઘળાં સમાન ભાગે લઇ એઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ઉના પાણી સાથે યોગ્ય માત્રાએ ફાકે તો, શૂળ મટે છે. અથવા પાકેલા કોળા ( કે ભૂરા કોળા ? ) ને કાપી કકડા કરી, તડકે સુકવી પછી પીતળના વાસણમાં કે હાંડામાં નાખી ઢાંકી અગ્નિ ઉપર ચઢાવવું અને યત્નપૂર્વક અગ્નિ કરી કોયલા જેવાં થવા દેવાં–મતલબમાં એ કે, રક્ષારૂપ ન થવા દેવા. પછી એ કોળાનું ચૂર્ણ કરી ૧૨

૧ શૂળ અગીયાર જાતનાં છે, એટલે વાત, પિત્ત, કફ એ ત્રણે દોષનાં ત્રણ, ત્રણ દ્વંદ્વજ, ત્રિદોષ, આમ, નિરામ, અજીર્ણથી થયલું અને પરિણામ તથા રક્તશૂળ એ અગીઆર પ્રકારનાં છે. રક્ત શૂળમાં પિત્ત શૂળનાં લક્ષણો હોય છે, પણ તેમાં શોષ, લોહીની ઉલટી, તરશ, દાહ, ઉપરસ અને શ્વાસ એટલાં ચિન્હો વિશેષ હોય છે. આ લોહીના બગાડથી શૂળ ઉત્પન્ન થાય છે. એમ આત્રેયજીનું કહેવું છે. કેટલાએક ગ્રંથકારોએ તો આઠ પ્રકારનાંજ શૂળો કહેલાં છે અને કેટલાકોએ તેમાં પણ ભિન્ન ભિન્ન દોષોના કારણથી ભિન્ન ભિન્ન ભેદો કહેલા છે.

રતિ ભાર ચૂર્ણ તથા સુંઠનું પણ ૧૨ રતિ ભાર લઇ એ બન્નેને મિશ્ર કરી પાણી સાથે સેવન કરવાથી અસાધ્ય શૂળ પણ શાંત થાય છે, મહાશૂળથી વ્યાકુળ થએલા જનોએ આ ઉપાય અવશ્ય કરવો. આ કુષ્માંડક્ષાર કહેવાય છે. ભાવપ્રકાશ. અથવા અજમો, સિંધાલુણ, શેકેલી હિંગ, જવખાર, સંચળ અને હરડેની છાલ એઓનું ચૂર્ણ કરી યોગ્ય માત્રાએ (૬ માસા) ઉના પાણીથી લે તો વાયુનું શુળ મટે છે. અથવા સંચળ ટાંક ૧, આંબલી ટાંક ૨, જીરૂં ટાંક ૩, અને કાળાં મરી ટાંક ૪ એઓને ઝીણાં વાટી બીજોરાના રસની ભાવના દઇ ઘુંટી ગોળી ૪ માસા ભારની કરી તેમાંથી ગોળી ૧ નિરંતર (ઉના પાણી સાથે) સેવન કરે તો, વાયુનું શુળ મટે છે. આ સૌવર્ચલાદિ ગુટિકા કહેવાય છે. અથવા સુંઠ, હરડે, પીપર, નસોતર અને સંચળ એઓ સઘળાં સમાન લઇ ચૂર્ણ કરી યોગ્ય માત્રાએ ઉના પાણી સાથે સેવન કરે તો, સર્વ જાતનાં શુળ, આફરો, પેટના રોગ, મસા-અરશ અને આમવાયુ એટલા રોગો નાશ પામે છે. આ પંચસમ ચૂર્ણ કહેવાય છે. અથવા સુંઠના ક્વાથમાં એરંડીયું નાખી શેકેલી હિંગ તથા સંચળનું ચૂર્ણ નાખી પીવાથી તે જ વખતે શુળ મટે છે. અથવા શુદ્ધ વછનાગ[1], ચિત્રો, સુંઠ, જીરૂં, વજ, મરી અને શેકેલી હિંગ એ સઘળાં સમાન લઇ તેઓનું વસ્ત્ર ગાળ ચૂર્ણ કરી જળભાંગરાના રસની ભાવના દઇ ઘુંટી ચણા જેવડી ગોળીઓ વાળી ૧ ગોળી ઉના પાણી સાથે ખાય તો, તુરત પવનનું રોકાણ, અને જમ્યા પછી ઉપડતું જે શુળ તે મટે છે. આ ભાસ્વદ્વટી કહેવાય છે. અથવા શંખનો ચૂનો, કરકચ, શેકેલી હિંગ, ત્રિકટુ અને સિંધાલુણ એ સઘળાંને બરોબર લઇ વસ્ત્રગાળ ચૂર્ણ કરી ટાંક ૩ ઉના પાણી સાથે લે તો, શુળ રોગનો નાશ કરે છે. આ શૂળ નાશન ચૂર્ણ કહેવાય છે. અથવા ચિત્રામૂળ, શેકેલી હિંગ, કાળીપાડ, ત્રિકટુ, પાંચ જાતનાં લુણ, જીરૂં, ધાણા, વડ, અજમો અને પીપરામૂળ એઓને સમાન લઇ વાટી જંબીરીના રસની ભાવના દઇ ઝીણાં ઘુંટી ગોળી કરી ગોળી ૧ યોગ્ય માત્રાએ ઉના પાણી સાથે સેવવાથી છાતીનું, પડખાંઓનું, આમનું કે પેટનું શુળ તથા અરૂચિ, અને ૮૦ જાતના વાયુ એટલા રોગો નાશ પામે છે. આ ચિત્રકાદિ ગુટિકા કહેવાય છે. અથવા હરડેદળ, ત્રિકટુ, શુદ્ધ ઝેરકોચલાં[2], શુદ્ધ ગંધક, શેકેલી હિંગ અને સિંધાલુણ એ સર્વ સમાન ભાગે લઇ ચૂર્ણ કરી કપડેથી ચાળી પાણી સાથે ચણીબોર પ્રમાણે ગોળીઓ વાળી નિત્ય ૧ ગોળી પ્રભાતે ઉના પાણીથી સેવન કરે તો જન્મનું શુળ, સંગ્રહણી, અતિસાર, અજીર્ણ અને અગ્નિમંદતા એ સર્વ રોગો નાશ કરે છે. આ શૂળનાશિની ગુટિકા કહેવાય છે. અથવા ઝેરકોચલાં ભાગ ૧, સુંઠ ભાગ ૧, સંચળ ભાગ ના અને શેકેલી હિંગ ૦ા ભાગ લઇ એઓને ઝીણાં વાટી કપડેથી ચાળી કહાડી સરગવાના રસમાં કે લસણના રસમાં ઘુંટી ટીકડીઓ બાંધી અગ્નિ ઉપર શેકી ૧ ટીકડી ઉના પાણીથી

---

૧ વછનાગને ગાયના મૂત્રમાં પાંચ દિવસ પલાળી મૂકવો, પણ ગોમૂત્ર નિત્ય બદલતાં રહેવું પાંચ દિવસ પછી નાના નાના કકડા કરી છાંયડામાં સુકવી સુકાયા પછી યત્નપૂર્વક કાચની શીશીમાં ભરી રાખી ઉપયોગ વખતે એ શુદ્ધ વછનાગ વાપરવો.

૨ છાણમાં પાણી મેળવી તેમાં ઝેરકોચલાં ૩ દિવસ રાખી પછી ચૂલા ઉપર ચઢાવી અગ્નિ આપવો અને ત્યાર પછી કહાડી લઇ છોલી બે ફાડો કરી વચમાંની જીભી કહાડી કકડા કરી ખાંડી શીશીમાં ભરી રાખવાં. અથવા તે જ પ્રમાણે માટીમાં પલાળી રાખી સાફ કરવાં. અથવા જરા ઘી ચોપડી અંગાર ઉપર શેકી કે તેલમાં તળી નાખી સાફ કરવાં તે શુદ્ધ ઝેરકોચલાં કહેવાય છે.

ભા. કર્તા.

સેવન કરે તો, તુરત સર્વ પ્રકારનાં શુળોનો નાશ થાય છે. આ કુચીલાદિ ગુટીકા કહેવાય છે. અથવા ત્રિફળાં, લોહભસ્મ, જેઠીમધ અને મહુડાના મૂળની છાલ એઓને બરાબર લઇ ચૂર્ણ કરી અનુમાન પ્રમાણ મધ અને ઘી સંગાથે ચાટે તો ત્રણે દોષનું શુળ મટે છે. અથવા શુદ્ધપારો, શુદ્ધગંધક, અને શુદ્ધ વછનાગ એ ચાર ચાર તોલા, ત્રિકટુ તથા શેકેલી હિંગ આઠ આઠ તોલા, પાંચ જાતનાં મીઠાં ૩૨ તોલા, આંબલીનો ખાર ૩૨ તોલા અને જંબીરીના રસમાં ૭ વાર ઠારેલા શંખનો ચૂનો ૮ તોલા લઇ એકઠાં કરી લિંબુના રસ સાથે ૧ દિવસ ઘુંટી તેમાંથી ૧ ટાંક ઉના પાણી સાથે સેવન કરે તો તે જ વખતે શુળ માત્ર મટે છે. આ શૂળ દાવાનળ રસ કહેવ.ય છે. વૈદ્યરહસ્ય. અથવા રાઇ અને સાકર સરખે ભાગે લઇ પાણી સાથે ઝીણું લસોટી શુળ આવતું હોય ત્યાં જાડો લેપ કરી ઉપર જુનું ૨ ચોટાડી દે તો શુળની પીડા મટે છે. અથવા સાબરશીંગનો લેપ, કે હિંગનો લેપ, કિંવા સરેસની પટી મારવાથી શૂળ મટે છે. અથવા શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ-વછનાગ, કોડીઓની ભસ્મ, જવખાર, પીપરામૂળ, શેકેલો ટંકણખાર, પીપર અને સુંઠ એટલા પદાર્થોને પાનના રસમાં ખરલ કરી તેમાંથી બે રતિભારની માત્રા યોગ્ય અનુપાન સાથે સેવન કરવાથી શૂળ દૂર થાય છે. આ શૂળગજકેસરીરસ કહેવાય છે. વૈદ્યરત્ન. અથવા જીરૂં, સુંઠ, મરી, શેકેલી હિંગ, અને વજ એટલાં સમાન લઇ વસ્ત્રગાળ ચૂર્ણ કરી અનુમાન પ્રમાણ માત્રાએ ઉના પાણી સાથે સેવન કરે તો શુળ જાય. અથવા ત્રિ-ફળાં તોલા ૪, શોધેલો ગંધક તોલા ૨ અને લોહભસ્મ તોલો ૧ એઓ સર્વને યથેષ્ટ રીતે વાટી એકત્ર કરી ૦ા તોલાભાર મધ અને ઘી (ઓછાવત્તાં) લઇ તેમાં તેની યોગ્ય માત્રા ૩ માસ સુધી સેવન કરે તો શુળ માત્રનો, વાયુ વિકારનો અને ફોલ્લાઓ—ત્વચા રોગ કે લોહી વિકારનો નાશ કરે છે અને ગએલા માથાના વાળ ફરી ઉગે છે. આ ગંધકપ્રયોગ કહેવાય છે. અથવા ગોળ તોલા ૪, આમળાં તોલા ૪, હરડેનું ચૂર્ણ તોલા ૪, મંડુર તોલા ૧૨ એઓને યોગ્ય રીતે એકત્ર ઘુંટી યોગ્ય માત્રાથી મધ, ઘી સંગાથે સેવન કરે તો શુળ માત્રને, રક્ત-પિત્તને, અમ્લપિત્તને અને પરિણામ શુળને નાશ કરે છે; પરંતુ ભોજનના આદમાં, મધ્યમાં અને અંતમાં એક એક તોલાભાર ખવાય તો શ્રેષ્ઠ ફાયદો આપે છે. આ ગુડમંડુર કહેવાય છે. અથવા વાવડીંગ, ચિત્રો, ચવક, ત્રિફળાં અને ત્રિકટુ એ સર્વ બરાબર લઇ ચૂર્ણ કરી તથા એ સર્વની બરાબર શુદ્ધ મંડુર—લોહકટ અને એ સર્વના બરાબર ગોળ લઇ સ-ર્વને એકત્ર કરી પછી એ સર્વ ઔષધોથી બમણું ગોમૂત્ર અને અરધ ભાગે ગોળ લઇ લોઢા ની કઢાઇમાં નાખી તેમાં સર્વ ઔષધીઓ નાખી ધીમા તાપથી પકાવવાં, જ્યારે કણક ગાવા જેવો પીંડો થાય ત્યારે ચીકણા વાસણમાં યત્નપૂર્વક રાખી મૂકવો, પછી તેમાંથી ટાંક ૨ ભોજનના આદિ, મધ્ય અને અંત સમયે સેવન કરે તો, શુળ, પંક્તિશુળ, કમળો, પાંડુ, સોજો, મંદાગ્નિ, અરશ, ગોળો, સંગ્રહણી, કમીયાનો રોગ, પેટના રોગો, અને અમ્લપિત્ત એટલા રોગોનો નાશ કરે છે. આ તારામંડુર ગુડ કહેવાય છે. આ પ્રયોગથી મેદ દૂર થાય છે. પણ સુકાં શાક, બળતરા કરનારા ખાટા કે તીખા પદાર્થો ન ખાય તો અથવા શુદ્ધ ગંધક લઇ તેથી અરધ ભાગે શુદ્ધ પારો લેવો એ બન્નેને ૨ પોહોર ઘુંટી શુદ્ધ કરેલાં તાંબાના કંટક વેધ પતરાં ઉપર તેનો લેપ કરી સરાવ સંપુટ કરી કપડા માટી કરી સુકવી હાંલ્લામાં મીઠું ભરી તેના વચમાં તે મુકી ૪ પોહોર સુધી અગ્નિ આપી પછી સ્વાંગ શીતળ થયે એમાંથી ૨ રતિભાર ભસ્મ પાન સાથે ખાય તો શુળ માત્રને તે જ વખતે મટાડે છે. આ શૂળગજ-

કેસરીરસ કહેવાય છે. અથવા હરડેની છાલ, શેકેલો ટંકણ, સુંઠ, શેકેલી હિંગ, ચવી, ચિત્રામૂળ, વાવડીંગ, શુદ્ધ કરેલો ગંધક અને સિંધાલુણ એ સઘળાં સમાન ભાગે લઇ એ સર્વની બરાબર શુદ્ધ ઝેરકોચલાં લઇ સર્વને ઝીણાં વાટી કપડથી ચાળી પાણી સાથે ગોળીઓ વાળી માસા ૧ ભાર પાણી સાથે સેવન કરે તો ગોળો, ખાંસી, શુળ, અતીસાર, બંધકોશ, કફનાં દરદો, પેટના રોગ, આમવા, અજીર્ણ, મંદાગ્નિ, અરૂચિ અને તાવ એટલા રોગોનો નાશ કરે છે. આ શુળગજકેશરી ગુટીકા કહેવાય છે. અથવા કરંજ, શેકેલી હીંગ, સરગવો અને સુંઠ એ સર્વને બરાબર લઇ તેનું વસ્ત્રગાળ ચુર્ણ કરી યોગ્ય માત્રાએ ઉના પાણી સાથે સેવન કરે તો મહા ભયંકર શુળ પણ નાશ થાય છે. વૈદ્યરહસ્ય. અથવા નસોતર, બીડલુણ, વાવડીંગ, સરગવાની ફળી, હરડેની છાલ, શાલવૃક્ષ અને કંપિલો એ સઘળા પદાર્થો સમાન લઇ ઝીણા વાટી ઉત્તમ દારૂ સાથે સેવન કરે તો, વાયુનું શુળ મટે છે, ચક્રદત્ત. અથવા શેકેલી હિંગ, અમ્લવેતસ, પીપર, સંચળ, અજમો, જવખાર હરડેછાલ અને સિંધાલુણ એ સમાન લઇ ઝીણું વાટી યોગ્ય માત્રાએ દારૂની સાથે પીવાથી વાયુનું શુળ મટે છે. અથવા અમ્લવેતસ, ત્રિકટુ, અજમો, સંચળ, વડાગરૂમીઠું અને સિંધાલુણ એઓને ઝીણાં વાટી બીજોરાના રસમાં ઘુંટી ગોળીઓ વાળી ૧ ગોળી ઉના પાણી સાથે સેવે તો શુળનો નાશ થાય છે. આ હિંગ્વાદી ગુટિકા કહેવાય છે. અથવા બીજોરાનું મૂળ ઝીણું વાટી ઘી સાથે ૨ ટાંક પીવાથી વાયુનું શુળ નાશ થાય છે. આ બીજપૂરાદિયોગ કહેવાય છે. સર્વસંગ્રહ. અથવા "ત્રિકટુ અને સંચળ એઓને સરખાં લઇ સૂક્ષ્મ વાટી બીજોરાના રસની ૭ ભાવનાઓ દઇ સુકવી, પછી ૨ ટાંક મધ સાથે ફાકવી ચાટે તો ત્રિદોષનું શુળ નાશ થાય છે. અથવા હળદર, સરગવાની છાલ, સિંધાલુણ, એરંડાનું મૂળ, બોંઆ-ગુગળ, સરસવ, મેથી, વરીઆળી ( કે સવા ? ) આસગંધ અને મહુડો એટલાં બરાબર લઇ ઝીણાં વાટી કાંજીના પાણીમાં ઓસણી તેનો રોટલો બનાવી પકાવી તેનાથી પેટ ઉપર શેક કરે તો, પેટનું શુળ મટે છે." અથવા કોડીઓની ભસ્મ, શુદ્ધ વછનાગ, સિંધાલુણ અને ત્રિકટુ એ સર્વને સમાન લઇ ઝીણાં વાટી પાનના રસમાં ઘુંટી ગોળીઓ રતિ પ્રમાણે વાળી તેમાંથી ૧ ગોળી નિરંતર સેવન કરે તો, શુળ રોગનો નાશ થાય છે. આનું નામ પણ શુળ ગજકેશરી ગુટીકા કહેવાય છે. અથવા શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, અભ્રકની શુદ્ધ ભસ્મ, તાંબાની શુદ્ધ ભસ્મ, અમ્લવેતસ અને શુદ્ધ વછનાગ એ સર્વ બરાબર લઇ ઝીણાં વાટી આદાના રસમાં ઘુંટી ગોળીઓ ૨ રતિ પ્રમાણે વાળી તેમાંથી ૧ ગોળી નિરંતર આદાના સાથે સેવન કરે તો, વાયુનું શુળ મટે છે. આ અગ્નિમુખ રસ કહેવાય છે. સર્વસંગ્રહ. અથવા શુદ્ધ વછનાગ, શુદ્ધ હરતાલ, શેકેલી હિંગ, સાજી, નવસાદર, મનશીલ, લસણ, વજ અને એળીઓ એઓને બરાબર લઇ ઝીણાં વાટી ઉનાં કરી સહેવાય તેવો લેપ કરે, તો પડખામાં આવતું–પાર્શ્વશુળ મટે છે. અથવા છીપોનો ચુનો ઉના પાણી સાથે પીવામાં આવે તો પરિણામશુળનો નાશ થાય છે. ( આ પ્રયોગ ઉત્તમ છે. ) વિશેષે કરીને શુળરોગ ઉપર વાયુને તોડનારા પ્રયોગોજ કરવા અતિ ઉત્તમ છે.

---

ઘોડાની તુરતની કરેલી લાદ પાણીમાં ચોળી નીચોવી ગાળી હિંગનો અતિવાસ દઇ પીવાથી ભયંકર શુળ પણ તાત્કાળ મટે છે ( આ અનુભવસિદ્ધ યોગ છે. )

આ. કર્તા...

## શૂળ રોગવાળાને સેવ્યાસેવ્ય.

કસરત, મૈથુન, દારૂ, લૂણ, તીખોરસ, મળ-મૂત્રાદિના વેગોને અટકાવવા, શોક, ક્રોધ, વિકળતા-અધૈર્યતા, કઠોળ, જાડા અને ઠંડા પદાર્થો, દહી, દિવસે સુવું અને વાયુ કરતા પદાર્થો એઓ ત્યાગ કરવા યોગ્ય છે.

સાઠીચોખા, સિંધવ, હિંગ, સૌવીર નામનું મદ્ય, દારૂ, ગોળ, સુંઠ, સવાની ભાજી, બથવો અને હરણ, તેતર, લાવાં, સસલાં તથા સારસ એઓનાં માંસ એટલા પદાર્થો સદા સેવવા યોગ્ય છે. ( રેચ, ફસ, રૂમડી, રક્તસ્રાવ વગેરે પણ સેવવા યોગ્ય છે ) તથા રાઇ, સુંઠ, હિંગ, વછનાગ, ગુગળ, મેદાલકડી, અસાળીઓ, આંબાહળદર, બીજાબોળ અને અરીઠું એ સઘળાં બરાબર લઇ વાટી ગોમૂત્ર સાથે ઝીણું ઘુંટી શુળના સ્થાનકે જાડો લેપ કરવો એ પણ શૂળરોગીને હિતકારી છે.

શૂળરોગનો અધિકાર સંપૂર્ણ.

ઇતિ શ્રી મન્મહારાજાધિરાજ રાજરાજેન્દ્ર શ્રી સવાઇ પ્રતાપસિંહજી વિરચિત અમૃતસાગરનામા ગ્રન્થ વિષે વાતરક્ત, શૂળ અને શૂળના ભેદરૂપ પરિણામશૂળ, અન્નદ્રવશૂળનાં નિદાન, ઉત્પત્તિ, લક્ષણ તથા યત્નનિરૂપણ નામનો દશમો તરંગ સંપૂર્ણ.

---

# તરંગ અગીઆરમો.

ઉદાવર્ત ને આફરો, ગુલ્મ પ્લીહ હૃદિરોગ;
યકૃત યુક્ત અગીયારમો. તરંગ આ સહયોગ.

## ઉદાવર્ત તથા અનાહનો અધિકાર.

———(*)———

### ઉદાવર્તનાં નિદાન.

અધોવાયુ ૧, મળ ૨, મૂત્ર ૩, બગાસાં ૪, આંસુ ૫, છિંક ૬, ઓડકાર ૭, ઉલટી ૮, મૈથુન ૯, ભૂખ ૧૦, તરસ ૧૧, શ્વાસ ૧૨ અને નિંદ્રા ૧૩ આ તેર વેગ-અર્થાત્ એટલાઓની જે વખતે હાજત થઇ હોય તે વખતે આળસ, શરમ કે કોઇ અન્ય કારણના લીધે તેઓને અટકાવી રાખે તો તેથી ઉદાવર્ત રોગ ઉત્પન્ન થાય છે. ( તથા બીજા પણ અનેક રોગો ઉત્પન્ન થાય છે. )

### જુદા જુદા વેગોને રોકવાથી ઉત્પન્ન થતા જુદા જુદા ઉદાવર્તનાં વિશેષ લક્ષણ.

અધોવાયુના રોકવાથી-વાયુ, મળ તથા મૂત્રનું રોકાણ થાય છે, પેટ ચઢે છે, મહેનત

ર્યા વગર થાક લાગે છે, પેટમાં પીડા, વ્યથા, શૂળ તથા ગોળો અને અન્ય પણ વાયુ સંબંધી રોગો થાય છે.

મળના વેગને-ઝાડાને રોકવાથી-પેટમાં પીડા, ગુડગડાટ, હોઝરીમાં શૂળ, ગુદામાં વાહ, ઝાડાનું રોકાણુ, પેઢુમાં પીડા, ઓડકારનું આવવું અને મોઢેથી મળનું નીકળવું થાય છે.

મૂત્રને રોકવાથી મૂત્રાશયમાં તથા ઇંદ્રિમાં શુળ, મૂત્રકૃચ્છ, માથામાં વ્યથા, શરીરનું નમવું અને સાથળોના સાંધા-બંધ થવાની જગ્યાએ વ્યથા તથા આમ વિના આફરો હોય છે.

બગાસાના રોકવાથી-ડોકનું ઝલાવું, માથામાં વેદના, વાયુ સંબંધી રોગોનું થવું, આંખ, નાક તથા મ્હોંમાં આકરી વેદના અને બગાસાં વારંવાર આવે છે તથા કાનમાં વેદના થાય છે.

આંસુ રોકવાથી-એટલે આનંદ કે શોક થવાથી આંસુ આવ્યાં હોય તેને રોકવાથી માથામાં ભારેપણું, આંખમાં વેદના અને સળેખમ થાય છે.

છિંક આવતી રોકવાથી-ઓડનું ઝલાવું, માથામાં શુળ, અડદીયો વાયુ, અરધા માથામાં પીડા અને ઇંદ્રિયોની નિર્બળતા થાય છે.

ઓડકાર રોકવાથી-ગળું, મોહોડું કોળીઆથી ભરાઇ રહ્યું હોય તેવું થાય, છાતીમાં તથા આમાશય-કોઠામાં વિશેષ વ્યથા, પેટમાં પવનનો અસ્ફુટ શબ્દ થાય, શ્વાસના રોધના લીધે પવનની પ્રવૃત્તિ થતી નથી, અને હેડકી વગેરે વાયુના વિકારો થાય છે.

ઉલટીને રોકવાથી-ચળ, ક્રામઠાં, અરૂચિ, મ્હોં ઉપર કાળાશ વિનાની દાઝ, સોજો, પાંડુ, તાવ, કોઢ, મોળ અને વિસર્પ તથા છાતીમાં દુખાવો થાય છે.

વિર્યને રોકવાથી કે કામદેવની ઇચ્છાને રોકવાથી-મૂત્રાશયમાં, ગુદામાં તથા અંડકોષમાં સોજો, પીડા, મૂત્રની અટકાયત, વીર્યની પથરી, વિર્યનો સ્રાવ, અને બીજા પણ વાતકુંડળિ વગેરે વિકારો થાય છે.

ભૂખને રોકવાથી-ઘેન, અંગમાં ત્રોડ, હાથમાં ફાટ, અરૂચિ, શ્રમ, શરીર ક્ષીણુ અને દ્રષ્ટિની મંદતા થાય છે.

તરશને રોકવાથી-ગળામાં સોજો, સાંભળવામાં રોધપણું, કંઠ તથા મુખ સુકાય છે અને છાતીમાં વ્યથા થાય છે.

શ્વાસને રોકવાથી-એટલે થાક્યો હોય કે મહેનત કર્યા પછી કિંવા દોડયા પછી શ્વાસ ચઢયો હોય તેને રોકે તો, છાતીમાં પીડા, મ્હોં અને પેટમાં ગોળો થાય છે.

ઉંઘને રોકવાથી-બગાસાં આવે, અંગ ભાગે, માથામાં, ગાત્રોમાં, તથા નેત્રોમાં ભારેપણું અને ઘેન થાય છે.

## ઉદાવર્ત્તનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ.

લુખાં, તુરાં, તીખાં અને કડવાં ભોજનોથી કુપિત થએલો કોઠામાંનો વાયુ તુરત ઉદાવર્તને ઉત્પન્ન કરે છે, વાયુ ઉંચે ચઢી અનેક પ્રકારની પીડા કરે છે તેનેજ ઉદાવર્ત્તરોગ જાણુવો. મૂત્ર, મળ, આંસુ, કફ, મેદ ને વહાવનારી નસોને રોકો વિષ્ટા વગેરેની અવળી ગતિ કરે છે પણ તેઓને નીચી ગતિએ આવવા દે નહીં, તેથી અપાનવાયુ, મૂત્ર અને વિષ્ટા પરાણે ઉતરે છે, તે ઉદાવર્ત્ત રોગીને શ્વાસ, ઉધરસ, સળેખમ, દાહ, મોહ, તરશ, તાવ, વમન, હેડકી, માથા-

માં વેદના, દોરીમાં સર્પની ભ્રાંતિ વગેરે મનના વિભ્રમો, સાંભળવામાં ફેરફાર અને બીજા પણ વાયુના કોપથી બહુ બહુ વિકારો થાય છે.

## ઉદાવર્ત્તનાં સાધ્યાસાધ્ય લક્ષણ.

તરસથી તથા ઉલટીથી ઉદાવર્ત્ત રોગી પીડાતો હોય, ક્ષીણ થયો હોય, શુળોથી દુઃખી, થતો હોય અને ઉલટીમાં મળ પડતો હોય તો તે ઉદાવર્ત્ત રોગી મરી જાય છે.

## અનાહ—આફરાનાં સામાન્ય લક્ષણ.

પેટમાં આમ—વગર પકેલા રસના વસવાથી અથવા તો વિષ્ટાદિનો સંચય દુષ્ટ વાયુથી બંધાઇ—સુકાઇ નિયમપૂર્વક ન ઉતરે અને પવન રોકાઇ જાય તેથી મનુષ્યના પેટમાં આફરો પેટ ચઢી આવે તેને અનાહરોગ કહે છે.

જો આમથી આફરો ચઢયો હોય તો, તરસ, સળેખમ, માથામાં વેદના—બળતરા, કોઠામાં શુળ, શરીર ભારે, છાતીમાં દુઃખાવો તથા સજડપણું અને ઓડકાર આવે નહીં એટલાં લક્ષણો થાય છે.

જો ઝાડાનો સંચય—વધવાથી આફરો થયો હોય તો, કેડ, વાંસો કિંવા શરીર ઝલાઇ જાય, મળ—મૂત્ર ઉતરે નહીં તથા શુળ ચાલે, મૂર્ચ્છા, વિષ્ટાનું વમન અને અળસક નામનો કોલેરાનો રોગ, પેટનું ચઢવું અને શ્વાસ થાય છે.

## ક્રમવાર ઉદાવર્ત્તના તથા આફરાના ઉપાય.

અધોવાયુના રોકવાથી થએલા ઉદાવર્ત્ત માટે સ્નેહપાન, તથા શેક વગેરેથી પરસેવો લાવવો, ગુદામાં ઔષધની દિવટ કરીને મૂકવી અને ગુદામાં દવાઓની પિચકારીઓ મારવી જેથી મટે છે.

ઝાડો રોકવાથી ઉદાવર્ત્ત થયો હોય તો, રેચ લગાડનારાં અન્ન તથા ઔષધો ગુદામાં સાબુ વગેરે દીવટ, તેલ મર્દન, અવગાહન, પરસેવો લાવવો અને પિચકારીઓ વગેરે ઉપયોગમાં લેવાથી મટે છે.

મૂત્ર રોકવાથી ઉદાવર્ત્ત થયો હોય તો, દુધ પાણી તથા વજનું ચૂર્ણ ટાંક ભાર લઇ સાથે ઘોળી પીવાથી ઉદાવર્ત્ત મટે છે. તથા ભોંરીંગણી કે, રાતા ધમાસાનો સ્વરસ કરી પીવો. અથવા કાકડીનાં બીજને પાણીમાં વાટી તેમાં જરા સિંધાલુણ નાખી પીવાં. અથવા શેલડીનો રસ, સાકર, દુધ દ્રાખનો રસ કે જેઠીમધનો રસ પીવો. અથવા મૂત્રકૃચ્છ અને પથરીના અધિકારમાં જે ઉપાયો કહેવામાં આવશે તે ઉપયોગમાં લેવા.

બગાસાં રોકવાથી ઉદાવર્ત્ત થયો હોય તો, સ્નેહ અને સ્વેદનની ક્રિયાઓ તથા વાયુને હણનારા અન્ય ઉપાયો ઉપયોગમાં લેવા.

આંસુ રોકવાથી ઉદાવર્ત્ત થયો હોય તો, સારી પેઠે રોઇને આંસુ પાડવાં, તથા સુખ પૂર્વક સુઇ જવું અને બીજા મનુષ્યોએ તેને મનોહર—રસિલી વાતો સંભળાવવી.

છિંકના રોકવાથી ઉદાવર્ત્ત થયો હોય તો, મરી, રાઇ, નખછીંકણી વગેરે તીક્ષ્ણ પદાર્થોને સુંઘી તથા સૂર્ય સન્મુખ જોઇ જેમ છિંક આવે તેમ કરી છિંકો ખાવી અને સ્નેહ તથા સ્વેદનું પણ સેવન કરવું.

ઓડકાર રોકવાથી ઉદાવર્ત્ત થયો હોય તો, તેલનું મર્દન, પરસેવો લાવવો, અને સ્નેહવાળા પદાર્થોનું ધુમ્રપાન કરવું.

ઉલટીને રોકવાથી ઉદાવર્ત્ત થયો હોય તો, ઉલટી કરાવવી, અને લંઘન કરાવવું એજ હિતકારક છે.

વીર્યના વેગને કે કામદેવના વેગને રોકવાથી ઉદાવર્ત્ત થયો હોય તો દુધમાં ચારગણું પાણી નાખી તથા મૂત્રાશયને સ્વચ્છ કરનારા પદાર્થો નાખી પાણી બળી જાય ત્યાં સુધી દુધને ઉકાળી પેટ ભરીને તેનું પાન કરી આનંદસહ સ્નેહાધીન સુંદર સોળ વર્ષની સુંદરી સાથે સંભોગ કરવો. અને તેલમર્દન, મદિરાપાન, કુકડાનું માંસ, ચોખા, દુધ, નિરૂહબસ્તિ તથા અવગાહન કરવું.

ભૂખના રોકવાથી થએલા ઉદાવર્ત્ત માટે સ્નિગ્ધ—ઘી કે તેલથી યુક્ત ઉનું, હલકું, રુચિ કરનાર અને હિતકારી થોડું ભોજન કરવું. તથા સુગંધિ પુષ્પોનું સેવન કરવું.

તરશના રોકવાથી ઉદાવર્ત્ત થયો હોય તો, સર્વ ઠંડા ઉપચારો, (ફુવારો, બગીચાઓની શીતળ સુગંધમય હવા, બરાસ, ચંદનનો લેપ, ચાંદનીમાં ફરવું તથા જળક્રીડા વગેરે ઉપાયો ) હિતકારી છે. બરાસથી શીતળ કરેલું પાણી થોડું થોડું ધીમે ધીમે પીવું.

થાક—શ્રમ કે દોડવાના કારણથી ચઢેલા શ્વાસને રોકવાથી ઉદાવર્ત્ત થયો હોય તો, ખેદને દૂર કરી વિશ્રાંતિ લેવી અને માંસરસયુક્ત ભાત ખાવો.

નિદ્રા રોકવાથી ઉદાવર્ત્ત થયો હોય તો દુધમાં સાકર નાખી ઉનું કરી પીવું. સુંદર શય્યામાં સુવું, પગચંપી કરાવવી અને મનોહર—રસિલી વાતો સાંભળવી.

લુખી વસ્તુઓના સેવનથી થએલા ઉદાવર્ત્ત માટે હિંગ, મધ અને સિંધાલુણ વાટી તેઓની દીવટ કરી ઘી ચોપડી પછી ગુદામાં રાખવી જેથી લુખા પદાર્થો વગેરેના કારણોથી થએલો ઉદાવર્ત્ત મટે છે. આ હિંગવાદિફલવર્ત્તિ કહેવાય છે. અથવા મીંઢળ, પીપર, કુપ્લેટ, વજ અને ધોળા સરસવ એઓને ગોળમાં અને દુધમાં વાટી દીવટ કરી ગુદામાં મુકવી જેથી ઉદાવર્ત્ત મટે છે. આ મદનફલાદિવર્ત્તિ કહેવાય છે. અથવા ચાર તોલા ખાંડ, એક તોલો નસોતર, અને એક તોલો પીપર એઓનું ચૂર્ણ કરી ભોજન કર્યા પહેલાં એક તોલા ભાર મધમાં કાલવી ચાટવાથી ઉદાવર્ત્ત મટે છે, તથા ઝાડો કઠણ અને પરાણે ઉતરતો હોય તે માટે આ ઉપાય અતિ ઉત્તમ છે. આ નારાચચુર્ણ કહેવાય છે. અથવા ત્રિકટુ, પીપરીમૂળ, નસોતર, શુદ્ધ નેપાળો અને ચિત્રામૂળ એઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ગોળમાં મેળવી પ્રભાતકાળે સેવે તો, બળ, કાંતિ તથા અગ્નિ વધે છે અને ઉદાવર્ત્ત, બરસ, ગોળો, સોજો તથા પાંડુરોગ એ સર્વ નાશ પામે છે—આ ગુડાષ્ટક કહેવાય છે. અથવા સુકા અથવા લીલા મૂળા, સાટોડી, લઘુ[1] પંચમૂળ અને ગરમાળાનો ગોળ એઓને પાણીમાં ઉકાળી તેનાથી પકાવેલું ઘી ખાવું જેથી તુરત ઉદાવર્ત્ત રોગ સંપૂર્ણ રીતે શાંત થઇ જાય છે—આ શુષ્ક મૂળકાદ્ય ઘૃત કહેવાય છે. ભાવપ્રકાશ. અથવા શુદ્ધ નેપાળો, શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, ફુલાવેલો ટંકણ—અને ત્રિકટું ( સુંઠ, મરી, પીપર. ) એ પ્રત્યેક પદાર્થો સમાન લેવા. પછી પારા ગંધકની કાજળી કરી, બીજી ઓસધીઓનું ચૂર્ણ કરી એકત્ર કરી તેમાંથી માસો કે ૪ રતિ ભાર ઘી સાકર સાથે સેવન કરે તો, ઉદાવર્ત, આફરો, પેટના રોગ અને ગોળો એ સર્વનો નાશ કરે છે—આ જૈપાલ રસ કહેવાય છે. વૈદ્યરહસ્ય. અથવા " નસોતર, શુદ્ધ નેપાળા ( કે નેપાળોનાં મૂળ ? ), તજ, થોર, શંખાવળી ગરમાળાનો ગોળ, કંપિલો અને કરકચનાં મૂળ એ સઘળાંને સમાન ભાગે લઇ ખાંડી, ક્વાથ

૧ બીલી. શીવણ, કાકમ, અરણી અને અરલુ એ ઝાડોના મૂળોને લઘુ—મોટાં પંચમૂળ કહે છે,

ચ્રી તેમાં તેલ ઘી બે બે ટાંક નાખી ૭ દિવસ સુધી સેવન કરે તો, ઉદાવર્ત અને પેટના રોગ તથા આફરો, તરસ, ગોળો, કોઢ એ સર્વનો નાશ કરેછે."

## આફરાના ઉપાય.

નસોતર ૨ ભાગ, પીપર ૪ ભાગ અને હરડેદળ ૫ ભાગ. એઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી તેના બરોબર ગોળ મેળવી ગોળીઓ એક ટાંક પ્રમાણ કરી ૧ ગોળી પાણી સાથે નિરંતર સેવન કરે તો આકરો આફરો પણ નાશ થાયછે. આ ત્રિવૃતાદિ ગુટીકા કહેવાય છે. અથવા ત્રિકટુ, બિડલૂણ, ઘરમાનો ધુંસો, ગોળ અને મિંઢળ એ સઘળાં સમાન ભાગે લઇ સૂક્ષ્મ ચૂર્ણ કરી ગાયના મૂત્રમાં પકાવી તેની અંગુઠા જેવડી જાડી દીવટ બનાવી ઘી ચોપડી ગુદામાં ધીમે ધીમે મૂકી મતલબ જેટલો વખત રાખવી, તેથી પેટપીડા અને પેટનું ચઢવું એ સર્વ તત્કાળ મટેછે—એ અનુભવ સિદ્ધછે ! વૈદ્યરહસ્ય. " અથવા રેચક, પાચક, દીપન, ક્ષાર અને સાધારણ રેચ ઉપયોગમાં લેવાથી તથા સોનું, ચાંદી, લોહ, તાંબું, કલઇ, જસત કે સીસું એઓને ઉનાં કરી ગુલાબજળમાં ઠારી તે પાણી પ્રભાત સમય પીવાથી આફરો મટેછે."

ઉદાવર્ત તથા આનાહનો અધિકાર સંપૂર્ણ.

---

# ગુલ્મ—ગોળાનો અધિકાર.

---

## ગુલ્મનાં નિદાન તથા સામાન્ય લક્ષણ.

ભોજન ઉપર ભોજન કરવાથી, મિથ્યા આહારથી અને પોતાથી બળવાન સાથે કુસ્તી કરવાથી, મિથ્યા વિહારથી, અત્યંત દુષ્ટ થએલાં વાયુ, પિત્ત અને કફ તથા લોહી એઓ છાતીથી માંડી પેડુ સુધીના ભાગમાં ગોળા જેવી ગાંઠને ઉત્પન્ન કરે છે તેને ગોળો કહે છે. તે પાંચ પ્રકારનો છે—એટલે વાયુથી, પિત્તથી, કફથી, ત્રિદોષથી અને લોહીથી એમ પાંચ કારણોથી ગુલ્મરોગ પેદા થાય છે.

## [1]ગુલ્મનાં ઠેકાણાં.

છાતીમાં, કુખમાં, નાભિમાં, પેડુમાં અને પેટની વચમાં એ પાંચ જગાએ ગોળાનો રોગ ઉત્પન્ન થાય છે. રક્તરૂપ રુધિરથી પણ ગુલ્મ થાય છે, પણ એ ગુલ્મ સ્ત્રીઓનેજ થાય છે. તેને કેટલાક સ્ત્રીગુલ્મ કહે છે. અને રુધિરથી જુદો જે બીજો જાતનો ગુલ્મ છે તે તો પુરૂષોને પણ થાય છે અને સ્ત્રીઓને પણ થાય છે.[2]

## ગુલ્મનાં સામાન્ય લક્ષણ તથા પૂર્વરૂપ.

[3]છાતી તથા ડુંટીના મધ્યભાગ (મૂત્રાશય)માં ગોળ ગાંઠ થાય છે તે ફરે છે અથવા ન

---

૧ ચરક કહે છે કે—બે પડખાં, હૃદય, નાભિ તથા મૂત્રાશય એ પાંચ ઠેકાણાં ગોળાને ઉત્પન્ન થવાનાં છે.

૨ ગુલ્મનાં પાંચ સ્થાનો પૈકી [illegible] થાય છે તેને યકૃત, કુખમાં થાય છે તેને અષ્ઠીલા, પેટની વચમાં થાય તેને પ્લીહા—બરલ, પેડુમાં થાય છે તેને ચંડવિદ્રધિ અને નાભીમાં થાય છે તેને [illegible] કહે છે. આત્રેયસંહિતા.

૩ [illegible] કહે છે કે—ઉપર કહેલું લક્ષણ જો કે સામાન્ય પ્રકારે કહેલ છે; તોપણ વાયુથી થતા ગુલ્મને એ લક્ષણ મળતું આવે છે, પણ ગણદાસ વૈદ્ય કહે છે કે—સઘળા ગુલ્મોમાં વાયુનું પ્રધાનપણું છે માટે વાયુના ગુલ્મને મળતાં આવે છે એમ કહેવું વિશેષ અયોગ્ય નથી.

ફરે, પણ તે ગોળો કોઇક વખતે વધે અને કોઇક વખતે ઘટે તે ગુલ્મ કહેવાય છે. અથવા જેમાં અરૂચિ હોય મળ-મૂત્ર તથા અધોવાયુ મુશ્કેલપણાથી ઉતરે, ઓડકાર બહુ આવે, આડાનું રોકાણ, પેટમાં તૃપ્તિ, શરીર અશક્ત, અન્ન ન પચવાથી શુળ થાય, આંતરડાં બોલે, પેટ ચઢે અને પવનની ઊંચી ગતિ થાય વગેરે વગેરે લક્ષણો થાય એટલાં પૂર્વરૂપો સર્વે ગોળાના રોગમાં થાય છે.

## કેવા કારણોથી ગુલ્મરોગ ઉત્પન્ન થાય છે ?

લુખાં અન્ન પાનોના સેવવાથી, વિષમ અન્ન પાનોના સેવવાથી, મળ-મૂત્રાદિ વેગોના રોકવાથી, શોચથી, પ્રહારથી, મળના ક્ષીણપણાથી, લંઘનથી, વિરૂદ્ધ ચેષ્ટાથી અને બળવાન સાથે યુદ્ધ-કુસ્તી કરવાથી વાયુ ગુલ્મ ઉત્પન્ન થાય છે.

## વાયુ ગોળાનું લક્ષણ.

વાતગુલ્મથી જુદા જુદા ઠેકાણે પીડા થાય કિંવા પીડામાં ઘટાડો વધારો થાય, ઝાડો તથા પવન રોકાય છે, મ્હોં તથા ગળું સુકાય, શરીરની કાન્તિ કાળી કે રાતાશ પડતી થઇ જાય, ટાઢીઓ તાવ આવે, ખાધેલું પચવાના વખતે વિશેષ પીડા અને જમ્યા પછી ઓછી પીડા થાય તથા છાતી, કૂખ અને પડખાઓમાં પીડા થાય અને તુરા, કડવા, તીખા કે લુખા આહાર તેને સુખ કરતા નથી.

## પિત્તથી ઉત્પન્ન થયેલા ગુલ્મનું નિદાન.

તીખા, ખાટા, તીક્ષ્ણ, ઉષ્ણ અને બળતરા કરનારા પદાર્થો સેવવાથી, ક્રોધથી, અતિમદ્યપાનથી, તડકામાં વિશેષ ફરવા કે રહેવાથી, અગ્નિના વિશેષ સેવનથી, આમના વધવાથી, પ્રહારથી અને લોહીના બગડવાથી તથા વિદગ્ધા જીર્ણથી તેઓમાંથી ગમે તે કારણના કરવાથી પિત્ત કોપ પામી પિત્ત ગુલ્મને પેદા કરે છે.

## પિત્ત ગુલ્મનાં લક્ષણ.

પિત્ત ગુલ્મના લક્ષણથી તાવ, તરશ, શરીરમાં પીડા, ગ્લાનિ, શરીરનો વર્ણ રાતાશ પડતો, ભોજન પચવાના વખતે ભારે શળ, પરસેવો અને બળતરા થાય છે. તથા ગોળા ઉપર હાથ અડાડતાં રહેવાય નહીં તેવી વેદના થાય છે.

## કફથી ઉત્પન્ન થએલા ગુલ્મનું નિદાન.

ઠંડી વસ્તુઓના ખાવા-પીવાથી, ભારે કે સ્નિગ્ધ અન્ન-પાનોથી, બેસી રહેવા-કસરત-મહેનતના ન કરવાથી અને દિવસે સુવાથી કફનો ગુલ્મ પેદા થાય છે.

## કફના ગોળાનાં લક્ષણ.

કફગુલ્મથી ભીના કપડાથી શરીર વિંટાયલું હોય તેવું જણાય, ટાઢીઓ તાવ આવે, ગાત્રોમાં ગ્લાનિ, મોળ, ઉધરસ, અરૂચિ, શરીર ભારે, વેદના થોડી, અગ્નિની મંદતા, પરસેવો, કુમકા, બકારી અને કફનાં બીજાં પણ ચિન્હો થાય છે.

બન્ને દોષનાં ચિન્હ હોય તો દ્વંદ્વજ અને ત્રણે દોષનાં ચિન્હયુક્ત હોય તો, ત્રિદોષ

ગુલ્મ જાણવો. એ ત્રિદોષ ગુલ્મમાં શુળનું પ્રબળપણું, તથા દાહ થાયછે, અગ્નિના બળનો અને બળનો ક્ષય થાય છે, તથા મન ભ્રમિત થાય અને નિદ્રાનાશપણુંને ઉત્પન્ન કરે છે.

ધાતુરૂપ રૂધીરથી ઉત્પન્ન થએલા ગુલ્મમાં પિત્તના ગુલ્મ જેવાંજ લક્ષણો હોય છે. અને રજરૂપ રૂધિરથી ઉત્પન્ન થએલા ગુલ્મમાં પણ પિત્ત ગુલ્મનાં લક્ષણ હોય છે; પરંતુ એ ગુલ્મમાં કેટલીક વિશેષ જાણવા યોગ્ય બાબતો છે તે નીચે પ્રમાણે—

જે સ્ત્રી સુવાવડમાંથી તુરત ન્હાઇ ઉઠેલી હોય; છતાં નુકશાન કરનારા આહાર વિહાર કરે અથવા જે સ્ત્રીને કસુવાવડ થઇ હોય, છતાં કુપથ્ય–ભોજન કરે અથવા રજસ્વળા થઇ હોય તે વખતમાં ઉપવાસ કરવાથી, ભયથી, લુખા પદાર્થોનો ઉપયોગ કરવાથી, મળ મૂત્ર આદિના વેગોને રોકવાથી, સ્થંભન કરવાથી યોનિને ખોતરવા–ખણવાથી, અને બીજા પણ યોનિ સંબંધી દોષોથી કિંવા રજસ્વળાપણાના વખતમાં મિથ્યા આહાર વિહાર કરવાથી સ્ત્રીના રૂધિરનું ગ્રહણ કરી વાયુ ગર્ભાશયમાં ગોળા જેવો ગુલ્મ પેદા કરે છે, તે ગુલ્મ વ્યથા તથા બળતરાવાળો હોય છે અને ગર્ભનાં જે જે ચિન્હો હોય છે તે તે સર્વ ચિન્હો આ ગુલ્મમાં સ્ત્રીના અંગ ઉપર જણાય છે—એટલે મુખ પીળું, સ્તનની ડીંટડીઓ કાળી, ખાવા પીવામાં ભાવ અભાવ, ગર્ભની પેઠે ફરકવું, પેટનું વધવું, અને અટકાવ ન આવવો વગેરે વગેરે ગર્ભના જેવાં ચિન્હો હોય છે. માત્ર ગર્ભના ફરવામાં પીડા શૂળ હોતાં નથી અને આ ગુલ્મ–ગોળાના ફરકવામાં પીડા શૂળ હોય છે—આ ગુલ્મ રોગનો ઉપાય દશ મહીના પછીજ કરવો; કેમકે દશ મહીના થયા પછીજ આ ગુલ્મ [1] જૂનો પરિપક્વ થાય છે.

## ગુલ્મના અસાધ્યપણાનું લક્ષણ.

ત્રણે દોષથી ઉત્પન્ન થએલો, આકરી પીડાવાળો, શરીરમાં દૃઢ પસરાવનારો, પથરા જેવો કઠણ, કાચબાની પીઠ જેવો ઉંચો, નિદ્રાનાશપણુંને ઉત્પન્ન કરનારો, મનને ભ્રમિત કરનારો, શરીર બળ, તથા અગ્નિ બળને હરનારો, અનુક્રમે વૃદ્ધિ થનારો, વિશેષ ભાગમાં ફેલાયલો, શૂળકારક, નસોથી બંધાઈને ઉંચો થનારો, દુર્બળતા, અરૂચિ, ઉબકા, ઉલટી, મોળ, અણુગમો, તાવ, તરશ, ઘેન, સળેખમ, શ્વાસ, અતિસાર, અન્ન ઉપર દ્વેષ, અકસ્માત ગોળાનું ગુપ્ત થઇ જવું અને છાતી, ડુંટી, હાથ તથા પગ એટલે ઠેકાણે સોજાનું આવવું એટલાં લક્ષણોવાળો ગુલ્મ, રોગી હોય તો સમજી લેવું કે યમપુરીમાં પ્રયાણ કરવા માટે પ્રસ્તાનું મૂકાયું છે.

## ગુલ્મરોગના [2] ઉપાય.

વાયુગુલ્મવાળાને હરડેના ચૂર્ણ સહિત એરંડીયું દુધમાં નાખી પાવું. અથવા સ્નિગ્ધ પદાર્થોથી કે શેક કરી પરસેવો લવરાવવો એ અતિ ઉત્તમ છે. અથવા તેલનું મર્દન કરાવવું, અથવા સાજી, ઉપલેટ અને કેવડાની રાખ એઓને એકઠાં કરી તેલમાં નાખી પાવાં.

---

[1] કેટલાક કહે છે કે–દશ મહિના પછી ગુલ્મની જમાવટ થાય છે માટે પછી તેનું ચિકિત્સા કરવી શરીરને સંસ્કાર આપી રૂધિરને ભેદવામાં આવે–ઉપચાર કરવામાં આવે તો તેથી ગર્ભાશયને કાંઇ નુકશાન થતું નથી.

[2] શંકર ભટ્ટ કહે છે કે–વાયુને શમન કરનાર, સ્નિગ્ધ, પીઠું વધારનાર, ઉષ્ણ દીપન ઉપચાર ઉપયોગમાં લેવા તથા બંધન, સ્વેદન–પરસેવો લાવવો, લોહી કઢાવવું વગેરે વગેરે ગુલ્મરોગ માટે શ્રેષ્ઠ ઉપાય છે.

પિત્ત ગુલ્મવાળાએ ત્રિફળાના ક્વાથની સાથે નસોતરનું ચૂર્ણ સેવવું અથવા ગુળની સાથે કંપીલો ચાટવો. અથવા દ્રાખની સાથે કિંવા ગોળની સાથે હરડેનું ચૂર્ણ ખાવું.

કફે ગુલ્મવાળાએ વાયુના ગુલ્મમાં કહેલા ઉપાય ઉપયોગમાં લેવા. તથા શેકેલી હિંગ, પીપરામૂળ, ધાણા, જીરૂં, વજ, ચવક, ચિત્રો, કાળીપાડ, કચૂરો, કોકમ, સિંધાલૂણ, સંચળ, વડાગરૂ મીઠું, સાજી, જવખાર, દાડિમના દાણા, હરડેદળ, પુષ્કરમૂળ, ત્રિકટુ, અમ્લવેતસ, છિણીનીં મૂળ, અને ૧ સફેદ જીરૂં એ સર્વ બરાબર લઇ વાટી આદાના રસની તથા બીજોરાંના રસની ૭–૭ ભાંવનાઓ આપી ખરલ કરી યોગ્ય માત્રાએ ઉના પાણી સાથે સેવન કરે તો ગોળો, આફરો, ગુદાનાં દરદો, અરશ, ગ્રહણી, ઉદાવર્ત્ત, પ્રત્યાધ્માન, પેટના વિકાર, પથરી, તૂની, પ્રતિતૂની, સર્વાંગનું શૂળ, અરોચક, ઊરૂસ્તંભ, મનનો અત્યંત ભ્રમ, બેહેરાપણું, અષ્ઠીલિકા અને પ્રત્યષ્ઠીલિકા એટલા રોગોનો તુરત નાશ કરે છે. આ હિંગ્વાદ્યચૂર્ણ કહેવાય છે. અશ્વિનીકુમારસંહિતા. અથવા ૨૪ રતિભાર સાજી અને ૨૪ રતિભાર ગોળ મેળવી ખાવાથી ગુલ્મનો નાશ થાય છે. અથવા ખાખરાનો ખાર, થોરનો ખાર, અંઘાડાનો ખાર, આમલીનો ખાર, આકડાનો ખાર, તલસરનો ખાર, જવખાર અને સાજીખાર આ આઠ ખાર ગુલ્મને મટાડે છે અને અજીર્ણનું પાચન કરે છે. આ ક્ષારાષ્ટક કહેવાય છે. અથવા મીઠું, સિંધાલૂણ, બિડલૂણ, જવખાર, સંચળ, ટંકણખાર અને સાજીખાર એઓને બરાબર લઇ ચૂર્ણ કરી થોરના અને આકડાના દુધમાં ૩ દિવસ પલાળી રાખી તડકામાં મૂકી છાંડવાં. પછી તેનો ગોળો કરી આકડાના પાંદડામાં વીંટી હાંલ્લામાં મૂકી મુખ બંધ કરી અગ્નિદ્વારા પકાવવો. પછીથી તે ખારનું ચૂર્ણ કરી તેમાં ત્રિકટુ, ત્રિફળા, અજમો જીરૂં અને ચિત્રો એઓનું સૂક્ષ્મ ચૂર્ણ કરી જેટલું ખારનું ચૂર્ણ તેટલુંજ સુંઠાદિનું ચૂર્ણ લઇ એકત્ર કરી તેમાંથી ૪૮ રતિભાર પાણીમાં ઘોળી પીએ તો, ગુલ્મ, શૂળ, અજીર્ણ, સોજો, પેટના સર્વ રોગ, અજીર્ણના વિકાર, મંદાગ્નિ, ઉદાવર્ત્ત અને બરોળ એટલા રોગનો નાશ થાય છે. જો વાયુ વિશેષપણે હોય તો ઉના પાણીથી, પિત્ત વિશેષપણે હોય તો ઘીથી, કફ વિશેષપણે હોય તો, ગોમૂત્રથી અને ત્રણે દોષનો પ્રકોપ હોય તો, કાંજીથી આ ચૂર્ણ સેવન કરવું. આ ક્ષારાષ્ટક પ્રસિદ્ધ વજ્રક્ષાર કહેવાય છે. અથવા કુમારપાકનો ગર્ભ બારોશ તોલાભાર લઇ તેમાં ગાયનું ઘી મેળવી તેના ઉપર ત્રિકટુ, હરડે અને સિંધાલૂણ, એઓનું ઝીણું ચૂર્ણ ભભરાવી ગળી જાય તો ગોળો નાશ થાય છે. વૈદ્યરહસ્ય. અથવા કુમાર ગર્ભ શેર, ગોળ તોલા ૮૦૦, મધ તોલા ૪૦૦, ત્રિકટુ, તજ, તમાલપત્ર, ચવક, એલચી, કચૂરો, ચિત્રો, નાગકેસર, છિંણીનાં મૂળ, બોડી અજમો, જીરૂ, દેવદાર, બોરની છાલ, આસગંધ, રાસ્ના, વરધારો અને ઇંદ્રજવ, એ સર્વ ઔષધોને ૮–૮ તોલાભાર લઇ ચૂર્ણ કરી કુમારપાકના રસમાં નાખી એકજીવ કરી ઘીના રીઢા વાસણમાં ભરી ૨૧ દિવસ ભોંયમાં દાટી રાખી પછી કાઢી લઇ તેમાંથી તોલાભાર આસવ પીએ તો ગોળો, ઉદાવર્ત્ત, પેટનો વિકાર, કૉલેરા, ખાંસીવાળુ ઉધરસ, શ્વાસ, ઉર્ધ્વશ્વાસ, પાંડુરોગ અને વાયુના વિકાર એ સર્વનો નાશ કરે છે. આ કુમારીઆસવ કહેવાય છે. ભાવપ્રકાશ. અથવા સુરોખાર અને આદું એ ૨૪–૨૪ રતિભાર મેળવી નિરંતર ખાય તો ગોળો મટે છે. અથવા છીપોની ભસ્મ ૨૪ રતિભાર અને ગોળ ૪૮ રતિભાર મેળવી સેવન કરે તો ગોળાનો રોગ મટે છે. અથવા લસણ ટંક ૬૪ ને આઠ ગણા પાણી

૧ આ ઔષધ એકજ પ્રયોગમાં બે વખત લખેલું હોય તો તે બમણું લેવું

મેળવેલા દુધમાં પકાવી તેની ખીર કરી નિરંતર ખાય તો ગોળો મટે છે. અથવા એરંડાનું તેલ, ગરમાળાનો ગર્ભ, પીપરામૂળ, અને સુંઠ એઓના કવાથમાં બિડલુણ, સિંધાલુણ અને શેકેલી હિંગ મેળવીને પીવાથી ગોળો મટે છે. અથવા અજમો, જીરૂં, ધાણા, મરી, ઉપલસરી, અજમોદ અને પીપર એ ૪–૪ માસા, શેકેલી હિંગ ૨૪ માસા અને જવખાર, સાજીખાર, પાંચ જાતનાં લુણ, તથા નસોતર એટલાં ૮–૮ ટાંક તથા નેપાળાનાં મૂળ, કચૂરો, પુષ્કરમૂળ, વાવડિંગ, દાડિમના દાણા, હરડેની છાલ, ચિત્રો, અમ્લવેતસ અને સુંઠ, એટલાં ૧૧–૧૧ ટાંક લઇ સર્વને ઝીણું વાટી બીજોરાના રસની ભાવના દઇ ટાંક ટાંક ભારની ગોળીઓ કરી તેમાંથી ૧ ગોળી ઘી, મધ, દુધ, ખટાશ કે ઉના પાણીની સાથે સેવન કરે તો ગોળાનો રોગ મટે, ગાયના દુધ સાથે સેવન કરે તો પિત્તના ગોળાને, મદિરા–દારૂ સાથે સેવન કરે તો વાયુના ગોળાને, ગોમૂત્ર સાથે સેવન કરે તો કફના ગોળાને, દશમૂળના કવાથ સાથે સેવન કરે તો, ત્રણે દોષના ગોળાને, સાંઢણીના દુધ સાથે સેવન કરે તો સ્ત્રીના રક્ત ગોળાને, છાતીના રોગોને, સંગ્રહણીને, શળને કૃમિઆને અને હરસને નાશ કરે છે. આ કાંકાયની ગુટિકા કહેવાય છે. અથવા લવણ ભાસ્કર ચૂર્ણ (તરંગ ચોથાના ૭૨ મા પૃષ્ટમાં જુવો) તેના સેવનથી ગોળાનો રોગ નાશ થાય છે. અથવા તલનો કવાથ કરી મજીઠ, ઘી, પીપર, મરી અને સુંઠ એઓનું ચૂર્ણ મેળવી પીવાથી અટકાવ ચઢી ગયો હોય કે રજસ્વળા ધર્મ પણું બંધ થએલ હોય તે અને ગોળો મટે છે. અથવા પીપર, ભારંગીમૂળ, દેવદાર, અને કરકચની જડ એઓનું ચૂર્ણ તલના કવાથમાં મેળવી પીવાથી ગોળો મટે છે અને રજોદર્શન આવે છે. આ કૃષ્ણાદિકવાથ કહેવાય છે. અથવા મણશીલ, હરતાલ, સોવનમખી, શુદ્ધ કરેલો આમલસારો ગંધક, તાંબાની શુદ્ધ ભસ્મ અને શુદ્ધ પારો એ સઘળાં બરાબર લઇ પારા ગંધકની કાજળ કરી તેમાં અન્ય ઔષધોનું ચૂર્ણ કરી મેળવી, પીપરના કવાથમાં ૧ દિવસ લગી અખંડપણે ખરલ કરી, પછી થોરના દુધમાં ૧ દિવસ ખરલ કરી યોગ્ય માત્રાએ મધ સાથે સેવે–અથવા ગાયના મૂત્રમાં માસા ભાર સેવન કરે તો ગોળો તથા શળ નાશ થાય છે. આ વિદ્યાધર રસ કહેવાય છે. અથવા શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ હરતાલ, શુદ્ધ વછનાગ, શુદ્ધ ટંકણખાર, શુદ્ધ નેપાળો, ત્રિફળા, ત્રિકટુ, અને શુદ્ધ તામ્રેશ્વર એઓ સર્વ સમાન ભાગે લઇ પારા ગંધકની કાજળ કરી અન્ય ઔષધોને ઝીણું વાટી જળભાંગરાના રસની ભાવના દઇ ખરલ કરી ૧ રતિ પ્રમાણે ગોળીઓ વાળી તેમાંથી ગોળી ૧ આદાના રસ સાથે સેવન કરે તો, ગોળા માત્રનો નાશ કરે છે. આ ગુલ્મકુઠાર રસ કહેવાય છે. વૈદ્યરહસ્ય. અથવા હાથની ફસ કુશળ ચિકિત્સક પાસે ખોલાવવી તો, ગોળાનો રોગ જાય. અથવા શેકેલી હિંગ, દાડિમના દાણા, બિડલુણ અને સિંધાલુણ એ સઘળાં બરાબર લઇ ચૂર્ણ કરી બીજોરાના રસમાં બારીક કુટી ટાંક ૨ ભાર ચોખા દારૂ આસવ સંગાથે સેવન કરે તો વાયુનો ગોળો મટે છે. અથવા અજમાને ઝીણો વાટી ટાંક ૫ ભાર લઇ તેને મીઠું ટાંક ૧ અને ગોળ ટાંક ૫ આમની સુંદર છાશમાં મેળવી યોગ્ય માપ સાથે સેવન કરે તો ગોળો મટે છે. વૃંદ. અથવા અજમો, શેકેલી હિંગ, સિંધાલુણ, જવખાર, સંચળ અને હરડેની છાલ એ સઘળાં સમાન લઇ ઝીણું વાટી વસ્ત્રગાળ કરી ૨ ટાંક ભાર ચોખ્ખા દારૂની સાથે નિરંતર સેવન કરે તો ગોળો અને શળ મટે છે. અથવા "શેકેલી હિંગ ૧ ભાગ, સિંધાલુણ ૨ ભાગ, પીપર ૩ ભાગ, પીપરામૂળ ૪ ભાગ, [illegible] ૫ ભાગ, અજમો ૬ ભાગ, હરડેદળ ૭ ભાગ, દાડિમના દાણા ૮ ભાગ, આંબાના મૂળની છાલ ૯ ભાગ, ચિત્રામૂળ ૧૦ ભાગ, સુંઠ ૧૧ ભાગ [illegible]

ફટકડી ૧૨ ભાગ આ સઘળાંઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી યોગ્ય માત્રાએ પાણી સાથે સેવન કરે તો ગોળો, અરૂચિ, આફરો, હરસ અને વાયુના વિકારોને નાશ કરે છે–આ હિંગુદ્વાદશક ચૂર્ણ કહેવાય છે. અથવા વજ, હરડેની છાલ, શેકેલી હિંગ, સિંધાલુણ, અમ્લવેતસ, જવખાર અને અજમો એઓને સમાન લઇ ઝીણાં વાટી ચાળી યોગ્ય માત્રાએ–બે ટાંક, ઉના પાણી સાથે સેવન કરે તો, ગોળાનો નાશ થાય છે. આ વચાદ્યચૂર્ણ કહેવાય છે." અથવા મોટી હરડે ૨૫, નેપાળાનાં મૂળ તોલા ૧૦૦, ચિત્રક તોલા ૧૦૦ લઇ પાણી તોલા ૧૦૨૪ માં નાખી ધીમા તાપથી પકાવવાં, જ્યારે ચોથા ભાગનું[1] પાણી ( બાકી ) રહે ત્યારે ઉતારી લઇ નેપાળાનાં મૂળ અને ચિત્રક કાહાડી લઇ, હરડેમાંના ઠિલીઆ કાહાડી નાખી કવાથને ગાળી લઇ ઉક્ત વસ્તુઓને કવાથમાં નાખી; તેમાં ગોળ તોલા ૧૦૦ નાખી ફરી અગ્નિદ્વારા પકાવવો; તેમાં નસોતર તોલા ૧૬, સુંઠ તથા પીપર ૪–૪ તોલા અને ચાતુર્જાતનું[2] ચૂર્ણ પણ ૪ તોલા ભ ર મેળવી, તેલ તોલા ૧૬ નાખી અવલેહની રીતિ પ્રમાણે અવલેહ તૈયાર કરી ઠંડો થાય તે પછી તેમાં મધ તોલા ૧૬ નાખી એકજીવ કરી સુંદર પાત્રમાં ભરી રાખવો. એમાંથી ૧ હરડે અને ૪ તોલા ભાર લેહ સેવન કરવાથી ત્વચારોગ, પાંડુ, ઉદરરોગ, સોજો, હૃદયના રોગ, સંગ્રહણી, ગુલ્મ ક્ષય, અરશ અને તાવ તથા કોઢ, આફરો, અરૂચિ, ગોળો એ સર્વનો નાશ કરે છે–આ દંતિશિવા અવલેહ કહેવાય છે. અથવા શંખદ્રાવથી પણ ગોળો નાશ થાય છે. અથવા જંબીરી જાતનાં પાકાં લિંબુ ૨૦૦ તેનો રસ લઇ; તેમાં શેકેલી હિંગ તોલા ૮, સિંધાલુણ તોલા ૪, વાવડીંગ તોલા ૪, ત્રિકટુ–( એ પ્રત્યેક ચાર) ચાર તોલા, સંચળ ૧૬ તોલા, અજમો ૪ તોલા અને સરસવ ૧૬ તોલા. એઓનું સૂક્ષ્મ ચૂર્ણ કરી જંબીરીના રસમાં નાખી ચીના રીઢા વાસણમાં ભરી ૨૧ દિવસ સુધી જ્યાં ઘોડા પેશાબ કરતાં હોય ત્યાં–ઘોડાના તબેલામાં દાટી રાખી, તે વાસણને પાછું બાહાર કાહાડી તેમાંથી ૪ તોલાભાર અથવા દેશ, કાળ, વય, રોગ અને અગ્નિનો વિચાર કરી માત્રા સેવન કરવાથી કાળજાની વ્યાધિ, બરલ, આમવાયુ, ગોળો, વિદ્રધી, અષ્ઠીલિકા, વાયુ કફનો અતિસાર, પડખાંઓનું શૂળ છાતીના રોગ, નાભિ શૂળ, બંધકોશ, ઝેર, પેટના રોગ આફરો અને વાયુ કફના વિકારો એ સઘળાંનો નાશ કરે છે. આ જંબિરીદ્રાવ કહેવાય છે. અથવા અરણીનો ખાર, ઇંદ્રજવનો ખાર, આકડાનો ખાર, સરગવાનો ખાર, મોટી રીંગણીનો ખાર, થોરનો ખાર, બીલીનો ખાર, ભિલામાનો ખાર, નાની રીંગણીનો ખાર, ખાખરાનો ખાર, બકાન લિંબડીનો ખાર, અંઘાડાનો ખાર, કદંબનો ખાર, ચિત્રાનો ખાર, અરડુસાનો ખાર, મુસ્કકનો ખાર, પાડળનો ખાર, અને વડાગરૂમીઠું એ સર્વ બરાબર લઇ એઓમાં અનુમાન પ્રમાણ શેકેલી હિંગ નાખી સર્વનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી યોગ્ય માત્રાએ ઉના પાણી સાથે સેવન કરે તો ગોળો તથા ઉદર રોગનો નાશ કરે છે. આ નાદેયક્ષાર કહેવાય છે, યોગશતક. અથવા વરીઆળી, કરકચની જડ, તજ, દારૂહળદર ( કે દેવદાર ? ) અને પીપર એઓનો કલ્ક કરી તલના કવાથ સાથે પીવો. તથા ગોળ, સુંઠ, મરી, પીપર અને ભારંગી એઓનું ચૂર્ણ કાળા તલના કવાથમાં નાખી પીવાથી રક્ત ગુલ્મ ( યોનિના લોહીથી થએલો ગોળો ) મટે છે, તથા અટકાવ બંધ પડી ગયો હોય તો તે ફરી આવે છે. અથવા જવખાર, સુંઠ, મરી

---

૧ ગોપદેવ કહે છે કે ૧૬ મા ભાગનું પાણી રહે ત્યારે ઉતારી લેવું.

૨ તજ, તમાલ પત્ર, નાગકેસર અને એલચી એ જ્યાં ચાર વસ્તુઓ ભેગી લેવાની હોય ત્યાં ' ચાતુર્જાત '–એટલે આ ચાર ચીજો લેવી.

અને પીપર એઓનું ચૂર્ણ ઘીમાં નાખી પકાવી ઘી સિદ્ધ કરી પીવાથી કે મધ સાથે પીવાથી સ્રીનો રક્ત સંબંધી ગુલ્મ મટે છે "અથવા[1] પારો ૧ ભાગ, ક્લઇની ભસ્મ ૧ ભાગ, ગંધક ૪ ભાગ અને તાંબાની ખાખ ૪ ભાગ એ સર્વને આકડાના દુધમાં ૨ દિવસ સુધી ખરલ કરી, પછી તેનો ગોળો બનાવી સરાવ[2] સંપુટ કરી ગજપુટ અગ્નિ આપવો, સ્વાંગ શીતળ થયા પછી ૨ રતિભાર ઘી સાથે સેવન કરે તો, ગોળો, બરલ અને ઉદરના રોગને દૂર કરે છે." અથવા જવખાર સાથે શેકેલા કાળા તલનું ચૂર્ણ મેળવીને તેની યોનિમાં પોટલી પેહેરાવવી જેથી યોનિ વિરેચન થાય છે અને રક્તગુલ્મ ભેદાય છે ( સ્રીના રક્તગુલ્મનો વિશેષ ખુલાસો મેળવવા વાગભટનું ચિકિત્સા સ્થાન જુવો. )

## ગુલ્મ રોગીનાં પથ્યાપથ્ય.

વાતગુલ્મ માટે વાયુ હરનાર, પિત્તગુલ્મ માટે પિત્ત હરનાર, કફગુલ્મ માટે કફને હરનાર અને ત્રિદોષ ગુલ્મ માટે ત્રિદોષને હરનાર ઔષધ પ્રયોગ કરવા એજ સદા હિતકારી છે તથા અડદ, કળથી, તુરીયાં, ખાર, વમન, રેચ, લંઘન, નિંદ્રા, જુનાં અન્ન, અને ઉનું દુધ સદા પથ્ય છે.

સુકાં માંસ, મૂળા, માછલાં, સુકવણીનાં શાક, તથા અડદ, અને કળથી સિવાયનાં કઠોળમાં ગણાતાં અનાજ, બટાટા, મીઠાં ફળ, ભારી અન્ન, ઉજાગરો, મૈથુન, મહેનત, દારૂ, તીખા પદાર્થ, મળ-મૂત્રાદિનું રોકવું, શોક, ક્રોધ, મત્સર અને દોષને વધારનારી વસ્તુઓ સદા નુકશાન કરનાર છે, માટે ત્યજી દેવાથી સુખ થાય છે.

ગુલ્મનો અધિકાર સંપૂર્ણ.

# બરલ તથા યકૃતનો અધિકાર.

## બરલનું સ્વરૂપ.

પ્રત્યેક મનુષ્યના પેટની ડાબી બાજુમાં-હૃદયના નીચેના ભાગમાં લોહીને વહેવાવાળી લોહીને ચલાવનારી નસોનું મૂળ છે તેને બરલ-બરોળ, ફીયો, પ્લીહ, કે તાપતિલ્લી કહે છે.

## બરલનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ.

બળતરા કરનાર, પદાર્થો, તથા ભેંસના દહીં વગેરે કફને કરનારા પદાર્થો જે મનુષ્ય વિશેષ સેવન કરે તેનું લોહી ખરાબ થઇ તથા કફ કુપિત થઇ વૃદ્ધિ પામી બરલને વધારે છે, તેને

---

૧ પારો, ગંધક, હરતાલ, મણશીલ, હિંગળોક, વછનાગ, ખુરાસાની અજમો, ઝેરકોચલાં, ચણોઠી, નેપાળો, ગુગળ, ધાતુ-ઉપધાતુ તથા વિષ-ઉપવિષ અને ધંતુરો વગેરે વગેરે વસ્તુઓને શુદ્ધ કરવા માટે કહ્યું લખ્યું ન હોય, તદપિ તેઓ શુદ્ધ કરીનેજ વાપરવી. હિંગ, ટંકણ ફુલાવી-શેકીનેજ વાપરવાં નહીં તો લાભને બદલે ગેરલાભ થાય છે.

૨ માટીનાં બે કોડીઆં અથવા શામપાત્ર લઈ ધીમે ધીમે પત્થર ઉપર તેની કિનારીઓ ઘસી સરખી કરી-સાંધા મળે તેવી કરી જે વસ્તુની ભસ્મ કરવી હોય તે તેમાં મૂકી બન્નેને મોઢે લઇ કપડ માટીથી મજબૂત કરી સુકવી તૈયાર કરવાં તેને સરાવ સંપુટ કહે છે. ભા. કર્તા.

[illegible] બરલનો રોગ કહે છે. તે બરલના રોગથી તાવની ધીમડી આવે છે. જઠરાગ્નિ મંદ થાય છે. પીડામાં કફનાં તથા પિત્તનાં લક્ષણો થાય અને બળક્ષીણ થઇ જાય તેથી શરીર [illegible] ધોળું કે પીળું પડી જાય છે.

## જુદા જુદા દોષથી થએલ બરલનાં જુદાં જુદાં લક્ષણો.

જો લોહીથી બરલની ગાંઠ વધી હોય તો, સર્વ ઇંદ્રિઓ શિથિલ થઇ જાય, ભ્રમ, મોહ, બળતરા, શરીરના વર્ણનો વિપરીત દેખાવ, ગાત્રોમાં ભારેપણું અને પેટમાં રાતાપણું હોય છે.

જો વાયુથી બરલ વધેલ હોય તો, પેટમાં નિરંતર આફરો, ઉદાવર્ત્ત અને પેટમાં ચારે બાજુએ પીડા થાય છે.

જો પિત્તથી બરલ વધેલ હોય તો, તાવ, બળતરા, મૂર્છા-મોહ, તરસનું લાગવું અને ગાત્રો પીળાં થાય છે.

જો કફથી બરલ વધેલ હોય તો, મંદ-ઓછી પીડા વાળી બરલની ગાંઠ જાડી, કઠણ, ભારે અને અરૂચિથી સહિત હોય છે.

## [1]યકૃત તથા બરલનું સાધ્યાસાધ્યપણું.

જો ત્રણે દોષનાં લક્ષણો સહિત હોય તો તે બરલ મટે નહીં. એજ લક્ષણો યકૃતમાં હોય તો પણ તે અસાધ્ય જાણવો.

## બરલ મટવાના ઉપાય.

જવખારનું ચૂર્ણ ઉંટડીના દુધમાં પીવું. અથવા (દરીયાની) છીપોની ભસ્મ કરી દહી સાથે પીવી. અથવા દુધ સાથે પીપરનું ચૂર્ણ ટાંક ૧ ભાર પીવું. અથવા આકના પાંદડામાં મીઠું નાખી પુટપાકની રીતિ પ્રમાણે બાળી ચૂર્ણ કરી દહિંના પાણી સાથે પીવું. અથવા શેકેલી હિંગ, ત્રિકટુ, ઉપલેટ, જવખાર અને સિંધાલુણ એઓનું ચૂર્ણ કરી બીજોરાના રસમાં પીવાથી બરલ અને શળનો નાશ થાય છે. અથવા પીપરના ચૂર્ણને ખાખરના ખારના પાણીની ભાવના આપી સેવન કરે તો, બરલ અને ગોળાની પીડા મટે છે તથા અગ્નિ સતેજ થાય છે. અથવા શંખની નાભીની ભસ્મ માસા ૪ લઇ લીંબુ કે જંબીરીના રસની સાથે સેવન કરવી તેથી કાચબાની પીઠ જેવી મોટી થએલી બરલ પણ મટે છે. અથવા ડાબા હાથની ફસ ખોલાવવી. અથવા શરપંખા-ભરભાંડીઆના મૂળનો કલ્ક કરી છાશ સાથે હલાવીને પીએ તો અવશ્ય બરલ મટે છે. ( આ ઉપાય ઉત્તમ છે ! ) અથવા પાકેલા આંબા (કેરીઓ) ના રસને મધની સંગાથે પીવાથી અવશ્ય બરલ મટે છે. અથવા અજમો, ચિત્રો, જવખાર, પીપરામૂળ, શોધેલો નેપાળો અને પીપર એઓનું ચૂર્ણ કરી ઉના પાણી કે દહિંના પાણી અથવા દારૂની સાથે પીએ તો બરલ મટે છે. એમ ભાવમિશ્રનું કહેવું છે. અથવા સિંધાલુણ તોલા ૫ ભાર લઇ આઠગણા પાણીમાં ઉકાળી ચોથે ભાગે પાણી રહે ત્યારે ઉતારી લઇ તેમાંથી નિરંતર થોડું થોડું પીએ તો બરલ મટે છે. વૈદ્યરહસ્ય. અથવા-"જવખાર, વા

૧ બરલ અને યકૃત બંને શરીરનાં અંગ છે એટલે જમણા પાસે કલેજાની નીચે યકૃત હોય છે અને ડાબા પાસે હૃદયની નીચે બરલ હોય છે, તથા ઉત્પત્તિ પણ બંનેની [illegible]. [illegible] એક સરખાજ છે; માત્ર બેમાં ફેર એટલોજ છે કે જમણા અને ડાબા પડખામાં એજ આવેલ [illegible].

સૂંઠ, પીપર, કરંજની જડ, અને અમ્લવેતસ એ સઘળાં બરાબર લઇ એ સર્વથી બમણી કુરૂડે-ની છાલ લેવી, સર્વનું ચૂર્ણ કરી ગોળની સાથે પાણી સહિત સેવન કરે તો, બરલ મટે છે. અથવા વાવડિંગ, ઇંદ્રવરણાનાં મૂળ અને ચિત્રો એ બરોબર લઇ તેઓથી બમણો દેવદાર, ત્રણ ગણી સૂંઠ અને સાટોડીનાં મૂળ, તથા નસોતર ચારગણી લઇ સર્વનું કપડછાણ ચૂર્ણ કરી ટાંક ૧ ભાર ઉના પાણી સાથે ફાકવાથી બરલ મટે છે." અથવા સરગવાની જડના કવાથમાં સિંધાલૂણ, ચિત્રક અને પીપર એઓનું ચૂર્ણ નાખી પીવાથી બરલ મટે છે. અથવા ગીલોયા, હરડેદળ અને જીરૂં એ બરાબર લઇ ચૂર્ણ કરી ગોળ મેળવી ૭ દિવસ સુધી ટાંક ૫-૫ ભાર ખાય તો બરલ મટે છે. અથવા લસણ, પીપરામૂળ અને હરડેદળ એ બરાબર લઇ ઝીણાં વાટી ટાંક ૨ ભાર ગોમૂત્ર સાથે સેવવાથી બરલ મટે છે. ચક્રદત્ત. અથવા રોહીડાનાં મૂળ, હરડેદળ, અને સૂંઠ એ ત્રણે બરાબર લઇ ઝીણાં વાટી ગોમૂત્ર સાથે સેવન કરે તો, પેટના રોગ, પ્રમેહ, કુરસ, કફના રોગ અને બરલ એ સર્વનો નાશ કરે છે; યોગતરંગિણી. અથવા વડાગરૂં મીઠું, કળફર અને રાઇ એ ત્રણે ચાર ચાર તોલા ભાર અને છાશ તોલા ૪૦૦ લઇ તેને ચીકના રીઢા વાસણમાં નાખી ૧૫ દિવસ રાખી મૂકી પછી તેમાંથી ૮-૮ તોલાભાર ૨૧ દિવસ સુધી પીએ તો બરલ મટે છે. આ તક્રસંધાન કહે-વાય છે. ભાવપ્રકાશ. અથવા રોહીડાની છાલ તોલા ૪૦૦ અને વડબોરડીની જડ તોલા ૨૫૬ એ બંનેને પાણી તોલા ૧૦૪૮ માં નાખી ઉકાળી ચોથા ભાગે પાણી રહે ત્યારે ઉતારી ગાળી તેમાં ગાયનું ઘી તોલા ૬૪ તથા બકરીનું દુધ તોલા ૧૦૪૮ નાખી ત્રિકટુ, ત્રિફળાં, હીંગ, અજમો, બિડલૂણ, જીરૂં, સંચળ, દાડિમ, દેવદાર, ઇંદ્રવરણું, ચવક, ચિત્રો, સાટોડીનાં મૂળ, તુંબરૂ ( કે ધાણા ? ) વાવડીંગ, જવખાર, પુષ્કરમૂળ, ખિજુરીનાં મૂળ અને વજ એ સઘળાં સમાન ( ૧-૧ તોલાભાર ) લઇ વાટી કલ્ક કરી કવાથમાં નાખી ધીમા તાપ સાથે પકાવી-દુધ બળી ઘી માત્ર રહે એટલે ગાળી લઇ ચીનાઇ માટીની બરણીમાં ભરી રાખવું. પછી તેમાંથી યોગ્ય માત્રાએ પથ્ય સહિત ઘૃત સેવન કરે અને માંસ રસ યુષ, કે દુધ સાથે સેવે તો, બરલ, અંધોદર, કૂખમાંનું શૂળ, યકૃત, ઉદરરોગ, શૂળ, પડખાનું શૂળ, અરૂચિ, પાંડુ, ઉલટી, કમળો, ચેન, અતિસાર અને વિષમજ્વર એટલા રોગોનો નાશ કરે છે. આ મહારોહિતક ઘૃત કહેવાય છે. ચક્રદત્ત. અથવા ચિત્રામૂળ તોલા ૪૦૦ લઇ તેનો કવાથ કરી કાંજીનું પાણી તોલા ૮૦૦, દહિનું ઘોળવું તોલા ૧૬૦૦, તથા પીપરામૂળ, પીપર, ચવક, ચિત્રો, સૂંઠ, તાલીસપત્ર, જવખાર, સિંધાલૂણ, જીરૂં, શાહજીરૂં, કળફર, આંબાહળદર અને મરી એઓ સર્વનું ચાર ચાર તોલા ભાર ચૂર્ણ કે કલ્ક કરી ચિત્રકના કવાથમાં નાખી તેમાં ગાયનું ઘી તોલા ૬૪ નાખવું, જ્યારે સર્વ રસ બળી ઘી માત્ર બાકી રહે ત્યારે ઉતારી ઠારી ગાળી ચીનાઇની બરણીમાં ભરી લેવું-તેમાંથી યોગ્ય માત્રાએ સેવન કરે તો બરલ, ગોળો, પેટના રોગ, આફરો, પાંડુ, અરૂચિ, વિષમજ્વર, પાંસળીનું, છાતીનું, કેડનું, સાથળનું તથા પેડુમાંનું શૂળ, સોજો, ઉદાવર્ત, પીનસ, મરડો, બરલરોગ અને અગ્નિમંદતા એટલા રોગોનો નાશ કરે છે, તથા બળને વધારે છે. આ ચિત્રકાદ્ય ઘૃત કહેવાય છે. વૃંદ. અથવા "જવખાર, વાવડીંગ, પીપર અને કરંજનું મૂળ એઓ સમાન લઇ ખાંડી કવાથ કરી પીએ તો, યકૃત-કાળજાની વ્યાધિ તથા બરલ એ બંને મટે

૧ ગોપાલ-આયુર્વેદ ... ( footnote partly illegible ) ... છે.

છે. અથવા વાવડીંગ તથા પીપરની ભસ્મ કરંજના રસની સાથે પ્રાતઃકાળે રોગીનું અગ્નિબળ તપાસી સેવન કરે તો, બરલ[1] અને યકૃતનો નાશ થાય છે."

બરલ તથા યકૃતનો અધિકાર સંપૂર્ણ.

# હૃદ્રોગ-છાતીના રોગનો અધિકાર.

## હૃદ્રોગનાં નિદાન તથા સંપ્રાપ્તિ પૂર્વક લક્ષણો.

અત્યંત ઉષ્ણ, ભારે, ખાટા, તુરા અને કડવા પદાર્થોના નિરંતર સેવનથી, શ્રમથી, પ્રહારથી, ભોજન ઉપર ભોજન કર્યાથી, રાજભય-આદિના અત્યંત ચિંતવનોથી, મળ-મૂત્રાદિના વેગ રોકવાથી, ઘણી ચિંતા કરવાથી, છાતી કૂટવાથી તથા વાયુ સંબંધથી, પિત્ત સંબંધથી, કફ સંબંધથી, ત્રિદોષ સંબંધથી અને કૃમિના ઉત્પાતથી એ પાંચ પ્રકારથી છાતીમાં રોગ થાય છે. દુષ્ટ થએલા વાયુ આદિ દોષો હૃદયમાં રહી રસને દૂષિત કરીને હૃદયમાં દોષભેદને લીધે અનેક પ્રકારોવાળી વ્યથાને ઉત્પન્ન કરે છે—તેને હૃદ્રોગ કહે છે.

## પ્રત્યેક્ હૃદ્રોગનાં[2] જુદાં જુદાં લક્ષણો.

જો વાયુના સંબંધથી હૃદ્રોગ થયો હોય તો હૈયામાં બહુજ વીણાચુંટા થાય છે, હૃદય સોયોથી વિંધાતું હોય તેમ વ્યથા થાય છે, છાતી ધોવાય છે, કરવતથી ચીરાય તેવું હૃદયમાં દરદ થાય છે, અસ્ત્રથી ફેડાતું હોય અને કુવાડાથી કપાતું હોય તેવી અસહ્ય વેદના થાય છે.

જો પિત્તના સંબંધથી હૃદ્રોગ થયો હોય તો, તરશ લાગે, ઠંડા પવનની ઇચ્છા થાય અર્થાત્ ઉનાશ રહે છે, અગ્નિ પાસે હોય તેવો સંતાપ થાય છે, કોઇ ચુસી લેતું હોય તેવી પીડા થાય છે, હૃદયમાં ગ્લાનિ, વ્યાકુળતા, ભ્રમ, મદ, કંઠમાંથી ધુમાડો નીકળે, મૂર્ચ્છા આવે, દુર્ગંધયુક્ત પરસેવો અને મ્હોં સુકાય છે.

જો કફના સંબંધથી હૃદ્રોગ થયો હોય તો, કફથી વ્યાપ્ત થએલા હૃદયમાં ભારેપણું, કફનું પડવું, અરૂચિ, જડપણું, જઠરાગ્નિની મંદતા અને મોહોડામાં મીઠાશ રહે છે.

જે માણસ ત્રિદોષના હૃદ્રોગમાં મૂર્ખતા વડે તલ, દુધ તથા ગોળ વગેરેનું સેવન કરે છે તેનો રસ હૃદયના એક ભાગમાં સડી જાય છે. અને તે કારણથી બગડેલી છાતીમાં કૃમિ ઉત્પન્ન થાય છે—જો કૃમિજ હૃદ્રોગ હોય તો હુબકા, વમન અરૂચિ, ભ્રમ, મદ, મોળ, ગભરાટ, અગ્નિની મંદતા, તાવ, કાયરતા, તીવ્ર વ્યથા, શળ અને આંખો કાળાશયુક્ત થઇ જાય છે, તથા ક્ષય રોગ પણ થઇ આવે છે.

જો ત્રિદોષ સંબંધી હૃદ્રોગ હોય તો શરીર બહુજ ધોળું પડી જાય છે.

## હૃદ્રોગના ઉપદ્રવો.

સર્વ ઇંદ્રિયોની સંજ્ઞા-કર્મનાશ થાય, શરીરમાં વ્યથા વિશેષ હોય, ફેર આવે, શરીર સુકાઇ જાય અને તરશના સ્થાને શોષ પડે છે.

---

૧ બરલવાળા રોગીનું નામ લઇ ઇંદ્રવરણાના મૂળીઆને ચીરી વેગળું ફેંકી દે તો, તેની બરલ મટી જાય છે! એમ હિતોપદેશના કર્તા શ્રી કંઠાચાર્ય પ્રમાણ કરે છે!!

૨ આ રોગમાં જાણે હૃદય ભાગી જઇ હોય તેવી પીડા થાય છે એમ ચક્રદત્તે કહેલું છે.

## હૃદ્રોગના[1] ઉપાય.

આસંદરાની છાલના ચૂર્ણને દૂધ વા ગોળના પાણી કે ઘીની સાથે સેવન કરે તો, તેથી છાતીના રોગ, જુનો તાવ તથા રક્તપિત્ત એઓનો નાશ કરે છે. અથવા હરડે, વજ, રાસ્ના, પીપર, સુંઠ, કચૂરો અને પુષ્કરમૂળ એઓનું ચૂર્ણ કરી કપડછાણ કરી યોગ્ય માત્રાએ સેવન કરે તો હૃદ્રોગ મટે છે. આ હરિતકવાદિ ચૂર્ણ કહેવાય છે. અથવા હરણના શીંગડાને પુટપાકની રીતિએ બાળી, વાટી, ચાળી તે ચૂર્ણને ગાયના ઘી સાથે પીવાથી હૃદ્રોગ તથા શળ માત્રનો નાશ કરે છે. વૈદ્યરહસ્ય. અથવા કાંસકી, બળદાણા તથા આસુંદરો એઓના ક્વાથથી અને જેઠીમધના કલ્કથી પકાવેલું ઘી સેવન કરે તો હૃદ્રોગ, વાતરક્ત, છાતીમાં પડેલી ચાંદી અને રક્તપિત્તનો નાશ થાય છે. ભાવપ્રકાશ. અથવા ઉપલેટ તથા વાવડિંગને ઝીણાં વાટી ગોમૂત્રની સાથે યોગ્ય માત્રાએ સેવન કરે તો કૃમિજ હૃદ્રોગ મટે છે. વૈદ્યરહસ્ય. અથવા આસંદરા ( કે સાદડ ? ) નું ચૂર્ણ અથવા મોટી કાંસકીનું ચૂર્ણ દુધ સંગાથે અને પુષ્કરમૂળનું ચૂર્ણ મધ સંગાથે નિરંતર સેવન કરવાથી હૃદ્રોગ નાશ થાય છે, તથા શ્વાસ, ઉધરસ, ઉલટી અને હેડકીનો નાશ કરે છે. અથવા દશમૂળના ક્વાથમાં કે ઘી વગેરેમાં સિંધાલૂણ નાખી પાયા પછી ઉલટી કરાવવી જેથી હૃદરોગ મટે છે. અથવા પુષ્કરમૂળ બીજોરાનું મૂળ, સુંઠ, કચૂરો, હરડેદળ એ સઘળાં સમાન લઇ તેઓના કલ્કમાં ખાર. ખટાઇ, મીઠું અને ઘી નાખી પીવાથી વાયુનો હૃદ્રોગ નાશ થાય છે. વૈદ્યરહસ્ય. અથવા શેકેલી હિંગ, વજ, વાવડિંગ, સુંઠ, , પીપર, હરડેદળ, ચિત્રો, જવખાર, સંચળ. અને પુષ્કરમૂળ એ સર્વ સમાન લઇ એઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ૨ ટાંક ભાર ઉના પાણી સાથે સેવન કરે તો, હૃદ્રોગ મટે છે, યોગરત્નાવળી. અથવા પુષ્કરમૂળને ઝીણું વાટી ૨ ટાંક ભાર લઇ મધ સાથે સેવન કરે તો, હૃદ્રોગ, શ્વાસ, ઉધરસ, ક્ષય–રાજરોગ અને હેડકીનો નાશ કરે છે. વૈદ્યરહસ્ય. અથવા શેકેલી હિંગ, સુંઠ, ચિત્રો જવખાર, હરડેદળ, વજ, પીપર બિડલૂણ, સંચળ, પુષ્કરમૂળ, અને ઉપલેટ એ સઘળાં સમાન લઇ ચૂર્ણ કરી જવના પાણીની સાથે સેવન કરે તો, શળ, હૃદ્રોગ, અજીર્ણ, વિસૂચિકા–કૉલેરા એટલા રોગોનો નાશ કરે છે. રસપ્રદીપ.

## હૃદ્રોગીનાં પથ્યાપથ્ય.

હલકા ભોજન પદાર્થો, પાચન કર્તા વસ્તુઓ, અલ્પ ભોજન, મધુરો શેક, સુંદર–સ્વચ્છ હવા, રમણિય સ્થાન અને દીલને લગતી ક્રિયાઓ સદા હિતકારક છે.

ખાટા પદાર્થ, હોકો, ચલમ કે બીડી પીવી, ચીકણા પદાર્થ, ભારી ભોજન, કોળું, કેરાં, કોઠંબડાની કાચરીઓ, કાકડી, કારેલાં અને મિથ્યા આહાર–વિહાર સદા અહિતકારક છે માટે અવશ્ય ત્યજી દેવા યોગ્ય છે.

### હૃદ્રોગનો અધિકાર સંપૂર્ણ.

ઇતિ શ્રી મન્મહારાજાધિરાજ રાજરાજેંદ્ર શ્રી સવાઇ પ્રતાપસિંહજી વિરચિત અમૃતસાગર નામા ગ્રન્થ વિષે ઉદાવર્ત્ત, અનાહ, ગુલ્મ, પ્લીહ, યકૃત, હૃદ્રોગાદિ રોગોની ઉત્પત્તિ, લક્ષણ તથા યત્ન નિરૂપણ નામનો અગીઆરમો તરંગ સંપૂર્ણ.

---

૧ ખાંસી, નવજ્વર રોગ, શળ, વધાન, ક્ષય, મેરો અને હેડકી આ સાત રોગ, વાયુ, પિત્ત, અને કફથી, હૃદયમાં ઉત્પન્ન થાય છે માટે તેઓને નવજ્વર રોગમાં ગણેલા છે, [illegible]

# તરંગ બારમો.

મૂત્રરોગ પથરી પ્રમેહના, હેતુ ભેદ સહ લક્ષણ તેહના.
યોગ દ્વાદશમાજ તરંગમાં, ગ્રંથ સાક્ષિ સહ છે શુભઢંગમાં.

———(*)———

## મૂત્રકૃચ્છ્રનો અધિકાર.

### મૂત્રકૃચ્છ્રનાં નિદાન તથા સંપ્રાપ્તિપૂર્વક સામાન્ય લક્ષણ.

ઘણી કસરત, કુસ્તિ, મસ્તિ કે ઘણો ખેદ કરવાથી, તીખા પદાર્થો કે તીખાં ઔષધોના અતિ સેવનથી, લુખાં અન્ન કે લુખાં મદ્ય-મદિરાના ઘણા સેવનથી, બહુ નાચકુદ કરવાથી, ઘોડા વગેરે ઉપર સ્વાર થઈ બહુ દોડ કરાવવાથી, બહુ પાણીવાળા પ્રદેશનાં કે નદીનાં માંછલાઓનું માંસ ખાવાથી, ખાધા ઉપર ફરી ખાવાથી, અને અજીર્ણથી એટલા પ્રકાર પૈકી કોઈ પણ પ્રકારથી મૂત્રકૃચ્છ્ર રોગ થાય છે. તેના આઠ ભેદ છે. એટલે વાયુથી, પિત્તથી, કફથી તથા ત્રિદોષથી, પ્રહાર વાગવાથી, મૂત્ર રોકવાથી, ધાતુ-વીર્ય રોકવાથી અને પથરીથી-એમ આઠ પ્રકારનું છે. પોત પોતાના મૂળ કારણોથી કોપ પામેલો એક એક મળદોષ પેઢુમાં પ્રાપ્ત થઈ મૂત્રના માર્ગને પીડિત કરે છે ત્યારે બહુ કષ્ટથી મૂત્ર ઉતરે છે; તેને મૂત્રકૃચ્છ્ર કહે છે.

### દોષ ભેદોથી મૂત્રકૃચ્છ્રના જુદા જુદા ભેદો.

જો વાયુથી મૂત્રકૃચ્છ્ર થયું હોય તો, સાથળ તથા પેઢુ વચ્ચેના સંધિભાગમાં, મૂત્રાશય-પેઢુમાં અને લિંગમાં સહન ન થઈ શકે તેવું શૂળ ચાલે છે અને વારંવાર તથા થોડો થોડો પેસાબ ઉતરે છે.

જો પિત્તથી મૂત્રકૃચ્છ્ર થયું હોય તો, મૂત્રનો રંગ રાતો કે પીળો હોય, મૂત્રેંદ્રિયમાં પીડા અને દાહવાળું પરાણે પરાણે મૂત્ર ઉતરે છે.

જો કફથી મૂત્રકૃચ્છ્ર થયું હોય તો, પેઢુમાં, તથા મૂત્રેંદ્રિયમાં ભાર કિંવા પીડા અને મૂત્રેંદ્રિય ઉપર સોજો આવે તથા મૂત્ર ચીકણું ફીણ યુક્ત હોય છે.

જો ત્રિદોષથી મૂત્રકૃચ્છ્ર થયું હોય તો, ઉપર કહેલાં સર્વ લક્ષણોનો મેળાપ હોય છે.

જો પ્રહાર-મૂત્રને વહેવાવાળી નસો ઉપર માર કે કાંટો વગેરે વાગવાથી મૂત્રકૃચ્છ્ર થયું હોય તો, વાયુના મૂત્રકૃચ્છ્ર જેવાં લક્ષણો હોય છે, પણ આ મૂત્રકૃચ્છ્રથી મનુષ્યનું તુરત મરણ થાય છે. આ શલ્યજ મૂત્રકૃચ્છ્ર કહેવાય છે.

જો મળના રોકવાથી મૂત્રકૃચ્છ્ર થયું હોય તો, પેટમાં આફરો, વાયુ સંબંધી શૂળ અને મૂત્રનું રોકાણ કરે છે-આ પુરીષજ મૂત્રકૃચ્છ્ર કહેવાય છે.

જો વીર્યના દોષથી મૂત્રકૃચ્છ્ર થયું હોય તો મૂત્ર માર્ગ સંકોચાઈ જાય છે, તેથી મૂત્ર પરાણે ઉતરે છે, તથા મૂત્રની સાથે વીર્ય પડે છે અને પેઢુમાં તથા ઇંદ્રિયમાં શૂળ નીકળે છે-આ શુક્રજ મૂત્રકૃચ્છ્ર કહેવાય છે.

જો પથરીના રોગથી થએલું મૂત્રકૃચ્છ્ર હોય તો, તે અશ્મરીજ મૂત્રકૃચ્છ્ર કહેવાય

છે, પણ સુશ્રુતે શર્કરાજ નામનું મૂત્રકૃચ્છ્ર એક નવમા પ્રકારનુંજ ગણેલું છે, પણ વાસ્તવિક રીતે જોતાં પથરી અને શકરા-કાંકરીમાં નહીં જેવો તફાવત છે, તેમ તેનાં નિદાન અને લક્ષણો પણ સમાન છે; છતાં પણ કિંચિત્ ફેર છે તે એ કે- પિત્ત વડે પાકેલી, વાયુએ કરી સુકાઇ ગએલી તથા કફના સંયોગથી સહિત પથરી મૂત્ર, વીર્ય અને કફના સમૂહરૂપ તે કફના સંયોગથી છૂટી પડી જે કાંકરી-રેતીરૂપે થઇ મૂત્રના માર્ગને રોકતી મૂત્ર માર્ગથી પડે છે ત્યારે તે કાંકરી કહેવાય છે.

## પથરી તથા કાકરીના ઉપદ્રવો.

હૃદયમાં પીડા, કંપારો, શૂળ, પેટમાં અગ્નિની મંદતા, મૂર્ચ્છા અને આકરો મૂત્રકૃચ્છ્ર એટલા પથરી તથા કાંકરીના ઉપદ્રવ થાય તો, તેનાથી મનુષ્યનું મરણ થાય છે.

## મૂત્રકૃચ્છ્રના ઉપાય.

વાયુના મૂત્રકૃચ્છ્ર ઉપર તેલ મર્દન, સ્નેહન, નિરૂહબસ્તિ, તથા ઉત્તર બસ્તિ અને અંગ ઉપર યોગ્ય ઓષધોનાં બંધારણ, તથા ઘી આદિનાં સિંચન, અને વાયુનો નાશ કરનારી વસ્તુઓનો રસ ઉપયોગમાં લેવો અથવા માળવી ગોખરૂ, ગરમાળાનો ગોળ, ડાભનાં મૂળીઆં, કાસડાનાં મૂળીઆં, જવાસો, આમળાં, પાષાણભેદ અને હરડેદળ એ સઘળાં સમાન લઇ ખાંડી કવાથ કરી ઠંડો થયા પછી મધ મેળવી કે ચૂર્ણ કરી મધમાં નિરંતર સેવન કરે તો, મૂત્રકૃચ્છ્ર તથા પથરીનો અસાધ્ય રોગ પણ નાશ થાય છે-આ ગોક્ષુરાદિ કવાથ કહેવાય છે. અથવા નાની એલચી, પીપર, પાષાણભેદ અને શિલાજીત એ ચારે સમાન લઇ ચૂર્ણ કરી ચોખાના ધોવણ સાથે કે ગોળના પાણી સાથે પીવાથી ભયંકર મૂત્રકૃચ્છ્ર જાય છે. વૈદ્યરહસ્ય. અથવા ઉપર કહેલા ચૂર્ણમાં કાકડીનાં બીજ, સિંધાલુણ અને કેસર એટલાં ઓષધોનું ચૂર્ણ મેળવી ચોખાના ધોવણ સાથે યોગ્ય માત્રાએ સેવન કરવું. વૈદ્યવિનોદ. અથવા આમળાનું ગોળ સાથે નિત્ય સેવન કરવાથી મૈથુન શક્તિ વધે છે. અથવા દુધમાં જુનો ગોળ નાખી જરા ઉનું કરી પીવાથી સઘળા મૂત્રકૃચ્છ્ર, કાંકરી અને વાયુ સંબંધી રોગો મટે છે. અથવા ગળો, સુંઠ, આમળાં, આસગંધ અને ગોખરૂ એઓનો કવાથ કરી પીવાથી વાયુ સંબંધી રોગ, શૂળ અને મૂત્રકૃચ્છ્ર નાશ થાય છે. અથવા આમળાના રસમાં શેલડીનો રસ તથા મધ નાખી પીવું જેથી પ્રહાર વાગવાથી થએલું મૂત્રકૃચ્છ્ર મટે છે. અથવા ગોખરૂના બીજનો કવાથ કરી તેમાં જવખાર નાખી પીવાથી મળ રોકવાથી થએલું મૂત્રકૃચ્છ્ર મટે છે. અથવા ત્રિફળાં, બોરની મીંજે એ બન્નેને રાત્રીએ પલાળી સવારે તે જ પાણીમાં વાટી તેમાં જરા સિંધાલુણ નાખી પીવાથી મૂત્રકૃચ્છ્ર જાય. અથવા જવખાર તથા સાકર વાટી પીવાથી સર્વ પ્રકારનાં મૂત્રકૃચ્છ્ર મટે છે. અથવા કાળીધરાખ, અને સાકર એઓની ચટણી કરી દહીંના ઘોળવા સાથે સેવવાથી મૂત્રકૃચ્છ્ર મટે છે, અથવા હરડેદળ, ગોખરૂ ગરમાળાનો ગર્ભ-ગોળ, પાષાણભેદ, અને ધમાસો એ સઘળાં સમાન લઇ કુટી કવાથ કરી, ઠંડો થયા પછી તેમાં મધ નાખી નિત્ય પીએ તો, બળતરા સહિત મૂત્રકૃચ્છ્ર, હોય તો મટે છે અને બંધકોષને પણ મટાડે છે. આ હરિતક્યાદિ કવાથ કહેવાય છે. એમ ભાવમિશ્રનું કહેવું છે. અથવા પાકા લીંબુના રસમાં ગાયના જાયુનો રસ નાખી મરણમાં આવે તેટલું નિરંતર પીવું જેથી સ્ત્રીના યોનિના દોષથી ઉત્પન્ન થએલા રોગ, બળતરા, અને મૂત્રની પીડાને મટાડે છે. અથવા ડાભ, કાંસડો, પાન બાજરીયું, શેલડી, અને વરી જાતની ડાંગર

એટલાનાં મૂળ લઇ ચૂર્ણ કરી કે દુધમાં કવાથ કરી પીએ તો પિત્ત સંબંધી મુત્રકૃચ્છ્ર મટે છે અને મૂત્રાશય સાફ થાય છે. કિંવા ત્રણ પંચકનાં મૂળથી સિદ્ધ કરેલું દુધ સેવે તો લિંગમાંથી લોહી જતું હોય તે મટે છે આ ત્રણ પંચક કહેવાય છે. અથવા ભૂરા કોળાનો રસ સાકર સાથે પીવાથી ત્રિદોષનું મૂત્રકૃચ્છ્ર મટે છે. અથવા રીંગણીનો સ્વરસ તોલા ૧૬ ભાર લઇ તેમાં મધ નાખી પીવાથી મૂત્રના દોષો મટી જાય છે. અથવા ગોખરૂ તોલા ૭૨ લઇ તેમાં છ ગણું પાણી નાખી ઉકાળી અરધ ભાગનું પાણી રહે ત્યારે ગાળી લઇ તેમાં શુદ્ધ ગુગળ તોલા ૨૮ નાખી ફરી પકાવવો. જ્યારે ગોળની ચાસણી જેવો જાડો રસ પડે ત્યારે તેમાં ત્રિકટુ, ત્રિફળાં તથા મોથ એઓનું ચૂર્ણ ૨૮-૨૮ તોલા ભાર નાખી-એક જીવ કરી ગોળીઓ વાળવી. પછી તેમાંથી નિત્ય પ્રાતઃકાળે યોગ્ય માત્રાએ સેવન કરે તો, પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, મૂત્રઘાત, વાતરક્ત, વાયુ રોગ, વીર્યના દોષ અને પથરી એટલા રોગોનો નાશ કરે છે-આ ગોક્ષુરાદિગુગળ કહેવાય છે. અથવા જીરૂં તોલા ૮ અને ગોળ તોલા ૮ મિશ્ર કરી નિરંતર ખાય તો મૂત્રકૃચ્છ્ર મટે છે. અથવા જવખાર ટાંક ૨ ગાયની છાશ સાથે સેવન કરે તો, ભયંકર મૂત્રકૃચ્છ્ર તથા પથરીનો નાશ થાય છે. આ જવખાર તક્ર પ્રયોગ કહેવાય છે અથવા શુદ્ધપારો ૧, શુદ્ધગંધક ૪ ભાગ, એ બન્નેને વાટી કાજળ કરી કોડીઓમાં તેને ભરી ૩ માસા ટંકણખારને પાણી સાથે વાટી કોડીઓનાં મ્હોં તે વતે સીડી લેવાં-બંધ કરવાં, પછી તે કોડીઓને કુલડીમાં ગોઠવી મુખે મુદ્રા દઇ ગજપુટ અગ્નિ આપવો. જ્યારે પોતાની મેળેજ સંપુટ કુલડી શીતલ થાય ત્યારે તેમાંથી કોડીઓને ધીમે રહી કાહાડી લઇ વાટી ચાળી ૪ રતિ ભાર તે ભસ્મ અને ૨૧ મરીનું ચૂર્ણ મેળવી ઘીમાં કાલવી ખાય અને તે ઉપર જાઇની જડ તોલા ૪ બકરીના દુધમાં ઉકાળી ખાંડ નાખી પીએ તો મૂત્રકૃચ્છ્ર મટે છે-આ લઘુલોકેશ્વરરસ કહેવાય છે વૈદ્યરહસ્ય. અથવા શતાવરી, કાસડાનાં મૂળ, ડાભડાનાં મૂળ ગોખરૂ, ભોંયકોળું, શેલડી અને આમળાં એઓથી દુધને કે ઘીને પકાવી તેમાં સાકર મેળવી પીવાં, જેથી દાહ, શૂળ વિબંધ સહિત પિત્તના સંબંધવાળો મૂત્રકૃચ્છ્ર નાશ પામે છે. આ શતાવરી ઘૃત કહેવાય છે ચક્રદત્ત. અથવા કાકડીનાં બીજ, જેઠીમધ અને દારૂહળદર એઓને ચોખાના ધોવણ સાથે વાટી પીવાથી પિત્તનું મૂત્રકૃચ્છ્ર મટે છે. અથવા કેળના રસમાં એલચીનું ચૂર્ણ નાખી પીવાથી કફનું મૂત્રકૃચ્છ્ર મટેછે. કિંવા ન્હાની એલચીઓને ગોમૂત્રથી, મદિરાથી કે કેળના સ્વરસથી વાટી સેવન કરે તો કફનું મૂત્રકૃચ્છ્ર મટેછે. અથવા પરવાળાંની ભસ્મ ટાંક ૧ ચોખાના ધોવણ સાથે પીવાથી કફનો મૂત્રકૃચ્છ્ર મટેછે. અથવા ગોખરૂ અને સુંઠ એઓનો કવાથ કરી પીવાથી કફનો મૂત્રકૃચ્છ્ર જાય છે. એમ વૃંદનો કર્તા કહે છે. અથવા મોટી રીંગણી, ધાવડી, કાળીપાડ, જેઠીમધ, અને ઇંદ્રજવ એઓને કવાથ કરી પીવામાં આવે તો ત્રણે દોષનું મૂત્રકૃચ્છ્ર નાશ થાય છે. આ બૃહત્યાદિ કવાથ કહેવાય છે. અથવા શિલાજીત અને મધ એકઠાં કરી સેવન કરે તો, વીર્ય રોકવાથી થએલું મૂત્રકૃચ્છ્ર નાશ થાય છે. ચક્રદત્ત. અથવા યૌવન સંપન્ન મનોહારિણી મનોરમાની સાથે મદનવિલાસ કરે તો વીર્યરોધથી થએલું મૂત્રકૃચ્છ્ર મટે છે, પણ પ્રથમ વીર્યને વધારનારાં ઔષધો સેવન કરી પછી મદનવિલાસ કરવો. અથવા કાંસકીના મૂળનો કવાથ કરી સેવવાથી સર્વે પ્રકારનાં મૂત્રકૃચ્છ્ર મટે છે. અથવા ગોખરૂનાં પાંચે અંગ તોલા ૪૦૦ લઇ ખાંડી આઠગણા પાણીમાં ઉકાળી ચોથા ભાગનું પાણી રહે ત્યારે ઉતારી ગાળી તેમાં સાકર તોલા ૨૦૦ નાખી ચાસણી કરી અવલેહ-ચાટણ સમાન થાય ત્યારે

તેમાં સુંઠ, પીપર, એલચી, જવખાર, કેસર, કડાછાલ, કાકડીનાં બીજ, અને વંશલોચન એટલાં ઓષધો ૮-૮ તોલા ભાર લઇ તેઓનું ચૂર્ણ કરી ચાસણીમાં મેળવી-એકજીવ કરી તેમાંથી ૪ તોલા ભાર અથવા દેશ કાળાદિનો વિચાર કરી યોગ્ય માત્રાએ સેવન કરે તો, મૂત્રકૃચ્છ્ર, દાહ, બંધકોશ, પથરી, મૂત્રમાં લોહીનું પડવું અને મીઠો પરમીઓ એટલા રોગોનો નાશ કરે છે. આ ગોક્ષુરાવલેહ કહેવાય છે. સર્વસંગ્રહ.

મૂત્રકૃચ્છ્રનો અધિકાર સંપૂર્ણ.

# મૂત્રઘાતનો અધિકાર.

## મૂત્રઘાત રોગ થવાનાં મૂળ કારણો.

વિશેષે કરીને મળ-મૂત્રાદિના વેગોને રોકવાથી, અને લુખાં ભોજનો જમવાથી, કોપ પામેલા વાત, પિત્ત કફાદિ દોષો વાતકુંડળિકાદિ ૧૩ જાતના મૂત્રઘાતને ઉત્પન્ન કરે છે.

વાતકુંડળિકા ૧, અષ્ઠિલા ૨, વાતબસ્તિ ૩, મૂત્રાતીત ૪, મૂત્રજઠર ૫, મૂત્રોત્સંગ ૬, મૂત્રક્ષય ૭, મૂત્રગ્રન્થિ ૮, મૂત્રશુક્ર ૯, ઉષ્ણવાત ૧૦, મૂત્રસાદ ૧૧, વિડ્વિઘાત ૧૨ અને બસ્તિકુંડલ ૧૩ આ તેર પ્રકારના મૂત્રઘાત રોગ છે.

## તેર પ્રકારના મૂત્રઘાતોનાં લક્ષણ.

જો લુખા પદાર્થો સેવન કરે તો વા, મૂત્રાદિના વેગને રોકે તો દુષ્ટ થએલો વાયુ કુંડળી વળેલા જેવો થઇ પેઢુમાંજ દોડયા કરે છે અને બંધાયલો હોવાને લીધે પેઢુમાંજ ભમ્યા કરે છે, તેથી મૂત્રના છિદ્રને રોકી દે છે અને થોડું થોડું પીડાયુક્ત મૂત્ર ઉતરે તેને વાત કુંડલિકા કહે છે. ( આ તીવ્ર અને ભયંકર વ્યાધિ છે. )

વાયુમૂત્રને તથા મળને રોકી મૂત્રાશય તથા ગુદાને ફુલાવી દઇ તથા પવનને બંધ કરી પથરા જેવી ચંચળ, ઉંચી અને પીડા સહિત તથા મળ-મૂત્રના માર્ગને રોકનારી પવનની ગાંઠ ઉત્પન્ન કરે તેને અષ્ઠિલા કહે છે.

મૂત્રના વેગને રોકવાથી પેઢુમાં રહેલો તથા પેઢુ અને પેટમાં દબાયલો વાયુ મૂત્રને વહેવાવાળી નસોને રોકી દે છે, જેથી મૂત્રનું રોકાણ થાય છે, તેને વાતબસ્તિ કહે છે. ( આ કષ્ટસાધ્ય છે. )

મૂત્રની હાજત થયા છતાં પણ મૂત્ર તુરત ઉતરે નહિં, અથવા મુતરતાં છતાં પણ થોડું મૂત્ર ઉતરે તેને મૂત્રાતીત કહે છે.

મૂત્રની હાજત અટકાવવાથી કોપ પામેલો અપાનવાયુ પેટને ઘણુંજ ભરી દે છે, નાભિના નીચે ઘણી પીડા સહિત આફરો કરે, ઉદાવર્ત થાય અને મૂત્રના રહેવાના સ્થાનના નીચેના ભાગનો રોધ થાય તેને મૂત્રજઠર કહે છે.

પેઢુમાં કે ઇંદ્રિની નસોમાં આવેલું મૂત્ર રોકાય છે અને કરાંઝીને મુતરતાં-પરાણે મૂત્ર કરતાં વાયુના લીધે લિંગનું છિદ્ર ફાટી જાય ને પેસાબ થાય, પણ ધીમે ધીમે લોહી તથા તણખા-બળતરા થતું કે બળતરા વગરનું થોડું મૂત્ર ઉતરે છે, તેને મૂત્રોત્સંગ કહે છે.

જે મનુષ્યના શરીરમાંના સાતે ધાતુઓ સુકાઈ ગયા હોય તેથી કેવળ ઝાંખરા જેવું શરીર લુખું થઈ ગયું હોય તથા ખેદ કે ચિન્તાથી શરીર કૃશ-દુર્બળ થઈ ગયું હોય તેવા મનુષ્યના બસ્તિ-પેઢુમાંનું પિત્ત અને મૂત્રાશયમાંનો વાયુ મૂત્રનો ક્ષય કરે છે, તેથી તણુખા ઉઠી બળતરા ઉત્પન્ન થાય છે તેને મૂત્રક્ષય કહે છે.

પેઢુના મુખની અંદર ઓચિંતી ગોળ, સ્થિર અને આમળા જેવડી ગોળી-ગાંઠ થાય છે, તથા તેની વેદના પથરીના સમાન હોય અને મૂત્ર ઘણા કષ્ટથી ઉતરે તથા લોહી યુક્ત ઉતરે તેને મૂત્રગ્રંથી કહે છે.

જે પુરૂષને મૂત્ર કરવાની હાજત થઈ છે, છતાં સ્ત્રી સંગ કરે તો સ્થાનભ્રષ્ટ થએલા વાયુ વીર્યને અવળે રસ્તે-ઉંચે ચ્હડાવી મૂતરવાના પેહેલાં કે પાછી અડાયા છાણાની રાખ યુક્ત પાણી જેવું મૂત્ર નીકળે તેને મૂત્રશુક્ર કહે છે.

કસરત કરવાથી, ઘણો પંથ કરવાથી, તડકામાં ફરવાથી વિકાર યુક્ત થએલું પિત્ત પેઢુમાં પ્રવેશ કરી વાયુએ વિંટાઈ પેઢુ, લિંગ, યોનિ અને ગુદામાં બળતરા કરતાં હળદર જેવા રંગવાળું કે લોહી સહિત મહા કષ્ટ સાથે ઘડીએ ઘડીએ ટીપે ટીપે મૂત્ર ઉતરે તેને ઉષ્ણવાત-ફિનલા કહે છે.

પિત્ત, કફ અથવા એ બંને વાયુના રૂક્ષપણાના ગુણથી શુષ્ક બનાવી મૂત્રને ઘટ કરી દે, તેથી પરાણે પીળું, લાલ, ધોળું અથવા શંખના ભૂકા જેવું, કે ગોરોચનના ભૂકા જેવું અથવા એ સઘળા રંગોથી મિશ્ર જાડું અને બળતરા સહિત થોડું થોડું મૂત્ર ટપકે છે તેને મૂત્રસાદ કહે છે.

શરીરે સુકાયલા તથા દુર્બળ થયેલા પુરૂષના મળને વાયુ જ્યારે તેના માર્ગથી બાહાર ખેંચી લાવે છે ત્યારે તે મળ, મૂત્રના માર્ગમાં આવે છે. તે વખતે મૂત્ર કરતાં પરાણે મૂત્ર ઉતરે છે અને તે મૂત્રમાં મળ મળેલા હોય છે તથા તે મૂત્રની વાસના મળ જેવી આવે છે તેને વિડ્વિઘાત કહે છે.

ઘણું ઉતાવળું ચાલવાથી કે દોડવાથી, ઘણા લાંઘણ-ઉપવાસ કરવાથી, ઘણા ખેદથી, ગજા ઉપરાંત પરિશ્રમ કરવાથી, પત્થર વગેરેનો શરીર ઉપર માર વાગવાથી, અને ઇંદ્રિ ચોળાવાથી-આવાં કારણોને લીધે બસ્ત-પેઢુમાં ગોળ ગાંઠ પડી ગર્ભની પેઠે કઠણ થઈ જાય છે, તથા ફરકે છે, ત્યાં પીડશળ આવે છે, ધ્રુજારી, બળતરા થાય છે, મૂત્ર ટીપું ટીપું ટપકે છે, મૂત્રની વધારે છૂટ કરવાથી કે ઇંદ્રિ દાબવા કે દબાવવાથી મૂત્રની એકદમ ફુવારાની પેઠે ધાર છૂટે છે અને થોડીવાર પછી ઇંદ્રિ ઉપર સોજો આવે છે, તથા ડુંટીના નીચે સોયો ભોંચાય તેવી પીડા થાય છે, તેને બસ્તિકુંડલ કહે છે. આ વ્યાધિ ભયંકર છે. તથા તેની શરૂઆતમાં વાયુ પ્રાધાન્ય હોય છે તેથી થોડી બુદ્ધિવાળા, જેવું તેવું જાણનારા વૈદથી આ રોગ નિવારણ થતો નથી, જેમ શસ્ત્ર પ્રાણનો નાશ કરે છે, તેમ આ રોગ તુરત પ્રાણનો નાશ કરે છે અથવા વિષની પેઠે થોડીવાર પછી મરણ નિપજાવે છે.

## [1]મૂત્રઘાતના ઉપાય.

જો વેદનાએ કરી સહિત મૂત્રઘાત હોય તો સ્નેહન તથા સ્વેદન કર્યા પછી સ્નેહવાળી વસ્તુ-

[1] મૂત્રઘાત અને મૂત્રકૃચ્છ્રમાં વિશેષ અંતર નથી. માત્ર એટલોજ અંતર છે કે, મૂત્રકૃચ્છ્રમાં મૂત્ર થોડું રોકાય અને પીડા ઘણી થાય છે. અને મૂત્રઘાતમાં મૂત્રનું રોકાણ વિશેષ થાય અને પીડા ઓછી હોય છે.

આ. કર્તા.

ઓનું વિરેચન-રેચ આપી ઉત્તરબસ્તિ દેવી. અથવા પ્રભાતકાળે બરૂ, ડાભ, કાસડો, શેલડી અને ઝીપટો ( કે કાંસકી ? ) એઓનો કવાથ કરી ઠંડો થયા પછી તેમાં સાકર નાખીને પીએ. તેથી મૂત્રઘાત મટે છે એમ શુક્રાચાર્યનું કહેવું છે। અથવા કપૂરને પાણી સંગાથે ઘુંટી કે એમનું એમ ચૂર્ણ કરી કપડાની ઉપર લેપ ભભરાવી દીવટની પેઠે લપેટી તે દીવટ ધીમે ધીમે ઇંદ્રિમાં મૂકવી. અથવા ધાણા, તથા ગોખરૂ એઓના કવાથથી કે કલ્કથી પકાવેલું ઘી યોગ્ય માત્રાએ સેવન કરે તો મૂતઘાત, મૂત્રકૃચ્છ્ર અને વીર્યના આકાર દોષોનો નાશ કરે છે, આ ધાન્યગોક્ષુરક ઘૃત કહેવાય છે. અથવા કાકડીના બીજોનો કલ્ક બનાવેલ એક તોલા ભાર લઇ તેમાં સિંધાલૂણ ૧ ટાંક ભાર નાખી કાંજીની સાથે પીવો. અથવા પાડળ, જવખાર, લીંબડો અને તલ એ ટાંક બે બે ભાર લઇ તેઓના ખારા પાણી સાથે દારૂ બનાવી તેમાં તજ, એલચી, અને મરી નાખી પીવો. અથવા દારૂમાં ખાટા દાડિમોનો રસ નાખી તેમાં ન્હાની એલચીના અને સુંઠના ચૂર્ણનો પ્રતિવાસ[1] દઇ પીવો એમ વૃંદનામા ગ્રંથનો કર્તા કહે છે. અથવા શિલાજીતનું વિધિ સહિત સેવન કરવું. અથવા કૌચાં ટાંક ૫, પીપર ટાંક ૧, એખરો ટાંક ૧, સાકર ટાંક ૧૦ અને કાળીદ્રાખ ટાંક ૧૦ એઓને ઝીણાં વાટી તેથી અરધ ભાગે ( ગાયના ) ઉના કરેલા દુધને ઠરવા દઇ તેમાં દુધ પ્રમાણે મધ, અને ઘી નાખી પીએ તો, વીર્યના રોકવાથી થએલો મૂત્રઘાત મટે છે, તથા વાંઝણી સ્ત્રી આ પ્રયોગ-ઔષધનું સેવન કરે તો, ગર્ભ ધારણ કરે છે. સર્વસંગ્રહ. અથવા ચિત્રામૂળ, ઉપલસરી, કાંસકીનાં મૂળ, સીસમ, કાળીદ્રાખ, ઇંદ્રવરણાનું મૂળ, પીપર, પરવળ, મહુડો ( કે જેઠીમધ ? ) અને આમળાં એ સઘળાને એક એક તોલાભાર લઇ તેઓને પાણી તોલા ૧૦૨૪ અને તેટલાજ દુધમાં ઉકાળી ચોથા ભાગનું પાણી રહે ત્યારે ઉતારી લઇ ગાળી કાહાડી તેમાં ગાયનું ઘી ૨૫૬ તોલા નાખી તે કવાથને ફરી પકાવવો. જ્યારે સર્વ રસ બળી જાય અને એકલું ઘી રહે ત્યારે ઉતારી લઇ તેમાં વંશલોચન તોલા ૬૪ ભારનું ચૂર્ણ અને ૬૪ તોલા ખાંડ નાખી ઘૃત સાથે એકજીવ કરી નિરંતર નવટાંકના આકારે સેવન કરે તો, મૂત્રઘાત, પ્રદર, પ્રમેહ, સુવાવડના દોષ, સર્વ પ્રકારના વીર્ય દોષ, મૂત્રકૃચ્છ્ર, મૂત્રદોષ, યોનિદોષ, તેમજ રક્તદોષનો નાશ કરે છે. તથા ગર્ભદાતા, યૌવનદાતા, વીર્યદાતા, અને રોગ નાશક છે—આ ચિત્રકાદ્ય ઘૃત કહેવાય છે. એમ ચરકમુનિનું કહેવું છે. અથવા ત્રિફળાના સમાન ગોળ નાખી કવાથ કરી તેમાં દુધ (ગાયનું) નાખીને પીવાથી મૂત્રઘાત મટે છે. અથવા પાડળ, અરલુઓ, લિંબડાની અંતરછાલ, હળદર, ગોખરૂ, એલચી, તજ અને તમાલપત્ર એ બરાબર લઇ એઓનો કવાથ કરી તેમાં ત્રિફળાનું ચૂર્ણ અને ગોળ નાખી પીવો. અથવા રમણિક રૂપિલી રમણી સાથે રમણ કરવું જેથી મૂત્રઘાત મટે છે એમ આત્રેયજીનું કહેવું છે. અથવા કાકડીનાં બીજ, ત્રિફળા અને સિંધાલૂણ એ સઘળાં બરોબર લઇ, ઝીણાં વાટી વસ્ત્રગાળ કરી ઉના પાણી સાથે પીએ તો મૂત્રનું રોકાણ થતું મટે છે. અથવા તલસરાંનો ખાર કાહાડી ટાંક ૨ ભાર દહી તથા મધ સાથે સેવન કરવાથી મૂત્ર રોકાયું હોય તે મટે છે. અથવા તલનાં તલસરાંને બાળી તેની રાખ લેવી તથા તે રાખ મધ અને દુધની સાથે પીવાથી પેશાબ અટક્યો હોય તે તથા પેસાબમાં લાહ્ય બળતી હોય તે તુરત મટે છે. અથવા દારૂહળદરનો કવાથ કરી મધ નાખી પીવો. ૨ અથવા ચંબેલી (જાઇની જડ) ને બકરીના દુધમાં વાટી પીવા-

[1] કવાથ કે હિમ વગેરે પીવાની વખતે તેમાં કોઇ વસ્તુનો ભૂકો ભેળવવામાં આવે તેને પ્રતિવાસ કહેછે.
૨ સ્ત્રીએ મૂત્ર રોકાયું હોય તો યોનિનું મર્દન કરવું.                    ગ્રંથાંતરસંહિતા.

થી ઉનવા મટે છે. અથવા કમળનાં મુળીયાંને તેલમાં પકવી ગાયના મૂત્રમાં વાટી કે ગાયની છાશ સાથે પીવાથી આકરો ઉનવા પણ મટે છે. અથવા જે તળાવમાં હંમેશાં પાણી ભર્યું રહેતું હોય તે તળાવની માટી લાવી તેમાં કપડું રગદોળી ઈંદ્રિ, યોનિ વા પેડુ ઉપર તે કપડું મુકે તો, ઉનવા મટે છે. અથવા એક ઈંટને ઉની કરી તેના ઉપર મૂત્ર-વાથી જે તેમાંથી ઉની વરાળ નીકળે તે વરાળનો બાફ ઈંદ્રિ તથા યોનિને આપવાથી ઉનવા મટે છે. હિતોપદેશ. અથવા ઠંડા પાણીના કુંડમાં બેસવાથી ઉનવા મટે છે.

મૂત્રકૃચ્છ્ર-મૂત્રરોધ-મૂત્રઘાત-ઉનવાનો અધિકાર સંપૂર્ણ.

# અશ્મરી પથરીનો અધિકાર.

## પથરીનાં નિદાન તથા સંપ્રાપ્તિ અને લક્ષણ.

પિતા તથા માતાના દોષથી, અથવા મૂત્ર રોકવાથી કે-અત્યંત કુપથ્ય કરવાથી-મિથ્યા આહાર વિહાર કરવાથી પથરીનો રોગ થાય છે. તેના ચાર પ્રકાર છે એટલે વાયુથી, પિત્તથી, કફથી અને વીર્યથી પથરી થાય છે. વીર્યના રોધથી થએલી પથરી સિવાય બીજી પથરીઓમાં વિશેષે કરીને કફ મળેલો હોય છે. કેટલાક ગ્રન્થકારો તો ચારે જાતિની પથરીઓમાં કફ મળેલો માને છે. એ સર્વ પથરીઓમાં વખતસર ઔષધો ન કરવામાં આવે તો તે મનુષ્ય નિશ્ચે મરણને શરણ થાય છે. જે વખતે પેડુમાં વાયુ વીર્ય સહિત મૂત્રને કે પિત્ત સહિત કફને સુકવી દે છે તેથી તેની પથરી થાય છે. જેમ ગાયના પિત્તમાં ગોરોચન જામીને વધે છે તેમ ધીરે ધીરે તે પથરી પણ શુક્રાદિના સુકાવાથી તેનો જમાવટ થઈ પથરી બંધાય છે. સઘળી પથરીઓ ઘણા દોષોના સમાગમથી થાય છે.

## પથરીનું પૂર્વરૂપ.

પેડુમાં આફરો, પેડુની આસપાસ વિશેષ પીડા, મૂત્રમાં બકરાના જેવી વાસના, મૂત્રકૃચ્છ્ર, તાવ અને અરૂચિ થાય તો જાણવું કે પથરીનો રોગ થશે.

## પથરીનાં સામાન્ય લક્ષણ.

પથરી થવાથી ડુંટીમાં, મૂત્રવાહીની નસોમાં તથા પેડુમાં શૂળો આવે છે મૂત્રનો માર્ગ રોકાય છે તેથી મૂત્રધાર વચમાં છેદાય છે, પથરી મૂત્રમાર્ગમાંથી આઘી ખસી જ્યારે નીચે ઉતરે છે ત્યારે મૂત્ર વચમાં આછું મળગુમળું ઉતરે છે અને જો મૂત્રમાર્ગમાં પથરીના લીધે ઘસારો પડે કે મૂત્રમાર્ગ છવાઈ જાય તો લોહીથી મળેલું મૂત્ર ઘણી પીડા સહિત ઉતરે છે, તથા પરાણે પેસાબ થાય છે.

## જુદા જુદા દોષોના લીધે થએલી પથરીઓનાં જુદાં જુદાં લક્ષણો.

જો વાયુના ત્રાસવાળી પથરી હોય તો બહુ પીડા સાથે વારંવાર મૂત્ર ટીપે ટીપે ઉતરે છે તે વખતે દાંતને કચરડે છે, કંપે છે, ઇંદ્રિને દબાવે છે, ડુંટીને ચોળે છે, ઉપરાઉપરી

ફરીઆદ કરે છે, અને બરાડા પાડયા કરે, તથા અધોવાયુની સાથે મૂત્ર તથા મળ ઉતરે છે. આ પથરીનો રંગ કાળો તથા લુખો અને કાંટાના સમાન વા તે ઉપર કાંટા જેવી કાંકરી જણાય છે.

જો પિત્તના ત્રાસવાળી પથરી હોય તો, પેડુમાં બળતરા થાય છે. ઇંદ્રિને અડતાં ઉની લાગે છે, અને તે પથરીનો રંગ બદામના છોતરા જેવો, પીળો, ધોળો, કે, રાતો પણ હોય છે, તથા કદમાં ભીલામાના ઠળીઆ જેવડી હોય છે.

જો કફની ત્રાસવાળી પથરી હોય તો, પેડુમાં અત્યંત પીડા, પેડુનો સ્પર્શ કરતાં ઠંડુ તથા ભારે જણાય છે, અને આ પથરી ચીકણી-લીસી, ધોળી, તથા કુકડાના ઇંડા જેટલા કદવાળી ચમકતી હોય છે. ( આ પથરી ઘણું કરીને બાળકોનેજ થાય છે. )

મૈથુન કરવાની ઇચ્છા થયા છતાં વીર્યને પરાણે રોકી રાખવાના કારણથી તે પવન, સ્થાન ભ્રષ્ટ થએલા વીર્યને લિંગના તથા અંડકોષના વચમાં રહેલા મૂત્રાશયને મુખમાં એકઠું કરી મુકવી દે-એ, તેથી તે શુષ્ક વીર્ય પથરીરૂપ બને છે; એટલે પેડુમાં પીડા-શૂળ, પેસાબ કરતાં તણખા ઉઠે છે. બળતરા થાય છે, પરાણે પરાણે પેસાબ ઉતરે છે, અંડકોષમાં સોજો કે ઉનવા થાય છે, તથા પેડુને દબાવતાં પથરી અંદર લીન થઇ જાય ત્યારે વીર્ય મૂત્રના માર્ગેથી ઉતરે છે તેને શુક્રાશ્મરી કહે છે. આ પથરી મોટી ઉમરવાળાનેજ થાય છે.

એ વીર્યની પથરી જ્યારે વાયુથી વીખરાઇ જાય ત્યારે કાંકરી કે રેતીરૂપ થઇ જાય છે, તેને શર્કરા કહે છે, તેમાં મોટી કાંકરીને શર્કરા અને ન્હાની કાંકરી-રેતીને સિકતા કહે છે, અર્થાત્ શર્કરા અને સિકતા એ બે રોગમાં એટલોજ ભેદ છે. જો પેડુમાંનો વાયુ સુલટી રીતે ચાલે તો તે કાંકરી મૂત્ર સાથે બહાર પડે છે અને જો વાયુ ઉલટી રીતે ચાલે તો મૂત્રના માર્ગમાં તે કાંકરી ચોટી રહે છે.

## કાંકરી તથા રેતીના ઉપદ્રવો.

શરીર દુબળું, અગ્નિમંદ, કૃશતા, કૂખમાં શળો, અરૂચિ, શરીર પીળું પડે, મૂત્રઘાત (ઉનવા) થાય, તરસ લાગે, હૃદયમાં પીડા અને ઉલટી થાય છે.

## પથરીનું અસાધ્યપણું.

પથરી કે કાંકરી વા રેતીના રોગીને જો ડુંટી તથા અંડકોષમાં સોજો આવે, મૂત્ર રોકાય અને બધાથી આતુર થયો હોય તો તે મરણ પામે છે.

## પથરીના ઉપાય.

વાયુની પથરી માટે સુંઠ, અરણી, પાષાણભેદ, સરગવો, વરણો, ગોખરૂ, સીવણનાં મૂળ અને ગરમાળાનો ગોળ એઓનો ક્વાથ કરી તેમાં હિંગ, જવખાર, અને સિંધાલુણ એઓનું ચૂર્ણ નાખી પીવાથી પથરી, મૂત્રકૃચ્છ્ર, કોઠાનો વાયુ, કેડનો વાયુ, સાથળનો વાયુ, ગુદામાં અને લિંગમાં રહેલો વાયુ નાશ થાય છે, અગ્નિ પ્રદિપ્ત થાય છે અને અન્ન વગેરે સારી રીતે પચે છે-આ સુંઠયાદિ ક્વાથ કહેવાય છે. અથવા એલચી, પીપર, જેઠીમધ, પાષાણભેદ, નગોડનાં બીજ, ગોખરૂ, અરડુસો અને એરંડો એઓના ક્વાથમાં શુદ્ધ[1] કરેલી-

---

1 આત્રેયઋષિ કહે છે કે આ ક્વાથમાં એરંડાને બદલે ત્રિફળાં નાખી ક્વાથ કરી તેમાં એરંડીયું, શિલાજીત અને સાકર નાખી પીવો.

પકાવેલી શિલાજીત અને સાકર નાખી તે ક્વાથ પીવાથી મૂત્રકૃચ્છ્ર મટે છે—આ એલાદિ ક્વાથ કહેવાય છે.

અથવા કોળાના રસમાં શેકેલી હિંગ નાખી પીએ તો પેઢુનો દુખાવો અને પથરીનો નાશ થાય છે. અથવા સુંઠ, ગોખરૂ અને વરણાની છાલ એઓનો ક્વાથ કરી તેમાં ગોળ અને જવખાર નાખીને પીવાથી લાંબા કાળની પથરી હોય તો પણ મટે છે. અથવા ગોખરૂનું ચૂર્ણ કરી ટાંક ૫ ભાર મધ મેળવી ઘેટીના દુધથી ૭ દિવસ પીએ તો પથરીનો રોગ મટે છે. અથવા વરણાનો ક્વાથ કરી તેમાં વરણાના મૂળનોજ કલ્ક નાખી પીવાથી પથરી મટે છે. અથવા સરગવાના મૂળનો ક્વાથ કરી નવશેકો હોય તે વખતે પીવો. અથવા આદું જવખાર, હરડે અને દારૂહળદર અથવા મલયાગિરીચંદન એઓનો ક્વાથ કરી તેમાં હિંગ નાંખી પીવાથી કે, એઓનું ચૂર્ણ કરી દહીના મંડ સાથે પીવાથી ભયંકર પથરી પણ તુરત મટે છે. અથવા વરણાની છાલ તોલા ૪૦૦ લઇ તેનો ચોગણા પાણીમાં ક્વાથ કરી જે વખતે ચોથા ભાગનું પાણી રહે તે વખતે બાકી રહેલા વજન જેટલો ( ૧૦૦ ) તોલા ગોળ નાખી ચાસણી જેવો ઘટ થાય ત્યાં સુધી પકાવી તેમાં સુંઠ, કાકડીનાં બીજ, કોળાનાં બીજ, ગોખરૂ, પીપર, પાષાણભેદ, પદ્મક, એહેડાંની મીજ, શુદ્ધ મણશીલ, બથવો, સરગવો, દ્રાખ, એલચી, શુદ્ધ શિલાજીત, હરડે અને વાવડીંગ એ પ્રત્યેક પદાર્થો ચાર ચાર તોલા ભાર લઇ તેઓનું ઝીણું ચૂર્ણ કરી ચાસણી સાથે એકજીવ કરી, પછી સુંદર પાત્રમાં ભરી લેવો. પથ્ય ભોજનનો નિયમ રાખી નિરંતર ચાર તોલા ભાર સેવન કરે તો સર્વ દોષો સહિત ઉત્પન્ન થએલી પથરીઓ તુરત મટે છે. આ વરૂણક ગુડ કહેવાય છે. અથવા મજીઠ, કાકડીનાં બીજ, જીરૂં, વરીઆળી, આમળાં, બોરની મીજ, શુદ્ધ ગંધક અને શુદ્ધ મણશીલ એ સઘળાં બરોબર લઇ ઝીણાં વાટી ટાંક ૧ ભાર પ્રસન્નતાથી નિરંતર મધ સાથે સેવન કરે તો, પથરી મટે છે. અથવા ૮ તોલા ભાર કળથીનો ક્વાથ કરી તેમાં સિંધાલુણ માસા ૨ અને શરપંખાનો રસ માસા ૨ નાખી પીવાથી પથરી જાય છે. એમ ભાવમિશ્રનું કહેવું છે. અથવા હળદરનું ચૂર્ણ ટાંક ૫ તથા ગોળ ટાંક ૧૦ એ બેને એકત્ર કરી તુસોદકની સાથે માસા ૧ ભાર સેવન કરવાથી પથરી ઇંદ્રિદ્વારા ખરી પડે છે. " અથવા સંચળ, મધ, દુધ, અને તલસરાંની રાખ, એ સઘળાં દારૂમાં નાખી ત્રણ દિવસ પીએ તો, પથરીનો નાશ થાય છે. અથવા તલસરાનો ખાર ટાંક ૨ તથા મધ ટાંક ૫ ગાયના દુધની સાથે ૧૫ દિવસ સેવન કરે તો, પથરી નિશ્ચે નાશ પામે છે. અથવા ગોળ, અને કાકડીની જડ બે બે ટાંક ભાર લઇ તેને રાત્રે ભીંજવી પ્રભાતે તે જ પાણીમાં તેને ઘસોટી ગાળી લઇ ૭ દિવસ પીએ તો પથરી ઇંદ્રિદ્વારા ખરી પડે છે. રાજમાર્ત્તંડ. " અથવા કળથી, સિંધાલુણ, વાવડીંગ, લોહભસ્મ, સાકર, કપૂર, જવખાર, કોળાનાં બીજ અને ગોખરૂ એઓનો કલ્ક વરણાના ક્વાથમાં નાખી તેમાં ગાયનું ઘી અનુમાન પ્રમાણે નાખી પકાવી તેમાંથી તોલા ૪ ભાર નિત્ય સેવન કરે તો, અસાધ્ય રૂપ સર્વે પથરીઓ, મૂત્રકૃચ્છ્ર, મૂત્રઘાત અને મૂત્રનું રોકાણ એટલા રોગોનો નાશ કરે છે—આ કુળત્થાદ્યઘૃત કહેવાય છે. એમ વૃંદમાં લખેલું છે.

## પથરીના રોગીનાં પથ્યાપથ્ય.

જુના સાઠીચોખા, સામો, કોદરા, દાળ, જવ ઘઉં, કળથી, તુવરની દાળ, મગ, ગાયનું દુધ તથા ઘી, ટીંડસાનું શાક, સિંધાલુણ, તાંદળજો, સ્નાન, અને ભોજન વગેરે પથ્યભોજ-

વા યોગ્ય છે.

મળ-મૂત્રના વેગને રોકવા ભારે અન્ન, દિવસે સુવું, એક જગ્યાએ બેસી રહેવું, દહીં, નવું પાણી, ગોળ, માંસ, કફકારી વસ્તુઓ, શ્રમ, મૈથુનાદિ કુપથ્ય છે.

પથરીનો અધિકાર સંપૂર્ણ.

# પ્રમેહનો અધિકાર.

## પ્રમેહ થવાનાં મૂળકારણો.

એક સ્થળે ઘણું બેસી રહેવાથી, ઘણું સુઇ રહેવાથી, ઘણું, દહીં ખાવાથી, નવા અન્ન તથા નવા પાણીના સેવનથી, બકરા, કે ઘેટાના માંસના ખાવાથી, ગોળ વગેરે બહુ મીઠા પદાર્થો ખાવાથી, જળનાં કે બહુ જળવાળા પ્રદેશમાંના જળચરો કે પ્રાણીઓનાં માંસ ખાવાથી, નવાં પાન અને કફને કરનારા પદાર્થો ખાનાથી તથા અતિશ્રમ, અતિ મૈથુન કરવાથી, સ્વપ્નામાં વીર્ય સ્ખલીત થવાથી, તડકે રહેવાથી, વિરોધી ભોજનથી, ગરમ વસ્તુઓથી ઘણો દારૂ પીવાથી, ખાટા કડવા, કે તીખા રસના સેવનથી, બગડેલું દુધ ખાવાથી અને વિશેષ કસરત કરવાથી પ્રમેહ-પરમીયાનો રોગ થાય છે.

## ત્રણે દોષના પ્રમેહની સંપ્રાપ્તિ તથા પાસેનાં નિદાન.

કફ મૂત્રાશયમાં રહેલા મેદને, માંસને અને શરીના જળને દુષિત કરી કફના પ્રમેહોને જન્મ આપે છે. એજ પ્રમાણે ઉષ્ણ પદાર્થથી વધેલું પિત્ત પણ સૌમ્યધાતુ કફ વગેરેનો ક્ષય કરી મેદાદિ પદાર્થોને દુષિત કરી પિત્તના પ્રમેહોને જન્મ આપે છે. અને કફ આદિ સર્વ ધાતુઓ ક્ષીણ થતાં વાયુ પણ શુદ્ધમાંસ, સ્નેહ, મજ્જા અને ક્લેદને પેડુની નસોના મુખમાં પ્રાપ્ત કરી વાયુના પ્રમેહોને જન્મ આપે છે.

## પ્રમેહોની સંખ્યા.

કફ કોપથી ઉત્પન્ન થતા ૧૦ પ્રમેહો, ( સાધ્ય છે. ) પિત્ત કોપથી ઉત્પન્ન થતા ૬ પ્રમેહો ( કષ્ટસાધ્ય છે ) અને વાયુના કોપથી ઉત્પન્ન થતા ૪ પ્રમેહો (અસાધ્ય) થાય છે. કફના પ્રમેહો સાધ્ય છે તેનું કારણ એજ કે, એકલા મેદાદિના દુષિતપણાથી ઉત્પન્ન થાય છે અને કર્ષણરૂપ એક ક્રિયાથીજ નાશ થાય છે. પિત્તના પ્રમેહો કષ્ટસાધ્ય કહેવાનું કારણ એજ કે, કફ વગેરે સૌમ્ય ધાતુઓનો ક્ષય થવા ઉપરાંત મેદ આદિના દુષિતપણાથી થાય છે અને મીઠી તથા લુખી વગેરે વિષમ ક્રિયાથી નાશ થાય છે અને વાયુના પ્રમેહોને અસાધ્ય કહેવાનો એ હેતુ છે કે, સર્વ ધાતુના ક્ષયપણાથી થાય છે અને શરીરને વીખી નાખે છે; તેથી તે સર્વ શરીર વ્યાપી વ્યાધિ હોવાથી મટતા નથી.

## પ્રમેહનાં નામો.

ઉદક ૧, ઇક્ષુ ૨, સાંદ્ર ૩, સુરા ૪, પિષ્ટ ૫, શુક્ર ૬, સિકતા ૭, શીત ૮, શનૈ ૯, લાલા ૧૦ (આ કફના પ્રમેહ) ક્ષાર ૧૧, નીલ ૧૨, કાલ ૧૩, હારિદ્ર ૧૪, માંજિષ્ઠ ૧૫,

રક્ત ૧૬ (આ છ પિત્તના) વસા ૧૭, મજ્જા ૧૮, ક્ષૌદ્ર ૧૯, હસ્તિ ૨૦. (આ ચાર વાયુના છે.)

વાગભટ, ચરક મુનિ, ભાવમિશ્ર, માધવાચાર્ય, સુશ્રુતાદિઓનો મત પ્રમાણે ઉપર કહેલા ૨૦ જાતિનાજ પ્રમેહ છે; પરંતુ આત્રેયજીના મત પ્રમાણે ૨૬ છે-એટલે ૨૦ ઉપર કહ્યા તે અને પૂય ૧, તક્ર ૨, પીડિતકા, ૩, શર્કરા ૪, ઘૃત ૫ અને અતિમૂત્ર ૬ આ છ મળીને ૨૬ માનેલ છે.

## પ્રમેહનું પૂર્વ રૂપ.

દાંત વગેરેમાં મેલ ઘણો આવે, હાથ તથા પગમાં બળતરા, શરીરમાં ચીકણાપણું, તરશ ઘણી લાગે અને મ્હોં મીઠું રહ્યા કરે તો, જાણવું કે પ્રમેહ થશે.

## પ્રમેહનાં સામાન્ય લક્ષણ.

વિશેષ કે પાતળી ધાતુઓના સંબંધથી મેલું મૂત્ર ઉતરે તથા વારંવાર મૂતરવું પડે, અને ઘણું જાડું કે ઘણું પાતળું મૂતરે તો જાણવું કે પ્રમેહનો રોગ છે. ( **ચિકિત્સાક્રમ કલ્પ વાલ્લિીનો** કર્ત્તા કહે છે કે-પ્રમેહમાં વીર્ય સહિત મૂત્રનું પડવું, શોષ અને અંગ દુર્બળ થાય છે.)

પ્રમેહ રોગમાં દોષ અને દૂષ્યો એનાં એજ હોય છે; છતાં પણ સંયોગની અનેકતાના લીધે મૂત્રના રંગમાં ફેરફાર થાય છે તે ઉપરથી પ્રત્યેક પ્રમેહના જુદા ભેદ પાડેલા છે, તે નીચે પ્રમાણે—

## કફના દશ પ્રમેહોનાં લક્ષણ.

જો આછું કે સ્વચ્છ મૂતરે કિંવા ઘણું થોડું, ઠંડુ, પાણી જેવું, અથવા ઘણું મૂતરે, રંગે ધોળું, ગંધ રહિત, કાંઇક જાડું તથા ચીકણું મૂતરે તો **ઉદક પ્રમેહ** જાણવો.

જો શેલડીના રસ જેવું મીઠું તથા ઝાઝું ઉતરે તો **ઇક્ષુ પ્રમેહ** જાણવો.

જો રાતવાસી રહેતાં મૂત્ર જાડું થઇ જાય તો **સાંદ્ર પ્રમેહ** જાણવો.

જો દારૂ જેવી વાસનાવાળું મૂત્ર ઉતરે તથા રાતવાસી રાખતાં કે પાત્રમાં પડેલું ઉપરથી સાફ અને નીચેથી મેલું મૂત્ર જણાય તો **સુરા પ્રમેહ** જાણવો.

જો લોટ જેવું કે લોટ મેળવેલા પાણી જેવું ધોળું તથા ઝાઝું મૂતરે અને રૂંવાડાં ઉભાં થઇ જાય તો **પિષ્ટ પ્રમેહ** જાણવો.

જો વીર્ય જેવું કે વીર્યથી મળેલું મૂત્ર ઉતરે તો **શુક્ર પ્રમેહ** જાણવો.

જો ઝીણી રેત જેવી તથા એક એકના મેળાપથી રહિત કફની કણીઓ મૂત્રમાં ઉતરે તો **સિકતા પ્રમેહ** જાણવો.

જો કેટલીક વાર મીઠું અને કેટલીક વાર ટાઢું કિંવા વારંવાર મૂતરે તો **શીત પ્રમેહ** જાણવો.

જો ધીમે ધીમે ઘણું થોડું મૂત્ર ઉતરે તો **શનૈ પ્રમેહ** જાણવો.

જો લાળના જેવા તાંતણાવાળું ચીકણું મૂત્ર ઉતરે તો **લાલાપ્રમેહ** જાણવો.

## પિત્તના છ પ્રમેહોનાં લક્ષણ.

જો ખારા પાણીના જેવી ગંધવાળું, વર્ણરસ અને સ્પર્શવાળું મૂત્ર ઉતરે તો **ક્ષાર પ્રમેહ** જાણવો.

જો લીલટાંચપક્ષના રંગ જેવું લીલું મૂત્ર ઉતરે તો **નીલપ્રમેહ** જાણવો.

જો કાજળ જેવા રંગવાળું મૂત્ર ઉતરે તો કાળીપ્રમેહ જાણવો.

જો હળદર જેવા રંગવાળું, બળતરા સહિત અને તીખું મૂત્ર ઉતરે તો હારિદ્ર પ્રમેહ જાણવો.

જો કાચા પદાર્થના જેવા ગંધવાળું ( આમગંધિ ) કિંવા દુર્ગંધ યુક્ત મજીઠના ઉકાળા જેવું મૂત્ર ઉતરે તો માંજીષ્ટ પ્રમેહ જાણવો.

જો માંજીષ્ટ પ્રમેહમાં બતાવેલા રંગનું ગંધયુક્ત ઉનું તથા ખારા સ્વાદ યુક્ત વિશેષ રાતું લોહી જેવું મૂત્ર ઉતરે તો રક્તપ્રમેહ જાણવો.

## વાયુના ૪ પ્રમેહોનાં લક્ષણ.

જો વારંવાર ચરબીથી મળેલું મૂત્ર ઉતરે તો, વસાપ્રમેહ જાણવો.

જો મજ્જા-પેશીથી મળેલું વારંવાર મૂત્ર ઉતરે તો, મજ્જા પ્રમેહ જાણવો.

જો મીઠું, તુરૂં, અને લુખું મૂત્ર ઉતરે તો, ક્ષૌદ્રપ્રમેહ જાણવો.

જો મેલા હાથીનો મદ ઝરે તેમ મૂત્ર ઝર્યા કરે કિંવા વેગ વગરનું અટકાયતવાળું મૂત્ર ઉતરે તો હસ્તિ પ્રમેહ જાણવો.

## કફ, પિત્ત તથા વાયુ સંબંધી પ્રમેહોના ઉપદ્રવ.

ખાધેલું પચે નહીં, અરૂચિ, ઉલટી, નિંદ્રા, ઉધરસ અને સળેખમ એટલા કફ પ્રમેહના ઉપદ્રવો છે.

મૂત્રાશય-પેઢુમાં તથા લિંગમાં સોયો ઘોંચાયા જેવી પીડા-શૂળો નીકળે, અંડકોષમાં ફાટ, તાવ, મૂર્ચ્છા, ખાટા ઓડકાર, અતિસાર અને તરશ એટલા પિત્ત પ્રમેહના ઉપદ્રવો છે.

ઉદાવર્ત્ત, કંપારો, છાતી તથા ગળામાં દુખાવો કે ઝલાઇ જવું, શૂળ, શોષ, સુકી ઉધરસ, શ્વાસનું થવું, તથા ઉંઘ આવે નહીં અને સરવે રસ ખાવાની ઇચ્છા રહે એટલા વાયુ પ્રમેહના ઉપદ્રવો છે.

## પ્રમેહનાં અસાધ્ય લક્ષણ.

જે પુરૂષ ઉપર કહેલા ત્રણે દોષના ઉપદ્રવોથી સહિત પ્રમેહ રોગવાળો હોય, ઘણું મુતરતો હોય, અને પ્રમેહની દશ પીડિકાઓએ કરી વિશેષ પીડાતો હોય તો, તે પ્રમેહ રોગી મરી જાય છે. અથવા જે પ્રમેહ રોગવાળાને મૂર્ચ્છા, ઉલટી, તાવ, શ્વાસ, ઉધરસ, વિસર્પ અને ભારેપણું એટલા ઉપદ્રવે ઘેરી લીધો હોય તો તેને પરાણે પરાણે ઔષધ લાગુ પડે છે અથવા જેને જન્મથી કે બાપ દાદાની પરંપરાથી વારસામાં મળેલો પ્રમેહ થયો હોય અથવા ઘણા વખતથી પ્રમેહ થયો હોય છતાં ચિકિત્સા (વ્યાધિ મટવાનાં ઉપાય) ન કરે તો, તે મધુ પ્રમેહનું રૂપ ધારણ કરે છે તેથી તે પણ અસાધ્ય સમજવો.

## આત્રેયજીના મત પ્રમાણે વિશેષ છ પ્રમેહનાં લક્ષણ.

જો છાશ જેવું તથા છાશના ગંધ જેવું મૂત્ર ઉતરે તો તક્ર પ્રમેહ જાણવો. મૂત્રમાં વાયુની ફણીયો પડે તો પીડિકા પ્રમેહ જાણવો.

જો સાકર જેવું મીઠું તથા સાકર જેવા વર્ણવાળું મૂત્ર ઉતરે તો શર્કરા-સાકરીઓ પ્રમેહ જાણવો.

જો ઘી જેવા સ્વાદ અને વાસનાવાળું મૂત્ર ઉતરે તો ઘૃત પ્રમેહ જાણવો.

જો વારંવાર ઘણું મૂત્ર ઉતરતું હોય તથા શરીર નિર્બળ પડી ગયું હોય તો અતિમૂત્ર પ્રમેહ જાણવો.

જો મૂત્રની અંદર રસી પડયા કરે અથવા રસી જેવી વાસનાવાળું મૂત્ર હોય તો પૂયપ્રમેહ જાણવો.

## પ્રમેહની દશ પીડિકાનાં નામ તથા લક્ષણ.

પ્રમેહ રોગ થતાં બરાબર રીતે ઓષધ પ્રયોગ તથા માવજત કરવામાં આવે નહીં, તેથી પ્રમેહ રોગીના મર્મસ્થાનમાં તથા ઘણા માંસ વાળા પ્રદેશમાં ફોલ્લીઓ થઇ આવે છે તે દશ જાતિની છે—એટલે શરાવિકા ૧, કચ્છપિકા ૨, જાલિની ૩, વિનતા ૪, અલજી ૫, મસુરીકા ૬, સર્ષપિકા ૭ પુત્રિણી, ૮ વિદારીકા ૯ અને વિદ્રધિ ૧૦, આ દશ પ્રકારની ફોલ્લીઓ છે; તેમાં જે ફોલ્લી અંતરમાં ઊંચી, વચમાં નમેલી અને કાળાશ પડતી હોય તે શરાવિકા કહેવાય છે. જે ફોલ્લી બળતરાવાળી કાચબાની પીઠ જેવી અને જેનો પૃષ્ઠ ભાગ સરસવ પ્રમાણે થાય છે તે કચ્છપિકા કહેવાય છે. જે ફોલ્લીમાં બળતરા બહુ થાય અને ન્હાની નસોના ગુચ્છામાં હોય તે જાલિની–કહેવાય છે. જે ફોલ્લી ઊંડી પીડા વાળી, મોટી, ભીની, બરડા તથા પેટ ઉપર થનારી અને આસમાની રંગવાળી હોય તે વિનતા કહેવાય છે. જે ફોલ્લી રાતી, કાળી, ઝીણી, ફોલ્લીઓથી વીંટાયલી અતિ ભયંકર હોય છે તે અલજી કહેવાય છે. જે ફોલ્લી મસુરની દાળ જેવા રંગવાળી કે આકારવાળી હોય તે મસુરીકા કહેવાય છે. જે ફોલ્લી ધોળી સરસવ જેવી રંગ તથા દેખાવમાં હોય તે સર્ષપિકા કહેવાય છે. જે ફોલ્લી મોટી અને અન્ય ઝીણી ફોલ્લીઓથી વ્યાપ્ત હોય તે પુત્રિણી કહેવાય છે, જે ફોલ્લી ભોંય કોળાના જેવી ગોળ, કઠણ તથા ભોંય કોળાના જેવા રંગવાળી હોય તે વિદારિકા કહેવાય છે. અને જે ફોલ્લી વિદ્રધિનાં લક્ષણો કે, જે આ ગ્રંથના પંદરમા તરંગમાં કહેવામાં આવશે તે લક્ષણોએ કરી સહિત હોય તે વિદ્રધિ કહેવાય છે.

જે પ્રમેહ જે દોષવાળો હોય તે પ્રમેહની ફોલ્લી પણ તે જ દોષવાળી થાય છે તથા પ્રમેહ રોગી વિના જે માણસનું મેદ બગડયું હોય તેને પણ આવી ફોલ્લીઓ થાય છે અને જ્યાં સુધી તે ફોલ્લીઓની ગાંઠ પૂરતી બંધાઇ ન હોય ત્યાં સુધી નજરે પડતી નથી.

## આ ફોલ્લીઓનું અસાધ્યપણું તથા તેમના ઉપદ્રવો.

ગુદા, છાતી, મસ્તક, ખભા, પીઠ અને મર્મસ્થાનોમાં થઇ હોય તથા મંદાગ્નિ વાળાને થઇ હોય તો અસાધ્ય જાણવી તથા જે ઉપદ્રવ–એટલે તરસ, ઉધરસ, માંસનો સંકોચ, મોહ, હેડકી, મદ, તાવ, વિસર્પ અને સાંધાઓનું મર્મસ્થાનોનું અકડાવું એટલા ઉપદ્રવો પીડિકા–પિટિકા ફોલ્લીઓના છે, તે સહિત હોય તો તે રોગી મરણ પામે છે.

## પ્રમેહના ઉપાય.

પ્રમેહ રોગવાળાને પેહેલાં કાંગ–ખુપકલા, તથા સરસવ વગેરેથી પકાવેલા તેલવડે પ્રમેહ રોગીને સ્નિગ્ધ કરી પછી ઉલટી રેચ કરાવી સુરસાદિ ક્વાથમાં સુંઠ, દેવદારૂ તથા મોથ નાખી, તેથી નિરૂહબસ્તિ આપવી. જો બળતરા થતી હોય તો, તેલ વગરના આમો

ધાદિ ક્વાથથી નિરૂહબસ્તિ આપી પછી ઔષધોપચાર કરવા.

જો વાયુની પ્રબળતાવાળા પ્રમેહો હોય તો ઘણું કરીને સ્નેહપાન કરાવવું. અથવા કફના પ્રમેહ હોય તો, નાગરમોથ, હરડેદળ, કાયફળ અને લોદર એઓનો ક્વાથ કરી તેમાં મધ નાખી પીવો. અથવા વાવડીંગ, આસંદરાની છાલ, કાળીપાડ અને ધામણ, એઓનો ક્વાથ કરી તેમાં મધ નાંખીને સેવન કવાથી કફના પ્રમેહો નાશ થાય છે. પિત્તના પ્રમેહો હોય તો "કાળાકમળની જડ, સાદડનું મૂળ, ઈંદ્રજવ, ધાવડાની છાલ, આમલીની છાલ, આમળાં અને લીંબોળી કે લીંબડાનાં પાંદડાં એઓનો ક્વાથ કરી તેમાં સાકર નાખી પીવો. અથવા રક્તરોહીડાનો ક્વાથ કરી તેમાં મધ નાખી પીવાથી ઉદક પ્રમેહ મટે છે. એજ પ્રમાણે લીલી ધરો કે અરણીનો ક્વાથ કરી તેમાં મધ નાખી પીવાથી ઇક્ષુ પ્રમેહ તથા ઉપલેટ, પિત્તપાપડો, કડુ અને સાકરના ક્વાથથી ઇક્ષુ પ્રમેહ, અથવા અરણીનું મૂળ, પાડળ, ધમાસો, અરલુઓ અને ખાખરાનું મૂળ એઓના ક્વાથથી પણ ઇક્ષુ પ્રમેહ મટે છે. લીંબડાના ક્વાથમાં મધ નાખી પીવાથી સુરા પ્રમેહ ચિત્રકના ક્વાથમાં મધ નાખી પીવાથી સિકતા પ્રમેહ ખેરના ક્વાથમાં મધ નાખી પીવાથી શનૈપ્રમેહ. કાળીપાડના ક્વાથમાં મધ નાખી પીવાથી ક્ષારપ્રમેહ અથવા સુંદર સ્ત્રીના સંભોગથી ક્ષાર પ્રમેહ. અગરના ક્વાથમાં મધ નાખી પીવાથી પિષ્ટપ્રમેહ. બે જાતની ઉપલસરી કે બન્ને જાતની હળદરના ક્વાથમાં મધ નાખી પીવાથી સાંદ્રપ્રમેહ. પીપરના ક્વાથથી નીલપ્રમેહ. ગરમાળાના ક્વાથથી હારિદ્રપ્રમેહ. મજીઠ અને ચંદનના ક્વાથથી માંજીષ્ટપ્રમેહ, ઉપલેટ, ઈંદ્રજવ, કાળીપાડ હિંગ અને કડુ એઓનો કલ્ક બનાવી ગળો અને ચિત્રના ક્વાથ સાથે પીવાથી ઘૃતપ્રમેહ. અરણી કે સીસમના ક્વાથથી વસાપ્રમેહ. ખેર અને સોપારીના ક્વાથથી ક્ષૌદ્ર પ્રમેહ. લોદર, આસંદરાના મૂળની છાલ, ખેરની છાલ, કડવા લીંબડાનાં પાંદડાં, આમળાં અને રતાંજળી એઓના ક્વાથમાં ગોળ મેળવી પીવાથી તક્ર પ્રમેહ. ધરો, મોરવેલ, ડાભનું મૂળ, કાસડાની જડ, નેપાળનાં મૂળ, મજીઠ ( કે લજામણું ) અને શીમળાનું મૂળ એઓનો ક્વાથ કરી પીવાથી શુક્ર પ્રમેહ. તથા રૂધિર પ્રમેહ. અથવા વાસી પાણીમાં કાળી દ્રાક્ષનું શરબત બનાવી તેમાં જેઠીમધ તથા ચંદન એઓનું ચૂર્ણ નાખી પીવાથી રક્ત પ્રમેહ મટે છે. અથવા મોથ, ત્રિફળા, હળદર, દેવદાર, મોરવેલ, ઈંદ્રજવ અને લોદર એઓનો ક્વાથ કરી પીવાથી સર્વ જાતના પ્રમેહ મટે છે. અથવા વડવાઇ કે વડના મૂળની છાલ, ઉમરાના મૂળની છાલ, પીપળાના મૂળની છાલ, અરડૂના મૂળની છાલ, ગરમાળો, બીબલો, આંબો, કોઠ, જાંબુ, ચારોળી, ધવ, મહુડો, આસંદરો, જેઠીમધ, લોદર, વરણો, લીંબડો, કડવાં પરવળ, નેપાળાનાં મૂળ, મરડાશીંગ, ચિત્રામૂળ, કરંજફળ ( કચ્ચાં ), ઈંદ્રજવ, ત્રિફળાં, તુવરની દાળ અને ભિલામાં, એ સર્વ ઔષધો સમાન લઇ તેઓનું સૂક્ષ્મ ચૂર્ણ કરી મધમાં કાલવી મધુપ્રમેહવાળાને ખાવા આપવું અને તેના ઉપર ત્રિફળાનો ક્વાથ, પાવો તેથી મૂત્ર સાફ થાય છે વીસે જાતના પ્રમેહો, મૂત્રકૃચ્છ્ર અને પ્રમેહ સંબંધી ફોલ્લીઓ નાશ થાય છે. આ ન્યગ્રોધાદિ ચૂર્ણ કહેવાય છે. અથવા હીરાકશી, સોનામાખી, શિલાજીત, પાષાણભેદ, ચંદન, સોનાગેરૂ, કચૂરો, પીપર, વાસકપૂર-વંશલોચન એ સર્વ સમાન ભાગે લઇ વસ્ત્રગાળ ચૂર્ણ કરી દુધ સાથે નિરંતર પીવાથી મધુ પ્રમેહ તથા મૂત્રની રોકાણ મટે છે, એમ આત્રેયજીનું કહેવું છે. અથવા કચૂરો, વજ, મોથ, કરીઆતું, દેવદાર, હળદર, અતિવિષ, દારૂહળદર, પીપરામૂળ, ચિત્રો, ધાણા, ત્રિફળાં, ચવક, ગજપીપર, વાવડીંગ, સોનામાખી, ત્રિકટુ, જવખાર, સાજી, સિંધાલૂણ, સંચળ અને વડાગરું

મીઠું, એટલાં ટાંક ટાંક ભાર લેવાં તથા નસોતર, નેપાળાનાં મૂળ, આવુર્જંત અને વંશલોચન એ એક એક તોલો તથા લોહ ભસ્મ ૨ તોલા, સાકર ૪ તોલા, શુદ્ધ શિલાજીત ૮ તોલા, અને શુદ્ધ ગુગળ ૮ તોલા લઇ યથેષ્ટ વિધિ પ્રમાણે ચૂર્ણ કરી શુદ્ધ પારો તોલા ૪, શુદ્ધ ગંધક તોલા ૪, શુદ્ધ અભ્રક ભસ્મ તોલા ૪ લઇ પછી પારા ગંધકની કાજળ કરી એ સર્વઉક્ત ચૂર્ણ સાથે એકજીવ કરી ગોળી બનાવી પ્રાતઃકાળે ઘી અને મધ સંગાથે સેવન કરવાથી સર્વ જાતના પ્રમેહ, અરશ, ક્ષય, વીર્યના દોષો, સ્ત્રીઓના રજદોષ, આંખના રોગ, દાંતના રોગ, પાંડુરોગ, ખસ, શળ, કેડના રોગ, મૂત્રકૃચ્છ્ર, અર્બુદ-ગાંઠ, ઉદરરોગ આફરો, અંત્રવૃદ્ધિ, મૂત્રઘાત, બરલ, ઉધરસ અને કોઢ એટલા રોગોનો નાશ કરે છે-આ ચંદ્રપ્રભા ગુટિકા કહેવાય છે. અથવા ત્રિફળા તોલા ૧૬, જીરૂં તોલા ૧૬, ધાણા તોલા ૧૬ તથા આંબાડના બીજના ચોખા તોલા ૧૬, ન્હાની એલચી તોલા ૨, તજ તોલા ૨, લવીંગ તોલા ૨, નાગકેસર તોલા ૨, અને એખરો તોલા ૨, એ સર્વને ઝીણાં વાટી કપડાથી ચાળી ઘી સાકરમાં મેળવી એના ૪-૪તોલા ભારના લાડુ બનાવવા, તેમાંથી નિત પ્રભાતે ૧ લાડુ ખાવો જેથી પ્રમેહ માત્રનો નાશ કરે છે-આ પ્રમેહારિગુટિકા કહેવાય છે. અથવા શુદ્ધપારાની ભસ્મ, શુદ્ધ ગંધક, આસંદરાની છાલ અને સાકર એ સર્વ બરોબર ભાગે લઇ પારા ગંધકની કાજળ કરી બીજાઓને વાટી ચાળી એકત્ર કરી શીમળાના મૂળની અંતરછાલના રસની કે ક્વાથની ૩ ભાવના દઇ ખરલમાં ૧ દિવસ ઘુંટી ગોળી માસા ૧ ભારની બાંધવી, તેમાંથી ગોળી ૧ રોજ રાતે સુતી વખતે ખાય તો, સર્વ પ્રકારના પ્રમેહ તથા મધુ પ્રમેહ મટે છે. અથવા લોદરનું ચૂર્ણ યોગ્ય માત્રાએ મધ સાથે કાંસકીના મૂળના ક્વાથ સાથે પીવું. અથવા "ગળોનું સત્વ, ત્રિફળાનું ચૂર્ણ અને લોહભસ્મ એ ત્રણે સરખાં લઇને ટાંક ૧ મધ સંગાથે ચાટવી સેવન કરે તો પ્રમેહ જાય." અથવા સાકર, સિંઘોડાં, રેવચિની એ સર્વ બરોબર લઇ વાટી ૧ તોલા ભાર પાણીના સાથે સેવન કરવાથી લાંબા કાળથી થએલા સર્વ પ્રમેહો તથા મધુ પ્રમેહ મટે છે. અથવા "ઉમરાનાં પાકાં ફળ તોલા ૪ સિંધાલુણની સાથે ખાવાથી ન મટી શકે તેવો પ્રમેહ પણ એકવાર મટે છે." અથવા પારાની ભસ્મના સમાન બંગભસ્મ લઇ તેમાંથી ૨ માસા ભાર મધ સાથે સેવન કરી અને તે ઉપર પાકાં ગુલર ( ઉમરાનાં ફળ )નું ચૂર્ણ મધમાં મેળવી ખાવું. એ બંગેશ્વરને એવી રીતે તૈયાર કરવો કે-શુદ્ધ કરેલી કલાઇ લઇ ઓગાળી જેટલી કલાઇ હોય તેટલો શુદ્ધપારો લઇ તેમાં નાખી થાળીમાં ઢાળી પાતળી પાપડી બનાવી, પછી નાના નાના કકડા કરી જુદા રાખી ચોખ્ખાં છાણાં નંગ ૨, ૧૦-૧૦ શેરના વજનનાં થાપી સુકવી એક છાણા ઉપર કેસુડાં શેર ૨ નું ચૂર્ણ કરી પાથરી તેમાં તેટલુંજ મેંદીનું ચૂર્ણ મેળવી ચૂર્ણના મધ્ય ભાગમાં કલાઇ પારાના કકડા જુદા જુદા ગોઠવી યુક્તિથી બીજું છાણું ઢાંકી દઇ જ્યાં પવન આવી શકે નહીં તેવી જગ્યાએ સળગાવી દેવાં. જ્યારે પોતાની મેળેજ અગ્નિ ઠંડો થઇ જાય ત્યારે ધીમે રહીને ફુલી ગએલી કલાઇને કાહાડી લેવી, પછી ખરલ કરીને ઉપયોગમાં લેવાથી અપાર ગુણ કરે છે. તોલ બરોબર ઉતરે છે અને જુદાં જુદાં અનુપાનો સાથે સેવવાથી સર્વ રોગોનો નાશ કરે છે. આ બંગેશ્વર રસ કહેવાય છે. અથવા ચીકણી સોપારી તોલા ૩૨ ભાર લઇ ઝીણી કાતરી પાણીમાં પલાળી ( અથવા ઉકાળી ) નરમ થએ ખાંડી તોલા ૧૬ ગાયનું ઘી લઇ તેમાં સોપારીનું ચૂર્ણ કરમેલી આડગણું ( ૧૯૨ તોલા ) દુધ લઇ તેમાં તે ચૂર્ણ નાખી તેનો મંદાગ્નિથી માવો બનાવવો. પછી સાકર તોલા ૨૦૦ ની ચાસણી કરી તે માવો તેના અંદર મેળવી પછી તેમાં નીચે લખેલાં ઓષધોનું ચૂર્ણ નાખવું-એટલે નાગકેસર, મોથ, ચંદન, સુંઠ, મરી, પીપર, આંબળી,

જાયફળ, લવીંગ, ચારોળી, ખારેકની મીંજો, બદામ, તજ, તમાલપત્ર, એલચી, જીરૂં, શાહજીરૂં, સિંગોડાં અને વંશલોચન એ સઘળાં ૨–૨ તોલા ભાર લઇ સૂક્ષ્મ ચૂર્ણ કરી પછી ઘીમાં કરમોની ચાસણી સાથે એકજીવ કરી ૨–૨ તોલા ભારના લાડુ બનાવી સુંદર પાત્રમાં ભરી રાખવા પછી તેમાંથી શુભ દિવસ જોઇ યોગ્ય માત્રાએ નિરંતર પ્રભાત અને સંધ્યાકાળે સેવન કરે તો પ્રમેહ, જુનો તાવ, અમ્લપિત્ત, લોહી વિકાર, કાનના રોગ, ગુદાના રોગ, દ્રષ્ટિના રોગ, મુખના રોગ, નાસિકાના રોગ, નેત્રના રોગ તથા મંદાગ્નિ એઓનો નાશ કરે છે, શરીરને અતિ પુષ્ટ કરે છે સ્ત્રીને ગર્ભદાતા છે તથા પુરૂષને વીર્યદાતા છે અને સ્ત્રીઓના રૂધિર વિકારોને દૂર કરનાર છે. આ સોપારી પાક કહેવાય છે. અથવા ગોખરૂ તોલા ૬૪ લઇ ચૂર્ણ કરી ઘીમાં કરમોની ગાયનું દુધ તોલા ૨૫૬ લઇ તેમાં કરમોવેલા ચૂર્ણને નાખી મંદ અગ્નિ દ્વારા તેનો માવો બનાવી પછી જાવંત્રી, લવીંગ, લોહભસ્મ, મરી, જાયફળ, ત્રિફળા, જાવંત્રી ભીમસેની કપૂર–બરાસ, શીમળાનાં ફુલ (અથવા તેના મૂળની છાલ) સમુદ્રશોષ, ધંતુરાનાં બીજ, હળદર આમળાં, પીપર, તમાલપત્ર, એલચી, નાગકેસર, શુદ્ધ અફીણ, કૌચાં, અને એખરો એટલાં સમાન ( ૧–૧ તોલો ) લેવાં તથા આ સર્વની બરોબર સાકર અને સાકરથી અરધી શેકેલી શુદ્ધ ભાંગ લેવી. સાકર વિના સર્વનું યોગ્ય વિધિએ ચૂર્ણ કરી ઘીથી કરમોની કોઠીમાં મેળવવું અને તેમાં ગાયનું ઘી તોલા ૬૪ નાખવું. તથા તેની કીટી પાડી કરી સાકરની ચાસણી કરી તેમાં તે કીટી મેળવી લાડુ યોગ્ય વજનથી વાળી તેમાંથી નિત્યપ્રતિ યોગ્ય માત્રાએ (એક તોલો) સેવન કરે તો પ્રમેહાદિ અનેક વ્યાધિઓનો વિધ્વંસ કરી મહાપુષ્ટિ આપે છે અર્થાત્ રોગ હર્તા અને વાજીકરણ કર્તા છે, સેવી વ્યક્તિઓને સદા આનંદ દાતા થાય છે–આ ગોખરૂ પાક કહેવાય છે.

અથવા શુદ્ધપારો, શુદ્ધ ગંધક, ચિત્રો, સુંઠ, મરી, પીપર, મોથ, શુદ્ધ વછનાગ અને ત્રિફળાં એ સર્વ સમાન લઇ ચૂર્ણ કરી પાણીમાં ઘુંટી ગોળીઓ ચણોઠી જેવડી વાળી તેમાંથી નિત્ય ગોળી ૧ સેવન કરે તો, ૧૮ જાતના કોઢ, વાયુગોળો, શૂળ, પેટના રોગ, વાયુ તથા કફના રોગ, પથરી, મૂત્રકૃચ્છ્ર, ક્ષય, મંદાગ્નિ, અરૂચિ, તાવ, અરશ અને પ્રમેહ વગેરે રોગોનો તુરત નાશ કરી દે છે–આ પંચાનનવટી કહેવાય છે. વૈદ્યરહસ્ય. અથવા "ભીમસેની કપૂર માસો ૧, કસ્તૂરી માસો ૧, અફીણ માસા ૪ અને જાવંત્રી માસા ૪ એ સર્વને નાગરવેલના પાનના રસમાં વાટી ગોળીઓ રતિ પ્રમાણે વાળી, તેમાંથી ૧ ગોળી દુધસાકર સાથે સેવન કરે તો, પ્રમેહ માત્ર અવશ્ય નાશ પામે છે અને વીર્યને સ્તંભન કરે છે." અથવા હળદર અને આમળાં એ બન્નેને બરાબર લઇ ટાંક ૫–૫ ભાર નિત્ય રાત્રિએ ભીંજાવી પ્રભાતે તે જ પાણીમાં ચસોટી ગાળી તેમાં દોષના પ્રમાણમાં મધ નાખી પીવાથી સર્વ પ્રમેહ નાશ પામે છે. અથવા શુદ્ધપારો, લોહભસ્મ, શુદ્ધગંધક, શુદ્ધ સોનામાખી, શુદ્ધ શિલાજીત, ત્રિકટુ, ત્રિફળાં, બોરની મીંજ, શુદ્ધ ચણુશીલ, અને હળદર તથા કોઠવડી એ સર્વ બરાબર ભાગે લઇ પારા ગંધકની કાજળ કરી બીજાં ઔષધોનું યથાયોગ્ય ચૂર્ણ કરી જળભાંગરાના રસમાં ૨૧ વાર ઘુંટી તેમાંથી ટાંક ૧ નિત્ય સેવન કરે તો, પ્રમેહ માત્ર મટે છે–આ મેહમુદ્‌ગર રસ કહેવાય છે. અથવા શુદ્ધપારો તથા શુદ્ધ અભ્રક ભસ્મ એ બન્નેને બરાબર લઇ, આમળાના રસમાં ૭ દિવસ ઘુંટી ૧ રતિ પ્રમાણે સદા સેવન કરે તો પ્રમેહ માત્રનો નાશ કરે છે–આ હરિશંકર રસ કહેવાય છે. અથવા નહાની એલચી, બરાસ, સાકર, આમળાં, જાયફળ, ગોખરૂ, શીમળાની છાલ, પારાની ભસ્મ, અભ્રકની ભસ્મ, લોહભસ્મ અને બુંદ

ભસ્મ એ સઘળાં સમાન ભાગે લઇ યથાયોગ્ય રીતે ઘુંટી ૦॥ ટાંક ભાર લઇ મધની સાથે ચાટવી સેવન કરે તો સમસ્ત પ્રમેહોનો નાશ કરે છે. આ પ્રમેહકુઠાર રસ કહેવાય છે. અથવા બકાયનનાં બીજ ટાંક ૫ ભાર, ચોખાના ધોવણ સાથે ઘુંટી તેમાં ગાયનું ઘી મેળવી નિત્ય સેવન કરે તો લાંબા વખતનો પ્રમેહ પણ નાશ થાય છે. સર્વસંગ્રહ.

## આત્રેયજીના મત પ્રમાણે પ્રમેહની પીડિકા–ફોલ્લીઓની સંપ્રાપ્તિ, લક્ષણ તથા ઉપાય.

પિત્તથી થએલી ફોલ્લીઓવાળાને તરશ લાગે, અને તે દાહ તથા તાવ યુક્ત પીળી અથવા લાલ રંગવાળી હોય છે. વાયુથી થએલી ફોલ્લીઓવાળાને કંપારો–ધ્રૂજારો થાય છે, મૂત્ર કરતાં શૂળ નીકળે તથા રોગી વિકળ થાય અને ફોલ્લીઓ કાળા રંગવાળી હોય છે. કફથી થએલી ફોલ્લીઓવાળાને સોજો, કઠણ ફોલ્લીઓ, ઠંડી મોડી પાકનાર અને ધોળા રંગની જાડી હોય છે. ત્રિદોષથી થએલી ફોલ્લીઓવાળાને ઉપર કહેલાં સઘળાં ચિન્હો હોય છે. તેઓને ધોવા તથા લેપ કરવાના ઉપાય નીચે પ્રમાણેઃ—

ધાવડો, સાદડ, કદંબ, બોરડી, ખેર, સીસમ, અને લિંબડો એટલાં વૃક્ષોની અંતરછાલ લઇ તેનો ક્વાથ કરી તે પાણીથી ઇંદ્રિને ધોવી અથવા તે પાણીથી ફોલ્લીઓ જે જગ્યાએ થઇ હોય તે જગ્યા ધોઇ સાફ રાખવી, જેથી આરામ થાય છે. અથવા સાદડ, કદંબ અને ટીંબરૂ એઓની અંતરછાલ લઇ ઉકાળી તે પાણીથી ઇંદ્રિને ધોવી, તેથી તેમાંથી પાકેલો ભાગ હશે તો પરૂ રૂપે નીકળી સાફ થશે. અથવા જળભાંગરાનો રસ, તુલસીપત્ર, વરણાનાં પાંદડાં, અને પટોળ–કડવા પરવળનાં પાન એઓને સાફ કરી કાંજી સાથે વાટી વાતજન્ય ફોલ્લીઓ ઉપર લેપ કરવો. અથવા જેઠીમધ, ઉપલેટ, ચંદન, રતાંજળિ, વીરણવાળો, રોહીસ, ગેરૂ, કમળના દાંડલા, બદામ અને લિંબડાનાં પાંદડાં તથા જાઇનાં પાન એ સર્વ મળે તો ઠીક નહીં તો જેટલાં મળે તેટલાં લઇ વાટી પિત્ત તથા રક્તથી થએલી ફોલ્લીઓ ઉપર લેપ કરવો તેથી બળતરા મટી જાય છે. અથવા મૂત્રેંદ્રિને ઠંડા પાણીથી ધોવી કિંવા સો વાર પાણીથી ધોએલું માખણ લઇ તેનો લેપ કરવો. જો મૂત્રેંદ્રિયનું ફુલ પાક્યું હોય તો કદંબનાં પાન, સાદડનાં પાન, દાડિમનાં પાન, ખેરનાં પાન અને આમલીનાં પાન એ સર્વને ઉના પાણી સાથે વાટી તેનો લેપ કરવો. અથવા જો પરૂ સુકાઇ ગયું હોય તો ત્રિફળાનું ચૂર્ણ કપડ છાણ કરીને ત્યાં ચોપડવું, તથા તેને કાંજીવડે કે છાશવડે અથવા ઠંડા પાણીવડે ઠીક કરીને ધોવાથી પ્રમેહથી મૂત્રેંદ્રિ પાકી હોય તે આરામ થાય છે.[૧]

## પ્રમેહ રોગીનાં પથ્યાપથ્ય.

રાતા ચોખા, સાઠીચોખા, તુવરની દાળ, કળથી, સામો, કોદરા, કોરડ, ઘઉં, ચણા, જવના લોટના પદાર્થ, અને મઠ એ સર્વ જુના અને કાંઇક મીઠાશવાળા પદાર્થો, એ

૧ રસ રત્નાકરનો કર્તા કહે છે કે-કપાસીયાની મીંજને ભેંસની છાશમાં ૭ દિવસ ઘુંટી તેમાંથી ૧ માસા ભાર સેવન કરે તો પ્રમેહ મટે છે. બહુ મૂત્ર આવતું હોય તો, મોરથુથ, પારો, બંગ કે બંગેશ્વર અને અબરખ ભસ્મ એ સર્વ સમ માત્રાએ લઇ મધમાં ૧ દિવસ ઘુંટી માસા ૧ ભાર મધ સંગાથે સેવન કરવાથી બહુ મૂત્રતા મટે છે. અથવા તાહકેશ્વર રસ પાકાં ગુલરફળના ચૂર્ણ સાથે સેવન કરવાથી બહુ મૂત્રતા મટે છે. અથવા પંચવક્ત્રરસ માસા ૨ ભાર સેવે તો બહુ મૂત્રતા મટે છે.

પ્રમેહ રોગીને હિતકારી છે.

મદિરા, કાંજી, છાશ, તેલ, દુધ, ઘી, ગોળ, ખાટા પદાર્થો શેલડીનો રસ, લોટના પદાર્થો, તીખા રસ, દિવસે સુવું, સ્ત્રીનાં દર્શન, મૈથુન, ઘણું ખાવું, ચાલવું, દોડવું, મૂત્ર રોકવું, કપડાથી પવન લેવો, રાતાં વસ્ત્ર પહેરવાં, સ્ત્રી-બાળકો સાથે એકાંતમાં રહેવું, અલંકાર ધારણ કરવા, અને કામોદ્દીપન વસ્તુઓ ઉપભોગમાં લેવી તથા જળવાળા પ્રદેશમાંના પ્રાણીઓનાં માંસ ખાવાં એટલાં વાનાં પ્રમેહરોગીને ત્યજવા યોગ્ય છે.

## પ્રમેહ[1] મટી ગયાનાં ચિન્હ.

જ્યારે મૂત્ર સ્વચ્છ-ડોહોળાએલું કે-ચીકાશ વગરનું, કડવું અને તીખું ઉતરે ત્યારે જાણવું કે પ્રમેહ મટી ગયો છે.

[2]પ્રમેહનો અધિકાર સંપૂર્ણ.

ઇતિ શ્રી મન્મહારાજાધિરાજ રાજરાજેંદ્ર શ્રી સવાઈ પ્રતાપસિંહજી વિરચિત અમૃતસાગર નામા ગ્રન્થ વિષે મૂત્રકૃચ્છ્ર, મૂત્રઘાત, પથરી, પ્રમેહ અને પ્રમેહ પીડિકાઓનાં નિદાન, ઉત્પત્તિ, લક્ષણ તથા યત્ન નિરૂપણ નામનો બારમો તરંગ સંપૂર્ણ.

———(*)———

# તરંગ તેરમો.

મેદ ક્ષીણતા ઉદર મદ, તેના પૂર્ણ વિચાર;
તરંગ ત્રયોદશમાં કહ્યા, વિવિધ ગ્રંથ અનુસાર.

## મેદરોગની વૃદ્ધિનો અધિકાર.

### મેદવૃદ્ધિનાં નિદાન તથા સંપ્રાપ્તિ.

કસરત-મહેનત-પરિશ્રમ કરવામાં ન આવે તેથી, તથા દિવસે સુવાથી, કફ કરનારા આહારોનું સેવન કરવાથી અને મીઠા રસો તથા મીઠાં અન્નો કે ઘી વગેરે ચીકણી-સ્નિગ્ધ વસ્તુઓના ખાવાથી-સારાંશમાં એશઆરામમાં પડ્યા રહેતાં જરા પણ શરીરને મહેનત ન આપે તેથી મેદ વધે છે, તે મેદને લીધે નસોનાં છિદ્રો પુરાઈ જવાથી બીજા ધાતુઓને પોષણ મળતું નથી અને મેદ વધતું જાય છે તેના લીધે શરીર ફુલી જવાથી તે મનુષ્ય કેવળ

---

૧ સ્ત્રીઓને પ્રમેહ થતો નથી તેનું કારણ એજ કે સ્ત્રીઓને મહીને મહીને રજ-લોહી વડે છે ઝાડાવ આવે છે તેથી શરીરના સઘળા દોષો સાફ થઈ જાય છે. તેથી સ્ત્રીઓને પ્રમેહ થતો નથી.
ભાવપ્રકાશ.

૨ પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, ચાંદી, પથરી, મૂત્રરોગ અને ઉનવા આ છ રોગ મૂત્રેંદ્રિમાં ઉત્પન્ન થનારા છે.
હિતોપદેશ.

શક્તિ રહિત નકામું થઇ જાય છે; કારણ કે પોતાનું શરીર ઉપાડવું એજ તેને મુશ્કેલ છે તો, બીજાં કામ ઉપાડી લેવાં તેનાથી શી રીતે બને ?

## મેદ વધ્યાથી થતાં લક્ષણો.

મેદરોગી ક્ષુદ્ર નામના શ્વાસરોગથી પીડાતો, તરસ, મોહ, નિંદ્રા, ગ્લાનિ, ક્ષુધા, પરસેવો, પીડા અને દુર્ગંધપણાથી સહિત હોય છે. થોડી શક્તિવાળો તથા થોડા મૈથુનવાળો થઇ જાય છે; અર્થાત્ શક્તિ વિનાનો સર્વ કામમાં નકામો થઇ જાય છે.

## મેદનું સ્થાન અને તેનાં કૃત્યો.

સર્વ પ્રાણી માત્રના પેટમાં મેદ રહે છે એટલા માટે મેદની વૃદ્ધિવાળા માણસનું ઘણું કરીને પેટ વધી જાય છે. વાયુનો માર્ગ મેદથી રોકાઇ જવાને લીધે વિશેષે કરીને વાયુ કોઠામાંજ ફરતો હોવાથી જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે અને ખાધેલા અન્નને સુકાવી દે છે જેથી મેદની વૃદ્ધિવાળા માણસને ખાધેલું તુરત પચી જાય છે અને ફરી ખાવાની ઇચ્છા થાય છે, તેથી કેટલોએક કાળ વીત્યા પછી ભયંકર વિકારોને ઉત્પન્ન કરે છે. અગ્નિ અને વાયુ એ વિશેષે કરીને ઉપદ્રવોને ઉત્પન્ન કરે છે. અને જેમ દાવાનળ વનને બાળી નાખે છે તેમ એઓ જાડા માણસને બાળી નાખે છે. મેદ અત્યંત વધતાં વાયુ આદિ ધાતુઓ સહસા દારૂણ વિકારોને ઉત્પન્ન કરીને તુરત જીવનો નાશ કરી નાખે છે.

## સ્થૂળનાં લક્ષણ.

મેદ અને માંસ અત્યંત વૃદ્ધિ થવાને લીધે માણસના કુલા, પેટ અને સ્તન વધી જવાથી ચાલતી વખતે હાલ્યા કરે છે. જેનું મેદ અયોગ્ય પ્રકારથી વધતું હોય તે માણસ બહુ જાડો કહેવાય છે. તેવા માણસને કોઢ, વિસર્પ, ભગંદર, તાવ, અતિસાર, પ્રમેહ, હરસ, હાથીના પગ જેવો પગ થાય છે તે ( શ્લીપદ ) રોગ, અપચો, અને કમળો એટલા રોગો ભયંકર રૂપે થાય છે. મેદને લીધે પરસેવામાં દુર્ગંધ થવાથી ઝીણા ઝીણા જીવડાઓ પણ પેદા થાય છે અને બળ–ઉત્સાહ નાશ પામે છે.

## મેદરોગના ઉપાય.

મેદ વૃદ્ધિવાળા માણસે હંમેશાં, જુના ચોખા, મગ, કળથી, કોદરા, કોદરા અને લેખન બસ્તિ કર્મ, એઓનું સેવન કરવું. ખેદ કરવાથી, ચિંતાથી, ક્રોધથી, કુસ્તીથી, પંથ કરવાથી, જવ તથા મધના ખાવાથી, ઉજાગરાથી, ખારા રસના સેવનથી, અને એરંડાના પાંદડાની ભસ્મમાં હીંગ નાખીને પીને પૂર્ણ પ્રકારે ને ઉપર ચોખાનો મંડ[1] સેવવાથી મેદરોગ નાશ પામે છે. (ઉપવાસ કરવાથી, ધુમાડો પીવાથી, લોહી કાઢવાથી અને જંપ ન વળે તેવી પથારીમાં સુવાથી પણ મેદ રોગને જીતે છે. )

ગળો અને ત્રિફળાનો કવાથ પીવાથી મેદ રોગ મટે છે. અથવા ત્રિફળાં અને ગળો-

---

[1] ચૌદ ગણા પાણીમાં સારી પેઠે સીજવેલા ચોખાનો કણીઓથી રહિત જે રસ થાય તે મંડ કહેવાય છે. તેમાં સુંઠ અને સિંધાલુણ નાખીને ઉપયોગ કરવામાં આવે તો તેથી અગ્નિ પ્રદિપ્ત થાય છે. અને પાચન પણ થાય છે, તથા હલકો છે. યોગતરંગિણી.

ના ક્વાથમાં મધ તથા લોહભસ્મ નાખી સેવન કરવાથી મેદરોગ મટે છે. અથવા વાસી પાણી મધથી મિશ્રિત કરી નિત્ય પ્રાતઃકાળે પીવાથી મેદરોગ મટે છે. અથવા ગરમા ગરમ ચણા ને ચોખાના ઉના ઉના મંડ સાથે ( રાંધેલા અન્ન ઉપરનો જાડો રગડો ) પીવાથી મેદ રોગ મટે છે. અથવા સુંઠ મરી, ચિત્રક, ત્રિફળા, મોથ અને વાવડીંગ એઓના ક્વાથમાં શુદ્ધ ગુગળ નાખી સેવન કરવાથી મેદરોગ મટે છે. અથવા પીપરનું ચૂર્ણ નિરંતર મધ સંગાથે સેવન કરે તો મેદરોગ અને કફ મટે છે. અથવા ધંતુરાના પાંદડાનો રસ શરીરે મર્દન કરે તો મેદરોગ મટે છે. અથવા શુદ્ધ પારો, શુદ્ધ તાંબાની ભસ્મ, લોહભસ્મ (ગજવેલ), અને બોળ એઓ સમાન ભાગે લઇ આકડાના ૧ દુધમાં ખરલ કરવાં. સારી પેઠે ઘુંટાયા પછી બે રતિ પ્રમાણે સુંદર ગોળીઓ વાળવી. તેમાંથી ગોળી ૧ મધ અને પાણી સંગાથે સેવન કરે તો મેદરોગને મટાડે છે—આ વડવાનલ રસ કહેવાય છે. વૈદ્યરહસ્ય. અથવા ચવક, જીરૂં, સુંઠ, મરી, પીપર, હિંગ, સંચળ અને હરડે એઓનું ચૂર્ણ નાખીને દહીના પાણી સાથે સાથવો પીવામાં આવે તો તેથી મેદરોગ નાશ પામે છે અને અગ્નિ પ્રદિપ્ત થાય છે. યોગતરંગિણી. અથવા વાવડીંગ, સુંઠ, જવખાર, રાતા ફુલનો ચિત્રો, લોહચૂર્ણ, જવ અને આંબળાં એઓનું ચૂર્ણ કરી મધ સાથે સેવવું જેથી મેદરોગ મટે છે. અથવા વડઓરડીનાં પાંદડાંનો કલ્ક કરી કાંજીમાં શોધિત કરી પેયા ૨ સાથે પીએ. અથવા અરણીનો રસ, કે તેનો ક્વાથ શિલાજીત સહિત પીએ તો મેદરોગ નાશ પામે છે. અથવા મળો, નાની એલચી, ઈંદ્રજવ, વાવડીંગ, હરડે, બેહેડાં, આંબળાં અને શોધેલો ગુગળ એક એકથી વધતા ભાગે લઇ અને તે સર્વનું ચૂર્ણ કરી મધ સાથે કાલવી ચાટે તો ફેલ્લીઓ, મેદ અને ભગંદર નાશ થાય છે. આ અમૃતાદ્ય ગુગળ કહેવાય છે. અથવા ત્રિફળાં, અતિવિષ, મરડાશીંગી, નસોતર, ચિત્રામૂળ, અરડૂસો, લિંબડો, ગરમાળો, વજ, સાતળો થોર, હળદર, દારૂહળદર, ગળો, ઈંદ્રવરણાં, પીંપર, ઉપલેટ, સરસવ, અને સુંઠ એઓને કલ્ક કરી સુરસાદિ ૩ ગણના રસોમાં તેલને પકાવી અર્થાત્ સર્વ રસ બળી તેલ સિદ્ધ થાય ત્યારે તે તેલ ઉપયોગમાં લેવાથી—પીવામાં, મસળવામાં કોગળા કરવામાં, નાસ લેવામાં અને બસ્તિ કર્મ (ગુદામાં પિચકારી મારવા )માં યોજીત કરવાથી મેદરોગ, આળસ, ખરજ વગેરે કફના રોગોનો નાશ કરે છે. આ ત્રિફળાદ્ય તેલ કહેવાય છે. ચક્રદત્ત.

---

૧ આ ગ્રંથના તમામ ટીકાકારોએ કુહેર વાંસરો—હાડીઆ કરશણનો રસ લેવા લખેલ છે; પરંતુ ગ્રંથકાર વૈદ્યરહસ્યમાંનો પાઠ બતાવે છે તેમ, તે એવાં 'મર્દયેદર્કવારિણા' આકડાના દુધમાં ઘુંટવાનો પાઠ લખેલ છે માટે તે જ પાઠ મેં કાયમ રાખેલ છે. ભા. કર્તા.

૨ ચૌદ ગણા પાણીમાં ચાળતા ચોખા—આદિ ધાન્યો પકાવીને વિશેષ દ્રવ્યવાળી અને થોડી કણીઓવાળી જે રાબડી બનાવવામાં આવે છે તેને પેયા કહે છે પેયા બહુ હલકી છે, ધાતુઓને પુષ્ટ કરનાર છે, ઝાડાને રોકનાર છે. પ્રસ્વેદ લાવનાર છે, વાયુને તથા વિષ્ઠાને યોગ્ય રસ્તે લાવનાર છે અને તરસ, તાવ, વાયુ, દુર્બળપણું, તથા પેટના રોગોનો નાશ કરનાર છે. આમશૂળને મટાડે છે જો સુંઠ, સિંધવ, સહિત સેવે તો દીપન, પાચન, રૂચિ કર્તા તથા દસ્ત બંધ કર્તા છે.

૩ બન્ને જાતિની તુલસી, મરી, કાળો આજબળો, વાવડીંગ, મરવો, ઉંદરકરણી, કાયફળ, કાસંદરો, [illegible] કણી, ઉંબર મજિઠ, ભારંગી, રક્તમંજરી, કાકમાચી, બોડીયો કલ્હાર, બકાન લીંબડો, [illegible] [illegible], અને નકછીંકણી, એ ઓષધીઓને સુરસાદિ ગણ કહે છે. આ સુરસાદિગણ કફ, મેદ, કૃમિ, [illegible], અરૂચિ, શ્વાસ અને ઉધરસ એઓનો નાશ કરે છે તથા ઘાનું શોધન કરે છે.

[illegible]

### શરીરમાંથી થતા પરસેવામાં દુર્ગંધિ આવતી હોય તેને મટાડવાના ઉપાય.

અરડુસાનાં પાંદડાંઓના રસમ શંખનું ચૂર્ણ વાટીને તેનો લેપ કરવામાં આવે તો તેથી શરીરનું દુર્ગંધિપણું મટી જાય છે. અથવા બીલીના પાંદડાના રસમાં શંખનું ચૂર્ણ વાટીને તેનો લેપ કરવો તેથી શરીરનુ દુર્ગંધપણુ મટી જાય છે. અથવા બીલીનાં પાંદડાંનો રસ કહાડી કિંવા પાણી સાથે ઝીણા લસોટી શરીરે મર્દન કરે તો શરીરની દુર્ગંધતા દૂર થાય છે. અથવા નાગકેસર, સરસડીઓ, લોદર અને વાળો વાળો એઓનું ચૂર્ણ શરીર ઉપર ઘસવામાં આવે તો તેથી ચામડીના દોષ અને પરસેવો મટી જાય છે. અથવા લીંબડાનાં પાંદડાંના રસનો લેપ કરવાથી શરીરના તથા બગલની દુર્ગંધ દૂર થાય છે. અથવા હળદરને શેકીને તેને શરીરે માલેસ કરે તો શરીરની અને બગલની દુર્ગંધ દૂર થાય છે. ભાવપ્રકાશ. તથા વૈદ્યરહસ્ય. અથવા—નાગરવેલનાં પાન, હરડેની છાલ, અને ઉપલેટ એઓને પાણી સંગાથે વાટી શરીરે મર્દન કરે તો, શરીરની દુર્ગંધતા મટે છે—એમ વૃંદનો કર્તા કહે છે. અથવા ૧ હરડેદળ, લોદર, લીંબડાનાં પાદડાં, આંબાની છાલ, અને દાડિમની છાલ એઓનું ચૂર્ણ કરી આના શરીરે માલેસ કરવાથી સ્ત્રીઓના અંગમાં પુરૂષોની અત્યંત પ્રીતિ થાય છે અને રાજાઓને સુખ પ્રાપ્ત થાય છે સંસારમાં શરીરની કાંતિને સુંદર કરે છે. કાશિનાથ પદ્ધતિ. અથવા જે ઓડીઆ કલ્હારને ગોમૂત્રમાં ઘુંટી શરીરે ચોળે તો કોઢને મટાડે છે. ચક્રદત્ત. અથવા કળથીનો લોટ, ઉપલેટ, જટામાંસી, ચંદન, શેકેલા ચણાનો લોટ. એ પાંચ ઔષધો સમાન ભાગે લઇ તેઓનું ચૂર્ણ કરી ઉના પાણી અને તેલ સાથે કાલની નિરંતર શરીરે પીઠીની પેઠે ચોળે અને પછીથી સ્નાન કરે તો શરીરમાંથી નીકળતી દુર્ગંધી દૂર થાય છે. શારંગધર.

મેદ, વૃદ્ધિ તથા તે સંબંધી પરસેવા તથા શરીરની દુર્ગંધતાનો
અધિકાર સંપૂર્ણ.

---

# કાર્શ્ય (શરીરના અત્યંત પાતળાપણાનો) અધિકાર.

## કાર્શ્યરોગની ઉત્પત્તિ.

વાયુકર્તા તથા લુખાં અન્ન પાનોના સેવનથી, લાંઘણોથી, થોડું ખાવાથી, ઉલટી, રેચ વગેરેની ઉપરા ઉપરી ક્રિયા કરવાથી. શોક, ચિંતા, ભય વગેરેના કરવાથી, અતિ મૈથુનથી, મૂત્ર-નિદ્રાદીના વેગને રોકવાથી, લાંબા વખતના રોગથી, અતિ કસરતથી અને ઉજાગરા કરવાથી માણસનું શરીર તુરત દુર્બળ અને ક્ષીણ થઇ જાય છે તેને કાર્શ્ય રોગ કહે છે.

## બહુ ક્ષીણપણાનાં લક્ષણ.

જે મનુષ્યના કુલા, પેટ તથા ડોક સુકાએલાં હોય, શરીરમાંની નસોનું જાળું ખુલ્લું

---

૧ આ પ્રયોગ ગોમૂત્રમાં વાટીને લેપ કરે તો કોઢ મટે છે, ગાયના દુધમાં વાટી લેપ કરે તો વર્ણ ઉજળો થાય છે પાણીમાં વાટી લેપ કરવામાં આવે તો શરીરની દુરગંધી મટે છે અને હળદર તથા દારૂહળદની સાથે વાટી લેપ કરે તો અન્ય લોકનું વશીકરણ થાય છે, એમ ભાવમિશ્રનું કહેવું છે.

દેખાઈ આવતું હોય, ચામડી તથા હાડકાંજ બાકી રહેલ હોય તથા સાંધાઓ અને [illegible] જાડાં હોય તે અતિ દુર્બળ કહેવાય છે.

## અતિ ક્ષીણપણાથી થતા રોગો.

અતિ ક્ષીણ થએલા પુરૂષને બરલ, ઉધરસ, શ્વાસ, ગોળો, હરષ, પેટના રોગ અને સંગ્રહણી તથા આફરા વગેરે રોગો એકદમ થઇ આવે છે.

## કેટલાક દેખીતા દુર્બળ પણ બળવાન હોય છે તેનું કારણ શું ?

ગર્ભાધાનના સમયમાં જેનામાં પિતાના વીર્યનો ભાગ વધારે આવ્યો હોય અને મેદનો ભાગ ઓછો હોય તો તેથી ઉત્પન્ન થએલું સંતાન દેખીતું દુર્બળ છતાં પણ તે ઘણું બળવંત હોય છે.

## કેટલાક દેખીતા જાડા છતાં પણ કમ તાકાત-વાળા હોય છે તેનું શું કારણ ?

જો ગર્ભાધાન સમયમાં પિતાના વીર્યનો ઓછો ભાગ હોય અને મેદનો વિશેષ ભાગ હોય તો તેથી ઉત્પન્ન થએલ સંતાન સ્વભાવે કરીને શરીરે તો પુષ્ટ પણ બળ વગરનું હોય છે.

## ક્ષીણપણાના ઉપાય.

જેટલી ઔષધીઓ બળને, શુક્ર—વીર્યને અને બંધેજને વધારનારી છે; અર્થાત ઘી, દુધ, માંસ વગેરે અને આસગંધાદિ શરીરના ધાતુઓને મૃતસંજીવન રૂપ ઔષધીઓ છે તેઓનું સેવન કરવાથી ક્ષીણપણાનો રોગ નાશ થાય છે. ( ક્ષીણપણું મટવા સંબંધીના ઔષધ પ્રયોગો આ ગ્રંથના ૨૨ અને ૨૩ મા તરંગમાં કહેવામાં આવશે. )

## અસાધ્ય ક્ષીણતાનાં લક્ષણ.

જે મનુષ્ય સ્વાભાવિક રીતે અત્યંત દુર્બળ હોય, જઠરાગ્નિ મંદ હોય તથા બળ વગરનું હોય તો તેના માટે કશો પણ ઉપાય છેજ નહીં.

કાર્શ્ય રોગનો અધિકાર સંપૂર્ણ.

---

# ઉદર રોગનો અધિકાર.

## ઉદર—પેટના રોગોનું નિદાન.

જે મનુષ્યની જઠરાગ્નિ મંદ હોય તેનેજ સઘળા પ્રકારના રોગો થાય છે, તેમાં પણ પેટમાંના રોગો તો વિશેષે કરીનેજ થાય છે. અજીર્ણથી, અત્યંત દોષ ઉત્પન્ન કરનારાં અન્નોથી અને દોષોની તથા વિષ્ટાની અત્યંત વૃદ્ધિ થવાથી પણ પેટમાં રોગો થાય છે.

## પેટમાં થનારા રોગોની સંપ્રાપ્તિ.

દોષોનું અધિકાપણું થવાથી પણ પરસેવા તથા પાણીને વહેવાવાળી નસોના માર્ગ રોકાઇ

જઠરાગ્નિને, પ્રાણવાયુને અને અપાનવાયુને દૂષિત કરી આઠ પ્રકારના પેટમાં રોગો પેદા કરે છે;

## પેટમાંના રોગોનું સામાન્ય સ્વરૂપ.

પેટનું ચઢવું, હીંડવામાં અશક્તિ, દુર્બળપણું, અગ્નિની મંદતા, શરીરમાં સોજો, હાથ-માં કળતર-ગ્લાનિ, વાયુ તથા વિષ્ટાનું રોકાણ, અને બળતરા તથા ઘેન એટલાં લક્ષણો સર્વ પ્રકારના પેટમાં થનારા રોગોમાં થાય છે.

## ઉદર રોગનાં પાસેનાં નિદાન તથા સંખ્યા.

વાયુથી, પિત્તથી, કફથી, ત્રિદોષથી, બરલ વધવાથી, ગુદાનો રોગ થવાથી, આંતરડું ઘવાયાથી અને પેટમાં પાણીનો ભરાવો થવાથી એમ આઠ પ્રકારના ઉદર રોગો થાય છે; એટલે વાતોદર, પિત્તોદર, કફોદર, સન્નિપાતોદર, પ્લીહોદર, બદ્ધગુદોદર, ક્ષતોદર, અને જલોદર જલોદર એ આઠ નામોવાળા ઉદર રોગો થાય છે. એઓનાં જુદાં જુદાં લક્ષણો નીચે પ્રમાણે છે.

## વાતોદરનાં લક્ષણ.

જેના હાથે, પગે, નાભિએ અને પેટે સોજો હોય, પેટના જમણા તથા ડાબા ભાગ-માં, પડખામાં, પેટમાં, કેડમાં તથા બરડામાં વેદના થાય, સાંધાઓ તુટે, સુકી ઉધરસ આ-વતી હોય, શરીરમાં કળતર તથા ભારેપણું, ઝાડો ઉતરે નહીં, ચામડી, નખ અને આંખ્યો કાળાં પડી જાય, પેટમાં પીડા થાય, પેટ ચઢે અને પેટ બોલ્યા કરે તથા ઓચિંતો દરદમાં વધારો ઘટાડો થાય તો જાણવું કે વાયુનો ઉદર રોગ છે.

## પિત્તોદરનાં લક્ષણ.

જેના શરીરમાં તાવ, મૂર્ચ્છા, બળતરા, તરશ, મોહોડામાં તીખાપણું, ફેર આવે, અ-તિસાર અને ચામડી વગેરેમાં પીળાશ પડે અથવા પેટની ચામડી, લીલી તથા રાતા પીળા રંગવાળી નસોથી બંધાયલ હોય, પેટ પરસેવાવાળું, અંદર ઉનાશવાળું, બાહાર બળતરા-વાળું, જાણે તેમાંથી ધુમાડો નીકળતો હોય તેવું, કુણા કુણા સ્પર્શવાળું, તુરત પાકી જ-નારૂં અને વ્યાધિવાળું, હોય તો જાણવું. કે પિત્તનો ઉદર રોગ છે.

## કફોદરનાં લક્ષણ.

જેના શરીરમાં પીડા હોય, ગ્લાનિ, સોજો, અંગોનું ભારેપણું, નિદ્રાનો વધારો, મોળ, અરૂચિ, ઉધરસ, અંગોમાં અડવાંથી ખબર ન પડે, ચામડી વગેરેમાં ધોળાશ દેખાય તથા પેટ સજડ, સ્નિગ્ધ, ધોળી રગોથી વ્યાપ્ત, મોટું, લાંબા વખતે વધનારૂં, કઠણ, ટાંડા સ્પર્શ-વાળું ભારે અને ગડગડાટ વગરનું હોય તો જાણવું કે કફનો ઉદર રોગ છે.

## સન્નિપાતોદરનાં લક્ષણ.

દુષ્ટ આચારનું આચરણ કરવાવાળી દુષ્ટ સ્ત્રીઓ પોતાના તાબામાં રાખવા પોતાના પતિને નખ, રૂંવાડાં, મળ, મૂત્ર, અને અટકાવ-રજસ્વળાપણાનું લોહી એઓથી યુક્ત-ભેળ-વેલું અન્ન ખવરાવે છે તે પુરૂષને, તથા બીજાં પણ પોતાનાં નોકર ચાકર કે પાસે રહેનારાં અવિચારી માણસો જેને એવું અન્ન ખવરાવે તેને, તથા જેને શત્રુઓ કોમ્પણ વસ્તુમાં

ઝેર મેળવીને ખવરાવે તેને, ઝેરી માછલાં, ઝેરી, ઘાસ, ઝેરી પાંદડાં વગેરેવાળું પાણી જેના પેટમાં જાય તેને અને ૧દૂષિ ઝેર જેના ખાવામાં આવ્યું હોય તેને કોપ પામેલું લોહી તથા કોપ પામેલા દોષો તુરત ત્રણે દોષોના ચિન્હવાળા ભયંકર ઉદર રોગને ઉત્પન્ન કરે છે. આ ઉદર રોગ વર્ષાદના કે વાદળાના ઘેરાયલા દિવસોમાં વિશેષે કરીને વૃદ્ધિ પામે છે-પ્રકુપિત થાય છે, તથા બળતરા અને મૂર્છા સહિત હોય તો જાણવું કે સન્નિપાતોદર-દૂષ્યોદર વ્યાધિ છે.

## પ્લીહોદરનાં લક્ષણ.

ગરમ વસ્તુના ખાવા-પીવાથી દૂષિત થએલું લોહી તથા કફ બરલને વધારી દે છે અને બરલ વધવાથી પેટમાં વ્યાધિ થાય છે; જો કે પ્રત્યેક મનુષ્યના પેટના ડાબા પડખે બરલ હોય છે; પરંતુ નબળાઇ વગેરેનાં કારણોથી વધી જાય છે ત્યારે તે રોગમાં ગણાય છે, તેમાં જો ડાબા પડખાની બરલ વધી હોય તો ડાબી તરફ પેટ વધે છે તેને પ્લીહોદર કહે છે અને જો પેટના જમણા પડખે યકૃત છે તે વધે અર્થાત્ જમણી તરફ પેટ વધે છે તેને યકૃદ્દાલ્યુદર રોગ માને છે. પ્લીહોદરમાં મંદાગ્નિ, જીર્ણજ્વર હોય છે અને બળનો નાશ થઇ જાય છે.

## બદ્ધગુદોદરનાં લક્ષણ.

વગર શોધેલાં ( વીણ્યા-ઝાટક્યા વગરનાં ) અન્નો ખાવાથી શાક તથા કમળકંદ-આદિ ચોંટી રહેનાર પદાર્થો તથા રેતી-કાંકરીઓ ખાવામાં આવવાથી આંતરડું અત્યંત ઢંકાઇ જાય અર્થાત્ આંતરડાંનાં છિદ્રોમાં મળ એકઠો વા જમાવટ થવાથી ગુદામાં વિષ્ટા રોકાઇ જાય છે અને માંડમાંડ ઝાડો થાય છે તથા હૃદય અને ડુંટીના મધ્યમાં પેટનો વધારો થાય છે તેને બદ્ધગુદોદર કહે છે.

## ક્ષતોદરનાં લક્ષણ.

અન્નની સાથે કે અન્ય કોઇ પદાર્થો સાથે ખાવામાં આવેલ કાંટા કે કાંકરા વગેરેથી આંતરડું ભેદાઇ જાય તેથી તેમાંથી પાણી જેવો શ્રાવ પાછો ગુદામાંથી શ્રવે અને ડુંટીની નીચેના ભાગમાં પેટ વધે, સોયો ભોંકાયા જેવી વ્યથા થાય અને જાણે પેટ ચીરાઇ જતું હોય એવું લાગે તો જાણવું કે ક્ષતોદર-પેટમાં ચાંદી પડવાથી થએલો પેટનો વ્યાધિ છે. આને પરિશ્રાવ્યુદર રોગ પણ કહે છે. બગાસું ખાવાથી કે વિશેષ ભોજનથી પણ આરામ થાય છે.

## દૂકોદર-જળોદરનાં લક્ષણ.

સ્નેહપાન કરીને, અનુવાસનબસ્તિ લઇને, વમન તથા વિરેચન લઇને અને નિરૂહબસ્તિ લઇને જો મનુષ્ય તુરત ટાઢું પાણી પીએ છે તો તેનાં શરીરમાં જળને વહેનારી નાડીઓ દૂષિત થાય છે, તેથી જળ રાંધેલા અન્નમાંના ઝાઝા ઘીની પેઠે બાહાર નીકળીને પેટમાં

૧ ઝિવાળે જંગમની ઓષધીઓથી હણવાને લીધે, જાનું થવાને લીધે, હવથી, ખરાબી કે તડકા લાગવાથી જ્વરના લીધે અથવા સ્વભાવિક રીતે જે ઝેર ચેતના ગુણોથી રહિત થયું હોય તેને દૂષિ [illegible]

આવે છે અને પેટમાં આવીને ગુદાદ્વારા બાહાર નીકળે છે તેને વૃકોદર—જળોદર રોગ કહે છે. જેથી પેટ ઉપલેલી ડુંટીવાળું થાય છે, જાણે ચારેકોર પાણીથી ભરેલું હોય તેવું પાણીના આમ તેમ અસરણવાળું પેટ લાગે, તથા પાણીની ભરેલી મસકની પેઠે પાણીથી ભરેલું દેખાય અને પાણીના હાલવા ચાલવાથી સૂતાં બેસતાં કે ચાલતાં તેને જરા કળ વળતી નથી તથા શરીર ધ્રૂજ્યા કરે તેને જળોદર રોગ કહે છે.

## પેટના રોગોનું સાધ્યાસાધ્યપણું.

ઘણું કરીને આઠે પ્રકારના પેટમાંના રોગોને ઉત્પન્ન થતાં કષ્ટસાધ્ય માનેલ છે. જો રોગી બળવાન હોય તથા તે રોગમાં પાણી ઉત્પન્ન ન થયું હોય અને તુરતના પેદા થએલ રોગ હોય તો ઉપાયો કરવાથી આરામ થાય છે. બદ્ધગુદોદર ૧૫ દિવસ ઉપરાંત રહે તો મનુષ્યને મારી નાખે છે, જળોદર અસાધ્ય છે. જે ઉદર રોગીના પડખામાં શૂળ ફુટે, આંખ્યો ઉપર સોજો હોય, ઇંદ્રિ વાંકી થઇ ગઇ હોય, શરીરની ચામડી પાતળી તથા ભીની થઇ જણાતી હોય, બળ, લોહી, માંસ નાશ પામ્યાં હોય અને અગ્નિ મંદ થઇ ગયો હોય તો તે ઉદરરોગી મરણને શરણ થાય છે, તથા જે ઉદરરોગીનાં પડખાં ભાગી ગયાં હોય—શૂળ ચાલતી હોય, અન્ન ઉપર દ્વેષ થયો હોય, શરીરમાં સોજો તથા અતિસારની પીડા હોય, અને રેચ લેવા છતાં પણ પેટ ખાલી ન દેખાતાં ભરેલું દેખાય તેવા ઉદર રોગીની પ્રત્યે વૈદ્યે દવા ન કરવી; કેમકે તેને યશ મળતો નથી.

## વાતોદરના ઉપાય.

એરંડીયું તેલ, દશમૂળનું ચૂર્ણ અને ગોમૂત્ર એઓને એકત્ર કરી પીવાથી વાયુ સંબંધી પેટમાંના રોગ મટે છે, અને સોજો તથા શૂળ પણ મટે છે. અથવા ત્રિફળાના ક્વાથમાં ગોમૂત્ર નાખી પીવાથી વાયુ સંબંધી પેટમાંના રોગ, સોજો અને શૂળ નાશ પામે છે. અથવા ઉપલેટ, નેપાળાનું મૂળ અથવા શોધેલો નેપાળો, જવખાર, બમણી સુંઠ, મરી, પીપર, સિંધાલુણ, સાંભરલુણ, સંચળ, વજ, જીરૂં અજમો, હિંગ, સાજી, ગવક અને ચિત્રક એઓ સમાન ભાગે લઇ તેઓનું સૂક્ષ્મ ચૂર્ણ કરી ઉના પાણી સાથે સેવન કરવાથી વાયુ સંબંધી પેટના રોગો મટી જાય છે—આ કુષ્ઠાદિ ચૂર્ણ કહેવાય છે. અથવા થોરના કુવાનું લસણ તોલા ૪૦૦ લઇ ફોલી વાટી ૧૦૨૪ તોલા ભાર પાણીમાં તેનો ક્વાથ કરી. પછી તેમાં સુંઠ, મરી, પીપર, હરડે, બેહેડાં, આંબળાં, નેપાળો, હિંગ, સિંધાલુણ, ચિત્રક, દેવદાર, વજ, ઉપલેટ, જેઠીમધ, સરગવો, સાટોડી, સંચળ, વાવડીંગ, અજમો અને ગજ-પીપર એ પ્રત્યેક પદાર્થો ૪—૪ તોલા ભાર અને નસોતર ૨૪ તોલાભાર લઇ વાટી સર્વનો કલ્ક કરી પેલા ક્વાથમાં નાખીને તે ક્વાથમાં કોમળ અગ્નિવતે તેલ પકાવવું. પ્રાતઃકાળે ઉઠી પોતાના અગ્નિ તથા બળને અનુસરી યોગ્ય માત્રાથી એ તેલનું સેવન કરે તો તેથી સઘળા રોગો મટી જાય છે અને પેટના રોગો તો વિશેષ કરીનેજ મટી જાય છે. તથા મૂત્રકૃચ્છ્ર, ઉદાવર્ત-અષ્ઠીલાદિ, ગુદાના કૃમિઓ, પડખાનું શૂળ, પેટનું શૂળ, આમ શૂળ, અરૂચિ, મસૂરા, અષ્ઠીલિકા, આફરો, મરડો, અને અંગમાં થતી વેદના એ સર્વ આ લશુનતૈલ તેલના સેવનથી મટી જાય છે. અથવા—દશમૂળના ક્વાથમાં ગોમૂત્ર નાખી સેવન કરવાથી વાતોદરની વ્યાધિ શૂળ અને સોજો નાશ પામે છે. અથવા ગરમ દુધમાં એરંડીયું તથા ગોમૂત્ર

છાશ પીવાથી વાતોદર મટે છે.

## પિત્તોદરના ઉપાય.

પિત્તજન્ય પેટના રોગ ઉપર યોગ્ય જુલાબ આપવો. અથવા સાકર તથા મરીનું ચૂર્ણ નાખેલી મીઠી છાશ પીવી, જેથી પિત્ત સંબંધી પેટના રોગો મટી જાય છે. અથવા પંચ મૂળીનો ક્વાથ પીવો. અથવા મધુર દ્રવ્યોથી સિદ્ધ કરેલું ઘી પીવું જેથી પિત્તોદર મટી જાય છે.

## કફોદરના ઉપાય.

નસોતરના કલ્કથી સિદ્ધ કરેલું ઉંટડીનું દુધ અથવા એરંડીઆના કલ્કથી સિદ્ધ કરેલું ઉંટડીનું દુધ પીએ અથવા તેમાં પીપર, પીપરામૂળ, અને ચિત્રકનું ચૂર્ણ નાખી એક માસ સુધી તે દુધ સેવન કરે તો કફ સંબંધી પેટના વ્યાધિ મટે છે.

## સન્નિપાતોદરના ઉપાય.

સુંઠ અને ત્રિફળાને દહીના પાણી સાથે વાટી તેમાં તેલ અથવા ઘી નાખી અગ્નિ દ્વારા બાળી તે તેલ કે ઘીને સિદ્ધ કરી તેનું સેવન કરે તો સન્નિપાતનો ઉદરરોગ મટે છે.

## ઉદરરોગ ઉપર છાશનું સેવન.

માખણ કાઢી ખાટી છાશ લઈ તેમાં સિંધાલૂણ અને પીપરનું ચૂર્ણ નાખીને પીએ તો વાતોદર મટે છે. સાકર અને મરીનું ચૂર્ણ મીઠી છાશ સાથે પીવાથી પિત્તોદર મટે છે. અજમો, છીણીનાં મૂળ, જીરૂં, સુંઠ, મરી અને પીપર એઓનું ચૂર્ણ નાખી ખાટી છાશ પીવાથી કફોદર મટે છે. જવખાર, ત્રિકટુ, તથા સિંધવના ચૂર્ણ યુક્ત જાડી છાશ પીવાથી ત્રિદોષોદર મટે છે. તથા ત્રિકટુ, સિંધવ, તથા જીરૂં, અજમો અને છીણીનાં મૂળના ચૂર્ણયુક્ત છાશ પીવાથી બદ્ધ ગુદોદર મટે છે. મધ તથા પીપરના ચૂર્ણયુક્ત છાશ પીવાથી ક્ષતોદર મટે છે અને જવખાર, સિંધવ, તથા ત્રિકટુના ચૂર્ણ સહિત ગાયની છાશ પીવાથી જળોદર મટે છે એમ શાર્ઙ્ગધર તથા વૈદ્યવિનોદના કર્તા શંકરભટનું કહેવું છે.

અથવા અજમો, છીણીનાં મૂળ, ધાણા, ત્રિફળાં, કાળીજીરી, કલોંજીજીરૂં, પીપરીમૂળ, બોડી અજમો, કચુરો, વજ, શતાવરી, જીરૂં, ત્રિકટુ, દારૂડી, ચિત્રામૂળ, જવખાર, સાજીખાર, એરંડાનાં મૂળ, ઉપલેટ, પાંચ જાતનાં મીઠાં, અને વાવડીંગ, એઓ સમાન ભાગ, નેપાળાનાં મૂળ વા શુદ્ધ નેપાળો ( એક વસ્તુથી ) ત્રણ ભાગ, નસોતર અને ઇંદ્રવરણાં બબે ભાગ તથા સાતલો ચાર ચાર ભાગ લઈ એ સર્વનું યથાયોગ્ય ચૂર્ણ તૈયાર કરે એટલે તે નારાયણ ચૂર્ણ કહેવાય છે. આ ચૂર્ણ રોગોના સમૂહનો નાશ કરનાર છે, જેમ શ્રી વિષ્ણુ પરમાત્માના પ્રભાવથી દુષ્ટ દૈત્યો ભાગી જાય છે તેમ આ ચૂર્ણના પ્રભાવથી રોગો નાશી જાય છે. પેટના રોગવાળાએ આ ચૂર્ણ ખાટી છાશ સાથે પીવું, ગોળાના રોગીએ બોરના ક્વાથ સાથે પીવું, અફરાના રોગીએ દારૂની સાથે પીવું, વાયુના રોગીએ મદિરાના આસવની સાથે પીવું, ઝાડાના રોગીએ દહીના મંડની સાથે પીવું, હરસ રોગીએ દાડિમનાં રસ સાથે પીવું, ગુદામાં દાહ થવાના રોગવાળાએ કોકમના જળની સાથે પીવું અને અજીર્ણમાં ઉના પાણી સંગાથે પીવું, ભગંદર, પાંડુરોગ, ઉધરસ, શ્વાસ, ગળગ્રહ, હૃદય, સંગ્રહણી, કુષ્ટ, મંદાગ્નિ, તાવ, દાઢનું ઝેર, ઝાડનું ઝેર અને અકૃત્રિમ ઝેર એઓની ઉપર

પણ પ્રથમ કોઠાને સ્નિગ્ધ કરીને પછી યોગ્ય પદાર્થની સાથે આ રેચ લગાડનારૂં નારાયણ ચૂર્ણ પીવું, અથવા થોરનું દુધ, નેપાળાનું મૂળ, ત્રિફળાં, વાવડીંગ, ભોંરીંગણી, નસોતર, અને ચિત્રામૂળ, એ પ્રત્યેક પદાર્થોને એક એક તોલા ભાર લઇ તેઓના કલ્કથી સોળ તોલા ભાર ઘી પકાવવું એટલે નારાયઘૃત સિદ્ધ થશે. રેચ લાગવા માટે પાણીની સાથે તોલા અથવા અરધા તોલા ભાર આ ઘૃત પીને તે ઉપર ઉનું પાણી પીવું. વિધિ જાણનારા પુરૂષોએ આ ઘીથી રેચ લાગ્યા પછી રેચને વાળવાના માટે યોગ્ય પેયા ( પૃષ્ટ ૧૯૯ મામાં જુવો. ) અથવા યોગ્ય રસ પીવો. જેમ બાણ નિશાનને તોડી નાંખે છે તેમ યુક્તિ સહિત ઉપયોગમાં લેવામાં આવેલ આ નારાયઘૃત પેટના રોગોને તોડી નાખે છે. અથવા સાટોડી, દારૂહળદર, કડુ, પરવળ, હરડે, લિંબડો, મોથ, સુંઠ અને ગળો એઓનો ક્વાથ કરી તેમાં મૂત્ર તથા શુદ્ધ ગુગળ નાખી પ્રભાતે પીવાથી સઘળા અંગના સોજા, પેટના રોગ, પાંડુ, શૂળ અને શ્વાસ ઇત્યાદિ રોગોનો જથ્થો નિશ્ચે નાશ કરે છે. આ પુનર્નવાદિ ક્વાથ કહેવાય છે. ભાવપ્રકાશ. અથવા અજમો તોલા ૫૬ અને શેકેલો ટંકણ તોલા ૮ લઇ એ બન્નેનું ચૂર્ણ કરી ૧ તોલા ભાર પાણી સાથે સેવન કરે તો પેટના રોગો નાશ પામે છે. અથવા પીપર તોલા ૨૦ લઇ તેને થોરના દુધમાં ભીંજવી છાયામાં સુકાવી લેવી, એમ સાત વખત પુટ દીધા પછી તેનું ચૂર્ણ કરી ૨૪ ચણોઠીભાર ઉના પાણી સાથે એકાંતરે સેવન કરે અને તે ઉપર છાશ ભાત ખાય તો નિશ્ચે જલંદર વગેરે સમસ્ત પેટના રોગો નાશ પામે છે. આ ઉદરાભય ચૂર્ણ કહેવાય છે. અથવા એક હજાર પીપરને થોરના દુધમાં ભીંજવી તથા હરડેને ગોમૂત્રના પુટ દઇ સેવન કરે તો પેટના રોગ મટે છે. અથવા શુદ્ધ નેપાળો અથવા નેપાળાનાં મૂળ, પીપર, અને સુંઠ એટલાં સમાન ભાગે લેવાં અને દારૂડી એક ઔષધથી બમણી લેવી તથા બિડલૂણ અરધ ભાગે લઇ સર્વનું ચૂર્ણ કરી ટાઢા પાણી સાથે અનુમાન પ્રમાણે સેવન કરે તો બરલ, ગોળો, મંદાગ્નિ અને પાંડુરોગ એઓનો નાશ કરે છે. અથવા સિંધાલૂણ, અને સંચળ એ બન્નેને આકડાનાં પાંદડાંઓ ઉપર લગાડી પછી દેવતામાં એવી રીતે બાળવાં કે એનો ધુમાડો બાહાર નીકળી ન શકે તેમ બાળી તે ભસ્મને દહીના પાણી સાથે અથવા હળદરના કલ્કમાં કુમારપાઠાનો રસ નાખી પીવાથી ઉદર રોગ જાય. વિશેષે કરીને આ પ્રયોગના કરવાથી સાત રાત્રિમાં બરલ નાશ પામે છે. વૈદ્યરહસ્ય.

## જળોદરના ઉપાય.

શુદ્ધપારો, શુદ્ધ ગંધક, પીપર, શુદ્ધ મોરથુથુ અને હરડેદળ એ સર્વ બરાબર લઇ સૂક્ષ્મ વાટી તેને ગરમાળાના ક્વાથમાં ૫ દિવસ અને થોરના દુધમાં ૫ દિવસ ઘુંટી તેમાંથી ૧ માસા ભાર સેવન કરે તો જળોદરનો નાશ કરે છે તે ઉપર દહી ચોખા અને આમલીનું સરબત સેવવાથી ઉત્તમ પ્રકારે ગુણ આપે છે—આ ઉદરારીરસ કહેવાય છે. યોગતરંગિણી. અથવા સુંઠ, મરી, પીપર, પાંચ જાતનાં લૂણ, શેકેલો ટંકણ અને સાજી એ સર્વ સમાન ભાગે લઇ એ સર્વની બરોબર શુદ્ધ નેપાળો લેવો, પછી સર્વને એકત્ર કરી થાંડી નેપાળાના મૂળના રસમાં ૩ વાર ઘુંટી તથા બીજોરાના રસમાં ૩ વાર ઘુંટી ( ૩ પુટ દઇ ) છાયામાં સુકવી તેની અરધી રતિભાર માત્રા નિરંતર સેવન કરે તો સર્વ જાતના પેટમાં વ્યાધિ-બરલ, ગોળો, આફરો, શૂળ, તથા અરશ વગેરેનો નાશ કરે છે અને તેનું નેત્રમાં અંજન

કહું હોય તો, સાપનું ઝેર નાશ પામે છે. આ ઉદયભાસ્કરરસ કહેવાય છે. રસરત્ન પ્રદીપ. અથવા આકડાનું દુધ તોલા ૮, થોરનું દુધ તોલા ૮, નસોતર તોલા ૨૪, હરડે, કપિલો, નેપાળાનાં મૂળ, ગરણી, ચિત્રામૂળ, કાંગ ( નસોતર, લજાળુ કે પુંપકળા ! ) શંખીની ( શંખાવળી ! ) અને નીલિની ( ગળી કે કમળીની ! ) એટલા પદાર્થો ચાર ચાર તોલા ભાર લેવા, પછી એ સર્વને ૬૪ તોલા ગાયના ઘીમાં ચાર ગણા પાણી સાથે ધીમા ધીમા તાપથી પકાવી સર્વ રસ બળી એકલું ઘી રહે ત્યારે ગાળી લઇ સુંદર દૃઢ વાસણ—શીશીમાં ભરી રાખવું. એમાંથી ૧ ટીપું સેવન કરે તો દુષ્ટ પેટના રોગો અથવા બંધકોશ, સોજા સહિત પેટના રોગો, ભગંદર, ગોળો એટલા રોગો ૧ બિંદુ માત્ર પ્રમાણના સેવનથી મટે છે. અર્થાત્ જેટલાં બિંદુ પીધાં હોય તેટલાજ રેચ લાગે છે આ બિંદુઘૃત કહેવાય છે. વૈદ્યવિનોદ.

### પથ્યાપથ્ય.

રાતા ચોખા, સાઠી ચોખા, ઘઉં, જવ, અને નાનવી એઓનું ભોજન, નિરૂહ બસ્તિ તથા રેચ એટલાં પેટના રોગવાળાને પથ્ય—હિતકારી છે.

જળપ્રાય દેશનાં પ્રાણીઓનાં માંસ, જળજંતુઓનાં માંસ, શાક લોટથી બનતા પદાર્થો, તથા, કસરત, પંથ, દિવસનું સુવું અને સ્નેહપાન એઓનો ત્યાગ કરવો; કેમકે એ રોગ માટે કુપથ્ય છે. તેમજ ઉગ્ર, ખારા, ઉના, બળતરા કરનાર અને ભારે પદાર્થો ખાવાનો તથા વિશેષ પાણી પીવાનો પણ ત્યાગ કરવો. ૧

ઉદર રોગનો અધિકાર સંપૂર્ણ.

ઇતિ શ્રી મન્મહારાજાધિરાજ રાજરાજેંદ્ર શ્રી સવાઈ પ્રતાપસિંહજી વિરચિત અમૃતસાગર નામા ગ્રંથ વિષે મેદરોગ, કાર્શ્યરોગ, અને ઉદરરોગનાં નિદાન ઉત્પત્તિ, લક્ષણ તથા યત્નનિરૂપણ નામનો તેરમો તરંગ સંપૂર્ણ.

# તરંગ ચૌદમો.

સોથ અંત્રવૃદ્ધિ બદ રોગ, ગંડમાળ ગળગંડ કુરોગ;
અપચિ ગ્રંથિ અર્બુદ અધિકાર, આ તરંગમાં છે નિરધાર.

## સોથ—સોજા રોગનો અધિકાર.

### સોજાનું નિદાન.

વમન, વિરેચન—આદિ શોધનથી, પાંડુરોગ—આદિ રોગોથી કે ઉપવાસોથી દુર્બળ થએલા મનુષ્યને સોજો થાય છે. તથા ખારા, ખાટા, તીક્ષ્ણ, ઉના, કે ભારે પદાર્થોના સેવનથી સોજો થાય છે. અથવા દહીં ખાવાથી, ખાધેલા અન્નના અપક્વ—વગર પાકેલા રસથી, માટીના ખાવાથી,

૧ જે ઉદર રોગી મૂર્છા, ઉલટી, અતિસાર, દુર્બળતા, હેડકી, મળબંધ, તાવ, શ્વાસ, અને સોજો એટલા ઉપદ્રવોએ કરી સહિત હોય ઝાડો થયા છતાં પણ પેટ મટે અને આંતરડું બાહાર નીકળી આવે તો તે રોગીની ચિકિત્સા ન કરવી. વૈદ્યરહસ્ય.

[illegible] અને માંહોમાંહે વિરોધ કરનારા પદાર્થોના ખાવાથી, સંયોગથી થએલા વિષ સહિત અન્નના સેવનથી, અરશ-મસાથી કશોપણ શ્રમ ન કરવાથી, શોધનના લાયક થએલા શરીરકો ઉલટી રેચવડે શોધન ન કરવાથી, કોઇ મર્મસ્થાનના ઉપર કોઇપણ પ્રકારનો પ્રહાર વાગવાથી, કાચો ગર્ભ પડી જવાથી, વિષમ પ્રસવથી, અને વમનાદિ પાંચ કર્મો અયોગ્ય રીતે થવાથી વાયુઆદિ દોષો સંબંધી સોજો ઉત્પન્ન થાય છે; તે સોજાના નવ પ્રકાર છે-વાયુનો, પિત્તનો, કફનો વાયુપિત્તનો વાયુકફનો, કફપિત્તનો, સન્નિપાતનો, પ્રહાર વાગવાનો અને ઝેરનો એમ નવ ભેદનો સોજો થાય છે.

## સોજાનું પૂર્વ સ્વરૂપ.

જેને સંતાપ થાય, રગો તણાયા જેવી ( અવયવોને લાંબા ટુંકા કરતાં ) પીડા થાય છે અને શરીરમાં જડત્વ-અકડા-ભારે-શુન્યતાપણું થાય ત્યારે જાણવું કે તે મનુષ્યને સોજાનો રોગ ઉત્પન્ન થસે.

## સોજાની સંપ્રાપ્તિ તથા સામાન્ય લક્ષણ.

દુષ્ટ થએલો વાયુ, દુષ્ટ થએલા લોહીને દુષ્ટ થએલ પિત્તને તથા દુષ્ટ થએલ કફને બાહાર નસોમાં લઇ જઇ અને પોતે તેઓથી રોકાઇને ચામડીમાં તથા માંસમાં લોહીના, પિત્તના અને કફના એકઠાપણાથી ઘાટાપણાવાળી જે ઉંચાઇને ઉત્પન્ન કરે છે તેને સોજો કહે છે. એ સોજાની સ્થિતિ નિયમ વગરની છે; કેમકે તે સોજો વખતે ઓષધ ઉપાય કર્યા વિનાજ ઉતરી જાય છે. એ નિયમ વગરપણું ભારેપણાવાળું થાય છે અને ભારેપણું પણ નિયમ વગરનું થાય છે તેમ સોજાની ઉંચાઇ પણ વ્યવસ્થા વગરની થાય છે. એ સોજાથી ઉનાશ, શરીરમાં ભારેપણું, નસોનું પાતળાપણું, રૂંવાડાં ઉભાં થવાં અને વર્ણ બદલી જાય એ સર્વ સોજાનાં સામાન્ય લક્ષણો છે.

## વાયુના સોજાનાં લક્ષણ.

શરીરની ચામડી પાતળી, કઠોર, રાતી તથા કાળી થાય છે, અડવાથી રોગીને માલમ પડે નહીં, ઝણઝણાટીયુક્ત, રૂંવાડાં ઉભાં થાય, તથા પીડાથી સહિત હોય છે, કારણ વગર સોજો ઉતરી જાય, દબાવવાથી ઉંચો થાય અને દિવસે વધારે જોરમાં હોય તે સોજો વાયુ પ્રકોપથી થયો સમજવો. (શેક વગેરે કરવાથી ઉતરી જાય છે.)

## પિત્તના સોજાનાં લક્ષણ.

શરીરની ચામડી કુણી હોય, ગંધ સહિત હોય, કાળી તથા લાલાશ કે પીળાશ પડતી હોય, ભ્રમ, તાવ, પ્રસ્વેદ, તરશ, તથા મદથી સંયુક્ત સોજો હોય, તપ્યા કરતો હોય, સ્પર્શ સહન કરે તેવો હોય, આંખ્યો લાલ, અને પાકવા વખતે ચામડીમાં બળતરા બહુ થતી હોય તે સોજો પિત્તથી થનારો જાણવો.

## કફના સોજાનાં લક્ષણ.

જે સોજાથી શરીર ભારે રહે, સોજો સ્થિર હોય, પાંડુ વર્ણવાળો હોય, [illegible] અરૂચિ, નિદ્રાનો વધારો, લાળનું ઝરવું તથા ઉલટીથી યુક્ત, અગ્નિને મંદ [illegible]

આપણા લોકોમાં પણ સાધારણ કહેવત છે કે–" મરદની ઘૂંટી અને સ્ત્રીની ઘૂંટી " સોજાથી મુક્ત થાય તો તે બચતાં નથી. વળી જે સોજો મૂત્રાશયમાં થયો ( પુરૂષ વા સ્ત્રી ) હોય તો તેનું મૃત્યુ થાય છે. ૧

## સોજાના ઉપાય.

સુંઠ, સાટોડી, એરંડાની છાલ અને મોટાં પાંચ મૂળ એઓનો ક્વાથ કરી પીવામાં આવે અને ખાવામાં પણ તે જ ક્વાથનો ઉપયોગ કરવામાં આવે તો તેથી વાયુ સંબંધી સોજો મટી જાય છે.

કડવાં પરવળ, ત્રિફળાં, લીંબડો અને દારૂહળદર એઓનો ક્વાથ કરી તેમાં શુદ્ધ કરેલો ગુગળ નાખી પીવાથી પિત્ત સંબંધી સોજો મટી જાય છે. અને કફ સંબંધી સોજો પણ મટી જાય છે તથા જ્વર અને તરશને પણ મટાડે છે.

"પીપર અથવા હરડેને થોરના દુધમાં ૩ દિવસ ભીંજવી રાખી પછી છાંયડામાં મુકવી ઝીણી વાટી ટાંક ૨ પ્રમાણ ૧૦ દિવસ સુધી સેવન કરે તો, સન્નિપાતનો સોજો મટે છે."

તલ અને કાળી માટી એઓને વાટીને ચોપડવાથી અથવા એકલા કાળા તલ વા તલ અને કાળી માટી ભેંશના દુધમાં વાટી ભેંશના માખણમાં મેળવી ચોપડવાથી ભીલામાથી થએલો સોજો મટી જાય છે. અથવા જેઠીમધ, દુધ તલ અને માખણ એઓનો લેપ કરવાથી ભીલામાનો સોજો ઉતરી જાય છે. અથવા ડાંગરનાં પાંદડાંના લેપથી ભીલામાનો સોજો મટી જાય છે.

ઝેરના સોજાના ઉપાય ૧૯ મા તરંગમાં લખવામાં આવશે માટે તે પ્રકરણમાંથી જોઇ લેવા.

## સોજાના સામાન્ય ઉપાય.

અથવા આદુ અને ગોળ અથવા સુંઠ અને ગોળ, વા ગોળ અને હરડે અથવા ગોળ અને પીપર. એમાંથી ગમે તે એક યોગ–ઉપાયને એક તોલાથી વધારતાં ૧૨ તોલા સુધી વધવું એટલે પંદર દિવસ અથવા ૧ મહિના પર્યંત સેવન કરવાથી સોજો, સળેખમ, શ્વાસ, ઉધરસ, અરૂચિ, પીનસ, અજીર્ણ, તાવ, હરસ, સંગ્રહણી અને બીજા પણ કફ તથા વાયુના રોગોને દૂર કરે છે. અથવા હરડે, હળદર, ભારંગી, ગળો, ચિત્રો, દારૂહળદર, સાટોડી, દેવદાર અને સુંઠ એઓનો ક્વાથ કરી પીવાથી હાથ પગ મુખ અને પેટ એટલી જગ્યોમાં રહેલા સોજાને તુરત બળાત્કારે પણ નાશ કરી નાખે છે. આ પથ્યાદિ ક્વાથ કહેવાય છે. જો અંડકોષમાં સોજો થયો હોય તો ત્રિફળાનો ક્વાથ ગોમૂત્ર સહિત તૈયાર કરી પીવાથી વૃષણ (Testicles) ઉપરનો સોજો મટી જાય છે. અથવા ધોળી સટોડી, દેવદાર, અને ચિત્રો એઓથી અથવા નેપાળાનું મૂળ, નસોતર, સુંઠ, મરી, પીપર અને ચિત્રામૂળ એઓથી સારી પેઠે પકાવેલું દુધ

૧ પુરૂષને પગમાં થએલો સોજો મુખ ઉપર અને સ્ત્રીને મુખ ઉપર થએલો સોજો પગ ઉપર જાય અને તે સોજો જો અતિસાર, ગ્રહણી તથા હરષ આદિ બીજા રોગોના ઉપદ્રવરૂપે ન થયો હોય અર્થાત્ પોતાનાં નિદાનોથીજ થયો હોય તો તે સોજો પુરૂષ અને સ્ત્રીને મારી નાખે છે. તેમજ પુરૂષ કે સ્ત્રીને મૂત્રાશય–પેડુમાં થએલો સોજો બીજા રોગોના ઉપદ્રવ રૂપે ન થયો હોય અર્થાત્ પોતાના [illegible] નિદાન–હેતુથી થયો હોય તો તે મરણ નિપજાવે છે; અર્થાત્ ઉપર કહેલ સોજાની ગતિ [illegible] અન્ય રોગોના ઉપદ્રવરૂપ સોજો હોય તો અસાધ્ય નથી એમ ગ્રંથાંતરનો મત [illegible]

યોગ્ય વિધિથી પીવામાં આવે તો તેથી અવશ્ય સોજો મટી જાય છે. ( અથવા એઓનો ક્વાથ કરી પીવો.) અથવા આકડો, લાલ રંગની સાટોડી, અને લીંબડાની છાલ એઓનો ક્વાથ ગોમૂત્ર સાથે તૈયાર કરી તેથી સોજાને સેચન કરવાથી સોજો મટે છે. અથવા સાટોડી, દેવદાર, સુંઠ, સરગવો અને ધોળા સરસવ એઓને કાંજી, લીંબુ કે કોઇ ખાટા રસમાં વાટી જરા જરા ઉનાં કરી ચોપડવાથી સર્વ પ્રકારના સોજા મટી જાય છે. અથવા સુંઠ અને પીપર એઓના ચૂર્ણને ગોળમાં મેળવી ખાવાથી સોજા, આમાજીર્ણ અથવા આમ તથા અજીર્ણ અને શૂળનો નાશ કરે છે, તથા મૂત્રાશયને સાફ કરે છે.

અથવા ૧૨ તોલા ગોળ, ૧૨ તોલા સુંઠ, ૧૨ તોલા પીપર, ૪ તોલા મંડૂર અને ૪ તોલા તલ એઓનું સૂક્ષ્મ ચૂર્ણ કરી સેવન કરે તો તેથી સર્વ પ્રકારના સોજા મટી જાય છે—આ ગુડાદિવટિકા કહેવાય છે. અથવા સુકાયલા મૂળા, સાટોડીનું મૂળ, દેવદાર ( વા દારૂહળદર ), રાસ્ના અને સુંઠ એઓનાથી પકાવેલું તેલ જો શરીરે ચોળવામાં આવે તો સોજો તથા શૂળ મટી જાય છે આ શુષ્ક મૂળક તૈલ કહેવાય છે. ભાવપ્રકાશ.

સોજામાં બળતરા થતી હોય તો બહેડાના ઠળીઆ માંહેની મીંજને પાણી સાથે ઘુંટી લેપ કરવાથી સોજો અને સોજામાં થતી બળતરાની પીડા નાશ થાય છે.

સાટોડીની જડ, દારૂહળદર, ગળો, કાળીપાડ, સુંઠ અને ગોખરૂ એઓ સર્વ સમાન ભાગે લઇ ચૂર્ણ કરી ગોમૂત્ર સંગાથે સેવન કરે તો સમસ્ત પ્રકારનો સોજો અને આઠ પ્રકારના પેટમાંના રોગો તથા ઘોર વ્રણ ( ગડ ગુંમડ વા ) નો નાશ કરે છે. આ પુનર્નવાદિ ચૂર્ણ કહેવાય છે. (પુનર્નવાદિ ક્વાથ પણ સોજા ઉપર ઉત્તમ ગુણકારક છે. )

## પથ્યાપથ્ય.

સોજાના રોગવાળાને મૈથુન, તેલનું મર્દન, ઘી, દારૂ, દહી, દુધ, ગોળ, નવું અન્ન, સુકવણીનાં શાક, ભારે પદાર્થ, ખટાશ, મીઠાના પદાર્થો, જંગલી પ્રાણીઓનું માંસ અને દિવસે સુવું એટલી વસ્તુઓનો ત્યાગ કરવો. તેમજ શેકેલા ઘઉં, ખીચડી, વિદાહી અને વિરોધી ભોજનને પણ ત્યજવાં.

જુના જવ, ચોખા, તથા સોજાને હરનાર વસ્તુ, ગોમૂત્ર અને મંડૂર વગેરેનું સેવન કરવું એ હિતાવહ છે.

સોજાનો અધિકાર સંપૂર્ણ.

---

# અંડવૃદ્ધિ—વધરાવળનો અધિકાર.

---

## વધરાવળનું નિદાન તથા સંખ્યા.

વાયુથી, પિત્તથી, કફથી, રૂધિરથી, મેદથી, મૂત્રથી અને આંતરડાંથી એ રીતે સાત પ્રકારથી વધરાવળ થાય છે. જો કે મૂત્રથી અને આંતરડાંથી થએલી વધરાવળ પણ વાયુરૂપ નિદાનથીજ થાય છે; તો પણ એ વાયુ મૂત્રમાં તથા આંતરડામાં રહીને એ વધરાવળને ઉત્પન્ન કરે છે એટલા કારણોના ફેરફારથી એ બે પ્રકારને વાયુથી જુદા ગણવામાં આવેલ છે.

## વધરાવળની સંપ્રાપ્તિ.

જે અધોગામી ( નીચે ગતિ કરનાર ) પવન છે તે પોતાનાં કારણોથી કુપિત થઈ વૃષણ અને જાંઘની સંધિઓમાં પ્રાપ્ત થઈ ત્યાંજ વિચરતો તે સ્થળે સોજા અને શળને ઉત્પન્ન કરે છે, ત્યાર પછી બને અંડકોષો અને અંડની ચામડીના ભંડારને વહેવાવાળી જે નસો તેમાં તે દુષ્ટ વાયુના સંચારથી પીડિત કરે છે ત્યારે તે બંને અંડ અને કોથળી વધી જાય છે તેને વધરાવળ કહે છે–મુષ્કવૃદ્ધિ, અંડવૃદ્ધિ, કુરંડરોગ, અંગવૃદ્ધિ વગેરે પણ તેનાંજ નામો છે.

## સાતે પ્રકારની વધરાવળનાં લક્ષણ.

જે વધરાવળ વાયરાથી ભરાએલી ધમણના જેવી સ્પર્શવાળી, લુખી, અને જેમાં વિના કારણે (છેટાનાં અલ્પ નિદાનથી) તેમાં પીડા થાય તેને વાયુની વધરાવળ કહે છે.

જે વધરાવળ પાકેલા ઉંબરાના ફળ જેવી હોય, અંદર બળતરાવાળી તથા બાહાર પણ તપતી હોય અને સોજો હોય તેને પિત્તની વધરાવળ જાણવી.

જે વધરાવળ ટાઢી હોય, ભારે–સ્નિગ્ધ–ચીકણી હોય, ખરજવાળી, કઠણ અને થોડી પીડાવાળી હોય તેને કફની વધરાવળ જાણવી.

જે વધરાવળ કાળા ફોલ્લીઓથી વીંટાયલી અને પિત્તની વધરાવળનાં લક્ષણોએ સહિત હોય તે દુષ્ટ લોહીની વધરાવળ જાણવી.

જે વધરાવળ કુણી, તાડના ફળની પેઠે નીલ તથા ગોળ હોય અને કફની વધરાવળનાં લક્ષણોએ કરીને સહિત હોય તે મેદની વધરાવળ જાણવી.

જે મનુષ્ય મૂત્રના વેગને અટકાવી રાખે અને પંથ કરે તેથી કોમળ અંડ વધે છે અર્થાત્ તેને મૂત્ર સંબંધી વધરાવળ થાય છે. જે વધરાવળ ચાલવાના સમયમાં પાણીની ભરેલી પખાલની પેઠે ક્ષોભ પામતી હોય, પીડાયુક્ત, કુણી, મૂત્ર કષ્ટથી ઉતરે તેવી અને ગોળીઓની નીચે લટકતી હોય તેને મૂત્રની વધરાવળ કહે છે.

## આંતરડાં સંબંધી વધરાવળ કે જેને અંત્રવૃદ્ધિ–અંતરગળ કહે છે તેની ઉત્પત્તિ અને લક્ષણ.

જે વસ્તુના સેવનથી વાયુ કોપે તેવી વસ્તુઓના ભોજનથી, ટાઢા પાણીમાં ડુબકીઓ મારવાથી, મૂત્ર વગેરેના વેગોને રોકવાથી, ઘણો ભાર ઉપાડવાથી, ઘણો પંથ કરવાથી, વાંકી રીતે અંગોને મરડવાથી, અને પોતાથી બળવાન હોય તે સાથે કુસ્તી કે બાથાબાથી કરવાથી તથા કઠણ ધનુષના ખેંચવાથી વગેરે વગેરે કારણોથી દૂષિત થઈને ચલિત થએલો વાયુ જ્યારે નાના આંતરડાના ભાગને દૂષિત કરીને તેના ઠેકાણેથી નીચે લઈ જાય છે ત્યારે તે વાયુ વૃષણના સાંધામાં રહી પોતે તે સાંધામાં ગાંઠ જેવા સોજાને ઉત્પન્ન કરે છે તેને અંતરગળ કે અંત્રવૃદ્ધિ કહે છે. જો આ વધરાવળની માવજત ન કરવામાં આવે તો પેટ ચઢી આવે છે, વધેલા વૃષણોમાં પીડા થાય છે, અને શરીર ઝલાઈ ગયા જેવું થઈ જાય છે. આ વધરાવળને જો હાથવતે દબાવવામાં આવે તો અવાજ કરીને પોતાના ઠેકાણામાં પેસી જાય છે અને દાબેલી છોડી દેતાં પાછી ફુલી આવે છે. અથવા પુનઃ આફરો ચઢે ત્યારે બાહાર નીકળી આવે છે.

## [1]અંત્રવૃદ્ધિનું અસાધ્યપણું.

અંત્રવૃદ્ધિમાં વાયુના સંચયને લીધે બન્ને વૃષણોમાં આંતરડાંના અવયવનો સંબંધ થાય છે તે જો વાયુ સંબંધી વધરાવળના જેવા આકારવાળી થઈ જાય તો અસાધ્ય થાય છે અર્થાત્ તે મટતી નથી.

## [2]અંડવૃદ્ધિના ઉપાય.

પાણીની વૃદ્ધિ પાણી કાઢ્યાથીજ મટે છે અને મેદ ચરબી કઢાવ્યાથીજ મટે છે.

દુધ અને એરંડીયું તેલ એક મહીના સુધી પીએ તો વાયુ સંબંધી વધરાવળ મટે છે. અથવા એરંડીયું તેલ અને ગુગળ એ બંનેને એકત્ર કરી ગાયના મુત્ર સંગાથે પીએ તો ઘણા વખતની વાયુ સંબંધી વધરાવળ હોય તે પણ મટી જાય છે. અથવા રતાંજળી, જેઠીમધ, કમળકાકડી, વાળો, અને નીલુંકમળ એઓને દુધમાં વાટી ચોપડવાથી પિત્ત સંબંધી વધરાવળની દાહ તથા સોજાની પીડા મટી જાય જાય છે. અથવા સુંઠ, મરી, પીપર, ત્રિફળાં, એઓનો કવાથ કરી તેમાં જવખાર તથા સિંધાલૂણ નાખી પીવાથી પિત્તની વધરાવળ મટી જાય છે. (આ કફ સંબંધી વધરાવળને મટાડવા ઉત્તમ વિરેચન છે.) અથવા તીખી, તુરી, લુખી વસ્તુઓનો સ્હેવાતો સ્હેવાતો શેક કરે અને ઉપર કહેલી ઔષધીઓના પાણીથી ઝારે તો સર્વ પ્રકારની અંડવૃદ્ધિ મટી જાય છે. અથવા વખતો વખત જળો લગાડી તે સ્થળનું લોહી કઢાવવાથી પિત્ત સંબંધી વધરાવળ તથા લોહી સંબંધી વધરાવળ પણ મટી જાય છે. અથવા રેચ આપવાથી યા સાકર અને મધ પાણીમાં નાખી પીવાથી કે સાકર મધ યુક્ત રેચ આપવાથી લોહી સબંધી વધરાવળ મટી જાય છે. અથવા ઠંડા લેપો કરવાથી પિત્તની અને લોહીની વધરાવળ મટે છે અર્થાત્ લોહી સંબંધી વધરાવળ ઉપર પિત્તને હરણ કરનારી-પિત્ત સંબંધી વધરાવળના સર્વ ઉપાયો કરવાથી લોહીની વધરાવળ મટે છે. સુરસાદિગણ (પૃષ્ટ માં જુવો) તેનાં ઔષધોને બાફી તેનો સ્હેવાતો લેપ કરવાથી મેદ સંબંધી વધરાવળ મટી જાય છે. "ગોળી ઉતરી ગઇ હોય તો, ઘેટીનું ઘી કાંસાની થાળીમાં ભરી તેમાં રાળ મેળવી ફરી મંથન કરી પછી તેમાં થોડો શુદ્ધ વછનાગ મેળવી તેનું, ઉતરી ગએલી અંડકોષની ગોળીને મર્દન કરે તો ગોળી ચઢી જઇ પોતાના ઠેકાણે સ્થિત થઇ જાય છે. અથવા ખેરી ગુંદ ટાંક ૧૫, વજ ટાંક ૧૦, સુંઠ ટાંક ૧૫, અને ગાયનું દુધ પૈસા ૬ ભાર તથા તેમાં સાબુ પૈસા ૮ ભાર મેળવી રોજ ૪ ટાંક બારનો ૨૧ દિવસ સુધી લેપ કરે તો તેથી અંડવૃદ્ધિ મટે છે." મૂત્ર સંબંધી વધરાવળ માટે મુત્રાને કોઠેથી ખાલી કરનાર જે ઔષધો છે તેઓમાં ગોમૂત્ર નાખી જરા ઉનાં કરી તેઓથી શેક કરીને ઝુગડાનો પાટો વીંટવો.

---

[1] ભોજ કહે છે કે-વાયુ, બગડેલાં આંતરડાંને લઇને સાથળના સાંધામાં લઇ જાય છે અને તે સાંધામાંથી પીડાતું તું આંતરડું વૃષણમાં જાય છે તેને અંત્રવૃદ્ધિ કહે છે.

[2] ચિકિત્સાપ્રદેશનો કર્તા કહે છે કે-વડનાં મૂળીઆંને ઘેટીના દુધમાં વાટી ઉનાં કરી લેપ કરે તો અવશ્ય અંડવૃદ્ધિ મટે છે.

સિદ્ધ રહસ્યનો કર્તા કહે છે કે-ઘરોળીના માંસથી સંસ્વેદન કરે તો અંડવૃદ્ધિ મટીજ જાય છે.

આંતરડાં સંબંધી વધરાવળ શ્રવતી ન હોય તો ઉત્તમ વૈદ્યશાસ્ત્રીએ સીવણીના પડખે નીચેના ભાગમાં વ્રીહીમૂખા નામના શસ્ત્રથી વીંધી કરવો. અને પછી વાયુની વધરાવળના જેવા ઉપાય કરવા એમ ભાવમિશ્ર કહે છે.

રાસ્ના જેઠીમધ, ગળો. ખપાટનું મૂળ, એરંડો, ગરમાળો, ગોખરૂ, કડવાં પરવળ અને અરડૂસો એઓનો કવાથ કરી તેમાં એરંડીયું તેલ નાંખી પીવાથી અંડવૃદ્ધિ મટી જાય છે. આ રાસ્નાદિ કવાથ કહેવાય છે. અથવા હરડેની છાલ, ધાણા અને કરીઆતું એ બબે તોલા ભાર, લવીંગ ૧॥ તોલાભાર સોનામુખી ૪ તોલાભાર અને સર્વથી દોઢગણી ખાંડ તથા તેટલુંજ મધ નાંખી અર્થાત્ મધ અને ખાંડ વીના બીજા પદાર્થોનું ચૂર્ણ કરી ખાંડ મેળવી. મધમાં કાલવી સેવન કરે તો નિશ્ચય પ્રકારે અંડવૃદ્ધિ મટી જાય છે. આ ઉપાય માટે વિદ્યાપતિ કહે છે કે-રામબાણ સમાન આ પ્રયોગથી અંડવૃદ્ધિ માટે અન્ય પ્રયોગ અધિક છે જ નહિં. અથવા પાતાળ યંત્રદ્વારા વિંછુનું તેલ કહાડી અંડકોષ ઉપર ચોપડે તો એક માસમાં અવશ્ય અંડવૃદ્ધિ મટી જાય. વૈદ્યરહસ્ય.

### અંડવૃદ્ધિનાં સેવ્યાસેવ્ય.

મળ-મૂત્રાદિના વેગ રોકવા, ઘોડા વગેરેની ખુલ્લી પીઠ ઉપર સ્વારીઓ કરવી, મૈથુન, અતિભોજન, ક્રોધ, શ્રમ, ઉપવાસ, પંથ કસરત અને ભારે પદાર્થોનું સેવન વગેરે ત્યજવાં.

અંડવૃદ્ધિ-અંત્રવૃદ્ધિ રોગનો અધિકાર સંપૂર્ણ.

## બ્રધ્મ--બદનો અધિકાર.

### બ્રધ્મ-બદની ઉત્પત્તિ થવાનાં કારણો.

અત્યંત શરદી કરનાર દહી વગેરે પદાર્થો, ભારે અન્ન, કફકારી પદાર્થો, સુકું અને સડેલું માંસ અને પિત્તકારક આહાર વિહારના કરવાથી કોપ પામેલો પિત્ત સહિત વાયુ પેડુ અને જાંઘના સાંધામાં સોજા યુક્ત ગાંઠને ઉત્પન્ન કરે છે તેથી તાવ, શળ અને શરીરમાં ગ્લાનિ બહુજ થાય તેને બ્રધ્મ-બદ ( ) કહે છે.

### ઉપાય.

હરડેનો સારી પેઠે કરેલો કલ્ક એરંડીયા તેલમાં શેકી પીપર તથા સિંધાલુણ સહિત કરી અથવા આ ત્રણને એરંડીઆમાં શેકી સેવન કરે તો બદ મટી જાય છે, અથવા જીરૂં, છીણીનાં મૂળ, ઉપલેટ, તમાલપત્ર, અને બોરડીનાં પાન એઓને કાંજીમાં વાટી તેનો બદ ઉપર લેપ કરે તો બદ મટી જાય છે એમ ભાવમિશ્રનું કહેવું છે. અથવા દારૂહળદરનો કલ્ક ઘેટીના દુધમાં કે ગોમૂત્રમાં કાંઇક ઉનો કરી લેપ કરવાથી બદ મટી જાય છે. અથવા તરતના મરેલા કાગડાના પેટ માંહેનો મળ કાંઇક ઉનો કરી અથવા મરેલા કાગડાની પાંખો કહાડી પેટ ચીરી અંડવૃદ્ધિવાળાના અંડકોષ તેમાં રાખે અથવા અંડવૃદ્ધિ અને બદ ઉપર બાંધે તો બદ તત્કાળ મટે છે. વૈદ્યરહસ્ય. અથવા વડનો કલ્ક કે કહરૂપનો ઘેટીના દુધમાં કલ્ક કરી જરા ઉનો કરી બદ ઉપર લેપ કરવાથી શળ સહિત બદ નાશ પામે છે. અકકલ.

બ્રધ્મનો અધિકાર સંપૂર્ણ.

# ગળગંડ, ગંડમાળ, અપચી, ગ્રન્થી અને અર્બુદનો અધિકાર.

## ગળગંડ એટલે શું ?

જે મનુષ્યના ગળામાં મોટો કે નાનો દૃઢ અને અચળ સોજો વૃષણની પેઠે લટકતો હોય એને [1] ગળગંડ કહે છે.

## ગળગંડની સંપ્રાપ્તિ.

ગળામાં દુષ્ટ થએલા વાયુ, કફ અને મેદ એઓ વચમાં આવીને ક્રમવાર વાયુના, કફના, અને મેદના લક્ષણોવાળા સોજાને-ગડને ઉત્પન્ન કરે છે તેને ગળગંડ કહે છે.

## વાયુ, કફ અને મેદ સંબંધી ગળગંડનાં લક્ષણો.

જે ગળગંડમાં પીડા વિશેષ થાય, કાળી નસોથી મઢેલો તથા કાળો અને રતાશવાળો હોય તેને વાયુનો ગળગંડ જાણવો-આ ગળગંડ કઠોર હોય છે, ઘણી મુદતે વધે છે, પાકે નહીં, અને કોઇ વખતે પોતાની ઇચ્છાથી પાકી પણ જાય છે. આ ગળગંડ રોગીનું મોહોડું રસ વગરનું થઇ જાય છે અને ગળું તથા તાળવું સુકાયા કરે છે.

જે ગળગંડ સ્થિર હોય, જે ઠેકાણે થએલ હોય તે ઠેકાણાના જેવાજ વર્ણનો હોય, ભારે હોય, ચળ બહુજ આવે, ટાઢો હોય, અને મોટો, મોડો વધે, મોડો પાકે, તથા થોડી પીડાવાળો હોય છે-આ ગળગંડવાળા રોગીનું મ્હોં મીઠું, તથા ચીકણું રહે છે, હંમેશાં ગળામાં શબ્દ થયા કરે અને નિરંતર ગળું તથા તાળવું કફથી લીંપાયલું રહે છે તેને કફ સંબંધી ગળગંડ કહે છે.

જે ગળગંડ કોમળ, પીળો-પાન્ડુરંગવાળો, ખરાબ ગંધવાળો, પીડા વિનાનો, ચળવાળો, તુંબડાની પેઠે લટકતો હોય, અલ્પ મૂળવાળો, અને શરીરના વધવાથી વધતો તથા શરીર ક્ષીણ થવાથી ઘટતો હોય તેને મેદ સંબંધી ગળગંડ કહે છે-આ ગળગંડ રોગીનું મોહોડું ચીકણું રહે છે અને હંમેશાં ગળામાં બોલ્યા કરે છે.

## ગળગંડનાં અસાધ્ય લક્ષણ.

જે ગળગંડથી પરાણે પરાણે શ્વાસ લઇ શકાતો હોય, સર્વ ગાત્રો નરમ થઇ ગયાં હોય, અરૂચિ તથા ક્ષીણતા થઇ હોય, સાદ બેસી ગયા જેવો થઇ ગયો હોય તથા જેને થયાને એક વર્ષ વીતી ગયું હોય તો, તેવા ગળગંડ રોગીનો ઉપાય યશના ઇચ્છનાર મનુષ્યે કરવો નહીં.

## ગંડમાળ-કંઠમાળાનાં લક્ષણ.

જે બગલમાં; ખભાઓમાં, ડોકમાં, ગળામાં તથા પેઢુ અને સાથળોના સંધામાં કફ અને મેદને લીધે ચણીબોર, વડબોર કે આંબળા જેવડી ઘણી ગાંઠો નીકળે તેને ગંડમાળ કહે છે. આ ગંડમાળની ગાંઠો બહુ વખતે અને થોડી પાકે છે.

---

1 ભાવવેદ તો કહે છે કે-હાઢીમાં, ડોકમાં અને ગળામાં જે સોજો વૃષણની પેઠે લટકતો હોય તેને ગળગંડ કહેવો; અર્થાત્ એને પણ ગળગંડ માનવો, પણ ગળામાંજ હોય તેને ગળગંડ માનવો એમ સમજવું નહીં.

## અપચીનાં લક્ષણ.

જે ગંડમાળના ગંડોમાં કેટલાક પાકીને ઝરતા હોય, કેટલાએક મટતા હોય, કેટલાએક નવા થતા હોય અને તે ગંડોની લાંબા વખત સુધી આવી સ્થિતિ રહે તો તેને અપચી કહે છે. અપચી કહેવાનું કારણ એ છે કે, પ્રથમ પાકે નહીં અને જો પાકે તો રસી બહુ આવે અને તેના ચેપથી પાછી નવી બીજી ગાંઠો થતી જાય મટતી જાય તથા આ રોગનો તુમાર ઘણો લાંબો ચાલે છે તેથી તેને અપચી કહે છે.

## અપચીનાં અસાધ્ય લક્ષણ.

અપચી મટે તેવી છે, પણ જો સળેખમ, પડખાનાં શળ, ઉધરસ, તાવ અને ઉલ-ટીથી સહિત હોય તો તે અપચીથી માણસના જીવની હાનિ થાય છે.

## ગ્રંથી–ગાંઠનું લક્ષણ.

વાયુ, પિત્ત, કફ. મેદ અને નસો, માંસ તથા લોહીને બગાડી જે ઉંચી અને ગોળ ગાંઠો જેવા સોજાને ઉત્પન્ન કરે છે તેને ગ્રંથી કહેવાય છે. આ ગ્રંથીમા પાંચ પ્રકારે છે. એટલે વાયુથી, કફથી, પીત્તથી, મેદથી અને નસોથી એમ પાંચ ભેદ છે.

## સમગ્ર ગ્રંથીઓનું લક્ષણ.

જે ગાંઠ ચામડીને ખેંચી વધતો હોય, કપાતો હોય, પડી જતો હોય, સોયો ભોંકાતી હોય, મથી નંખાતો હોય, ચીરાઇ જતો હોય અને સ્ફ્ગની પેઠે વિસ્તાર પામતો હોય તે-વું જણાય, તથા તે ગાંઠો કાળો હોય, બહુ કઠણતા રહિત અને પાકીને ફુટે ત્યારે આ-છાપણાવાળું–સ્વચ્છ લોહી વહે–ઝરે તેને વાયુનો ગ્રંથી કહે છે.

જે ગ્રંથી આખા શરીરમાં બળતરા કરતો હોય, અંદર તાપ કરતો હોય [illegible] પાકતો હોય, રાતો અથવા પીળો હોય, ફુટે ત્યારે કાળા રંગવાળું પેશી સહિત લોહી વહે અને જાણે શીંગડાંગી ચૂસાતો કે અગ્નિ જ્વાળાઓથી યુક્ત હોય તેવો જણાય છે તેને પિત્તનો ગ્રંથી કહે છે.

જે ગ્રંથી ટાઢો હોય, સ્વાભાવિક વર્ણવાળો; થોડી પીડા, ઘણી ખરજ અને પથ્થર જેવો કઠણ હોય, લાંબી મુદતે વધનાર અને ફુટે ત્યારે જાડું ધોળું પરૂ નીકળે તેને કફનો ગ્રંથી કહે છે.

જે ગ્રંથી શરીરના વધવાથી વધે તથા શરીરના ક્ષીણ થવાથી ઘટે, ચીકણો, મોટો, ખરજવાળો, પીડા વગરનો અને ફુટે ત્યારે ખોળ કે ઘી જેવો મેદ નીકળે તેને મેદનો ગ્રંથી કહે છે.

બળ વગરનો માણુસ બળવાળા મનુષ્યની સાથે કુસ્તી–યુદ્ધ કરે તેથી તથા એવાંજ બીજાં થાક લાગે તેવાં કામોથી દૂષિત થએલો વાયુ નસોના જથ્થાને ચળાવી, દબાવી, એકઠો કરી સુકાવીને તુરત ઉંચો તથા ગોળ આકારનો ગાંઠો ઉત્પન્ન કરે છે તેને શિરાઓનો ગ્રંથી કહે છે.

## ગ્રંથીઓનું કષ્ટસાધ્ય અને અસાધ્ય પણાનું લક્ષણ.

જો નસો સંબંધી ગાંઠો પીડાવાળો અને ચળવાવાળો હોય તો કષ્ટસાધ્ય [illegible]

મટે તેવો ) અને તે ગાંઠો પીડા વગરનો અચળ હોય, મોટો અને મર્મસ્થાનોમાં થએલ હોય તો અસાધ્ય—ન મટે તેવી જાણવો.[1]

## અર્બુદ (રસોળી) નું સંપ્રાપ્તિપૂર્વક સામાન્ય લક્ષણ.

જે માણસ અન્ન વગેરેના પદાર્થો થોડા ખાય અને માંસ વગેરેના પદાર્થો ઘણા ખાય તેનાં કોપ પામેલાં વાત પિત્ત અને કફ દૂષિત થઇ તેના લોહી તથા માંસને બગાડી તેના શરીરના ગમે તે ભાગ ઉપર ગોળ આકારવાળો, સ્થિર, થોડી પીડાવાળો, ગ્રંથીના કરતાં મોટો, બહુજ ઉંડો પેઠેલ—ભારે મૂળવાળો, અને લાંબા વખતે વધનાર તથા નહીં પાકનાર માંસની ઉંચાઇને ઉત્પન્ન કરે છે તેને અર્બુદ કહે છે. ગ્રંથી અને અર્બુદમાં ફેર એટલો છે કે—ગાંઠ પાકે છે અને રસોળી પાકતી નથી; અર્થાત્ પાકે તે ગાંઠ અને ન પાકે તે રસોળી સમજવી.

અર્બુદના બે ભેદ ગણેલા છે; જો કે વાયુ, પિત્ત, કફ, લોહી માંસ અને મેદ એમ ૭ પ્રકારના અર્બુદ છે; તો પણ એક માંસાર્બુદ અને બીજો રક્તાર્બુદ એમ બે વિભાગ પાડેલા છે, તે પૈકી લોહીના અર્બુદ સિવાય સર્વ અર્બુદોમાં ગ્રંથીનાંજ લક્ષણો હોય છે અને લોહીના અર્બુદનાં લક્ષણો ભિન્ન છે તેથી બીજાઓને માંસાર્બુદ માનેલા છે અને લોહીના અર્બુદને રક્તાર્બુદ માનેલ છે.

## લોહી—રક્તાર્બુદનું નિદાન, સંપ્રાપ્તિ તથા ચિહ્ન.

પોતાનાં કારણોથી દુષ્ટ થએલ પિત્ત, રૂધિર તથા નસોને સંકુચિત કરે છે, વા એકઠાં થઇ જાય છે. એવી રીતે ધાટાં થઇ ઝરવાવાળા માંસના ફણગાઓથી વીંટાયલા અને તુરત વધનારા માંસના લોચાને જરાક પાકે એવા પ્રકારે ઉંચો કરે છે તથા તેમાંથી ખરાબ લોહી હમેશાં વહ્યા કરે છે તેને લોહીથી થએલો અર્બુદ કહે છે—આ રસોળી ન મટે તેવી છે, લોહીના નાશના ઉપદ્રવોથી પીડાઇને પાંડુવર્ણવાળો થઇ જાય છે.

સર્વ પ્રકારની રસોળીઓમાં માંસ તથા લોહી દૂષિત થાય છે; તો પણ લોહીથી થએલી રસોળીમાં તો વિશેષે કરીને લોહી દૂષિત થાય છે અને માંસથી થએલ રસોળીમાં વિશેષે કરીને માંસ દૂષિત થાય છે.

## માંસથી થએલા અર્બુદની સંપ્રાપ્તિ.

જેના અંગ ઉપર મુઠી વગેરેના મારથી અંગ પીડિત થતાં વાયુથી દુષ્ટ થએલું માંસ પોકા વિનાના અને ઓછી પીડાવાળા, ચીકણા, શરીરના વર્ણ સમાન વર્ણવાળા, ન પાકનાર કે જરા પાકનાર, પત્થર જેવા અચળ સોજાને ઉત્પન્ન કરે તેને માંસાર્બુદ કહે છે.

## અર્બુદનાં અસાધ્ય લક્ષણ.

માંસથી થએલા અર્બુદ અસાધ્ય છે. વાયુથી થએલાં અર્બુદો જો કે અસાધ્ય છે પણ

---

૧ વેદ્યવર લોજ તો કહે છે કે—( ઉપર કહેલા ) પાંચે પ્રકારમાં ગમે તે પ્રકારનો ગ્રંથી પીડા વગરનો હોય અને મર્મસ્થાનમાં થએલ હોય તો તેની ચિકિત્સા કરવી નહીં મર્મસ્થાન એટલે—ગળું, બરડો, ગુદા, શરીરના સાંધાઓ, છાતી અને બરડો વગેરે મર્મસ્થાન કહેવાય છે તેમાં જો કોઈ પણ પ્રકારની ગાંઠ—ગડ ગુમડની વગેરે થાય તો તેની ચિકિત્સા કરવી ઘણી કઠણ છે.

સ્તેમાંથી પણ ઝરતું હોય, મર્મસ્થાનમાં અને નસોમાં થએલ હોય તથા ચલાયમાન કરી શકાય નહીં તેવો હોય તો તે પણ અસાધ્ય છે; અર્થાત્ ચિકિત્સા કરવા યોગ્ય નથી.

પ્રથમ રસોળી થઇ હોય તેમાં બીજી રસોળી ઉત્પન્ન થાય તો તેને અધ્યર્બુદ કહે છે. આ અધ્યર્બુદ એકી વખતે કે અનુક્રમે થએલ હોય પણ જો બે દોષોથી થએલ હોય તો અસાધ્ય જાણવા.

## રસોળી પાકતી નથી તેનું કારણ શું ?

સર્વ પ્રકારની રસોળીઓ કફ અને મેદની અધિકતાવાળી અને ઘણું કરીને દોષોની સ્થિરતાવાળી તથા ગાંઠ રૂપ હોય છે તેથી સ્વભાવેજ પાકતી નથી.

## ગળગંડના ઉપાય.

સરસવ, સરગવાનાં બીજ, શણનાં બીજ, અળશી, જવ અને મૂળાનાં બીજ એઓને બરાબર ભાગે લઇ ખાટી છાશમાં સારી પેઠે વાટી તેનો જાડો લેપ-ખરડ કરે તો ગળગંડ ગંડમાળા-કંઠમાળા, અને ભયંકર ગ્રંથી-ગાંઠો તુરત નાશ થઇ જાય છે અને ઓગળી જાય છે. અથવા શેવાળને બાળી તેને સરસીઆ તેલમાં કાલવી ચોપડે તો ઘણા વખતનો ગળગંડ પણ શાંત થાય છે. અથવા શંખાવળી કે ધોળી ગરણીનાં મૂળને વાટી પ્રાતઃકાળમાં ઘીની સંગાથે પીએ અને પથ્ય આહાર કરે તો ગળગંડ મટે છે. અથવા પાકેલી કડવી તુંબડીમાં સાત દિવસ સુધી પાણી ભરી રાખી તે પાણી પીએ અને કરી પાળે તો તેથી ગળગંડ મટી જાય છે. અથવા ગળો, લીંબડાની અંતરછાલ, કંટાળો, હરડે, વેલીઆ પીપળાનું છોડું, પીંપર, બન્ને જાતની કાંસકી, અને દેવદાર એઓના કલ્કથી પકાવેલું તેલ રોજ પીએ તો ગળગંડ મટે છે-આ અમૃતાદિ તેલ કહેવાય છે. અથવા સિંધાલુણ, શેવાળ અને પીંપર એઓનું ચૂર્ણ એકત્ર કરી નિત્ય પ્રાતઃકાળે સેવન કરે તો ગળગંડ મટી જાય છે. ભાવપ્રકાશ. અથવા રાતા એરંડાની જડ અને ખાખરાની જડને ચોખાના ધોવણ સાથે વાટી લેપ કરે તો ગળગંડ મટે છે. વૈદ્યરહસ્ય.

## ગળગંડવાળાને સેવવા યોગ્ય પદાર્થો.

જવ, મગ, કડવાં પરવળ, તીખા તથા લુખા પદાર્થો સેવન કરવા, વમન કરાવવું અને લોહી કઢાવવું અને ગળગંડ ઉપર શસ્ત્ર વતે ટોચા દઇ તે ઉપર ચંદ્રા ઓષધિકા નામના ફોડાનો લેપ કરવો જેથી અવશ્ય ગળગંડ મટી જાય છે. ( આ ઉપાય ઘણા લોકોએ અનુભવેલો છે માટે કરવા યોગ્ય છે. )

## ગંડમાળાના ઉપાય.

વરણાનાં મૂળીઆનો ક્વાથ કરી ઠંડો થયા પછી તેમાં મધ નાખી જો એકવાર પણ પીવામાં આવે તો તુરત ઘણા વખતની ગંડમાળા પણ નાશ પામે છે. અથવા ચાર તોલા ભાર કિંવા બે તોલા ભાર કચનાર વૃક્ષની છાલ ચોખાના ધોવણમાં વાટીને પીએ તો ગંડમાળ-કંઠમાળ મટે છે. અથવા કંચનારની છાલ તોલા ૨૦, સુંઠ તોલા ૪, પીપર તોલા

૧ જ્યાં આંબાની વાડી અર્થાત્ આંબાવાડીઓ હોય ત્યાં આ ફોડો સ્હેજ મળી આવે છે.

૪, મરી તોલા ૪, લિંડીપીંપર તોલા ., વાવડીંગના તોલો ૧, તમાલપત્ર ૨૦ રતી એલચી ૨૪ રતી અને વજ ૨૪ રતી ભાર લઇ એઓનું એકઠું ચૂર્ણ કરવું. પછી તે સર્વની બરોબર શુદ્ધ કરેલો ભેંસાગુગળ લઇ તે સાથે ચૂર્ણને મેળવી–એકજીવ કરી ગોળો કરી રાખવો. આમાંથી ૨૪ રતી ભારની ગોળીઓ કરી હમેશાં પ્રભાતકાળે સેવન કરે તો મહાભયંકર ગલગંડ વ્યાધિ, અપચી, રસોળી ગ્રંથીઓ, ગડ–ગુમડ, ઘા, ગોળાનો રોગ, કોઢ અને ભગંદર એઓનો નાશ થાય છે. આ ગોળીઓ ઉપર બોડીબાકલાનો ઉકાળો અથવા ખેરસારનો ઉકાળો કે હરડેનો ઉકાળો જરા જરા ઉનો હોય તેનો પાવાથી અતિગુણ આપે છે. આ કંચનાર ગુગળ કહેવાય છે. અથવા ચાર તોલા ભાર પુંવાડીયાનાં મૂળીયાં લઇ તેનો કલ્ક કરી જળભાંગરાના રસમાં સરસીયું તેલ નાખી તથા તે કલ્ક–ચટણીને આ તેલમાં નાખી બહુજ થોડા તાપ ઉપર રાખી પકાવવું જ્યારે રસ બળી એકલું તેલ રહે ત્યારે તેમાં ચોથા ભાગે સિંદુર નાખીને ઉતારી લેવું. આ તેલનું મર્દન કરવાથી અતિ આકરી ગંડમાળા પણ તુરત મટી જાય છે–આ ચક્રમર્દ તેલ કહેવાય છે. અથવા ચણોઠીનાં મૂળ તથા ચણોઠીઓ લઇ તેનો કલ્ક કરી બમણા પાણીમાં મેળવી તેલની અંદર પકાવવો, જ્યારે રસ માત્ર બળી માત્ર તેલજ રહે ત્યારે ઉતારી લેવું. આ તેલના ચોળવાથી અને નાસથી અતિ આકરી ગંડમાળા ૧ પણ મટી જાય છે–આ ગુંજાતેલ કહેવાય છે.

અથવા ગરમાળાની જડ તથા વરીઆળી એ બન્નેને ચોખાના ધોવણમાં વાટી નાસ લેવાથી અને લેપ કરવાથી કંઠમાળા મટે છે. અથવા નગોડ અને વરીયાળી પાણીમાં વાટી તેનો લેપ કરે તો કંઠમાળા મટે છે. અથવા પીળા સરસવ અને સૂવરની સુકાયલી લાદ સમાન ભાગે લઇ બન્નેની ભસ્મ કરી વસ્ત્રગાળ કરી સરસીયામાં કાલવી લેપન કરે તો ભયંકર અને ન મટી શકે તેવી પણ કંઠમાળનો નાશ થાય છે એમાં જરા સંદેહ નથી. વૈદ્યરહસ્ય.

## અપચીના ઉપાય.

સરસવ, લીંબડાનાં પાન, અને ભીલામાં એઓને બાળી બકરીના મૂત્રમાં ઘુંટી લેપ કરવાથી અપચી મટે છે. ચક્રદત્ત. અથવા રતાંજળી, હરડે, લાખ, વજ અને કડુ એઓના કવાથમાં પકાવેલું તેલ પીવામાં આવે તો તેથી મૂળ સહિત અપચી મટી જાય છે–આ ચંદનાદિ તેલ કહેવાય છે. અથવા સુંઠ, મરી, પીપર, વાવડીંગ, જેઠીમધ, સિંધાલુણ અને દેવદાર એઓના કવાથમાં સિદ્ધ કરેલું (તેલ પકાવવાના વિધિ પ્રમાણે તૈયાર કરેલું) તેલ તેનો નાસ લેવાથી આકરી અપચી પણ મટી જાય છે–આ વ્યોષાદિ તેલ કહેવાય છે ભાવપ્રકાશ.

## ગ્રન્થી તથા રસોળીના ઉપાય. ૨

સાજીખાર, મૂળાનો ખાર અને શંખનું ચૂર્ણ એઓને પાણી સાથે વાટી તેનો લેપ કરવાથી ગાંઠ અને રસોળી મટી જાય છે. અથવા જાત્યાદિઘૃત ઉપયોગમાં લેવાથી ગાંઠ, અ-

૧ વૈદ્યવિનોદના કર્તા શંકર ભટ કહે છે કે–છછુંદરનું તેલ બહારી–તેલમાં છછુંદર નાખી પકાવી સિદ્ધ કરેલ તેલ ગંડમાળા ઉપર ચોપડે તો મટી જાય છે.

૨ ગ્રંથી અને રસોળીના નિદાન, આકાર, રોગ કે રૂપોમાં ઝાઝાપણું તફાવત નથી અર્થાત્ એક સરખાજ છે માટે જે ઉપાય ગાંઠના તે જ રસોળીના સમજવા.

ર્બુદ વગેરે મટી જાય છે. ( જીત્યાદિઘૃત આ પછીના તરંગમાં લખવામાં આવશે. ) જે ગાંઠ ઓષધોથી મટતી ન હોય તો ઉત્તમ પ્રકારની શસ્ત્રક્રિયા જાણનાર વૈદ્યશાસ્ત્રીના હાથથી શસ્ત્રવતે કપાવી પછી વ્રણમાં ઉપયોગી અર્થાત્ રૂઝ લાવનાર ઉપાયો ઉપયોગમાં લેવા. માત્ર જે નસોમાં થએલ ગાંઠ હોય તેને શસ્ત્રવતે કપાવવી નહીં. અથવા હળદર, પતંગ, લોદર, ઘરમાંના ધુમાડાનો ધૂસ અને મણશીલ એઓને ઝીણું વાટી મધમાં કાલવી તેનો લેપ કરવાથી મેદની રસોળી અવશ્ય મટી જાય છે. અથવા મૂળાની રાખ, હળદરની રાખ અને શંખનું ચૂર્ણ એઓને પાણીમાં વાટી તેનો લેપ કરે તો, રસોળ માત્રને મટાડે છે. આ ઉપાયથી વિશેષ ઉત્તમ ઉપાય રસોળી માટે બીજો નથી અર્થાત્ આ અનુભવ સિદ્ધ ઉપાય છે. અથવા ઉપલેટ, સાંભરનું મીઠું, અને વડનું દુધ એઓનો રસોળી ઉપર લેપ કરી તેના ઉપર વડનું પાંદડું બાંધી રાખવામાં આવે તો હાડકા ઉપર થએલ મોટી રસોળી પણ ૭ દિવસમાં મટી જાય છે. અથવા સરગવાનું મૂળ, મૂળાનાં બીજ, સરસવ, તુલસી અને ઇંદ્રજવ એઓને ભેંસની છાશમાં વાટી લેપ કરવાથી રસોળી મટી જાય છે ભાવપ્રકાશ.

## કંઠમાળ, રસોળી, અપચી ઉપર પથ્યાપથ્ય.

હલકાં ભોજન, જુનું ઘી, મગ, કળથી, તાંદળજાની ભાજી, તુરીયાનું શાક, એકાંતમાં રહેવું અને રેચ એટલાં પથ્ય-હિતકારી છે માટે સેવવાં.

છાશ, દહીં તેલ, હીંગ, વૃંતાક, ગોળ, મરચાં, શ્રમ કરવો, તડકામાં ફરવું, દિવસે સુવું અને વિષમ સ્વારીઓ કરવી વગેરે વગેરે કુપથ્ય-અહિતકારી છે માટે ત્યજવાં.

ગળગંડ, કંઠમાળ-ગંડમાળ, ગ્રંથી, અપચી તથા અર્બુદનો
અધિકાર સંપૂર્ણ.

ઇતિ શ્રી મન્મહારાજાધિરાજ રાજરાજેંદ્ર શ્રી સવાઈ પ્રતાપસિંહજી વિરચિત અમૃતસાગર નામા ગ્રંથ વિષે સોજો, અંડવૃદ્ધિ-અંત્રવૃદ્ધિ બ્રધ્ન-બદ, ગળગંડ, ગંડમાળ, અપચી, ગ્રંથી, અર્બુદ, અધ્યર્બુદ એ સર્વનાં ઉત્પત્તિ, લક્ષણ, યત્ન નિરૂપણ નામનો ચૌદમો તરંગ સંપૂર્ણ.

---

# તરંગ પંદરમો.

શ્લીપદ વિદ્રધિ વ્રણસોથને વ્રણ ભેદનો અધિકાર છે,
વળી દગ્ધ ભેદને વ્રણની ગ્રંથિજ ભગ્ન નાડીપ્રકાર છે;
ઉત્પત્તિ લક્ષણ યોગસહ શુભ પૂર્વગ્રંથ પ્રમાણ છે,
આ પંચદશમ તરંગમાં ક્રમવાર લેખ સુજાણ છે.

# શ્લીપદ રોગનો અધિકાર.

## શ્લીપદનાં નિદાન.

જે દેશમાં જુનું પાણી ઘણું ભરાઈ રહેતું હોય અને સર્વ ઋતુઓમાં ઠંડકજ રહેતી હોય તે દેશોમાં શ્લીપદ રોગ વિશેષે કરી થાય છે તથા બીજા દેશોમાં પણ થાય છે. આ રોગનો આ દેશમાં હાથીપગો રોગ કહે છે; કેમકે આ રોગથી રોગીનો પગ હાથીના પગ જેવો જાડો થઈ જાય છે.

## શ્લીપદનું સામાન્ય લક્ષણ.

જેને પેડુ અને સાથળના સાંધામાં તાવ અને અત્યંત પીડાવાળો થએલો સોજો અનુક્રમે પગમાં પહોંચ્યો હોય તે સોજાને શ્લીપદ રોગ કહે છે. કેટલાક આચાર્યો તો કહે છે કે-હાથ, કાન, આંખ, શુકેંદ્રિ, હોઠ અને નાક એઓમાં પણ શ્લીપદ રોગ થાય છે.

આ શ્લીપદ રોગ, વાયુ, પિત્ત અને કફ સંબંધી એમ ૩ પ્રકારનો છે. કેટલાક આચાર્યોએ વાયુ, પિત્ત, કફ અને સન્નિપાત સંબંધી એમ ૪ પ્રકાર માનેલા છે.

## ચારે પ્રકારના શ્લીપદનાં લક્ષણ.

વાયુ સંબંધી શ્લીપદ કળું, લુખું, ફાટેલું, આકરા વેદનાવાળું અને અકસ્માત્ જ્વરાદિ પીડા થાય તેવું હોય છે.

કફ સંબંધી શ્લીપદ ચીકણું, પાંડુ અને થોડી વેદનાવાળું હોય છે.

પિત્ત સંબંધી શ્લીપદ પીળા જેવુ અને બળતરા તથા તાવથી અત્યંત યુક્ત હોય છે.

સન્નિપાત સંબંધી શ્લીપદ કે જેમાં અનેક કાણાં હોય, પરૂ-પાણી ઝરતું હોય અને રાફડાના સમાન આકારવાળુ હોય છે.

## શ્લીપદનું અસાધ્યપણું.

જે શ્લીપદ ઉધેઈના રાફડા જેવું થયું હોય, તથા ઘણું કાંટાવાળું મોટું અને જેને થયાને એક વર્ષ થઈ ગયું હોય તે અસાધ્ય છે. વળી જે શ્લીપદ કફકારી આહાર વિહારો ( મધુર, ગરિષ્ટ ભોજન, દહી, દિવસે સુવું અને કફ જેનાથી વધે તેવાં ભોજન અને હરવું ફરવું તે ) થી થએલું તથા અત્યંત કફવાળા માણસને થએલું, પાણી ઝરતું હોય, અતિ ઉંચાઈવાળું હોય, ત્રિદોષનાં ચિહ્નો સહિત હોય અને જેમાં ચળ આવ્યા કરતી હોય તે શ્લીપદરોગ અસાધ્ય છે માટે ચિકિત્સા કરવા યોગ્ય નથી.

## શ્લીપદના ઉપાય.

લાંઘણ, લેપ, સ્વેદ, રેચ, લોહી કહાડવું અને કફને નાશ કરનારા પદાર્થો સેવન કરવા જેથી શ્લીપદરોગ મટે છે. અથવા સરસવ, સરગવાનું મૂળ, દેવદાર અને સુંઠ એઓને આવના મૂત્રમાં વાટી શ્લીપદ ઉપર લેપ કરે તો, મટી જાય છે. અથવા સાટોડીનું મૂળ, સુંઠ અને સરસવ એઓનો કલ્ક કરી કાંજીમાં મેળવી લેપ કરે તો શ્લીપદ મટે છે. અથવા ધતુરાનું, એરંડાનું, સરગવાનું તથા નગોડનું મૂળ અને સરસવ એઓનો લેપ કરે તો ઘણા વખ-

તથી થએલુ આકરૂં શ્લીપદ પણ મટે છે. અથવા કાંસકી કે સેદરડીના મૂળને તાડનાં ફળના રસમાં ઘુંટી લેપ કરે તો લાંબા વખતનું અને અસાધ્ય શ્લીપદ પણ મટી જાય છે. અથવા સાગના છાલના ક્વાથ કરી તેમાં ગોમૂત્ર નાખી પીએ તો શ્લીપદ અને મેદના દોષો મટે છે. અથવા હળદર અને ગોળને એકત્ર કરી ગોમૂત્રમાં ઘોળી પીએ તો શ્લીપદ મટે છે. અથવા મોટોડીનું મૂળ, ત્રિફળાં અને પીપર એઓનું સમાન ભાગે ચૂર્ણ કરી મધમાં કાલવી ( ટાંક ૨ પ્રમાણ ) ચાટી જાય તો વધારે વખતનું શ્લીપદ પણ મટે છે. અથવા મોટી હરડે કે હીમજને એરંડીઆ તેલમાં તળી હમેશાં ગાયના મૂત્રની સાથે સેવન કરે તો, ૭ દિવસમાં શ્લીપદ મટે છે. ભાવપ્રકાશ. અથવા વરધારો, પીપર, સુંઠ, મરી, અને વાવડીંગ, એઓને પાણી સાથે ઝીણાં વાટી અનુમાન પ્રમાણે તેલ નાખી ધીમા તાપ દ્વારા તેને પકાવે અર્થાત્ તેલ સિદ્ધ કરી તેનું શ્લીપદ ઉપર મર્દન કરે તો મટી જાય છે. અથવા ધંતુરાના બીજને વર્દ્ધમાન પીપરની રીતિએ વધતા પ્રમાણથી ટાઢા પાણી સાથે નિરંતર સેવન કરે તો શ્લીપદ અને કોઢ નાશ પામે છે. વૈદ્યરહસ્ય. અથવા મજીઠ, જેઠીમધ, રાસ્ના, જટામાંસી અને સાટોડીનું મૂળ એઓને કાંજીમાં વાટી લેપ કરે તો પિત્ત સંબંધી શ્લીપદ મટે છે. અથવા અંગુઠા ઉપરની રગનું લોહી કઢાવે તો કફનું શ્લીપદ મટે છે ( આ અંગુઠાની નસ ચાર આંગળના છેટે રહેલી તેને સારી પેઠે ઓળખીને વીંધવી. ) ચક્રદત્ત. અથવા કાસદરાના જડને ગાયના ઘી સાથે પીએ તો શ્લીપદ મટી જાય છે. અથવા પીપર ત્રિફળાં, સુંઠ, દેવદાર, અને સાટોડીનું મૂળ એઓ પ્રત્યેક આઠ આઠ તોલા ભાર લઈ તે સર્વના સમાન વરધારો લઈ સર્વનું ચૂર્ણ કરી તોલા ૧ ભાર કાંજીના સંગાથે પીએ અને તે પચી ગયા પછી ગમે તે ભોજન જમે અર્થાત્ કરી ન રાખતાં મરજીમાં આવે તે ભોજન કરે તો શ્લીપદ, વાયુરોગ, બરળ એઓનો નાશ કરે છે, અગ્નિને પ્રદિપ્ત કરે છે અને ઘોર ભસ્મક રોગનો અંત કરે છે. આ પિપ્પલ્યાદિ ચૂર્ણ કહેવાય છે. વૃંદ.

શ્લીપદ રોગનો અધિકાર સંપૂર્ણ.

———:o:———

# વિદ્રધિરોગનો અધિકાર.

## વિદ્રધિનું સંપ્રાપ્તિ તથા સંખ્યાપૂર્વક સામાન્ય લક્ષણ.

હાડકાંઓમાં રહેલ જે વાયુ તથા કફ અત્યંત વૃદ્ધિ પામી શરીરના ચામડી, લોહી, માંસ અને મેદને દૂષિત કરી ધીરે ધીરે અથવા લાંબા મોટા મૂળવાળા અને ભયંકર વેદના વાળા સોજાને ઉત્પન્ન કરે છે તેને વિદ્રધિ કહે છે. ને વિદ્રધિ ૭ પ્રકારનો છે. વાયુ, પિત્ત, કફ, સન્નિપાત, ક્ષત અને લોહી સંબંધી એ રીતે ૭ પ્રકારનો છે. સઘળા વિદ્રધિઓનું સામાન્ય લક્ષણ સરખુંજ છે.

## વિદ્રધિઓનાં વિશેષ લક્ષણો.

જે વિદ્રધિ કાળો કે રાતો હોય ઘડીકમાં નાનો અને ઘડીકમાં મોટો થતો હોય, અપાર વેદના વાળો, અને ફાટવું તથા પાકવું ઘણા પ્રકારનું હોય તે વાયુનો વિદ્રધિ સમજવો. આ વિદ્રધિનું પરૂ પાતળું હોય છે.

જે વિદ્રધિ પાકેલા ઉમરાના ફળ જેવો કિંવા શ્યામ રંગનો, તાવ અને બળતરાથી સહિત હોય, અને જેનું ઉઠવું તથા પાકવું ઉતાવળથી થાય તે પિત્તનો વિદ્રધિ સમજવો. આ વિદ્રધિનું પરૂ પીળું હોય છે.

જે વિદ્રધિ સરાવલા-કોડીઆ જેવો હોય પાંડુ વર્ણવાળો કઠણ, ચીકણો, થોડી વેદના વાળો અને જેનું ઉઠવું તથા પાકવું ધીરેથી થાય તે કફનો વિદ્રધિ સમજવો. આ વિદ્રધિનું પરૂ ધોળું હોય છે

જે વિદ્રધિ કાળા ગતા તથા પાંડુ વર્ણવાળો હોય. સોયો ભોંકાયા જેવી વ્યથા, બળતરા અને ખરજ આદિ અનેક પ્રકારની પીડાવાળો હોય, જેમાંથી પાતળું પીળું તથા ધોળું પરૂ વહેતું હોય, અત્યંત ઉંચી અણીવાળો. તથા નીચો, ઉંચો, મોટો અને તેનું પાકવું લાંબા વખતે, થોડા વખતે, ઉંડું, છીછરૂં, ઉંચું તથા નીચું એ રીતે નિયમ વગર હોય તે વિદ્રધિ સન્નિપાતનો સમજવો.

## વાગવાના કારણથી ક્ષત થએલ વિદ્રધિનું સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ.

લાકડાં, ઢેફાં કે પથરા વગેરેથી પ્રહાર વાગ્યા છતાં અથવા જેથી લોહી વહે એવો ઘા થયા છતાં જે મનુષ્ય અહિતકારક આહાર વિહાર કરે તેથી તેના અંગમાં થએલા પ્રહારથી અથવા જખમમાંથી લોહીનો ક્ષય થવાના લીધે કોપ પામેલા વાયુએ વિસ્તારેલી પ્રહારની અથવા જખમની ગરમી લોહીને અને પિત્તને પ્રકોપવંત કરે છે, જેથી તે માણસને તાવ, તરસ અને બળતરા થાય છે. આ આગંતુક-દોષના કારણ વિના અન્ય કારણોથી થએલ વિદ્રધિનાં લક્ષણો પિત્ત સંબંધી વિદ્રધિનાં લક્ષણો જેવાં હોય છે.

## લોહીથી થએલ વિદ્રધિનું લક્ષણ.

જે વિદ્રધિ કાળા ફોલ્લાઓથી વીંટાએલ હોય, કાળો, આકરી બળતરાવાળો, આકરી વ્યથાવાળો, આકરા તાવવાળો અને પિત્તની વિદ્રધિનાં લક્ષણે યુક્ત હોય તે લોહીનો વિદ્રધિ જાણવો.

## સ્થાનના ફેરફારપણાથી લક્ષણોમાં ફેરફાર બતાવવા માટે અંતરની વિદ્રધિઓની વ્યાખ્યા.

ભારે અન્ન, ન સદે તેવાં, એક એકનો મેળાપ થવાથી દુષ્ટરૂપ થતા તથા બળતરા કરનારાં અન્નોના ભક્ષણથી. સુકવણીનાં શાક, તથા ખાટા પદાર્થોના ખાવાથી, અતિ મૈથુનથી, વ્યાયામથી, મળ-મૂત્રાદિના વેગો રોકવાથી, અત્યંત ઉન્હા તથા સ્વાભાવથી કે સંયોગથી સ્નાન વિદાહી અન્નપાનોના સેવનથી, સાચટા અથવા જુદા જુદા દોષો કોપવંત થઈ ગુદાની અંદર, મૂત્રાશય-પેડુના મુખમાં, ડુંટીની અંદર, પેઠમાં નળીના સાંધાઓમાં, બરોળની અંદર, બરસની અંદર, જમણા પડખાની ગાંઠની અંદર, હૃદયમાં, અને તરસ લાગવાના સ્થાનમાં આ દશ સ્થાનમાં રાફડા જેવા ભારે ઉંચા ઉંચા અને મેળાના આકારવાળા વિદ્રધિને ઉત્પન્ન કરે છે. જે શરીરની અંદર થાય તે અંતર વિદ્રધિ અને શરીરની બહાર થાય તે બાહ્ય વિદ્રધિ કહેવાય છે. બાકીના વિદ્રધિઓ સમાનજ અંતર વિદ્રધિનાં પણ ચિન્હો જાણી લેવાં.

## સ્થાન ફેરથી વિદ્રધિઓનાં ચિહ્નોમાં થતો ભેદ.

ગુદાની માંહે વિદ્રધિ થયો હોય તો, અધોવાયુ રોકાઇ જાય છે. મૂત્રાશયના મુખમાં વિદ્રધિ થયો હોય તો પરાણે પરાણે જરા જરા પેસાબ ઉતરે છે. ડુંટીમાં વિદ્રધિ થયો હોય તો, હેડકી તથા બગાસ આવ્યા કરે છે. પેટની અંદર વિદ્રધિ થયો હોય તો વાયુનો કોપ થાય છે. સાથળના મૂળમાં વિદ્રધિ થયો હોય તો, આકરી રીતે પીઠ અને કેડ તણાય છે વા, ઝલાઇ જાય છે. બગલમાં વિદ્રધિ થતાં પડખાઓનો સંકોચ થાય છે. બરલમાં વિદ્રધિ થયો હોય તો, શ્વાસ રોકાઇ જાય છે. હૃદયમાં વિદ્રધિ થયો હોય તો, તીવ્ર રીતે સર્વાંગ ઝલાઇ જાય છે અને ઉધરસ થાય છે યકૃત્-જમણા પડખાની ગાંઠમાં વિદ્રધિ થયો હોય તો, શ્વાસ તથા હેડકી થાય છે અને તરશ લાગવાના ઠેકાણે વિદ્રધિ થએલ હોય તો, પાણી ઘણુંજ પીવાય છે.

## વિદ્રધિઓના શ્રાવના માર્ગો.

ડુંટીથી[1] ઉપરના ભાગમાં-બગલ વગેરેમાં થએલ અંતર વિદ્રધિઓ પાકે ત્યારે તેમાંથી નિકળતું પરૂ મુખદ્વારે બહાર પડે છે અને ડુંટીના નીચેના ભાગમાં-મૂત્રાશય વગેરેમાં થએલ વિદ્રધિનું નીકળતું પરૂ ગુદાદ્વારે બહાર પડે છે તથા ડુંટીમાં થએલ વિદ્રધિ પાકે ત્યારે તેનું પરૂ, મુખ અને ગુદા એ બને વાટે નીકળે છે.

## બાહાર તથા અંતર વિદ્રધિઓનું સાધ્યાસાધ્યપણું.

વળી જે વિદ્રધિનું પરૂ કે લોહી ગુદા વાટે ઝરતું હોય તો તે પ્રાણી જીવે છે અને જે વિદ્રધિનું પરૂ કે લોહી મુખવાટે ઝરતું હોય તો તે પ્રાણી મરણને શરણ થાય છે. તેમજ હૃદય, ડુંટી અને મૂત્રાશય એ ઠેકાણે થએલ વિદ્રધિઓ જો બાહાર ફુટે તો કદાચ તે મનુષ્ય જીવે છે, પણ જો તે સ્થાનના વિદ્રધિઓ અંદર ફુટે તો નિશ્ચે તે રોગી રોગનો ભોગ થઇ પડે છે; કેમકે તેઓ મર્મસ્થાન છે.

વળી સન્નિપાત વિનાના અન્ય પાંચ પ્રકારના વિદ્રધિઓ સાધ્ય છે. વિદ્રધિઓનું પાકવું, કાચાપણું કે અધકાચાપણું વગેરે સંબંધી સોજાની પેઠે ચિન્હોવાળું સમજવું.

વળી જે વિદ્રધિવાળા રોગીને પેટનું ચઢવું, અશક્તિ, ઉલટી, હેડકી, તરશ, વેદના અને શ્વાસ થયો હોય તો તે રોગીના જીવનની આશા છોડી દેવી.

જો[2] વિદ્રધિ મર્મસ્થાનમાં હોય તે પછી પાકેલો કે કાચો હોય વા મોટો કે નાનો હોય તદપિ તે સર્વ કષ્ટસાધ્ય છે. તેમાં પણ જે વિદ્રધિ હૃદય, ડુંટી અને પેઢુમાં થએલ

---

૧ આત્રેયમુનિ કહે છે કે-નાભિથી ઉપર થએલ અંતર વિદ્રધિઓ ફુટે છે ત્યારે મનુષ્યના મોંવાટે લોહી સહિત પરૂ પડે છે અને નાભિથી નીચે થએલા અંતર વિદ્રધિઓ ફુટે છે ત્યારે ગુદા વાટે લોહી સહિત પરૂ પડે છે તથા નાભિમાં થએલ વિદ્રધિ ફુટે છે ત્યારે મુખ અને ગુદા એ બન્ને વાટે પરૂ વહે છે.

૨ ભોજ કહે છે કે-મર્મસ્થાનમાં થએલ વિદ્રધિ કાચો કે પાકો હોય તો પણ અસાધ્ય છે. પેઢુમાં થએલો પાકેલો હોય તો અસાધ્ય છે. નાભિથી ઉપર થએલ વિદ્રધિ પાકો કે કાચો હોય તો પણ અસાધ્ય છે ત્રિદોષનો સર્વથા અસાધ્ય છે, પણ ચામડીમાં, ડુંટીથી નીચે કે ડુંટીના નજીક હોય તે વિદ્રધિ સાધ્ય જાણવો.

હોય પણ તે પાક્યો હોય તો અસાધ્ય છે. અને ત્રિદોષનો તો કાચો કે પાકો હોય તો પણ અસાધ્ય છે.

## ગોળા અને વિદ્રધિમાં શો ફેર છે ?

ગોળો અને વિદ્રધિ સરખા ચિન્હવાળા હોય છે; તો પણ તેને પારખવા માટે તથા [illegible]પણા માટે એ નિશાની છે કે, મુઠી જેટલો જણાતો હોય ત્યાં સુધી ગુલ્મ જેવો લાગે છે, પણ તેથી મોટો થાય ત્યારે તેને વિદ્રધિ કહેવામાં આવે છે માટે ગુલ્મ કે વિદ્રધિ તેના ભેદપણાની ખાત્રી કરી ઉપચાર કરવા.

## વિદ્રધિ પાકે છે તેનું કારણ શું ?

ગુલ્મ કોઠામાં થાય છે અને વિદ્રધિ માંસ તથા લોહીમાં થાય છે એવા કારણોથી વિદ્રધિ પાકે છે અને ગુલ્મ—ગોળો પાકતો નથી.

પ્રસુતા કે ગર્ભવંતી સ્ત્રીઓના સ્તનની ડીંટડી ઉપર વા સ્તનની નસોમાં કઠણ સોજો ઉત્પન્ન થઈ આવેલ વિદ્રધિના કારણથી કોઈક વખતે તો પાકવા આવે છે અને કોઈક વખતે આવતુંજ નથી. એનાં લક્ષણો બાહ્ય વિદ્રધિ જેવાં હોય છે. ( આ રોગ કુમારીકાઓનાં સ્તનનાં છિદ્રો સૂક્ષ્મ હોવાને લીધે થતો નથી. )

## વિદ્રધિના ઉપાય.

સર્વ પ્રકારના વિદ્રધિઓ ઉપર જળો મુકાવવી, અને હલકો રેચ તથા લંઘન હિતકારી છે. જેમાં પિત્તની અધિકતા હોય તે વિદ્રધિ વિના બીજા સર્વ વિદ્રધિઓ ઉપર સ્વેદન કરવું હિતકારી, છે. જે વિદ્રધિ પાક્યો ન હોય તે ઉપર વ્રણ—ગુમડા સંબંધી સોજાનું ઔષધ ઉપયોગમાં લેવું.

રાતા એરંડાનાં મૂળીઆનો કલ્ક કરી તેમાં ચરબી, તેલ તથા ઘી એઓને મિશ્રકરી ગરમ કરી તેનો જાડો લેપ કરવો જેથી વાયુનો વિદ્રધિ મટી જાય છે. અથવા જવ, ઘઉં અને મગ એઓને ઘીમાં વાટીને લેપ કરવામાં આવે તો ન પાકેલો વિદ્રધિ તાત્કાળ મટી જાય છે. અથવા ક્ષીરકાકોલી ( એ ન મળે તો આસગંધ લેવી. ), વાળો, જેઠીમધ અને રતાંજળી એઓને દુધમાં વાટી ઘી નાખીને જાડો થથેડો કરે તો, પિત્ત સંબંધી વિદ્રધિ મટે છે. અથવા ઈંટનો ભૂકો, રેતી, લોઢાનું કીટું અને ગાયનું છાણ એઓને ગાયના મૂત્રમાં બુડી ચીજની રહેવાતો રહેવાતો શેક કરે તો કફનો વિદ્રધિ મટી જાય છે. અથવા દશમૂળનો ઉકાળો કરીને તેથી અથવા દશમૂળનો સ્વરસ કરી તેમાં ઘી નાંખી જરા ઉનો કરીને તેથી વિદ્રધિને સિંચન કરે તો વિદ્રધિ તથા વ્રણનો સોજો મટી જાય છે. અથવા—[illegible], મજીઠ, હળદર, જેઠીમધ ( કે મહુડાં ), તથા સોનાગેરૂ એઓને દુધમાં વાટી લેપ કરે તો લોહીજન્ય અને ક્ષતજન્ય વિદ્રધિ મટે છે. અથવા કાળીજીરી, ઈંદ્રવરણું, અને [illegible] [illegible]માં એઓને વાટીને પીએ તો તેથી કોઠામાં થએલો વિદ્રધિ તુરત મટી જાય છે. અથવા સરગવાનું મૂળ લઈ તેને પાણીથી ધોઈ, પાણીથી વાટી તેમાંથી રસ કાઢી વસ્ત્રથી ગાળી [illegible] તેમાં [illegible] નાખી પીએ તો અભ્યંતરનો વિદ્રધિ મટી જાય છે. અથવા સરગવાની [illegible] [illegible]માં હિંગ તથા સિંધાલુણ નાખીને પાક કરીને સવારે પીએ તો અંદરનો વિદ્રધિ તુરત મટે છે. [illegible].

વિદ્રધિનો અધિકાર સંપૂર્ણ.

# વ્રણના સોજાનો અધિકાર.

## ગુમડાં–વ્રણના સોજાનું સંખ્યાપૂર્વક સામાન્ય લક્ષણ.

વાયુ, કફ, પિત્ત, ત્રિદોષ, રૂધિર અને પ્રહાર વગેરેથી થએલ એમ છ પ્રકારના વ્રણનાં સોજા થાય છે. તે પ્રથમ સોજાના અધિકારમાં કહી ગયા છીએ તેવાં લક્ષણોથી યુક્ત હોય છે.

## વ્રણના સોજાનું વિશેષ રૂપ.

વાયુ સંબંધી વ્રણનો સોજો વિષમ રીતે–ઢંગધડા વગર પાકે છે. પિત્ત વ્રણનો સોજો તુરત પાકે છે, કફ વ્રણનો સોજો લાંબી મુદતે પાકે છે અને લોહી સંબંધી વ્રણનો સોજો તથા આગંતુક વ્રણનો સોજો પિત્ત વ્રણની પેઠે તુરત પાકે છે.

## ન પાકેલા વ્રણના સોજાનાં ચિન્હ.

જે વ્રણના સોજામાં ગરમી હોય, થોડો સોજો હોય, કઠોર હોય, સોજાનો રંગ ચામડીના જેવોજ હોય અને પીડા થોડી હોય તો જાણવું કે સોજો–ગુમડું પાકેલ નથી.

## પાકેલા વ્રણસોથનું લક્ષણ.

જે સોજો દેવતા–અગ્નિની પેઠે બળતો હોય, ખારથી જાણે રંધાતો હોય, કીડીઓના ટોળાની પેઠે ચટકા મારતો હોય, શસ્ત્રથી જાણે છેદાતો કે ચીરાતો હોય, લાકડીથી કુટાતો, હાથથી દબાતો, સોયોથી ભોંકાતો અને આંગળીથી ભીંસાતો હોય તેવી વ્યથા કરતો બળતરા યુક્ત હોય, જેમ અગ્નિની પાસે રહેલો પદાર્થ તપ્યા કરે તેમ તપ્યા કરતો હોય, ચામડીના વર્ણથી જુદાજ રંગવાળો થયો હોય, ફુલેલા મૂત્રાશય કે દડાની પેઠે ચામડીના સંકોચથી રહિત હોય, વિંછીના કરડવાથી જેમ સુતાં બેસતાં કે ઉઠતાં–ઉભતાં ચેન ન રહે તેમ બેચેનવંત રોગી રહેતો હોય અને તાવ, તરશ અરૂચિ વગેરેથી યુક્ત હોય તો, જાણવું કે સોજો પાકવા લાગેલો છે.

## પાકી ગએલા વ્રણના સોજાનાં ચિન્હ.

જેમાં બળતરા વગેરે દુઃખો સમી ગયાં હોય, સોજામાં લાલાશ થોડી હોય, પાકવા લાગેલા સોજા કરતાં વધારે ઉચાપણું ન હોય, સળ પડતા હોય, ખુચ્યા જેવું જણાતું હોય, ઘડીએ ઘડીએ ચળ આવતી હોય, તાવ વગેરે સઘળા ઉપદ્રવો મટી ગયા હોય, આંગળી દબાવતાં નમતો કે સ્વભાવે નમેલો થયો હોય અને ચામડી કાંઇક ફાટી હોય તથા આંગળીથી દબાવતાં એક જગ્યાએથી બીજી જગ્યાએ રસી જતાં માલમ પડતી હોય અને ભૂખ લાગે તો, જાણવું કે–ગુમડું પાકી ગયું છે.

જો કે ગુમડું એક દોષથી થએલ હોય તો પણ પાકવા વખતે ત્રણે દોષો યુક્ત થાય છે; કારણ કે ગુમડામાં વાયુ વગર વેદના હોતી નથી, પિત્ત વગર પાક થતો નથી અને કફ વગર પરૂ થતું નથી એટલાજ માટે સઘળા સોજાઓ–ગુમડાં પાકવાના વખતમાં ત્રણે દોષોથી પાકે છે એમ સમજવું.

વળી કાળાંતરથી ઉદય પામેલું પિત્ત વાયુને અને કફને ઓછાં કરી પરાણે લોહીને પકાવે છે–એમ પણ કેટલાક આચાર્યોનો મત છે. અર્થાત્ પ્રથમ મતમાં-કફથી પરૂ થાય છે એમ માનેલું છે અને બીજા મતમાં લોહીથી પરૂ થાય છે એમ માનેલું છે એટલો મત ભેદ છે.

## પાકેલા વ્રણમાંથી પરૂ ન કાહાડે તો તેથી થતી અડચણો.

જેમ વાયુ પ્રેરિત અગ્નિ ઘાસના બીડમાં દાખલ થઇ પરાણે ઘાસને બાળી ભસ્મ કરે છે તેમ પાકેલા ગુમડામાંથી ન કાહાડેલું પરૂ માંસને, નસોને અને સ્નાયુઓને પણ ખાઇ જાય છે માટે પાકેલા ગુમડામાંથી જેમ બને તેમ તુરત પરૂ કહાડી નાંખવા યત્ન કરવો.

## વ્રણ કાચું પાકું હોવાનાં લક્ષણો ઓળખવામાં વૈદ્યની થતી પરીક્ષા.

જે વૈદ્ય ગુમડાને ( કાચું છે, પાકવા લાગેલું છે કે પાકેલું છે ) એમ ઓળખી શકે છે તે હોંશીઆર વૈદ્ય જાણવો અને બાકીના વૈદ્યોને ચોરના જેવી વૃત્તિ કરનારા સમજવા; કેમ કે તેઓ માત્ર ચોરની પેઠે રોગીનું ધન લૂટવું એજ પ્રયોજન સમજેલા છે, પણ ધર્મ, યશ કે મંત્રતા મેળવવાનું પ્રયોજન સમજેલા નથી. વળી જે વૈદ્ય અજ્ઞાનતાવડે કરી કાચા ગુમડાને કાપે છે તથા જે વૈદ્ય પાકેલા ગુડાનેમ કાપે નહીં અને એમનું એમ રહેવા દે છે એ બન્નેને ચાંડાલ જેવાજ જાણવા; કેમકે તેઓ સમજ્યા વગરની ક્રિયા કરે છે તેથી ઘણા રોગીનો વિનાશ થાય છે, માટે ગુમડાને પકવવા, કપાવવા અને રૂઝાવવાના ઉપાયો માટે હોંશીયાર વૈદ્યનીજ ચિકિત્સા યોજવા ખાસ વિચાર રાખવો.

## વ્રણના બે ભેદ વિષેનો વિચાર.

શારીરિકવ્રણ અને આગંતુકવ્રણ એવા વ્રણના બે ભેદ છે. શારીરિકવ્રણ વાત પિત્ત કફાદિ દોષોથી થાય છે અને આગંતુકવ્રણ કોઇપણ શસ્ત્રના ઘા અથવા જખમથી ઉત્પન્ન થાય છે. તેના આઠ ભેદ માનેલ છે એટલે વાયુથી, પિત્તથી, કફથી, લોહીથી, વાયુપિત્તથી, વાયુકફથી, કફપિત્તથી અને ત્રિદોષથી એમ આઠ પ્રકારથી વ્રણ થાય છે, તેનાં ક્રમવાર લક્ષણો નીચે પ્રમાણે છે.

**વાયુથી** ઉત્પન્ન થએલું વ્રણ—ગુમડું—નાસુર તણાયલું રહે છે, હાથ અડાડવાથી કઠોર જણાય છે, તેમાંથી પરૂ થોડું વહે છે, અને સણકા વધારે આવે છે તથા તેમાં સોયો ભોંકાયા જેવી તીવ્ર પીડા થાય છે અને તેમાં ધબકારો—લપકારા થાય છે તે વાતજવ્રણ કહેવાય છે. તેનો રંગ કાળો હોય છે.

**પિત્તથી** થએલું વ્રણ—તરશ, મૂર્છા, તાવ તથા રસીનું વહેવું, બળતરા, ચીરા પડવા, વાસ મારવી, અને ખરાબ ગંધ સહિત પરૂનું નીકળવું વગેરે વગેરે લક્ષણે એ યુક્ત હોય છે.

**કફથી** થએલ વ્રણમાંથી રસી વહ્યા કરે, તે રસી ચીકણી, ભારે, તેલના જેવી, સ્થિર, મંદ પીડાકારક, પીળી—ધોળી પાંડુરંગતી હોય છે. આ વ્રણમાંથી રસી થોડી નીકળે છે અને પાકતાં વિશેષ વાર લાગે છે.

**લોહીજન્યવ્રણ** લોહી જેવા રંગનું, અને તેમાંથી લોહી વહ્યા કરે છે.

જેમાં વાયુપિત્તનાં, વાયુકફનાં અને કફપિત્તનાં એમ બબે દોષનાં ચિન્હો હોય તે દ્વંદ્વજ અને જેમાં ત્રણે દોષનાં ચિન્હો મળેલાં હોય તે ત્રિદોષ વ્રણ કહેવાય છે.

## શુદ્ધવ્રણનું લક્ષણ.

જે વ્રણ જીભના નીચેના ભાગ જેવું દેખાવમાં હોય, અત્યંત કુણું, નિર્મળ, ચીકણું, લીસું, થોડી વેદનાવાળું, વગર ઉપસેલું અને જેમાંથી દોષો કે પરૂનું વહેવું થતું નથી એવું વ્રણ હોય તે વ્રણને શુદ્ધવ્રણ જાણવું.

## દુષ્ટવ્રણનું લક્ષણ.

જે વ્રણમાંથી ગંધાતું પરૂ નીકળતું હોય, બગડેલું લોહી વહેતું હોય, વધારે ઊંડાણવાળું, ઉપસેલું અંદરથી પોલું અને લાંબા વખત સુધી ન મટતાં જેમનું તેમ વ્યથાવાળું રહે તે દુષ્ટવ્રણ કહેવાય છે.

## અંકુર આવવાની હાલતમાં આવેલા વ્રણનું લક્ષણ.

જે વ્રણની આજુ બાજુની કોર હોલાના રંગ જેવી સ્થિર અર્થાત્ તે કોર વધતી ઓછી ન થતાં તેટલીજ રહે તથા જેમાં કૃણગા ફુટી નીકળે છે અને પરૂ ન વહેતું હોય તો જાણવું કે હવે વ્રણ ભરાવાની સ્થિતિ ઉપર આવ્યું છે.

## ભલી રીતે ભરાયલા વ્રણનાં ચિન્હ.

જે વ્રણમાં સારી પેઠે માંસના અંકુરા ફુટતા હોય, ગાંઠ રહિત, સોજા વગરનું, સાજુ-કા બંધ પડેલ અને ચામડીના જેવો વ્રણનો રંગ થઇ ગયો જણાય તથા તેમાંની ઉંડાઇ ભરાઇ આવી હોય ત્યારે જાણવું કે હવે વ્રણ-ગુમડાં-ઘા સારી પેઠે ભરાઇ આવેલ છે.

## સુખસાધ્ય વ્રણનાં લક્ષણ.

જે વ્રણ હૃદયાદિ મર્મસ્થાનમાં ન થતાં ચામડી અને માંસમાં થાય છે તથા જેમાં તાવ, તરસ, વગેરે એકે ઉપદ્રવ રોગીને પીડાકારક હોય નહીં તેમજ હેમંત, શિશિર વગેરે સુખકારક ઋતુઓમાં બુદ્ધિમાન્ પુરૂષને નવીનજ થએલ હોય તે સુખસાધ્ય વ્રણ જાણવું. પણ માંદા માણસને થએલું હોય તો સુખસાધ્ય જાણવું નહીં.

## વ્રણનું અસાધ્યપણું.

જે વ્રણ વાત પિત્ત કફાદિ ગમે તે દોષમાંથી ઉત્પન્ન થએલ હોય, અને તેમાંથી ચરબી, મેદ, મજ્જા તથા મસ્તકમાંનું સ્નેહ વહેતું હોય તે ગળતું હોય તો તે અસાધ્ય જાણવું. વળી જે કોઢ-રક્તપિત્તવાળો, ઝેર ખાનાર, ક્ષયી, મધુપ્રમેહી કે પ્રમેહના વ્યાધિવાળાને જે વ્રણ થયું હોય તથા જેને વ્રણ થયું છે છતાં તેમાં બીજું વ્રણ થઇ આવે તો તે અસાધ્ય વા, કષ્ટસાધ્ય છે. તથા જે વ્રણ, મર્મસ્થાનમાં થએલ હોય, અતિ પીડાકારક, ઉપરથી શીતળ અને અંદર ઘણી બળતરાવાળું હોય, તેમજ બળ, માંસ નાશ પામી શ્વાસ, ઉધરસ, અરૂચિ વગેરે દુઃખદાયી ઉપદ્રવો થઇ આવે તથા તેમાંથી પરૂ લોહી વધારે ઝરતાં હોય તેનો ઓષધોપચાર સારી પેઠે કરતાં છતાં પણ આરામ થતો ન હોય તો, તેવાં વ્રણ અસાધ્ય છે.

આગંતુક વ્રણમાંથી ચરબી, મેદ, મજ્જા કે મસ્તકમાંના સ્નેહ જેવા વર્ણવાળું જો વહે, તો તે સારૂં ગણાય છે.

## આગંતુક વ્રણ સંબંધી વિવેચન.

અનેક પ્રકારનાં અણી-ધાર તથા મુખવાળાં જીવ લેનારાં શસ્ત્રો અથવા હથિયારો છે, તેઓના વાગવાથી શરીરના જુદા જુદા ભાગોમાં અનેક પ્રકારનાં જે વ્રણો—ઘા થાય છે તેને આગંતુક વ્રણ કહે છે.

**શસ્ત્રોથી થતાં ૭ પ્રકારનાં વ્રણોનાં લક્ષણો**—એટલે છિન્ન, ભિન્ન, વિદ્ધ, ક્ષત, પચ્ચિત અને ઘૃષ્ટ એમ ૭ ભેદ છે. તેનાં અનુક્રમે લક્ષણો નીચે પ્રમાણે:—

જે વ્રણ આડું, ત્રાંસુ, અથવા તિરકસીઆ જેવું, સીધું-પાંસરૂં અને લાંબુ હોય અર્થાત્ તેવી આકૃતિએ ઘા વાગ્યો હોય તે વ્રણને છિન્ન વ્રણ કહે છે.

જે બરછી, ભાલો, બાણ-તીર, તરવારની અણી અને કોઇ પ્રાણીના દાંત, નખ, શીંગડાના વાગવાથી શરીરમાંનું સ્થાન ભેદાઇ થોડું લોહી નીકળે તેના ઘાને ભિન્ન વ્રણ કહે છે. આ વ્રણ આશયના ૧ કપાવાથી લોહી વહે તે લોહીથી કોઠો-ઉદર ભરાઇ જાય ત્યારે તે લોહીથી ભરેલું પેટ તાવ અને બળતરાને ઉત્પન્ન કરે છે. પછી તે લોહી મૂત્રેંદ્રિય વા, ગુદા દ્વારા, કે મુખ તથા નાકની વાટે નીકળે છે અને તેથી મૂર્છા, શ્વાસ, આફરો, તરસ, તથા અરૂચિ ઉત્પન્ન કરે છે, મળ-મૂત્ર તથા વાયુનું રોકાણ થાય છે, પરસેવો આવે છે, આંખ્યો રાતી થાય, મોઢામાંથી લોહીની વાસના આવે, શરીરમાં દુર્ગંધ, હૈયા તથા પડખાઓમાં શૂળ નીકળે છે. વગેરે વગેરે ઉપદ્રવો થાય છે.

જે ઝીણી અણીના-ધારવાળાં હથીઆરોના ફેંકવાથી શરીરના આશય વિના બીજો કોઇપણ ભાગ વિંધાઇ જાય તેથી તે ભાગ તેવા જખમથી ઉતરડાઇ ગયો હોય; જો કે તેમાંથી શલ્ય તો નીકળી ગયું હોય; તદપિ નીકળી ગયેલા શલ્યના જેવો ઘા પડે છે તેને વિદ્ધવ્રણ કહે છે.

શરીરનું જે અંગ બહુ છેદાયા ભેદાયા ન છતાં તે અંગ વિશેષ છેદાયા ભેદાયા અંગનાં લક્ષણોવાળું જણાય અને તે ઉપર થએલું વ્રણ વાંકુ ચુકું હોય તેને ક્ષતવ્રણ કહે છે.

ઘણું કરીને તે ઘા કાળો, સોજા સહિત, તથા ફોલ્લીઓથી વીંટાયલ, અને તેમાંથી વારંવાર લોહી વહ્યા કરતું હોય, તથા ઘા પેચ્યો છતાં ઉપસેલ હોય અને પરપોટીઓની પેઠે જેની ઉપર માંસના અંકુરા આવી રહ્યા હોય તથા પીડા સહિત હોય, તો જાણવું કે, તે ઘામાં શલ્ય-કાંટો, કાંકરો, લાકડું, લોઢું કે કાચ વગેરે અંદર રહી ગએલ છે આને કેટલાક સશલ્યજવ્રણ પણ કહે છે.

જેમાં હાડકાં સાથે શરીરના કોઇ ભાગ ઉપર એકાદ જબરો શસ્ત્રનો માર વાગ્યો હોય અથવા કોઇ ભીંત, પથરા, કે ભાર નીચે ખૂબ ચગદાયો હોય તેથી તે ચગડાઇ ચીરાઇને ચોપડું થઇ જાય છે અને તેમાંથી તે જ વખતે મજ્જા સાથે લોહી વહેવા માંડે છે તેને પચ્ચિતવ્રણ કહે છે.

શરીરનો કોઇપણ ભાગ સારી પેઠે ઘસાયો હોય છોલાયો હોય કે તેના ઉપર કાંઇ વાગવાથી તે જગ્યોની આખી ચામડી નીકળી ગઇ હોય અને તેમાંથી બળતરા બળી થોડું થોડું લોહી વહેવા લાગે તેને ઘૃષ્ટવ્રણ કહે છે.

---

૧ આંતરડાં, જઠરાગ્નિનું સ્થાન, હોજરી, પેશાબનો કુકો, કાળજું, રક્તાશય, બરલ, હૃદય, ફેફસાં અને ફેફસાં આ સ્થાનો આશય એટલે કોઠાની સામાન્ય સંજ્ઞાથી ઓળખાય છે. —શબ્દચિંતામણિકાર.

ચામડીની અંદર આવેલી નસો અથવા નસોને અર્થાત્ સાતે ચામડી અને નસોને કાપી ભેદી કે આઘી પાછી કરી નાંખી જે શલ્ય કોઠામાં પેસે છે તેનાથી નીચે વર્ણવેલા ઉપદ્રવો થાય છે-એટલે આફરો તથા વ્રણના મુખમાં અન્ન, મળ-મૂત્રને લઇ બહાર નીકળે તો, જાણવું કે કોઠામાં શલ્ય છે.

જે વ્રણના રોગીનુ લોહી અંદરથી એકઠું થઇ રહ્યું છે અર્થાત્ બાહાર વહી ગયું નથી તેવો વ્રણરોગી પાંડુ રંગવાળો-પીળો થઇ ગયો હોય, જેના હાથ પગ હિમ જેવા ટાઢા હોય, નાકથી નીકળનો શ્વાસ ટાઢો, આંખો લાલ અને પેટ વખતો વખત ચઢી આવે તો તેવા વ્રણ રોગીની જીવવાની આશા છોડી દેવી.

## માંસ, નસો, સ્નાયુ, હાડ અને સાંધાઓ ઉપર થતાં કે વ્રણોની અસર પહોંચતાં થતાં સામાન્ય લક્ષણો.

ફેર, બકવા, તમર ખાઇ નીચે પડવું, મન, ઇંદ્રિયો શુદ્ધિ રહિત વા મોહવંત થઇ જાય, ચેતન જતું રહે, ગ્લાનિ, ઉષ્ણતા-બળતરા, અંગમાં શિથિલતા, અત્યંત પીડા, શ્વાસ, મૂર્છા, ઉર્દ્ધવતા વા વાતજનિત આકરી પીડા થવી, માંસના ધોવણ જેવું શરીરમાંથી લોહીનું વહેવું, સર્વ ઇંદ્રિયોના સ્વાભાવિક ધર્મ-વ્યવહાર બંધ પડી જવાથી અકુલવ્યાકુલતા થવી વગેરે વગેરે ઉપદ્રવો માંસ, નસો, સ્નાયુ, હાડ અને સાંધાઓ ઉપર કોઇપણ પ્રકારનો ઘા વાગવાથી થાય છે.

મર્મ રહિત નસોને ક્ષત થતાં કે વિંધાતાં તેમાંથી ઇંદ્રધનુષ જેવું કે મમોલા (ચોમાસામાં લાલ મખમલના રંગ જેવા નાના જીવ થાય છે તે મમોલા-મામાની ગાય સાંવણકી ડોકરી, બીરબહોટી, ઇંદ્રગોપ, ઇંદ્રવધુ વગેરે વગેરે નામોથી ઓળખાય છે, દેશ પ્રસિદ્ધ છે તે) જંતુના રંગ જેવું લાલ લોહી ઘણુંજ વહે છે અને આ પ્રકારે પુષ્કળ લોહીનો નાશ થવાથી વાયુ કોપ પામી આક્ષેપાદિ અનેક જાતના રોગોને ઉત્પન્ન કરે છે તેને મર્મ રહિત શિરાદી વિદ્ધિકા કહે છે.

**સ્નાયુ વિદ્ધનાં લક્ષણ**—શરીરની સ્નાયુ વિંધાતાં વાત સંબંધી કુબ્જ-કુબડાપણાનો રોગ થાય છે. શરીરમાંના અવયવો પાતળા થઇ જાય છે, રોગી કામ કરવામાં અશક્ત થાય છે, અત્યંત વેદનાયુક્ત અને લાંબી મુદતે ભરાનારો જખમ હોય છે. આ લક્ષણો જણાય ત્યારે જાણવું કે સ્નાયુ ક્ષત થએલ છે.

**સંધિ વિદ્ધનાં લક્ષણ**—શરીરના ચણીઆરા-મજાગરાની પેઠે ફરતા, વળતા અથવા સ્થિર હાડકાઓના સાંધા કપાતાં કે વિંધાતાં તે જખમ ઉપર સોજો આવે છે. તેમાં ન સહન થઇ શકે તેવી આકરી પીડા થાય છે શક્તિનો નાશ થાય છે. સાંધાઓમાં સોયો ભોંકાયા જેવી વ્યથા થાય છે, તેમાં સોજો હોય અને કોઇપણ કામ કરી શકાય નહીં તો જાણવું કે સાંધો વિંધાયો છે તેથી ક્ષત થએલ છે.

**અસ્તિ વિદ્ધનાં લક્ષણ**—જેના શરીરમાં અહર્નિશ અતિ ભયંકર બેસુમાર પીડા થાય તથા જાગતાં, સુતાં, બેસતાં કે હરતાં ફરતાં જરાપણ કળ વળે નહીં તો, જાણવું કે હાડકું વિંધાયલું છે

**શિરાદિ મર્મસ્થાન વિદ્ધનાં લક્ષણ**—મર્મ એટલે હાડ ના સંધિસ્થાન ઉપર પ્ર-

દ્વાર અથવા ઘા થતાં જે મર્મ રહિત શિરા-રગોના ક્ષતનાં જેવાં ઉપર લક્ષણો કહ્યાં છે તે-વાંજ લક્ષણો હોય છે; પરંતુ આમાં એટલું વિશેષ છે કે-તે લક્ષણો સામાન્ય રીતે થાય છે.

**માંસમર્મ વિદ્ધનાં લક્ષણ**—માંસમર્મની જગ્યા ઉપર વિદ્ધ થતાં-વીંધાતાં રોગીના શરીરનો રંગ પાંડુ-પીળો થઇ જાય છે અને તેની સ્પર્શેંદ્રિયો નષ્ટ થઇ જાય છે.

## વ્રણ માત્રના સામાન્ય ઉપદ્રવો.

વિસર્પ, પક્ષઘાત, શિરાસ્તંભ, અપતાનક, મોહ, ઉન્માદ, તાવ, વ્રણપીડા, તરશ, હનુગ્રહ, ઉધરસ, ઉલટી, અતીસાર, હેડકી, શ્વાસ અને કંપારા આ સોળ ઉપદ્રવો વ્રણના અંગે રહેલા છે.

## અગ્નિદગ્ધ—દેવતાથી દાઝેલાનાં લક્ષણ.

અગ્નિદગ્ધના બે ભેદ છે-એટલે એક તો ઉકળેલા તેલ ઘી વગેરે પ્રવાહી પદાર્થોથી દાઝવું અને બીજું તપાવેલું લોઢું તથા દેવતાથી દાઝવું એમ બે પ્રકાર છે; પરન્તુ તેના અંતર્ગત બીજા પણ ચાર પ્રકાર છે તે નીચે પ્રમાણે.

પુષ્ટદગ્ધ, દુર્દગ્ધ સમ્યક્ દગ્ધ અને અતિદગ્ધ-આવા ચાર ભેદ છે એટલે જે દેવતાથી દાઝી ગયું હોય અને શરીરનો વર્ણ વિચિત્ર પ્રકારનોજ બની ગયો હોય તેને પુષ્ટદગ્ધ કહે છે. દાઝેલાના શરીરમાં બળતરા થાય, પીડા ઘણી હોય, ફોલ્લા ઉઠી આવે અને તે ઉપર રૂઝ મોડી આવે તેને દુર્દગ્ધ કહે છે. બળેલું શરીર તાંબાના રંગ જેવું થઇ જાય, બળતરા બહુજ થાય, પીડા વિશેષ ફેલાય નહીં તેને સમ્યક્દગ્ધ કહે છે. અને જેનું માંસ લટકી પડ્યું હોય માત્ર વીંખાઇ શરીરથી જુદું થયું હોય. શિરા, સ્નાયુ, હાડ, સંધિસ્થાન વગેરે દાઝી જતાં તેઓમાં ત્રુટફાટ થઇ હોય તથા તાવ, બળતરા, તરશ, મૂર્છા થઇ આવે અને શરીરનો વર્ણ બદલી જાય તથા રૂઝ મોડી આવે તેને અતિદગ્ધ કહે છે.

## દોષોથી થએલા શારીરિક વ્રણના ઉપાય.

વ્રણસોથ શારીરિકવ્રણ કિંવા સર્વ પ્રકારના વ્રણો ઉપર ૧૧ પ્રકાર મુખ્ય પ્રકારે કહેલા છે. જો કે ચરક અને સુશ્રુતમાં તો વ્રણના ઉપાય ૬૦ પ્રકારે કરવા એમ કહેલ છે; તદપિ તે સર્વનું વિવેચન કરતાં ગ્રંથના કદમાં વધારો થઇ જાય માટે મુખ્ય ૧૧ પ્રકાર છે તે અત્રે ગ્રહણ કર્યા છે, તે એ કે-પ્રથમ વ્રણનો સોજો ઉતરી જાય તેવો લેપ કરવો, પછી સોજાના ઉપર ક્વાથ વગેરેનું ઉનું પાણી ઝારવું-ધીરે ધીરે રહેવાય તેમ તે ઉપર ધાર કરવી. પછી સોજાને ચોળી કરમાવી નાખવો. તે પછી સોજામાંથી લોહી કઢાવવું. તે પછી સોજાની ઉપર થોડાં થોડાં ઉનાં ઔષધો લુગડામાં બાંધી તેનો બફારો દઇ પરસેવો લાવવો. તે પછી સોજાને પકવવા માટે ઔષધોપચાર કરી પકાવવો. તે પછી સોજાને શસ્ત્ર-નસ્તરથી કે ઔષધ યોગથી ચીરી નંખાવવો. તે પછી સોજાને-ગુમડાને અંગુઠાથી દબાવી તેમાંનું પરૂ કાઢાઢી નાખવું અથવા પરૂને ખેંચીને કહાડે તેવા ઔષધોનો જાડો ખરડ કરવો. તે પછી તેને ઔષધોના ક્વાથ વગેરેથી સાફ કરવું; તે પછી તેમાં રૂઝ આવે તેવા ઉપાય કરવા. અને તે પછી વ્રણ થયા પહેલાં જેવો ચામડીનો વર્ણ હતો તેવો ફરી થાય તેવા ઉપચાર કરવા. આ પ્રમાણે અગીયાર પ્રકાર ઉપયોગમાં લેવા.

## સોજાને શાંત કરનારા લેપો.

જેમ લાય લાગી હોય અને લાયને પાણી તુરત ઓલવી શકે છે તેમ લેપો પીડાને તુરત શાંત કરી શકે છે.

બીજોરાનાં મૂળ, જટામાંસી, દેવદાર, સુંઠ, રાસ્ના, અને અરણી એઓને વાટી તેનો લેપ કરવો જેથી વાયુ સંબંધી સોજો મટી જાય છે.

કો, બરૂનાં મૂળ, પદ્મક, કેસર, વાળો, પીળો અને કમળ એઓનો લેપ કરવાથી પિત્તના સોજો મટી જાય છે. અથવા પાંચ પ્રકારનાં ક્ષીર–દુધ વૃક્ષનાં–વડનું મૂળ, ઉમરાનું મૂળ, પીપળાનું મૂળ, પીપરનું મૂળ, અને નેતરનું મૂળ, અથવા એ પાંચેની છાલ લઇ વાટી ઘીમાં મેળવી ( ઓષધોના દશમા ભાગે ઘી લઇ ) લેપ કરે તો પિત્તનો સોજો મટી જાય છે.

મરડાશીંગ, વગડાઉ તુલસી ( આપચીબાબચી ), મજીઠ, ચોખડો દેવદાર, કાળું નસોતર, અને આસગંધ એઓનો લેપ કફના સોજાને શાંત કરે છે. અથવા પીપર, જુનો ખોળ, સરગવાની છાલ, રેતી અને હરડે એઓને ગાયના મૂત્રમાં વાટી જરા ઉનાં કરી લેપ કરે તો કફનો સોજો શાંત થાય છે.

## લેપ કરવાની રીત.

લેપ રાતે[1] કરવો નહીં, લેપ કરતાં કે કરેલો લેપ અંગ ઉપરથી ખરી પડે તો તે જગ્યાએ ફરી લેપ કરવો નહીં, જે એકવાર લેપ કર્યો હોય તે ઉપર ફરી બીજો લેપ કરવો નહીં. લેપ કરવાનાં ઓષધોનો કલ્ક રાતવાસી રહેલો હોય તેનો લેપ કરવો નહીં અર્થાત્ કે આર કરેલ લેપ રાતવાસી થયા પછી લેપના કામમાં લેવો નહીં; અને લેપ સુકાઇ ગયા પછી ફરીને ઉપર લેપ કરવો નહિં તથા સુકાયલા લેપને ખેરવવો પણ નહીં. જે સોજો ન પાકતો હોય, ગંભીર સોજો હોય, તથા લોહી કે પિત્તથી થએલ સોજો હોય તો એઓની ઉપર, ચતુર વૈદ્યોએ રાત્રે લેપ કરવા મનાઇ કરેલ છે છતાં પણ લેપ કરવો.

## સોજાની ઉપર કવાથ વગેરેનાં સિંચન.

વાયુનો નાશ કરનારાં ઓષધોના કવાથથી, અથવા તેલથી, માંસના રસાઓથી, ઘી અને કાંજીથી અર્થાત્ એઓને ઉનાં કરી તેથી વ્રણના સોજાને ઝારે તો વાયુનો સોજો મટી જાય છે.

પિત્તથી, લોહીથી કે ક્ષતથી સોજો થયો હોય તો, તેના ઉપર ઠંડા ઉપચારો ઉપયોગમાં લેવા એટલે ઓષધોના રસોથી, દુધથી, ઘીથી, મધથી, ખાંડથી, શેરડીના રસથી અને પિત્તનો નાશ કરનાર ઓષધોના કવાથોથી સિંચન કરવું–ઝારવું.

કફના સોજા માટે કફનો નાશ કરનારાં ઓષધોના કવાથથી, તેલોથી, ક્ષારોથી, પાણી અને ગોમૂત્રથી અર્થાત એઓને ઉંડા રાખી તેના ઉપર ધાર કરવી જેથી કફનો સોજો મટી જાય છે.

## સોજાને ચોળીને કરમાવી નાખવાનો વિધિ.

વ્રણના સોજાને અંગુઠા વગેરે વડે કરીને મસળીને પરસેવો લાવવો. અથવા આ વ્રણનો સોજો કઠણ હોય તો ધીરે ધીરે કરમાવવા માટે સોજા ઉપર માલેસ કરી થાક આપીને આસ્તે આસ્તે વાંસની નળીવતે કે હાથના તળાવતે વા અંગુઠાથી ધીમે ધીમે ચોળવો જેથી પરસેવો આવે છે અને સોજો નરમ પડે છે.

## સોજામાંથી લોહી કાહાડવાનો હેતુ.

વિચિત્ર વર્ણવાળો કે કાળો વિશેષ પીડા સહિત જે સોજો હોય અથવા ઝેરી જ-

---

1 અંધારાથી ઢંકાયલી આરે ગરમીમાં જો લેપ કર્યો ન હોય તો રુંવાટાંનાં છીદ્રોમાંથી બહાર નીકળે છે અને જો લેપ કરેલો હોય તો તે ગરમી બહાર નીકળી શકતી નથી માટે રાત્રીએ લેપ કરવો નહીં.

નાળરોના ડંખનો સોજો હોય તથા તુરતના ઉત્પન્ન થએલા સોજાની પીડાને શાંત કરવા અર્થાત્ ન પાકવા દેવા માટે તે સ્થળે જળો મૂકાવવી અથવા તો શીંગડી કે અસ્તરાવડે લોહી કઢાવવું; કેમકે પીડાનું મૂળ લોહી છે અને જો લોહીજ તેમાં ન હોય તો પીડા થનીજ નથી "**मूलो नास्ति कुतो शाखा ?**" એ માટે લોહી અવશ્ય કઢાવવું. એક બાજુએ સઘળી ક્રિયાઓ મળી જેટલું કામ કરે છે તે સઘળું કામ એકલું લોહી કાઢવાથીજ થાય છે.

## સોજા ઉપર થોડાં ઉનાં ઔષધો લુગડામાં બાંધી બફારો દેવાના પ્રકાર.

જો સોજો કાચો હોય અથવા પાક ઉપર આવવા લાગ્યો હોય તો તેના ઉપર ઉપનાહ સ્વેદ કરવો, જેથી તે સોજો કાચો હોય તો શાંત થઇ જાય છે અને પાકવા લાગેલો હોય તો તુરત પાકી જાય છે. "માટે દશમૂળ, કાંસકી, રાસ્ના, આસગંધ, એરંડાનું મૂળ, અથવા એરંડા, નગોડ અને સાટોડી એઓનો ગરમ લેપ કરવો."

અથવા—સરગવો, પીપર, સિંધવ, કપાસીયા, સુંઠ, શણનાં બીજ, અળસી, કળથી, તલ, જવ, સરસવ, કાળી તુળસી, મૂળાનાં બીજ અને સુવા એઓમાંથી જેટલા પદાર્થો મળી આવે તેટલાને લઇ ખાટા રસમાં વાટી ચટણી જેવા બનાવી જરા ઉના કરી લુગડામાં બાંધી આસ્તે આસ્તે વ્રણના સોજા ઉપર વિધિ પ્રમાણે બફારો આપવો, જેથી વાયુનો સોજો નિશ્ચે શાંત થઇ જાય છે. આ શોભાંજનાદિ ઉપનાહ સ્વેદ કહેવાય છે.

અથવા સાટોડીનું મૂળ, દેવદાર, સુંઠ, સરગવો, અને સરસવ એઓને ખાટા રસમાં વાટી ઉનાં કરી સ્હેવાય તેવો ઉનો લેપ કરવો જેથી સર્વ પ્રકારના સોજા મટી જાય છે. આ પુનર્નવાદિ લેપ કહેવાય છે.

## વ્રણના સોજાને પકવવાનો વિધિ.

જે વ્રણનો સોજો લેપ વગેરેના કરવાથી પણ શાંત ન થાય તો તે ઉપર પાચનીય (પકવી નાખે તેવા) પદાર્થો બાંધવા-એટલે શણનાં બીજ, મૂળાનાં બીજ, સરગવાની શીંગો કે બીજ, તલ, સરસવ, અળસી, સાથવો અને દારૂ કહાડવાનો જાવો અથવા-જવ, ઘઉં, લીંબડાનાં પાન વગેરે વગેરે ગરમ પદાર્થો પકાવી ગરમા ગરમ વ્રણ ઉપર બાંધે તો, વ્રણસોથ પાકી જાય છે.

## પાકેલા વ્રણસોથ-સોજાને શસ્ત્ર વા ઔષધોથી ફાડવાનો પ્રકાર.

જે વ્રણસોથમાં રસી થઇ ગઇ હોય, વાંકા ન હોય અને કોતરવાળા હોય તો તેઓનું તથા આસ્નીંગળોનું શસ્ત્રવતે કે ઔષધ ક્રિયાથી ભેદન કરવું જોઇએ; કારણ કે ફોડી નાખી તેમાંથી રસી દાબીને કહાડી નાંખવી એજ ફાયદાકારક છે. શસ્ત્રક્રિયા કોઇ ચતુર વૈદ્યના હાથથી કરાવવી; કેમકે શસ્ત્રથી વિંધ કે ચીરવાના સંબંધમાં તથા કેટલો ઉંડો, કેટલો પહોળો ચીરો દઇ અંદરની બળા કાઢી નાખવી તે મૂર્ખ-લેભાગુ વૈદ્યોના જાણવામાં હોતી નથી માટે શસ્ત્રક્રિયામાં કુશળ હોય તે પાસે શસ્ત્રક્રિયા કરાવવી. તેમાં પણ એનો અપવાદ છે કે-જે વ્રણ રોગી બાળક, વૃદ્ધ, શસ્ત્રના ઘાતને ન ખમી શકે તેવા માણસો, ક્ષીણ મનુષ્યો બીકણ અને સ્ત્રીઓ એઓને મર્મસ્થાનોમાં વ્રણ-ગુમડાં થયાં હોય તો તે વ્રણોને ઔષધોના લેપથી ફાડી નાંખવા, પણ શસ્ત્રક્રિયા ઉપયોગમાં લેવી નહિ. માટે કરકચનું મૂળ, રાતા ચિત્રાનું મૂળ, નેપાળાનું મૂળ, ઝીબાણાં, કબૂતર અને હોલાની, કાગડાની તથા ગરધણની હગાર

એઓનો લેપ કરવાથી વ્રણનો સોજો ફાટી જાય છે, અને રસી એની મેળેજ નીકળી જાય છે. અથવા ખારા પદાર્થો જેવા કે અંઘાડાનો ખાર, સાજીખાર, જવખાર વગેરે પદાર્થના લેપથી વ્રણ ફુટી જાય છે. અથવા તે વ્રણ બહુજ કઠણ હોય તો હાથી દાંતના વેર–ભૂકાને પાણીમાં વાટી તેનું એક ટીપું વ્રણ ઉપર મૂકે તો તેથી કઠણ ગુમડાના સોજાને ભેદી નાખી રસીને બાહાર કાઢી દે છે.

## સોજાને દબાવી રસી કાહાડવાના ઉપચાર.

જે વ્રણમાં રસી થઇ ગઇ હોય, પણ મર્મસ્થાનમાં હોય તો તે ઉપર શસ્ત્ર ક્રિયા ન કરતાં ઔષધોપચાર કરી ફાડી નાંખવું જોઇએ; માટે ચીકણી ઔષધીની છાલ કે ચીકણા પદાર્થો તથા ચીકણાં મૂળીયાં વાટીને ચોપડવાં અથવા જવ, ઘઉં અને અડદ એઓનો ઝીણો લોટ કરી તેઓની પોટીસ બનાવી સ્હેવાતી સ્હેવાતી વ્રણ ઉપર બાંધે તો તેથી સોજો દબાય છે. અર્થાત વ્રણને ખેંચ કરી માંહેની રસીને દબાવી બાહાર કાહાડી દે છે. પણ સોજો દબાવવા માટે આવા લેપ કરવા વખતે જ્યાં ફુટે તેવું નિશાન જણાતું હોય તે ભાગને ખુલ્લો રાખી લેપ કરવા તથા તે લેપને બરાબર સુકાવા દેવો, જેથી અંદરની રસીને ખેંચી તુરત બહાર કહાડે છે.

## વ્રણને શોધવા–સાફ કરવાના ઉપાય.

વ્રણમાંથી પરૂ નીકળી ગયું હોય ત્યાર પછી કડવાં પરવળ અને લીંબડાનાં પાંદડાં એઓનો ક્વાથ કરી તે વ્રણને ધોવામાં આવે તો તેથી વ્રણ–ગડ–ગુમડ–ઘા સાફ થઇ જાય છે.

વાયુના વ્રણને દશમૂળના ક્વાથથી ધોવા, પિત્તના વ્રણને વડ, ગુલર વગેરે પાંચ ક્ષીર વૃક્ષના ક્વાથથી ધોવા, કફના વ્રણને ગરમાળા વગેરેના ગણથી ( [1]આરગ્વધાદિ ગણ ) ના ક્વાથથી ધોવા, તેથી સાફ થઇ જાય છે.

પીપળો, ઉંબરો, પીપર, વડ અને નેતર એઓના ક્વાથથી વ્રણના સોજાને અને ચાંદીને ધોવાથી સાફ થઇ જાય છે. અથવા તલ, સિંધાલૂણ, જેઠીમધ, લીંબડાનાં પાંદડાં, હળદર, દારૂહળદર અને નસોતર એઓને વાટી ઘીમાં મેળવી વ્રણ ઉપર લેપ કરવાથી વ્રણ સાફ થાય છે. અથવા એકલાં ઉપલસરીનાં મૂળનો લેપ કરવાથી સર્વ જાતનાં વ્રણ શોધાય છે. અથવા લીંબડાનાં પાંદડાં, તલ, નેપાળાનું મૂળ નસોતર, સિંધાલૂણ અને મધ એઓનો લેપ કરવાથી દુષ્ટ વ્રણ–ખરાબ–હઠીલાં ગુમડાં પણ આ સર્વોત્તમ પ્રકારથી શાંત અને સાફ થાય છે. અથવા લીંબડાનાં પાંદડાને ઝીણાં વાટી તેનો લેપ કરવાથી વ્રણ સાફ થાય છે, રૂઝ લાવે. છે અને ખાવાથી ઉલટી, અગ્નિમંદતા, પિત્ત કફ તથા કરમીઆનો નાશ કરે છે. તેમજ લીંબડાના પાંદડાની ઝીણી વાટેલી લુગદી વ્રણના મુખમાં રાખવામાં આવે તો તેથી મર્મસ્થાનમાં અને સાંધાઓમાં થએલ ઝીણાં કે ઝીણા મ્હોંવાળાં ગુમડાં–વ્રણ સાફ થઇ જાય છે. અથવા હરડેદળ, નસોતર, નેપાળાનું મૂળ, કલગરનું–વઢવાડીયાનું મૂળ, બે ભાગ ચોખ્ખું મધ, સેંધવ, લીંબડાનાં પાન, ઘી, દારૂહળદર, અને જેઠીમધ એઓની દીવટ અથવા તો તલનો કલ્ક વ્રણને સાફ કરે છે અને રૂઝ લાવે છે.

---

૧ ગરમાળો, ઇંદ્રજવ, પાડળ, લીંબડો, ગળો, પીલુડી–મોરમાંસી, ભોંરીંગણી, કાળીપાડ, કરીઆતું, કંટાશળાયો, કડવાં પરવળ, બંને જાતની કરંજ, સાતવણ, ચિત્રામૂળ, મરડાશીંગ. મીંઢળ, બીજી જાતનો કાંટાશળાયો અને સોપારી આ ઓસડો આરગ્વધાદિગણ કહેવાય છે. તથા તે ઉલટી, કોઢ, ઝેર, તાવ, કફ, ખરજ, અને પ્રમેહ એઓનો નાશ કરનાર છે અને દુષ્ટ ખરાબ વ્રણને શુદ્ધ સાફ કરનાર છે.

ભાગ્ભટ સૂત્રસ્થાનનો અધ્યાય પાંત્રીસમો.

## વ્રણમાં ધરતી—અંકુર લાવવાના ઉપાય.

જે વ્રણમાંથી રસી નીકળી જાય છે; અર્થાત્ જે ગુમડાંમાંથી સડેલું માંસ નીકળી ગયું છે; છતાં રૂઝાતાં ન હોય તો તેઓની ઉપર તલનો કલ્ક મધથી મિશ્રિત કરીને મુકવાથી તે વ્રણો તુરત રૂઝાય છે. અથવા આસગંધ, કડુ, લોદર, કાયફળ, જેઠીમધ, મજીઠ અને ધાવડીનાં ફૂલ એઓનો કલ્ક (ચટણી જેવી લુગદી) કરી વ્રણ ઉપર લગાવવાથી તેમાં સારી પેઠે રૂઝ આવે છે.

જવનો લોટ અને જેઠીમધનું ચૂર્ણ કરી તેને ઘી તથા તેલથી મિશ્ર કરી ઉનું કરીને રહેવાય તેવો તેનો લેપ કરવાથી વ્રણમાં થતી બળતરા તથા તેમાં સણકા આવતા હોય તે મટેછે.

વ્રણમાં જીવાત પડી ગઇ હોય તો કરકચની જડ, લીંમડો, અને નગોડ એઓનો લેપ કરવાથી વ્રણમાં પડેલા કીડાઓ મરી જાય છે. અથવા લસણનો લેપ કરવાથી વ્રણમાં પડેલા કીડા મરી જાય છે. અથવા લીંબડાની છાલ અને હીંગ એઓનો લેપ કરવાથી વ્રણમાંના કીડા મરી જાય છે.

લીંબડાનાં પાંદડાં, વજ, હીંગ, ઘી, સિંધાલુણ અને સરસવ એઓને એકઠાં કરી તેઓની ધૂણી દે તો વ્રણની લુખાસ, કીડાઓ, ખરજ અને પીડા મટી જાય છે. ભાવપ્રકાશ.

જેટલું સરસીયું તેલ હોય તેટલુંજ પાણી લઇ કાંસાની થાળીમાં નાખી હથેળીવતે સારી પેઠે મથે. પછી તેમાં રાળ તોલા ૧૦, કાથો તોલા ૪, અને મોદારશિંગ તોલા ૨ ભાર નાખી ફરી સારી પેઠે મથી એકજીવ કરી કાચના કે ચીનાઇ માટીના સ્વચ્છ વાસણમાં ભરી લેવો. આ રાલાદિ મલહર-મલમ કહેવાય છે. એનાથી વ્રણોનું શોધન થાય છે. અને અંકુર સારી પેઠે લાવે છે. રૂઝ લાવવા આ સમાન અન્ય મલમ અધિક અસરકારક નથી.

## આગંતુક વ્રણના ઉપચાર.

જે મનુષ્યને તરવાર વગેરે શસ્ત્રો તથા અસ્ત્રો શરીરના અનેક ભાગમાં વાગવાથી અનેક પ્રકારનાં વ્રણ-ઘા, ધાઝામરી વગેરે ઉત્પન્ન થાય છે તે આગંતુક વ્રણ કહેવાય છે. તે વ્રણ-ઘા થતાંજ તુરતજ પવન વગરની જગ્યામાં તે ઘાયલ પુરૂષને લઇ જઇ ઘાવાળી ચામડીને સારા હોંશિયાર વૈદ્ય, મોચી કે, ટેભા દેનાર હોય તેના હાથે ઝીણા સુતર કે રેશમના તારથી ટેભા દેવરાવી કાંઇક ઉષ્ણ અશ્ચોતનાદિક ઉપાય કરવા; અર્થાત ઘઉંના મેદામાં પાણી તથા ઘી નાંખી તેને પકાવી, જ્યારે પાણી બળી એકલું ઘી રહે ત્યારે તે ઘી લઇ રહેવાય તેવું તે સીવી લીધેલા ઘા ઉપર સિંચે-ટોયા દે તો તે ઘા તુરત રૂઝે છે. અથવા કડુ, મીણ, દારૂહળદર, જેઠીમધ કરકચનાં બીજ તથા તેનાં પાંદડાં, કડવાં પરવળ, જાઇ અને લીંબડાનાં પાંદડાં એઓને વાટી-કલ્ક કરી ઘીમાં નાખી અગ્નિદ્વારા સર્વ રસને શોષાવી માત્ર ઘી રહે તેને ગ્રહણ કરી તે ઘીનો રહેવાય તેમ શેક કરે તો તાત્કાળ ઘા રૂઝાઇ જાય છે. વૈદ્યરત્ન.

અંગ કપાતાં, ભેદાતાં, વીંધાતાં કે ઘવાતાં લોહી વધારે નીકળે અને તેથી લોહીનો ક્ષય વિશેષ થાય તો વાયુ અત્યંત પીડાને ઉત્પન્ન કરે છે માટે તે પીડાને મટાડવા ઘેલા ઘાયલને સ્નેહ (ઘી) પાન કરાવવું, સિંચન, લેપન, ઉપનાહ સ્વેદ, સ્નેહની પીચકારી અને વેદના હરણ કરે તેવાં ઔષધો પણ કરવાં.

તરવાર વગેરેથી ગાત્ર કપાયાં હોય તો તે વખતેજ તે ઘાને અંગેઠીના મૂળીઆના ... કરી દેવો તેથી તે ઘા તુરત પીડા રહિત થઇ જાય છે, આવા વ્રણવાળાઓને ...

તળ-ઠંડા ઉપચારો શ્રેષ્ઠ છે. આ વ્રણવાળાનું રૂધિર આમાશયમાં ગયું હોય તો તેને વમન કરાવવું અને હોજરીમાં લોહી ગયું હોય તો રેચ આપવો. અથવા વાંસની છાલ, એરંડો, ગોખરૂ અને પાષાણભેદ એઓનો ક્વાથ કરી તેમાં હીંગ તથા સિંધવ નાખી પીવામાં આવે તો કોઠામાં ગએલું લોહી ઝરી જાય છે. અથવા જવ, મીઠાં મોટાં બોર, અને કળથી એઓને સ્નેહ-ચીકટ વગરના રસની સાથે અન્ન જમવું અથવા સિંધવ નાખીને યવાગૂ પીવી. અથવા ચંબેલીનાં પાન, લીંબડાનાં પાન, કડવાં પરવળ, કિંવા કડવાં તુરીયાંનાં પાંદડાં, કડુ, દારૂહળદર, હળદર, ઉપલસરી, મજીઠ, કાળોવાળો, મીણ, મોરથુથુ, જેઠીમધ અને કરંજાનાં બીજ એઓને સમાન ભાગે લઇ તેઓના કલ્કથી પકાવવામાં આવેલું ઘી ચોપડવાથી ઝીણાં છિદ્રવાળાં, મર્મસ્થાનમાં પરૂ વહેનારાં, ઉંડાં, વેદનાવાળાં, અને અંગોમાં ગતિ કરનારાં વ્રણો સાફ થઇ જાય છે અને ભોંય આવીને રૂઝાઇ જાય છે. આ જાત્યાદિઘૃત કહેવાય છે. અથવા ચંબેલી-જુઇનાં પાન, પટોળ (કડવાં પરવળ કે કડવાં તુરીયાં ?) નાં પાંદડાં, કરકચનાં પાંદડાં, મીણ, જેઠીમધ, ઉપલેટ, હળદર, દારૂહળદર, કડુ, મજીઠ, પદ્મક, હરડે, લોદર, નીલકમળ, ઉપલસરી, મોરથુથુ અને કરકચનાં બીજ એઓને સમાન ભાગે લઇ કલ્ક કરી તે ચટણીથી તલના તેલને વિધિ પ્રમાણે સિદ્ધ કરી ચોપડે તો તેથી ઝેર સંબંધી વ્રણ, વિસ્ફોટક, બગલમાં થતી બાંબલાઇ, દાદર, રતવા, કીડાની કરડ, શસ્ત્રથી થએલાં તુરતનાં જખમો, દાઝી ગએલ, નખ તથા દાંતનો ઘા વગેરે વગેરે તુરત મટી જાય છે. વ્રણનું બગડેલું માંસ પણ આ તેલના ચોપડવાથી બાહાર નીકળી જાય છે. અને તમામ પ્રકારના વ્રણોને સાફ કરે છે તથા રૂઝાવી દે છે. આ જાત્યાદિ તૈલ કહેવાય છે. અથવા-[1]ચિત્રામૂળ, લસણ, હીંગ, સરપંખો, વઢવાડીયું. સિંદુર, વછનાગ, અને ઉપલેટ એઓનો કલ્ક કરી સરસીયા તેલમાં નાખી તેલ પકવવાના વિધિ પ્રમાણે તેલને પકવી તેનો ઉપયોગ કરે તો દુષ્ટવ્રણ તથા અનેક ઉપાય કરવાથી પણ ન મટે તેવો નાડી વ્રણ-ભરનીંગળ તથા વ્રણ માત્રને મટાડે છે. આ વિપરીતમલ્લ તૈલ કહેવાય છે. અથવા ગળો, કડવા પરવળનાં મૂળ, સુંઠ, મરી, પીપર, હરડે, બેહેડાં, આંબળાં, અને વાવડીંગ એઓને સમાન ભાગે લઇ ચૂર્ણ કરી તે સર્વની સમાન શુદ્ધ કરેલો ભેંસાગુગળ લઇ કુટી સર્વને એકત્ર કરી તેની યોગ્ય માત્રાએ ગોળીઓ વાળી તેમાંથી એક એક તોલાભાર સેવન કરે તો વ્રણ વાતરક્ત ગુલ્મ, ઉદરના રોગ, સોજો અને પાંડુ આદિ રોગોને જીતી લે છે-આ અમૃતાદિ ગુગળ કહેવાય છે. ભાવપ્રકાશ.

## અગ્નિથી દાઝેલાના ઉપાય.

પુષ્ટ દગ્ધવાળાને અગ્નિથી તપાવવો, તો તે દાઝેલો તુરત આરામને પામે છે. તથા ઉષ્ણ ઔષધિજ ઉપયોગમાં લેવાં, કારણ કે સારી પેઠે શેક થવાથી લોહી પણ શેકાઇ પાતળું થાય છે એથી ગરમી સારી રીતે બાહાર નીકળે છે અને વાયુનું જવું પણ સઘળે રસ્તેથી થાય છે. એ કારણ વડે સુખ થાય છે, કહેવાનું એજ કે પહેલા પ્રકારના દાઝેલાના શરીર ઉપર શીતોપચાર કરવા કે ટાઢું પાણી રેડવું ઉપયોગમાં લેવું નહીં, ટાઢા પાણીથી લોહી જામીને મહાવેદના ઉત્પ

૧ આ તેલ માટે ચક્રદત્તનો કર્તા કહે છે કે ઉપદંસ ચાંદી, પ્રમેહ, ભયંકર ભગંદર, [illegible] વ્રણ, આગંતુક વ્રણ, વિચર્ચીકા, કોઢ, ખસ, અને દુષ્ટવ્રણ જખમ વગેરેનો નાશ કરે છે. તથા તે ઉપર ખાનપાન સુવા કે બેસવા માટે બીજી કશી પરહેજી નથી. અર્થાત્ મરજી મુજબ પથ્યમાં લેવું.

ના કરે છે. દુર્દગ્ધના ઉપાય તમામ ટાઢા ઉપચાર–ટાઢું પાણી રેડવું વગેરેજ ઉપયોગમાં લેવા. સમ્યગ્ દગ્ધને વંશલોચન, પીપર, રતાંજળી, સોનાગેરૂ અને ગળો એઓને વાટી ઘીથી યુક્ત કરીને લેપ કરે તો સમ્યક્દગ્ધ મટે છે. અતિદગ્ધ થયો હોય તો, લટકી રહેલા ખરાબ માંસને કાહાડી નાખી પછી શીતળ ક્રિયાઓ કરવી તથા સાડી ચોખાનું ચૂર્ણ ભભરાવવું. અથવા ટીંબરૂની છાલના ચૂર્ણને ઘીમાં ઘુંટી ચોપડવું જેથી આરામ થાય છે. અથવા મીણ, કાહ્વ, જીરૂં, મધ, હરડે અને રાળ એઓથી મિશ્રિત કરેલું ગાયનું ઘી ચોપડવામાં આવે તો બળવાથી થએલો વ્રણ તુરત મટી જાય છે અને ચારે પ્રકારના બળેલા જનોને બળેલી જગોએ ભોંય લાવીને જલ્દી રૂઝાવી દેવાનો આ અકસીર ઇલાજ છે–આર શિક્થાદિ ઘૃત કહેવાય છે. અથવા કડવાં તુરીઆંના–કુક્ડ વેલાના ક્વાથથી અને કલ્કથી કાવેલું સરસવનું તેલ દાઝવાથી થએલા વ્રણને, પીડાને, રસીના વહેવાને, બળતરાને અને ફોલ્લાઓને મટાડી દે છે–આ પટોળાદિ તૈલ કહેવાય છે. ભાવપ્રકાશ.

અથવા જુની છોને બાળી પાણીમાં વાટી તેથી દાઝયો હોય તે ઉપર ચોપડે તો તેલના ઝરાળા–ફોલ્લા સમી જાય છે. અથવા જવને બાળી તેલમાં કાલવી ચોપડે તો અગ્નિથી દાઝેલાના ફોલ્લાઓની વ્યાધિ તુરત શાંત થાય છે અને અંકુર જલ્દીથી લાવે છે. અથવા જીરાને શેકી તેમાં મીણ, રાળ અને ઘી મેળવી તેનો લેપ કરે તો અગ્નિથી દાઝેલાની વેદના તાત્કાળ સમી જાય છે. વૈદ્યરહસ્ય. અથવા શુદ્ધ કળી ચુનાને પાણીમાં ભીંજવી તે ઉપરનું નીતારેલું પાણી લઇ તેટલાજ તલીના તેલમાં તેને મથી તે મલમ દાઝેલા મનુષ્યને ચોપડે તો તુરત તેની બળતરા તથા પીડાનો નાશ કરે છે અને રૂઝ લાવે છે–આને ઇંગ્રેજીમાં લીનીમેંટ કેલસીસ કહે છે. અથવા તલનું તેલ નવટાંક અને ઘણા વખતનો ભીંજવી રાખેલો ખાવાનો ચુનો ૪ તોલા લઇ તે બંનેને ભેગાં કરી ૧ પોહોર સુધી હાથથી મથી રાખડી જેવો થાય કે તેમાં રૂનાં પેલ ભીંજવી દાઝેલા ભાગ ઉપર ચોપડે તો તુરત આરામ થાય છે.

## વ્રણગ્રંથીની સંપ્રાપ્તિ.

ભેદ વગર શરીરમાંથી નીકળતું જે દુષ્ટ લોહી તેને વાયુ શોષી લઇ વ્રણને પરૂ ઝર્ય વિનાનો કરી–રસી બંધ કરી ખરાબ સોજાવાળો, ગંઠાયલો, બળતરાવાળો અને વલુર–ચળવાળો કરી દે છે તે વ્રણગ્રંથી કહેવાય છે.

## વ્રણગ્રંથીના ઉપાય.

કંપીલો, વાવડીંગ, તજ અને દારૂહળદર એઓને ઝીણાં વાટી કલ્ક કરી તેલમાં નાંખી તેથી પકાવી સિદ્ધ કરેલું તેલ વ્રણગ્રંથી ઉપર ચોપડે તો ગુમડાં તથા ઘામાં પડેલી ગાંઠ વેરાઇ જાય છે અને આરામ થાય છે. વૈદ્યરહસ્ય.

## વ્રણવાળા અને દાઝેલાના સેવ્યાસેવ્ય પદાર્થો.

જવ, ઘઉં, રાતા ચોખા, મસૂર, તુવર, મગ, સાકર, ઘી, તેલ, વંતાક, કારેલાં, કંકોડાં, તાંદળજો, વગેરે વગેરે સેવવા યોગ્ય છે, પણ ખટાશ, ઠંડા પદાર્થો, ખાર, મહેનત, ઉજાગરા વગેરે ...

૧ મીણ, જેઠીમધ, લોદર, રાળ, મજીઠ. ચંદન અને મોરવેલ એઓને સરખે કરી ઘીમાં પકાવી ઘી સિદ્ધ કરવું. તે ઘી બળેલા ભાગને ચોપડે તો તુરત રૂઝાઇ જાય છે. આ સિક્થાદિઘૃત કહેવાય છે. વૈદ્યરહસ્ય.

બોલવું, મૈથુન, સુવું ઉજાગરો, ફરવું, શાક, પાનબીડાં, કોળું અને વનના જીવો વગર અન્ય જીવોનાં માંસ સેવવા યોગ્ય નથી.

પ્રણુસોથ-પ્રણુ તથા અગ્નિદગ્ધનો અધિકાર સંપૂર્ણ.

# ભગ્નરોગ—હાડકાના જુદા પડવાનો અધિકાર.

## ભગ્નના ભેદ.

ભગ્ન બે પ્રકારના છે, એક કાંડભગ્ન અને બીજો સંધિભગ્ન તેમાં જે સાંધાના હાડકાના એક ભાગનું હાડ ભાગ્યું હોય તે કાંડભગ્ન કહેવાય છે અને બે હાડકાંને સાંધવાની જગ્યોમાં જે હાડ ભાગ્યું હોય તે સંધિભગ્ન કહેવાય છે. તે સંધિભગ્નના ૭ ભેદ છે—એટલે ઉત્પિષ્ટ ૧, વિશ્લીષ્ટ ૨, વિવર્તિત ૩, તિર્યગત ૪, ક્ષિપ્ત ૫, અને અધોગત એ ૭ પ્રકાર છે.

## સંધિભગ્નનું સામાન્ય લક્ષણ.

શરીરના હાથ પગ વગેરેને લાંબા કરતાં કે ટુંકા કરતાં કિંવા ફેરવવામાં આકરી વેદના થાય અને તે ઉપર કશુંપણ અડે તો ગમે નહીં એ સંધિભગ્નનાં સામાન્ય લક્ષણ છે.

## છએ પ્રકારનાં સંધિભગ્નનાં વિશેષ લક્ષણ.

બે હાડ આમન સામાન ઘસાવાથી સાંધો દબાઇ જતાં બંને ભાગમાં સોજો આવે અને રાત્રીએ વિશેષ વેદના થાય તેને ઉત્પિષ્ટ કહે છે.

બન્ને ભાગમાં સોજો હોય અને નિરંતર વેદના વિશેષ થયા કરે તેને વિશ્લીષ્ટ કહે છે.

સાંધા જુદા ન પડતાં સાંધાનાં બંને હાડ વાંકાં થઇ જાય તેથી તે બંને હાડમાં આકરી પીડા થાય તે વિવર્તિત સંધિભગ્ન કહેવાય છે.

સાંધાનાં બે હાડકાં પૈકી એક હાડકું પોતાનું સ્થાન છોડી આડું થઇ જાય અને તેથી આકરી વેદના થાય તેને તિર્યગ્ગત સંધિભગ્ન કહે છે.

સાંધાનાં બંને હાડકાં એક એકના ઉપર ચઢી જાય તેથી તેમાં ક્યારેક વધારે અને ક્યારેક ઓછું ભારે શળ નીકળે અને વેદના થયા કરે તેને ક્ષિપ્ત કહે છે.

સાંધાનાં બંને હાડકાં એક બીજાના નીચે જતાં રહે અને વેદના થયા કરે તથા સાંધો છૂટો પડી જાય તેને અધોગત સંધિભગ્ન કહે છે.

## કાંડભગ્નના બાર ભેદ છે તેની વિગત.

કાંડભગ્નના બાર પ્રકાર છે—એટલે કર્કટક ૧, અશ્વકર્ણ ૨, વિચૂર્ણિત ૩, પિચ્ચિત ૪, અસ્થિછલ્લિત, ૫, કાંડભગ્ન ૬, અતિપાતિત ૭, મજ્જાગત ૮, વિસ્ફુટિત ૯, વક્ર ૧૦, અલ્પછિન્ન ૧૧, અને બહુછિન્ન ૧૨. આ ૧૨ પ્રકારનું કાંડભગ્ન છે. તેના નામ પ્રમાણેજ લક્ષણો છે; અર્થાત્ હાડકાનો ભાગ છૂટો પડીને વચમાં ઉંચો અને પડખાઓમાં નમેલા કર્કટક-કુડચલ જેવા થાય તેને કર્કટક કહે છે. ઘોડાના કાન જેવું મોટું હાડકું બાહાર નીકળે તેને અશ્વકર્ણ કહે છે. હાડકાનો ભૂકો થઇ ગયો હોય કે જે અડવાથી વા શબ્દથી જાણી શકાય તેને વિચૂર્ણિત કહે છે, હાડકાં ચીરાયલાં કે વચમાંથી ભાંગેલ હોય છતાં ઘણા

સોજાવાળું અને પરસ્પર વળગી રહેલું હોય તેને પચ્ચિત કહે છે. હાડકાનો ભાગ ઢીલો થઇ ચત્તો થઇ ગયો હોય તેને ખચ્ચિત કહે છે. હાડકું ભાગીને કેવળ છુટું પડી ચામડીમાં રહ્યું હોય તેને કાંડભગ્ન કહે છે. હાડકું સંપૂર્ણ રીતે ઉછાઇને પડેલું હોય તેને અતિપાતિત કહેવાય છે. હાડકાનો ભાગ હાડની અંદર પેસી મજ્જામાં પહોંચી ગયો હોય તેને મજ્જાગત કહેવાય છે. હાડકું થોડુંક ચીરાઇ ગયું હોય તેને વિસ્ફુરિત કહે છે. હાડકું પોતાના ઠેકાણાને છોડી કુબડું-વાંકું થઇ ગયું હોય તેને વક્ર કહે છે. હાડકું સારી પેઠે ચીરાઇને ચોટી રહ્યું હોય તેને અલ્પછિન્ન કહે છે. અને હાડકું સારી પેઠે ચીરાઇને જુદા જુદા બે ભાગવાળું થઇ ગયું હોય તેને બહુછિન્ન કહે છે.

## કર્કટકાદિ કાંડભગ્નોનું સામાન્ય લક્ષણ.

અંગોમાં શિથિલતા, સોજાનો વધારો, વેદનાનો વધારો, જાણે શળ નીકળતું હોય એવી પીડાનો નીરંતર અપાર વધારો, દબાવતાં શબ્દની ઉત્પત્તિ, સ્પર્શ-અડવું જરા પણ ખમાય નહીં, નાડીઓનું ફરકવું, સોયો ભોંકાયા જેવી પીડા થાય અને શયન વગેરે સઘળી સ્થિતિમાં અસુખ હોય તો કાંડભગ્ન સમજવું.

## ભગ્નનું કષ્ટસાધ્યપણું.

થોડું ખાનારનું, રોગ મટાડવાની કાળજી રાખનારનું, વાયુ પ્રકૃતિવાળાનું તથા તાવ, પેટનું ચડવું, મોહ, મૂત્ર અને મળની કબજીયાત વગેરે ઉપદ્રવોવાળાનું ભગ્ન પરાણે પરાણે મટે છે.

## ભગ્નનું અસાધ્યપણું.

ગોઠણનું, ઢગરાનું, ખભાનું, ગાલનું, તાળવાનું, લમણાનું સાથળોના સાંધાનું, અથવા માથાનું હાડકું ભાગ્યું હોય તો તે અસાધ્ય જાણવું તથા કેડમાં અધોગત ભગ્ન, પેડુમાં ઉત્પિષ્ટ ભગ્ન, લલાટમાં વિચૂર્ણિત ભગ્ન અને સ્તનનું મધ્ય, ગુદા, પીઠ, લમણા તથા બ્રહ્મરંધ્ર-તાળવું એઓમાં સંધિભગ્ન કે કાંડભગ્ન થયું હોય તો તે અસાધ્ય સમજવું. વળી જે ગોઠણ-આદિનાં હાડકાંઓ જો તે સ્થળના બીજા હાડકાંથી છુટાં પડી ગયાં હોય તો તે પણ અસાધ્ય સમજવું, તથા જે હાડ સારી રીતે બાંધેલું છતાં પણ ઢંગધડા વગર જોડવાથી વિક્રિયાને પામ્યું હોય અથવા સારી રીતે જોડવાયા છતાં પણ ઢંગધડા વગર બંધાવાથી વિક્રિયાને પામ્યું હોય અથવા સારી રીતે બંધાયા છતાં પણ અભિઘાત-પ્રહાર વાગવા વગેરેથી ફેરફાર થઇ જવાના લીધે વિક્રિયાને પામ્યું હોય તો તે પણ અસાધ્ય છે માટે ઉપાય કરવો નકામો છે૧

## હાડ તથા સાંધાઓ ભાગી ગયા હોય તેના ઉપાય.

હાડ કે સાંધાઓ ભાગ્યા માલમ પડે કે તે જ વખતે તેના ઉપર ટાઢું પાણી રેડવું,

---

૧ હાડના પાંચ ભેદ છે એટલે તરુણ, નળક, કપાલ, રૂચક અને વળય એ પાંચ ભેદ છે; અર્થાત્ નાક, કાન, આંખ તથા ગુદા તે તરુણ હાડ કહેવાય છે. તે કુણાં હાડ હોવાથી નમીને વાંકાં થઇ જાય છે માટે તેમાં વક્રનામનું કાંડભગ્ન થાય છે નળક-નળીઓની પેઠે કાણાવાળાં હાડકાંઓ પોતામાં બીજાં હાડકાંઓના પ્રવેશથી ચીરાઇ જાય છે. કપાલ નામનાં હાડકાં-ગોઠણ, નિતંબ, ખભા, તાળવું, ગાલ, લમણા, સાથળના સાંધા અને માથાનાં હાડકાંઓ જુદાં પડી જાય છે. રૂચક-દાંતનાં હાડકાંઓ તુટી જાય છે, વળય-હાથનાં, પડખાનાં, પીઠનાં, પેટનાં, ગુદાનાં અને પગનાં હાડકાંઓ પણ તુટી જાય છે, સારાંશમાં જે ઠેકાણે જેવાં હાડ તેવાજ પ્રકારનું ભગ્ન માલુ થાય છે.　　ભાવપ્રકાશ.

પછી ગારાનો લેપ કરવો, અને તે ઉપર કુશ, ડાભ સહિત પાટો બાંધવા. સર્વ ઠંડા ઉપચારો કરવા. પાટો બાંધવો તે ઘણો ઢીલો પણ નહીં તેમ ઘણો સખ્ત પણ નહીં બાંધવો; કેમકે જો ઢીલો પાટો બંધાય તો સાંધાની સ્થિરતા રહેતી નથી અર્થાત્ જોડેલો સાંધો આડો અવળો થઇ જાય છે. અને જો બહુ તાણીને બાંધે તો, તેથી ચામડીનું સુજવું તથા પીડાવાળો થાય છે. એટલા માટે બહુ ઢીલો પણ નહીં તેમ બહુ તાણીને પણ નહીં અર્થાત્ જેમ બુઝે તેવો સાધારણ રીતે પાટો બાંધવો. તુટેલા ઠેકાણે મજીઠ અને મહુડાં એઓને પાણીમાં વાટીને તેનો લેપ કરવો. અથવા ૧૦૦ વાર ધોએલા ઘીમાં સાઠી ચોખાનો લોટ મેળવી તેનો લેપ કરે. અથવા બોરડી કે પીપળાની લાખ, ઘઉં અને કડાયાની છાલ એઓનું ચૂર્ણ કરી ઘી અને દુધમાં સેવન કરે તો સાંધા તુટી ગયા હોય અને હાડ ભાગી ગયાં હોય તે સારાં થાય છે. અથવા લાખ, હાડસાંકળ, કડાયાની (કે આસંદરાની ?) છાલ, આસંગધ, મોટી કાંસકી, અને ગુગળ એઓને ઝીણાં વાટી એકઠાં કરી (દુધની સાથે) સેવન કરે તો તુટેલાં હાડ તથા ખસી ગએલું હાડકું અને તેની પીડા મટી જઇ વજ્ર સમાન અંગ થાય છે. આ લાક્ષાદ્ય ગુગળ કહેવાય છે. અથવા ઠીકરામાં ઘઉંને બાળભુંજી શેકી વાટી ૧ તોલા ભાર મધમાં કાલની ચાટે તો કેડ, સાંધા વગેરેના ભાગેલા ભાગને સાંધી દે છે. અથવા આંબળાં, મેદાલકડી, અને કાળા તલ એઓને પાણીમાં વાટી તેમાં ઘી મેળવી લેપ કરે તો, ભાગેલાં હાડ તથા ભાગેલા સાંધા તુરત સારા થાય છે. અથવા મનુષ્યના માંસની મમાઇ અને વિજાબોળ એઓને અનુમાન પ્રમાણે લઇ મધ સાથે ચાટે તો હાડ, સ્નાયુ, શિરા, સાંધા અને આશય વગેરે છેદાયાં ભેદાયાં તુટયાં હોય તે સારાં થાય છે. અથવા જેને કોઇપણ પ્રકારનો માર વાગ્યો હોય તો તેને માંસનો સેરવો, માંસ, દુધ, ઘી, વટાણાનું યૂષ અને પુષ્ટિ કરનાર અન્ન પાનો તેઓનું સેવન કરાવવું. વૈદ્યરહસ્ય. અથવા લાખ, મધ, ઘી, લસણ અને સાકર એઓનો કલ્ક સેવન કરે તો છેદાઇ ભેદાઇ ગયેલાં તથા ભુક્કાં પડેલાં હાડકાં તુરત સંધાઇ જાય છે. અથવા પીળી કોડીઓનું ચૂર્ણ રતી ૨ તથા ૩ ભાર કાચા દુધમાં—વગર ઉના કરેલ દુધમાં સેવન કરે તો, ભાગેલાં હાડ સંધાઇ જાય છે. ચક્રદત્ત. અથવા વીજાબોળનું ચૂર્ણ મધ સાથે સેવન કરે તો હાડ ભાગ્યાની પીડાનો નાશ કરે છે. યોગતરંગિણી. અથવા લાકડી મુદ્ગર—મગદળ વગેરેનો માર વાગ્યો હોય તો, મેથી, મેદાલકડી, સુંઠ, અને આંબળાં એઓને ગોમૂત્રમાં સારી પેઠે વાટી લેપ કરે તો માર સાલતો મટે છે.

## ૨ભગ્ન રોગીનાં પથ્યાપથ્ય.

જેને સંધિ ભગ્ન થએલું હોય તો મીઠું, તીખા પદાર્થો, ખારા પદાર્થો, ખાટા પદાર્થો, મહેનત, મૈથુન, કસરત, અને લુખાં અન્ન વગેરેનો ત્યાગ કરવો.

---

૧ શીયાળામાં સાત સાત દિવસે, ઉનાળામાં ત્રણ ત્રણ દિવસે અને ટાઢ તડકો જેમાં સરખાં હોય તે ઋતુઓમાં પાંચ પાંચ દિવસે પાટો છોડવો. અથવા તો દોષને અનુસરી પાટો છોડવાનો નિયમ રાખવો—એમ વૈદ્યવિનોદમાં તથા ચક્રદત્તમાં કહેલ છે

પાટો બાંધવામાં વૈદ્યની પરીક્ષા થાય છે પાટા બાંધવાની ખૂબીમાંજ દરદને [illegible] કે [illegible]પણું સમાયલું છે. વિશેષ ખુલાસા માટે સુશ્રુતનું અવલોકન કરો. ભા. કર્તા.

૨ બાળક તથા તરૂણ અવસ્થાવાળાઓનાં તુટેલાં હાડ વહેલાં સારાં થાય છે. [illegible] તથા આકરા સ્વભાવવાળાઓનાં તુટેલાં હાડ વગેરે સંધાવાં બહુ કઠણ છે. વૈદ્યરહસ્ય.

વાયરા વગરનું સ્થાન તથા ઠંડા ઉપચારો, અને પાટા વગેરેની માવજત[1] રાખવી તે વિશેષ ફાયદાકારક છે.

ભગ્ન રોગનો અધિકાર સંપૂર્ણ.

# નાડીવ્રણુ-ભરનીગળનો અધિકાર.

## નાડીવ્રણુની સંપ્રાપ્તિપૂર્વક વ્યાખ્યા.

જે અજ્ઞાની વૈદ્ય કે મૂર્ખ મનુષ્ય પાકી ગએલા ગુમડાને રસ સહિત જાણે તે છતાં કચુ કાચું છે એવી શંકા કરી તેને ફોડી નાખવા ઉદ્યમ કરતો નથી અથવા તેવા પાકી ગએલા પુષ્કળ પરૂવાળા વ્રણુ-સોજાને કાચો જાણી શોધન પદાર્થોથી સાફ કરે નહીં અને જેથી પરિણામે માઠું થાય તેવા આહાર વિહાર કરે તે માણસનું તે પરૂ શરીરની ચામડીમાં, સાંધાઓમાં, માંસમાં, સ્નાયુઓમાં, હાડોમાં કોઠામાં અને મર્મસ્થાનોમાં પ્રવેશ કરી તેઓને છિદ્રો-કાણાંવાળાં કરી તેઓની અંદર પેસી જાય છે. આ પરૂ બહુ ઉંડાણમાં ઉતરવાથી તેમાંથી હંમેશાં પોથી સળી કે નળીની પેઠે રસી વહ્યા કરે છે અર્થાત્ ભરાય અને ઠલવાય એમ નિરંતર રસી ચાલુ હોવાથી તેને નાડીવ્રણુ-ભરનીગળ કહે છે.

## નાડીવ્રણોની સંખ્યા.

તે નાડીવ્રણો પાંચ પ્રકારના છે-એટલે વાયુ, પિત્ત, કફ, ત્રિદોષ, અને શલ્ય વગેરેના સંબંધથી થએલ-આમ પાંચ પ્રકાર છે.

## પાંચે પ્રકારના નાડીવ્રણોનું લક્ષણ.

જે નાડીવ્રણુ ઝીણુ અને કઠણ મ્હોંવાળો હોય તથા તેમાં શળ ચાલે અને જેમાંથી ફીણ સહિત રસી રાતે વધારે વહ્યા કરે તો તે વાયુ સંબંધી નાડીવ્રણુ જાણવો.

જે નાડીવ્રણુ તરશ તથા તાવ, બળતરા સહિત હોય અને જેમાંથી ઉની પીળા રંગ જેવી દાહાડે વધારે રસી વહ્યા કરે તો પિત્તના સંબંધવાળો સમજવો.

જે નાડીવ્રણુ બહુ જાડું તથા જેમાંથી ચીકણું, ધોળું પરૂ વહ્યા કરે, અકડ હોય, પુષ્કળ ચળ અને વેદના વાળો તથા રાતે વિશેષ ક્લેદ-વેદના થતી હોય તો તે નાડીવ્રણુ કફ સંબંધી જાણવો.

જે નાડીવ્રણુ બળતરા, તાવ, દમ, મૂર્છા તથા મુખમાં શોષ સહિત હોય અને એ વિના ઉપર કહેલા ત્રણે દોષોનાં ચિન્હ હોય તો તે ત્રણે દોષ સંબંધી નાડીવ્રણુ સમજવો. આ નાડીવ્રણુ પ્રાણની હાણુ કરનાર કાળરાત્રિ સમાન સમજવો.

જેના શરીરમાં કોઈપણ પ્રકારનું શલ્ય કે અઓ કાંટો, તીર, ગોળી વગેરે શસ્ત્રો શરીરમાં પેસી ગયાં હોય; પરંતુ તેને કાહાડવામાં આવ્યાં ન હોય વા ન જણાય તેવાં ઝીણાં હોવાથી ઉંડાં ઉતર્યાં હોય (ચામડી, માંસ, શિરાઓ, સ્નાયુઓ, સાંધાઓ, હાડો અને મર્મસ્થાનોમાં ગુમ થઈ ગયાં હોય તેથી તે અંદર રહેલાં શલ્ય અંગોને લંબાવતાં કે ટુંકાં કરતી વખતે

[1] હાલવા ચાલવાથી તૂટી જાય નહીં તેમ યત્નપૂર્વક તેનું રક્ષણ કરવું; પાકવાથી શિરા અને સ્નાયુઓને ખરાબ કરે છે.

તેમાં શલ્ય ખટકવાથી પણ વહે છે. ફીણ સહિત જાડી છાશ જેવું ઉનું તથા લોહીવાળું પરૂ વહ્યા કરે છે અને રાત દિવસ જેમાં પીડા રહે છે તેને શલ્ય સંબંધી નાડીવ્રણ કહે છે.

## નાડીવ્રણનું સાધ્યાસાધ્ય તથા કષ્ટસાધ્યપણું.

વાયુ, પિત્ત, કફ એ ત્રણે એકઠા થઇ જવાથી જે ત્રિદોષ નાડીવ્રણ થયો હોય તે કદાપિ કાળે મટતોજ નથી માટે અસાધ્ય છે અને એ વિના બીજા ચાર પ્રકારના નાડીવ્રણો છે તે યુક્તિપૂર્વક ચિકિત્સા કરવાથી કેટલીક મુદતે મુશ્કેલીથી મટે છે. માટે કષ્ટસાધ્ય છે.

## નાડીવ્રણના ઉપાય.

પ્રથમ નાડીની ગતિ ઓળખીને શસ્ત્રનો જ્ઞાતા ચતુર વૈદ્ય હોય તે નાડીવ્રણને શસ્ત્રવતે ચીરી અંદરની રસી કહાડી શોધન (સાફ કરનાર) રોપણ ( અંકુર લાવનાર ) વગેરે ક્રીયા પાછળ કહેલા વ્રણોની પેઠે કરે તો ભરનીંગળ મટે છે અથવા થોરનું દુધ, આકડાનું દુધ, અને દારૂહળદર એઓની દીવટ કરી તે ભરનીંગળ—નાસરમાં મૂકે તો સમસ્ત પ્રકારના સર્વે ગતા નાડીવ્રણો આ પ્રયોગરાજ મટાડી દે છે. અથવા ગરમાળાનું મૂળ, હળદર અને મજીઠ એઓના ચૂર્ણમાં ઘી અને મધ મેળવી દીવટ કરી. નાડીવ્રણની અંદર તેને યુક્તીથી ઘોંસી દે તો, નાડીવ્રણનું શોધન રોપણ કરે છે. વૈદ્યરહસ્ય. અથવા જાઇનાં પાન, આકડાનું મૂળ, ગરમાળાનું મૂળ, કરંજનું મૂળ, નેપાળાનું મૂળ, સિંધાલુણ, સંચળ અને જવખાર એઓને ખૂબ ઝીણાં વાટી અથવા થોરના દુધ અને મધ સાથે ઝીણાં વાટી તેની દીવટ બનાવી નાડી વ્રણમાં યુક્તિવડે ઘાલી દે તો તુરત ભરનીંગળ મટે છે. ચક્રદત્ત. અથવા વ્રણરોગમાં કહેલાં જાત્યાદિઘૃત અને જાત્યાદિ તેલના સિંચનથી કે ચોપડવાથી નાડીવ્રણ મટી જાય છે. અથવા ત્રિફળાં, ત્રિકટુ અને શુદ્ધ કરેલો ગુગળ એઓને સમાન ભાગે લઇ ચૂર્ણ કરી ઘીમાં મેળવી તેની અકેક તોલાભારની ગોળીઓ વાળવી. પછી તે ચીવટ સહિત આમાંથી એક ગોળી ખાય તો તેથી નાડીવ્રણ, દુષ્ટવ્રણ, શૂળ, ભગંદર, ગોળો અને સર્વ પ્રકારના મસા જેમ ગરૂડ સર્પોનો નાશ કરે છે તેમ—સપ્તાંગ ગુગ્ગુલ ઉપર કહેલા રોગોનો નાશ કરી દે છે. અથવા કચૂરાના સ્વરસમાં ગુગળનો તથા સિંદૂરનો કલ્ક નાખી પકાવેલું સરસીયું તેલ નાડીવ્રણમાં ભરે તો નાડીવ્રણ અને બીજાં પણ સર્વ જાતનાં ગુમડાં—ઘા વગેરે મટી જાય છે—રૂઝાઇ જાય છે—આ કર્પૂરતૈલ કહેવાય છે. અથવા અંધાડાનાં બીજને સિંધાલુણ સાથે સારી પેઠે ઝીણું વાટી નાડીવ્રણમાં ભરી દઇ પાટો બાંધી દે તો ભરનીંગળ—નાસૂર મટી જાય છે. અથવા મધ સાથે સિંધાલુણ વાટી તેથી ખરડેલી દીવટ ભરનીંગળમાં પહેરાવી દે તો નાડીવ્રણ મટી જાય છે. અથવા વ્રણની ચિકિત્સામાં કહેલાં તેલોનું સિંચન કરે તો ભરનીંગળ મટે છે. ભાવપ્રકાશ. અથવા તલ, મજીઠ, હાથીનો દાંત, અને બન્ને હળદર એઓને ઝીણું વાટી લેપ કરે તો પિત્તનો નાડીવ્રણ મટે છે. અથવા તલ, જેઠીમધ, અને નસોતર અથવા નેપાળાનું મૂળ, લીંબડો અને સિંધવ એઓને ઝીણાં વાટી તેનો લેપ કરે તો કફ સંબંધી નાડીવ્રણ મટે છે. અથવા તલ, મધ અને ઘી એકઠાં ઘુંટી લેપ કરે તો શલ્ય સંબંધી નાડીવ્રણ મટે છે. અથવા ગરમાળો, હળદર અને સંચળ એઓનું ચૂર્ણ ઘી અને મધમાં કાલવી તેમાં

1 પરેહજી સાથે આ પ્રયોગ સેવન કરવો; કારણ કે (કરી) પાળવી એજ રોગને નાશ કરવાનો ઉત્તમ ઉપાય છે.

ગ્રામણી દીવટ ભીંજવી રાખવામાં આવે તો દુષ્ટવ્રણો સારા થાય છે. એમ યોગતરંગિણીનો કર્ત્તા ત્રિમલ્લ ભટ કહે છે. અથવા સાજીખાર, સિંધાલૂણ, નેપાળાનું મૂળ, ચિત્રક, જુઈ (કે રૂ-કપાસ ??) ની જડ, શેવાળ, અને ગળીનાં પાંદડાં, ( અથવા તુલસીનાં બીજ ) એઓનો કલ્ક અને તેલ ગાયના મૂત્રમાં મેળવી પકાવી-તેલ સિદ્ધ કરી તેથી વ્રણ ભરી દેવામાં આવે તો દુષ્ટવ્રણ તથા કફ સંબંધી નાડીવ્રણ મટી જાય છે. આ સર્જિકાદ્યતેલ કહેવાય છે. ચક્રદત્ત. અથવા નગોડનાં પાન કિંવા નગોડનાં પંચે અંગ વાટી તેમાંથી રસ નીચોવી લઇ તે રસના જેટલું જ તેમાં તેલ નાખી પકાવી તે તેલ નાડીવ્રણમાં ભરે તો નાડીવ્રણ તથા દુષ્ટવ્રણ મટી જાય છે. અને આ તેલ ખસ, અપચી, તથા અન્ય રોગોમાં કે સર્વ પ્રકારના ઘામાં પીવું મસળવું વગેરે હિતકર્ત્તા છે. આ નિર્ગુંડીતેલ કહેવાય છે. વૃંદ. અથવા શુદ્ધ પારો તથા શુદ્ધગંધક સમાન લઇ તેઓની બરાબર બોદારશીંગ લેવો અને એ સર્વની બરોબર કપિલો લઇ તેમાં થોડું મોરથુથુ મેળવી વાટી એકત્ર કરી ચાળી તેથી ચારગણું ગાયનું ઘી મેળવી તેમાં લીંબડાનો રસ અનુમાન પ્રમાણ નાખી સારી પેઠે મથી તેથી રૂનાં પેલ ભીંજવી વ્રણના ઘા ઉપર મુકવાથી દુષ્ટવ્રણ, નાડીવ્રણ અને વ્રણ માત્રનું શોધન કરે છે તથા રૂઝ લાવે છે. વૈદ્યરહસ્ય. અથવા રાળ ૧ પઇસા ભાર, કલઇ સફેદો ૧ પઇસાભાર, સફેદ-ધોળું મીણ ૨ પઇસાભાર અને બોદારશીંગ ૧ પૈસાભાર લઇ રાળ સફેદો તથા બોદારને સારી પેઠે વાટી પૈસા ૬ ભાર ગાયના ઘીને ઉનું કરી તેમાં મીણ ઓગાળી ઉપરની ઓષધીઓ મેળવી પછી કાંસાની થાળીમાં નાખી પાણી સાથે હથેળીવતે સારી પેઠે ૧૦૮ વાર ધોવું. પછી તે તૈયાર થએલો મલમ ગમે તે જાતના ગુમડા ઉપર લગાડે તો આરામ થાય છે. અથવા ધોળું મીણ, રૂમીમસ્તકી, મોરથુથુ, ફુલાવેલો ટંકણ, સાજીખાર, સિંદુર, કંપીલો, બોદારશીંગ, ગુગળ, મરી, સોનાગેરૂ, એલચી, બેરજો, મુરદાશીંગ, હિંગળોક અને શોધેલો ગંધક એઓને સમાન ભાગે લઇ મીણ વિના બીજાં સર્વને વાટી પછી ગાયનું ઘી ગરમ કરી મીણ નાખી ઓગળ્યા પછી સર્વ ઔષધોને મેળવી પછી ખરલમાં દિવસ ૨ સુધી વાટી એકજીવ કરી ચોપડે તો આગંતુક, શારીરિક તથા દુષ્ટવ્રણ વગેરે સમસ્ત વ્રણોને સારા કરે છે. અથવા મોરથુથુ, કંપિલો, બોદારશીંગ, ધોળો કાથો, સફેદો, સિંદુર, મીણ, કેસર અને ગાયનું ઘી એ સર્વને બરાબર લઇ ઘી મીણ અને મોરથુથા વિના બીજા પદાર્થોને જુદા વાટી ચાળી લેવા તથા મોરથુથાને જુદું વાટી રાખવું. પછી ગાયનું ઘી ગરમ કરી નીચે ઉતારી મેહેલાં મોરથુથું નાખી પછી મીણ નાખી ઓગળ્યા પછી બીજા વાટી રાખેલા પદાર્થો નાખી ઉતારી કાંસાની થાળીમાં નાખી બોહોળા પાણી સાથે હથેળીવતે ૧ દિવસ સુધી મથવો. આ તૈયાર થએલા મલમની પટી લગાડવાથી વ્રણ-ગુમડાં-ભરનીગળ-નાસુર અને ચાંદી ( સીફીલીસ ) વગેરે સર્વને રૂઝવે છે. વૈદ્યરહસ્ય. અથવા હિંગળોક પૈસા ૩ ભાર, ધોળું મીણ પૈસા ૪ ભાર, સાજીખાર પૈસા ૧ ભાર લઇ પછી તેઓની લીંબડાનાં પાંદડાંની સાથે લુગદી કરી ગાયના ઘીમાં તળી પછી ઘીમાં મીણ ઓગાળી બોદારશીંગ ૧ પૈસાભાર નાખી લુગદીવાળાં ઔષધો વાટી તેમાં મેળવી તે મલમ ઉપયોગમાં લે તો સર્વ પ્રકારના વ્રણો સારા થાય છે. અથવા જેના હાથે પગે વ્યાઇ ફાટતી-ચીરા પડતા હોય તો રાળ ૧ પૈસાભાર, કાથો ૧ પૈસાભાર, કાળી મરી ૧ પૈસાભાર, ગાયનું ઘી અને ચમેલીનાં પાનનો રસ ૪-૪ પૈસાભાર લઇ ઘી અને રસ વિના અન્ય ઔષધોને વાટી ચાળી, પછી લોઢાની કડછીમાં ઘી નાખી ઔષધો મેળવી રસ નાંખી મલમ કરવો. તે મલમની ચાંદી-પટી લગાવવાથી ચીરા-

રનો કોઇપણ ભાગ-મુખ્યત્વે હાથ પગ ફાટતા હોય તે અવશ્ય મટી જાય છે. અથવા લીંબડાનાં પાન શેર ૧ લઇ તેનો રસ કાહાડી પછી ગાયનું ઘી નવટાંક લોઢાની કડછી કે કડાઇમાં નાખી ઉનું કરી તેમાં રાળ પૈસાભાર નાખી પીગળાવી તેમાં તે રસ નાખી દેવો જ્યારે રસ શોષી જાય અને મલમ જેવું બને ત્યારે તેમાં કાથો ૧ પૈસાભાર, મોરથુથુ ૧ પૈસાભાર તથા મોદારશીંગ ૧ પૈસાભાર વાટીને મેળવી તૈયાર થએલા આ મલમની લુગડા ઉપર પટી કરી લગાવે તો ફોલ્લા અને વ્રણ માત્ર અવશ્ય મટે છે.

નાડીવ્રણનો અધિકાર સંપૂર્ણ.

ઇતિ શ્રીમન્મહારાજાધિરાજ રાજરાજેંદ્ર શ્રી સવાઇ પ્રતાપસિંહજી વિરચિત અમૃતસાગર ગ્રંથ વિષે શ્લીપદ, વિદ્રધિ, વ્રણસોથ, આગંતુકવ્રણ, શારીરિકવ્રણ, અગ્નિદગ્ધ, વ્રણગ્રંથી, ભગ્ન અને નાડીવ્રણ વગેરેની ઉત્પત્તિ, લક્ષણ તથા ઉપાય નિરૂપણ નામનો પંદરમો તરંગ સંપૂર્ણ,

# તરંગ સોળમો.

દુષ્ટ ભગંદર ચંદ્રિકા, લિંગાર્સકને કુષ્ટ;
ષોડસમાજ તરંગમાં, તસ નિરૂપણ છે સ્પષ્ટ.

## ભગંદરનો અધિકાર.

### ભગંદરનું પૂર્વરૂપ, સ્વરૂપ તથા શબ્દાર્થ નિરૂપણ.

જે મનુષ્યને ભગંદર થવાનો હોય તેને કેડમાંના હાડકાંઓમાં સોયો ભોંકાયા જેવી પીડા થાય, બળતરા, ખરજ તથા વ્યથા વગેરે થાય છે.

ગુદાની બાજુમાં બે આંગળ જેટલા ગાળામાં પીડા કરનારી અને ચીરાએલી ફોલ્લીઓ થાય છે; અર્થાત્ ગુદા અને મૂત્રાશયમાં વચમાંની જગ્યાને ચારે કોરા ભગ-યોનિની પેઠે ફાડી નાખે છે એટલા માટે આ રોગને ભગંદર કહે છે. તે ભગંદર પાંચ પ્રકારનો છે. એટલે વાયુનો, પિત્તનો, કફનો, ત્રિદોષનો અને શલ્યનો એમ પાંચ પ્રકારનો છે તે પૈકી વાયુના ભગંદરને શતપોનક પિત્તનાને ઉષ્ટ્રગ્રીવ, કફનાને પરિસ્ત્રાવ, ત્રિદોષનાને શંબૂકાવર્ત અને શલ્યનાને ઉન્માર્ગી કહે છે.

### પાંચે પ્રકારના ભગંદરનાં ચિહ્ન.

તુરા તથા લુખા પદાર્થોથી અત્યંત કુપિત થએલો વાયુ ગુદાના પ્રદેશમાં ફોલ્લીઓને ઉત્પન્ન કરે છે. એ ફોલ્લીઓની માવજત ન કરતાં બેદરકારી રાખે તો, તે ફોલ્લીઓ ભયંકર રીતે પાકી આવે છે, પીડા કરે છે, ફાટીને તેમાંથી રાતાં પીણી વધારે કરે છે અને તેમાંથી મળ-મૂત્ર તથા વીર્ય પડે છે. આમાં ઝીણાં ઝીણાં અનેક નારાં પડે છે અને ચાળણી જેવાં દેખાય છે તેથીજ તેને શતપોનક (સંસ્કૃત ભાષામાં ચાળણીને શતપોનક) કહે છે.

પિત્તને વધારનાર પદાર્થોથી પિત્તપ્રકોપ પામી ગુદાની પાસેના ગાળામાં રાતી ફોડકીઓને ઉત્પન્ન કરે છે. આ ફોલ્લીઓ ઝટ પાકી જાય છે અને પાકીને તેમાંથી ઉંટના જેવી

ખરાબ વાસનાવાળું પરૂ વહ્યા કરે છે અને ફોડકીઓનું ગળું ઉંટની ડોકની પેઠે વાંકું હોય છે તેથી તેને ઉષ્ટ્રગ્રીવ ભગંદર કહે છે.

જે ભગંદરની ફોલ્લીઓ કઠણ, ખરજવાળી, જાડું પરૂ-રસી વહેનારી, થોડી પીડાયુક્ત ધોળી હોય અને રાત દિવસ પરૂ-રસી વહ્યાજ કરે છે, તેથી તેને પરિસ્રાવી ભગંદર કહે છે. આ ભગંદર કફના કોપવાથી થાય છે.

જે ફોડકીઓ બહુ બહુ રંગવાળી, બહુ જાતની પીડા સહિત અને વિવિધ પ્રકારનાં પરૂ વગેરેને વહેનારી ગાયના આંચળ જેવી થાય છે અને તેનો પરૂ વહેવાનો રસ્તો શંખલાના આંટા જેવો હોય છે તેથી તેને શંખલા-શંબુકાવર્તભગંદર કહે છે.

કાંટા, નખ કે ખંજોળવાથી અભિઘાત-વાગવાના લીધે ગુદાની આસપાસ ફોડકીઓ થાય છે. એ ફોલ્લીઓ વધે છે, ફાટી જાય છે અને બેદરકારી રાખવાથી તેમાં જીવાત પડી જાય છે. તથા ત્યાં અનેક વ્રણો અનેક મ્હોંવાળાં થાય છે અને ઝર્યા કરે છે. આ વ્રણોએ આડા માર્ગ પાડી નાખેલા હોય છે તેમાંથી વિષ્ટા વગેરે નીકળે છે, તેથી આ ઉન્માર્ગી ભગંદર કહેવાય છે.

## ભગંદરોનું કષ્ટસાધ્યપણું.

સમસ્ત—પાંચે પ્રકારના ભગંદરો ભયંકર છે અને મહા મહેનતે આયુષ બળવાન્ તથા ઇશ્વર કૃપા હોય તોજ મટે છે; તેમાં પણ ત્રિદોષનો અને શલ્યથી થએલો ભગંદર તો અસાધ્ય છે. જો ભગંદરમાંથી વાયુ, મળ, મૂત્ર, વીર્ય અને જીવાત નીકળતાં હોય તો તે રોગીના જીવનની આશા છોડીજ દેવી.

## ભગંદરના ઉપાય.

ગુદાની આસપાસ કોઇપણ પ્રકારની ફોડકી થએલી જણાય કે તે ફોડકીના ઉત્તમ પ્રકારના યત્નથી ઉપચાર કરે. જેમ તે ભગંદરની ફોલ્લીઓ પાકે નહીં તેમ જળો વળગાડી લોહી કઢાવવું, ઔષધોને ગરમ કરી તેનું તે ઉપર સિંચન કરવું, શોધન કરવું વગેરે વગેરે ઉપાયો કરી એ રોગોને મૂળમાંથી છેદી નાખવો. અથવા વડનાં કુણાં કુણાં પાંદડાં, જેઠીમધ, સુંઠ, સાટોડીનું મૂળ અને ગળો એઓને સારી પેઠે વાટી ઉનાં કરી તેનો સ્હેવાતો લેપ જ્યાં સુધી ફોલ્લીરૂપે ભગંદર હોય ત્યાં સુધી કરવો તો તે ભગંદરની ફોલ્લીઓ મટે છે અથવા તલ, લીંબડાની છાલ અને મહુડો ( કે જેઠીમધ ) એઓને દુધમાં વાટી અત્યંત ઠંડકવાળોઠંડો લેપ કરે તો, પિત્તનો અને વેદનાવાળો ભગંદર મટે છે. અથવા ચંમેલી-જુઇનાં પાંદડાં, વડનાં કુણાં પાંદડાં, ગળો, સુંઠ અને સિંધાલૂણ એઓને જાડી છાશમાં વાટી લેપ કરે તો ભગંદર મટી જાય છે. વૈદ્યરહસ્ય. અથવા હળદર, આકડાનું દુધ, સિંધાલૂણ, કણેરનાં પાન, શુદ્ધ ગુગળ અને ઇંદ્રજવ એઓનો કલ્ક કરી તેલમાં નાખી તેલ પકવવાના વિધિ પ્રમાણે પકાવી તે તેલને માલેશ કરે તો ભગંદર મટે છે. આ નિશાદ્યતૈલ કહેવાય છે. અથવા ત્રિફળાં તોલા ૩, શુદ્ધ ગુગળ તોલા ૫ અને પીપર તોલો ૧ લઇ સર્વને એકઠાં કરી વાટી ગોળીઓ બનાવી સેવન કરે તો ભગંદર મટી જાય છે, તથા સોજો, ગળો, અને ગુદાના મસા પણ મટી જાય છે. આ નવકાર્ષિક ગુગ્ગુલ કહેવાય છે. અથવા જે શસ્ત્રક્રિયામાં કુશળ હોય તેવા ચતુર્વૈદ્ય પાસે [1] શસ્ત્રક્રિયા કરાવી પછી મલમ વગેરે લગાડે તો ભગંદર મટી

[1] શસ્ત્રક્રિયા માટે જે કહ્યું છે તે માટે વાગ્ભટ્ટથી અને સુશ્રુતથી તેનું પૂર્ણ જ્ઞાન મેળવી ક્યા ભગંદરમાં ક્યા પ્રકારની શસ્ત્રક્રિયાથી કેવા પ્રકારનો છેદ કરવો ? વગેરે વગેરે જાણી લેવું.

જાય છે. ભાવપ્રકાશ. અથવા દારૂહળદર, હળદર, મજીઠ, લીંબડાનાં પાન, નસોતર અને માલકાંકણી એઓનો કલ્ક કરી ભગંદરના વ્રણને ધુએ તો ભગંદર મટી જાય છે. તથા ભરનીંગળની પીડા પણ તેથી મટે છે. અથવા કલોંજીજીરૂં અને કુતરાનું હાડકું એ બેને ગધેડાના લોહી સાથે પત્થર ઉપર વાટી તેનો લેપ કરે તો ભગંદર મટી જાય છે. અથવા બિલાડીના હાડકાને ત્રિફળાં (હરડે, બેહેડાં, આંબળાં)ના રસમાં વાટી લેપ કરે તો ભગંદર મટી જાય છે. અથવા બિલાડીના અને કુતરાના હાડકાની ભસ્મ લઇ લોઢાના વાસણમાં ગાયના ઘી સાથે તેને ઘુંટી લેપ કરે તો ભગંદર મટી જાય છે, તથા બીજાપણ દુષ્ટવ્રણોનો નાશ કરે છે. અથવા શુદ્ધપારો ૨ ભાગ, શુદ્ધ સોમલ ૪ ભાગ (કે તાંબાના મેલના ૪ ભાગ ?), એ બંનેને કાકજંઘાના રસમાં પાંચ દિવસ સુધી ઘુંટી તેને ત્રાંબાના કાંડીઆંઓમાં સંપુટ કરી તે સંપુટને એક બુંદામાં કાણાવાળી હાંલ્લીમાં મૂકી આસપાસ નદીની રેત ભરી તેને ચુલા ઉપર ચઢાવી ૮ પોહોરની આચ (અગ્નિ) દઇ જ્યારે પોતાની મેળેજ શીતળ થઇ જાય ત્યારે તેમાંથી તે સંપુટ કહાડી તેમાંનાં ઔષધોને મૂસ (સોનું-રૂપું ગાળવાની કુલડી)માં ભરી મધ અને ખડીઓખાર નાખી અગ્નિ ઉપર રાખી તેને વકનાળ ધમાથી જ્યાં સુધી ચાંદીની પેઠે ચકર ખાય (ચાંદી વગેરે ધાતુઓ સારી પેઠે ઓગળે ત્યારે ચક્ર ખાય-ફરે છે ) ત્યાં સુધી ધમ્યા કરવું. પછી કહાડી લઇ ખરલ કરી તેમાંથી રતી ૩ ભાર મધમાં કાલવી સેવન કરે અને તે ઉપર ત્રિફળાનો ક્વાથ પીએ તથા પથ્યમાં રહે તો થોડાજ દિવસમાં ભયંકર ભગંદરની પીડા મટી જાય છે. આ રૂપરાજરસ કહેવાય છે. વૈદ્યરહસ્ય. અથવા પારો ૧ ભાગ, તથા આંમળસારો શુદ્ધ ગંધક ૨ ભાગ લઇ એ બંનેની કાજળ કરી તેમાં કુંવરપાઠાનો રસ નાખી ખરલ કરી પછી તેની ગોળી કરી તાંબાના સંપુટમાં મુકી તે સંપુટને હાંલ્લીમાં રાખ ભરી મધ્યમાં મુકી તેના ઉપર રાખ દબાવી તેના નીચે અગ્નિ દિવસ ૧ સુધી બાળવો, જ્યારે એની મેળેજ હાંડલું શીતળ થાય ત્યારે તેમાંથી સંપુટ કહાડી લઇ તેને જંબીરી નામના ખાટા લીંબુના રસમાં ૭ પુટ દેવા. ત્યાર બાદ વાટી આગળ તેમાંથી રતી ૧ મધ સાથે કાલવી ચાટે તો ભગંદર મટી જાય છે, પણ તે ઉપર પથ્યમાં મુસલી તથા લસણ ખાવું અને તે ઉપરાંત મિષ્ટ ભોજન કરવું, તથા દિવસે સુવાનું, મૈથુન, વાસી ભોજન અને ઠંડુભોજન ત્યાગવું, આ રવિસુંદર (રવિતાંડવ) રસ કહેવાય છે, એમ રસસિંધુનો કર્તા કહે છે.

### ભગંદર રોગીનાં પથ્યાપથ્ય.

દંડ, કસરત, મૈથુન, કુસ્તી, ઘોડા વગેરેની સ્વારી, ખેદ, નવાં અન્ન ભોજન અને ભારે પદાર્થોનું ભોજન આટલી વસ્તુઓ ભગંદરનો ઘા રૂઝાઇ ગયો હોય; તદપિ એક વર્ષ પર્યંત કરવી નહીં તોજ ફાયદાકારી છે. અને જો એ વસ્તુઓ ઉપયોગમાં લે તો સંયમની નગરીના સ્વામીના સમીપ સ્વયંપણે સત્વર સ્થીત થવું પડે છે.

ભગંદરનો અધિકાર સંપૂર્ણ.

---

## ઉપદંશ—ચાંદીનો અધિકાર.

### ઉપદંશનાં નિદાનો તથા સંખ્યા.

શુદ્ધેંદ્રિ ઉપર હાથ લાગવાથી કે દાંત નખના લાગવાથી, મુષ્ટિજય કરવાથી, કંઓલ-

કરી પાણી ગુહ્યેંદ્રિયને ન ધોવાથી, પશુ આદિથી સૃષ્ટિ વિરૂદ્ધ કર્મ-સંગમ કરવાથી, ગરમીના રોગવાળી-પ્રદરના રોગવાળી લઘુ યોનિવાળી, યોનિ ઉપરના કઠોર વાળવાળી કે દૂષિત યોનિ વાળી સ્ત્રિયોની સાથે સંભોગ કરવાથી, અતિ મૈથુનથી, અને અતિ ગરમ પદાર્થોના સેવન અથવા એવાં અનેક ભૂલ ભર્યા આહાર વિહારોથી પુરૂષની વા સ્ત્રીની ગુહ્યેંદ્રિ ઉપર ઉપદંશ ( સીફીલીસનો ચેપી રોગ ) ઉત્પન્ન થાય છે. તે રોગ પાંચ પ્રકારનો છે. એટલે વાયુ, પિત્ત, કફ, ત્રિદોષ અને લોહી સંબંધી થાય છે.

## પાંચે ઉપદંશોનાં જુદાં જુદાં ચિન્હો.

જે ફોલ્લીમાં સોયો ભોંકાયા જેવી પીડા થાય, ફરકે, ફાટી જાય અને કાળા રંગની હોય તો, તે વાયુ સંબંધી ઉપદંશ સમજવો.

જે ફોલ્લીઓ રંગે પીળી, બહુ ચેપ-પરૂવાળી અતિ બળત્રા વાળી, રાતી-માંસ જેવા દેખાવવાળી હોય તો, તે પિત્તનો ઉપદંશ જાણવો.

જે ફોલ્લીઓ ધોળા રંગની મોટી, ખરજ તથા સોજા અને જાડા પરૂવાળી હોય તો તે કફનો ઉપદંશ જાણવો.

જે ફોલ્લીઓ વિવિધ પ્રકારના પરૂવાળી તથા વિવિધ વેદનાવાળી હોય તો, તે ત્રણે દોષનો ઉપદંશ જાણવો.

જે ફોલ્લીઓ કાળી તથા ઘણું લોહી વહેનારી અને પિત્તના ઉપદંશનાં ચિહ્નો, તાવ, બળતરા તથા શોષ સહિત હોય તો, તે લોહીનો ઉપદંશ જાણવો.

## ઉપદંશોનું સાધ્યાસાધ્યપણું.

જે ઉપદંશ રોગમાં રોગીની ઇંદ્રિનું માંસ વીંખાઇ ગયું હોય અને તેમાં કીડા પડી લિંગનો ભાગ ખવાઇ ગયો હોય અને માત્ર વૃષણ બાકી રહેલ હોય તેવા ઉપદંશ રોગીને રામનું ઓષધ આપવું યોગ્ય છે, પણ અન્ય ઓષધ આપવું યોગ્ય નથી; કેમકે તેવા રોગીને ઓષધ આપવાથી અપયશ વિના અન્ય કાંઇ પ્રાપ્ત થતું નથી. ( ત્રિદોષનો ઉપદંશ અસાધ્ય છે, લોહીજન્ય ઉપદંશ કષ્ટ સમાન સાધ્ય ગણાય છે. )

## ઉપદંશના રોગીને અવશ્યની સૂચના.

જેને ઉપદંશ-ચાંદી થએલ હોય, છતાં બેદરકારી પણે વિષયમાં લીન થઇ વિહ્વલ ચિત્તથી વનિતાના વિલાસ સુખમાં મચ્યો રહે છે અને ભયંકર રોગને મટાડવા કશીપણ કાળજી રાખતો નથી તે મૂર્ખ મનુષ્યનો કેટલાક વખત પછી શિશ્ન સુજી આવી તેમાં કીડાઓ પડી જાય છે અને બળતરા સહિત પાકી છેવટે ઇંદ્રિનો સમૂળો નાશ થાય છે; એટલુંજ નહીં પણ સ્મશાનમાં પહોંચી જાય છે માટે પ્રત્યેક જનોએ અવશ્ય ધ્યાનમાં રાખવું ઘટે છે કે ઉપદંશનાં ચિન્હ થયાં જણાય કે તુરત ચતુર વૈદ્યના હાથથી ચિકિત્સા કરાવવી.

## ઉપદંશના ઉપાય.

પ્રથમ જળો લગાડી દુષ્ટ લોહી કઢાડી નંખાવવું અથવા સ્નિગ્ધ અને સ્વેદિત કરીને ઉપદંશ રોગીના લિંગની નસ ખોલાવવી કેમકે લોહી કઢાવવાથી દોષો કમજોર થાય છે જેથી પીડા અને સોજો શાંત થાય છે. વિશેષે કરીને ચાંદીવાળા રોગીની ઇંદ્રિ પાક ન પકડે

તેમ ખાસ કાળજી રાખવી; કેમકે જો પાકે તો ઈંદ્રિ ગળી સડીને નાશ પામે છે. માટે પાકવા ન દેતાં તે મટી જાય તેવા તાકીદે ઉપાય લેવા.

"સાટોડીનાં મૂળ, ગળો, સુંઠ, જેઠીમધ અને વડનાં કુણાં પાંદડાં એઓનો ઉકાળો કરી તે પાણીથી ઇંદ્રિની ચાંદીને ધોવી જેથી ઉપદંશ મટે છે." અથવા વડની કુણી વડવાઇ, આસંદરાની છાલ, જાંબુડાનાં પાંદડાં, લોદર, હરડે અને હળદર એઓને બરાબર લઇ વાટી લેપ કરે તો, ઉપદંશની પીડા અને સોજો નાશ પામે છે, અથવા જો ઇન્દ્રિ પાકી ગઇ હોય તો ઉપરની દવાઓના ઉકાળાથીજ ધોવી જેથી આરામ થાય છે. અથવા ત્રિફળાના કવાથથી, વા જળભાંગરાના રસથી ચાંદીને ધોવાથી ઉપદંશ મટી જાય છે. અથવા નીલકમળ, રાત્રીવિકાસી કમળ અને રાતાં કમળ એઓના કવાથથી ઉપદંશના વણને ધોવો અથવા એઓને વાટી જાડો લેપ કરવો જેથી ઉપદંશ મટી જાય છે, અથવા બપોરીઆનાં પાંદડાંનું અથવા દાડિમની છાલનું ચૂર્ણ ચાંદી ઉપર દબાવે અગર લેપ કરે તો ઉપદંશ મટી જાય છે. અથવા સોપારીને પાણીમાં ઘસી લેપ કરે તો ચાંદી મટે છે. ભાવપ્રકાશ. અથવા સોપારી અને હળદરને પાણી સાથે ઝીણાં વાટી લેપ કરે તો લિંગનો સોજો, ચળ અને ઉપદંશ મટી જાય છે. અથવા લોખંડની કઢાઇમાં ત્રિફળાંને બાળી તેની ભસ્મ મધમાં મેળવી ઉપદંશની ચાંદી ઉપર ચોપડે તો તત્કાળ ચાંદી રૂઝાઇ જાય છે. અથવા કડવાં પરવળ, લીંબડો, ત્રિફળાં અને કરીઆતું એઓનો કવાથ કરી કિંવા ખેરસાર, બીબલાના સારનો કવાથ કરી તેમાં શુદ્ધ ગુગળ નાખીને કે ત્રિફળાનું ચૂર્ણ નાખીને પીવાથી સર્વ પ્રકારના ઉપદંશ મટી જાય છે. વૈદ્યરહસ્ય. અથવા કરીયાતું, લીંબડો, ત્રિફળાં, કડવાં પરવળ, કરકચ, જાઇનાં પાન, ખેર, અને બીબલો એઓને પાણીમાં સારી પેઠે વાટી કલ્ક કરી તેથી વા તેના કવાથથી સિદ્ધ કરેલું ઘી પીએ વા ચોપડે તો સર્વ પ્રકારના ઉપદંશને મટાડે છે. આ ભૂનિંબાદ્યઘૃત કહેવાય છે. ચક્રદત્ત. અથવા પૂર્વ કથિત વ્રણના અધિકારમાં લખેલાં ઘી ખાય કે ચોપડે તો પણ આરામ થાય છે. અથવા રેચ લેવાથી પણ ઉપદંશ શાંત પડે છે. "અથવા હરડે ૮ ભાગ, મોરથુથુ ૧ ભાગ, એ બેને ખૂબ ઝીણાં વાટી પછી લીંબુનો રસ ભાગ ૧૦૦ પ્રમાણે લઇ તેમાં પુનઃ ઘુંટી ગોળીઓ ૪ માસાભારની કરવી. તેમાંથી ગોળી ૧ દહીં સાથે દિવસ ૧૫ સુધી ખાય અને પથ્યમાં રહે તો ઉપદંશ નિશ્ચય મટે છે. અથવા મોરથુથુ ૧ ભાગ, કાથો ૧ ભાગ, ખોદારશીંગ ૨ ભાગ અને સોપારીની ભસ્મ ૨ ભાગ લઇ ઝીણું વાટી ચાળી તે ભુરકી ઉપદંશના—ચાંદીના ઉપર ભભરાવવી, જેથી અવશ્ય આરામ થાય છે," અથવા શુદ્ધ કરેલ પારો, ગંધક, હરતાલ, સિંદૂર, અને મણશીલ લઇ તેમાં ઘી નાખી પછી તેને ઉપદંશ ઉપર ચોપડે તો ખરજ સહિત ઉપદંશનો વ્યાધિ મટી જાય છે. વૈદ્યરહસ્ય. અથવા જે ઉપાયો કોઢના અધિકારમાં કહેવામાં આવશે તે સઘળાં ઘી ચોળવામાં, ખાવામાં અને ચોપડવામાં ઉપયોગમાં લે તો ઉપદંશ મટી જાય છે.

ભાવપ્રકાશ.

## ઉપદંશ રોગીનાં પથ્યાપથ્ય.

મગ, ચોખા, ઘઉં, ઘી, ચણા, સાકર, તુરીયાં, સરગવાની શિંગો, બકરીનું તથા ગાયનું દુધ, ઉનું પાણી અને હલકાં ભોજન સદા હિતકારી છે.





હિંગ, તેલ, મરચાં, વંતાક, ગોળ, અથાણાં, મંજરી, મઠ, ઝાલર, ગરમ પદાર્થો દિવસે સૂવું, તડકે ફરવું, મહેનત કરવી, મૈથુન કરવું અને છાશ કે ખટાશ ખાવી એ સદા અહિતકારક છે માટે ઉપયોગમાં લેવાં નહીં.

ઉપદંશનો અધિકાર સંપૂર્ણ.

---

# લિંગાર્શનો અધિકાર.

---:o:---

## લિંગાર્શનું લક્ષણ.

પુરૂષની ઇંદ્રિના ઉપર જાણે ધાન્યના ફણગા-અંકુરા ફુટયા હોય અથવા કુકડાને માથે કલગી હોય છે તે પ્રમાણે એક ઉપર એક મસા થાય છે અર્થાત્ પ્રથમ ઝીણા ઝીણા થાય છે અને પછી મોટું રૂપ પકડી છેક ઇંદ્રિમાં, સાંધામાં કે ઇંદ્રિની મણિના-સોપારીના કાપામાં ઉત્પન્ન થાય છે તેને લિંગવર્તિ-ચર્મકીલ તથા લિંગાર્શ પણ કહે છે.

લિંગના અર્શનું અસાધ્યપણું—જો એ ઇંદ્રિના મસા પીડાવાળા ચીકણા અને ત્રણે દોષથી સહિત હોય તો તે અસાધ્ય છે.

## ઉપાય.

ઇંદ્રિના મસાઓને પ્રથમ જે વૈદ્ય શસ્ત્રક્રિયામાં કુશળ હોય તેની પાસે શસ્ત્રવતે કાપી નંખાવવા. અથવા સાજીખાર, મોરથુથુ, શિલાજીત, રસવંતી, સુરમો, મણશીલ અને હરતાલ એઓને સમાન ભાગે લઇ ચૂર્ણ કરી લિંગના મસા ઉપર ચોપડે તો તે મસા મટી જાય છે. અથવા જેમ પ્રતિકૂળ થએલ દૈવ-ભાગ્ય પુરૂષાર્થનો નાશ કરી નાખે છે તેમ કુમારપાઠાનું લાબરૂ અત્યંત જામી રહેલા અને વિચિત્ર ગુંથણી જેવા થઇ રહ્યા હોય તેવા લિંગના મસાને ત્રીજે દિવસે મટાડી નાખે છે. અથવા શુભ દિવસે લાવેલું ભોરીંગણીનું મૂળ બળદના મૂત્ર સાથે ઘસી ચોપડે તો ઇંદ્રિના મસા તુરત મટી જાય છે. ભાવપ્રકાશ.

ઇંદ્રિના મસાનો અધિકાર સંપૂર્ણ.

---

# શૂકરોગનો અધિકાર.

---

## શૂકરોગનાં નિદાન તથા સંખ્યા.

જે મૂર્ખાઓ હોય છે તે મૂર્ખાઓના કહેવાથી ઇંદ્રિને વધારવા લગર વિચાર્યે, જેથી ઘણા વિકારો ઉત્પન્ન થાય તેવા ઉપાયો કરે છે; અર્થાત્ ઇંદ્રિને મોટી કરવા લેપ પટ્ટિ તથા પાણીના મેલથી પેદા થએલાં શૂક નામનાં ઝેરી જીવડાનાં તેલ વગેરે ઉપયોગમાં લે છે, તેથી ૧૮ જાતના રોગ ઉત્પન્ન થાય છે-એટલે સર્ષપિકા ૧, અષ્ઠીલિકા ૨, ગ્રથિત ૩, કુંભિકા ૪, અલજી ૫, મૃદિત ૬, સંમૂઢપીડિકા ૭, અવમંથ ૮, પુષ્કરિકા ૯, સ્પર્શહાનિ ૧૦, ઉત્તમા ૧૧, શતપોનક ૧૨, ત્વક્પાક ૧૩, શોણિતાર્બુદ ૧૪, માંસાર્બુદ ૧૫, માંસપાક ૧૬, વિદ્રધિ ૧૭, અને તિલકાલક ૧૮, આ શૂક રોગના અઢાર ભેદ છે.

## અઢાર પ્રકારના શૂકદોષનાં જુદાં જુદાં લક્ષણ.

સર્ષપિકાનું લક્ષણ એ છે કે-ઝેરી જીવડાઓના લેપથી કે દુષ્ટ યોનિમાં મૈથુન કરવાથી ધોળી સરસવ જેવી ફોલ્લીઓ થાય છે અને તેમાં કફ તથા વાયુ મુખ્ય નિદાન રૂપ હોય છે.

અષ્ટીલિકાનું લક્ષણ એ છે કે-લાંબા ટુંકા તથા વાંકા કાંટાવાળી કઠણ ફોલ્લીઓ થાય છે તે અષ્ટીલિકા નામના લુહારના ઓજાર જેવી કઠણ હોય છે તેથી તેને અષ્ટીલીકા કહે છે, તેમાં મુખ્ય કારણરૂપ વાયુ છે.

ગ્રંથિતનું લક્ષણ એ છે કે-ઇંદ્રિ જવની અણીઓ જેવા કાંટાઓથી નિરંતર પુરાઇ ગએલ રહે છે. તેમાં મુખ્ય નિદાનરૂપ કફ છે.

કુંભિકાનું લક્ષણ એ છે કે-જાંબુના ઠળીઆ જેવી ધોળી ફોલ્લીઓ થાય છે અને મુખ્ય નિદાનરૂપ લોહી તથા પિત્ત હોય છે. આ ફોલ્લીઓ કુંભિ-કાયફળ જેવી હોવાથી તેને કુંભિકા કહે છે.

અલજીનું લક્ષણ એ છે કે-આ નામની જે ફોલ્લી પ્રમેહમાં થાય છે તે લાલાશ તથા કાળાશવાળી કિંવા અન્ય ફોલ્લીઓથી વીંટાયલી હોય છે તેવીજ ફોલ્લી ઇંદ્રિ ઉપર થાય તેને પણ અલજી કહે છે. આ ફોલ્લીનું મુખ્ય નિદાન લોહી અને પિત્ત છે.

મૃદિતનું લક્ષણ એ છે કે-શુકદોષ થતાં ઇંદ્રિને દબાવવાથી જે સોજો ચડેલો હોય તે મૃદિત કહેવાય છે-આનું મુખ્ય નિદાન વાયુ છે.

સંમૂઢપીડિકાનું લક્ષણ એ છે કે-શુકદોષ થતાં બને હાથ વતે ઇંદ્રિને બહુજ ચોળી-મસળી નાખે તેથી જે ફોલ્લી થાય છે તે સંમૂઢપીડિકા કહેવાય છે આમાં પણ મુખ્ય નિદાન વાયુ છે.

અવમંથનું લક્ષણ એ છે કે-ઘણી અને લાંબા અંકુરોવાળી ફોલ્લીઓ ઇંદ્રિના વચમાં ફુટે છે તથા તેમાં પીડા થાય અને રૂંવાટાં ઉભાં થઇ આવે છે. આમાં લોહી તથા કફ કોપેલાં હોય છે.

પુષ્કરિકાનું લક્ષણ એ છે કે-આસપાસ ન્હાની અન્ય ફોલ્લીઓથી જે ફોલ્લી વીંટાયલી હોય અને કમળના ડોડાના જેવી હોય છે-આ ફોલ્લી પિત્ત અને લોહીના કોપજનિત છે.

સ્પર્શહાનિનું લક્ષણ એ છે કે-જેને અડતાં સ્પર્શ સહન ન થઇ શકે એવી ફોલ્લી શુકદોષના લીધે કોપેલા લોહીથી ઉત્પન્ન થાય છે.

ઉત્તમાનું લક્ષણ એ છે કે-શુકદોષને લીધે થએલા અપચાંથી મગ તથા અડદ જેવી રાતી ફોલ્લી થાય છે અને તેમાં મુખ્ય કારણ લોહી તથા પિત્ત હોય છે.

શતપોનકનું લક્ષણ એ છે કે-ઇંદ્રિ ચાળણીનાં કાણાં જેવાં છિદ્રોથી ચારે બાજુએ વીંટાઇ જાય છે અને જેમાં મુખ્ય નિદાનરૂપ વાયુ તથા લોહી છે.

ત્વક્‌પાકનું લક્ષણ એ છે કે-જે ઇંદ્રિની ચામડીનું પાકવું તાવ તથા બળતરાને પેદા કરનાર છે તે ત્વક્‌પાક કહેવાય છે અને જેમાં વાયુ તથા લોહીનો પ્રકોપ હોય છે.

શોણિતાર્બુદનું લક્ષણ એ છે કે-કાળા ફોલા તથા રાતી ફોલ્લીઓથી ઇંદ્રિ પીડાય અને તેમાં આકરી વેદના થાય છે.

માંસાર્બુદનું લક્ષણ એ છે કે-માંસના દુષ્ટપણાને લીધે ઇંદ્રિ ઉપર માંસની રસોળીઓ થાય છે તે માંસાર્બુદ કહેવાય છે.

માંસપાકનું લક્ષણ એ છે કે-ઇન્દ્રિનાં માંસો ખરી પડતાં હોય અને ત્રણે દોષની પીડાઓ થતી હોય તે માંસપાક કહેવાય છે. આ ત્રિદોષજનિત વ્યાધિ છે.

વિદ્રધિનું લક્ષણ એ છે કે-પ્રમેહ સંબંધી ફોલ્લીઓમાં જે ત્રિદોષ વિદ્રધિ કહેવામાં આવેલો છે તેના જેવાંજ લક્ષણોવાળી ફોલ્લી ઇન્દ્રિ ઉપર ત્રિદોષના પ્રકોપથી થાય છે.

તિલકાલકનું લક્ષણ એ છે કે-કાળા રંગનાં, ધોળા રંગનાં કે વિવિધ રંગનાં અને શૂક નામનાં ઝેરી પ્રાણીઓની ભસ્મથી ચળેલાં હોવાને લીધે ઝેરી થએલાં ગાંમો ઇન્દ્રિમાંથી ખરી પડતાં જાય છે વા ઇન્દ્રિને ભેરવી નાખે છે અને કાળાં કાળાં થઇને વિખરતાં જાય છે-આ રોગમાં કાળા તલ જેવા માંસ થાય છે તેથી તિલકાલક કહે છે. આ ત્રણે દોષજનિત હોય છે.

## શૂકદોષોનું સાધ્યાસાધ્યપણું.

ઉપર કહેલા અઢાર ભેદમાંથી માંસાર્બુદ, માંસપાક, વિદ્રધિ અને તિલકાલક એ ચાર અસાધ્ય છે-બાકીના સાધ્ય છે એમ જાણવું.

## શૂકરોગના ઉપાય.

શૂકદોષના સર્વ પ્રકાર ઉપર ઝેરને નાશ કરનારા ઉપાયો કરવા. જળો મુકાવીને ઝેરી લોહી કાહાડી નંખાવવું, રેચ આપવો, હલકાં ભોજન કરાવવાં અથવા ત્રિફળાના કવાથની સાથે શુદ્ધ ગુગળ પાવો. અથવા ઠંડા દુધના લેપ તથા સિંચન કરવાથી શૂકદોષ મટે છે. અથવા રસવંતીનો લેપ કરે તો દુર્ગંધિ પરૂ, વ્રણ, સોજો, ખરજ અને શૂળ એઓએ કરીને સહિત સઘળા પ્રકારના લિંગ સંબંધી થએલા રોગોને જડમાંથી ઉખેડી નાખે છે. અથવા દારૂ હળદર, તુલસી, જેઠીમધ, ઘરમાંના ધુમાડાનો ધુંસ અને હળદર એઓના કલ્કથી પકાવેલું તેલ તેનો અભ્યંગ-માલેસ કરવાથી ઇન્દ્રિના રોગો નાશ થાય છે. આ દાર્વિતૈલ કહેવાય છે. ભાવપ્રકાશ. અથવા કાંસકીના તેલનું મર્દન કરવાથી શૂકદોષ મટે છે. સર્વસંગ્રહ.

શૂકદોષનો અધિકાર સંપૂર્ણ.

---

# કોઢરોગનો અધિકાર.

## કોઢનાં નિદાનો તથા સંખ્યા.

પરસ્પર વિરોધ થનારાં અન્ન પાનોના ખાવા પીવાથી, પાતળા તથા ભારે પદાર્થોના ખાવાથી, મળ-મૂત્ર-વમનાદિના વેગોને રોકવાથી, બહુ જમ્યા પછી કસરત કરવાથી, અગ્નિનો કે સૂર્ય વગેરેનો તાપ સેવવાથી, શીત, ઉષ્ણ, લંઘન તથા આહારનો મર્યાદા રહિત વિધિ સે-

---

૧ વાત્સ્યાયન કહે છે કે-બીલામાનાં બીજ, શૂક નામનો પાણીનો કીડો અને કમળનાં પાંદડાં એઓને વાસણની અંદર બાળી ભસ્મ કરી તે ભસ્મમાં સિંધાલૂણ મેળવી ઉથી રીંગણીના ફળના રસમાં વાટી પછી ઇંદ્રિને ભાંગના છાણથી સારી પેઠે ધોઇ તેના ઉપર એ ભસ્મનો લેપ કરે તો મન માનતી ઇંદ્રિ વધે છે, એમાં જરા સંદેહ જેવું નથી.

૨ આસંગધ, શતાવરી, કપરેટ, જટામાંસી અને ભોરીંગણીનાં ફળ એઓની ચટણી કરી તેલમાં નાખી તેથી ચારગણું દુધમાં તેલ પકાવવાની રીતિ પ્રમાણે પકાવવું. તે તેલનો માલેસ કરવાથી ઇંદ્રિ સ્તન અને કાનની વૃદ્ધિ થયે છે-આ અશ્વગંધાદિ તેલ કહેવાય છે. એમ ભાવમિશ્ર કહે છે.

વવાથી, શ્રમથી–ભયથી–પરસેવાથી પીડિત થાય છતાં વિસામો ન લેતાં એકદમ ન્હાવાથી વા, ઠંડુ પાણી પીએ તેથી, ભોજન ન પચ્યા (અજીર્ણ) છતાં તે ઉપર ફરી ભોજન જમવાથી, વિરેચનાદિ પાંચ કર્મો કર્યાં છતાં વિરૂદ્ધ આહાર વિહાર કરવાથી, નવાં અન્ન, દહીં, માછલાં, અડદ, ખાટા પદાર્થ, મૂળા, વાટેલાં અન્નો, તલ, દુધ તથા ગોળ એઓનું અત્યંત સેવન કરવાથી, વિદગ્ધાદિ અજીર્ણ છતાં મૈથુન સેવન કરવાથી, દિવસે સુવાથી, ગુરૂ, દેવ, બ્રાહ્મણ, પવિત્ર પુસ્તકો, પવિત્ર સ્થાનો અને મહત્ પુરૂષો એઓનાં અપમાન કરવાથી અને પાપ કર્મો કરવાથી વાત પિત્ત કફ એ ત્રણે દોષો, રસને, લોહીને, માંસને તથા લસીકાને દૂષિત કરીને કોઢને ઉત્પન્ન કરે છે; અર્થાત્ વાયુ, પિત્ત, કફ, રસ, લોહી, માંસ અને લસીકા એ સાતેના બગાડથી કોઢ પેદા થાય છે. વાયુ આદિ ત્રિદોષ અને રસાદિ ચાર દોષો કોઢના કારણભૂત છે, આ સાત પદાર્થોના સમુચ્ચયથી સાત પ્રકાર અને અગીયાર પ્રકારના મળી અઢાર જાતના કોઢ ઉત્પન્ન થાય છે; અર્થાત સાત મોટા કોઢ અને અગીયાર ન્હાના કોઢ છે.

## અઢાર કોઢનાં નામ.

કપાળ ૧, ઔદુંબર ૨, મંડળ ૩, સિધ્મ[1] ૪, કાકણુક ૫, પુંડરીક ૬, ઋક્ષજીહ્વ ૭, ( આ સાત મહાકુષ્ટ છે અને ) એકકુષ્ટ ૮, ગજચર્મ, ૯, ચર્મદળ ૧૦, વિચર્ચિકા ૧૧, પામા ૧૨, દદ્રૂ[2] ૧૩, વિસ્ફોટક ૧૪, કિટિભ ૧૫, અલસક ૧૬, વિપાદિકા ૧૭, અને શતારૂ ૧૮ ( આ અગીયાર ક્ષુદ્ર કુષ્ટ છે, )આ અઢાર કોઢ છે; જોકે સર્વ કોઢમાં ત્રિદોષો હોય છે જ; તોપણ પ્રત્યેક દોષની ઉત્કટતાનાં કારણો ઉપરથી જુદાં જુદાં નામો પડેલાં છે.

## કોઢ થયા પહેલાં કેવાં ચિન્હ થાય છે ?

પહેલાં વણુ થાય છે તે વણુ અતિકોમળ, વા અતિ ખરસટ સ્પર્શ વાળા, પરસેવો અને લુખસપણાએ કરીને સહીત હોય છે. અથવા તડકામાં ફર્યાં છતાં પણ પરસેવો ન આવે, બળતર, ખરજ, ચામડીમાં બહેરાપણું, ખુંચવા જેવી પીડા, શરીરે ફોલ્લાં, ગ્લાનિ, ગુમડાંની અધિકતા, વણોનું બહુ વખત સુધી રહેવું, રૂઝાઇ ગયા પછી પણ લુખાપણું, નહીં જેવાં કારણો છતાં વણોનો વિશેષ કોપ, રૂંવાટાંઓનું ઉભું થવું, અને લોહીમાં કાળાશપણું એટલાં ચિન્હો કોઢ થયા પહેલાં કોઢ થનારા મનુષ્યને અગમચેતીરૂપ થાય છે તેને કોઢનું પૂર્વરૂપ કહે છે. દોષો અવિચળ હોવાને લીધે ચામડી નરમ કરી નાખી ચારે બાજુએ ચામડીનો રંગ બદલી નાખે છે તે કોઢ કહેવાય છે.

## અમુક દોષથી પ્રબળતાથી અમુક કોઢ ઉત્પન્ન થાય છે તેનો વિચાર.

વાયુની પ્રબળતાથી કપાળ કોઢ થાય છે. પિત્તની પ્રબળતાથી ઔદુંબર, મંડળ અને વિચર્ચિકા કોઢ થાય છે, વાયુ તથા પિત્તની પ્રબળતાથી ઋક્ષજીહ્વ. વાયુ તથા કફની પ્રબળતાથી ગજચર્મ, એકકુષ્ટ, કિટિભ, સિધ્મ. અલસ અને વિપાદિકા કોઢ થાય છે. પિત્ત તથા કફની

---

[1] સિધ્મનામા કોઢને સુશ્રુતે ન્હાના કોઢમાં ગણેલો છે; પણ ચરકે તેને મોટા કોઢમાં ગણેલ છે. કારણ કે ધાતુઓમાં પેઠેલા કોઢને મહાકુષ્ટ ગણવોજ જોઇએ; તે જ પ્રમાણે ધાતુઓમાં પેઠેલ સિધ્મ પણ મોટા કોઢમાંજ ગણવા યોગ્ય છે.

[2] દદ્રૂ–દાદરને સુશ્રુતે મ્હોટા કોઢમાં ગણેલ છે; છતાં ચરકનું એવું માનવું છે કે, જે દાદર કાળી અને ઉંડા મૂળવાળી નથી તો તેને મ્હોટા કોઢમાં ન ગણતાં ક્ષુદ્ર કોઢમાં ગણવી યોગ્ય છે અર્થાત્ રાતી દાદર ન્હાના કોઢમાં અને કાળી તથા મજબૂત મૂળવાળી દાદર મોટા કોઢમાં ગણવી લાયક છે.

પ્રબળતાથી દદ્રુ, શતારૂ, પુંડરીક વિસ્ફોટક, પામા અને ચર્મદળ કોઢ થાય છે અને ત્રણે દોષની પ્રબળતાથી કાકણક કોઢ ઉત્પન્ન થાય છે.

## સાત મોટા કોઢનાં લક્ષણો.

કાંઇક કાળા તથા કાંઇક રાતા ફાટેલા માટીના વાસણના કકડા જેવા રંગનો, લુખો, ખરસઠ, પાતળી ચામડીવાળો અને અત્યંત વ્યથાવાળો જે કોઢ હોય તેને કપાળ કોઢ કહે છે. આ કોઢ વિષમ છે માટે મહા મહેનતે મટે તો મટે !

જેના શરીરની ચામડી ઉંબરાના પાકેલા ફળ જેવી થાય તથા ઘણી બળતરા થાય, રૂંવાડાં ધોળીના મોંવાળા જેવાં થઇ જાય અને રતાશ તથા વલુરથી પીડિત હોય તો તેને ઔદુંબર કોઢ જાણવો.

જેના શરીરની ચામડી કાંઇક રાતી તથા ધોળી હોય, ઉપાય કર્યા વિના મટેજ નહીં એવી, કાંઇક ભીનાશવાળી–પરસેવાવાળી, લીસી–ચીકણી તથા તે ઉપર ઉંચાં ચકરડાં એક એક ચકરડાને મળી ગએલાં નીકળતાં હોય તો તે મંડળ કોઢ જાણવો. આ કોઢ કષ્ટસાધ્ય છે.

જે કોઢથી શરીરની ચામડી ધોળાશયુક્ત રાતા રંગવાળી પાતળી હોય તથા તેના ઉપર વલુરવાથી માથામાંથી ખરતા ખોડા જેવી ફોતરી ખરતી હોય અને તુંબડીના ફુલ જેવી ખરજયુક્ત હોય તો તે સિધ્મ–વિભૂત–દભૂત કોઢ કહેવાય છે–આ કોઢ વિશેષે કરીને છાતીમાંજ થાય છે. કોઇ વખતે અન્ય અંગોમાં પણ થાય છે.

જે કોઢથી ચણોઠીના સમાન રંગવાળી ચામડી થઇ જાય એટલે વચમાં કાળી અને આસપાસ રાતી અથવા વચમાં રાતી અને આસપાસ કાળી થઇ જાય અને સ્વભાવે ન જ પાકવા છતાં પણ આકરી વેદનાવાળી ત્રણે દોષની પ્રબળતાનાં ચિન્હો સહિત હોય તો, તે કાકણક કોઢ કહેવાય છે.

જે કોઢથી શરીરની ચામડી ધોળા કમળના પાંદડા જેવી અર્થાત કમળપત્ર ધોળાં છતાં કોરોએ બહુ રાતાશવાળાં હોય તેવા રંગની અને ઉંચી તથા કફની પ્રબળતા યુક્ત હોય તો તેને પુંડરીક કોઢ કહે છે.

જે કોઢથી શરીરની ચામડી કઠણ, અંતમાં રાતી તથા વચમાં ધુમાડાના જેવા રંગવાળી થઇ જાય, પીડાયુક્ત અને રીંછની જીભ જેવા આકારવાળી હોય તો તેને ઋક્ષજીહ્વ કોઢ કહે છે.

## [1]અગીયાર ન્હાના કોઢનાં લક્ષણો.

જે કોઢ પરસેવા વિનાનો, ઘણા ઠેકાણાવાળો, માછલા પર જેવા ચકાકારવાળો, અભ્રકના પતરા જેવો ચળકતો ને લીસો હોય તે એકકુષ્ટ કહેવાય છે અને જે કોઢ જાડો, હાથીના ચામડા જેવો લુખો તથા કાળો હોય તે ગજચર્મ કોઢ કહેવાય છે. જે કોઢ રાતો થળવાળો

1 અગીયાર ન્હાના કોઢ કહ્યા છતાં એક કુષ્ઠથી રતારૂ સુધી ગણતાં બાર ક્ષુદ્ર કોઢ થાય છે, તેથી તે શંકાના સમાધાન માટે કોઇ કહે છે કે હાથોની લુખી પડેલી ચામડી ફાટી જાય તેને વિચર્ચિકા કહે છે. અને પગની ચામડી ફાટી જાય તેને વિપાદિકા કહે છે; તોકે વિચર્ચિકા અને વિપાદિકાના સ્થાનોમાં ફેર છે પણ સ્વરૂપમાં ફેર નથી તેથી વિપાદિકા અને વિચર્ચિકાને એક માની છે અને કેટલાક આચાર્યો એ બન્નેને જુદા ગણેલા છે તેથી બાર ગણ્યા છે, પણ ખરી રીતે વિપાદિકાને વિચર્ચિકા જ ગણી એક માની અગીયાર ક્ષુદ્ર કોઢ માનેલ છે.

ફેલ્લાવાળો, સ્પર્શ સહન ન કરી શકે તેવો અને ચામડીને ચીરી નાખનાર હોય તે ચર્મ-દળ કોઢ કહેવાય છે. જે ચળવાળી, કાળાશવાળી અને ઘણું પરૂ વહેવાવાળી નાની ફોલ્લીઓ થાય તે વિચર્ચિકા કોઢ કહેવાય છે. જેનાથી હાથ તથા પગ ફાટે અને તેમાં આકરી પીડા થાય તે વિપાદિકા કોઢ કહેવાય છે. જે ફોલ્લીઓ પરૂવાળી બહુ બળતરાવાળી, ઝીણી ઝીણી, મીઠી ચળવાળી શરીરે ફોલ્લીઓ થાય છે તેને પામા-લુખસ કોઢ કહે છે. જેનામાં તીવ્ર પીડા, બળતરા અને મોટા ફોલ્લાઓ હોય તથા હાથે અને કુલા-કછોટાના ભાગમાં ફેલાયલી હોય અને ઉગ્ર હોય તેને કચ્છુપામરસ ખસ કોઢ કહે છે. જે ચળવાળું, લાલ ફોલ્લીઓવાળું અને પ્રકટ થાય ત્યારથીજ ઉપસેલું જે ચકરડું હોય તેને દદ્રુ-દાદર-દરાજ-રીંગ-વર્મ-મજકણુ-દાદ વગેરે કહે છે. જે કાળાશ સહિત રાતાશવાળા અને પાતળી ચામડીવાળા ફોલ્લા થાય તે વિસ્ફોટક કહેવાય છે. જે કાળી સુકાયલી વ્રણના ડેકાણા જેવી ખરસટ અને લુખી ફોડીઓ થાય છે તેને કિટિભ કોઢ કહે છે. જે ચળવાળા તથા લાલાશવાળા મ્હોટા ફોલ્લાઓથી વીંટાયલી હોય તે અલસક કહેવાય છે. અને જે લાલાશ યુક્ત કાળાશવાળું, બળતરાની પીડાવાળું અને ઘણા વ્રણોવાળું જણાય તે શતારૂ કોઢ કહેવાય છે.

## સાત ધાતુઓમાં રહેલા કોઢનાં લક્ષણો.

રસ નામના ધાતુમાં પેઠેલો કોઢ હોય તો, શરીરનો વર્ણ ખરાબ અને લુખસ યુક્ત થાય છે, ચામડી બેહેરી થાય છે, પરસેવો ઘણોજ આવે છે અને રોમાંચ (રૂંવાડાં) ઉભાં થઇ આવે છે.

લોહી નામના ધાતુમાં કોઢ પેઠો હોય તો, ચળ આવે અને પરૂ વિશેષ નીકળે છે.

માંસ નામની ધાતુમાં કોઢ પ્રાપ્ત થયો હોય તો, કોઢનું પુષ્ટપણું, મ્હોંમાં શોષ, ખરસટતા, ફોલ્લીઓનું ઉપડવું, ખુંચાયા કે ભોંકાયા જેવી વ્યથા, મોટા ફોલ્લાઓ થાય અને એકજ ઠેકાણે કોઢની સ્થિરતા થાય છે.

મેદમાં પેઠેલો કોઢ હોય તો, હાથ ઠુંઠા, ગતિનો નાશ, અંગનું ભાંગવું, ક્ષત-ચાંદીનું ફેલાવું અને લોહી તથા માંસમાં પેઠેલા કોઢનાં લક્ષણો યુક્ત હોય છે.

હાડકાં કે મજ્જામાં કોઢ પેઠેલ હોય તો, નાક ચીબું થઇ જાય છે, આંખ્યો રાતી, ક્ષતોમાં જીવાત,-ઘાંટાનું ખોખરાપણું અને પીડા થાય છે.

વીર્યમાં પેઠેલો કોઢ હોય તો, તેથી સ્ત્રી તથા પુરૂષનાં લોહી અને વીર્ય દોષવંત થઈ જાય છે અને તેથી જે સંતતી પેદા થાય છે તે પણ કોઢવાળી હોય છે.

## કોઢના સાધ્યાસાધ્યપણા વિષે.

રસમાં, રૂધિરમાં કે માંસમાં પેઠેલો અને વાયુની તથા કફની પ્રબળતાવાળો કોઢ સાધ્ય છે. મેદમાં પેઠેલો અથવા બે દોષની પ્રબળતાવાળો કોઢ યાપ્ય-કષ્ટસાધ્ય છે અને મજ્જામાં અસ્થિ-હાડમાં કે વીર્યમાં પેઠેલો કોઢ, બળતરાવાળો, મંદ અગ્નિવાળો, કે ત્રિદોષની પ્રબળતાવાળો કોઢ અસાધ્ય છે માટે ચિકિત્સા કરવા યોગ્ય નથી. બાહારના કોઢમાં પણ જીવાત પડી હોય તો તે અસાધ્ય છે.

## કોઢનું અરિષ્ટ.

જે કોઢના રોગીનું અંગ ચીરાઇ-વીખરાઇ ગયું હોય, પરૂ વગેરે બહુ વહેતાં હોય, આંખ્યો રાતી રહ્યા કરતી હોય અને કંઠ ખોખરો થઇ ગયો હોય તથા ઉલટી રેચ વગેરે પંચ કર્મોના ગુણો લાગુ ન પડતા હોય તો તે કોઢ રોગી યમલોકનો વાસી છે એમ સમજવું.

## કોઢના ભેદરૂપ શ્વિત્રકોઢનું લક્ષણ.

જે કોઢ ઉત્પન્ન થવાનાં મૂળ કારણો છે તે જ આ શ્વિત્રકોઢ ઉત્પન્ન થવાનાં કારણો છે. શ્વિત્રજ લોહીના આશ્રયથી કિલાસ કોઢ કહેવાય છે અને માંસના આશ્રયથી અરૂણ કહેવાય છે; અર્થાત્ કિલાસ અને અરૂણ એ બે શ્વિત્રકોઢનાજ ભેદ છે. કોઢ પરૂ વગેરે ઝરતો હોય છે અને શ્વિત્ર પરૂ વિનાનું હોય છે. કોઢ ત્રણે દોષોથી થાય છે અને શ્વિત્ર એક એક દોષથી થાય છે. કોઢ રસ વગેરે સઘળી ધાતુઓમાં રહે છે, અને શ્વિત્ર ફક્ત લોહી માંસ તથા મેદમાંજ રહે છે એટલો કોઢ અને શ્વિત્ર વચ્ચે તફાવત છે.

## દોષોના ભેદ ઉપરથી શ્વિત્રનાં લક્ષણના ભેદો.

વાયુથી થએલ લુખું, સ્હેજ રાતું અને લોહીમાં રહે છે. પિત્તથી થએલું કમળપત્રની પેઠે વચમાં ધોળું અને ચારે બાજુએ રાતું, બળતરા વાળું, રોમનો નાશ કરનારૂં અને માંસમાં રહેનારૂં હોય છે. કફથી થએલું ધોળું, પુષ્ટ, ભારે, ખરજવાળું અને મેદમાં રહેનાર હોય છે. શ્વિત્ર દોષથી થયું હોય કે વ્રણથી થયું હોય; તો પણ દોષભેદને અનુસરી તેના વર્ણો ઉપર પ્રમાણેજ હોય છે. વાયુથી પિત્તનું અને પિત્તથી કફનું વધારે ખરાબ હોય છે.

## શ્વિત્રનું સાધ્યાસાધ્યપણું.

જે શ્વિત્ર ધોળા રૂંવાડાં વિનાનું હોય, પાતળું, લોહીવાળું, તાજું અને અગ્નિથી બળ્યા વિના થએલ હોય તે સાધ્ય છે. તે વિના અન્ય સર્વ અસાધ્ય છે. અથવા ઇંદ્રિ, યોનિ, હાથમાં, પગના તળામાં કે હોઠમાં થએલ હોય તે શ્વિત્ર-ધોળો કોઢ તાજો હોય તો પણ અસાધ્ય છે.

## કોઢ વિના બીજા પણ કેટલાક રોગો ચેપી છે ?

એક બીજાની પથારીમાં સુવાથી, ભેગા બેસીને જમવાથી, એક એકનું કપડું ઓઢવા-પહેરવાથી, એક એકની પહેરેલી ફુલની માળા ધારણ કરવાથી અને એક એકના ચંદન વગેરેના લેપ કરવાથી ચળ, (ખસ-લુખસ) ચાંદી, ભૂતનો કરેલો ઉન્માદ, વ્રણ, તાવ, ઉધરસ, રતવા, કૉલેરા, ઓરી, અછબડા, શીતળા અને આંખ્યોનું દુખવું તથા પ્રમેહ વગેરે એવા બીજા પણ સંસર્ગથી થનારા રોગો એક મનુષ્યથી બીજા મનુષ્યને ઉડી વળગે છે. માટે એવા ચેપી રોગીથી બરોબર સાવધ રહેવું.

## કોઢના ઉપાય.

વાયુની પ્રબળતાવાળા કોઢમાં ઘીનો ઉપયોગ કરવો, કફની પ્રબળતાવાળામાં ઉલટી કરાવવી અને પિત્તની પ્રબળતાવાળા કોઢમાં લેપ, સિંચન અને લોહી કઢાવવું. અથવા હરડે, કરંજ, સરસવ, હળદર, બાવચી, સિંધાલુણ અને વાવડીંગ એઓને ગોમૂત્રમાં વાટી લેપ કરે તો કોઢ મટી જાય છે. આ પથ્યાદિ લેપ કહેવાય છે. અથવા બાવચીને ઝીણી વાટી આદાના રસમાં ઘુંટી શરીર ઉપર ચોળવાથી આકરો અને જામી ગએલ કોઢ પણ નાશ પામે છે. આ સોમરાજ્યુદ્વર્તન કહેવાય છે. અથવા શ્રી બ્રહ્માજીએ માર્કંડેય આદિ મહર્ષિઓને કહેલ તથા તે મહર્ષિઓએ કરી જોએલ પંચનિંબાદિ પ્રયોગથી સર્વ રોગ નાશ થાય છે. તે પ્રયોગ એ છે કે-લીંબડાની લીંબોળી, મોર, છાલ, મૂળ અને પાંદડાં અર્થાત લીંબડાનાં પાંચે અંગ સરખે ભાગે લઇ તેઓનું ચૂર્ણ કરી તે ચૂર્ણને જળભાંગરાના સ્વરસની જ ભાવના

દેવી. પછી ત્રિફળા, ત્રિકટુ, બ્રાહ્મી, ગોખરૂ, ભીલામાં, ચિત્રામૂળ, વાવડીંગનો સાર, કુકરકંદ, લોઢાનું ચૂર્ણ, હળદર, દારૂહળદર, આવચી, ગરમાળો, સાકર, ઉપલેટ, ઇંદ્રજવ અને કાળીપાડ એઓને સમાન ભાગે લઇ ચૂર્ણ કરીને તેને ખેર બીજલો અને લીંબડો એઓના જાડા ક્વાથની ૭ ભાવના દેવી. પછી હરડે વગેરેના ચૂર્ણનો ૧ ભાગ અને લીંબડાનાં પંચાંગના ચૂર્ણના બે ભાગ લઇ એકઠાં કરી મધમાં અથવા પંચતિક્ત નામના ઘીમાં અથવા ખેરના તથા બીજલાના ક્વાથમાં અથવા ઉના પાણીમાં કાલવીને શુભ દિવસે ચાટવું. નિરંતર ૪૮ ૪૮ રતિભાર માત્રા વધારતાં છેક ૪ તોલા સુધી થાય ત્યાં સુધી આ અવલેહ ચાટવામાં વધારવો. આ પ્રયોગ કરતાં પેહેલાં રેચ વગેરેથી શરીરને સાફ કરી પછી સ્નેહનની ક્રિયા કરી કોઠાને સ્નિગ્ધ કર્યા બાદ આ અવલેહનો ઉપયોગ કરવો. જેથી વિચર્ચિકા, ઔદુંબર, પુંડરીક, કપાલ, દાદર, કિટિભ, અલસક, શતારૂ, વિસ્ફોટક, વિસર્પ, ગંડમાળા, કફનો પ્રકોપ, ઘણે પ્રકારના શ્વિત્ર ભગંદર, શ્લીપદ વાતરક્ત, જડપણું, અંધતા, ભરનીગળ, માથાનાં દરદો, સમસ્ત પ્રમેહો, સઘળા પ્રદરો, દાઢનું અને ઝાડ નાશાનું ઝેર, વગેરે વગેરેનો નાશ કરે છે. આ અવલેહ મધમાં નવવાથી જાડા પેટવાળો કેવળ સિંહના સમાન પાતળા પેટવાળો અને મજબૂત સાંધાઓવાળો થાય છે. આ અવલેહનો નિરંતર જે અભ્યાસી હોય તેને જો સાપ વગેરે ઝેરી જીવો કરડે છે તો તે ઝેરી જીવો તુરત મરી જાય છે—આ અવલેહના ઉપયોગથી દીર્ઘાયુ થાય છે, રોગ તથા બુઢાપો પ્રાપ્ત થતાં નથી અને ચંદ્રમા જેવી સુંદર કાંતિ થવાથી શરીરની બહુ શોભા વધે છે—આ પંચનિંબકાવલેહ કહેવાય છે. અથવા બાવચી તોલા ૨૦, શિલાજીત તોલા ૨૦, શુદ્ધ ગુગળ તોલા ૪૦, ગીંદીઆવળ તોલા ૧૨, લોઢાનું ચૂર્ણ તોલા ૨, અને ઓરીયોકલ્હાર, મોથ, વાવડીંગ, ત્રિફળા, કરકચનાં પાંદડાં, ખેર, ગળો, નસોતર, શુદ્ધ નેપાળો, હળદર, ઇંદ્રજવની છાલ લીંબડો, ચિત્રક અને ગરમાળો એ બબે તોલા ભાર લઇ એઓનું સૂક્ષ્મ ચૂર્ણ કરી મધ સાથે ગોળીઓ બનાવી ગોળી ૧ પ્રભાતે ગોમૂત્ર સંગાથે ગળવામાં આવે તો તેથી, કોઢ વાતરક્ત, ધોળાં પળી, શરીરની કરચલી, શ્વિત્ર, પાંડુ, પેટના વિષમ રોગ, પ્રમેહો અને ગુલ્મરોગ એ સઘળાનો નાશ થાય છે. આ સર્વક્ષયંધ્રુવ ગુગ્ગલ કહેવાય છે. અથવા ચિત્રામૂળ, ત્રિફળા, ત્રિકટુ, જીરૂ, કલોંજીજીરૂ, વજ, સિંધાલૂણ, અતિવિષ, ઉપલેટ, ચવક, જવાસો, વાવડીંગ એલચી, ખોરાસાનીઅજમો, મોથ, અને દેવદાર એઓનું ચૂર્ણ કરી તે સર્વની બરોબર શુદ્ધ ગુગળ લઇ તે સવને ઘીની સાથે સારી પેઠે કુટીને તેની ગોળીઓ વાળવી. આ ગોળી પ્રભાતકાળે ભોજનના સમયમાં જઠરાગ્નિના બળને અનુસરી સેવન કરે તો, અઢારે જાતના કોઢ, કૃમિઓ, દુષ્ટવ્રણો, સંગ્રહણી, ગુદાના મસાના વિકારો, મ્હોંનાં દરદો, ગળગ્રહ, ગૃધ્રસી, ભગ્ન અને ગોળો એ સર્વનો નાશ થઇ જાય છે, જેમ વિષ્ણુ પરમાત્મા દૈત્યોને જીતે છે તેમ આ ગુગળ ઉક્ત વ્યાધિઓને અને કોઠામાં રહેલા વ્યાધિઓને જીતે છે. આ એકવિંશતિક ગુગ્ગુલ કહેવાય છે. અથવા શુદ્ધ ભીલામાં તોલા ૧૨૮ ભાર લઇ કાપી ૧૦૨૪ તોલા ભાર પાણીમાં નાખવાં. ૧૨૮ તોલાભાર સંભોને કુટી તે પણ તે પાણીમાં નાખી અગ્નિ દ્વારા ઉકાળવું. જ્યારે ચોથા ભાગનું ઉકાળવું બાકી રહે ત્યારે ઉતારી લઇ, વસ્ત્રથી ગાળી કાઢવી તેમાં ૩૨ તોલા ઘી, ૨૫૬ તોલા દુધ, ૬૦ તોલા સાકર અને ૩૨ તોલા મધ[1] નાંખી ઘી-

---

૧ આ પ્રયોગમાં મધ નાખ્યા પછી પાક કરવો એમ લખ્યું છે, પણ મદનપાળ "નિઘંટમાં લખ્યું છે કે—અગ્નિ અને તાપથી ઉનું થએલ મધ ખાવામાં આવે તો મનુષ્યનું મરણ નિપજાવે છે; છતાં આ પાઠમાં તેથી વિરૂદ્ધ લેખ છે માટે વિચારીને પ્રાક ઉપયોગમાં લેવો. ભા. કર્તા.

મંદ તાપથી તેનો પાક કરવો. જ્યારે સર્વ દ્રવ જાડો થઇ જાય ત્યારે ઉતારી લઇ તેમાં ખીરાકાકોલી, અતિવિષ, ગળો, બાવચી, પુમાડીઆનાં બીજ, લીંબડો, ત્રિફળા, મજીઠ, ત્રિકટુ, અજમો, સિંધાલુણ, મોચ, તજ, એલચી, નાગકેસર, ખડસલીયો પિત્તપાપડો, તમાલપત્ર, વાળો, કાળોવાળો, ચંદન, ગોખરૂ, કચૂરો અને રતાંજળી એ પ્રત્યેક પદાર્થો બબે તોલાભાર લઇ તેઓનું ચૂર્ણ કરી તે પાકમાં નાખવું. આ અવલેહ પ્રાતઃકાળે પાણીથી ૪ રૂપિયા ભાર નિરંતર સેવન કરે અને પથ્યમાં રહે અર્થાત્ કસરત, તડકો, અગ્નિ, ખાટા પદાર્થો, માંસ, દહી, મૈથુન, તેલનું મર્દન, અને પંથ કે શ્રમ કરવાનો ત્યાગ કરે તો કોઢ તથા વાતરક્ત અને સઘળા પ્રકારના મસાનો નાશ થઇ જાયછે—આ અમૃતભલ્લાતકાવલેહ કહેવાય છે. અથવા લીંબડો, ધોળી ઉપલસરી, અતિવિષ, બાવચી, કડુ, ચાયમાણ, ત્રિફળા, મોથ, ખડસલીયો પિત્તપાપડો, રાતો ધમાસો, વજ, ખેર, સુખડ, કાળીપાટ, મુંડી, કચુરો, ભારંગી ( ન મળે તો ભોરીંગણીનાં મૂળ લેવાં ) અરડુસો, કરીયાતું, ઇંદ્રજવ, કાળી ઉપલસરી, ઇંદ્રવરણું, પીલુડી, વાવડીંગ, કડામાની છાલ, ચિત્રક, હસ્તિકંદ, ગળો, બકાનલીંબડો, કડવાં પરવળ, (કડવાં તુરીઆં કુકડવેલો)હળદર, દારૂ હળદર, પીપર, ગરમાળો, સમપર્ણ, નસોતર, જળજાંબવો, ધોળી અઘેડીનાં ફૂળ, મજીઠ, ગજપીપર, રાસ્ના, કરકચ, સાટોડી, નેપાળાનું મૂળ, બીજાસાનો સાર, જળભાંગરો, કાંટાશેળીયો, અંકોલ અને સાગ એ સઘળા પદાર્થો આઠ આઠ તોલા ભાર લઇ તેઓનો ૧૦૨૪ તોલા ભાર પાણીમાં મંદ અગ્નિદ્વારા ક્વાથ કરવો. જ્યારે ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે નીચે ઉતારી વસ્ત્રગાળ કરી મજબૂત વાસણમાં રાખવો. પછી ૧૦૦૦ ભીલામાં લઇ કાપી ૯૦૭૨ તોલા ભાર પાણીમાં પકાવી આઠમા ભાગનું પાણી બાકી રહે કે ઉતારી લઇ ગાળી બન્ને ક્વાથને ભેગા કરી પછી તેમાં ઘી તોલા ૪૦૦ ભાર નાખી ધીમા તાપથી પકાવતાં શીરાના જેવો થાય ત્યારે તેમાં ફરી ૧૦૦૦ ભીલામાનો ગર્ભ નાખવો અને ત્રિફળા, ત્રિકટુ, મોથ, વાવડીંગ, ચિત્રક, સેંધવ, સુખડ, ઉપલેટ તથા અજમો એ પ્રત્યેક પદાર્થો ૪–૪ તોલાભાર લઇ ચૂર્ણ કરી તથા તજ તમાલપત્ર, એલચી અને નાગકેસર એઓ પણ ૪–૪ તોલા ભાર લઇ ચૂર્ણ કરી ઉક્ત અવલેહમાં મેળવી દેવું—આ મહાભલ્લાતકાવલેહ શ્રી સદાશિવજીએ જગત્ કલ્યાણ નિમિત્તે કહેલ છે, તેનું સેવન કરે તો, તેથી શ્વિત્ર, ઔદુંબર, દાદર, ઋષ્યજિહ્વ, કાકણક, પુંડરીક, ચર્મદલ, ચર્મચર્ચ, વિસ્ફોટક, રક્તમંડળ, ખસ, કપાલક, પામા, સુખસ, પગનું ફાટવું, વાતરક્ત, છએ પ્રકારના હરસ, પાંડુ, કમળો, કૃમિરોગ, રક્તપિત્ત, ઉદાવર્ત, ભગંદર, શ્વાસ અને ભગંદર એટલા રોગો મટી જાય છે. આ અવલેહનું સદા સેવન કરે તો પળીયાં, અને અતિ ભયંકર આમવાયુ પણ મટી જાય છે. આ અવલેહ ઉપર આહાર વિહાર કે મૈથુનમાં વિશેષે કરી પાળવાની જરૂર નથી. આ અવલેહ કાંતિને બહુ ઉત્તમ કરે છે. અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે. આ અવલેહ ઉપર દુધ અથવા ગળેલા પાણીનું અનુપાન આપવું અને પથ્ય કરીને ભોજનમાં ઉનાનો અને ખાટાનો ત્યાગ કરવો. અથવા મજીઠ, ત્રિફળા, કડુ, વજ, દારૂહળદર, ઉપલેટ અને લીંબડો એઓનો ક્વાથ કરીને નિરંતર પીએ તો સર્વ પ્રકારના કોઢ નાશ થાય છે, તથા વાતરક્ત, ખસ, ખરજ, રક્તમંડળ, દાદર, વિચર્ચિ અને વિસ્ફોટક એઓનો પણ નાશ થાય છે—આ લઘુમંજિષ્ઠાદિક્વાથ કહેવાય છે. અથવા મજીઠ, બાવચી, કુમાડીઓ, લીંબડો, હરડે, હળદર, આમળાં, અરડૂસો, શતાવરી, કાંસકી, ગળોની, ઝેરીયાં, ગોખરૂ, આરગ્વધ, બેલ, વાળો, ગળો અને રતાંજળી એઓનો ક્વાથ કરીને પીએ તો તેથી કોઢ, વાતરક્ત, ખસ અને મંડળનો જડમાંથી નાશ થાય છે. આ મધ્યમમંજિ-

જીઆદિ ક્વાથ કહેવાય છે. અથવા મજીઠ, બચણા ઇંદ્રજવ, ગળો, મોથ, વજ, સુંઠ, હળદર, દારૂહળદર, ભોરીંગણી, લીંબડો, પરવળ, કડુ, ભારંગી, વાવડીંગ જળજાંબવો, પીલુડી, દેવદાર, જળભાંગરો, પીપર, ત્રાયમાણ, કાળીપાડ, શતાવરી, ખેર, ત્રિફળા, કરીયાતું, બકાયન લીંબડો, બીજલો, ગરમાળો, ધઉંસા, બાવચી, રતાંજળી, વાયવરણાં, નેપાળાનાં મૂળ, સાગ, ખડસલીયો પિત્તપાપડો, ઉપલસરી, અતિવિષ, રાતો ધમાસો, ઇંદ્રવરણાં અને વાળો એઓનો ક્વાથ કરી પીએ તો લાંબા કાળના ચામડીના રોગો, અઢારે પ્રકારના કોઢો, વાતરક્ત, સઘળા લોહી વિકારના રોગો, વિસર્પ, ચામડીનું બહેરાપણું અને આંખના રોગો એ સર્વનો નાશ થાય છે—આ બૃહન્મંજીષ્ઠાદિ ક્વાથ કહેવાય છે. અથવા કાળાં મરી, નસોતર, મોથ, શુદ્ધ હરતાલ, શુદ્ધ મણશીલ, દેવદાર, હળદર, દારૂહળદર, જટામાંસી, સુખડ, ઇંદ્રવરણાં, કણેર, આકડાનું દુધ, અને ગાયના છાણનો રસ એ પ્રત્યેક પદાર્થો એક એક તોલા ભાર લેવા, શુદ્ધ વછનાગ બે તોલા ભાર લેવો અને સરસીયું તેલ ૬૪ તોલા ભાર લઇ એઓને ચારગણા પાણીમાં તથા બમણા ગૌમૂત્રમાં પકાવી તેલ સિદ્ધ કરવું. આ તેલનું મર્દન કરવાથી કોઢનો નાશ થાય છે, તથા શ્વિત્ર કોઢનો વર્ણ બદલાઇ જાય છે. જો આ તેલનું નિત્ય સેવન કરે તો, ચળ, ખસ, સિધ્મ, વિચર્ચિકા, પુંડરીક, દાદર તથા ત્વચાના શૂન્યપણાનો નાશ કરી દે છે. આ લઘુમરિચ્યાદિ તેલ કહેવાય છે. અથવા મરી, નસોતર, નેપાળાનાં મૂળ, આકડાનું દુધ, છાણનો રસ, દેવદાર, દારૂહળદર, હળદર, જટામાંસી, ઉપલેટ, સુખડ, ઇંદ્રવરણાં, કણેર, હરતાલ, મણશીલ, ચિત્રક, વઢવાડીયું, મોથ, વાવડીંગ, પુમાડ, સરસડીઓ, ઇંદ્રજવ, લીંબડો, સસપર્ણ, ગળો, થોર, સાગો, કરંજ, ખેર, બાવચી, વજ અને માલકાંકણી એ સઘળાં ચાર ચાર તોલા ભાર લેવાં, શુદ્ધ વછનાગ ૮ તોલા ભાર અને સરસીયું તેલ ૨૫૬ તોલા ભાર તથા ગૌમૂત્ર એથી ચારગણું લઇ આ સમસ્ત પદાર્થોને લોઢાના વાસણમાં અથવા માટીના વાસણમાં નાખી ધીમા તાપથી પકાવી તેલ તૈયાર કરવું. આ તેલના મર્દનથી કોઢના વર્ણો, ખસ, વિચર્ચિકા, દાદર, ચળ, વિસ્ફોટક, શરીરની કરચલીઓ, પળીયાં, મ્હોં ઉપરના ડાઘ, તલ અને મસા એ સર્વનો નાશ કરેછે, સુકોમળપણાને આપે છે, આ તેલનો ૨ મહિના મર્દન થયા પછી સ્ત્રી નાસ લે તો તેનાં સ્તનો વૃદ્ધાવસ્થા થયા છતાં પણ નમી જતાં નથી. બળદ ઘોડા કે હાથી વાયુથી પીડાતા હોય તો આ તેલનું ૩ વાર મર્દન કરવું, જેથી તે પવન વેગે ચાલે છે અર્થાત્ વાયુનો નાશ થઇ જાય છે—આ મહામરિચ્યાદિ તેલ કહેવાય છે. ભાવપ્રકાશ. અથવા શુદ્ધ હરતાલ લઇ સાટોડીના રસમાં ૧ દિવસ ઘુંટી ગોળો વળે તેવી થાય ત્યારે તેની ટીકડીઓ કરી તડકામાં સુકવી પછી સાટોડીના પાંચે અંગના ખાર (રાખ) લઇ હાંડામાં ભરી તેના વચમાં તે હરતાલની ટીકડીઓને મુકી તે ઉપર સાટોડીના પંચાંગનો ખાર ભરી હાંડલી ઢાંકી મુખે મુદ્રા દઇ સુકવી, તેને ચુલા ઉપર ચઢાવી બહુજ ધીમા તાપથી નિરંતર પાંચ દિવસ સુધી તાપ દેવો તો, તે રસ સિદ્ધ થાય છે, જ્યારે એની મેળેજ હાંલ્લુ ઠંડુ થઇ જાય ત્યારે ચુલા ઉપરથી ઉતારી ટીકડીઓને આસ્તેથી કાહાડી લઇ તેમાંથી ૧ રતિ મજીઠાદિ ક્વાથના અનુપાન સાથે સેવન કરે તો અઢાર જાતના કોઢ, ભયંકર વાતરક્ત અને દુસ્તર ફિરંગ રોગ, એટલા રોગોનો નાશ કરે છે. આ પ્રયોગ સેવનારે મીઠું, ખટાશ, તીખા રસ, અગ્નિનો તાપ, તડકો એ સર્વનો ત્યાગ કરવો. કદાચ મીઠા વિના ન રહેવાય તો થોડા સિંધાલૂણનું સેવન કરવું—આ તાલકેશ્વર રસ કહેવાય છે. વૈદ્યરહસ્ય. અથવા પારો, ગંધક, મારેલું ત્રાંબુ, મારેલું લોઢું, ગુ ? ?, ચિત્રામૂળ, શિલાજીત, એરંડાયળાં અને ત્રિફળા એઓને સમાન

ભાગે લેવાં. અભ્રક અને કરકચનાં બીજોને પારાથી ચાર ગણાં લેવાં. એ સઘળા પદાર્થોને એકઠા કરી તે પૈકી વાટવા યોગ્ય હોય તેને વાટી અન્યને તેમાં મેળવી મધ તથા ઘીમાં યત્નપૂર્વક ખરલ કરી ઘીના વાસણમાં રાખી મુકવાં. પછી એમાંથી એક તોલાભાર નિરંતર પ્રાતઃકાળે સેવન કરી અને તેના ઉપર રાતા ચોખા, દુધ તથા મધ સેવન કરે તો નાક, કાન, કે આંગળીઓ ગળી ગએલ હોય તે મનુષ્ય આ રસના સેવવાથી કામદેવના જેવો સુંદર બને છે, પણ સેવન કરતી વખતે મૈથુનનો ત્યાગ કરવો. જો કોઢ મજબુત મૂળ નાખી રહ્યો હોય તો આ રસ ઉપર પાણી અને ભાતનુંજ પથ્ય રાખી સેવન કરે તો કોઢનો નાશ કરે છે. આ ગલિત કુષ્ઠારી રસ કહેવાય છે. અથવા ઉપલેટ, મૂળાનાં બીજ, કાંગ, સરસવ, હળદર અને નાગકેસર એઓને વાટી લેપ કરે તો, લાંબા વખતનો સિધ્મકોઢ પણ મટે છે—આ કેસરષટક લેપ કહેવાય છે. અથવા અંઘાડાના રસથી કે, હળદરથી મિશ્રિત કરેલા કેળના ખારમાં મૂળાનાં બીજ વાટી લેપ કરે તો, સિધ્મકોઢ મટે છે. અથવા દારૂહળદર, મૂળાનાં બીજ, હરતાલ, દેવદાર અને નાગરવેલનાં પાન એ પ્રત્યેક પદાર્થો ૧—૧ તોલા ભાર લેવા અને શંખનું ચૂર્ણ ૨૪ રતીભાર લેવું. આ સર્વને એકત્ર કરી પાણીથી ઘુંટી લેપ કરે તો સિધ્મકોઢ નાશ પામે છે. અથવા આંબાની ગોટલીને ત્રાંબાની કથરોટમાં ત્રાંબાની વાટકીથી પાણી સાથે ઘુંટી અથવા ત્રાંબાના વાસણ ઉપર ઘસી જરા સિંધાલુણ નાખી તેનો લેપ કરે તો તેથી ચર્મદળ કોઢ મટે છે. અથવા જીરૂં તોલા ૪ અને સિંદુર તોલા ૨ એઓથી સરસીઆ તેલને પકાવી તે તેલ ચોપડવાથી લુખસ અને ખસ મટી જાય છે. આ જીરકાદ્યતેલ કહેવાય છે. અથવા મજીઠ, ત્રિફળા, લાખ, વટવાડીયું, હળદર અને ગંધક એઓનું ચૂર્ણ કરી તેથી પકાવેલું તેલ ચોપડે તો ખસ માત્ર મટી જાય છે.—આ આદિત્યપાક તેલ કહેવાય છે. ભાવપ્રકાશ. "અથવા પારો, જીરૂં, શાહજીરૂં, હળદર, દારૂહળદર, મરી, સિંદુર, આમલસારો ગંધક અને મનશીલ એઓને સમાન લઇ પારા ગંધકની કાજળ બનાવી અન્ય ઔષધોને ઝીણાં વાટી ગાયના ઘીમાં ૧ દિવસ લગી ખરલ કરી પછી તેનું મર્દન કરે તો ખસ મટે છે. અથવા પારો, ગંધક, મોરથુથુ, કાથો, મેંદી, ખુરાસાનીઅજમો, મીણ અને બાલકાંકણી એ સર્વ ઔષધોને બરાબર લઇ પારા ગંધકની કાજળ કરી મીણ વગર બીજાં ઔષધોને વાટી પછી ઘીમાં મીણને ઓગાળી બીજાં ઔષધો તેના અંદર નાંખી ઘુંટ્યા બાદ પારા ગંધકની કાજળ મેળવી ગાયના ઘી સાથે ૧ દિવસ સુધી સારીપેઠે ઘુંટી તેનું મર્દન કરે તો ખસ તથા લોહિવિકારના ફોલ્લા—ફોલ્લીઓ મટી જાય છે. અથવા શોધેલો ગંધક ભાગ ૨ અને મોરથુથુ ભાગ ૩ લઇ પાણી સાથે ઝીણાં વાટી ગોળી કરી ઝીણા લુગડામાં તેને બાંધી મીઠા વગરની ઘઉંની બાટીમાં ઘાલી શેકી લેવો. એમ ૩ તથા ચાર વાર કરી અર્થાત્ ૩ તથા ૪ દિવસ તે ઠેકું બનાવી ઘી સાકર સાથે ખાય અને તે પોટલીમાંથી ગોળી વાટી ઘીમાં કાલવી ચોપડે તો ખસ—લુખસ મટી જાય છે. અને લોહીવિકાર પણ મટે છે." અથવા સિંધાલુણ, પુઆડીઆનાં બીજ, સરસવ અને પીપર એઓને કાંજીના પાણીમાં ઝીણું વાટી લેપ કરે તો ખસ—વલુર મટી જાય છે—આ સૈંધવાદિ લેપ કહેવાય છે. આકડાના પાંદડાંનો રસ તથા હળદર એ બેને સરસીઆ તેલમાં પકવી તે તેલનું મર્દન કરે તો ખસ, વિચર્ચિકા અને પ્રસ્વેદ મટે છે—આ અર્ક તેલ કહેવાય છે. અથવા મનશીલ, હીરાકશી, હરતાલ, ગંધક, સિંધાલુણ, દારૂડી, [illegible], સુંઠ, ઉપલેટ, પીપર, વટવાડીયું, કણેર, પુંવાડીઆનાં બીજ, [illegible], [illegible], [illegible] મૂળ, અને લીંબડાનાં પાંદડાં એ પ્રત્યેક પદાર્થો એક એક તોલા

ભાર લઇ તેઓના કલ્કથી ૧૨૮ તોલા ભાર સરસીયું તેલ પકાવવું તે પછી આકડાનું દુધ ૪ તોલા ભાર, થોરનું દુધ ૪ તોલા ભાર અને ૨૫૬ તોલા ભાર ગોમૂત્ર નાખી મહુવી આંચથી પકાવી તેલ સિદ્ધ કરી તેનો માલેસ કરે તો અસાધ્ય કચ્છૂ-પારસ ખસ મટી જાય છે. હારીતમુનિ કથિત આ તેલના માલેસથી ચળ, ખસ, ચામડીના રોગ અને લોહીનાં દરદો પણ મટે છે. આ કચ્છૂરાક્ષસ તેલ કહેવાય છે.

## દાદરના ઉપાય.

ઉપલેટ, વાવડીંગ, પુઆડાનાં બીજ, હળદર, સિંધાલૂણ અને સરસવ એઓને લીંબુના રસમાં વાટીને ચોપડે તો, દાદર તથા કોઢ મટી જાય છે. અથવા મો, હળદર, સિંધાલૂણ, પુઆડીઆનાં બીજ અને બાવચી એઓને કાંજીમાં તથા ખાટી છાશમાં વાટી ૩ વાર લેપ કરે તો મજબૂત મૂળ ઘાલેલી દાદર તથા કોઢ મટી જાય છે.

## શ્વિત્ર-ધોળા કોઢના ઉપાય.

બેહેડાંની છાલ, તથા કાળા ઉમરાનાં મૂળીયાંને કવાથ કરી તેમાં ગોળ નાખી તે સાથે બાવચીના બીજનો કલ્ક પીએ તો કષ્ટકારી ધોળો કોઢ અને પુંડરીક નામનો કોઢ પણ મટી જાય છે. અથવા સોળ તોલા બાવચીનાં બીજ, ચાર તોલા હરતાલ, બે તોલો મણસીલ, ચણોઠી અને ચિત્રાનાં મૂળ એઓને ગૌમૂત્રમાં વાટી લેપ કરે તો, તેથી ધોળો કોઢ મટી જાય છે અને ચામડીનો રંગ અસલ પ્રમાણે થઇ જાય છે. અથવા આમળાંના, કે ખેર-સારના કવાથ સાથે બાવચીનું ચૂર્ણ પીએ તો શંખ જેવો, ચંદ્રમા જેવો અને મોગરાના ફુલ જેવો ધોળો કોઢ હોય તો પણ તે મટી જાય છે. ભાવપ્રકાશ. અથવા હળદર ૩૨ તોલા, ગાયનું ઘી ૨૪ તોલા, દુધ ૨૫૬ તોલા અને ખાંડ ૧૨૬ તોલા લઇ એઓને પાક બનાવવાના વિધિ પ્રમાણે હળદરને દુધમાં ઉકાળી કાઢી પાડી ખાંડની ચાસણી કરી તેમાં સુંઠ, મરી, પીપર, તજ, તમાલપત્ર, એલચી, વાવડીંગ, નસોતર, હરડે, બેહેડાં, આંબળાં, કેસર, અને મોથ એ પ્રત્યેક પદાર્થો ૪-૪ તોલાભાર લઇ કેસર વિના સર્વનું ચૂર્ણ કરી કેસરને દુધમાં ઘુંટી પ્રથમ તેને ચાસણીમાં નાખી ઘુંટી પછી તે ચૂર્ણ તથા ઘીને નાખી હલાવી એકજીવ કરી ચીકણા-રીઢા અને સુંદર વાસણમાં ભરી લેવો. સાત રાત્રિ પછી તેમાંથી દર-રોજ ૪ તોલાભાર પાક ખાય તો, ચળ, વિસ્ફોટક, તથા દાદર, એઓના નાશ નિમિત્તે આ અતિ ઉત્તમ ઔષધ છે, અને આ પાકના સેવનથી સોના જેવી શરીરની કાંતિ થાય છે એમાં જરા ખોટું નથી. આ હરિદ્રખંડ કહેવાય છે. અથવા શુદ્ધ તબકીઆ હરતાલને જંબીરી જાતના ખાટા લીંબુના રસમાં ઘોઇ તેના દશમા ભાગે શુદ્ધ ટંકણખાર લેવો, હરતાલના કકડા કરી તેમાં ટંકણને નાખી એક સુંદર સફેદ કપડાને ચારપડું કરી તેમાં તે બંને પદાર્થોની પોટલી બાંધી જંબીરીના રસમાં દોલાયંત્રથી દીવાની અગ્નિના સરખી આંચથી ૩ પોહોર સ્વેદન કરે-ઉકાળે, પછી ચુનાના પાણીમાં, કાંજીમાં, ભૂરા કોળાના રસમાં અને ત્રિફળાના કવાથમાં ઉકાળવી. ત્યાર પછી ખરલમાં ઘોઇ નાખી સુકવી ખાખરાની છાલ અને હરતાલને વાટી તેનો ગોળો બનાવી તડકે સુકવી સરાવ સંપુટ કરી ગજપુટ અગ્નિ આપવો. જ્યારે અગ્નિ સ્વયં શાંત થઇ જાય ત્યારે તે સંપુટને કહાડી લઇ તે હરતાલને આકડાના દુધમાં ઘુંટી ગોળો બનાવી તડકામાં સુકવી ૧૨૬ તોલા ખાખરાની રાખને હાંડામાં અર્ધી

તેના મધ્ય ભાગમાં તે ગોળાને ગોઠવી તે ઉપર રાખ તથા કળીચુનો તોલા ૧૬ દબાવી મજબૂત રીતે તેનું મ્હોં બંધ કરી જે પ્રકારે તેમાંથી જરાપણ ધુમાડો ન નીકળે તે પ્રકારે મુદ્રા દઇ ચુલે ચઢાવી ૩૨ પોહોર સુધી અગ્નિ આપવો. એની મેળેજ ઠંડો થાય ત્યારે હાંલ્લીને ઉઘાડી તેમાંથી યત્નપૂર્વક હરતાલભસ્મને કહાડી લઇ ખરલ કરી સુંદર શીશીમાં ભરી લેવી. આ ભસ્મ બરફ તથા મોગરાના ફુલ જેવી ધોળી અને અગ્નિ ઉપર નાખવાથી ધુમાડો ન નીકળે તેવી શુદ્ધ થાય છે. તે ૧ રતીભાર જુના ગોળની સંગાથે સેવન કરે અને તે ઉપર ચણાની રોટલી, સાઠી ચોખા તથા કોદરા ખાય અર્થાત્ ૨૧ દિવસ આ પ્રમાણે કરે અને મીઠું, ખટાશ તેલ આદિ ત્યજી દે તો, અઢાર પ્રકારના કોઢ, વાતરક્ત અને ફિરંગ રોગ ( ઉપદંશનો એક ભેદ, ) વગેરેનો નાશ કરે છે. અથવા પારો, ગંધક, હરતાલ અને મનશીલ એ સઘળાં શુદ્ધ કરેલ હોય તે લેવાં. ઘરનો ધુંસ, સિંદૂર અને દારૂહળદર એ સર્વ નવ તોલા અને બાવચી ૨ તોલાભાર લઇ એ સઘળાંને વાટી ગાયના ઘીમાં મેળવી શરીરે ચોપડી તડકામાં ૧ પોહોર અથવા ૨ પોહોર બેસે અને પછી ન્હાઇ નાખે તો તેથી ખરજ, દાદર, કૃમિ અને કોઢ એ સર્વનો ૩ દિવસમાંજ નાશ કરે છે. અથવા ખાખરાના મૂળની છાલને સુકવી તેની રાખ કરી ૧૦૦ તોલાભાર લઇ તેમાં શુદ્ધ કરેલી હરતાલના કકડા ૨૫ માસાના પ્રમાણથી મુકી પુનઃ ખાખરાના મૂળની છાલની રાખથી હરતાલને ઢાંકી, અર્થાત્ એક નવી હાંલ્લીમાં ઉપર કહેલા તોલ પ્રમાણે રાખ ભરી વચમાં હરતાલના કકડા મુકી તે ઉપર પાછી તેનીજ રાખ ઢાંકી સારી પેઠે દબાવી ઢાંકણી ઢાંકી મુદ્રા કર્યા વિના ૧૦ પોહોર સુધી આકરો અગ્નિ આપવો. જ્યારે પોતાની મેળેજ હાંડલી ઠંડી થાય ત્યારે હરતાલના ચૂર્ણ-ભસ્મને આસ્તેથી યુક્તિ સાથે કહાડી લઇ ખરલ કરી તેને વસ્ત્રગાળ કરી સુંદર શીશીમાં ભરી લેવી. એમાંથી ૨ રતી ભાર ભસ્મ વગર શેકેલા જીરાના ૧ માસાભાર ચૂર્ણ સંગાથે પાનમાં મુકી ખાય અને તેના ઉપર ટાઢું પાણી પીએ તથા કરી પાળે એટલે ચણાની રોટલી, તથા શેકેલા ચણા ખાઇ ૪૯ દિવસ પથ્યમાં રહે અને હદથી વિશેષ પવન, વિશેષ તડકો—તાપ સેવન ન કરે તો અઢાર પ્રકારના કોઢ, સર્વ પ્રકારના વાતરક્ત, વિવિધ પ્રકારનાં ગડગુમડ, ઘા, પ્રમેહ ફોલ્લીઓ, ઘા પ્રમેહપિટિકા, આમવાયુ અને વાયુના વ્યાધિ એ સર્વનો નાશ કરેછે. વિદ્યાપતિ કહેછે કે મેં આ પ્રયોગ સારી પેઠે અનુભવેલો છે. અથવા પુંવાડીઆનાં બીજ, બાવચી, સરસવ, તલ, ઉપલેટ, હળદર, દારૂહળદર અને મોથ એઓને છાશમાં વાટી–ઘુંટી લેપ કરે તો દાદર, ચળ અને વિચર્ચિકાનો નાશ થાય છે. અથવા મોરથુથુ તથા ટંકણ ૧–૧ ભાગ અને બાવચી ૨ ભાગ લઇ એઓને જળભાંગરાના રસમાં ૭ દિવસ ઘુંટે વા, ૭ ભાવનાઓ દઇ ઘુંટી ધોળા કોઢ ઉપર ચોપડે તો મટી જાય છે—એ અનુભવ સિદ્ધ છે. વૈદ્યરહસ્ય. અથવા–" ચારેદ, શંખનો ચુનો, અંઘાડાનો ખાર, તલનો ખાર, સાજીનો ખાર, હરડેનો ખાર, આરડૂસાનો ખાર, ખરવળનો ખાર, એરંડાનો ખાર, જવખાર, ટંકણખાર, સાજીખાર, નવસાદર, આમલસારો ગંધક, પાંચે જાતનાં લુણ ( સંચળ, સિંધવ, વડાગરૂં, દરીઆનું મીઠું અને મીઠું ) ઉપલેટ, સુંઠ, મરી, પીપર, કોકમના ઝાડનાં મૂળ, કરકચના ઝાડનું મૂળ, વડવાડીઆનું મૂળ, હળદર, સુરણ, બોરીઓકલ્હાર, કપાસનો ખાર, પીપરના ઝાડનો ખાર, રાઇ, સરસવ, સિંદૂર, શિલાજીત, પાપડીઓ ખારો કપિલો, મેંદર, ચોરનાં મૂળીઆં, આકડાનાં મૂળીઆં, મોરથુથુ, ચિત્રો અને આકડાનાં પાંચે અંગનો ખાર, આ સઘળાં ઓષધિ [illegible] તોલા ભાર લઇ યથાવિધિ રીતે સર્વને વાટી તાંબાના વાસણમાં ગાયના મૂત્રમાં

મેળવી ૧ દિવસ રાખી મૂકવાં. ત્યાર પછી તેમાં ભેંશનું, ઘોડાનું, બકરીનું, હાથીનું, તથા ઉંટનું મૂત્ર અને લીંબુનો, જંબીરીનો, બીજોરાનો અને નારંગીનો રસ તથા ચણાનો ખાર. સેરંગવાનો રસ, સાત ધાન્યની રાઇના સંયોગથી કરેલી કાંજી એ સર્વ અનુમાન પ્રમાણે લઇને તેમાં નાખવાં. પછી તે વાસણનું મ્હોં ઢાંકી દઇ ૨૧ દિવસ સાવજત સાથે એકાંતમાં રાખી પછી તેમાંની ઔષધીનો લેપ કરે તો સમસ્ત કોઢ, ગંડમાળ, વિસર્પ, હરસ, વિચર્ચિકા, અને વાયુના સમસ્ત રોગો ૧ માસની અંદર મટી જાય છે-આ મહાલેપ કહેવાય છે. રસસંગ્રહ.

## કોઢ રોગીનાં સેવ્યાસેવ્ય.

કોઢના રોગવાળાએ નખને કપાવતા રહેવું, નિત્ય ઔષધો સેવન કરવાં, પુરૂષે સ્ત્રીસંગમ વા સ્ત્રીએ પુરૂષ સંગમ, માંસ ભક્ષણ, દરૂ પીવો, ખાટા, ખારા તીખા પદાર્થો, દહીં, દુધ ગોળ, તલ અને અડદ વગેરેનો ત્યાગ કરવો.

માત્ર ઘઉં, ચણા સાઠીચોખા, મગ, મસુર, તુવર, જંગલનાં પશુઓનાં માંસ, તુરીઆં, કુણાં વંત્યાક, લસણ, જાયફળ, રાઇ, કેસર અને મઠ તથા સ્વચ્છ હિતકારી પદાર્થોનું સેવન યોગ્ય છે.

કોઢનો અધિકાર સંપૂર્ણ.

ઇતિ શ્રીમન્મહારાજાધિરાજ રાજ રાજેંદ્ર શ્રી સવાઈ પ્રતાપસિંહજી વિરચિત અમૃતસાગર નામા ગ્રંથ વિષે ભગંદર, ઉપદંશ, લિંગાર્શ અને કોઢ રોગ એઓના નિદાન સંપ્રાપ્તિ સહયત્ન નિરૂપણ નામનો સોળમો તરંગ સંપૂર્ણ.

---

# તરંગ સત્તરમો.

શીત પિત્ત ઉદર્દને કોઢને ઉત્કોઠ વળી, અમ્લપિત્ત કેરા ભેદ કહ્યા ભલિ ભાતથી,
દુઃખદ વિસર્પ વાળો વિસ્ફોટક કષ્ટકારી, દુષ્ટ જે ફિરંગ રોગ લખ્યા ઘણા ઘાતથી,
મસુરિકા શીતળાદિ રોગો છે નિદાન સહ દોષ ભેદ રૂપ ચિન્હ યોગ આદ્યોપાતથી,
વાંચો વ્હાલા વાંચકો તરંગ સપ્તદશમામાં, વર્ણવ્યા પ્રમાણ યુક્ત ઉક્ત રોગો અંતથી.

## શીતપિત્ત, ઉદર્દ, કોઠ અને ઉત્કોઠનો અધિકાર.

### શીતપિત્ત વગેરેનાં દૂરનાં તથા પાસેનાં નિદાન અને સંપ્રાપ્તિ.

શીતળ પવનના સ્પર્શથી વધી ગએલા કફ અને વાયુ એઓ પિત્તના વધારાનાં કારણોથી થઇ દુષ્ટ થએલા પિત્તની સાથે મળી ચામડીમાં તથા લોહી વગેરેમાં પેસી જાય છે તેથી શીતપિત્ત વગેરે થાય છે.

### શીતપિત્તનું પૂર્વ સ્વરૂપ.

જે મનુષ્યને ઉપરના નામવાળો વ્યાધિ થવાનો હોય ત્યારે તે થાય તે પહેલાં તરસ, અરૂચિ, મોળ, શરીરમાં ગ્લાનિ, અંગોમાં ભારેપણું, બકારી થયા જેવું થાય, દેહમાં પીડા

અને આંખ્યો લાલ એટલાં લક્ષણ થાય છે; અર્થાત આવાં લક્ષણો જેને થાય તેને શીતપિત્ત નામનો રોગ થશે એમ જાણીજ લેવું.

## શીતપિત્તનું લક્ષણ.

કીડી તથા ભમરીના કરડયા જેવા આકારવાળો, ચળવાળો, ઘણી વ્યથા, ઉલટી, તાવ અને બળતરાવાળો જે શરીરના બાહાર સોજો થાય છે તેને શીતપિત્ત કહે છે. આમાં વાયુની પ્રબળતા વિશેષ હોય છે.

## ઉદર્દનું લક્ષણ.

વચમાં નમેલો, રાતાશવાળો, ચળવાળાં ચકરડાંવાળો જે સોજો શિશિર (કુંભ અને મીન સંક્રાંતિ) ઋતુમાં થાય તેને ઉદર્દ કહે છે. આમાં કફની પ્રબળતા વિશેષ હોય છે.

## કોઠ તથા ઉત્કોઠનું લક્ષણ.

ઉલટીના વેગને રોકવાથી વા ઉલટી બરાબર ન થવાના લીધે પિત્ત તથા કફનો વધારો થતાં અને ઉછળેલા અન્નનો નિગ્રહ થતાં ચળવાળાં અને રતાશયુક્ત જે ઢામડાં નીકળે છે તેને કોઠ અને એક ઢામડાં મટીને બીજાં નવાં ઢામડાં થતાં આવે તેને ઉત્કોઠ કહે છે.

## શીતપિત્ત, ઉદર્દ, કોઠ અને ઉત્કોઠના ઉપાય.

કડવાં પરવળ-કુકડવેલાનાં ફળ, લીંબડો અને અરડુસો એઓથી ઉલટી કરાવવી અને ત્રિફળા, ગુગળ તથા પીપરનો રેચ આપવો એથી શીતપિત્ત મટી જાય છે. અથવા સરસીયા તેલનું મર્દન કરવું, શરીરને ઉના પાણીથી ધોવું, મધ સહિત ત્રિફળાનું સેવન કરવું અને નવકાર્ષિક ગુગળ વગેરેનું સેવન કરવું, જેથી શિતપિત્ત મટી જાય છે. અથવા કડુનો સાકર સંગાથે રેચ લેવાથી અથવા જુનો ગોળ અને આદાનો રસ ખાવાથી શીતપિત્ત સારી પેઠે મટી જાય છે અને જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે. અથવા ગોળ અને આંબળાં અથવા સુંઠ, મરી, પીપર તથા જવખાર સહિત અજમો ખાવાથી શીતપિત્ત મટે છે. અથવા સરસવ, હળદર, પુંવાડીઆનાં બીજ, અને તલ એઓનો કલ્ક કરી તેમાં સરસીયું તેલ મેળવી શરીરે ચોળે તો, શીતપિત્ત મટી જાય છે. અથવા અજમો અને ગોળ ખાય તથા પથ્ય ભોજન કરે તો, સઘળા શરીરમાં થએલો ઉદર્દ ૭ દિવસમાં મટી જાય છે, અથવા મહાતિક્ત નામના ઘીનું સેવન કરી લોહી કઢાવવાથી ઉદર્દ મટી જાય છે. અથવા લીંબડાનાં કુણાં પાંદડાં અને આંબળાંને વાટી ઘીમાં મેળવી નિરંતર સેવન કરે તો વિસ્ફોટક, ખસ, ફુન્સી, શીતપિત્ત, ઉદર્દ, કોઠ અને કફ વગેરે સર્વનો નાશ થાય છે. અથવા છોલેલું આદું ૬૪ તોલા, ગાયનું ઘી ૩૨ તોલા, ગાયનું દુધ ૧૨૮ તોલા અને સાકર ૬૪ તોલા લેવી. પીપર, પીપરીમૂળના ગંઠોડા, મરી, સુંઠ, ચિત્રામૂળ, વાવડીંગ, મોથ, નાગકેસર, તજ, તમાલપત્ર, એલચી અને કચુરો એ પ્રત્યેક પદાર્થો ચાર ચાર તોલાભાર લેવા. એઓનો વિધિપૂર્વક પાક બનાવવો. અર્થાત્ આદાને ઝીણું સુધારી દુધમાં નાખી માવો કરી ઘી નાખી કીટી બનાવી અન્ય ઓષધીઓનું ચૂર્ણ કરી સાકરની ચાસણી બનાવી પ્રથમ તેમાં કીટી નાખી પછી ઓષધિ નાખી એકત્ર [illegible] તેને [illegible] તૈયાર કરવો. તેમાંથી દરરોજ ચાર તોલા ભાર સેવન કરે તો શીતપિત્ત, ઉદર્દ, કોઠ, ઉત્કોઠ, [illegible], રક્તપિત્ત, ઉદરરોગ, શ્વાસ, અરૂચિ, વાયુગોળો, [illegible] સોજો,

વાયુ અને કૃમિઓ એ સર્વનો નાશ કરે છે, જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, બળ તથા વીર્યને વધારે છે, અને શરીરને પુષ્ટ કરે છે માટે આદકખંડનું અવશ્ય સેવન કરવું. ભાવપ્રકાશ. અથવા સિંધાલૂણને ઘીમાં વાટી શરીરે ચોળી રાતી કાંબળી ઓઢી સુઇ જાય તો, શીતપિત્તાદિ રોગો શાંત થાય છે. અથવા ઘી, સોનાગેરૂ, સિંધાલૂણ, કસુંબો એઓને સરખા ભાગે લઇ વાટી શરીરે ચોળે તો કોઠ અને ઉદર્દરોગાદિ નાશ થાય છે. અથવા કરીયાતું, અરડૂસો, કડુ, કુકડવેલાનાં પાંદડાં, ત્રિફળા, ચંદન અને લીંબડો એઓનો ક્વાથ કરી સેવન કરે તો, વિસર્પ, બળતરા, તાવ, મુખશોષ, વિસ્ફોટક, તરશ અને ઉલટી એઓનો નાશ કરે છે. આ ભૂનિંબાદિ ક્વાથ કહેવાય છે. અથવા અડાયાં છાણાંની રાખ શરીરે ચોળે, અથવા એકલું લસણ કે, ત્રિફળાને મધમાં ચાટે તો ૭ દિવસમાં ઉદર્દ રોગ જલ્દીથી મટે છે. અથવા કોઠ પ્રકરણમાં કહેલા યત્નો ઉપયોગમાં લે, ફસ્ત ખોલાવે, સુકા મૂળાના યૂષથી વા કળથીના યૂષથી અથવા લાવાં–તેતરના માંસના રસા સાથે સદા ભોજન કરવું. વૈદ્યરહસ્ય. "અથવા ફટકડીને નાગરવેલના પાનના રસમાં ઘુંટી શરીરે ચોળે તો શીતપિત્ત મટે છે." અથવા મેથીદાણા, કાળાં મરી, હળદર, અજમો, કલોંજીજીરૂં, અશીયુ એ સઘળાં ચાર ચાર તોલા ભાર લઇ સર્વને ઝીણાં વાટી તથા ગોદુગ્ધ અને ઘીમાં શોધેલો ગંધક પણ આઠ તોલા ભાર લઇ તે સાથે ઘુંટી આદાના રસના ૩ પુટ દેવા પછી ૧॥ કે ૨ ટાંક પ્રમાણે ગોળીઓ વાળી ગોળી ૧ નિરંતર પ્રભાતે સેવન કરે તો શીતપિત્તાદિના સમસ્ત વિકાર નાશ પામે છે." વૈદ્યરત્ન.

## શીતપિત્તનાં પથ્યાપથ્ય.

સાઠીચોખા, મગ, કળથી, ઉનું પાણી તથા પવન વગરનું સ્થાન હિતાવહ છે અને નાહવું, પરસેવો લાવવો, ભારે–જડ અન્ન ભોજન અને ઠંડુ પાણી અહિતાવહ છે.

શીતપિત્ત, ઉદર્દ કોઠ અને ઉત્કોઠનો અધિકાર સંપૂર્ણ.

---

# અમ્લપિત્તનો અધિકાર.

---

## નિદાન પૂર્વક અમ્લપિત્તનું સ્વરૂપ.

વિરોધકારક આહાર, તથા બળતરા કરનાર આહાર, અગડેલ અન્ન પાન, ખાટાં અને પિત્તને વધારનારાં અન્ન ભોજન કરવાથી વર્ષાઋતુમાં પોતાના કારણોથી એકઠું થઇ રહેલું પિત્ત દુષ્ટ થાય છે તેને અમ્લપિત્ત કહે છે.

## અમ્લપિત્તનાં લક્ષણ.

ભોજનનું ન પચવું, એકદમ ગભરાટ ઉત્પન્ન થવો, કડવા અને ખાટા ઓડકારનું આવવું, શરીરમાં ભાર, ગળામાં તથા છાતીમાં બળતરા, અન્ન ઉપર અરુચિ, વગર મહેનતે થાક લાગે, ઉલટીના ઉછાળા આવે, જઠરાગ્નિ મંદ થાય અને પરસેવો થઇ આવે એ અમ્લપિત્તનાં લક્ષણો છે.

તરશ, મૂર્ચ્છા, ભ્રમ, મોહ, અને અગ્નિ મંદતા પણ હોય છે, તેમ ખાધા પછી કે [illegible]

ખાધા છતાં પણ ખાટી, કડવી ઉલટી થાય છે. હાથ પગોમાં બળતરા તથા ઉનાશ રહે, અત્યંત અરૂચિ, તાવ, ચકામાં, ફોલ્લીઓ અને વલુર એવાં ચિન્હો પણ થઇ આવે છે.

## અમ્લપિત્તના પ્રકાર.

અમ્લપિત્તના બે પ્રકાર છે એક તો અધોગામી—નીચે ગતિ કરનારૂં અને બીજું ઉર્ધ્વગામી—ઉંચે ગતિ કરનારૂં હોય છે; તેમાં પણ એક વાયુ કોપી અને બીજું વાત કફ કોપી કહેવાય છે. અધોગામી અમ્લપિત્તથી તરશ, બળતરા, મૂર્છા, ફેર, મોહ, છાતીમાં પીડા, શરીર ઉપર ઢામઠાં, અગ્નિની મંદતા, પરસેવો, અને શરીરની કાંતિ પીળી પડવી વગેરે વગેરે ઉપદ્રવો થાય છે, આ લક્ષણો થવાની સાથે મળદ્વારે કાળું રાતું, દુર્ગંધિયુક્ત અને વિવિધ રંગવાળું પિત્ત પડે છે. અને ઉર્ધ્વગામી અમ્લપિત્તથી લીલું, પીળું, આસમાની, કાળું, લાલાશ પડતું, રાતું, અત્યંત ખાટું, માંસ ધોએલા પાણી જેવું, ઘણુંજ ચીકણું વા ચીકટું, સ્વચ્છ, કફ સહિત, ખારૂં, તુરૂં, વગેરે વગેરે રસયુક્ત ઉલટીમાં પિત્ત પડે છે. કોઇ કોઇ વેળાએ તો અર્ધું પચેલું અન્ન ઉલટીમાં પડે છે. અથવા જમવા બેસવાના પહેલાં કડવી કે ખાટી ઉલટી થાય છે અને તેવાજ ઓડકાર આવે છે. ગળું દુઃખે તથા છાતી બળે છે અને તે સાથે માથું પણ દુઃખે છે.

ઉપર કહી ગયા છીએ કે વાતજન્ય અને બીજું વાતકફજન્ય અમ્લપિત્ત હોય છે, અર્થાત્ દોષોના ભેદને લીધે વિભાગ પડેલા છે. જે વાત યુક્ત હોય તેમાં કંપારો, ઉલટી, લાળ, કફ સહિત થુંકવું, શરીરમાં ભારેપણું, બકવા, મૂર્છા, ફેર, મોળ, મોહ, હર્ષ અને શરીરમાં ઝણઝણાટી તથા પેટમાં પીડા થાય છે. અને કફ વાત યુક્ત અમ્લપિત્ત હોય તો, કફ સહિત થુંકવું, શરીરમાં ભારે તથા અકડાશપણું, અરૂચિ, ઉલટી, નિર્બળતા, અગ્નિની મંદતા, ખરજ, અતિ નિંદ્રા, અને શરીરમાં ટાઢ વાયા સરખું થાય છે.[1]

## અમ્લપિત્તનું સાધ્યાસાધ્યપણું.

અમ્લપિત્તનો વ્યાધિ થતોજ હોય અર્થાત્ તુરતનો થએલો હોય તો તે યત્ન કરવાથી સાધ્ય—મટે છે, વધારે વખતનો થએલ હોય તો, યાપ્ય એટલે ઔષધોપાયથી મહેનતે મટે છે અને પથ્યમાં ન રહે અને લાંબા વખતનો હોય તો અસાધ્ય ગણાય છે.

## અમ્લપિત્તના ઉપાય.

અમ્લપિત્ત રોગીને કુકડવેલાનાં ફળ, લીંબડો, અરડુસો, એઓનો ક્વાથ કરી તેમાં મીંઢળ, સિંધાલુણ અને મધ નાખી પીવરાવી ઉલટી કરાવવી. અથવા નસોતર, મધ અને આંમળાંનો રસ પીવરાવી રેચ આપવો. (જ્યારે વમન વિરેચન ઠીક ઠીક થઇ જાય ત્યારે સ્નિગ્ધ શરીરવાળાને અનુવાસન બસ્તિ અને ઘણા દિવસનું હોય તો દોષાનુસાર આસ્થાપન

1 અમ્લપિત કફ, વાયુ અને વાયુના સંસર્ગવાળું હોય છે કિંવા કફ કે, કફપિત્તના સંસર્ગવાળું હોય છે. માટે દોષોને ઓળખી ચિકિત્સા કરવી. ઉંચી ગતિવાળું અમ્લપિત્ત ઉલટીના રોગ જેવું અને નીચી ગતિવાળું અતિસાર જેવું હોય છે, તેથી વૈદ્યોને પણ વિસ્મયતા પ્રાપ્ત કરે છે. જો સાચો વૈદ્ય હોય તો તે ટકી શકે છે અને અર્ધદગ્ધ વૈદ્ય હોય તો ગભરાય છે, માટે પૂર્ણ વિચાર કરી ઔષધ ક્રિયા કરવી.

કફ પિત યુક્ત અમ્લપિતમાં—મૂર્છા, ભમણા, અરૂચિ, ઉલટી, આળસ, કપાળ દુખવું મુખમાં ફીણ, મોં મળચટું થાય છે અને લાળ પડયા કરે છે. માધવનિદાન.

.ખસ્તી કરાવવી.) ઊર્ધ્વગામી અમ્લપિત્ત હોય તો ઉલટી અને અધોગામી હોય તો [illegible] આપવો. અથવા તીખા ખારો વગેરેના સંસ્કારોથી રહિત જવ અને ઘઉંના યૂષ આદિ પદાર્થો પીવા અથવા ખાવા. અથવા સાકર તથા મધ સહિત ચોખાના ધાણીનો સાથવો દોષની યોગ્યતા જોઈને આપવો. અથવા છડેલા જવ, અરડુસો અને આંબળાં, એઓનો ક્વાથ કરી તેમાં તજ, તમાલપત્ર, એલચી તથા મધ નાખીને પીએ તો, અમ્લપિત્તની ઉલટી મટી જાય છે. અથવા ગળો, લીંબડાનાં પાંદડાં, અને કુકડવેલાનાં ફળ એઓને વાટીને તથા મધ નાખી પીએ તો અનેક રૂપોવાળા મહાભયંકર અમ્લપિત્તનો નાશ થાય છે. અથવા અરડુસો, ગળો, ભાંગરો, પિત્તપાપડો, કરીઆતું, ત્રિફળા, જળભાંગરો, લીંબડો અને કુકડવેલાનાં ફળ એઓનો ક્વાથ કરી મધ નાખી પીવામાં આવે તો તેથી અમ્લપિત્ત મટી જાય છે—આ દશાંગ ક્વાથ કહેવાય છે. અથવા આમળાનો રસ જમ્યા પછી પીએ અથવા આંબળાના રસ સાથે ભોજન કરે તો અમ્લપિત્ત, ઉલટી, અરૂચિ, બળતરા, મોહ, પ્રમેહ, શીત, દાહ અને વીર્ય દોષનો નાશ કરે છે અને વૃદ્ધ પણ તરૂણ બની રતિસંગનો જીજ્ઞાસુ થાય છે. અથવા કોળાનો રસ તોલા ૪૦૦ લઈ તેટલાજ ગાયના દુધમાં નાખી તેમાં ૩૨ તોલા આંબળાનું ચૂર્ણ, ૩૨ તોલા સાકર અને ૮ તોલાભાર ગાયનું ઘી નાખી મંદ અગ્નિવડે જ્યાંસુધી નરમ માવા જેવો થાય ત્યાંસુધી પકાવી તૈયાર કરવો. પછી આ પાકમાંથી બે તોલા અથવા ચાર તોલા ભાર સેવન કરે તો અમ્લપિત્તને પૂર્ણ રીતે મટાડે છે. આ ખંડકુષ્માંડકાવલેહ કહેવાય છે. અથવા સોળ તોલા નારીએળનો પાકો ગર્ભ (ટોપરૂં) લઈ તેને ઉત્તમ પથ્થર ઉપર નાખી ઝીણું છણી નાખી ૪ તોલા ગાયના ઘીમાં તળી પછી નારીએળના પાણીમાં (ન મળે તો ગાયના દુધમાં) પકાવી માવો બનાવી તેથી બેગણી સફેદ ખાંડની ચાસણી કરી તેમાં માવો નાખી શીતળ થયા પછી તેમાં ધાણા, પીપરીમૂળ, તજ, તમાલપત્ર, એલચી, અને નાગકેસર એ પ્રત્યેક પદાર્થોનું ૨૪–૨૪ ચણોઠી ભાર ચૂર્ણ નાખવું. સર્વને એકત્ર કરી સુંદર પાત્રમાં ભરી લેવું. આમાંથી ૪ તોલા કે ૨ તોલાભાર નિત્ય ભક્ષણ કરે તો પુરૂષાર્થ, નિદ્રા, તથા બળ પ્રાપ્ત થાય છે, અને અમ્લપિત્ત. પરિણામ, શૂળ તથા ક્ષય એ સર્વનો નાશ કરે છે—આ નાલિકેર ખંડ કહેવાય છે. ભાવપ્રકાશ. અથવા મધ્યાક્ષ—કાળી દ્રાક્ષ તથા હરડેની છાલ એ બંને સરખાં લઈ એ બેની બરોબર સાકર લઈ સર્વને વાટી ૧ તોલા પ્રમાણે ગોળીઓ બાંધી તેમાંથી ૧ ગોળી ખાય તો અમ્લપિત્ત, ગળામાં તથા છાતીમાં થતો દાહ—બળતરા, તરસ, મૂર્છા, ભમ—ફેર, મંદાગ્નિ અને આમવાયુનો નાશ કરે છે—આ દ્રાક્ષાદિ ગુટિકા કહેવાય છે. અથવા ત્રિકટુ, ત્રિફળા, એલચી, મોથ, વાવડીંગ, અને તમાલપત્ર એઓને સમાન લેવાં અને એ સર્વની સમાન લવીંગ લેવાં અને એ સર્વના સમાન નસોતર અને એ સર્વની બરોબર સાકર લેવી, સર્વનું બારીક ચૂર્ણ કરી પ્રાતઃકાળે ભોજન કર્યા પહેલાં ૪૮ ચણોઠીભાર નાળિએળના પાણી સંગાથે સેવન કરી મળી ઉલટી કરી નંખાવે ત્યાર પછી ભજનના સાથે દુધ, માંસનો રસો, અને એવાજ અન્ય હિતકર પદાર્થોનું ભોજન કરે તો, તેજ, બળ, તથા અગ્નિને વધારે છે, અને બંધકોષ, આમવાયુ, આફરૂં, શૂળ, તથા અમ્લપિત્ત આદિ સર્વનો આ અગ્નિપિત્તકર ચૂર્ણ નાશ કરે છે. વૈદ્યરહસ્ય.

## અમ્લપિત્ત રોગીનાં પથ્યાપથ્ય.

કડવાં, ઈષ્ટ આહાર, તથા પાચન કરનાર પદાર્થો; તેમજ ઘઉં, ચણા, મગ, મસુર, મધ

વગેરે, હરડે, તુરતનું દોહેલું સાકર સહિત દુધ, જુના ચોખાની ધાણી, મધ સાકર સહિત સાથવો અને ધોળનું પીણું એટલા પદાર્થો અમ્લપિત્ત રોગીને પથ્ય છે માટે સેવન કરવા અને અન્ય કુપથ્ય—આ સિવાયના પદાર્થો ત્યજી દેવા.

અમ્લપિત્તનો અધિકાર સંપૂર્ણ.

———:*:———

# વિસર્પ રોગનો અધિકાર.

## વિસર્પનો હેતુ, સંખ્યા તથા શબ્દાર્થ.

ખારા, ખાટા, તીખા કે ઉના પદાર્થોનું અત્યંત સેવન કરે, તેથી દોષોનો કોપ થઈ [1]વિસર્પ રોગ ઉત્પન્ન થાય છે. તે વિસર્પ સાત પ્રકારનો છે અને ચારે બાજુ ગતિ કરી ફેલાય છે, તેથી વિસર્પ કહે છે. તે વાયુનો, પિત્તનો, કફનો, સન્નિપાતનો, વાત પિત્તનો, વાત કફનો અને કફ પિત્તનો, એમ સાત ભેદ છે. [2]

## વિસર્પ રોગનું સામાન્ય લક્ષણ.

ખારા, ખાટા, ગરમ પદાર્થો વગેરેનું અતિ સેવન કરવાથી વાયુ, પિત્ત અને કફ કોપવંત થઈ શરીરના લોહી તથા માંસ વગેરે સાતે ધાતુઓને બગાડી શરીરમાં ન્હાની મોટી ફોલીઓનાં ચકરડાંઓને ફેલાવે છે એજ વિસર્પનું સાધારણ ચિહ્ન છે.

## સાતે પ્રકારના વિસર્પોનાં લક્ષણો.

વાયુનો વિસર્પ હોય તો વાયુના તાવની પેઠે, માથામાં, છાતીમાં, ગાત્રોમાં તથા પેટમાં શૂળ વગેરે થાય છે. તથા સોજો, ગાત્રોનું ફરકવું, લક્કડ નાખનારી બળતરા, ચીગયા જેવી પીડા આકર્ષણ થયા જેવી વેદના અને રોમાંચ થાય છે.

પિત્તનો વિસર્પ હોય તો, તુરત ફેલાય છે, પિત્તના તાવનાં લક્ષણો યુક્ત હોય છે અને બહુજ લાલ હોય છે.

કફનો વિસર્પ હોય તો, ચળવાળો, સ્નિગ્ધ અને કફના તાવના જેવી પીડાવાળો હોય છે.

ત્રિદોષનો વિસર્પ હોય તો ઉપર કહેલા સર્વે દોષનાં લક્ષણો હોય છે.

વાત પિત્તનો વિસર્પ હોય તો, તાવ, ઉલટી, મૂર્છા, અતિસાર, તરસ, ફેર—ચકરી, હાડકું ભાગવું, મંદાગ્નિ, આંખે અંધારાં રુચિનો નાશ, અને આખું અંગ સળગેલા અંગારમથી વિંટાયલું હોય તેમ થાય છે. જે જે ભાગ ઉપર વિસર્પ ફેલાતો હોય તે તે ઠેકાણે કોયલા જેવો આસમાની, કે રાતા રંગનો થઈ સુજી આવે છે અને દેવતાથી બળ્યા હોઈએ તેવા ફો-

[1] [illegible] તથા સિંદરી વગેરે [illegible]ના સેવનથી પણ વિસર્પ થાય છે. [illegible]

[2] વાયુ તથા પિત્તથી [illegible] વિસર્પ [illegible], કફ તથા વાયુથી [illegible] [illegible] [illegible] [illegible] કર્દમક કહેવાય છે. એઓનાં લક્ષણો ભિન્ન ભિન્ન તથા લોહી. ત્વચા, [illegible] અને [illegible] [illegible] થાય છે અને તેઓને વાયુ પિત્ત તથા કફ એ ત્રિદોષ કોપવંત કરે છે એટલે વિસર્પોની [illegible] [illegible] [illegible] છે. [illegible]

લ્લો-ઝરાળો ઉપડી આવે છે તથા ઘણુંજ ઉતાવળો ફેલાઈ મર્મસ્થાનમાં તુરત પહોંચી જાય છે. પછી તેમાં વાયુની પ્રબળતા થવાથી શરીરમાં પીડા કરે છે. આ વિસર્પથી બુદ્ધિ અને નિદ્રાનો નાશ થઈ જાય છે, વારંવાર શ્વાસ ચઢે છે, હેડકીઓ આવે છે, બહુજ બેચેનીને લીધે ભોંય કે પથારી ઉપર બેસતાં સુતાં વા, હરતાં ફરતાં જરાપણ કળ વળતી નથી, પણ વિશેષ કલેશ થાય છે, મન તનને સંતાપ રહેવા છતાં પણ મરણરૂપ અત્યંત નિદ્રા આવે છે-આને આગ્નેય વિસર્પ કહે છે.

વાયુ કફે જનિત વિસર્પ હોય તો, કફના હેતુથી દુષ્ટ થએલા કફથી રોકાયલો અને પોતાનાં કારણોથી પણ દુષ્ટ થએલો વાયુ કફને બહુ પ્રકારથી ભેદીને અને જેનું લોહી વધ્યું હોય તેની ચામડી, શિરાઓ તથા સ્નાયુઓમાં અને માંસમાં રહેલા લોહીને દોષવંત કરીને લાંબા, ગોળ, જાડા, રાતા તથા ખરસટ ગાંઠાઓની હારને ઉત્પન્ન કરે છે તેમાં આકરી વેદના, તાવ, દમ, ઉધરસ, ઝાડો, શોષ, હેડકી, ઉલટી, ભ્રમ, મોહ, વર્ણનો બિગાડ, મૂર્છા, શરીરની ત્રોડ, અને અગ્નિમંદતા વગેરે ઉપદ્રવો થાય છે. આને ગ્રંથિ વિસર્પ કહે છે.

પિત્ત કફનો વિસર્પ હોય તો, તાવ, સજડપણું, નિદ્રા, ઘેન, માથામાં પીડા, અંગોમાં ગ્લાનિ, સુસ્તી, ચેન વિના હાથપગ હલાવવા, લવારો, રૂચિહીન, ફેર, મૂર્છા, મંદાગ્નિ, હાડકાંનો દુખાવો, તરશ, ઇંદ્રિઓનું ભારેપણું, ઝાડામાં આમનું પડવું અને સ્રોતો-નસોનું કફથી લેપાવું વગેરે વગેરે લક્ષણો થાય છે. આ વિસર્પ પહેલાં આમાશય ઉપર થઇ પછી ચારે તરફ ફેલાય છે; છતાં પીડ થોડી હોય છે, બહુજ રાતા પીળા તથા ધોળા ફોલ્લાઓથી વ્યાપ્ત અને સ્નિગ્ધ, કાળો-લુખા કાળા રંગનો મેલો સોજાવાળો, ભારે ઉંડા પાકવાળો, ઘણી ઉનાશવાળો હોય છે, અડવાથી ભીનાશવાળો જણાય છે, તેમાં ચીરા પડે છે, ચામડીને ગારા કાદવના રંગ જેવી કાળી કરી માંસને ખેરવી નાખે છે, તેથીજ નસો-સ્નાયુ વગેરે ખુલ્લાં પડે છે અને તેમાંથી મડદા જેવી ગંધ આવતી હોય તેને કર્દમક વિસર્પ કહે છે.

## ક્ષતથી થએલા આઠમા પ્રકારના વિસર્પનું લક્ષણ.

શસ્ત્રથી ફાડી ખાનારા પ્રાણીઓના નખ-દાંતના વાગવાથી થએલાં આગંતુક ક્ષતથી વાયુ પ્રકોપ પામી લોહી અને પિત્તને નાસૂર કે ઘણા વખતના જખમમાં પ્રેરી-લાવી વિસર્પને ઉત્પન્ન કરે છે. આ વિસર્પ કળથી જેવા ફોલ્લાઓથી વિંટાયલો કાળા લોહીવાળો હોય છે અને સોજો, સણકા, તાવ તથા બળત્રાથી અત્યંત યુક્ત હોય છે.

## વિસર્પના ઉપદ્રવો.

તાવ, અતિસાર, ઉલટી, ચામડીનું ચીરાવું, માંસનું ફાટવું, સુસ્તી, અરૂચિ, અને પાકવું એટલા વિસર્પના ઉપદ્રવો છે.

## વિસર્પનું સાધ્યાસાધ્યપણું.

ત્રિદોષથી થએલો વિસર્પ અને ક્ષતથી થએલો વિસર્પ અસાધ્ય છે. પિત્તથી થએલો જો કાળા વર્ણવાળો હોય તો અસાધ્ય વાયુથી, કફથી તથા મેંશ જેવા રંગ વગરનો પિત્તનો વિસર્પ સાધ્ય છે; તો પણ તે સાધ્ય વિસર્પો મર્મસ્થાનોમાં થયા હોય તો કષ્ટસાધ્ય છે.

## વિસર્પના ઉપાય.

વિસર્પવાળાને બળતરા ન કરે તેવા રેચો, ઉલટીઓ, લેપો, સિંચનો અને લોહી કઢાવવા-

ની ક્રિયાઓથી આરામ થાય છે, પણ ક્યા દોષનો વિસર્પ છે તે તરફ પૂર્ણ લક્ષ રાખી ઉપચાર કરે તો યશ મળે છે. અથવા રાસ્ના, નીલકમળ, દેવદાર, રતાંજળી, જેઠીમધ અને કાંસકી એઓને બરાબર લઇ વાટી ઘી તથા દુધમાં મેળવી લેપ કરે તો વાયુનો વિસર્પ મટે છે. અથવા કસેલો, શિંઘોડાં, કમળકાકડી, ગોદરો નામનું ઘાસ, શેવાળ અને કાદવ એઓને વાટી ઘીમાં મેળવી પડઅંતર રાખી ઠંડો લેપ કરે તો પિત્તનો વિસર્પ મટે છે. અથવા ત્રિફળા, પદ્મક, ( કે કમળ ? ) વાળો, રીસામણી, કણેર, બરૂનાં મૂળીયાં, અને રાતો ધમાસો એઓને પાણી સાથે ઝીણાં વાટી લેપ કરે તો કફનો વિસર્પ મટે છે. અથવા સરસડીઆની છાલ, તગર, જેઠીમધ, રતાંજળી, એલચી, જટામાંસી, હળદર, દારૂહળદર, ઉપલેટ અને વાળો એઓને ઝીણાં વાટી ઘીમાં મેળવી લેપ કરે તો, વિસર્પ, કોઢ, તાવ અને સોજો મટી જાય છે—આ દશાંગ લેપ કહેવાય છે. અથવા કરીઆતું, અરડુસો, કડુ, કુકડવેલાનાં ફળ, ત્રિફળા, રતાંજળી અને લીંબડાની અંતર છાલ એઓનો ક્વાથ કરી પીવામાં આવે તો વિસર્પ, બળતરા, સોજો, જ્વર, વિસ્ફોટક, તરશ અને ઉલટી એટલા રોગોનો નાશ કરે છે. આ ભૂનિંબાદિક્વાથ કહેવાય છે. અથવા કરંજ, સપ્તપર્ણ ( એક જાતનો થોર ), કલગવ ( વઢવાડીયા )નું મૂળ, થોરનું દુધ, આકડાનું દુધ, ચિત્રામૂળ જળભાંગરો, હળદર, ગોમૂત્ર, અને વછનાગ એ સમસ્ત પદાર્થોથી તેલના વિધિ પ્રમાણે પકાવેલું તેલ તૈયાર થયા પછી જો શરીરે ચોળે તો, વિસર્પ, વિસ્ફોટક અને વિચર્ચિકા મટી જાય છે—આ કરંજ તેલ કહેવાય છે. ભાવપ્રકાશ. અથવા વડની વડવાઇ, ગુંદી, અને કેળનો ગર્ભ એઓને વાટી ધોએલા ઘીમાં મેળવી લેપ કરે તો ગ્રંથી વિસર્પ મટી જાય છે. અથવા ૧૦૦ વાર પાણી સાથે ધોએલા ઘીમાં સરસડીઆની છાલનું ચૂર્ણ મેળવી લેપ કરે તો કર્દમક વિસર્પ મટે છે. અથવા કોઢ, ફોલ્લા—વિસ્ફોટક અને શીળી માટે જે ઉપાયો છે તે જ ઉપાયો કરવાથી વિસર્પ જલદીથી મટી જાય છે. અથવા જળો લગાડવી એ અતિ ઉત્તમ છે. વૈદ્યરહસ્ય.

## વિસર્પ રોગીનાં પથ્યાપથ્ય.

જુના ચોખા, ચણા, મગ, મસુર, ઘઉં, કારેલાં, કેળાં, સરગવાની સીંગો, દ્રાક્ષ, દાડમ, ઘી અને પુષ્ટિ કરનારા પદાર્થો સેવવા યોગ્ય છે, પણ પવન ખાવો, શ્રમ—મહેનત, ક્રોધ, તેલ ખાવું તીખા અને ખાટા પદાર્થો સેવવા યોગ્ય નથી.

વિસર્પ રોગનો અધિકાર સંપૂર્ણ.

# સ્નાયુ-વાળાનો અધિકાર.

## વાળાનું નિદાન તથા ચિહ્ન.

ખરાબ પાણીમાં પેસવાથી, કે ન્હાવાથી, ખરાબ પાણીના પીવાથી, ખરાબ ક્ષેત્ર—સ્થળના અન્નના ખાવાથી કોપ પામેલો દોષ હાથ તથા પગમાં ફોલ્લા તથા સોજાને ઉત્પન્ન કરે છે, પછી તે ફોલ્લાઓને ફોડી—ભેદી કરીને તે ક્ષતમાં ઉના માંસોને સુકી તાંતણા જેવા દોરાને ઉત્પન્ન કરે છે, તેને વાળો કહે છે, સ્નાયુ—નારૂ વગેરે પણ એનાંજ નામ છે. એ દોરા ખાડામાં વાટેલા સાબુની પોટીસ કરીને બાંધવાથી ધીરે ધીરે બહાર નીકળે છે.

સોજો મટી જાય છે, પણ જો એ દોરો—વાળો ત્રુટી—કપાઈ જાય તો બહુ સોજો આવે છે, અપાર પીડા થાય છે અને મર્મસ્થાનમાં થયો હોય કે હાડની સંધિમાં થયો હોય તો ખોડ ખાંપણ—લંગડો બનાવી દેછે. વળી આ રોગ એક ઠેકાણે મટ્યો કે ફરી બીજે ઠેકાણે નીકળે છે; અર્થાત્ એક માણસને એકીવખતે પાંચ સાત વાળા નીકળે છે અથવા એક પછી એક નીકળે છે. કેટલાક દેશોમાં વાળાનો વિશેષ ઉપદ્રવ હોય છે.

## વાળાના ઉપાય.

વિસર્પના જેવા વાળાના ઉપાયો કરવા અથવા સ્નેહન, લેપન, સિંચન, સ્વેદન, વગેરે ઉપાયો ઉપયોગમાં લેવા. અથવા હીંગને ઠંડા પાણીથી વાટી પીએ તો વાળો મટી જાય છે અને ફરી કદીપણ વાળો નીકળતો જ નથી. અથવા ગાયનું ઘી ૩ દિવસ સુધી પીએ તો વાળાનો રોગ મટી જાય છે, પણ ઘી પીધા પછી નગોડનો રસ ૩ દિવસ પીએ તો ભયંકર વાળો પણ મટી જાય છે. અથવા અતવિષ, મોથ, ભારંગી, સુંઠ, પીપર, અને બેહેડાં એઓનું ચૂર્ણ કરી ઉના પાણી સાથે પીએ તો વાળાનો રોગ નિશ્ચયપણે મટી જાય છે. અથવા સરગવાની જડ અને પાંદડાંને કાંજીના પાણીમાં સિંધાલુણ સહિત વાટીને વાળા ઉપર બાંધે કે ચોપડે તો વાળો જરૂર મટે છે. અથવા કંટોળાં—કંકોડાનાં મૂળીઆંને પાણી સાથે વાટી તેનો લેપ કરે તો જરૂર વાળો નીકળી પડે છે. ભાવપ્રકાશ. અથવા ઉપલેટ, સુંઠ અને સરગવાનું મૂળ એઓનો કલ્ક કરી તેમાં સુંઠ મેળવીને વાળા ઉપર લેપ કરે તો આરામ થાય છે. વળી એ ઓસડોને પી જાય તો પણ વાળો જાય છે. અથવા ધંતુરાનાં પાંદડાંને તેલ ચોપડી ઉનાં કરી વાળા ઉપર બાંધે અથવા ધંતુરાનાં પાનથી સ્વેદન કરી તેલ માલિસ કરે તો વાળો મટી જાય છે. અથવા બાવળનાં બીજ કાંજી સાથે વાટી લેપ કરે તો વાળો મટી જાય છે. અથવા [illegible] [illegible] ફુરે. આ મંત્રવડે વાળા ઉપર હાથ મૂકી ૭ વાર માર્જન કરે અને ગોળ ખવરાવી દે તો વાળો મટી જાય છે. વૈદ્યરહસ્ય. અથવા કબુતરની હગાર વાટી મધમાં ગોળી કરી ૭ દિવસ સુધી ગળી જાય તો અવશ્ય—નિઃસંદેહપણે વાળો મટી જાય છે. વૈદ્યરત્ન. (આ ઉપાય સર્વોત્તમ છે.) અથવા સાજીને મધ સાથે ઘુંટી વાળા ઉપર ચોપડે તો નિઃસંદેહપણે વાળો મટી જાય છે. એ મારા અનુભવની વાર્તા છે.

વાળાનો અધિકાર સંપૂર્ણ.

———:o:———

# વિસ્ફોટકનો અધિકાર.

## વિસ્ફોટકનો હેતુ અને સંપ્રાપ્તિ—ઉત્પત્તિ.

તીખા, ખાટા, તીક્ષ્ણ, બળતરા કરનારા, ઉના, લુખા, અને ખારા પદાર્થોના ખાવાથી, અજીર્ણથી, ભોજન ઉપર ભોજન કરવાથી, તડકામાં ફરવાથી, ટાઢ, તડકો [illegible]

1 [illegible] ગરમ કુવારનું હાડકું પાણી સાથે ઘસીને ચોપડવાથી ભયંકર વાળો [illegible] [illegible] છે. [illegible]. [illegible] ભાગી વાળા ઉપર [illegible] [illegible] છે, [illegible].

અતિયોગથી કે અનાયોગથી અથવા તે ઋતુઓના વિપરીતપણાથી વા તે ઋતુઓમાં કહેલા આહાર વિહારના વિપરીતપણાથી કોપ પામેલા વાયુ આદિ દોષો લોહીને માંસને અને હાડને દોષવંત કરી તાવને ઉત્પન્ન કરી ચામડીમાં સર્વ પ્રકારના ફોલ્લાઓ ઉત્પન્ન કરે છે.

## વિસ્ફોટકનાં સાધારણ લક્ષણ.

તાવ સહિત લોહી તથા પિત્તથી થએલા અને જાણે દેવતાથી દાઝ્યાના ફોલ્લા થાય તેવા ફોલ્લાઓ શરીરના એક ભાગમાં કે સમસ્ત અંગમાં થઇ આવે તેને વિસ્ફોટક કહે છે. ૧

## આઠે પ્રકારના વિસ્ફોટકનાં લક્ષણો.

માથાનું દુખવું, આકરી પીડા, તાવ, તરશ, સાંધાઓમાં કળતર, અને કાળા રંગના ફોલ્લા હોય તો, વાયુનો વિસ્ફોટક જાણવો.

તાવ, બળતરા, વેદના, પાકવું, પરૂ વહેવું, તરશ અને ફોલ્લાઓનો રંગ પીળો હોય તો પિત્તનો વિસ્ફોટક જાણવો.

ઉલટી, અરૂચિ, મોળાડું પાકવું, કઠણતા, ઓછી વેદના અને અંગમાં ભારેપણું તથા ફોલ્લાઓનો રંગ પાંડુ—ધોળાશ પડતો હોય તો, કફનો વિસ્ફોટક જાણવો.

વલુર, બળતરા, તાવ અને ઉલટી હોય તો, કફપિત્તનો વિસ્ફોટક જાણવો.

જે ફોલ્લાઓમાં અતિ આકરી વેદના થતી હોય તો, વાયુપિત્તનો વિસ્ફોટક જાણવો.

વલુર, અંગમાં શૂન્યપણું અને ભારેપણું હોય તો, વાયુકફનો વિસ્ફોટક જાણવો.

વચમાં નમેલા, અંતમાં ઉંચા, કઠણ થોડા પાકનારા, બળતરા અને [illegible] ફોલ્લાઓ તરશ, મોહ, ઉલટી, મૂર્છા, પીડા, તાવ, લવારો, ધ્રુજારો, અને બેભાન વગેરે ઉપદ્રવોએ યુક્ત હોય તો, ત્રિદોષ—સન્નિપાતનો વિસ્ફોટક જાણવો.

ચણોઠી જેવા રંગવાળા રાતા, પરૂ વહેનારા અને બળતરા કરનારા જે ફોલ્લા હોય તો, લોહીવિકારનો વિસ્ફોટક જાણવો. આ વિસ્ફોટક પિત્તને કુપિત કરનારાં જે જે કારણો છે તે તે કારણોથી લોહી કુપિત થાય છે અને તેવા કોપેલા લોહીથી આ વિસ્ફોટક થાય છે.

## ૨વિસ્ફોટકના ઉપદ્રવ.

તરશ શ્વાસ, માંસનો સંકોચ—સડવાપણું, બળતરા, હેડકી, મદ, તાવ, વિસર્પ અને મર્મસ્થાનોમાં પીડા એ વિસ્ફોટકના ઉપદ્રવો છે. તથા મોળ, છાતીમાં વ્યથા, અરૂચિ અને

---

૧ ભોજ કહે છે કે જ્યારે લોહી અને પિત્ત વાયુના સંબંધવાળું થાય છે ત્યારે શરીરના એક ભાગમાં કે સર્વ ભાગમાં ચામડી ઉપર દેવતાથી દાઝેલા જેવા ફોલ્લાઓ થાય છે. તેને વિસ્ફોટક સમજવું.

સર્વ [illegible] વાયુ મુખ્ય છે તેમ સર્વ વિસ્ફોટકમાં લોહી અને પિત્ત મુખ્ય છે તથા તે સાથે વાયુ પણ સંબંધ રાખે છે.

૨ જેવી રીતે શરીરના ઉપર વિસ્ફોટક થાય છે તેવીજ રીતે શરીરની અંદર પણ થાય છે અને તેમાં ભયંકર પીડા તથા તાવ હોય છે. આ વિસ્ફોટક બહાર નીકળે તોજ જીવને કળ વળે છે, પરંતુ કોઇ વખતે બહાર નીકળે છે અને કોઇ વખતે નીકળતો પણ નથી માટે અનુભવી વૈદ્યોએ તે માટે [illegible] ઉપર વાયુના વિસ્ફોટક સમાન ઉપાયો કરવા જેથી વધ [illegible] આરામ થાય છે. [illegible] કર્તા.

અંગમાં કળતર આદિ ઉપદ્રવો પણ વિસ્ફોટકમાં હોય છે, એમ પણ કેટલાક આચાર્યોનું માનવું છે.

## વિસ્ફોટકનું સાધ્યાસાધ્ય ચિહ્ન.

એક દોષથી થએલો સાધ્ય, બે દોષથી થએલો કષ્ટસાધ્ય અને ત્રિદોષથી થએલો તથા ઉપદ્રવો યુક્ત વિસ્ફોટક હોય તો અસાધ્ય અને ભયંકર છે એમ જાણવું.

## વિસ્ફોટકના ઉપાય.

રોગીના બળ ઉપર આધાર રાખી લંઘન, વમન, રેચ અને પથ્ય ભોજન આપવું. અથવા મોટાં પાંચ મૂળ અને ન્હાનાં પાંચ મૂળ, (દશમૂળ,) રાસ્ના, દારૂહળદર, વાળો રાતો ધમાસો, ગળો, ધાણા અને મોથ એઓનો કવાથ કરી પીવાથી વાયુનો વિસ્ફોટક મટી જાય છે. અથવા દ્રાખ, સીવણ, ખજુર, કુકડવેલો, લીંબડાની અંતર છાલ, અરડુસો, કડુ, ડાંગરની ધાણી, અને જવાસા એઓનો કવાથ કરી સાકર ( દોષના પ્રમાણ પ્રમાણે ) નાખી પીએ તો, પિત્તનો વિસ્ફોટક મટી જાય છે. અથવા કરીઆતું, વજ, અરડુસો, ત્રિફળા, ઈંદ્રજવ, કડાયાની છાલ, લીંબડો અને કુકડવેલો એઓનો ઉકાળો કરી ( દોષના પ્રમાણે ) મધ નાખી પીએ તો કફનો વિસ્ફોટક મટી જાય છે. અથવા કરીયાતું, લીબડો, જેઠીમધ, મોથ, અરડુસો, કુકડવેલો, ખડસલીયો પિત્તપાપડો, વાળો, ત્રિફળા અને ઈંદ્રજવ આ બાર વસ્તુઓનો ઉકાળો-કવાથ કરી પીએ તો સમસ્ત પ્રકારનાં વિસ્ફોટક મટી જાય છે. આ દ્વાદશાંગ કવાથ કહેવાય છે. અથવા ઈંદ્રજવને ચોખાના ધોવણ સાથે વાટી લેપ કરે તો વિસ્ફોટક મટી જાય છે. અથવા ગળો, કડવાં પરવળ ( કે કુકડવેલો ? ) કરીયાતું, અરડુસો, લીંબડો, ખડસલીયો પિત્તપાપડો, ખેર અને મોથ એઓનો કવાથ કરી પીએ તો વિસ્ફોટક અને વિસ્ફોટકનો તાવ મટી જાય છે. અથવા રતાંજળી, નાગકેસર, ધોળી ઉપલસરી, તાંદળજો, સરસડીઆની છાલ અને ચંબેલીનાં-જાઈનાં પાન એઓનો લેપ કરવાથી વિસ્ફોટકની બળતરા મટી જાય છે. અથવા કમળ, ચંદન, લોદર, વાળો અને બન્ને જાતની ઉપલસરી એઓને પાણી સાથે વાટી લેપ કરે તો વિસ્ફોટકની બળતરા મટી જાય છે. અથવા ઝીંઆચોતાની મીંજને પાણીમાં ઘસી લેપ કરે તો કાળા ઝેરી ફોલા, તથા બાંબલાઈ, ગળાની ગાંઠ, કર્ણમૂળ-કાનના મૂળની ગાંઠ, અને રાતા ફોલ્લા વગેરેનો નાશ કરે છે. ભાવપ્રકાશ. અથવા દશાંગલેપ તથા કિશોર ગુગળ પણ વિસ્ફોટકનો નાશ કરે છે.

## વિસ્ફોટક રોગીનાં પથ્યાપથ્ય.

જુના સાઠીચોખા, જવ, મગ, મસુર અને તુવર તથા હલકાં પથ્ય ભોજન આપવાં હિતકર છે, પણ તીખા, ખાટા, કડવા, ગરમ, ઘણા ખારા, અને કસાયલા પદાર્થો આપવા નુકશાન કર્તા છે, માટે પથ્ય પળાવવું.

વિસ્ફોટકનો અધિકાર સંપૂર્ણ.

# [1]ફિરંગરોગનો અધિકાર.

## ફિરંગનું નિદાન.

અત્યંત ગરમીવાળી સ્ત્રીઓનો સંગ કરવાથી અથવા એવી સ્ત્રીઓ સાથે જેણે સંગ કર્યો હોય અને તે જે ઠેકાણે પેસાબ કરે ત્યાં પેસાબ કરવાથી અથવા એવાં મનુષ્યો સાથે ખાવા પીવા વગેરેનો સંસર્ગ રાખવાથી, વાયુનો કોપ થઇ ફિરંગ રોગને ઉત્પન્ન કરે છે. અથવા જે પુરૂષ ક્ષીણ હોય અને વારંવાર મૈથુન કરે તેથી કેવળ ક્ષીણ થઇ વીર્યના બ-ધેજ રહિત થવાથી વાયુની વિવિધ પ્રકારની વેદનાઓ થાય છે ત્યારે વાયુ પિત્ત તથા કફ કોપવંત થઇ આગંતુક ફિરંગવાયુને પ્રકટ કરે છે.

## ફિરંગરોગનું સ્વરૂપ.

ફિરંગ વાયુ ત્રણ પ્રકારનો છે એટલે એક શરીરની નસોમાં પ્રવેશ કરી જનારો, બીજો શરીરના ઉપર રહેનારો અને ત્રીજો શરીરની અંદર અને બાહાર એમ બન્ને ઠેકાણે રહેનારો છે. તેનાં લક્ષણો નીચે પ્રમાણે.

શરીરની બાહારની ચામડીમાં થનારો; અર્થાત્ ઇંદ્રી ઉપર ફોલ્લી થાય અને ફાટે છે તથા પીડા કમતી હોય છે તે સુખસાધ્ય છે, જેથી ઉપાય કરવા વડે મટે છે.

શરીરની અંદર નસોમાં પેઠેલો ફિરંગવાયુ હોય તેમાં પીડા વિશેષ થાય છે અને સોજો આવે છે. આમાં આમવાતના જેવી વ્યથા થાય છે. આ કષ્ટસાધ્ય છે.

શરીરની અંદર અને બાહાર થનારો ફિરંગવાયુ તથા લાંબા વખત સુધી રહે-નારો અસાધ્ય છે.

## ફિરંગવાયુના ઉપદ્રવો.

કૃશપણું, બળનો ક્ષય, નાકનું પાતળું પડવું કે બેસી જવું, અગ્નિની મંદતા, માંસ લોહીની ખામી અને હાડશોષ તથા વાંકાપણું થવું એ ફિરંગના ઉપદ્રવો છે.

## [2]ફિરંગના ઉપાય.

રસ કપૂર ૪ રતી ભાર લઇ ઘઉંની કણકના વચમાં મુકી ગોળી વાળી તે ઉપર લ-વીંગનું ચૂર્ણ ચઢાવી દાંતે ન લાગવા દેતાં અદ્ધરથી વાસી પાણી સાથે ગળી જવી અને તે ઉપર કાથા ચુના વિનાનું નાગરવેલનું પાન ચાવવું તથા ખારૂં, ખાટું ખાવું નહીં, ખેદ કરવો નહીં, તડકામાં કે તાપમાં રહેવું નહીં, થાક લાગે તેવું કામ કરવું નહીં, ક્રોધ કરવો

---

૧ જ્યારથી આ ખંડમાં પોર્ટુગીજ–ફિરંગી લોકનું આવવું થયું ત્યારથી તેમના સંસર્ગથી ઘણો ફિરંગ રોગનો અહીંયાં ફેલાવો થયો છે, તથા પોર્ટુગીજ કે પોર્ટુગીજની સ્ત્રીઓના સંસર્ગથી સંગમથી વિશેષે કરીને આ રોગ થાય છે, તેથી તેને ફિરંગ રોગ કહે છે. આ રોગ ઉપદંશ–ચાંદીનો ભેદ છે, ફિરંગ ગંધથી થનારો છે, જેમ યુરોપખંડીઓના આવવાથી અહિંયાં ટાઇફૉઈડ ફીવર વગેરે યુરોપના રોગો દાખલ થયા છે તેમજ આ ફિરંગીઓના પ્રચારથી ફિરંગ રોગ પ્રસર્યો છે. આ રોગ આગંતુક છે અને પા-છળથી તેમાં દોષોનો સંબંધ થાય છે માટે દોષોનાં, લક્ષણો ઉપરથી કયા દોષનો છે તે ઓળખી લેવો.

૨ ફિરંગ વાયુની દવા કરતાં પહેલાં જુલાબાદિ ક્રિયાઓ કરી અન્ય ઉપચાર કરવા અને શુદ્ધ કરે-લો રસકપૂર લેવો, પણ તે દાંતે અડવાથી અથવા આહાર વિહારમાં ગડબડ કરવાથી માઠાં પરીણામ આવે છે માટે ખાનારે અને ખવરાવનારે બહુ સાવધ રહેવું.

નહીં, પંથ અને મૈથુન એટલાં વાનાં કરે નહીં તો મૂળમાંથી ફિરંગ રોગ અવશ્ય જાય છે. આ પ્રમાણે બે દિવસ ગોળી ખાવી પણ કરી બમણી કે ત્રમણી પાળવી યોગ્ય છે. અથવા પારો ૨૪ રતી, કાથો ૨૪ રતી, અકલગરો ૪૮ રતી અને મધ ૭૨ રતી ભાર લઇ એ સર્વને ખરલમાં નાખી સારી પેઠે ઘુંટી તેની સાત ગોળીઓ વાળી પ્રભાતે પાણી સાથે ૭ દિવસ સુધી ૭ ગોળી ખાવી અને પરહેજી પાળવી, જેથી ફિરંગવાયુ મટી જાય છે–આ સપ્તશાળી ગુટી કહેવાય છે. અથવા શુદ્ધપારો ૧ તોલો, શુદ્ધગંધક ૧ તોલો, અને ગોખા ૧ તોલો લઇ એઓની કાજળ કરી તેનાં સાત પડીકાં વાળવાં અને તેમાંથી નિત્ય ૧ પડિકામાંની દવા તાજા અંગારા ઉપર નાખી યુક્તિ સાથે ઈંદ્રિને ધુણી[1] આપે તો ફિરંગ રોગ મટે છે. અથવા ૨૪ રતીભાર પારો લઇ તેને પીળા ફુલવાળી કાંસકીના પાંદડાના રસ સાથે હાથેળીમાં નાખી જ્યાં સુધી પારો ન દેખાય ત્યાં સુધી બન્ને હથેળીઓ ઘસવી. પછી બને હાથોને અગ્નિથી શેકવા. આ પ્રમાણે ૭ દિવસ કરે અને ખારા ખાટા પદાર્થોનો ત્યાગ કરે તો ફિરંગવાયુ મટી જાય છે, અથવા લીંબડાનાં પાંદડાંઓનું ચુર્ણ કરી તે ચુર્ણના આઠમા ભાગે હરડેનું તથા તેટલુંજ આમળાંનું ચૂર્ણ અને સોળમા ભાગે હળદરનું ચૂર્ણ નાખી તેમાંથી ૨૪ ચણોઠી ભાર રોજ પાણી સાથે સેવન કરે તો બાહાર તથા અંદરનો ફિરંગ નાશ થાય છે. અથવા ચોપચીનીનું ચૂર્ણ ૨૪ ચણોઠીભાર લઇ મધમાં કાલવીને સેવન કરે અને મીઠું–લુણ[2] ન ખાય તો ફિરંગ રોગ મટે છે. અથવા શુદ્ધ પારો તોલો ૧, શુદ્ધ ગંધક તોલો ૧, અને કાથો તોલો ૧ લઇ તેઓની કાજળ કરી પછી હળદર, નાગકેસર, ન્હાની એલચી, મોટી એલચી, જીરૂં, શાહજીરૂં, અજમો, સુખડ, રતાંજળી, પીપર, વંશલોચન, જટામાંસી અને તમાલપત્ર એ સર્વનું ાા તોલાભાર ચૂર્ણ કરી કાજળ ભેગું વાટી તેને આઠ તોલા ભાર મધમાં ઘુંટી પછી આઠ તોલાભાર ઘીમાં વાટી ઝીણું થએ તેમાંથી ાા તોલા ભાર સેવન કરે તો, ફિરંગવાયુની ચાંદી અવશ્ય મટે છે. તથા તે વિના બીજાં ઘણા વખતનાં થએલાં ગડગુમડો પણ મટી જાય છે, અને મ્હોં આવતું નથી, આ પ્રમાણે ૨૧ દિવસ કરવું અને ખારા ખાટા તેલ વગેરે સર્વ પ્રકારની કરી પાળવી. ભાવપ્રકાશ. અથવા ઘૃતપાન, વિરેચન તથા લોહી કઢાવવાથી ફિરંગ મટે છે. અથવા પારો, હિંગળોક, મોરથુથુ, હીરાકસી અને ગંધક આ સર્વ શુદ્ધ કરેલાં સમાન ભાગે લઇ પાણી સાથે ઘુંટી ચાંદી ઉપર ચોપડે અગર એ સર્વનું ઝીણું ચુર્ણ કરી ચાંદી ઉપર ભભરાવે તો ફિરંગનો નાશ થાય છે–આ સૂતકાદિ લેપ કહેવાય છે. અથવા ૧૦૧ વાર પાણીથી ધોએલું માખણ લઇ તેમાં મોરથુથુ, મીણ, કપિલો, બેરંજો, સિંદૂર, સુરોખાર અને મુરદારશીંગ એ પ્રત્યેક પદાર્થ એક એક તોલાભાર લઇ પીતળના વાસણમાં નાખી અગ્નિ ઉપર રાખી પકાવી એકજીવ થયે નીચે ઉતારી હથેળીથી મથી નાખી ધોળા લુગડા ઉપર લગાડી–ચાતી કરી મુકે તો ઘા, ઉપદંશ, શકદોષ, ફિરંગદોષ, શસ્ત્રનો ઘા, દાંતનો કે નખનો ઘા અને દાઝેલાની ચાંદી એ સઘળા પ્રકારના જખ્મો તુરત નાશ

---

૧ ધુણી લેતી વખતે જાડું લુગડું ઓઢી ચારે તરફ ઢાંકી પવન ન આવે તેવી જગાએ બેસી ગળા સુધી લુગડું ઢાંકી મોહોડું ખુલ્લું રાખી ધુણી લેવી જો મોહોડે ધુણી લાગે તો મ્હોં આવી જાય છે માટે મોહોડે ધુણી ન આવે તેમ ગોઠવણ રાખી ધુણી લેવી.

૨ મીઠું ન ખાવાથી તુરત આરામ થાય છે; કદાચ મીઠા વિના અનાજ ઉપર અભાવો થાય તો તેના બદલમાં સિંધાલુણ ખાવું તો હરકત નથી.

થાય છે. વિદ્યાપતિ કહે છે કે આ પ્રયોગ ખાસ મારો અનુભવેલો છે. અથવા સિંદૂર નવટાંક અને ગાયનું ઘી શેર ૧ લઇ બંનેને ભેગાં મથી શરીરે ચોળી કોદરાના પરાળમાં શરીર લપેટી રાખે અને દુધ ભાતજ ખાય તો વણ વિસ્ફોટક અને ફિરંગ વાયુ વગેરે પોતાની મેળેજ સાફ થઇ સુકાઇ જાય છે એમ ગોપાળ નામના વૈદ્યના અનુભવેલા પ્રયોગ માટે વૈદ્યરહસ્યનો કર્તા વિદ્યાપતિ ખાત્રી આપે છે. અથવા પારો અને સીસું એ બંને શુદ્ધ કરેલાં તથા ઘઉંનું થુલું, આંબલીનાં ફળ (કચુકા), લીંબડાનાં પાન અને ઘરમાંનો ધુંસ એ સર્વને સમાન લઇ લીંબુના રસમાં સારી પેઠે ખરલ કરી ૮ માસા ભારની ગોળીઓ કરવી. તેમાંથી એક ગોળી ખેરના અંગારા ઉપર મુકી શરીરે સારી પેઠે લુગડું ઢાંકી ધુણી લે તો ૭ દિવસમાં સર્વ પ્રકારનાં વિસ્ફોટક–ચાંદી વગેરે નાશ થાય છે, પણ ૨૧ દિવસ સુધી ફક્ત દુધ ભાતનુંજ સેવન કરવું. અથવા ત્રિફળા, ખેરસાર અને જાઇનાં પાન એઓને બરાબર લઇ કાઢો કરી કોગળા કરે તો ( કદાચ ધુણી લેવાથી ) મ્હોં આવી ગયું હોય તો તે મટી જાય છે. અથવા કલીંજી તથા બોદારશીંગ, એ બન્ને ત્રણ ત્રણ ટાંક ભાર લઇ એ બેથી દોઢો જુનો ગોળ લેવો, એઓને વાટી ચૂર્ણ કરી ગોળમાં મેળવી ગોળીઓ ૧૫ કરી પ્રભાતકાળે અને સંધ્યાકાળે એક એક ગોળી સેવન કરવી. એમ સાત દિવસ સેવન કરે અને તે ઉપર ફક્ત ઘઉંની રોટલી ઘીથી ચોપડીને ખાય તો ફિરંગ વાયુ મટી જાય છે અને તેના સર્વ ઉપદ્રવો પણ નાશ પામે છે. આ પ્રયોગ સમાન અન્ય ફિરંગને મટાડવા સબળ પ્રયોગ નથી; પરન્તુ આ પ્રયોગ એવો ખરાબ છે કે જો જરાપણ કુપથ્ય કરવામાં આવે તો મ્હોં આવી જાય છે અને ઘણું દુઃખ આપે છે માટે પથ્ય પાળવા પૂર્ણ કાળજી રાખવી. આ પ્રયોગ મારો ( વિદ્યાપતિનો ) અનુભવેલો છે. આ ફિરંગગજકેસરી રસ કહેવાય છે. અથવા હિંગળોક માસા ૬, ટંકણ માસા ૧૦, અકલકરો માસા ૧૦ અને મીણ માસા ૧૬ મીણ સિવાય સર્વને ખુંદી મીણ મેળવી ગોળીઓ બોરના ઠળીઆ જેવડી વાળવી, તેમાંથી દરરોજ એક ગોળી બાવળના અંગારા ઉપર મુકી ચાંદીને કે શરીરને ( ધુણી લેવાની રીત પ્રમાણે ) ધુણી આપે અને ગાયના ઘીમાં તળેલી મીઠા વગરની ઘઉંની રોટલી ખાય તથા રાત્રે પાન બીડું ચાવે તો અર્થાત ૧૪ દિવસ આ પ્રમાણે પ્રયોગ કરે તો ફિરંગ રોગ અવશ્ય મટી જાય છે. અથવા સરગવાની છાલ, બકાયન લીંબડાની છાલ, છીણીના મૂળની છાલ, લીંબડાની અંતરછાલ, જળભાંગરો, સરપંખો, ભોંરીંગણી, કચનારની છાલ, એ સઘળાંની છાલ બરાબર લઇ સુકી તેઓનો અષ્ટાવશેષ ક્વાથ કરી ૪ તોલાભાર નિરંતર કાળાં મરીના ચૂર્ણના અનુપાન સાથે સેવન કરે તો ૭ દિવસમાં અંતર્ગત ફિરંગ વાયુનો નાશ કરે છે. અથવા હિંગળોક ટાંક ૧, મણશીલ ટાંક ૧, અને જવનું ચૂર્ણ ટાંક ૧૨ લઇ સઘળાંને પાણી સાથે વાટી બોરના જેવડી ગોળીઓ વાળી તેમાંથી ૧ ગોળી બોરડીના મૂળના અગ્નિ ઉપર મુકી પ્રભાત સમય તથા સંધ્યા સમય પવન રહિત સ્થાનમાં બેસી વસ્ત્ર ઓઢી મુખ દ્વારે ધુણી લે તો ફિરંગવાયુ, અને વાયુ અવશ્ય મટી જાય છે, પણ ૭ તથા ૧૪ દિવસ સુધી લાગટ આ પ્રયોગ કરવો.

જો રસકપૂર પારા કે હિંગળોકના સેવનથી–ધુણીથી મ્હોં આવી ગયું હોય તો વડ, ઉંબરો, પીપર, પીપળો અને પારસપીપળો એ પાંચ વૃક્ષની છાલનો ક્વાથ કરી કોગળા કરવા જેથી મ્હોં આવી ગયેલું હોય તે મટી જાય છે. અથવા છડે ૨ તોલા, અને ખેરસાર ૧ તોલો એ બન્નેને પાણીમાં વાટી મોંઢામાં ચોપડે કે કોગળા કરે તો મુખપાક મટે છે.

## ફિરંગરોગનાં પથ્યાપથ્ય.

મીઠા વગરનું ભોજન, હલકું ભોજન, સુંદર પવન, નિર્મળ કુવાનું પાણી, રમણિક સ્થાન અને સુંદર વાર્તાલાપ સદા હિતકારી છે. અને ખટાશ, તેલ, મીઠું, તીખા પદાર્થો હિંગ, ગરમ વસ્તુ, ગોળ, દુધ, દહીં, વંત્યાક, મહેનત અને ખરાબ હવા એ સદા અહિતકારક છે.

ફિરંગરોગનો અધિકાર સંપૂર્ણ.

# મસૂરિકાનો અધિકાર.

## મસૂરિકા થવાનાં મૂળ કારણ અને સંપ્રાપ્તિ-ઉત્પત્તિ.

તીખા, ખાટા, ખારા તથા જવખાર વગેરે ખારો અને વિરોધિ પદાર્થોના ખાવાથી, ઘણું દાબીને જમવાથી, ઝાલર, બટાટા વગેરે ઘણાં શાક ખાવાથી, ઝેરી ફુલ વગેરેના સંસર્ગથી, દુષ્ટ પવનના સ્પર્શથી, ખરાબ પાણીના પીવાથી અને રાહુ તથા શનિશ્ચરાદિ ક્રૂર ગ્રહોની દેશ ઉપર દ્રષ્ટિ પડવાથી શરીરમાં દુષ્ટ થએલા લોહીની સાથે મળી મસૂરના જેવા આકારવાળી ફોલ્લીઓ દોષોથી ઉત્પન્ન થાય છે તેને મસુરિકા રોગ કહે છે.

## મસૂરિકાનું પૂર્વરૂપ.

જ્યારે મસુરિકા થવાની હોય ત્યારે પહેલાં તાવ આવે છે, ચળ આવે છે, અંગો કુબ્યા કરે, કોઇ પદાર્થ ઉપર પ્રીતિ નહીં, ભ્રમ થાય, ચામડીમાં સોજો, વર્ણનું વિપરીતપણું અને આંખ્યો લાલ થાય છે.

## ચૌદ પ્રકારની મસૂરિકાનાં ક્રમવાર લક્ષણો.

વાયુની મસુરિકા હોય તો, કાળી, રાતી, આકરી વેદનાવાળી, કઠણ અને લાંબા વખતે પાકનારી ફોલ્લીઓ થાય છે.

પિત્તની મસુરિકા હોય તો, સાંધાઓનું, હાડકાંઓનું તથા પગોનું ફાટવું, ઉધરસ, કંપારો, સર્વ પદાર્થ ઉપર અરૂચિ, ભ્રમ, તાળવું, હોઠ તથા જીભ સુકાય, તરશનો વધારો અને ફોલ્લીઓ રાતી, પીળી, ધોળી, બળતરાવાળી, તીવ્ર, વેદનાવાળી તથા તુરત પાકનારી થાય છે.

કફની મસુરિકા હોય તો ધોળી, ચીકણી, અત્યંત જાડી, વલુરવાળી, થોડી પીડાવાળી અને બહુ વખતે પાકનારી ફોલ્લીઓ થાય છે.

ત્રણદોષની મસુરિકા હોય તો, ઝાડો થયા કરે, શરીરમાં કળતર, બળતરા, તરશ, અરૂચિ, મુખપાક, આંખ્યોનો દુખાવો, અને અપાર ભયંકર તાવનું આવવું થાય છે. તથા તેમાં સમસ્ત પિત્ત પ્રકોપના વિકારો થાય છે.

રસધાતુમાં રહેલી મસુરિકા હોય તો, થોડા દોષવાળી, પાણીના પરપોટા જેવી અને ફુટયા પછી પાણી જેવું પરૂ વહે તેવી ફોલ્લીઓ થાય છે.

લોહીમાં રહેલી મસુરિકા હોય તો, રાતા આકારની, તુરત પાકનારી, પાતળી ચામડીવાળી ફુટયા પછી લોહી વેહેવાવાળી ફોલ્લીઓ થાય છે. આ મસુરિકા અત્યંત દુષ્ટ લોહીવાળી ન હોય તો સાધ્ય છે. અને અત્યંત દુષ્ટ લોહીવાળી હોય તો કષ્ટસાધ્ય છે.

માંસમાં રહેલી મસુરિકા હોય તો, કઠણ, ચીકણી, બહુ વખતે પાકનારી, પાતળી

ચામડીવાળી અને ગાત્રોમાં શૂળ, હંમેશાં વલુર, મૂર્છા તથા તરશ સહિત ફોલ્લીઓ થાય છે.

મેદમાં રહેલી મસૂરીકા હોય તો, ચકરડાં જેવા આકારની, કુંણી, કાંઇક ઉંચી, જાડી, ચીકણી, પીડાવાળી, ઘોર તાવ તથા બેશુદ્ધિ અને અમુગમા સહિત ફોલ્લીઓ થાય છે. આ મસૂરિકાવાળો ભાગ્યેજ બચે છે.

હાડમાં તથા મજ્જામાં રહેલી મસૂરિકા હોય તો, ન્હાની, શરીરના સમાન રંગવાળી, લુખી, ચપટી, સ્હેજ ઉંચી તથા બહુજ મોહથી વેદનાથી અને અણુગમાથી સહિત, ભમરાઓ વીંધી નાખે તેવાં છિદ્ર કરનારી અને મર્મસ્થાનોને ભેદતી તુરત પ્રાણની હાણ કરનારી ફોલ્લીઓ થાય છે.

વીર્યમાં રહેલી મસૂરિકા હોય તો, પાકે નહીં પણ પાકેલા જેવી જણાય, ચીકણી, કુંણી, અપાર વેદનાવાળી, અને સ્તબ્ધપણા યુક્ત તથા અણુગમો, મોહ, બળતરા અને ઉન્માદ સહિત ફોલ્લીઓ થાય છે. આ મસૂરિકાવાળો રોગી જીવતોજ નથી.

ચામડીમાં રહેલી મસૂરિકા હોય તો, અણુગમો, અરૂચિ, ઘેન અને લવારા યુક્ત ફોલ્લીઓ થાય છે—આ કષ્ટસાધ્ય છે.

રૂંવાડાં સુધી પહોંચેલી મસૂરિકા હોય તો, પ્રથમ તાવ આવે તથા રૂંવાડાં ઉભાં થઇ આવે એવી, રૂંવાડાંઓના ખાડાઓ બરોબર ઉંચી, રતાશ, ઉધરસ, અને અરૂચિવાળી ફોલ્લીઓ થાય છે. આ ફોલ્લીઓ કફ તથા પિત્તથી થનારી છે.

## મસૂરિકાઓનું સાધ્યાસાધ્યપણું.

રસ તથા લોહીમાં રહેલી, પિત્તની અને કફપિત્તની મસૂરિકા સુખસાધ્ય છે, જેથી ઉપાય વગર પણ શાંત થાય છે; પરંતુ વાયુની, વાયુપિત્તની, વાયુકફની મસૂરિકા કષ્ટસાધ્ય છે માટે બરોબર કાળજી સાથે ઉપાયો કરવા અને ત્રિદોષની મસૂરિકા અસાધ્ય છે માટે ઉપાયો કરવા યોગ્ય નથી. અથવા પરવાળાં જેવા રંગની, જાંબુ જેવા રંગની, લોઢાની ગોળીઓના જેવા રંગવાળી અને અળસીના ફુલના રંગ જેવી કેટલીક ફોલ્લીઓ હોય, તેવા અનેક વર્ણવાળી ફોલ્લીઓ પણ અસાધ્ય છે. તથા લવારો, અણુગમો, મૂર્છા, તરશ, હેડકી, પ્રમેહ, ઉધરસ, ભયંકર તાવ, અતિ નિદ્રા, દુર્ગંધતા, મ્હોં—નાક તથા આંખમાંથી લોહીનું પડવું, કંઠમાં ઘરઘરાટ અને દારૂણ શ્વાસ એટલા ઉપદ્રવો જોવામાં આવે તો તે મસૂરિકાવાળો રોગી યમલોકનો નિવાસી જાણવો.

## મસૂરિકાના ઉપાય.

મસૂરિકા—શીતળાના આરંભમાં સફેદ ચંદનના કલ્કમાં હાડીઆકરસણનો રસ મેળવી પીએ તો શીતળા—બળીઆ કમતી નીકળે છે. અથવા એકલા હાડીઆકરસણનોજ રસ પીવાથી પણ તેટલોજ ફાયદો કરે છે. અથવા દશમૂળ, રાસ્ના, આમળાં, વાળો, ધમાસો, ગળો, ધાણા, અને મોથ એઓને વાટીને પીએ તો, વાયુની મસૂરિકા મટે છે. અથવા મજીઠ, વડની છાલ, મોટી પીપરની છાલ, સરસડીઆની છાલ, અને ઉંબરાની છાલ એઓને વાટીને તેનો ચોમેર લેપ કરવાથી વાયુની મસૂરિકા મટે છે. અથવા ગળો, જેઠીમધ, દ્રાખ, શેલડીનાં મૂળ અને દાડિમ એઓને વાટી તેમાં ગોળ મેળવી પીએ તો, વાયુનો પ્રકોપ ન થતાં તુરત પાકી જાય છે. અથવા કુકડવેલાનાં મૂળીઆનો ઉકાળો અથવા તેમાં શેલડીના મૂળીઆનો સ્વરસ નાખી પીએ તો પિત્તની મસૂરિકા મટે છે, અથવા લીંબડાની અંતરછાલ

ધાસીઓપિત્તપાપડો, કાળીપાડ, કડવાં પરવળ, સુખડ, રતાંજલિ, વાળો, કડુ, આમળાં, આરેડુસો અને રાતો ધમાસો એઓને વાટી તેમાં સાકર નાખીને ઠંડુજ રાખી પીવામાં આવે તો પિત્તની મસૂરિકા, બળતરા, પિત્તનો તાવ, પિત્તનાં વણુ અને પિત્તનો વિસર્પ પણ મટી જાય છે. અથવા લોહી કઢાવવાથી લોહીના દોષની મસૂરિકા મટે છે. અથવા અરડૂસો, મોથ, કરીઆતું, ઈંદ્રજવ, જવાસો, કડવાં તુરીયાં (કુકડવેલો), અને લીંબડાની અંતરછાલ એઓનો કવાથ ઠંડો થયા પછી દોષના પ્રમાણુમાં તેમાં મધ નાખી પીએ તો કફની મસરિકા મટી જાય છે. અથવા લીંબડો, ધાસીયોપિત્તપાપડો, કાળીપાડ, કડવાં તુરીયાં, સુખડ, રતાંજલિ, વાળો, આંબળાં, અરડૂસો અને રાતો ધમાસો એઓનો કવાથ કરી તેમાં સાકર નાખી પીએ તો સમસ્ત પ્રકારની મસૂરિકાઓ, તાવ તથા વિસર્પ યુક્ત હોય, તદપિ નાશ થઇ જાય છે. અથવા આંબળાં અને જેઠીમધ એઓનો કવાથ કરી તેમાં મધ નાખી કોગળા કરવાથી મ્હોંમાં કે ગળામાં મસૂરિકાના લીધે ત્રણુ પડયા હોય તે મટી જાય છે. અથવા થેગ અને જેઠીમધ એઓના પાણીથી આંખ્યો સિંચન કરે તો મસૂરિકામાં ચોંટી જતી કે ખરાબ થતી આંખ્યો સારી થાય છે. અથવા જેઠીમધ, ત્રિફળા, મોરવેલ, દારૂહળદરની છાલ, નીલકમળ, વાળો, લોદર અને મજીઠ એઓને વાટી આંખ ઉપર ચોપડે કે એઓનું પાણી કરી આંખ્યોમાં ટીપાં નાખે તો આંખમાં થએલી મસરિકા નાશ થઇ જાય છે અને પાછી કદી પણ વ્યથા થતી નથી. અથવા ગુંદીની છાલને વાટી આંખ્યોની ઉપર જાડો લેપ કરે તો, આંખ્યોમાં મસરિકાની પીડા થઇ હોય તે મટી જાય છે. અથવા પાંચ ક્ષીર વૃક્ષોની છાલનો ભૂકો પાકેલી રસીવાળી લીલી જણાતી મસરિકા ઉપર ભભરાવવો અને રાખ અથવા અડાયા છાણાંનો ભૂકો ભભરાવવો, જેથી મસૂરિકા મટી જાય છે. ભાવપ્રકાશ.

મસૂરિકાનો અધિકાર સંપૂર્ણ.

# મસૂરિકાના ભેદરૂપ શીતળાનો અધિકાર.

## શીતળાનું સ્વરૂપ.

શીતળાના નીકળવા પેહેલાં ૩ દિવસ તાવ આવે છે, વિષમ વેદના કયારેક થોડી અને કયારેક ધણી જણાય છે, કયારેક ટાઢ અને કયારેક ગરમી જણાય છે, પણ તેનો કશો ચોક્કસ નિયમ હોતો નથી. પછી મસૂરિકાના આકારે ફોલ્લીઓ નીકળે અને મોટી થાય છે. તાવ આવ્યા પછી ત્રીજે દિવસે ફોલ્લીઓ નીકળવા માંડે છે તે સાતમા દિવસ સુધી નીકળતીજ જાય છે અને તે પછી નમવા લાગે છે તેને શીતળા–માતા–બળીઆકાકા–ઓદરી–ભોરી–અચપડાવી વગેરે વગેરે નામોવાળી કહે છે. એ શીતળા ૭ પ્રકારની છે.

## પેહેલા પ્રકારની શીતળાનું સ્વરૂપ.

મસૂરિકામાં જે શીતળા દેવીનું દબાણુ થયું હોય તો તે શીતળા કહેવાય છે. આ શીતળામાં ભૂતના પ્રવેશથી થએલા વિષમજ્વર જેવો તાવ આવે છે. પેહેલાં તાવ આવીને પછી મોટા ફોલાઓ નીકળે તે મોટી શીતળા કહેવાય છે. આ શીતળા પેહેલા સાત દિવસે નીકળે છે, બીજા સાત દિવસે ભરાય છે અને ત્રીજા સાત દિવસે સુકાઇ જાય છે અને પે-

સાથી મેળેજ ખરી પડે છે. એઓમાં કોઈ શીતળા પાકીને પુરે છે તથા પરૂ આવે છે; જો એમ થાય તો તેના ઉપર અડાયા છાણાંની રાખ ભભરાવવી; અને લીંબડાનાં સારાં પાંદડાંવાળી ડાળીથી માખીઓ ઉડાડવી. તાવ હોય છતાં પણ ટાઢું પાણીજ પાવું, પણ ઉનું પાણી પાવું નહીં. શીતળાવાળા માણસને પવિત્ર રમણિક એકાંત અને ઠંડકવાળા સ્થાનમાં રાખવો, એ માણસને કોઈ અપવિત્ર માણસનો પડછાયો કે સ્પર્શ ન થાય તેમ કરવું, તેમ તેની પાસે બહુ-જણે જવું પણ નહીં. શીતળાદેવીનું પૂજન કરવું અને ઔષધોપચાર કરવા નહીં; જોકે આ વિષયમાં પૂર્વાચાર્યોના બે મત પડેલા એટલે કેટલાએક કહે છે કે ઔષધો ન કરવાં અને કેટલાએક કહે છે કે અવશ્ય ઔષધ કરવાં માટે જેમ લોક રૂઢીને યોગ્ય જણાય તેમ કરવું.

## શીતળાના ઉપાય.

શીંબલીઓની મીંજ, બેહેડાંની મીંજ અને હળદર એઓને ઠંડા પાણી સાથે ઝીણું વાટીને પીએ તો શીતળાના પીડાકારી વિકારો કદિપણ થતા નથી. અથવા તાવ આવવાની શરૂઆતમાં શીતળાનાં સ્હેજ ચિહ્ન જણાય કે કેળના થાંભલાના પાણી સાથે અથવા સુખડના, અરડુસાના, જેઠીમધના કે ચંબેલીનાં પાંદડાંના રસની સાથે મધ પીએ તો શીતળાના વિકારો પ્રાપ્ત થતા નથી. અથવા શીતળાવાળાને સઘળી શીતળ ક્રિયાઓ કરવી. મંત્રાદિકથી ભૂતાદિકને ટાળવારૂપ રક્ષણ પણ કરવું. તે ઘરની અંદર ચારેકોર લીંબડાનાં પાંદડાં બાંધવાં અને તે ઘરમાં ઉચ્છિષ્ટ—અભડાયેલા ગળાના લુગડાંવાળા કે નીચ મલિન જાતને જવા દેવા નહીં. અથવા રતાંજલી, અરડુસો, મોથ, ગળો અને દ્રાખ એઓનો હિમ ( તરંગ ૧ લાના પૃષ્ટ ૭ મામાં જુવો. ) કરીને પીવો, જેથી તાવ જાય છે. અથવા જપ, હોમ, બલિદાન, માંગલિક વચનો, પૂજન, બ્રહ્મભોજન, ગાય, બ્રાહ્મણ, સદાશીવ, જગદંબા એઓનાં શ્રદ્ધાપૂર્વક અર્ચનોથી શીતળાને શાંત કરવી. અથવા પવિત્ર બ્રાહ્મણ પાસે શ્રદ્ધાપૂર્વક નીચે લખેલા શીતળા સ્તોત્રના પાઠ કરાવવા, તેમ પાઠ કરનારે શ્રદ્ધાપૂર્વક પાઠ કરવા, જેથી શીતળાદેવી શાંત થઈ જાય છે.

## શીતળા સ્તોત્ર.

श्री स्कंद उवाच ॥ भगवन्देवदेवेश शीतलायाः स्तवंशुभम् ॥ वक्तु मर्हस्यशेषेण विस्फोटक भयापहम् १ ईश्वर उवाच ॥ ध्यानम् ॥ वन्देऽहं शीतलां देवीं रासभस्थां दिगम्बराम् ॥ यामासाद्य निवर्तेत विस्फोटक भयं महत् ॥ २ ॥ अस्य श्री शीतला स्तोत्रस्य महादेवऋषिः अनुष्टुप् छन्दः शीतला देवता शीतलोपद्रव शान्त्यर्थे जपे विनियोगः ॥ शीतले शीतले चेति यो ब्रूया दाह पीडितः ॥ विस्फोटक भयं घोरं क्षिप्रं तस्य प्रणश्यति ॥ ३ ॥ यस्त्वा मुदक मध्येतु ध्यात्वा संपूजयेन्नरः ॥ विस्फोटक भयं घोरं कुले तस्य न जायते ॥ ४ ॥ शीतले ज्वर दग्धस्य पूतिगन्धगतस्य च । प्रणष्ट चक्षुषः पुंसस्त्वामाहुर्जीविदौषधम् ॥ ५ ॥ नमामि शीतलां देवीं रासभस्थां दिगम्बराम् ॥ मार्जनी कलशोपेतं शूर्पालंकृत मस्तकम् ॥ ६ ॥ शीतले तनुजान् रोगान्नृणां हरसिदुस्तरान् । विस्फोटक विशीर्णानां त्वमेकामृत वर्षिणी ॥ ७ ॥ गलगण्ड ग्रहा रोगा ये चान्ये दारुणा नृणाम् । त्वदनुध्यान मात्रेण शीतले यान्ति ते क्षयम् ॥ ८ ॥ न मन्त्रं नौषधं

किञ्चित्पाप रोगस्य विद्यते। त्वमेका शीतले धात्री नान्यां पश्यामि देवताम् ॥ ९ ॥ मृणालतन्तु सदृशीं नाभिहृन्मध्य संस्थिताम् । यस्त्वां सञ्चिन्तयेद्देवि तस्य मृत्युर्न जायते ॥ १० ॥ अष्टकं शीतला देव्या य पठेन्मानवः सदा । विस्फोटक भयं घोरं कुले तस्य न जायते ॥ ११ ॥ श्रोतव्यं पठितव्यं च नरैर्भक्ति समन्वितैः । उपसर्ग विनाशाय परंस्वस्त्ययनं महत् ॥ १२ ॥ शीतलाष्टक मेतद्धि नदेयं यस्य कस्यचित् । किंतु तस्मै प्रदातव्य भक्ति श्रद्धान्वितो हि यः ॥ १३
इति श्री स्कंदपुराणे काशीखंडे शीतला स्तोत्रं सम्पूर्णम् ॥

## શીતળાના બીજા ભેદો.

વાયુ તથા કફથી ઉત્પન્ન થએલી કોદરા જેવા આકારવળી શીતળા તે કોદ્ર વા ઓરી શીતળા કહેવાય છે. ગમાર લોકો 'આ શીતળા પાકે છે' એમ કહે છે, પણ આ શીતળા પાકતીજ નથી. આ શીતળા ઘણું કરીને શકનામના પાણીના કીડાની પેઠે અંગોને વીંધી નાખે છે. અને સાત કે દશ દિવસો વગર ઓષધે સમી જાય છે. કદાચ શાંત કરવા ઓસડ આપવું હોય તો ખદિરાષ્ટકથી બનાવેલો ક્વાથ આપવો.

જે શીતળા વિશેષ ગરમીને લીધે રાઇ જેવા આકારવાળી વલુરવાળી, અને જેના ઉપર હાથ ફેરવે તો સારો લાગે એવી થાય છે તેને પાષિુસહા-અછબડા કહે છે. અને તે સાત દિવસમાં એની મેળે સુકાઇ જાય છે.

જે શીતળા સરસવ જેવા આકારવાળી પીળી હોય તે સર્ષપિકા કહેવાય છે. આ શીતળામાં તેલ ચોળવું નહીં.

જે શીતળા કાંઇક ગરમીરૂપ કારણથી બાળકના મ્હોં ઉપર રાઇ જેવા આકારની થાય છે તે દુ:ખ કોદ્રવા કહેવાય છે અને તે પોતાની મેળેજ સુકાઇ જાય છે.

જે શીતળા પેહેલાં તાવ આવી પછી ધ્રામઠાં જેવી, રાતા તથા ઉંચાં ચકરડાંવાળી અને વ્યથાવાળી હોય તેને દામ કહે છે. આ શીતળાનો તાવ ત્રણ દિવસ સુધી રહે છે. આ શીતળા ફોલ્લાઓના મળવાથી ઘણા ફોલ્લાવાળી પણ થાય છે.

જે શીતળા એક ફોલ્લામાં કાળી હોય છે તે ચર્મની કહેવાય છે.

આ સાતે પ્રકારની અર્થાત્ શીતળા ઓરી અછબડાદિ વગેરેમાં શીતળા દેવીનો સંબંધ હોય છે, જેથી શીતળાને શાંત કરવાને જે ક્રિયા કહી ગયા છીએ તે કરવી.

### શીતળાનો અધિકાર સંપૂર્ણ.

ઇતિ શ્રીમન્મહારાજાધિરાજ રાજરાજેંદ્ર શ્રી સવાઈ પ્રતાપસિંહજી વિરચિત અમૃતસાગર નામા ગ્રંથ વિષે શીતપિત્ત ઉદર્દ કોઠ ઉત્કોઠ અમ્લપિત્ત વિસર્પ સ્નાયુ-વાનો વિસ્ફોટક ફિરંગવાયુ મસૂરિકા અને મસૂરિકાન્તરગત શીતળાદિ રોગોના હેતુ ઉત્પત્તિ તથા યત્નનિરૂપણ નામનો સત્તરમો તરંગ સંપૂર્ણ.



# તરંગ અઢારમો.

ક્ષુદ્રરોગ શિર લોચન કાન, નાક વદન ૨૬ દંતસ્થાન;
ત્યાંહાં છભ તાળુ ગળરોગ, તેના છે અધિકાર પ્રયોગ.

## ક્ષુદ્રરોગોનો અધિકાર.

### અજગલ્લિકાનું લક્ષણ.

બાળકોને મગ જેવી બારીક શરીર જેવા રંગની ગુંથાયલા જેવી, પીડા સહિત અને કફ તથા વાયુથી થએલી ફોલ્લીઓ થાય છે તેને અજગલ્લિકા કહે છે.

### ઉપાય.

જો અજગલ્લિકા પાકી ન હોય તો, જળો મુકીને પછી ઉપાયો કરવા, અને છીપની ભસ્મ કે ફુલાવેલી ફટકડી એઓના કલ્કોનું તેના ઉપર વારંવાર લેપન કરવું, અને અજગલ્લિકા કઠણ હોય તો ખાર મુકી પીગળાવી દેવી. અથવા ફટકડી, છીપ ભસ્મ અને જવખાર એઓનો કલ્કના વારંવાર લેપ કરવો.

### યવપ્રખ્યાનું લક્ષણ.

કફ તથા વાયુના લીધે જવના જેવી, ઘણીજ કઠોર, ગુંથાયલી અને માંસના આશ્રયવાળી જે ફોલ્લી હોય છે તેને યવપ્રખ્યા કહે છે.

### અંત્રાલજીનું લક્ષણ.

જે કઠણ, વાંકગરની, ઉંચી, ગોળ અને થોડા પરૂવાળી ફોલ્લી હોય તેને અંત્રાલજી કહે છે. આ કફ તથા વાયુથી થાય છે.

### યવપ્રખ્યા અને અંત્રાલજીના ઉપાય.

એ બંનેમે પ્રથમ સ્વેદન-શેક આપી પછી મણશીલ, દેવદાર તથા ઉપલેટ એઓનો લેપ લગાડવો. પાકે ત્યારે આગળ કહેલા વ્રણ વિધિ પ્રમાણે ઉપાયો કરવા.

### વિવૃતાનું લક્ષણ.

જે ફાટેલા મોંવાળી, અપાર બળતરાવાળી, પાકેલા ઉંબરાના ફળ જેવી, ગોળ અને ચોફેર સોજા યુક્ત ફોલ્લી હોય તે વિવૃતા કહેવાય છે. આ પિત્તથી થાય છે.

કચ્છપિકાનું લક્ષણ—વચમાં કમળ કાકડીઓ થવાના કોશ જેવી અને બીજી કેસરાઓ જેવી ચોફેર ઝીણી ઝીણી ફોલ્લીઓ જેમ વીંટાયલી હોય તેને ઇંદ્રવૃદ્ધા કહે છે. આ ફોલ્લી વાયુ તથા પિત્તથી થાય છે.

ગર્દભિકાનું લક્ષણ—ગોળ, ઉંચું, ઘણુંજ રાતું, બીજી ફોલ્લીઓથી વીંટાયલું અને પીડા કરનારું જે મંડળ—ચકરડું થાય તેને ગર્દભિકા કહે છે. આ વાયુ તથા પિત્તથી થાય છે.

જાલગર્દભનું લક્ષણ—વિસર્પની પેઠે વિસ્તાર કરતો, અાતપો, થોડા પાકવાળો, બળતરા અને તાવને પેદા કરનારો જે સોજો થાય છે તેને જાલગર્દભ કહે છે. આ રોગ પિત્તથી થાય છે,

## વિવૃતા, ઇંદ્રવૃદ્ધા, ગર્દભિકા તથા જાલગર્દભના ઉપાય.

આ ચારેના વિસર્પના અધિકારમાં કહેલા પિત્તવિસર્પના ઉપાયો કરવા અને પાકે ત્યારે 1જીવનીય ગણનાં મધુર ઓષધોથી પકાવેલા ઘી વતે રૂઝવવા.

કચ્છપિકાનું લક્ષણ–કાચબાની પેઠે વચમાં ઉંચી અને છેડાઓમાં નમેલી પાંચ કે સાત ભયંકર ફોલ્લીઓ થાય તેને કચ્છપિકા કહે છે. આ કફ તથા વાયુથી થાય છે.

### ઉપાય.

પહેલાં શેક કરવો. પછી તેના ઉપર હળદર, ઉપલેટ, સાકર, હરતાલ અને દેવદાર એ-ઓને પાણી સાથે ઝીણાં વાટી તેનો લેપ કરવો. પાક્યા પછી વ્રણના જેવા ઉપાય કરી મટાડવી.

શર્કરાર્બુદનું લક્ષણ–કફ તથા વાયુ એઓ માંસને, શિરાઓને, સ્નાયુઓને તથા મેદને પ્રાપ્ત થઇ ગાંઠને ઉત્પન્ન કરે છે. એ ગાંઠ ફુટીને તેમાંથી મધ જેવું તથા ઘી કે ચરબી જેવું ઘણુંજ પરૂ વહે છે. એમાં વધેલો વાયુ માંસને સુકવી ગુંથાએલા જેવી કાંકરીને પેદા કરે છે. આ કાંકરી ઉત્પન્ન થતી ઝીણી નસોમાંથી ગંધાતું, બહુજ ક્લેદવાળું અને વિ-વિધ વર્ણવાળું લોહી એકાએક વહેવા લાગે છે, તેને શર્કરાર્બુદ કહે છે. ઉપાય–માંસ સંબંધી અર્બુદના માટે જે ઉપાયો કહેલા છે તે ઉપાયો આના માટે કરવા.

## કારણો તથા લક્ષણો સહિત કેટલાએક વિકારો.

શરીરમાં શક્તિ છતાં કામ કરવામાં ઉત્સાહ ન રહે તેને આલસ્ય કહે છે.

ચિંતાથી જે બહુજ અજંપો રહે તેને અરતિ કહે છે.

મોળથી તથા થુંકવાથી ભેરાયલું અન્ન ઘણી મુંઝવણ કરીને નીકળે અને છાતી પીડયા કરે તે ઉત્ક્લેદ કહેવાય છે.

મ્હોંમાં મીઠાસ, ઘેન, છાતીનું ભીડાવું, ભ્રમ અને અન્ન ઉપર અરૂચિ થાય તે ગ્લા-નિ કહેવાય છે.

ગ્લાનિથી, ઓજના ક્ષયથી, દુઃખથી અજીર્ણથી તથા થાકથી થએલા ઉદાન વાયુના પ્રકોપથી અને આહાર ઠેકાણે બેસવાથી પવનની જે ઉંચી ગતિ થાય છે તેને ઉદ્ગાર–ઓ-ડકાર કહે છે.

પેટમાં જે ગડગડાટ થાય તે આટોપ અને અંધારામાં રહેવાના જેવું જ્ઞાન થાય તે તમ કહેવાય છે.

પાષાણગર્દભનાં લક્ષણ–વાયુ તથા કફના કોપથી દાઢીના સાંધામાં કઠણ, ઓછી પીડાવાળો અને ચીકણાસવાળો સોજો થાય છે તેને પાષાણગર્દભ કહે છે. ઉપાય–પ્ર-થમ શેક કરવો. પછી પનસિકામાં કહેવાશે તે ફલ્કોનો જાડો લેપ કરવો. વાયુ તથા કફ નાશક જે બીજા લેપો છે તેના પણ લેપ કરવા. જ્યારે પાકે ત્યારે શસ્ત્રથી છેદી નાખવો

---

1 કાકોલી, ક્ષીરકાકોલી, મેદ, મહામેદા, જંગલી મગ, જંગલી અડદ, ઋષભક, જીવક, અને જેઠીમધ એ ઓષધોને જીવનીય ગણ કહે છે, તે જીવનને વધારનાર, શેષ અને જરાદિનો નાશ કરનાર છે. વાગ્ભટ સૂત્રસ્થાન.

અને વ્રણના જેવા ઉપાયો કરવા. તથા જળો મૂકાવી લોહી કઢાવી નંખાવવું.

**પનસિકાનું નિદાન સહ લક્ષણ**—કાનની અંદર વાયુ તથા કફના પ્રકોપથી ઉઠેલી સ્થિર અને આકરી પીડાવાળી જે ફોલ્લી થાય છે તેને પનસિકા કહે છે. ઉપાય—પ્રથમ શેક કરી પછી મણશીલ, હરતાલ, ઉપલેટ, હળદર અને દેવદાર એઓનો લેપ કરવો. પાકેલી જણાય ત્યારે વ્રણની પેઠે ઉપાય કરવા.

**ઇરિવેલ્લિકાનું નિદાન સહ લક્ષણ.**—માથામાં ગોળ ઉગ્ર પીડા યુક્ત, ઉગ્ર તાવ સહિત અને ત્રિદોષથી થએલી જે ફોલ્લી થાય છે તેને ઇરિવેલ્લિકા કહે છે. ઉપાય—પિત્તનાવિસર્પની જે ચિકિત્સા છે તે પ્રમાણે આની ચિકિત્સા કરવી.

**કક્ષા અને ગંધનામાનાં નિદાન સહ લક્ષણો**—ભુજાઓમાં, બગલોમાં, ખભાઓમાં અને પડખાઓમાં પિત્તના પ્રકોપથી વેદનાવાળી જે કાળી ફોલ્લી થાય છે તે કક્ષા અને તેજ સ્થળોમાં પિત્ત કોપથી કાળી ફોલ્લી થાય તે ગંધનામા કહેવાય છે. ઉપાય—આ બન્ને ઉપર પિત્ત વિસર્પના ઉપાયો યોજવા. કેટલાએક આચાર્યો બખાના વાગવાથી જે ફોલ્લો થાય છે તેને કક્ષા—બાંબલાઇ કહે છે.

**અગ્નિરોહિણીનું લક્ષણ**—બગલના ભાગોમાં અતિશે દારૂણ, ભીતર બળતરા કરનાર, તાવ કરનાર અને પ્રદીપ્ત અગ્નિ જેવા જે ફોલ્લાઓ થાય છે તે અગ્નિરોહિણી કહેવાય છે. તેમાં વાયુ પ્રબળ હોય તો ૭ દિવસે, પિત્ત પ્રબળ હોય તો ૧૦ અને કફ પ્રબળ હોય તો ૧૫ દિવસે ઉપાય કરવામાં ન આવે તો પ્રાણનો નાશ થાય છે. આ રોગ ત્રિદોષનો છે.

ઉપાય—લંઘન, લોહી કઢાવવું અને રેચ—આદિથી શરીરનું શોધન કરવું તથા પિત્ત વિસર્પની ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી.

**ચિપ્પનું નિદાન સહ લક્ષણ**—વાયુ તથા પિત્ત એઓ મનુષ્યોના નખના માંસમાં રહીને નખનો નાશ કરે છે તથા પકવે છે તેને ચિપ્પ કહે છે.

**કુનખનું નિદાન સહ લક્ષણ**—નખ ઉપર કે નખમાં ફાંસ કે લાકડાનો માર વાગવાથી નખ લુખા પીલા અને ખરસટ થઇ જાય છે તેને કુનખ કે કુલીર રોગ કહે છે.

---

ખરાબ પાણીની તથા માછલાં, સાપ, દેડકાં મડદાં વગેરેના મળ-મૂત્રમાં ઉપજેલી સડી, ધોળી વા, અત્યંત કાળી, ચપળ, જાડી. પિચ્છલ રૂપ, ઇંદ્રધનુષ સમાન વિચિત્ર રંગદાર પીઠવાળી અને વાળવાળી જળો ઝેર યુક્ત હોય છે માટે તેવી જળો મુકાવવી નહીં નહીં તો, વહુર. ખાજ અને તાવ તથા ભ્રમાદિ રોગો થાય છે. ભોજ માટે ચોખ્ખા પાણીમાંની, ઝેર રહિત, શેવાળ જેવા કપિશ રંગવાળી, ગોળ, પીઠ ઉપર લીલા રંગની પંક્તિઓવાળી, વડ વગેરેના છાલના રંગ જેવા પૂછભાગવાળી, ઝીણાં અંગવાળી, અને સ્હેજ પીળા પેટવાળી જળો મુકાવવી. જે જળો ખરાબ લોહીને પાછું સારી રીતે વમતી નથી તે અને નિરંતર લોહી પીવાવાળી જળો ઝેર વગરની હોય અને પાણીમાં પડી ઢીલી થઇ જાય એવી લોહી વડે ઉન્મત્ત થએલી જળો લગાડવી નહીં. ત્રણ જળો નરમ લુગડાથી ઢાંકીને લગાડવી. ખરાબ લોહીને તુરત જળો ચુસી લેછે, જ્યારે ચરક અને વહુર આવવા લાગે ત્યારે જળોને ઉખેડી લેવી અને તેને વિધિ પ્રમાણે નીચોવી પીધેલું લોહી વમાવી દેવું અને તે પછી માટી પાણી યુક્ત ભરેલા ઘડામાં જુદી જુદી જળોને રાખી દેવી. એજ ઠેકાણે ત્રણે જળો ભેગી રહે તો ઝેરવાળી જળો ગણાય છે. ગોળો, મસા વિદ્રધિ કોઢ, વાતરક્ત, ગળાના રોગો, આંખના રોગો, ઝેર, વિસર્પ અને ગડગુંબડ વગેરે દરદો ઉપર જળો લગાડવી, જેથી એ દુઃખ શાંત થાય છે; કેમકે ખરાબ—બગડેલું લોહી નીકળવાથી તુરત રોગ અને પીડા શાંત પડે છે, અને ખરાબ લોહી રક્તાશયમાંથી ચાલી વ્રણમાં વસે છે.

વિશેષ ખુલાશા માટે વાગ્ભટના સૂત્રસ્થાનનું અવલોકન કરો. વાગભટ.

ચિપ્પ તથા કુનખ એ બન્નેના ઉપાય—ચિપ્પમાં લોહી કઢાવવું, શોધન કરવું અને એમાંથી ઉનાશ જતી રહે ત્યારે ઉના પાણીથી સિંચન કરવું. શસ્ત્રથી કાપી તેમાંથી પરૂ વહેવરાવવું અને તે પછી વ્રણના પ્રમાણે ઉપાય કરી રૂઝવી નવીન નખ લાવવા. અથવા બોરના રસની અંદર હરડેને લોઢાના વાસણમાં ઘસાળી તે હરડેને તેજ રસમાં ઘસી ચિપ્પની ઉપર વારંવાર લેપ કરવો. અથવા સીવણનાં સાત કુણાં પાંદડાં લઇ ચિપ્પને વીંટી બાંધવો તો અવશ્ય મટી જાય છે. અને કુનખ માટે કદની વિધિમાં કહેલા ઉપાયો ઉપયોગમાં લેવા અથવા ટંકણખારને અંદર પેસાડી દેવો જેથી અવશ્ય કુનખ મટી જાય છે.

અનુશયીનું લક્ષણ—અંદર પાકવાળી-ગંભીર, થોડા સોજાવાળી અને મગ જેવા વર્ણ-વાળી જે ફોલ્લી પગના ઉપર થાય છે તેને અનુશયી કહે છે. ઉપાય—કફના વિદ્રધિની ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી.

વિદારિકાનું નિદાન સહ લક્ષણ—બગલમાં કે સમસ્ત સાંધાઓમાં ભોંયકોળાની પેઠે બંધાયેલી, રાતી, સમસ્ત દોષોથી ઉત્પન્ન થએલી અને સમસ્ત દોષોના ચિહ્નો સહિત જે ફોલ્લી થાય તેને વિદારિકા કહે છે. ઉપાય—પહેલાં જળો મૂકી પછી પાકેલી હોય તો તેને શસ્ત્રવતે ચીરી વ્રણના સમાન ચિકિત્સા કરવી.

દારીનું લક્ષણ—જેને ઉઘાડે પગે ફરવાની ટેવ વધારે હોય તેને અત્યંત લુખા પગ થઇ જવાથી પગના તળામાં-એડીઓમાં ફાટ-ચીરા પડી જાય છે તેને દારી-બ્યાઉ કહે છે. આમાં વાયુની વેદના હોય છે. ઉપાય—પગનાં તળીઆંને સાફ કરવા માટે નસ ખોલી લોહી કઢાવવું, પગોનું સ્નેહન સ્વેદન કરીને પછી મધ ચરબી[1] મજ્જા અને જવખાર એઓને મિશ્રિત કરીને તેનો વારંવાર પગતળીએ-એડીએ લેપ કરવો. અથવા રાળ, તથા સિંધાલૂણનાં ચૂર્ણને ઘીમાં તથા મધમાં કાલવી સારી પેઠે મળી સરસીયું તેલ નાખી પગે ઘસવું. અથવા મીણ, શિલાજીત, ઘી, રાળ, ભેંસાગુગળ ( પાડાની આંખ જેવો ચળકતો ગુગળ ), રાળ અને સોનાગેરૂ એઓને એકઠાં કરી લેપ કરે તો જરૂર પગના ચીરા તુરત મટી જાય છે. અથવા ધંતુરાનાં બીજ અને માનકંદની ભસ્મનું પાણી એઓને સરસીઆમાં નાખી પકવી તે તેલ ફાટેલી એડીઓ ઉપર ચોપડો તો અવશ્ય આરામ થાય છે.[2]

કદરનું લક્ષણ—શેરીથી તણાએલા તથા કાંટા વગેરેથી વીંધાએલા પગમાં ન્હાના બોર જેવડી ઉંચી ગાંઠ થાય છે તેને કદર-કપાસી-કણી કહે છે. ઉપાય—શસ્ત્રવતે કણીને કોતરી કાઢી ઉના તેલનો અથવા અગ્નિનો ડામ દેવો કે આકડાનું દુધ ગોળ સાથે મેળવી બાંધવું જેથી તે કણી મટી જાય છે.

ખારિવાનું લક્ષણ—ખરાબ ગારાના સ્પર્શથી પગની આંગળીઓમાં ક્લેદ થાય કે તેથી નીચેના ભાગમાં ચળ આવે, બળતરા થાય અને પીડા થાય છે તેને ખારવા કહે છે. ઉપાય—કડવાં પરવલ, મજીઠ, લીંબડો, ગોરૂચંદન, મરી, તલ અને ભોરીંગણીનો રસ એ સર્વથી પકાવેલું તેલ ચોપડવું, પછી હીરાકસી, મણશીલ અને તલનું ચૂર્ણ ભભરાવવું. અથવા કુમ્માં, હળદર, હીરાકસી, પદ્મક, મધ, ગોરૂચંદન અને હરતાલ એઓનો લેપ કરવો.

૧ મદનપાળ કહે છે કે મેદ-મજ્જા તથા ચરબી ગામમાં રહેનાર પશુઓની, જળપ્રાય પ્રદેશનાં પ્રાણીઓની અને જળચર પ્રાણીઓની લેવી. માટે બકરાની ચરબી કે હાડકાંનો [illegible]

૨ એક રૂપીઆભાર તલના તેલને લોઢાની કડછીમાં ગરમ કરી તેટલીજ રાળ નાખી હલાવી નીચે ઉતારી પાણી સાથે મથી તે મલમ ઉપયોગમાં લેવાથી અવશ્ય બ્યાઉ ફાટેલી મટી જાય છે.

સુધી દાટી રાખી પછી એ તેલ વાળોને લગાડે તો કાળાભમરાની પાંખ જેવા થાય છે. અથવા ત્રિફળા, ગળીનાં પાંદડાં, જળભાંગરો અને લોઢાનો ભૂકો, એઓને ઘેટીના મૂત્રમાં ઘુંટી લેપ કરે તો ધોળા વાળ કાળા થાય છે. ભાવપ્રકાશ. અથવા "પાપડીઓ ખારો, સિંદૂર અને ઓદારશીંગ એ ત્રણે ૧-૧ માસાભાર લેવાં તથા ખાવાનો ચુનો ૮ માસાભાર લઇ એઓને પત્થર ઉપર ૩ ઘડી સુધી પાણી સાથે લસોટી જ્યારે નખ ઉપર લગાડી જોતાં નખ કાળા થાય ત્યારે તે ધોળા વાળોને લગાડે તો કાળા થાય છે." અથવા માયનિ જાડા કંતાનના કકડામાં લપેટી તેલમાં શેકી તેનું ચૂર્ણ ૪ રતીભાર લેવું તથા નવસાદર ૪ રતીભાર, મોરથુથુ ૪ રતીભાર અને સિંધરાસક ૪ રતીભાર લઇ આંબળાના રસમાં નાખી લોઢાના વાસણમાં લોઢાના ઘુંટાથી જ્યાં સુધી નખ ઉપર તેનું ટપકું મુકવાથી નખ કાળા ન થાય ત્યાં સુધી ઘુંટવું અર્થાત્ તેના સ્પર્શથી નખ કાળો થાય એટલે વાળોને સાફ કરી તેનો અરધ આંગળ જેટલો જાડો ખરડ કરી તે ઉપર એરંડાનાં પાનડાં બાંધી રાત્રીએ સુઇ જવું સવારે ઉઠી ફલેપ છોડી નાખી આંબળાં અને તેલને વાટી ચોળી સ્નાન કરી નાખે તો ભમરાની પાંખ જેવા ધોળાવાળ પણ કાળા થાય છે. અથવા ઓદારશીંગ ૪ ટાંક અને લોહારની કોડની રાખ ૪ ટાંક લઇ એ બંનેને ભેંસની ખાટી છાશમાં નાખી નખને અડકવાથી નખ કાળો થાય ત્યાં સુધી ઘુંટી પછી લુખાવાળો ઉપર તેનો ખરડ કરવો અને તે ઉપર એરંડાનાં પાનડાં બાંધવાં ૧ પહોર રાખ્યા બાદ આ લેપ છોડી નાખી તેલ અને આંબળાં ઘુંટી તેનું લેપન કરી ન્હાઇ નાખવાથી ધોળા વાળ પણ કાજળના સમાન કાળા થઇ જશે. વૈદ્યરહસ્ય.

તિલકલિકનું લક્ષણ—વાયુ પિત્ત અને કફના પ્રકોપથી કાળા, તલજેવા પીડા રહિત ઉંચાઇ વગરનાં ચાઠાં પડે છે તેને તલ કહે છે.

મસકનું લક્ષણ—શરીરમાં અડદ જેવું કાળું તથા ઉંચું, મેલું, પીડા રહિત અને અચળ જે થાય છે તેને મશક—મસા કહે છે.

જંતુમણિનું લક્ષણ—શરીરના જેવા વર્ણવાળું, કાંઇક ઉંચુ, શરીરની સાથેજ થએલું અને કફ તથા લોહી એઓના પ્રકોપથી જે મંડળ થાય છે તેને જંતુમણિ—લાખું કહે છે. તેમાં જે રાતું લાખું હોય તેને લક્ષણ કહે છે. (આ વિષે મત ભિનત્વ છે તે ગ્રંથાંતરથી જાણવું.)

તિલકાલક, મશક તથા જંતુમણિના ઉપાય—મસાને કાપી નાખવા. અથવા ખારથી કે અગ્નિથી બાળી નાખવા. અથવા પાછળથી છોલી નાખી પછી સરસવ સાજીખાર, હળદર, કેસર એઓને પાણી સાથે વાટી ઉવટણું—પીઠી કરે તો તલ મટી જાય છે. અથવા સાજી, ચુનો અને સાબુ પાણી સાથે વાટી મસાને ચોપડે તો મસા મટી જાય છે. અથવા અસ્તરાથી છોલી પછી સરસવ, હળદર, ઉપલેટ, સાજી, જવખાર અને કેસર એઓને પાણી સાથે વાટી તેનું ઉવટણું કરે તો લસણ—લાખું મટી જાય છે. ભાવપ્રકાશ. અથવા સાહજીફે ૬ તોલા, નવસાદર ૨ તોલા, છીપનો ચુનો ૩ તોલા, મોરથુથુ ૪ તોલા લઇ અરણીના રસમાં અથવા જળભાંગરાના રસમાં સારી પેઠે ઘુંટી તડકામાં સુકવી ફરી વાછડીના મૂત્રમાં ઘુંટી ગોળી—સોગઠી બનાવી સુકાયા બાદ વાછડીના મૂત્રમાં ઘસી લેપ કરે તો, લાંબા વખતના ચર્મકીલ—ઇંદ્રિ ઉપરના મસા, લાખું, શરીર ઉપરના મસા, અને તલ વગેરે સર્વનો નાશ થાય છે. અથવા હિંગળોક અને ફુલાવેલું મોરથુથુ એ પ્રત્યેક એક એક

તોલાભાર લઇ તેમાં સિંદૂર ૦॥ તોલો, રાળ ત્રણ તોલાભાર અને ગાયનું ઘી ૨૪ તોલા મેળવી કાંસાની થાળીમાં કે લોઢાના વાસણમાં ત્રાંબાના ઘુંટા-બત્તાથી કાજળના જેવું થઇ જાય ત્યાં સુધી ઘુંટી પછી તેને ઉપયોગમાં લેતા વલુર તથા વિસ્ફોટક આદિ સર્વ ( મસા તલ લાખાં વગેરે ) નો નાશ કરે છે. વૈદ્યરહસ્ય.

ન્યચ્છનું લક્ષણ-શરીરમાં ન્હાનું કે મ્હોટું કાળું કે ધોળું શરીરની સાથે જન્મેલું, ગોળ ચરકા જેવું અને પીડા વગરનું જે મંડળ થાય તેને ન્યચ્છ કહે છે. ઉપાય-નસને વીંધવાથી, લેપોથી, તેલ મર્દનથી ન્યચ્છ મટે છે. અથવા દુધવાળા ઝાડોની છાલને વાટી ન્યચ્છ ઉપર ચોપડે તો મટી જાય છે. અથવા ભાંગનાં પાંદડાં, વરધારાનું મૂળ, અને શીશમ એઓને વાટી તેને ચોળવાની રીતે ચોપડે તો ન્યચ્છ મટી જાય છે. ભાવપ્રકાશ.

પરિવર્ત્તિ-લિંગવર્ત્તિનું નિદાન સહ લક્ષણ-સર્વ શરીરમાં ફરતો વાયુ જ્યારે ચોળાવાથી, દબાવાથી કે કાંઇ વાગવાથી ઇંદ્રિની ચામડીમાં આવે છે ત્યારે વાયુથી દુષિત થઇ તે ચામડી અવળી થઇ વેદના સહિત બળતરાવાળી અને કોઇક વેળાએ પાકનારી થાય છે. આથી ઇંદ્રિની સોપારીના નીચે તે ચામડી ગાંઠ જેવી લટકતી લાગે છે. આ રોગ વાયુ પિત્ત અને કફના સંબંધવાળો તથા આગંતુક સંગી છે. ઉપાય-ઘી ચોપડી સારી પેઠે શેકી ૩ કે ૫ દિવસ વાયુને નાશ કરનરી શાલ્વણાદિની લુગદીઓ બાંધી પાટો બાંધવો. પછી ધીમે ધીમે તે ચામડીને લાંબી કરતાં ઇંદ્રિની સોપારીને દબાવી ચામડીમાં પેસારી દેવી, પછી પાટો બાંધી સ્વેદન કરી વાયુનાશક પિચકારીઓ દેવી અને રોગીને સ્નિગ્ધ ભોજન કરાવવું તો પરિવર્ત્તિકા મટે છે. ભાવપ્રકાશ.

અવપાટીકાનું નિદાન સહ લક્ષણ-જે સ્ત્રીની યોનિનું છિદ્ર ઘણુંજ સાંકડું હોય એવી સ્ત્રી સાથે કામવિહ્વલ થઇ જોર સાથે રતિ કરવાથી અથવા હસ્તકર્મ-મુષ્ટિજાપ કરતાં હાથનો ઘસારો લાગવાથી ઇંદ્રિની ચામડી અવળી થઇ જાય છે. અથવા ઇંદ્રિ ચોળાવાથી, દબાવાથી કે, વીર્યના વેગનો જોસ વાગવાથી ઇંદ્રિની ચામડી ફાટી જાય છે તેને અવપાટિકા કહે છે. ઉપાય-તેલ ઘી વગેરે સ્નેહોથી તથા સ્વેદનોથી અવપાટિકા મટી જાય છે.

નિરૂદ્ધપ્રકશનું હેતુ સહિત લક્ષણ-ઇંદ્રિમાં વાયુ ધસવાથી ચામડી સોપારીના ઉપર ચઢી સોપારીને ઢાંકી દે છે, તેથી પેસાબનું રોકાણુ કરનાર થાય છે તેને નિરૂદ્ધપ્રકશ કહે છે. આ રોગમાં મૂત્ર ધીમી ધારવાળું, પીડા વગરનું ઉતરે છે અને સોપારી ખુલી થતી નથી. વાયુથી થાય છે તેથી વખતે વેદના પણ હોય છે. ઉપાય-બન્ને તરફ મોઢાવાળી નળીને ઘીથી ચોપડી સોપારીના સ્થાને દાખલ કરી પછી તે સુઅરની ચરબી કે મજ્જાનું સિંચન કરવું અને વાયુનો નાશ કરનારા પદાર્થો સહ ચુકાના તેલનું સિંચન કરવું. તથા ૩-૩ દિવસે યોગ્ય નળી દાખલ કરી એ ક્રિયાવડે માર્ગ પહોળો કરવો. તદનંતર રોગીને સ્નિગ્ધ અન્ન આપવું તો નિરૂદ્ધપ્રકશ મટી જાય છે.

સન્નિરૂદ્ધગુદનું હેતુ સહ લક્ષણ-વેગોને અટકાવવાથી અભિઘાત પામેલો ગુદામાં રહેલો વાયુ ગુદાના મોટા દ્વારને રોકીને ન્હાનું કરી નાખે છે, જેથી માર્ગ સાંકડો થતાં ઝાડો પરાણે પરાણે ઉતરે છે તેને સંન્નિરૂદ્ધગુદ-બંધકોષ કહે છે. ઉપાય-વાયુનાશક તેલોથી રહેલાતો શેક કરવો. અથવા નિરૂદ્ધપ્રકશની પેઠે ઉપાયો કરવા.

વૃષણકચ્છનું હેતુ સહ લક્ષણ-જે પુરૂષ સારી પેઠે ન્હાતો નથી તેના વૃષણો

કહે છે. આ ખીલ પ્રત્યેક જવાન મનુષ્યોના મ્હોં ઉપર થાય છે. ઉપાય–લોદર, ધાણા અને વજનો લેપ કરવો. અથવા ગોરૂં ચંદન અને મરીનો લેપ કરવો. અથવા સરસવ, વજ, લોદર અને સૈંધવનો લેપ કરવો. અથવા ઉલટી કરાવવી. અથવા શીમળાના કાંટા દુધથી વાટીને ત્રણ દિવસ ચોપડવા જેથી જવાનીના ખીલ મટે છે.

વ્યંગ તથા નીલિકાનું લક્ષણ–ક્રોધથી, અને પરિશ્રમ થાકથી, કોપ પામેલો પિત્ત સહિત વાયુ મ્હોંમાં આવીને તુરત મ્હોં ઉપર વેદના વગરનું પાતળું અને કાળી ઝાંખવાળું કુંડાળું પડે છે તેને વ્યંગ કહે છે. અને મ્હોં ઉપર કે ગાલ ઉપર વેદના વગરનું પાતળું કાળું મંડળ પડે છે તે નીલિકા–દાઝ કહેવાય છે. ઉપાય–નસ ખોલાવી લોહી કઢાવવું. અથવા વડવાઇના અંકુરા, અને મસુરનો લેપ કરવો. અથવા મજીઠને મધમાં વાટીને લેપ કરવો. અથવા વાયવરણાની છાલને બકરીના મૂત્રમાં વાટીને લેપ કરવો, જેથી વ્યંગ–મુખછાયા મટી જાય છે. અથવા જાયફળનો લેપ કરવાથી વ્યંગ તથા નીલિકા એ બન્ને મટી જાય છે. અથવા આકડાનું દુધ અને હળદરને ચોળવાથી લાંબા વખતથી થએલી મ્હોં ઉપરની કાળાશ જરૂર મટી જાય છે. અથવા મસુરને દુધમાં વાટી ઘી મેળવી તેનો લેપ કરે તો સાત દિવસે કાળાશ મટી સુંદર મુખ થાય છે. અથવા વડનાં પીળાં પાંદડાં, જાઇ, રતાંજળી, ઉપલેટ, મજીઠ અને લોદર એઓનો લેપ કરે તો જવાનીના ખીલ અને મુખછાયા નાશ પામે છે. અથવા કેસર, સુખડ, લોદર, પતંગ, રતાંજળી, દારૂહળદર, વાળો, મજીઠ, જેઠીમધ, તમાલપત્ર, પદમક, કમળ, ઉપલેટ, ગોરૂં ચંદન, હળદર, લાખ, કાળીયક, સોનાગેરૂ, નાગકેસર, કેસુડાં, ઘઉંલા, વડના અંકુરા, માલતી, મીણ, સરસવ અને સુગંધીવજ (પાનની જડ) એ પ્રત્યેક પદાર્થો એક એક તોલાભાર લઇ ચોગણા દુધમાં વાટી એ કલ્કથી ૧૨૮ તોલા તેલને ધીમા તાપથી પકાવી તેનો મોહોડા ઉપર માલેસ કરે તો વ્યંગ–મુખછાયા, નીલિકા, તિલ, મસા, જવાનીના ખીલ, પદ્મનિકંટક, અને જંતુમણિ–લાખાં વગેરેનો નાશ કરે છે અને મુખને પુનમના ચંદ્રમા જેવી કાંતિવાળું સુંદર બનાવે છે. આને કુંકુમાદ્ય તેલ કહે છે. ભાવપ્રકાશ.

વાલ્મીકનું હેતુ સહ લક્ષણ–ખભા, ડોક, બગલ, હાથ અને પગ તથા સાંધાઓને ગળામાં રાફડાની પેઠે ઘણી ટેકરીઓવાળો ઉંચો અને ઉંડા મૂળવાળો ગ્રંથી થાય છે. તેમાંથી પરૂ વહે છે, બળતા થાય છે અને અનેક નારવાંઓથી વિસર્પની પેઠે ફેલાય છે. ઘણું કરીને મોટા થયા છતાં કાળજી ન રાખે તો આવી દશા થાય છે. વધારે વખતનો આ રોગ હોય તો અસાધ્ય છે. ઉપાય–શસ્ત્રવતે કાપી ખાર કે અગ્નિથી સાફ કરી અર્બુદના ઉપાયની પેઠે ઉપાયો કરવા. વધારે ફેલાયલો પણ મર્મસ્થાનમાં ન હોય તો સંશોધન કરી લોહી કઢાવવું તથા મનઃશિલાદ તેલ ચોપડવું, હાથ પગ ઉપરનો ઘણાં નારૂઆંવાળો વાલ્મીક હોય તે મટતો નથી. ભાવપ્રકાશ.

ક્ષુદ્ર રોગનો અધિકાર સંપૂર્ણ.

---

૧ રોગ ૫ આંગળ એટલે કનિષ્ઠ, આંગળના ત્રીજા ભાગ જેટલો મધ્યમ અને ત્રણ આંગળ જેટલો ઉત્તમ જાણવો, તથા રોગ સુકાવા આવે એટલે દવાઇ નાખવી નહીં તો, મુખની કાંતિને બગાડે છે. ભાવપ્રકાશ.

ની શીર પીડા પ્રમાણેજ ઉપાય કરવા. અથવા કફના દુખાવા ઉપર શંધન કરાવવું. ગરમી- થી ભરેલા લુખા તથા ઉના પદાર્થોથી શેક કરવો. સન્નિપાતથી થએલ હોય તો સન્નિપાતનો નાશ કરે તેવા ઉપાય કરવા. ઘણું કરીને જુનું ઘી પાવું એ અતિ ફાયદાકારક છે. અથવા એરંડાનું મૂળ, તગર, શતાવરી, હરડે, મીઠી ડોડી, રાસ્ના, સિંધાલૂણ, જળભાંગરો, વાવડીંગ, જેઠીમધ, સુંઠ, કાળા તલનું તેલ અને તેલથી બેવડું બકરીનું દુધ એઓને ચાર ગણા જળભાંગરાના રસમાં અગ્નિ દ્વારા ધીમા તાપથી પકાવવાં. જ્યારે સર્વ રસ બળી એકલું તેલજ રહે ત્યારે ઉતારી ગાળી લઇ ઉપયોગમાં લેવું. આ તેલનાં ૭ ટીપાં નાકમાં પાડે તો તેથી સઘળા પ્રકારના માથાના રોગો નાશ પામે છે. વાળ કે દાંત ખળભળી ગયા હોય તો તે પાછા અત્યંત મજબૂત થાય છે. આંખો ગરૂડના જેવી અને ગીધના જેવી દીર્ઘદૃષ્ટી અને ભુજાઓ શક્તિવાળી થાય છે. આ ષડ્બિંદુ તેલ કહેવાય છે. અથવા ક્ષીણપણાથી થએલ માથાના રોગ માટે વીર્યશક્તિ વધે તેવા ધાતુઓને વધારનાર અને વાયુને હણનાર પ્રયોગો કરવા, મીઠા પદાર્થોથી પકાવેલાં ઘી પીએ વા નાસ લે તો, ક્ષીણપણાનો શિર રોગ મટી જાય છે. અથવા કૃમિરોગથી શિર રોગ થયો હોય તો સુંઠ, મરી, પીપર, કરકચ અને સગવાનાં બીજ એઓને બકરીના મૂત્રમાં વાટી નાસ લેવાથી કૃમિઓનો જરૂર નાશ થાય છે. અથવા ગોળ અને ઘી મેળવીને ખાવાથી સૂર્યાવર્ત્ત રોગ મટી જાય છે. અથવા ઘીના માલપુવા ખાય. અથવા દુધ અને ઘીનો નાસ લે. અથવા દુધ અને ઘી પીએ અથવા દુધમાં વાટેલા તલથી શેક કરે તો તેથી સૂર્યાવર્ત્તની પીડા મટી જાય છે. અથવા જળભાંગરાના રસને અને બકરીના દુધને બરોબર લઇ ભેગાં કરી તડકામાં ઉના કરી તેનો નાસ લેવાથી સૂર્યાવર્ત્ત મટી જાય છે. આ ઉત્તમ પ્રયોગ છે. અથવા વછનાગ, અરીઠા, આકડાની જડ, ધંતુરાની જડ, સુંઠ, ઉપલેટ, લસણ અને હિંગ એઓને ગાયના મૂત્રમાં વાટી ઉનાં કરી તેઓનો લેપ કરે તો આધાશીશી મટે છે. અથવા રેચ આપવાથી આધાશીશી મટે છે. અથવા ઉનાં ભોજન જમવાથી, કે, ગરમાગરમ જલેબી ખાવાથી આ- ધાશીશી મટે છે. અથવા વાવડીંગ અને કાળા તલ એઓને દુધમાં વાટી લેપ કરે તો આધાશીશી મટે છે. અથવા સાકર અને દુધ નાકેથી પીએ. અથવા નાળીયેરનું પાણી પીએ. અથવા ટાઢું-વાસી પાણી પીએ. અથવા ઘી પીએ તો આધાશીશી તથા સૂર્યાવ- ર્ત મટી જાય છે. અથવા આધાશીશીનાજ ઉપાયો કરવાથી અનંતવાત નામનો માથાનો દુખાવો પણ અવશ્ય મટી જાય છે. અથવા માથાની નસ ખોલાવવી જેથી લોહી નીકળી અનંતવાત મટી જશે. અથવા મધયુક્ત ઘીથી ઝરતા માલપુવા, ચૂરમું કે શીરો આરોગવા- થી અનંતવાત અને માથાની પીડા મટી જાય છે. અથવા ત્રિફળા, હળદર, કરીયાતું અને લીંબડો એઓનો ક્વાથ કરી તેમાં ગોળ નાખી તેનો નાસ લે તો તુરત ભમર, લમણા, કાન, આંખ અને આધાશીશી વગેરેના સણકા મટી જાય છે. આ પથ્યાદિકક્વાથ કહેવાય છે. અથવા દારૂહળદર, હળદર, મજીઠ, લીંમડો, વાળો અને પદ્મક એઓનું લેપન કરવું, જેથી શંખક-લમણાનો દુખાવો મટી જાય છે. અથવા ટાઢા પાણીની ધાર કે સિંચન, વા, ટાઢા દુધનું સેવન અને દુધવાળાં વૃક્ષોની છાલનું લેપન કરવું, જેથી લમણાનો દુખાવો મટી જાય છે. અથવા જેઠીમધ ૬ રતી, અને વછનાગ ૨ રતીભાર લઇ એઓનું બારીક ચૂર્ણ કરી સરસવ જેટલું નાકમાં નાખવામાં આવે તો સમસ્ત પ્રકારના માથાના દુખાવા મટી જાય છે—આ પ્રયોગ અતિ ઉત્તમ છે. અથવા છીપનો ભીનો ચુનો અને નવસાદરનું [illegible]

ણું એ બન્નેને હથેલીમાં ઘસી નાસ લે તો માથાનો દુખાવો મટી જાય છે. ભાવપ્રકાશ. અથવા કેસરને ગાયના ઘીમાં શેકી સાકરનું ચૂર્ણ મેળવી તેનો નાસ લે તો વાત અને લોહીથી ઉત્પન્ન થએલ માથાના સણકા તથા ભમર, લમણા, કાન, આંખ, આધાશીશી, સૂર્યાવર્ત, વગેરેનાં દરદો નાશ પામે છે. ચક્રદત્ત. અથવા ત્રિકટુ, પુષ્કરમૂળ, હળદર, રાસ્ના, દેવદાર અને આસગંધ, એઓનો ક્વાથ કરી નાકેથી પીએ તો માથાના તમામ પ્રકારના દુખાવા બંધ થાય છે. અથવા દાડિમના દાણાનો રસ કાહાડી તેથી અરધ ભાગે તેમાં સાકર મેળવી નાસ લે તો તત્કાળ માથાની પીડા મટે છે. અથવા ઉપલેટ અને એરંડાનું મૂળ એઓને કાંજીમાં ઘુંટી માથા ઉપર લેપ કરે તો, માથાની પીડા મટે છે. એજ પ્રમાણે મચકુંદ–મોગરાનાં ફુલોનો લેપ કરે તો, માથાની પીડા મટી જાય છે. અથવા દેવદાર, તગર, ઉપલેટ, વાળો, અને સુંઠ, એઓને કાંજી સહિત તેલમાં ઘુંટી લેપ કરે તો માથાની વ્યથા મટી જાય છે. અથવા મીંઢળ અને સાકર ગાયના દુધમાં ઘુંટી નિત્ય સૂર્યોદય થયા પહેલાં તેનો નાસ લે તો આધાશીશી મટે છે. અથવા સસલાના માથામાંના ભેજામાં મરીયાનું ચૂર્ણ નાખી જમ્યા પહેલાં ૭ દિવસ સુધી પીએ તો અત્યંત દુઃખ દેનાર સૂર્યાવર્ત્ત તથા આધાશીશી પણ તુરત દૂર થાય છે. વૈદ્યરહસ્ય. અથવા ચંદન, સિંધાલુણ, અને સુંઠ એઓને પાણી સાથે વાટી તેનો માથે લેપ કરે તો, તત્કાળ મસ્તક પીડા મટે છે. અથવા આંબાની અંતર છાલને પાણીમાં ઘસી તેનો લેપ કરે તો માથાની મહા પીડાનો પણ નાશ થાય છે. અથવા જળભાંગરાનો રસ અને ઉપલેટ એ બંનેને વાટી ગાયના માખણમાં કાલવી માથા ઉપર લેપ કરે તો માથાની મહાવ્યથા મટી જાય છે. અથવા પીપર, મરી અને બોદર સમાન લઇ સાથે વાટી ૩ દિવસ લગી નાસ લે તો સૂર્યાવર્ત્તનો નાશ થાય છે. અથવા ઠંડા પાણીમાં અરીઠાને ઘસી તેનો નાસ આપે તો આધાશીશી વગેરે સર્વ માથાના રોગો મટે છે. અથવા કડવા કંકોડાના પાંદડાંના રસનો ૩ વાર નાસ લે તો કપાળમાંના કીડા ખરી પડે છે અને પીડા મટી જાય છે. અથવા નગોડ, સિંધાલુણ, સુંઠ, દેવદાર, પીપર, અંધાડો, સરસવ, અને આકડાનાં બીજ એઓને ટાઢા પાણી સાથે વાટી તેની ગોળી કરી તેનો ઠંડા પાણી સાથે લેપ કરે તો સર્વ પ્રકારના માથાના રોગો નાશ પામે છે. વૈદ્યવલ્લભ. અથવા લવીંગ મરી અને હિંગ એઓને પાણીથી વાટી ચણા જેવડા ગોસડનો નાસ લે તો નિશ્ચે માથાની પીડા મટે છે. " અથવા આ નીચે લખેલા મંત્રથી આધાશીશી મટે છે.

**ॐ नमो काली किठि किळे वाली मुचोम्यासे हनुमंत वीर हाक मारे आधाशीशी मर्दकपाली नासे आजारे पापिणी जाजारे हत्यारी न जाय तो तापा गुरुनी आज्ञा हनुमंत वीरनी आज्ञा गरुड पंखनी आज्ञा मेरी भक्ति गुरुकी शक्ति स्फुरो मंत्र ईश्वरी वाचा.**

આ મંત્રથી ૨૧ વાર ધીરે ધીરે માથાને ફુંક દે તો આધાશીશી અવશ્ય જાય છે. (૧)

**ॐ नमो आधाशीशी हुंकारी परह पधारी मुच मुंदी पाडके बांधी बहुवारे बांधी रो मुच महेश्वराकी आज्ञा स्फुरे ॐ ठः ठः स्वाहा.**

આ મંત્રથી ૨૧ વાર માથા ઉપર આંગળી ફેરવે તો આધાશીશી જાય છે.

## [illegible] રોગોની વ્યાખ્યા.

આંખના કાળા ડોળામાં રહેલ મસૂરની દાળ જેવડી નિર્મળ પાંચ મહાભૂતોથી બનેલી, નિમિષો આવે ત્યારે પતંગીયા જેવી અને નિમિષો દૂર ખસે ત્યારે અગ્નિના તણખા જેવી જણાતી, લાંબા કાળ સુધી રહેનારાં તેજોથી સિદ્ધ થએલી, છિદ્રવાળી, જેને હમેશાં ટાઢ અનુકૂળ રહે છે એવી અને આંખનું જે બાહારનું પડ કે જે લોહી તથા રસના આધારવાળું છે તેથી વીંટાયેલી જે દૃષ્ટી છે તેને કીકી કહે છે.

## આંખમાં ચાર પડ છે.

આંખમાં ચાર પડ છે તેમાં સર્વથી ઉપર બાહારનું લોહી તથા રસના આશ્રયવાળું છે. અને ચોથું હાડના આશ્રયથી રહેલ છે. આ ચારે પડોની એકંદરે નેત્રના પાંચમા ભાગ [illegible] છે.

[illegible] પડમાં રહેલા [illegible] સ્વભાવ—જે મનુષ્યને [illegible] [illegible] [illegible] દોષો રહેલા હોય તો તે મનુષ્ય યથાર્થ સ્વરૂપને જોઈ શકે નહીં, કદાચિત્ [illegible] હોય તો વખતે બરોબર જોઈ શકે છે. ૧

[illegible] [illegible] રહેલા દોષોનો સ્વભાવ—[illegible] [illegible] દોષો [illegible] હોય તો દૃષ્ટિ બરોબર સ્વરૂપો જોઈ શકતી નથી એટલે માખી, મચ્છર તથા કેશ અને કરોળીયાએ બાંધેલાં જાળાં વગેરે જોવામાં આવે છે. મંડળો પતાકાઓ અને તોરણો ન હોય તો [illegible] [illegible] કુંડળોની પેઠે [illegible] જોવામાં આવે. [illegible] [illegible] ઉંચે નીચે તથા આડા એમ અનેક પ્રકારના જોવામાં આવે. વરસાદ, [illegible] કે અંધારું ન હોય તો પણ હોય એવું દેખાય છે. સારૂં હોય જેવું [illegible] ન કરવા રૂપ દૃષ્ટિનો વિભ્રમ થવાથી વેગળા રહેલા પદાર્થો પાસે અને પાસે રહેલા વેગળા જણાય અને [illegible] [illegible] [illegible] [illegible] [illegible] સોયનું નાકું જણાય નહીં.

ત્રીજા પડળમાં રહેલા દોષોનો સ્વભાવ—ત્રીજા પડળમાં દોષો રહેલા હોય તો જે ઉંચે હોય તે જોવામાં આવે છે, તે ઘણા મોટા પદાર્થ હોય; તો જાણે લુગડેથી ઢાંકેલા હોય તેવાં જોવામાં આવે છે. કાન નાક તથા આંખોવાળાં શરીરો જાણે કાન નાક અને આંખોથી રહિત હોય તેવાં કે કાન વગેરેના વિકારવાળાં હોય તેવાં જોવામાં આવે છે. જો દોષ બળવાન હોય તો દૃષ્ટિ દોષોના સ્વભાવ પ્રમાણે રંગાઈ જાય છે. દોષો જો નીચેના ભાગમાં રહ્યા હોય તો, પાસે રહેલા પદાર્થો જોવામાં આવતા નથી. જો દોષો ઉંચેના ભાગમાં [illegible] હોય તો, [illegible] રહેલા પદાર્થો જોવામાં આવતા નથી, [illegible] [illegible] ભાગમાં [illegible] [illegible] [illegible] પડખામાં રહેલા પદાર્થો જોવામાં આવતા નથી. [illegible] [illegible] [illegible] [illegible] તો નીચે ઉપર કે પડખામાં રહેલા પદાર્થો [illegible] [illegible] હોય; તોપણ [illegible] [illegible] દેખાય છે. દૃષ્ટિના વચમાં જો દોષો રહ્યા હોય તો મોટા પદાર્થો નાના જણાય. દૃષ્ટિમાં દોષો આડા રહેલા હોય તો, એક પદાર્થ બે પદાર્થ જેવો દેખાય. દોષ જો દૃષ્ટિના બે ભાગમાં રહ્યા હોય તો એક પદાર્થ ત્રણ પદાર્થ જેવો જણાય અને જો દોષો નિયમ વગર રહેલા હોય તો એક પદાર્થ બહુ પદાર્થ જેવો જણાય છે.

---

૧ [illegible] [illegible] [illegible] આંખની અંદેના પડળમાં રહેલા [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] થાય છે.

**ચોથા પડમાં રહેલા દોષોનો સ્વભાવ**—ચોથા પડમાં રહેલા દોષ હોય તો અંધારા જેવું દેખે છે તેથી તે રોગને તિમિર કહે છે અને ચારે બાજુએ દૃષ્ટિને રોકી દેછે. કેટલાક ગ્રંથકારો આ રોગને લિંગનાશ કહે છે. આ અંધારા જેવો મોટો રોગ નવો હોય ત્યાંસુધી માણસ આકાશમાં રહેલા ચંદ્ર, સૂર્ય, તારાગણ અને વીજળીને દેખે છે; કેમકે આકાશ પ્રકાશમય હોવાથી તેમાં અંધારાનું જોર ચાલતું નથી, તેમ અગ્નિ વગેરે નિર્મળ તેજોને દેખે છે અને રત્ન સોના વગેરે પ્રકાશિત પદાર્થોને પણ દેખે છે, પણ જ્યારે આ રોગ લાંબા વખતનો[1] થાય ત્યારે તેમાંનું કશું પણ દેખાતું નથી. જેમ આ તિમિર નામના રોગને લિંગનાશ કહે છે તેમ નિલિકા અને કાચપણ તેનેજ કહે છે.

## કીકીના રોગનાં નામોની સંખ્યા.

કીકીના રોગ બાર છે. તે પૈકી છ રોગ લિંગનાશ કહેવાય છે—એટલે વાયુનો, પિત્તનો, કફનો, ત્રિદોષનો, લોહીનો અને પરિમ્લાયી એમ છ પ્રકારનો હોય છે. તથા પિત્ત વિદગ્ધદૃષ્ટિ કફવિદગ્ધ દૃષ્ટિ, ધૂમ્રદર્શી, હસ્વજાત્ય, નકુલાંધ્ય અને ગંભીરિકા એ બીજા છ રોગ અર્થાત એકંદરે ૧૨ રોગ છે.

ચરકના મત પ્રમાણે સનિમિત્તક લિંગનાશ અને બીજો અનિમિત્તક લિંગનાશ કહેવાય છે.

## છ જાતના લિંગનાશ–મોતીયાબિંદુનાં લક્ષણો.

વાયુ જન્ય લિંગનાશ હોય તો, રૂપો જાણે ભમતાં હોય તેવાં મેલાં અસ્પષ્ટ રતાશવાળાં અને જાણે ફેરવીને ફેંકેલાં હોય એવાં જણાય છે.

પિત્તજન્ય લિંગનાશ હોય તો—સૂર્યનાં, પતંગીયાનાં, ઇંદ્રધનુષનાં અને વીજળીનાં રૂપો મોરનાં પીછાં જેવાં વિચિત્ર નીલાં અને કાળાં જોવામાં આવે છે.

કફજન્ય હોય તો—ચીકણાં, ધોળાં, પાણીથી ડુબેલાં અને કરોળીઆનાં જાળાં જેવાં રૂપો જણાય છે.

સન્નિપાતજન્ય હોય તો—ચોમેર વિચિત્ર ઘણાં પ્રકારનાં રૂપો દેખાય તથા અનેક વર્ણોવાળાં વિશેષ અથવા ઓછા અંગોવાળાં દેખાય અથવા તેજોમય દેખાતાં હોય છે.

રક્તજન્ય લિંગનાશ હોય તો—અનેક પ્રકારનાં અંધારાં તથા રાતાં, લીલાં, પીળાં અને કાળાં રૂપો જણાય છે.

પરિમ્લાયી—એટલે લોહીથી મૂર્છિત થયેલા પિત્તથી લિંગનાશ થયો હોય તો—સઘળી દિશાઓ પીળી દેખાય, સૂર્ય જાણે ઉગતો હોય તેમ દેખાય અને વૃક્ષો પતંગીયાઓથી કે દેવતા વગેરેના તેજ રૂપથી વ્યાપ્ત હોય તેવાં દેખે છે.

## લિંગનાશનો અન્ય પ્રકાર.

વાયુથી લિંગનાશ થયો હોય તો—આંખનો રંગ રાતો, પિત્તથી કે પરિમ્લાયીથી થયો હોય તો આંખનો રંગ નીલો, કફથી ધોળો, લોહીથી રતાશવાળો અને ત્રિદોષથી વિચિત્ર રંગ ( આંખમાં ) જણાય છે.

---

૧ લિંગ એટલે દૃષ્ટિ. ૨ ચરકના મત પ્રમાણે કીકીના ૧૪ રોગ છે.

## વાયુ આદિએ ઉત્પન્ન કરેલા લિંગનાશોથી આંખ્યોમાં મંડળ-નાં જુદાં જુદાં રૂપો થવા વિષે.

વાયુથી થએલા લિંગનાશથી મંડળ રાતું, ચપળ અને કઠોર થાય છે. પિત્તથી થએલ લિંગનાશમાં—નીલા કાંસા જેવું, કે ધોળાશ કે પીળાશવાળું મંડળ થાય છે. કફથી જાડું, ચીકણું, અને શંખ જેવું ધોળું મંડળ થાય છે. આંખ ચોળતાં તે મંડળ પસરે છે. ત્રિદોષથી લિંગનાશ થએલો હોય તો, ઉપર કહેલા સર્વ વર્ણવાળું મંડળ થાય છે. લોહીથી થએલ હોય તો, કુંપળીયો જેવું કે કમળપત્ર જેવું મંડળ થાય છે અને પિત્તના સંબંધવાળા લોહીથી થએલો લિંગનાશ હોય તો જાડા તથા રાતા કાચ જેવું જાડું તથા રાતું મંડળ થાય છે. પરિમ્લાયીથી લિંગનાશ થયો હોય તો, મ્લાનિ પામેલું તથા નીલું મંડળ થાય છે. કાળાંતરે દોષનો નાશ થવાથી વખતે પોતાની મેળેજ ચોખ્ખું થઇ જાય છે.

સઘળા પ્રકારના લિંગનાશોમાં તે તે દોષોનાં પોતપોતાનાં લક્ષણો પણ ચોકસ રીતે થાય છે.

## કીકીમાંના બીજા છ રોગોનાં લક્ષણો.

દુષ્ટ થએલું પિત્ત દ્રષ્ટિના પેહેલા, બીજા પડળમાં પ્રાપ્ત થયાથી માણસની દષ્ટિ પીળી થાય છે અને તેથી માણસો તથા રૂપોને પીળાંજ દેખે છે. તેને પિત્તવિદગ્ધ દ્રષ્ટિ કહે છે. એજ પિત્ત બીજા પડળમાં દાખલ થયું હોય તો તે માણસ દિવસે દેખતો નથી. પણ રાતે શીતળતાથી પિત્ત ઓછું પડતાં સર્વ પદાર્થો દેખે છે. આ પ્રકાર પિત્તવિદગ્ધ દ્રષ્ટિના અંતર્ભૂત હોવાથી જૂદો ન ગણતાં તેના સામેલ રાખેલ છે.

દુષ્ટ થએલ કફ દ્રષ્ટિના પેહેલા પડળમાં આવ્યો હોય તો માણસ રૂપોને ધોળાં દેખે તેને કફવિદગ્ધદ્રષ્ટિ રોગ કહે છે.

એજ કફ દ્રષ્ટિના ત્રણે પડળોમાં આવ્યો હોય તો બળાત્કારથી રતાંધળાપણું કરે છે, દિવસ તો દ્રષ્ટિ ઉપર સૂર્યનો અનુગ્રહ થવાને લીધે કફ ઓછો થવાથી સર્વ પદાર્થ જોઇ શકે છે, પણ રાતે દેખે નહીં. રાતે આંધળાપણું કફવિદગ્ધદ્રષ્ટિના પેટાનો રોગ છે જેથી જૂદો ગણેલ નથી.

શોકથી, તાવથી, મહેનતથી અને માથામાં તડકા વગેરેના સંતાપો થવાથી દ્રષ્ટિને જોર પહોંચતાં સર્વ પદાર્થો ધુમાડાથી વીંટાયલા જેવા દેખાય છે તેને ધૂમદર્શી કહે છે. આ રોગ પિત્તની દુષ્ટતાથી થાય છે.

દિવસે પરાણે પરાણે દેખાય તથા મોટા મોટા પદાર્થો પણ ન્હાના દેખાય અને રાતે સર્વ જેવા હોય તેવાજ દેખાય તેને હ્રસ્વજાત્ય કહે છે.

દ્રષ્ટિદોષથી વ્યાપ્ત થયાને લીધે નોળીયાની દ્રષ્ટિ જેવી પ્રકાશે અને દાહાડે વિચિત્ર રૂપો જણાય તો તેને નકુલાંધ્ય રોગ કહે છે.

દ્રષ્ટિ વિકૃત થયા કરે, વાયુથી ઉપહત રહે, સંકોચાયા કરે, અંદર જતી રહે અને ઉંડી વેદનાથી પીડિત હોય તેને ગંભીરિકા કહે છે.

મહામુનિ ચરકના કહેલા બે વિકાર પૈકી અભિનિમિત્ત લિંગનાશનું હેતુ સાહ લક્ષણ—બેરી ફુલોના ગંધવાળા પવનના સ્પર્શ—અડવા રૂપ નિમિત્તથી માથામાં અભિતાપ

થતાં જે લિંગનાશ થાય તેને અભિઘાતજ લિંગનાશ કહે છે. તેને અભિષ્યંદનાં લક્ષણો ઉપરથી જાણી લેવો. ૧

## અનિમિત્ત લિંગનાશનું હેતુ સહ લક્ષણ.

દેવના, ઋષિના, ગંધર્વના, મોટા નાગના કે બીજા પ્રકાશમય પદાર્થોના દર્શનથી દ્રષ્ટિ ઉપહત થઈ જાય તેને અનિમિત્તક લિંગનાશ કહે છે. દેવ વગેરેનાં પ્રત્યક્ષ દર્શન વિશેષે કરીને થતાં નથી માટે તેઓના દર્શનનું નિમિત્ત છતાં અનિમિત્ત ગણેલ છે, આ રોગમાં આંખો તેજદાર જણાય, કીકી સ્વચ્છ તથા નિર્મળ દેખાય છે અને ઉપઘાતવાળી દ્રષ્ટિ ફાટી જાય છે, સીદાય છે કે, ઓછી થઈ જાય છે.

## કાળા ડોળાના રોગોની વ્યાખ્યા.

### કાળા ડોળાના રોગોનાં નામ, સંખ્યા તથા સાધ્યાસાધ્યપણું.

સવ્રણશુક્ર અવ્રણશુક્ર, પાકાત્યય અજકાજાત એ ચાર રોગો આંખના કાળા ડોળામાં થાય છે. તેઓનાં જૂદાં જૂદાં લક્ષણો નીચે પ્રમાણે.

જે ફુલ કાળા ડોળામાં ડુબેલા રૂપવાળું હોય, જાણે સોયથી વિંધાએલું હોય તેવું લાગે એટલે ગોળ તથા ખાડાવાળું હોય અને નિરંતર ઉનું પાણી ઝર્યા કરે તેને સવ્રણશુક્ર કહે છે. આ ફુલું કીકીના નજીકમાં ન હોય, ઉંડું ન હોય—એક ચામડીમાંજ હોય, ઝરતું ન હોય, પીડા વગરનું અને એક હોય તો કોઈ વખતે મટે છે, પણ જો કીકીની પાસે હોય, ઉંડું, પીડાવાળું, ઝરતું અને બે હોય તો કદિ પણ મટતું નથી.

જે કાળા ડોળાનું અભિષ્યંદથી થએલું ફુલું આકાશમાં રહેલા મેઘની પેઠે થોડું થોડું પ્રકાશતું, ચંદ્ર કે શંખ જેવું શ્વેત જણાતું હોય તો તે અવ્રણશુક્ર કહેવાય છે. આ ફુલું અત્યંત સાધ્ય છે. પણ જો બે ત્રણ પડ સુધી ઉંડું પહોંચ્યું હોય તથા જાડું કે લાંબા વખતથી થએલું હોય તો કષ્ટસાધ્ય છે. અને માંસ વીખાઈ જવાથી વચ્ચે ગંભેલા મધ્ય ભાગવાળું માંસથી વીંટાયલું, ચંચળ, શિરા—નસોમાં ઢંકાયેલું, દેખવા ન દેનાર, બે પડોમાં ઘુસી ગએલું, ઉપરમાં રાતું અને લાંબા વખતનું હોય તો તે ફુલું અસાધ્ય છે. વળી જો આંખોમાંથી ઉનાં આંસુડાં પડતાં હોય, ફોડલી થઈ હોય અને મગ જેવા આકારવાળું હોય તો તે અવ્રણશુક્ર અસાધ્ય છે. તથા આંખની પાંપણો તેતરની પાંખો જેવી થઈ ગઈ હોય તો તે પણ અસાધ્ય છે.

દોષે કરી લીધેલું ધોળાપણું આખા કાળા ડોળામાં ચોમેર છવાઈ ગયું હોય તેને પાકાત્યય કહે છે. આ વ્યાધિ ઘણું દિવસથી ઉત્પન્ન થએલ હોય તો અસાધ્ય સમજવો. આ રોગમાં પાકવાપણું, આંસુ, સોજો અને પીડા થાય છે.

બકરીની લીંડી જેવી, પીડા સહિત સ્હેજ રતાશવાળી, લાલ અને ચીકણાં આંસુ યુક્ત જે ઉંચાઈ મોટાપણાથી આખા કાળા ડોળાને પકડીને ગ્રાસ થાય છે તેને અજકાજાત કહે છે. એ ઉંચાઈ મેહના બીજા પડળમાં થાય છે.

---

૧ ગદાધર કહે છે કે રક્તાભિષ્યંદનાં લક્ષણો ઉપરથી આ રોગને ઓળખી લેવા, પણ કાર્તિક કહે છે કે સમસ્ત દોષોથી થએલા અભિષ્યંદનાં લક્ષણો જોવાથી આ રોગને ઓળખી લેવો, અર્થાત્ કાંઈ એકલા રક્તાભિષ્યંદનાજ ઉપરથી ઓળખાતો નથી.

## ધોળા ડોળાના રોગોનાં નામો તથા સંખ્યા વિષેની વ્યાખ્યા.

આંખોના ધોળા ડોળામાં પ્રસ્તાર્યર્મ, શુક્લાર્મ, રક્તાર્મ, અધિમાંસાર્મ, સ્નાય્વર્મ, શુક્તિ, અર્જુન, પિષ્ટક, શિરાજાલ, શિરાજપિડકા અને બલાસગ્રથિત આ ૧૧ રોગો થાય છે. તેઓનાં ક્રમવાર લક્ષણ નીચે પ્રમાણે—

ધોળા ડોળા ઉપર પાતળું વિસ્તીર્ણ, કાળાશવાળું કે રાતા જેવું મોળું ચિહ્ન થાય છે તેને પ્રસ્તાર્યર્મ કહે છે.

ધોળા ડોળા ઉપર સારી પેઠે ધોળું અને કુણાપણાવાળું જે ચિહ્ન હોય તેને શુક્લાર્મ કહેવાય છે. આ શુક્લાર્મરૂપ માંસ ઘણે કાળે વૃદ્ધિ પામે છે.

ધોળા ડોળા ઉપર રાતું તથા કુણું જે માંસ વધતું આવે છે તે રક્તાર્મ કહેવાય છે.

ધોળા ડોળા ઉપર પોહોળું, કુણું, જાડું અને જરાક કાળાશ સહિત રતાશવાળું જે માંસ વધતું આવે છે તેને અધિમાંસાર્મ કહે છે.

ધોળા ડોળા ઉપર કઠોર, ફેલાતું અને સ્રાવ વગરનું જે માંસ ઊંચું—વધતું થાય છે તેને સ્નાય્વર્મ કહે છે.

ધોળા ડોળા ઉપર કાળાશવાળાં અને માંસ જેવાં જે બિંદુઓ થાય છે અથવા મોતીની છીપ જેવું થાય છે તેને શુક્તિ કહે છે.

ધોળા ડોળામાં સસલાના લોહી જેવું જે એક બિંદુ થાય છે તેને અર્જુન કહે છે.

ધોળા ડોળા ઉપર કફના તથા વાયુના કોપથી આટા જેવું ધોળું અને મેલથી ખરડાયેલ દર્પણ જેવું જે માંસ ઊંચું થાય છે તેને પિષ્ટક કહે છે.

ધોળા ડોળા ઉપર જાળાં જેવો કઠણ શિરાઓવાળો અને રાતો જે શિરાઓનો સમૂહ થાય છે તેને શિરાજાલ કહે છે.

ધોળા ડોળા ઉપર કાળા ડોળાની પાસે રહેલી અને શિરાઓથી વીંટાયેલી જે ધોળી ફોલ્લીઓ થાય છે તેને શિરાજ પિડકા કહે છે.

ધોળા ડોળા ઉપર કાંસા જેવું ધોળું, કઠણ અને પાણીના ટીપા જેવું જરાક ઊંચું જે બિંદુ થાય છે તેને બલાસગ્રથિત કહે છે.

## પાંપણોના રોગોનાં નામ તથા સંખ્યા.

આંખોની પાંપણો બે હોય તે પૈકી ઉત્સંગિની, કુંભિકા, પોથકી, વર્ત્મશર્કરા, અર્શોવર્ત્મ, શુષ્કાર્શ, અંજન નામિકા, બહલવર્ત્મ, વર્ત્મબંધક, ક્લિષ્ટવર્ત્મ, વર્ત્મકર્દમ, શ્યાવવર્ત્મ, પ્રક્લિન્નવર્ત્મ, અક્લિન્નવર્ત્મ, વાતહતવર્ત્મ, વર્ત્માર્બુદ, નિમેષ, શોણિતાર્શ, લગણ, બિસવર્ત્મ અને કુંચન આ ૨૧ રોગો થાય છે. તેઓનાં ક્રમવાર લક્ષણો નીચે પ્રમાણે—

પાંપણની અંદર મુખવાળી, બાહાર રાતી, અંદર પરૂવાળી, પોતામાં ઘણી ફોલ્લીઓવાળી, મોટી અને ચળવાળી જે ફોલ્લી નીચેની પાંપણમાં ત્રિદોષના પ્રકોપથી થાય છે તે ઉત્સંગિના કહેવાય છે.

પાંપણના અંતમાં સોજાથી અને કુંભીક નામની વેલના બીજ જેવી ફોલ્લીઓ જે સન્નિપાતથી થાય છે અને ફુટે છે અને વળી ફુટી ફુટી ભરાયા કરે છે તેને કુંભિકા કહે છે.

[illegible], ચળ સહિત, ભારે, રાતા સરસવ જેવી અને પીડાવાળી જે ફોલ્લી પાંપણમાં થાય છે તેને પોથકી કહે છે.

ઘણીજ ઝીણી ઝીણી ઘાટી-જાડી ફોલ્લીઓથી ચોમેર વીંટાયલી, તીક્ષ્ણ, અને જાડી જે ફોલ્લી પાંપણમાં થાય છે તેને વર્ત્મશર્કરા કહે છે.

પાંપણમાં કાકડીના બીજ જેવી, ઓછી પીડાવાળી, ચીકણી, અને તીક્ષ્ણ અણીઓવાળી જે ફોલ્લી થાય છે તે અર્શોવર્ત્મ કહેવાય છે.

પાંપણના અંદરના ભાગમાં ખરસટ, અક્કડ, અને દારૂણ જે લાંબો અંકુર થાય છે તેને શુષ્કાર્શ કહે છે.

પાંપણમાં બળતરાવાળી, ભોંકાયા જેવી વ્યથાવાળી, રાતી, કુણી અને થોડી પીડાવાળી જે ઝીણી ફોલ્લી થાય છે તેને અંજનનામિકા-આંજણી કહે છે.

પાંપણના જેવા રંગની અને કઠણપણાવાળી ફોલ્લીઓથી ચારે બાજુએ પાંપણ જાડી થઇ જાય તેને બહુલવર્ત્મ કહે છે.

પાણીથી ભરપૂર રહેનારા અને ચળવાળા પાંપણના સોજાથી આંખો બરાબર મીંચી શકાતી નથી તેને વર્ત્મબંધક કહે છે.

પાંપણ કુણી રહે, થોડી પીડા, હંમેશાં રાતી અને એકાએક પણ રાતી થનારી હોય તેને ક્લિષ્ટવર્ત્મ કહે છે. આ રોગ કફના સંબંધને પામેલા લોહીથી થાય છે.

ક્લિષ્ટવર્ત્મનાં જે લક્ષણો કહ્યાં તે હોવા છતાં જો પિત્તથી યુક્ત લોહી બળતરા કરતું હોય અને તેને લીધે પાંપણો ભીંજાઇ જતી હોય તો તેને વર્ત્મકર્દમ કહે છે.

પાંપણ જો બાહાર તથા અંદર કાળાશવાળી હોય, સુજી જાય, પીડા થાય, વહુર અને ભીંજાયલી રહે. તો તેને શ્યાવવર્ત્મ કહે છે.

પાંપણ થોડીક વેદનાવાળી બાહાર સુજેલી, અને છેડામાં અત્યંત ભીંજાયલી રહે તો તેને પ્રક્લિન્નવર્ત્મ કહેવાય છે.

ન ધોવાયા છતાં અને ધોવા છતાં પણ પાંપણો વારંવાર મળી જાય અને કાચીજ રહે એ અક્લિન્નવર્ત્મ કહેવાય છે.

પાંપણ ઠેકાણાથી ખસી ગએલા સંધિવાળી, મીંચાવા તથા ઉઘાડવા-આદિ ચેષ્ટાઓ વિનાની અને પીડા સહિત કે પીડા રહિત રહે તથા સંકોચાઇ જાય તેને વાતાહતવર્ત્મ કહે છે.

પાંપણોની અંદર ગોળપણા વિનાનો, થોડી પીડાવાળો, જરાક રાતો, અને મોટી રહેલો કઠણ ગાંઠો ઉત્પન્ન થાય છે તેને વર્ત્માર્બુદ કહે છે.

પાંપણોમાં રહેલો વાયુ પાંપણોની ઉઘાડ મીંચ કરનારી શિરાઓમાં પેસીને પાંપણોને ચલાયમાન કરે છે તેને નિમેષ કહે છે. આ રોગ અસાધ્ય છે.

પાંપણમાં રહેલો અને કોમળપણાવાળો અંકુર વધ્યા કરે તેને શોણિતવર્ત્મ કહે છે. આ રોગ લોહીથી થાય છે અને જેમ જેમ કપાય તેમ તેમ વધ્યા કરે છે.

પાંપણમાં પાક વગરનો, કઠણ, જાડો, થોડી વેદનાવાળો, ચળવાળો, ચીકણો અને બોર જેવડી ગાંઠ થાય છે તેને લગણ કહે છે.

ત્રણે દોષો પાંપણની બાહાર સોજાને પેદા કરે છે, અંદર છિદ્રોને ઉત્પન્ન કરે છે અને પાંપણો કમળના બિસની પેઠે પાણીનો સ્રાવ કર્યા કરે તેને બિસવર્ત્મ કહે છે.

અને વાયુ આદિ દોષોને લીધે પાંપણોનો સંકોચ થાય તથા તેથી જોઇ શકાય નહીં તેને કુંચન કહે છે.

## પાંપણના વાળોના બે રોગનાં નામ તથા તેઓનાં લક્ષણો.

પક્ષ્મકોપ અને પક્ષ્મશાંત એ બે પાંપણના વાળોના રોગ છે. તેનાં લક્ષણો એ છે કે—વાયુએ ચલાવેલા પાંપણોના વાળો નેત્રમાં પેસે છે અને પેસીને આંખ્યોને વારંવાર ઘસે છે. ઘસી ઘસીને કાળા અથવા ધોળા ડોળામાં સોજાને ઉત્પન્ન કરે છે અને મૂળ સ્થાનથી ખરી પડે છે તેને પક્ષ્મકોપ–પરવાળાં* કહે છે. આ રોગ ભયંકર છે. વળી જે પાંપણોના વાળોના આશયમાં રહેલું પિત્ત વાળોને ઉખેડી–ખેરવી ચળને તથા બળતરાને ઉત્પન્ન કરે છે તેને પક્ષ્મશાંત કહે છે.

## નેત્રના સાંધાઓનું નિરૂપણ.

પેહેલો સાંધો પાંપણોના રૂંવાડાંઓમાં અને પાંપણોમાં છે. બીજો સાંધો પાંપણોમાં અને ધોળા ડોળામાં છે. ત્રીજો સાંધો ધોળા ડોળામાં અને કાળા ડોળામાં છે. ચોથો કાળા ડોળામાં અને કીકીમાં છે. પાંચમો સાંધો કીકીમાં છે અને છઠો સાંધો આંખના ખૂણામાં છે.

## સાંધાઓમાં થતા રોગોનાં નામો તથા સંખ્યા.

પૂયાલસ, ઉપનાહ, પિત્તસ્રાવ, કફસ્રાવ, સન્નિપાતસ્રાવ, રક્તસ્રાવ, પર્વણી, અલજી અને જંતુગ્રંથી એ ૯ રોગો નેત્રના સાંધાઓમાં થાય છે. તે નવ રોગોનાં લક્ષણોની ક્રમવાર નોંધ નીચે પ્રમાણે—

કીકીના સાંધામાં થએલો અને પાકેલો જે સોજો ગંધાતા જાડા પરૂને સ્રવે છે તેને પૂયાલસ કહે છે.

કીકીના સાંધામાં મોટો, થોડા પાકવાળો, વિશેષ વલુરવાળો, કઠણ, રાતો અને ઓછી પીડાવાળો જે ગાંઠો થાય છે તેને ઉપનાહ કહે છે.

સાંધાના વચમાંથી, લાલાશ અને પીળાશથી મળેલ અથવા ગોરલો પીળા ઉના પાણીનો સ્રાવ થાય છે તેને પિત્તસ્રાવ કહે છે.

ધોળો, ઘાટો તથા ચીકણો સ્રાવ થાય છે તેને કફસ્રાવ કહે છે.

સાંધામાં પાકેલો સોજો પરૂ વેહેવરાવતો હોય તો તેને સન્નિપાતસ્રાવ કહે છે.

ઝરતું પરૂ ઉનું હોય અને તેમાં વધારે લોહી ઝરતું હોય તો તેને રક્તસ્રાવ કહે છે.

કાળા ડોળા તથા ધોળા ડોળાના સાંધામાં ગોળ, સોજાવાળી, રાતી, ઝીણી, અને બળતરાવાળી તથા પાકવાળી ફોલ્લી પેદા થાય છે તેને પર્વણી કહે છે. આ રોગ લોહીના પ્રકોપથી થાય છે.

પ્રમેહના અધિકારમાં કહી ગયા છીએ તે પ્રમાણે રાતી, ધોળી, ફોલ્લીઓથી વ્યાપ્ત અને ભયંકરપણાંવાળી ફોલ્લીઓ કાળા તથા ધોળા ડોળાના સાંધામાં થઈ હોય તો તેને અલજી કહે છે.

પાંપણ તથા પાંપણનાં રૂંવાડાંઓના સાંધાઓમાં ઉત્પન્ન થએલ અનેક રૂપોવાળા કીડાઓ ચળને ઉત્પન્ન કરે છે અને અંદર નેત્રને ખરાબ કરતાં કરતાં પાંપણ તથા ધોળા ડોળાના સાંધામાં જાય છે તેને જંતુગ્રંથી કહે છે.

---

* પાંપણના વાળો ઉગવાની જે જગ્યા છે તે જગ્યાને ઉંડી લઈ પાંપણની અંદર વળેલી ઉગાવે છે તે વાળ કાળા તથા ધોળા ડોળા સાથે ઘસાયા–ખુંચ્યા કરે છે તેને ટ્રેકોમા અંગ્રેજીમાં પરવાળાં કહે છે.

## આખા નેત્રમાં થતા રોગોનાં નામો તથા સંખ્યા.

ચાર અભિષ્યંદ, ચાર અધિમંથ, સશોફપાક, અશોફપાક, હતાધિમંથ, વાતપર્યય, શુષ્કાક્ષિપાક, અન્યતોવાત, અમ્લાધ્યુષિત, શિરોત્પાત અને શિરાહર્ષ એ ૧૭ રોગો આખા નેત્રમાં થાય છે. તેઓનાં જૂદાં જૂદાં લક્ષણો નીચે પ્રમાણે—

## ચાર અભિષ્યંદોનાં નામ તથા લક્ષણો.

વાતાભિષ્યંદ, પિત્તાભિષ્યંદ, કફાભિષ્યંદ અને રક્તાભિષ્યંદ એ ચાર છે. તે પૈકી જેમાં ભોંકાયા જેવી પીડા, સ્તબ્ધપણું, રૂંવાડાંઓનું ઉભું થવું, વસુર, નેત્રોનું લુખાપણું, માથામાં વેદના, ચીપડાથી રહિતપણું અને આંસુઓનું ટાઢાપણું હોય તો તે વાયુના કોપનો વાતાભિષ્યંદ કહેવાય છે.

જેમાં બળતરા, પાકવું, શીતળ પદાર્થો ઉપર રૂચિ, આંખોમાંથી જાણે ધુમાડા નીકળતા હોય તેમ જણાય, ઉનાં આંસુ ઝરે અને આંખો પીળી જણાય તો તે પિત્તાભિષ્યંદ કહેવાય છે.

ઉના પદાર્થો ઉપર ભાવ, ભારેપણું, આંખોમાં સોજો, ખરજ, ચીપડાઓથી ખરડાએલાપણું, અત્યંત શીતળપણું, અને વારંવાર ચીકણો આવ થાય તેને કફાભિષ્યંદ કહે છે.

આંસુમાં રાતાશ, આંખોમાં લાલાશ, ચારે કોર આંખોમાં અત્યંત રાતી રેખાઓ અને બીજા પણ પિત્તથી થએલા અભિષ્યંદનાં લક્ષણો યુક્ત હોય તેને રક્તાભિષ્યંદ કહે છે.

## ચાર અધિમંથનાં ચિહ્નો.

જે માણસો અભિષ્યંદોની ઉપર ઔષધ વગેરે કરે નહીં તેવા મનુષ્યોને અભિષ્યંદની વૃદ્ધિ થતાં આંખમાં આકરી પીડાવાળા ચાર અધિમંથો થાય છે. વાતાભિષ્યંદથી થએલો અધિમંથ, પિત્તાભિષ્યંદથી થએલો અધિમંથ, કફાભિષ્યંદથી થએલો અધિમંથ અને રક્તાભિષ્યંદથી થએલો અધિમંથ એમ ચાર પ્રકારો છે.

જે અધિમંથ જે અભિષ્યંદથી થયો હોય તે અધિમંથમાં તે અભિષ્યંદનાં ચિહ્નો હોવા ઉપરાંત અરધું માથું જાણે અત્યંત ઉખેડી લેવાતું હોય તથા અત્યંત મથી નંખાતું હોય એવી વેદના થાય છે. માત્ર અભિષ્યંદ અને અધિમંથમાં આટલોજ તફાવત છે તેમ ચારે પ્રકારના અધિમંથમાં આ જુદા પ્રકારની વેદનાનાં સરખાંજ લક્ષણો છે.

જો અધિમંથ કફાભિષ્યંદથી થયો હોય તો સાત રાત્રિની અંદર, રક્તાભિષ્યંદથી થયો હોય તો પાંચ રાત્રીની અંદર વાતાભિષ્યંદથી થયો હોય તો ૭ રાત્રીની અંદર અને પિત્તાભિષ્યંદથી થયો હોય તો તુરતજ વા લઘુ રાત્રીની અંદર જો વિચાર વિના ઉપાયો કરવામાં આવે તો દૃષ્ટિનો નાશ કરી નાખે છે. (બહુ જોરથી આંખો દુખવા આવી હોય તેને અધિમંથ કહે છે.)

જો નેત્રો ચળથી સહિત, ચીપડાઓથી ખરડાએલ, આંસુવાળાં, પાકેલા ઉંબરાના ફળ જેવાં રાતાં, સોજાવાળાં અને પાકવાળાં હોય તો તેને સશોફપાક કહે છે, અને આ લક્ષણો બધાંજ હોય પણ એક સોજો હોય તો તેને અશોફપાક કહે છે.

વાતાભિષ્યંદથી થએલો અધિમંથ થયા પછી બેદરકારીથી ઓસડ ન કરે તો તેથી આકરી પીડાઓ કરી આંખને પરાણે સુકવીને નાશ કરી નાખે છે. ત્યારે તે અધિમંથ હતાધિમંથ કહેવાય છે. આ રોગ અસાધ્ય છે.

માહ અને ફાગણ એટલા મહીનામાં બપોરે અંજન આંજવું. જેઠ, અષાડ, આસો અને કારતક એટલા મહિનામાં પ્રભાતે અને સાંજે અંજન આંજવું. શ્રાવણ અને ભાદરવામાં વાદળાં ન હોય ત્યારે અંજન આંજવું, અને ચૈત્ર તથા વૈશાખ મહીનામાં મરજી પડે ત્યારે-ગમે તે વખતે અંજન આંજવું. જે અંજન આંજવું હોય તે બે વેળાથી વધારે વખત આંજવું નહિ. તેમજ થાકેલા, બહુ રોએલા, બીનેલા, દારૂ પીધેલા, નવીન તાવવાળા, અજીર્ણવાળા અને ઝાડા પેશાબ વગેરેનું રોકાણ થએલા એટલા મનુષ્યોને અંજન આંજવું નહી. દોષો પાકી ગયા (ત્રણ દિવસ) પછી નેત્રોમાં યોગ્ય અંજન કરવું. જેથી નેત્રને તુરત ફાયદો થાય છે. જેથી આંખ આંજવામા આવે તેને અંજન કહે છે. ગોળીરૂપ, રસરૂપ અને ચૂર્ણરૂપ એમ અંજનના ૩ ભેદ છે. એ અંજન બળવાન છે. સ્નેહન રોપણ અને લેખન એવા પ્રત્યેક અંજનના ૩-૩ ભેદ છે. મધુર રસવાળું અને સ્નેહ (ઘી વગેરે) ચીકટવાળું અંજન હોય તેને સ્નેહન કહે છે. તુરા તથા કડવા રસવાળું અને સ્નેહવાળું અંજન હોય તેને રોપણ કહે છે અને ખારા, કડવા તથા ખાટા રસવાળું જે અંજન હોય તેને લેખન કહે છે. આકરું અંજન હોય તો ૧ વટાણા જેવડી, સાધારણ હોય તો ૧॥ વટાણા જેવડી અને આટલા આરે તેવું ન હોય તો ૨ વટાણા જેવડી, ગોળી કરવી. રસરૂપ અંજન હોય તો, ત્રણ વાવડીંગ જેટલું ઉત્તમ, બે વાવડીંગ જેટલું મધ્યમ અને એક વાવડીંગ જેટલું કનિષ્ટ જાણવું. અને ચૂર્ણરૂપ અંજન જો સ્નેહન હોય તો તેની ચાર સળી, રોપણ હોય તો ત્રણ સળી અને લેખન હોય તો બે સળી ભરીને આંજવું. આંજવાની સળી બન્ને મ્હોં સાંકડાં ચાલવાંવાળી જોઇએ, લીસી આઠ આંગળ લાંબી, વટાણા જેવી ગોળ અને પથરા ધાતુ વગેરેની સળી જોઇએ. તેમાં પણ સ્નેહનમાં સોના વા ચાંદીની સળીનો, લેખનમાં ત્રાંબાની લોઢાની કે પત્થરની સળીનો અને રોપણમાં આંગળીનો ઉપયોગ કરવો.

## આંખની આઠ ક્રિયાઓ.

શેક-પાણી વગેરેની ઝીણી ઝીણી ધાર કરવી. અશ્ચોતન-ટીપાં પાડવાં. પિંડી-પોટીસ-લોપરી મુકવી. બિડાલ-આંખની બાહાર ચારે બાજુએ લેપ કરવો. તર્પણ-તૃપ્તિ કરવા માટે આંખ ઉપર દુધ વગેરે ભરવું. પુટપાક-પકાવેલો રસ આંખમાં નાંખવો. અંજન-આંજવું અને શસ્ત્રક્રિયા કરવી. આ આઠ પ્રકારે નેત્રના રોગોને નિર્મૂળ કરવા.

## આંખ ઉપર શેક કરવાનો વિધિ.

રોગીનાં નેત્રોને મીંચાવી તેઓની ઉપર ચાર આંગળ ઉંચેથી ઝીણી ઝીણી ધાર કરવી એ નેત્રના સમસ્ત રોગ ઉપર ફાયદાકારક છે. વાયુના રોગોમાં ઘી વગેરે સ્નેહન પદાર્થોની ધાર કરવી, તે સ્નેહન શેક કહેવાય. પિત્ત તથા લોહીના રોગોમાં હરડે વગેરેના રસની ધાર કરવી. કફના રોગો ઉપર મળને ઉખેડનારાં સુંઠ વગેરે રસની ધાર કરવી. સ્નેહન શેક ૬૦૦ ચપટીઓ વગાડીએ તેટલીવાર સુધી, રોપણ શેક ૪૦૦ ચપટીઓ સુધી અને લેખન શેક ૩૦૦ ચપટીઓ સુધી કરવો, જેથી આંખ્યો નિર્મળ થઇ જાય છે. શેક દિવસેજ કરવો, પણ રાત્રિમાં કરવો નહી; કદાચિત બહુ દુઃખ થતું હોય અને ઘણીજ જરૂર હોય તો, રાત્રે પણ કરવો.

## અશ્ચોતનનો વિધિ.

રોગીની બન્ને આંખોને આંગળાંવતે ઉઘાડી રાખી તેમાં કવાથ, મધ, કે સ્નેહનાં ટીપાં

શાંત થયા પહેલાં નેત્રનું તર્પણ કરવું નહીં. ભાવપ્રકાશ.

## પુટ પાકનો વિધિ.

સ્નેહથી ભરેલું ૮ તોલા ભાર માંસ લઇ તેમાં બીજાં ઓષધો ૪ તોલા ભાર નાખી અને દ્રવ પદાર્થો ૧૬ તોલા ભાર નાખી એકઠાં કરી તેનો પીંડો કરી તેને પાંદડાંઓથી સારી પેઠે વીંટી પુટપાકની ( પૃષ્ટ આઠમામાં કહેલી ) રીતે પ્રમાણે અગ્નિમાં પકાવી પછી તેમાંથી રસ નીચોવી લઇને રસનો તર્પણની રીતિ પ્રમાણે ઉપયોગ કરવો. તર્પણ અને પુટપાકનો વિધિ કર્યા પછી રોગીએ તેજદાર વસ્તુઓ, પવનની ઝપટ, આકાશ અને સૂર્યનો તડકો જોવો નહીં.

**આંખ દુખતી હોય તો**—હરડેની છાલ, સિંધાલૂણ, સોનાગેરૂ, રસવંતી, દારૂહળદર અને હળદર એઓને ઘુંટી લેપ કરે તો આંખ દુખતી મટે છે. **વૈદ્યરહસ્ય.** અથવા લોઢાના વાસણમાં લીંબુનો રસ નાખી એ રસને લોઢાના બત્તાથી ઘુંટી જાડો કરી આંખો ઉપર લેપ કરે તો આંખનો દુખાવો મટે છે. **શારંગધર.** અથવા " અફીણ માસો ૧, ફુલાવેલી ફટકડી માસો ૧ અને લોદર માસો ૧ લઇ લીંબુના રસમાં ઘુંટી લોઢાની કડછીમાં જરા ઉનાં કરી લેપ કરે તો તાત્કાળ નેત્રનો દુખાવો મટે છે. અથવા પઠાણી લોદર, ફુલાવેલી ફટકડી, રસવંતી અને જેઠીમધ એઓને એક એક માસા ભાર લઇ ઝીણું વાટી કુંવારપાઠાના રસમાં કે પોસના ડોડાના પાણીમાં અથવા પાણીમાં મેળવી ૧ માસાભારની પોટલી કરી વારંવાર આંખ ઉપર દબાવે તો આંખનો દુખાવો મટી જાય છે." **આંખમાં શૂળો ચાલતાં હોય તો**—પઠાણી લોદરને ઘીમાં શેકી, વાટી વસ્ત્રગાળ કરી પોટલી બાંધી ઉના પાણીમાં ઝબોળી તેથી આંખે શેક કરે તો ખટકા બંધ પડે છે. **વૈદ્યરહસ્ય.** અથવા આંખના દુખાવા ઉપર શેક માટે બકરીના દુધમાં સિંધાલૂણ નાખી ઉનું કરી તેની સ્હેવાય તેવી આંખ ઉપર ધાર કરે તો વાયુની આંખ દુખતી હોય તો મટે છે. અથવા હળદર, દારૂહળદર, અને સિંધાલૂણ એઓને બકરીના દુધમાં પકાવી એ દુધની આંખ ઉપર સ્હેવાતી ધાર પાડે તો આંખનો દુખાવો મટે છે. અથવા પઠાણી લોદર અને જેઠીમધને ઝીણાં વાટી ઘીમાં શેકી બકરીના દુધમાં પકાવી તે દુધની આંખ ઉપર ધાર કરે તો ગરમીની આંખ દુખતી હોય તે મટે છે, તથા પિત્ત, રક્ત, લોહીવિકાર અને વાગવાથી થએલો આંખનો દુખાવો પણ મટે છે. અથવા ત્રિફળાં, લોદર, જેઠીમધ, સાકર અને મોથ એઓને ટાઢા પાણીથી ઘુંટી તેની આંખ ઉપર ધાર કરે તો લોહી વિકારથી દુખતી આંખો સારી થાય છે. **શારંગધર.** અથવા લીંબડાનાં પાન વાટી તેને લોદરના છોડીઆ ઉપર ચોપડી અગ્નિ ઉપર શેકી પછી વાટી તેમાંનો રસ નીચોવી તેનાં આંખમાં ટીપાં પાડે તો વાયુ અને લોહિથી દુખવા આવેલી આંખો મટી જાય છે. અથવા બૈરીના ધાવણનાં ટીપાં ૮ નાખે તો રક્તપિત્ત તથા વાયુના દુખવાવાળી આંખો સારી થાય છે. અથવા વાયુથી આંખમાં શૂળ ચાલતું હોય અને ઉપાયો કરવા છતાં પણ આરામ ન થતો હોય તો, કપાળની નસોનું કોઇપણ પ્રકારથી લોહી કઢાવવું અથવા ભમરોની નસને ડાંભી દેવી અથવા સરગવાના પાંદડાંની થેપલીથી કફનો દુખાવો અને લીંબડાનાં પાંદડાં ઝીણાં વાટી તેની થેપલીથી પિત્ત કફનો દુખાવો મટે છે. અથવા આંમળાને પાણી સાથે ઝીણાં વાટી આંખે થેપલી મુકે અથવા બકાયણ લીંબડાની લીંબોળીને પાણીથી વાટી થેપલી મુકે તો

પિત્તના સણકા-દુખાવો મટે છે. અથવા ત્રિફળાને વાટી થેપલી કરી આંખ ઉપર મુકે તો કફ પિત્તનો દુખાવો મટે છે. અથવા લોદરને કાંજીમાં વાટી ઘીમાં તળી થેપલી કરી આંખ ઉપર મુકે તો લોહીવિકારથી આંખો દુખતી હોય તે મટે છે. અથવા સુંઠ અને લીંબડાનાં પાન વાટી જરાક સિંધાલૂણ નાખી તેની આંખ ઉપર થેપલી મુકે તો આંખનો સોજો અને ચળનો નાશ કરે છે.

આંખની પાંપણની કીનારી ઉપર આંજણી થઇ હોય તો-વ્રાથી શેકી શસ્ત્રથી છેદી પછી તે ઉપર મણશીલ, એલચી, તગર, સિંધાલૂણ એઓનું ચૂર્ણ કરી મધમાં કાલવી આંજણી ઉપર ચોપડવું.

## નેત્રરોગના અન્ય ઉપાય.

શંખના વચ્ચેનો નક્કર ભાગ, બેહેડાંની મીંજ, હરડે કિંવા હરડેની મીંજ, શુદ્ધ મણશીલ, પીપર, મરી, ઉપલેટ અને વજ, એઓને સરખે ભાગે લઇ તેઓનું ચૂર્ણ કરી બકરીના દુધમાં સારી પેઠે ઘુંટી જવ જેવડી કે જવ જેવી ગોળીઓ કરી તેમાંથી એક વટાણા જેટલું પાણીમાં ઘસી આંખમાં આંજે તો તિમિરનો, માંસ વધતું હોય તેનો, કાચ (મોતીઓ), પડળ, અર્બુદ, રતાંધળાપણું અને એક વર્ષની મુદતનું ફુલું એટલા નેત્રના રોગોનો આ ચંદ્રોદયવર્ત્તિ નાશ કરે છે. અથવા કેસુડાનાં ફુલનો રસ કાહાડી કરંજના બીજના ચૂર્ણને કેટલીક ભાવનાઓ દઇ ઘુંટી લાંબી ઝીણી ગોળીઓ કરવી. પછી તે ગોળીને પાણી સાથે ઘસી આંખમાં આંજવાથી આંખનાં ફુલાં, છારી, ઝાંખ વગેરેનો નાશ કરે છે. આને લેખનવર્ત્તિ કહે છે. અથવા હાથીનો, સુઅરનો, ઉંટનો, બળદનો, ઘોડાનો, બકરાનો અને ગધેડાનો એટલાના દાંત લઇ (અને એ દાંતોથી ચોથા[1] ભાગે) શંખની નાભિ, વગર વિંધેલાં સાચાં મોતી, સમુદ્રફીણ, (અને મરી) એ સઘળાંને સમાન ભાગે લઇ સારીપેઠે પાણી સંગાથે ઘુંટી જવ જેવી લાંબી ગોળી બનાવી પાણી સાથે ઘસીને આંજે તો સર્વ પ્રકારનાં ફુલાંનો નાશ કરે છે-આને દંતવર્ત્તિ કહે છે. (આ પણ લેખની વર્તિકા છે.) અથવા તલનાં ફુલ ૮૦, લીંડીપીપરના કણ ૬૦, જાઇનાં ફુલ ૫૦, અને મળાંમરી ૧૬ એઓને સારીપેઠે પાણી સાથે ઘુંટી ગોળી બનાવી તેને પાણી સાથે ઘસી ૧॥ વટાણા જેટલી આંજે તો તિમિર, અર્જુન, ફુલું અને માંસનો વધારો એટલા નેત્રના રોગોને અવશ્ય મટાડે છે-આને કુમારીકા વા કુસુમિકાવર્ત્તિ કહે છે. (આ રોપણી ગુટિકા કહેવાય છે.) અથવા ૨ રસાંજન, હળદર, દારૂહળદર, માલતીનાં પાન, અને લીંબડાનાં પાન એઓને સરખે ભાગે લઇ ગાયના છાણના રસમાં વાટીને તેની ગોળી કરવી અને તેમાંથી ૧॥ વટાણું જેટલું આંજે તો રતાંધળાપણું મટી જાય છે. (આ ગોળી રોપણી કહેવાય છે.) અથવા આંબળાની મીંજ એક ભાગ, બેહેડાની મીંજ ૨ ભાગ અને હરડેની મીંજ ૩ ભાગ લઇ પાણી સાથે સારીપેઠે ઘુંટી ગોળી કરવી. એમાંથી બે વટાણા જેટલું આંજવામાં આવે તો, આંખમાંથી ઝરતું પાણી અને વાયુ કે લોહીનું દરદ હોય તે મટી જાય છે. (આ સ્નેહનવર્તી કહેવાય છે.) અથવા શુદ્ધ કરેલું મોરથુથુ, સોનમાખી,

---

૧ દાંતથી ચોથા ભાગે અન્ય ઓષધો લેવાં તથા તેમાં ૨ મરી લેવાં. ચક્રદત્ત.

૨ દારૂહળદરને બકરીના દુધમાં અને પાણીમાં ઉકાળીને, માવો બનાવ્યો હોય તેને રસાંજન-રસવંતી-રસોત-દારૂહળદરનો શીરો કહે છે.

સિંધાલૂણ, સાકર, શંખની નાભિ, મણશીલ, સોનાગેરૂ, સમુદ્રફીણ અને મરી એઓનું ચૂર્ણ કરી મધમાં કાલવી આંજે તો પાંપણના રોગ, તિમિર, મોતિયો અને ફુલું એઓનો ઉત્તમ પ્રકારે નાશ કરે છે. ( આને રોપણરસક્રિયા કહે છે. ) અથવા ભીમસેન કપૂરને આસરાને વડના દુધમાં ઘુંટી કે વડના દુધ સાથે આંખમાં આંજે તો બે મહીનાનું ફુલું દૂર થાય છે. અથવા મધ અને ઘોડાની લાળમાં મરી વાટીને આંજે તો ઘેન મટી જાય છે. (આ જાતે લેખનરસક્રિયા કહેવાય છે. ) અથવા જાઇનાં ફુલ, પરવાળાં, મરી, કડુ, ઘોડાવજ અને સિંધાલૂણ એઓને બકરાના મૂત્રમાં ઘુંટી આંજે તો ઘેન મટી જાય છે. (આ રસક્રિયા છે ) અથવા રસાંજન, રાળ, જાઇનાં ફુલ, મણશીલ, સમુદરીણ, સિંધાલૂણ, સોનાગેરૂ અને મરી એઓને સમાન ભાગે લઇ વાટી મધમાં ઘુંટી આંખે આંજે તો પ્રકલીનવર્ત્મના ક્લેદ અને ચળનો નાશ કરે છે. ( આ રોપણરસક્રિયા છે. ) અથવા ચણાનો રસ એક તોલાભાર લઇ તેમાં મધ અને સિંધાલૂણ ૧–૧ માસા ભાર નાખી સર્વને સારી પેઠે ઘુંટી આંજે તો પિત્તાર્મ, તિમિર, મોતીયો, ચળ, દષ્ટિનો નાશ તથા ધોળા અને કાળા ડોળાના અંદર પ્રવેશ કરેલા નેત્રરોગો વગેરેનો નાશ કરે છે. (આ રોપણરસક્રિયા છે.) અથવા સાટોડીના મૂળને દુધમાં ( કે ચીના ધાવણમાં ) ઘસીને આંજે તો ચળ, મધમાં ઘસીને આંજે તો પાણીનું ઝરવું, ઘીમાં ઘસીને આંજે તો ફુલું, તેલમાં ઘસીને આંજે તો તિમિર અને કાંજીમાં ઘસીને આંજે તો રતાંધળાપણું એઓનો, જેમ સૂર્ય અંધારાનો નાશ કરે છે. તેમ આ સાટોડીના પ્રયોગો (નેત્રના રોગોનો) નાશ કરે છે. અથવા બાવળનાં પાંદડાંનો ક્વાથ કરી તેને શીરા જેવો થાય ત્યારે મધ મેળવી આંજે તો આંખમાંથી ઝરતું પાણી તુરત બંધ થાય છે એમાં જરા સંદેહ નથી! (આ રોપણરસક્રિયાઓ છે.) અથવા નિર્મળીના બીજને મધમાં ઘસી થોડો બરાસ નાખીને આંખમાં આંજે તો આંખ્યો નિર્મળ થાય છે. (આ સ્નેહન રસક્રિયા છે. ) અથવા કાળા સાપની ચરબી, શંખની નાભીનું ચૂર્ણ અને નિર્મળીના બીજનું ચૂર્ણ, એઓને એકત્ર ઘુંટી આંજે તો સર્વ પ્રકારના નેત્રરોગો મટી જાય છે. એટલુંજ નહીં પણ જન્મ વખતથી અંધ થયો હોય છતાં આ અંજનના અંજનથી દેખતો થાય છે. ( આ રસક્રિયા છે.) અથવા કુકડીના ઇંડાનાં છોતરાં, મણશીલ, કાચ, શંખનાભીનું ચૂર્ણ, ચંદન અને સિંધાલૂણ એઓને સમાન લઇ સૂક્ષ્મ વાટી નિત્ય આંજવામાં આવે તો ફુલાં વગેરે નેત્રના રોગોનો નાશ કરે છે. (આ લેખનચૂર્ણ છે.) અથવા મરી ૧૨ રતીભાર, પીપર તથા સમુદ્રફીણ ૨૪–૨૪ રતીભાર, સિંધાલૂણ ૧૨ રતી અને શુદ્ધ સુરમો ૨। તોલા લઇ એઓનું સૂક્ષ્મ ચૂર્ણ કરી ચાળી ચિત્રા નક્ષત્રે આંજે તો વા ચિત્રા નક્ષત્રના દિવસથી આંજવું શરૂ કરે તો તેથી ખરજ, મોતીયો, કફાર્ત અને મળ વગેરેનો નાશ કરે છે. ( આ લેખનચૂર્ણાંજન છે. ) અથવા કાળાપરીઆને સુંદર ખરલમાં વાટી પાણીમાં સારી પેઠે ભીંજવી રાખી તેની સઘળી આછ લઇ નીચે રહેલા ભાગને ફેંકી દેવો. તે સઘળી આછ સુકાઇ પાપડી જેવી થઇ જાય ત્યારે તેનું ચૂર્ણ કરી તેને ત્રિફળાના[1] રસની ૩ ભાવના દઇ તેમાં દશમા ભાગે બરાસ નાખી સારી પેઠે ઘુંટીને આંજે તો નેત્રના સમસ્ત રોગો મટી જાય છે. ( આ રોપણ ચૂર્ણ છે. ) અથવા ધોળા સુરમાને અગ્નિથી તપાવી તપાવી સાત વાર ત્રિફળાના

૧ જે વસ્તુઓના રસ લેવા લખ્યું હોય પણ કદાચ રસ ન મળે તો તે વસ્તુને ઉકાળી તેનો ક્વાથ કરી ઉપયોગમાં લેવો.

જ્યારે અંગારા જેવી લાલચોળ કુલડી જણાય ત્યારે તેને કહાડી લઇ ઝીણું ઘુંટી તેનું અંજન કરે તો, નેત્રોના સઘળા રોગો મટી જાય છે. અથવા ગધેડાનો દાંત–દાઢ લઇ પાણીમાં ઘસી આંખમાં આંજે તો શીતળાનું ફુલું મટે છે. અથવા જુનું ઘી આંખમાં આંજે તો નેત્રના ૧સમસ્ત વિકાર નાશ થાય છે. **વૈદ્યરહસ્ય** " અથવા આંબળાં અને ગંધકથી મારેલું શુદ્ધ ત્રાંબુ વાટી તેનું અંજન કરે તો સબળવાયુ, તથા પડળ વગેરે આંખના રોગોને મટાડે છે. અથવા શુદ્ધ મોરથુથુ, ફુલાવેલી ફટકડી, પીપરનાં બીજ અને સાકર એઓને સમાન લઇ વાટી કાજળ બનાવી આંખમાં આંજે તો તેથી છાયા, ફુલું અને પાણીનું ઝરવું વગેરે મટી જાય છે." અથવા હળદર, લીંબડાનાં પાંદડાં, પીપર, મરી, વાવડીંગ, મોથ અને હરડે એઓને સમાન લઇ બકરીના મૂત્રમાં વાટી દીવટ સમાન ગોળી બનાવી છાંયામાં સુકવી પાણીથી ઘસીને આંજે તો તિમિર, ગોમૂત્રથી ઘસીને આંજે તો પડળ–મોતીયો અને સ્ત્રીના ધાવણથી આંજે તો ફુલાનો નાશ કરે છે—આ **ચંદ્રપ્રભાવર્તિ** કહેવાય છે. **ભાવપ્રકાશ.** અથવા " હરડેની છાલ ૧ ભાગ, બેહડાની છાલ ૨ ભાગ, આંબળાં ૪ ભાગ, શતાવરી ૮ તોલા, જેઠીમધ ૪ તોલા, તજ (દાલચીની), સિંધાલુણ, (લાહોરી નીમક) પીપર, અને સાકર એ સર્વને બરોબર લઇ સર્વનું ચૂર્ણ કરી ટાંક ૨ ભાર મધ અને ઘી સંગાથે ૪૯ દિવસ સુધી સેવન કરે તો તિમિરને, પડળને, મોતિયાને, રતાંધળાપણાને, ફુલાને, પાણીના ઝરવાને, અને સબળવાયુને સારાંશમાં સઘળા નેત્રના રોગોને આ **દ્વાદશામૃત હરીતકી** દૂર કરે છે." અથવા ત્રિફળાનો રસ ૬૪ તોલા અને ભાંગરાનો કે આમલીનો રસ ૬૪ તોલાભાર લઇ તે રસમાં પીપર, સાકર, દ્રાખ, ત્રિફળા, લીલું કમળ, જેઠીમધ, ખીરકાકોલી, દુધ અને ભોરીંગણી એઓનો કલ્ક નાખી તેઓ સાથે ગાયનું ઘી ( મંદ અગ્નિદ્વારા ) પકાવવું. જ્યારે સર્વ રસ બળી જાય અને એકલું ઘી રહેલું જણાય ત્યારે ઉતારી લઇ ગાળીને સુંદર રીઢા પાત્રમાં ભરી લેવું. એ ઘીમાંથી અનુમાન પ્રમાણે ભોજન કર્યા પહેલાં, ભોજનના વચમાં અને ભોજન કર્યા પછી પીએ તો તેથી સઘળા પ્રકારના નેત્રરોગો નાશ થાય છે; અર્થાત્ આંખો બહુ રાતી હોય, લોહીદોષ, લોહીનું ઝરવું, રતાંધળાપણું, મોતીયો, નીલિકા, પડળ, માંસનું વધવું, અભિષ્યંદ, અધિમંથ, મહાદારુણ-પક્ષ્મકોપ, અને ત્રણે દોષોએ કરેલા નેત્ર સંબંધી રોગો ઉપર આ પ્રયોગ અત્યંત હિતકારક છે. ગીધના સમાન દૃષ્ટિ થાય છે. બળ અને જઠરાગ્નિને વધારનાર છે. આ **મહાત્રિફલાઘૃત** કહેવાય છે. **ચક્રદત્ત.** અથવા સફેદાને ઝીણો વાટી ચીનાઇ વાસણમાં નાખી પાણીમાં હલાવી નાંખવો, જ્યારે સફેદો નીચે જામી જાય ત્યારે પાણી નીતારી નાંખવું. એમ ત્રણવાર કર્યા પછી જે સફેદો રહે તે સફેદો માસા ૧૦ અને અંજરૂત માસા ૬ લઇ અંજરૂતને જે સ્ત્રીને દીકરી ધાવણી હોય તેનું ધાવણ લઇ તેમાં તેને વાટી પછી સફેદામાં મેળવી તેમાં કતીરો ગુંદ માસો ૧, બરાસ રતી ૪ અને કડાયો ગુંદ માસા ૧ ભાર લઇ

૧શાર્ઙ્ગધરજી કહે છે કે–જમીને ઉઠયા પછી બન્ને હાથની હથેલીઓને ઘસી ( ત્રણ વખત ) બન્ને નેત્રો ઉપર ફેરવે તો, તિમિરાદિ સર્વ નેત્રના રોગો નાશ થાય છે. તથા મ્હોંમાં ઠંડા પાણીનો કોગળો ભરી ટાઢા પાણીની પ્રત્યેક નેત્રને ત્રણ અંજળી છાંટે અર્થાત્ ત્રિકાળ–સવાર–બપોર અને સંધ્યા વખતે છાંટે તો કોઇપણ પ્રકારનો આંખમાં રોગ થતોજ નથી અને થયો હોય તો તે આ પ્રયોગ કરવાથી નાશ પામે છે. ( આ બન્ને પ્રયોગ અતિ ઉત્તમ છે એમ હું મારા ઘણાં વર્ષના અનુભવ ઉપરથી કહી શકું છું.) ભા. કર્તા.

તેઓને ગુલાબજળમાં સારી પેઠે ઘુંટી બોર જેવડી ગોળી વાળી પાણી સાથે ઘસી અંજન કે લેપ કરે તો ગરમીના નેત્રરોગો, આંખનું દુખવું, સોજા કે ખટક વગેરે સમસ્ત રોગો નાશ પામે છે. ”

## વાગ્ભટજીના મત પ્રમાણે મોતીઓ કાહાડવાની વ્યાખ્યા.

કાચો મોતીઓ હોય તો, શસ્ત્રવતે કાહાડવો નહીં, પણ પાકી ગયો હોય તો કાહાડવો. તે પાકેલા મોતીયાબિંદુનાં લક્ષણ એ છે કે-કીકી ઉપર દહીના ઘોળવા જેવો જણાય અને તે મનુષ્યને કશુંપણ દેખાય નહીં તથા આંખમાં પીડા થાય નહીં ત્યારે તે મોતીઆને પાકો થએલો સમજી શસ્ત્રવતે યુક્તિપૂર્વક કાહાડી નાંખવો; પરંતુ દ્રષ્ટિપિનસ, ઉધરસ તથા અજીર્ણ રોગીનો, ઉલટી થએલાનો, બીકણનો અને માથામાં, કાનમાં તથા આંખમાં સણકા આવતા હોય તે રોગીનો મોતીયો કાહાડવો નહીં, તથા શ્રાવણ, કારતક અને ચૈત્ર માસમાં પણ મોતીયો કાહાડવો નહીં. મોતીયો કાહાડતાં પેહેલાં વિશેષ તાપ, વિશેષ ટાહાડ, વિશેષ વર્ષા ન હોય અને સાધારણ કાળ હોય તે વખતે રેચ વગેરેથી શરીરને શુદ્ધ કરી ભોજન જમ્યા પછી દિવસના પહેલા પોહોરમાં, સુંદર મકાનમાં, અજવાળાવાળી પવન રહિત જગ્યોમાં ઢીંચણ વરાણીએ સારી રીતે બેસારી શસ્ત્રક્રિયામાં પ્રવિણ વૈદ્યે મુખની વરાળથી રોગીની આંખને પરસેવાયુક્ત કરી પોતાના અંગુઠાવતે રોગીની આંખ મસળી મેલને એકઠો કરી તે રોગીના પછવાડે એક ચતુર-સુઘડ માણસને બેસારી તેના હાથવતે રોગીને પકડી રખાવી, નાક તરફ દ્રષ્ટિ રખાવી, શરીર માથું વગેરે હલાવવા ન દેતાં માથાને પકડી કાળા ડોળાથી અરધ આંગળ ભાગ છોડી અને કટાક્ષથી પા આંગળ છોડી વૈદ્યે પોતાની અંગુઠા પાસેની તથા વચલી આંગળીથી અને અંગુઠાથી શસ્ત્ર-નસ્તરને પકડી હાથને સ્થિર રાખી હલકા હાથે દૈવકૃત છિદ્રના પડખામાંના ઉપરના ભાગે શસ્ત્રપ્રયોગ કરી મોતીયાના પડને પૂરી રીતે કાહાડી લેવો. જમણી આંખમાં ડાબા હાથથી અને ડાબી આંખમાં જમણા હાથથી શસ્ત્રપ્રયોગ કરવો. પછી રોગીની સારી પેઠે સાવજત્ત રાખી અને દિલાસા સાથે વૈદ્યે સ્ત્રીઓના ધાવણનાં પેલ મુકી શસ્ત્રની અણીવતે નેત્ર મંડળને નિર્લેખીત કરવું. પછી રોગી પીડા ન પામે તેવી રીતે વૈદ્યે ધીરે ધીરે નાસિકાદ્વારા કફને પ્રેરિત કરતો થકો ઉત્સિંચનથી દ્રષ્ટિ મંડળમાં પ્રાપ્ત થએલા કફને દૂર કરી, સ્થિર થયા અથવા ચળાયમાન થયા દોષોમાં બાહારથી નેત્રને સ્વેદિત કરી પછી વસ્તુને દેખવા લાગે ત્યારે શસ્ત્રને ધીરે ધીરે કાહાડી લેવું પછી ઘીનાં પેલ મુકી પાટો બાંધી જે આંખમાંથી મોતીયો કાહાડયો હોય તેની સામેની બાજુના પડખે રોગીને સુવાડી દેવો, પછી જો બને આંખોમાંથી મોતીયો કહાડયો હોય તો ચત્તો સુવાડી દેવો. પણ પવન વગરની જગ્યોએ માથું પગ ન હલાવવા દેતાં સુવાડવો; તથા છિંક, ઉધરસ, ઓડકાર, થુંકવું, પાણી પીવું, નીચું મ્હોં કરવું, સ્નાન, દાતણ અને ખાવું એ સાત દિવસ સુધી કરવા દેવાં નહીં. અર્થાત્ હલકું ભોજન કરાવવું. પીડા થાય તો આંખે સ્હેવાય તેવા ઉના ઘીનો શેક કરવો. અને ત્રિકટુ, આંબળાં, તથા પુષ્કરમૂળ એઓના કવાથે ઘી સાથે ત્રણ દિવસ પીવો. પછી પાટો છોડી વાયુને હરનાર ઓષધોવડે સિંચન કરી સાતમે દાહાડે બરોબર આંખ ખુલ્લી રાખે તો હરકત નથી; પરંતુ જ્યાં સુધી દ્રષ્ટિ સ્થિર ન થઇ હોય ત્યાં સુધી ઝીણા પદાર્થો તથા તેજદાર વસ્તુઓ વગેરે જોવાં નહીં અને કિંચિત્ પણ કુપથ્ય સેવન કરવું નહીં નહીં તો, સોજારોગ, પીડા અને અગ્નિમંથ

આદિ રોગો થાય છે; યથાયોગ્ય ઉપચારો કરવા. આ સંબંધી સવિસ્તર જુવાનો મેળ- વવો હોય તો વાગ્ભટના ઉત્તરસ્થાનનો ચોથો અધ્યાય જોઈ મેળવવો.

## નેત્રના રોગીનાં પથ્યાપથ્ય.

ચોખા, ઘઉં, મગ, ગાયનું ઘી, ગાયનું દુધ, સાકર, મધ, સિંધાલુણ, મેથીની ભાજી, તાંદળજો, સાટોડીની ભાજી, ડોડીની ભાજી, બથવાની ભાજી, મત્સાક્ષી અને વિકાર રહિત ગુણવાળા પદાર્થો સેવવા યોગ્ય છે. વળી ઠંડા ઉપાયો, સ્ત્રીના દુધનો શેક, સાટોડીની જડના કલ્કનો શેક અને નિર્વાતસ્થાન તથા પ્રકાશનું ન જોવું એ સદા હિતકારી છે. આંખનો દુખાવો મટ્યા પછી પણ તડકો, ટાઢ, દહી, શરદી, પવન, ખટાશ, મહેનત, ઝીણી વસ્તુઓને ધારીને નિહાળવી, દૂર દૃષ્ટિ કરી કોઈ પદાર્થને જોવો અને અતિ ઠંડી વસ્તુનું અંજન તથા પ્રહાર એટલી બાબતોથી બચવું એજ હિતકારી છે. કેળાં, મગફળી, કોળું, ભાજીનું શાક, શીસંગ, અડદ, ઉજાગરો, ગવારફળી, ખારા ખાટા, ગરમ, વાયડા, અને ઠંડા પદાર્થો, કાંજી, સરસીયું, પાણીમાં તરવું, અવળા અસ્તરેથી–સ્હામા અસ્તરાથી હજામત કરાવવી, માછલાં, દહીં, ગરમી મસાલા અને સૂર્યાદિના પ્રકાશ સ્હામું જોવું વગેરે વગેરે સેવવા યોગ્ય નથી માટે એ કુપથ્યને ત્યજી સર્વ ઈંદ્રિયો કરતાં આંખનું વિશેષ કરીને રક્ષણ કરવું.

૧ નેત્ર રોગોનો અધિકાર સંપૂર્ણ.

# કર્ણ—કાનના રોગોનો અધિકાર.

—:o:—

## સુશ્રુતના મત પ્રમાણે કાનના અઠ્યાવીસ રોગોનાં નામો.

કર્ણશૂળ ૧, કર્ણનાદ ૨, બધિરતા ૩, ક્ષ્વેડ ૪, કર્ણસ્રાવ ૫, કર્ણકંડુ ૬, કર્ણગૂથ ૭, પ્રતિનાહ ૮, કૃમિકર્ણ ૯, પ્રહાર કે ક્ષતથી થએલ વિદ્રધિ ૧૦, દોષથી થએલ વિદ્રધિ ૧૧, કર્ણપાક ૧૨, પૂતિકર્ણ ૧૩, વાતશોથ ૧૪, પિત્તશોથ ૧૫, કફશોથ ૧૬, રક્તજકર્ણશોથ ૧૭, વાયુનો, પિત્તનો, કફનો, લોહીનો, માંસનો, મેદનો, અને નસોનો અર્બુદ ૨૪, અને ચાર પ્રકારના અરશ ૨૮ એ ૨૮ રોગો કાનના વિભાગમાં થાય છે.

ચરકના મત પ્રમાણે કર્ણપાલિક વિષે ચાર વિશેષ રોગ કહેલ છે એટલે ઉત્પાત ૧, ઉન્મથક ૨, દુઃખવર્ધન ૩, અને પરિલેહિન ૪. એ ચાર રોગ છે.

## કાનના અઠ્યાવીસ રોગોનાં ક્રમવાર લક્ષણ.

કાનમાં વાયુ પેસીને પોતાનો માર્ગ છોડીને અવળે રસ્તે [illegible] છે ત્યારે કાનમાં ચારે કોરથી શૂળ આવે છે અને કફ પિત્ત લોહી વગેરે દોષોને ઉત્પન્ન કરે છે તેને કર્ણશૂળ કહે છે. આ રોગ ચિકિત્સા–ઉપાય કરવાને યોગ્ય નથી; કેમકે જો કર્ણશૂળમાં મૂર્છા, [illegible]

૧ " ૐ [illegible] ફટ્ સ્વાહા " આ અરણના મંત્રનો જપ કરતાં પાણીથી બન્ને આંખો ધોવી, જેથી અત્યંત દુઃસહ આંખની પીડાનો તુરત અંત આવે છે. તથા [illegible] કરી [illegible] [illegible] તેની [illegible] આંખને સેક–થાય આમનાથી 'આંખ દુખતી' મટે છે એમ [illegible] કર્તા શ્રી [illegible] કહે છે.

રા, તાવ, ઉધરસ, શ્વાસ અને ઉલટી એ ઉપદ્રવો હોય તો તે રોગી મરી જાય છે.

અશબ માર્ગે વિચરતો વાયુ શબ્દવાહિની નાડીઓમાં પેસી વિવિધ પ્રકારના શબ્દો સંભળાવે અર્થાત્ કાનમાં તમરાં બોલ્યા કરે-ઘોંઘાટ થાય તેને કર્ણનાદ કહે છે.

એજ વાયુ જ્યારે કફને સામેલ કરી શબ્દવાહિની નાડીઓમાં ઠરે છે ત્યારે વિપરીત આહાર વિહાર કરનારા પુરૂષોને બધિરતા-બહેરાપણું થાય છે. તે બહેરાપણું બાળકને વૃદ્ધને અને લાંબા સમયથી થએલું હોય તો અસાધ્ય છે.

શ્રમથી, ધાતુક્ષયથી, લુખા અને કસાયલા ભોજનોથી વાયુ શબ્દ માર્ગમાં જામી જાય છે તથા શિરોવિરેચન લેનારા અને ઠંડા પદાર્થોના સેવન કરનારાઓને કર્ણક્ષ્વેડ થાય છે.

એકલા વાયુથી અનેક પ્રકારના શબ્દોને કાનમાં પ્રકટ કરનાર તેને કર્ણનાદ કહે છે અને જે પિત્તાદિ દોષોથી યુક્ત વાયુ કાનમાં વાંસના જેવો અવાજ પ્રકટ કરે તેને કર્ણક્ષ્વેડ કહે છે અર્થાત્ કર્ણનાદ અને કર્ણક્ષ્વેડમાં એટલોજ અંતર છે.

માથામાં કોઇપણ પ્રકારનો માર વાગવાથી, પાણીમાં ડુબકી મારવાથી અથવા વિદ્રધિના પાકવાથી વાયુના કારણને લીધે કાનોમાંથી પરૂ વહે છે તેને કર્ણસ્રાવ કહે છે.

કફના કારણથી જ્યારે કાનોની નસોમાં બહુજ વલુર ઉત્પન્ન કરે છે તેને કર્ણકંડુ કહેછે.

પિત્તના તેજથી કફ સુકાઇ જાય છે ત્યારે નસોમાં ગુંથન થઇ જાય છે-મેલને પેદા કરે છે તેને કર્ણગુથ કહે છે.

તે કર્ણગુથ-કાનનો મેલ પીગળી પાતળો થઇ નાકમાં અને મ્હોંમાં આવે છે તેને પ્રતિનાહ કહે છે. આ પ્રતિનાહથી આધાશીશીનો રોગ થાય છે.

જ્યારે કાનમાં કીડા પડે છે અથવા ન્હાની ન્હાની માખીઓ આસંગ મુકી જાય છે તેને અંજનત્વના કારણથી કૃમિકર્ણ કહે છે. વિદેહ કહે છે. આ રોગ ત્રિદોષજનિત છે.

એક વિદ્રધિ ક્ષતથી કે વાગવાથી થાય છે અને બીજો દોષથી થાય છે. દોષથી થાય છે તો કાનમાંથી રાતો પીળો સ્રાવ થાય છે તેથી વ્યથા, ધુમાડા નીકળ્યા જેવું, બળતરા તથા અગ્નિના પાસે થતા તાપ જેવું થાય છે તેને કર્ણવિદ્રધિ કહે છે. આ બંને વિદ્રધિઓ આગંતુકજ છે માટે તેને એક ગણેલ છે.

પિત્તના કોપથી જ્યારે કાન પાકી જાય છે. ત્યારે દુર્ગંધતા અને પચપચતાપણું થાય છે તેને કર્ણપાક-કાન પાકયો કહે છે.

વેદના સહિત કે વેદના રહિત જાડું પરૂ જેમાંથી ખાસ દુર્ગંધી યુક્ત વહે છે તેને પૂતી કર્ણ ગંધ મારતો કાન કહે છે.

આ રોગો વિના ચાર જાતના ( વાયુથી, પિત્તથી, કફથી અને લોહીથી થએલા ) સોજા કાનમાં થાય છે તેનાં લક્ષણો સોજાના અધિકારમાં કહી ગએલા છીએ માટે તે પ્રમાણે સમજી લેવાં. તેમજ ચાર જાતના (વાયુથી, પિત્તથી, કફથી અને લોહીથી થએલા ) અર્શો કાનમાં થાય છે તેનાં પણ લક્ષણો અર્શના અધિકારમાં કહી ગયા છીએ માટે તે પ્રમાણે સમજી લેવાં. અને સાત પ્રકારના ( વાયુથી, પિત્તથી કફથી, લોહીથી, માંસથી, મેદથી અને શિરાથી ) થએલા અર્બુદો-રસોળીઓ કાનમાં થાય છે તેનાં લક્ષણો અર્બુદના અધિકારમાં કહેલ છે માટે તે પ્રમાણે સમજી લેવાં.

## ચરકના મતથી કાનના ચાર રોગો.

વાયુથી, પિત્તથી, કફથી અને ત્રિદોષથી એમ ચાર પ્રકારથી થનારા કાનના રોગો છે- એટલે જેમાં કાનમાં અવાજ થાય, બહુ પીડા થાય, સોજો હોય અને પાતળું પરૂ વહે તથા સંભળાય નહીં તો જાણવું કે વાયુથી થએલો કાનનો રોગ છે. રાતાશવાળો સોજો હોય, કાન ફાટયો હોય, બળતરા થતી હોય અને ગંધાતું પીળું પરૂ વેહેતું હોય તો જાણવું કે પિત્તથી થએલો કાનનો રોગ છે. કાંઇનું કાંઇ સંભળાતું હોય, વલુર આવતી હોય, સ્થિર સોજો હોય, ધોળું અને ચીકણું પરૂ વહેતું હોય તથા પીડા ઓછી હોય તો જાણવું કે કફથી થએલો કાનનો રોગ છે. અને ઉપર કહેલાં સઘળાં જેમાં ચિહ્નો હોય તથા તેમાં જે દોષ વિશેષ હોય તેના વર્ણવાળું પરૂ વેહેતું હોય તો જાણવું કે સન્નિપાતથી થએલો કાનનો રોગ છે.

## કાનની કીનારીમાં થતા પાંચ રોગોનું વિવેચન.

પરિપોટ, ઉત્પાત, ઉન્મંથક, દુઃખવર્ધન અને પરિલેહી એ નામના પાંચ રોગો કાનની કીનારીમાં થાય છે. તેનાં મૂળ કારણો સહિત લક્ષણો નીચે પ્રમાણે-

કુણી ચામડી કે કોમળ હોવાને લીધે જો ઘણા દિવસ સુધી વીંધેલા કાનને છોડી દઇ પછી એકદમ તેના છેદોને વધારવા માંડે તો તેથી કાનની કીનારીમાં વેદનાવાળો ફાટેલો, કાળાશ મિશ્રિત અને સ્તબ્ધ સોજો થાય છે તેને વાતજ પરિપોટ કહે છે. આ રોગ કાનના સણકાથી, કે ભારે દાગીના કાનમાં પહેરવાથી વા પ્રહાર લાગવાથી કે મસળાવાથી થાય છે.

લોહી અથવા લોહી પિત્તના બગડવાથી કાનની કીનારીમાં જે સોજો કાળા રંગનો બળતરા, પાક અને પીડા સહિત હોય તેને ઉત્પાત કહે છે.

કાનના છેદને પરાણે વધારવાથી કાનની કીનારી કે ગુટમાં વાયુનો કોપ થઇ કફની સહાયતાથી સ્તબ્ધ, થોડી પીડા અને ચળવાળા સોજાને પ્રકટ કરે છે, તે રોગ વાયુ અને કફના કોપથી થનારો ઉન્મંથક કહેવાય છે.

નસ વીંધાવાથી કે અયોગ્ય પ્રકારે વીંધાયલા કાનને વધારવા જતાં ચળ, બળતરા, વેદના અને પાકવાળો સોજો થાય છે તેને દુઃખવર્ધન કહે છે. આ સોજો ત્રિદોષજન્ય છે.

સરસવના જેવી ઝીણી ઝીણી ફોલ્લીઓ વિકાર સહિત કાનની કીનારીમાં થઇ તેમાંથી રસી ઝરે છે તથા ચળ, બળતરા અને વેદના થાય છે. કફ અને લોહીના વિકારથી વખતે જીવાત પણ પડી જાય છે તથા ચારે કોર ફેલાય છે અને બાલપાળમાં સ્થિત થએલ શુષ્કકુળીને પણ લોહિત કરે છે તેથી તેને પરિલેહી કહે છે.

## કાનના રોગોના ઉપાય.

સુંઠ, મધ અને સિંધાલુણ એઓના કલ્કથી તેલ ઉકાળી તે તેલ સ્હેવાય તેવું ઉનું હોય ત્યારે કાનમાં નાખવું, જેથી કર્ણશૂળ, કર્ણનાદ, બેહેરા અને ક્ષ્વેડ વગેરે કાનના રોગો મટી જાય છે. અથવા લસણ, આદું, સરગવો, વાયવરણું, મૂળા અને કેળ એઓનો યોગ્ય રીતે રસ કાહાડી ઉનો કરી તેનાં સ્હેવાય તેવાં કાનમાં ટીપાં પાડવાં, જેથી કાનની પીડા મટી જાય છે અથવા આકડાનાં પુટતાં પાંદડાંને ખટાશમાં વાટી તેમાં તેલ તથા સિંધાલુણ નાખી થોરનું જાડું ડેડવું કોરી તેમાં તે ભરી તેના ઉપર કપડા માટી કરી પુટપા-

કની રીતિ પ્રમાણે તેને પકવી સારી પેઠે તેમાંથી રસ નીચોવી લઇ તે રસનાં રહેવાય તેવાં ઉનાં ટીપાં નાંખવાં, જેથી કાનમાં આવતા સણકા-શળ મટી જાય છે. અથવા આકડાનાં પાકેલાં પીળાં પાંદડાં લઇ તે ઉપર ઘી ચોપડી અગ્નિ ઉપર શેકી તેમાંથી રસ નીચોવી લઇ તે રસ સ્હેવાય તેવો ઉનો કાનમાં નાખે તો કાનનું શળ મટી જાય છે અથવા બકરાના મૂત્રમાં સિંધાલૂણ નાખી ઉનું કરી નવશેકું હોય ત્યારે તેને કાનમાં નાખે તો કાનનું ભયં-કર શળ અને કાનમાં થતો ગણગણાટ તથા પરૂ વેહેતું હોય તે મટી જાય છે. અથવા ધોળા આકડાનું મૂ. ળ વાટી તેનાથી ધીમી આંચ વડે પકાવેલું તેલ કાનમાં નાખે તો ત્રણે દોષનું કાનનું શળ તુરત મટી જાય છે. અથવા અંધાડાની રાખને પાણીમાં મેળવી તેમાં અંધાડાનો કલ્ક નાખીને પકાવેલું તૈલ કાનમાં નાખે તો, તેથી કાનમાં થતો ગણગણાટ અને બેહેરાપણું મટી જાય છે. અથવા બીલાંને ગાયના મૂત્રમાં વાટી તેનો કલ્ક નાખીને પાણીમાં કે દુધમાં પકાવેલું તેલ કાનમાં નાખે તો બેહેરાપણું અવશ્ય મટી જાય છે. આ બિલ્વ તૈલ કહેવાય છે. જેમાંથી ગંધાતું કે વગર ગંધાતું પરૂ વહેતું હોય કે કાનમાં જીવાત પડી હોય તો પણ ઉપર કહેલ સાધારણ ઉપાયો કરવા. અથવા સાજીખાર સહિત બીજો-રાનો રસ કાનમાં નાખે તો કાનમાંથી નીકળતું પરૂ, પીડા અને બળતરા મટી જાય છે, અ-થવા આંબાનાં, જાંબુનાં, મહુડાનાં અને વડનાં કુણાં કુણાં પાંદડાંઓને ઝીણાં વાટી તેના-થી પકાવેલું તૈલ કાનમાં નાખે તો કાનમાંથી જાડું નિરંતર ગંધાતું પરૂ વહેતું હોય તે રોગ મટે છે. અથવા ચંબેલીના પાનના રસથી પકાવેલું તેલ કાનમાં નાખવાથી હંમેશાં કા-નમાંથી વહેતું જાડું ગંધાતું પરૂ બંધ પડે છે. અથવા ઓના ધાવણથી રસવંતીને વાટી મધમાં મેળવી કાનમાં નાખે તો કાનનું પરૂ કે ગંધાતું જાડું નિરંતર વહેતું પરૂ બંધ પડે છે. અથવા ઉપલેટ, હિંગ, વજ, દેવદાર, સવા, સુંઠ, અને સિંધાલૂણ એઓની ચટણી બનાવી બકરાના મૂત્રમાં નાખી તેથી પકાવેલું તેલ કાનમાં નાંખે તો, નિરંતર કાનમાંથી ગંધાતું જાડું પરૂ વેહેતું હોય તે (પૂતિકર્ણ) રોગ મટી જાય છે. આ કુષ્ઠાદિતૈલ કહેવાય છે. મોટી છીપના જીવડાના માંસનો કલ્ક કરી તેથી પકાવેલું સરસીયું તેલ કાનમાં નાખે તો, કાનમાંથી વહેતું પરૂ તુરત બંધ પડે છે. અથવા ગંધક, મણશીલ, અને હળદર એઓના ચાર તોલાભાર ચૂર્ણના ક-લ્કને સરસીયું તેલ તોલા ૩૨ અને ધંતુરાનાં પાંદડાંઓનો રસ તોલા ૩૨ તેમાં નાખી તેલ પકા-વવાની રીતિ પ્રમાણે પકાવી કાનમાં નાખે તો, બહુ વખતથી વેહેતો કાન પણ મટી જાય છે. અ-થવા કાનમાં જીવાત પડી હોય તો કૃમિરોગના અધિકારમાં લખેલા કૃમિનાશક ઉપાયો કરવા. અથવા રીંગણીનો ધુમાડો, સરસીયું તેલ અને ગાયના મૂત્રમાં ઘુટેલી હરતાલનો રસ પણ કૃમિનો નાશ કરે છે. અથવા કાનમાંથી બહુજ દુર્ગંધ આવતી હોય તો ગુગળનો ધુપ દેવો. અને કાનના સોજાના ઉપાય સોજાના અધિકારમાં કહેલા પ્રમાણે, કાનના મસા-અરશોના ઉપાય અર-શોના અધિકારમાં કહ્યા પ્રમાણે અને કાનના અર્બુદના ઉપાયો અર્બુદના અધિકારમાં કહ્યા પ્રમાણે કરવા, જેથી આરામ થાય છે. ભાવપ્રકાશ. અથવા મૂળાનો રસ, સરસીયું અને મધ સમાન ભાગે લઈ કાનમાં નાખે તો બેહેરાપણું મટે છે. અથવા ન્હાની એલચીના ચૂર્ણને સાકર સહિત કાનમાં નાખે તો બેહેરાપણું મટે છે. અથવા સુંઠ, પીપર, સિંધા-લૂણ, ઉપલેટ, હીંગ, વજ, લસણ અને તલનું તેલ લઇ તેમાં આકડાનાં પાકાં પાંદડાંનો રસ નાખી તેલ પકાવવાની રીતિ પ્રમાણે તેલ પકાવી કાનમાં નાખે તો કાનની પીડા મટી

જાય છે. અથવા મોટી છીપોના જીવડાઓનું માંસ, કમળકાકડી, હિંગ, તુંબરૂ, સિંધાલુણ અને ઉપલેટ પ્રત્યેકને તોલા તોલા ભાર લઇ વાટી પાણી સાથે ઘુંટી કલ્ક કરી તેને ૨૮ તોલા ભાર સરસીયા તેલમાં નાખી હાડીઆકરસણનો રસ ૨૮ તોલા ભાર મેળવી તેલને મંદાગ્નિથી પકાવી તે તેલનાં કાનમાં ટીપાં નાખે તો કાનમાં થતો ઘોંઘાટ, કાનમાં પડેલી ચાંદી, કાનની દુર્ગંધતા અને કાનનું પંકવું વગેરે સર્વ કાનના રોગો નિશ્ચે તુરત મટી જાય છે. અથવા હાડીયાકરસણનો રસ, નગોડનો રસ અને લસણનો રસ ૪-૪ તોલાભાર તથા વજ, ઉપલેટ વરીયાળી, ત્રિકટુ, અને લવીંગ એઓને તોલા તોલા ભાર લઇ એઓનો કલ્ક કરી, ૧૬ તોલાભાર બકરીના દુધમાં તેટલુંજ (૧૬ તોલા) સરસીયું નાખી તેલ પકાવવાની રીતિ પ્રમાણે તેલ સિદ્ધ કરી તે તેલનાં કાનમાં ટીંપાં નાખવાથી બેહેરાશ અને કાનમાં થતો ગણગણાટ મટી જાય છે. અથવા સમુદ્રફીણના ચૂર્ણને કાનમાં નાખે તો બેહેરાશ, ગંધાતું પરૂ અને કાનમાં પડેલી ચાંદી વગેરે કાનના રોગો તુરત મટી જાય છે. વૈદ્યરહસ્ય.

## કાનની કીનારીના રોગોના ઉપાય.

કર્ણપાલિકા સુકાઇ જતી હોય તો શેક કરવો અને તે પછી તલનો કલ્ક લગાડીને તેને વધારવી. અથવા શતાવરી, આસગંધ, ક્ષીરકાકોલી, અને એરંડીઆની મીંજ એઓનો કલ્ક કરી દુધમાં નાંખી પકાવેલુ તેલ ચોપડે તો, કાનની લોળની પીડા મટી લોળ સ્હેજમાં વધે છે. આ શતાવરી તેલ કહેવાય છે. અથવા પરિપોટિક રોગ હોય તો પ્રથમ ત્યાંનું જરા લોહી કઢાવી પછી જીવનીયગણ ( પૃષ્ટ ૨૯૨ માંમાં જુવો. )તેનો કલ્ક કરી દુધમાં નાખી તેવડે પકાવેલું તેલ ચોપડે તો, પરિપોટીક નામનો કાનની બુટનો રોગ મટે છે. અથવા ઉત્પાત નામનો રોગ હોય તો ત્યાં જળો લગાડી લોહી કઢાવવું તથા ઠંડા લેપ કરવા. અથવા વડવાડીયાનો તથા શતાવરીનો કલ્ક અને ઘી તથા કંકપક્ષીની ચરબી સહિત પકાવેલું તેલ ચોપડે તો ઉન્મંથ અવશ્ય મટી જાય છે. અથવા જાંબુડાનાં પાંદડાં, આંબાનાં પાંદડાં અને બીલીનાં પાંદડાં, એઓના ઉકાળાઓ કરી તેથી પકાવેલું તેલ અથવા તે ઉકાળાઓવડે કાનની લોળને સિંચન કરી તેલથી સારી પેઠે સ્નિગ્ધ કરી તે ઉપર જાંબુડા વગેરેનાં પાંદડાંઓનાં ચૂર્ણોજ ભભરાવવાં જેથી દુઃખવર્ધન નામનો કાનની બુટનો રોગ મટે છે. અથવા છાણથી કે છાણાથી વારંવાર શેક કરી પછી બકરીના મૂત્રમાં વાટેલું કપૂર તે ઉપર ચોપડે તો પરિલેહી મટે છે. ભાવપ્રકાશ.

કાનના રોગોનો અધિકાર સંપૂર્ણ.

# કાનના રોગોનો અધિકાર.

## નાકના રોગોનાં નામો તથા સંખ્યા.

નાનકડા નાકમાં પણ ૩૪ રોગ થાય છે. એટલે પીનસ ૧, પૂતિનસ્ય ૨, નાસાપાક ૩, પૂયશોણિત ૪, ક્ષવથુ ૫, ભ્રંશથુ ૬, દીપ્ત ૭, પ્રતીનાહ ૮, પ્રતિસ્રાવ ૯, નાસાશોષ ૧૦, પાંચ પ્રકારનાં પ્રતિશ્યાય ૧૫, સાત પ્રકારના અર્બુદ ૨૨, ચાર પ્રકારના અર્શ ૨૬, ચાર

પ્રમાણના સોળ ૩૦ અને ચાર પ્રકારનાં રક્તપિત્ત ૩૪ એ ૬૪ રોગ છે. તેનાં નંબર વાર લક્ષણો નીચે પ્રમાણે—

જેમાં શ્વાસથી સુકાઇ ગએલા કફને લીધે નાક બંધાઇ જાય છતાં ભીનું રહે, ગરમ થઇ જાય તથા નાક બંધાઇ જવાના કારણથી સારી કે નઠારી વાસનાને જાણી શકે નહીં તેમજ નાકને ઉત્પન્ન કરનાર દોષને લીધે જીભ પણ બગડી જઇ કોઇ પણ સ્વાદને ઓળખી શકે નહીં એ રોગને અપીનસ કહે છે.

ગળાના કે તાળવાના મૂળમાં દુષ્ટ થએલો વાયુ, પિત્ત તથા કફ અને લોહીને દોષિત કરી મ્હોં અને નાકની વાટે દુર્ગંધ યુક્ત પવન નીકળે તેને પૂતિનસ્ય કહે છે.

નાકમાંનું પિત્ત વણોને પ્રકટ કરી નાકને અતિશય પકવી રસીને ઊત્પન્ન કરે છે અને તેમાં ખરાબ ગંધ પણ થાય છે તેને નાસાપાક—નાક પાકવું કહે છે.

કપાળ—લલાટમાં કોઇપણ પ્રકારનો પ્રહાર વાગવાથી દોષ કોપવંત થઇ નાકના રસ્તેથી લોહીથી મળેલું પરૂ વેહેવરાવે તેને પૂયશોણિત કહે છે.

નાકના તરૂણાસ્થિ કે શૃંગાટક નામના મર્મસ્થાનમાં દુષ્ટ થએલો પવન કફ સહિત બહુ છીંકો સાથે બાહાર નીકળે છે તેને દોષજનિત ક્ષવથુ કહે છે. અથવા તીખા પદાર્થો ખાવાથી કે સુંઘવાથી વા સૂર્ય સ્હામે જોવાથી અને સળી કે દોરાવતે નાકના તરૂણાસ્થિને સ્પર્શ થવાથી જે છીંકો આવે છે તેને આગંતુકજ ક્ષવથુ કહે છે.

માથામાં સંચિત થએલો દુષ્ટ, જાડો તથા ખારાપણાવાળો કફ ગરમીથી માથું તપે ત્યારે નાકમાંથી નીકળવા લાગે છે તેને ભ્રંશથુ કહે છે.

નાકે બહુ બળતરા થાય તથા નાકમાંથી ધુમાડા જેવો પવન નીકળે અને નાક જાણે અગ્નિથી બળતું હોય તેવું લાગે તેને દીપ્ત કહે છે.

વાયુથી મળેલો કફ શ્વાસના માર્ગને રોકી દે તેને પ્રતીનાહ કહે છે.

નાકમાંથી પીળો પેળો અને જાડો લેપ ઝર્યા કરે તેને પ્રતિસ્રાવ કહે છે.

નાકમાં રહેલો કફ, વાયુ અને પિત્તથી ઘણોજ સુકાઇ જઇ માંડ માંડ શ્વાસ લેવા દે છે તેને નાસાશોષ કહે છે.

## પ્રતિશ્યાયની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ.

મળ-મૂત્રના વેગ રોકવાથી, અજીર્ણથી, નાકમાં ધૂળ જવાથી, ઘણું બોલવાથી, ઘણા ક્રોધથી, ઋતુઓના વિપર્યયથી, વિરૂદ્ધ કાર્ય કરવાથી, ધુમાડા વગેરેથી, માથાને સંતાપ થવાથી ઉજાગરાથી, ઘણું ઊંઘવાથી, પાણીના અતિ સેવનથી, ઘણા ઠંડા ઉપાયો સેવવાથી, ઝાકળના સેવનથી, અતિ મૈથુનથી, અને ઘણા રોવાથી એકદમ માથામાં કફ એકઠો થતાં વધેલો વાયુ પ્રતિશ્યાય-સળેખમને ઉત્પન્ન કરે છે. આ તુરત થનારા સળેખમનો હેતુ છે, પણ દોષોના સંચયના ક્રમે કરીને સળેખમનો હેતુ છે તે એ છે કે—વાયુ કે પિત્ત વા કફ એ સર્વે જુદા જુદા માથામાં એકઠું થવાથી તથા પોતપોતાને કોપાયમાન કરવાનાં નિદાનોથી કોપે છે ત્યારે સળેખમને ઉત્પન્ન કરે છે. અર્થાત્ સદ્યોજનક અને ચયાદિક્રમજનક એવાં સળેખમ થવાનાં મુખ્ય બે કારણો છે.

સળેખમનું પૂર્વરૂપ—જ્યારે સળેખમ થવાનું હોય ત્યારે ઉપરા ઉપરી છીંકો આવે છે, માથું ભારે—જડ થઇ જાય છે, શરીર સજડ થઇ જાય, અંગોમાં ત્રોડ, રૂવા-

ાેનું ઉનું થવું અને બીજા પણ અનેક ઉપદ્રવો થાય છે; અર્થાત્ નાકમાંથી ધુમાડા ળ્યા જેવું જણાય, તાળવામાં ફાટ, નાકમાં સળવળાટ અને મ્હોંમાંથી લાળ થયા કરે છે.

## પાંચે પ્રકારનાં સળેખમનાં લક્ષણો.

જો વાયુ કોપથી સળેખમ થયું હોય તો, નાક બંધાઇ જાય, નાકમાંથી પાતળું ણી ઝર્યા કરે, ગળું, તાળવું અને હોઠ સુકાયા કરે, લમણાઓમાં પીડા અને ઘાંટો ભારે ોખરો થઇ જાય છે.

જો પિત્તથી સળેખમ થયું હોય તો, નાકમાંથી ઉનું તથા સ્હેજ પીળું પાણી ઝરે શરીર દુબળું, ઘણુંજ પાંડુ વર્ણવાળું તથા સંતપ્ત થઇ જાય છે. તરસ ઘણી લાગે અને કમાંથી ધુમાડાવાળો અગ્નિ નીકળતો હોય તેવું જણાય છે.

જો કફથી સળેખમ થયું હોય તો, નાકમાંથી ધોળું ઠંડુ તથા ઘણું કફ સહિત ણી ઝરે છે, શરીર ધોળાશ પડતું થાય, આંખો સુજી-સોજાવાળી થઇ જાય, માથું ભારે ને માથામાં, હોઠમાં, ગળામાં તથા તાળવામાં ઘણી ચળ આવે છે.

જો ત્રિદોષથી સળેખમ થયું હોય તો, સળેખમ પાકયા પછી કે પાકયા વિનાજ કદમ બંધ થઇ જાય છે. આ સળેખમ અસાધ્ય છે.

દુષ્ટ સળેખમનાં લક્ષણ—વારંવાર નાક ભીનું થાય, વા, વારંવાર બંધાઇ જાય, રંવાર ઉઘડે અને શ્વાસ નીચો મૂકતાં ખરાબ વાસના આવે તથા સારી નરસી ગંધની ખર ન પડે તો, તે દુષ્ટ સળેખમ સમજવું. આ સળેખમ કષ્ટસાધ્ય અથવા અસાધ્ય છે.

જો લોહીથી સળેખમ થયું હોય તો, નાકથી લોહી પડે છે અને પિત્તથી થએલા ળેખમનાં લક્ષણો સહિત હોય, આંખ્યો રાતી, છાતીમાં પીડા, મ્હોંમાંથી દુર્ગંધ યુક્ત ાસ અને દુર્ગંધ સુગંધની પરીક્ષા રહિત નાક થાય છે.

આ પાંચે પ્રકારનાં સળેખમોમાં જો ઉપાય કરવામાં બેદરકારી રાખે તો તે સઘળાં સાધ્ય સમજવાં. અર્થાત્ વધારે વખત સળેખમ જારી રહે તો ભયંકર રોગોને જન્મ ાપે છે; માટે સળેખમ મટાડવા ચોથે દિવસે તાકીદે ઉપાય લેવા. કેટલીક વખતે સળેખ-ના લીધે નાકમાંથી કીડા પડે છે. એટલે કફથી ધોળા અને ચીકણા ઝીણા ઝીણા કીડા ડે છે અને વિશેષ વધી ગએલા સળેખમથી બેહેરાશ, અંધાપો, વાસના પારખવામાં શક્તિ, આંખના ભયંકર રોગો, શોષ, અગ્નિની મંદતા અને ઉધરસ-ક્ષય વગેરેને ઉત્પન્ન રે છે. તથા વિશેષે કરીને અંધાપો સળેખમના વધવાથીજ થાય છે, એજ હેતુ માટે ઘતા ઉપાયો આદરવા, પણ સળેખમથી શું થનાર છે? એમ બેદરકાર રહેવું નહિ.

આ સિવાય નાકમાં સાત જાતના અર્બુદ થાય છે તેનાં લક્ષણો અર્બુદના અધિકાર પરથી ક્રમવાર સમજી લેવાં. તથા ચાર જાતનો સોજો નાકમાં થાય છે તેનાં લક્ષણો સોજાના અધિકારથી જાણી લેવાં, નાકમાં ચાર જાતના અરશ થાય છે તેનાં લક્ષણો અરશના અધિકારથી જાણી લેવાં અને નાકમાં ચાર જાતના રક્તપિત્ત થાય છે તેનાં પણ લક્ષણો રક્તપિત્તના અધિકારથી જાણી લેવાં.

## પીનસના કાચાપાકાપણાનું લક્ષણ.

માથું ભારે રહે અરૂચિ, નાકમાંથી પાતળું પાણી ઝરે, ઘાંટો બદલાઇ જાય અને થઇ

અને પછી થુંકવું પડે તો, જાણવું કે પીનસ કાચો છે, પણ જો માથાના ભારેપણા વગેરેનાં ચિન્હો કહ્યાં તે સહિત કફ જાડો થઇ નાકના છિદ્રોમાં ચ્હોટી રહે, અવાજ–ઘાંટો ચોખ્ખો થાય, ભૂખ લાગે, પાણી અનાજ સ્વાદવાળું જણાય અને કફનો સ્વાભાવિક રંગ થઇ જાય તો, જાણવું કે પીનસ ( એક જાતના સળેખમનો ભેદ ) પાકેલ સમજવો.

## નાકના રોગોના ઉપાય.

સર્વ પ્રકારના નાકના રોગો ઉત્પન્ન થતાં હંમેશાં ગોળ અને દહીની સંગાથે મરી ખાય તો માણસ સુખી થાય છે. અથવા કાયફળ, પુષ્કરમૂળ, કાકડાશીંગ, સુંઠ, મરી, પીપર, જવાસો અને અજમો એઓનું ચૂર્ણ અથવા એઓનો કવાથ આદાના રસની સાથે સેવન કરે તો, પીનસ, સ્વરભંગ તમકશ્વાસ, હલીમક, સન્નિપાત, કફ, ઉધરસ, તાવ અને દમ એઓનો નાશ કરે છે. અથવા ઈંદ્રજવ, હિંગ, મરી, લાખનો રસ, કાયફળ, ઉપલેટ, વજ સરગવો અને વાવડીંગ એઓનું અવપીડ નસ્ય લે તો પીનસ વગેરે નાકના રોગો મટી જાય છે. અથવા સુંઠ, મરી, પીપર, ચિત્રો, તાલિસપત્ર, આંબલીનાં ફળ, અમ્લવેદ, ચવક અને જીરૂં એટલાં બરાબર લેવાં અને એલચી, તજ, તમાલપત્ર એઓને ચોથે ભાગે લેવાં. એ સર્વનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી જુના ગોળમાં મેળવી ગોળીઓ કરી સેવન કરે તો પીનસ, તથા શ્વાસ અને ઉધરસ મટી જાય છે, રૂચી ઉપજે છે અને સ્વર સારો થાય છે. આ વ્યોષાદિવટિ કહેવાય છે. અથવા ભોંરીંગણી, નેપાળાનાં મૂળ, જવ, સરગવો, તુલસી, સુંઠ, મરી, પીપર અને સિંધાલુણ એઓના કલ્કથી પકાવેલું તૈલ તેનો નાસ લે તો પૂતિનસ્ય મટી જાય છે. આ વ્યાધ્રિ તૈલ કહેવાય છે. અથવા સરગવાનાં બીજ, ભોંરીંગણીનાં બીજ, નેપાળો, ત્રિકટુ અને સિંધાલુણ એઓના કલ્કથી અને બીલીપત્રના રસવડે પકાવેલું તેલ તેનો નાસ લે તો તેથી પૂતિનસ્ય મટી જાય છે. આ શિગ્રુતેલ કહેવાય છે. અથવા મીણને ઘી અને ગુગળથી મિશ્રિત કરી તેનો ભૂંગળીદ્વારા નાકમાં ધુમાડો લે તો ક્ષવથુ અને ભ્રંશથુ–છીંકો ઘણી આવતી હોય તો બંધ પડે છે. અથવા સુંઠ, ઉપલેટ, પીપર, બીલાં અને દ્રાખ એઓના કલ્કથી એઓનાજ કાઢામાં તેલ પકાવવાની મર્યાદા પ્રમાણે તેલ પકાવી અથવા ઘી પકાવી તેનો નાસ આપે તો બહુ છીંકો આવતી બંધ પડે છે. અથવા વાવડીંગ, સૈંધવ, હીંગ, ગુગળ, મણશીલ અને વજ એઓનું ચૂર્ણ કરી છીંકણીની પેઠે સુંઘવાથી સળેખમ મટી જાય છે. અથવા ભાંગનાં પાંદડાંઓને પુટપાકના વિધિ પ્રમાણે પકાવી તેને તેલ અને સૈંધવની સંગાથે ખાય તો સર્વ પ્રકારનાં સળેખમો મટી જાય છે. અથવા ઘરના ધુમાડાનો ધુંસ. પીપર, દેવદાર, દુધ, કરકચ, સિંધાલુણ અને અંધાડાનાં બીજ એઓના કલ્કથી પકાવેલું તેલ નાકના અરશો ઉપર ચોપડે તો નાકના અરશ–મસા મટી જાય છે.

નાકમાંના રક્તપિત્તના રક્તપિત્તના અધિકારમાં, નાકના સોજાના સોજાના અધિકારમાં, નાકના અરશોના અરશના અધિકારમાં અને નાકના અર્બુદના અર્બુદના અધિકારમાં તથા નાકમાં પડેલા કૃમિઓના કૃમિના અધિકારમાં કહેલા ઉપાયો પ્રમાણે ચતુર વૈદ્યે ઉપાયો કરી તે તે રોગનો નાશ કરવો. ભાવપ્રકાશ. અથવા જે મનુષ્ય સુવાની વખતે શેરનું અરધો શેર રહે તેવું ઉકાળેલું પાણી ઠંડું કરી પીએ તો પીનસ રોગ મટી જાય છે. અથવા સુઇ જતી વખતે ઠંડું પાણી પીને સુઇ જાય તો ૭ દિવસમાં પીનસ રોગ નાશ થાય છે; અથવા

જીરૂ, ઘી અને ખાંડનો નાસ લે તો નાકેથી ઝરતું પાણી બંધ થાય છે. વૈદ્યરહસ્ય.

નાકના રોગનો અધિકાર સંપૂર્ણ.

---

# મોહોડાના રોગોનો અધિકાર.

## મ્હો એટલે શું ? તથા મોહોડાના રોગોની સંખ્યા.

ઉપરનો હોઠ, નીચેનો હોઠ, દાંતનાં પેઢાં, દાંત, જીભ, તાળવું અને ગળું એ સાત અંગો મળીને મ્હોં કહેવાય છે. તે મ્હોંના વિષે ૬૭ રોગો થાય છે એટલે હોઠમાં ૮, દાંતનાં પેઢાંઓમાં ૧૬, દાંતોમાં ૮, જીભમાં ૫, તાળવામાં ૯, ગળામાં ૧૮ અને આખા મ્હોંમાં ત્રણ એ રીતે એકંદરે ૬૭ રોગ છે.

## મોહોડાના રોગો ઉત્પન્ન થવાનું મૂળ કારણ.

અનુપ દેશનાં પ્રાણીઓનાં માંસ ખાવાથી, ખારના ખાવાથી, ખાટું દહીં ખાવાથી અને અડદ ખાવાથી અર્થાત્ એઓને હદ ઉપરાંત ખાવાથી કફાદિ દોષો કોપીને મ્હોંમાં રોગોને જન્મ આપે છે.

## હોઠોના રોગોની હેતુ સહિત સંખ્યા.

વાયુથી, પિત્તથી, કફથી, ત્રિદોષથી, લોહીથી, માંસથી, મેદથી અને માર વાગવાથી એટલાં કારણોથી થએલા હોઠના આઠ રોગ છે. તેઓનાં ક્રમવાર લક્ષણો આ પ્રમાણે છે કે– જો વાયુથી હોઠનો રોગ થયો હોય તો બંને હોઠ ખરસઠ, લુખા, સ્તબ્ધ, કાળા, આકરી પીડા સહિત, ચીરાયલા અને સ્હેજ ફાટેલી ચામડીવાળા હોય છે. જો પિત્તથી હોઠનો રોગ થયો હોય તો, બન્ને હોઠ ચારે કોરા પિત્ત સંબંધી પીડા કરનાર ફોલ્લીઓથી ઘેરાયલા હોય છે, પીળા રંગના અને ફોલ્લીઓમાં બળતરા તથા પાક થાય છે. જો કફથી હોઠનો રોગ થયો હોય તો, ચામડીના જેવા રંગવાળી ફોલ્લીઓ યુક્ત, થોડી પીડાવાળા લ્હુર સહિત, ધોળા, ચીકણા, ઠંડા અને ભારે હોય છે. જો ત્રિદોષથી હોઠનો રોગ થયો હોય તો, બંને હોઠ કોઇ વખતે કાળા તો કોઇ વખતે પીળા તો કોઇ વખતે ધોળા અને ઘણી ફોલ્લીઓ સહિત હોય છે. જો લોહીથી હોઠનો રોગ થએલ હોય તો, બન્ને હોઠ ખજૂરીના ફળ જેવા રંગની ફોલ્લીઓની વેદનાથી પીડાતા, લોહીના આવવાળા અને રાતા હોય છે. જો માંસથી હોઠનો રોગ થયો હોય તો, બંને હોઠ ભારે, જાડા તથા માંસના લોચાની પેઠે ઉંચા થએલા અને બન્ને ગલોફાંઓમાં જીવાત વધે છે. જો મેદથી હોઠનો રોગ થયો હોય તો, બને હોઠ ઘીના મંડ જેવા, ચળવાળા, કુણા અને ચોખ્ખા સ્ફટિક જેવા વિશેષ પરૂવાળા હોય છે. અને જો પ્રહાર વાગવાથી હોઠનો રોગ થયો હોય તો, છોલાઇ ફાટી ગએલા, લોહી જેવા રંગવાળા અને ચળસહિત પીડાવંત હોય છે.

## હોઠના રોગોના ઉપાય.

હોઠના રોગવાળાનું જળો વગેરેથી લોહી કઢાવવું; કારણ કે એ રોગમાં કફ અને લો-

હી પ્રાધાન્યતા ધરાવે છે માટે વારંવાર લોહી ઘટતી રીતે કઢાવવું. અથવા તેલ, ઘી, ચરબી અને મજ્જા એઓમાં મીણ મેળવી હોઠ ઉપર ચોળે તો વાયુનો હોઠ રોગ મટે છે. અથવા હોઠની નસોનું લોહી કઢાવવું, ઉલટી કરાવવી, રેચ આપવો, ઠંડા ઔષધોનો લેપ કરવો, માંસનો રસો પીવરાવવો, અને તિક્ત નામનું ઘી પીવરાવવું, જેથી પિત્તના હોઠના રોગો મટી જાય છે. અથવા શિરોવિરેચન વડે માથાને દોષોથી ખાલી કરવાના ઉપાય લેવા. ધુમાડો પાવો, સ્વેદન અને કવળ[1] પ્રયોગ પણ કરવો. કફથી થએલા હોઠના રોગો મટે છે. અથવા ધઉંલા, ત્રિફળા અને લોદર એઓના ચૂર્ણને મધમાં કાલવીને પ્રતિસારણ[2] કરવું. હોઠો ઉપર વ્રણ થયા હોય તો વ્રણના અધિકારમાં કહેલા ઉપાયો પ્રમાણે ઉપાયો કરવા.

હોઠના રોગોનો અધિકાર સંપૂર્ણ.

---

## દાંતોનાં પેઢાંઓમાં જે રોગો થાય છે તેનાં નામો તથા સંખ્યા.

શીતાદ, દંતપુપ્પુટક, દંતવેષ્ટ, સૌષિર, મહાસૌષિર, પરિદર, ઉપકુશ, વૈદંભ, ખલિવર્દ્ધન, અધિમાંસક, પાંચ પ્રકારની દાંતની નાડીઓ, અને દંતવિદ્રધિ એ પ્રકારે ૧૬ રોગો દાંતોનાં પેઢાંઓમાં થાય છે.

## દાંતોનાં પેઢાંના સોળે રોગોનાં ક્રમવાર લક્ષણો.

દાંતોના પેઢાંઓમાંથી કાંઇ પણ વાગ્યા વિના લોહી નીકળે, પેઢાંઓ ગંધાતાં, કાળાં, કચકચતાં, તથા કુણાં થઇને વેરાવા માંડે અને પાકવાની ગરમીથી લોહીને ઉકાળવા લાગે તેને **શીતાદ** કહે છે.

બે અથવા ત્રણ દાંતોમાં બહુ સોજો થઇ આવે તેને **દંતપુપ્પુટ** કહે છે. આ રોગ કફ અને લોહીના કોપવાથી થાય છે.

પેઢાંઓમાંથી લોહી તથા પરૂ નીકળે અને દાંતો હાલી-ખળભળી જાય તેને **દંતવેષ્ટ** કહે છે. આ રોગ લોહીના બગાડથી થાય છે.

પેઢાંઓમાં પીડા, લાળ અને ચળવાળો સોજો થાય તેને **સૌષિર** કહે છે. આ રોગ વાયુ તથા કફના કોપવાથી થાય છે.

પેઢાંઓમાંથી દાંતો હાલી જાય, તાળવું તથા પેઢાંઓ ફાટવા લાગે, પેઢાંઓ પાકી જાય અને મોહોડું અત્યંત પીડાય તેને **મહાસૌષિર** કહે છે. આ રોગ ત્રિદોષનો છે, જેથી ૭ રાત્રીમાં

---

૧ વાયુને, પિત્તને તથા કફને મટાડનારા પદાર્થોના કાળીઆને મ્હોમાં મુકી ભરેલો આવીને થુંકી દેવા તેને કવળ પ્રયોગ કહે છે. કવળ ભક્ષ્ય પદાર્થોમાં ઇચ્છાને ઉપજાવનાર, કફને હરનાર, તથા તરસનો, શોષનો, વિરસપણાનો અને દાંતના હાલવાનો નાશ કરનાર છે.　　ભાવપ્રકાશ.

૨ આંગળી વતે ચૂર્ણ, કલ્ક કે અવલેહ, જીભ મ્હોં કે દાંત ઉપર ઘસવામાં આવે તેને પ્રતિસારણ કહે છે. તે પ્રતિસારણ વિરસપણાને, મ્હોંની દુર્ગંધને, મુખશોષને, તરસને, અરૂચિને અને દાંત પીડાને મટાડે છે, પણ તેની ઓછી માત્રાનો ઉપયોગ કરે તો શરીરમાં જડતા, કફનો કોપ અને સૌખ્યનું ન અનુભવાપણું થાય છે અને જો અતિ માત્રાનો ઉપયોગ કરે તો મ્હોં આવી જાય છે. શોષ, તરસ, ઉલટી અને ગ્લાનિ થાય છે માટે યોગ્ય માત્રાએ ધીરે ધીરે ઔષધો ઘસવાં.

ભાવપ્રકાશ.

મનુષ્યના પ્રાણુની હાણુ કરે છે.

પેઢાંઓનું માંસ વીંખાઇ જાય, થુંકમાં લોહી પડયા કરે તેને **પરિદર** કહે છે. આ રોગ પિત્ત, લોહી અને કફના કોપથી થાય છે.

પેઢાંઓમાં બળતરા, પાકવાથી દાંતો હાલી જાય, તેમાંથી થોડી પીડાવાળું લોહી નીકળે છે અને તેથી મોહોડે સોજો આવે છે તથા મ્હોંમાંથી ખરાબ ગંધ આવે છે તેને **ઉપકુશ** કહે છે. આ રોગ પિત્ત અને લોહીના કોપવાથી થાય છે.

પેઢાંઓને ઘસતાં મ્હોટો સોજો પ્રકટ થાય, દાંતો હાલી જાય, વેદના થાય, પાકે તથા બળતરા થાય છે તેને **વૈદર્ભ** કહે છે. આ રોગ કોઇપણ પ્રકારને પ્રહાર વાગવાથી થાય છે.

આકરી વેદના સાથે એક વધારાને દાંત ફુટે અને તેના ફુટયા પછી પીડા નરમ પડે તેને **ખલીવર્દ્ધન** કહે છે. આ રોગ વાયુના કોપથી થાય છે.

નીચેની હારની છેલી દાઢમાં બહુ વેદના થાય, તથા લાળ વેહેનારો ભયંકર સોજો થાય તેને **અધિમાંસક** કહે છે. આ રોગ કફના કોપથી થાય છે.

**પાંચ પ્રકારની દાંતની નળીઓનાં લક્ષણો**—જેવી રીતે વ્રણમાં વાયુથી, પિત્તથી, કફથી, ત્રિદોષથી અને શલ્યથી થએલી નાડીઓ હોય છે તેવીજ રીતે પાંચ પ્રકારની નળીઓ દાંતોનાં પેઢાંઓમાં પણુ હોય છે. માટે એઓનાં લક્ષણો નાડી વ્રણના અધિકારમાં કહ્યા પ્રમાણે સમજી લેવાં.

પેઢાંઓમાં રહેલા વાયુ પિત્ત કફ અને લોહી એ દોષોના કારણુથી બળતરાવાળો, વેદના સહિત મોટો સોજો થાય છે અને ફુટયાથી પરૂ તથા લોહી વહે છે. તેને **દંતવિદ્રધિ** કહે છે.

## દાંતોનાં પેઢાંઓના રોગોના ઉપાય.

પેઢાંઓનું લોહી કઢાવવું. ત્યાર પછી સુંઠ, સરસવ, હરડે, બેહેડાં અને આંબળાંને પાણીમાં નાખી ઉકાળો કરી તેના કોગળા કરે તો શીતાદ નામનો રોગ મટે છે. અથવા હીરાકસી, લોદર, પીપર, મણુશીલ, ધઉંલા અને તેજબળ એઓનું ચૂર્ણ કરી મધમાં કાલવી પેઢાંઓને ચોપડે તો શીતાદ મટે છે. અથવા વાયુનો નાશ કરનાર તેલ કે ઘીના કોગળા કરે તો શીતાદ મટી જાય છે. દંતપુપ્પુટ રોગ થતાંજ લોહી કઢાવવું અને પછી પાંચ જાતનાં મીઠાં સહિત જવખારને મધમાં કાલવી ધીરે ધીરે દાંતને ઘસવા જેથી દંતપુપ્પુટ મટી જાય છે. માથાને ખાલી કરનાર નાસ આપવો અને સ્નિગ્ધ ભોજન જમાડવાં અથવા દંતવેષ્ટ રોગ માટે પેઢાંઓમાંથી લોહી કઢાવી તેના વણુ ઉપર લોદર, પતંગ, જેઠીમધ અને લાખ એઓનું ચૂર્ણ મધમાં કાલવી આંગળીવતે પેઢાં ઉપર ઘસવું. અથવા દાંતો હાલતા હોય તો, પાંચ ક્ષીરવૃક્ષોનો ક્વાથ કરી તેમાં મધ ઘી અને સાકર નાખી તેના કોગળા કરવા. અને તે પછી ઓલસરીને ચાવે તો દાંતો સ્થિર થાય છે. અથવા ભદ્રમોથ, હરડે, સુંઠ, મરી, પીપર, વાવડીંગ અને લીંબડાનાં પાંદડાં એઓને ગોમૂત્રમાં વાટી ગોળીઓ કરવી અને તેને છાંયામાં સુકવી તે ગોળી મ્હોંમાં રાખીને સુઇ જાય તો હાલતા દાંતો મજબુત થાય છે-આને **મુસ્તાદિવટી** કહે છે. અથવા ૪૦૦ તોલા ભાર કાળાકુલ્થાનો કાંદાશળીઓ લઇ તેને ૧૦૨૪ તોલા ભાર પાણીમાં વિધિયુક્ત ક્વાથ કરતાં ચોથા ભાગનું પાણી રહે ત્યારે તેમાં ધમાસો, ખેર, દુર્ગંધીખેર, જાંબુ તથા આંબાનાં પાદડાં, જેઠીમધ,

અને કમળ એ પ્રત્યેક પદાર્થોનો બબે તોલા ભાર કલ્ક નાંખીને તેમાં તેલ કે ઘી નાખી ધીમા અગ્નિથી વિધિવત્ પકાવી તેના કોગળા કરવામાં આવે કે મ્હોંમાં ભરી રાખે તો તુરતજ દાંતોનું હાલવું બંધ પડે છે, આને સહુચરાદ્યતૈલ વ્યાધિ કહે છે. સૌષિર રોગ માટે પેઢાંઓમાંથી લોહી કઢાવી પછી લોદર, મોથ અને રસાંજન એઓનું ચૂર્ણ મધમાં કાલવી તેનો લેપ કરવો અને વડ આદિ દુધવૃક્ષોના ક્વાથના કોગળા કરવા. જેથી સૌષિર મટે છે. જો પરિદર થયો હોય તો, શીતાદ માટે કહેલા ઉપાયો કરવા. તેથી પરિદર મટે છે. ઉપકુશ થયો હોય તો સાફ કરી બંને તરફ મોહોડાં કરવાં, શત્રુને ઉંબરાનાં પાંદડાંઓથી ઘવાવવો અને પાંચ જાતનાં લૂણ અને ત્રિકટુને મધમાં કાલવી આંગળી વતે ધીરે ધીરે પેઢાંઓ ઉપર ઘસવાં, જેથી ઉપકુશ મટી જાય છે. વૈદર્ભ થયો હોય તો તેને શસ્ત્રથી કાપી પેઢાંઓને સાફ કરી પછી ખાર મુકી દેવો અને સર્વ ઠંડા ઉપચારો કરવા. ખલિવર્દ્ધન થયો હોય તો, નવા ફુટેલા દાંતને કહાડી નાખી ત્યાં ડાંભી દઇ કૃમિદંતના જે આગળ ઉપાયો કહેવામાં આવશે તે કરવા. અધિમાંસક થએલ હોય તો કાપી નાખી વજ, તેજબળ, કાળીપાડ, સાજીખાર અને જવખાર એઓનું ચૂર્ણ કરી મધમાં કાલવી પેઢાંઓને લગાડવું તો અધિમાંસક મટે છે. તથા પીપરના ચૂર્ણને મધમાં કાલવી કવળ કરવા. તલ, કુકડવેલો, લીંબડો, અને ત્રિફળા એઓનો ક્વાથ કરી કોગળા કરે તો શાંતિ થાય છે. પેઢાંઓની નળીઓમાં ભરનીંગળ પડેલ હોય—જો ટાઢારસી થએલ હોય તો નાડી વ્રણના અધિકારમાં બતાવ્યા પ્રમાણે ઉપાયો કરવા. જો દાંતની અંદર નાડી—નાસૂર થએલ હોય તો દાંતનાં પેઢાંઓને શસ્ત્રવતે કાપી દાંતને ઉખેડી નાંખવો; પરંતુ તે નીચેની હાર માટે ઉપાય યોજવો, પણ ઉપરના દાંતોની હાર માટે કરવું નહીં. દાંત કાહાડી નાખ્યા પછી ચંબેલીનાં, પાન, ધંતુરાનાં પાન, ઉભી રીંગણીનાં મૂળ અને ગોખરૂનાં પંચે અંગ લઇ એ સધળાના ક્વાથમાં અથવા મજીઠ લોદર તથા જેઠીમધ એઓના ક્વાથમાં પકાવેલું તેલ દાંતે ચોપડે તો દાંતમાં થએલા પરૂની ગતીને બંધ કરે છે. આ જાત્યાદિતૈલ કહેવાય છે. દંતવિદ્રધિ થઇ હોય તો વિદ્રધિના અધિકારમાં કહેલા ઉપાયો પ્રમાણે ઉપાયો કરવા.

પેઢાંઓના રોગોનો અધિકાર સમાપ્ત.

## દાંતના રોગોનાં નામ તથા સંખ્યા.

દાલન, કૃમિદંત, ભંજનક, દંતહર્ષ, દંતશર્કરા, કપાલિકા, શ્યાવદંતક અને કરાલ એ આઠ દાંતના રોગો છે, તેઓનાં ક્રમવાર લક્ષણો નીચે પ્રમાણે—

દાંતો જાણે ચીરાઇ જતા હોય તેવી દાંતોમાં પીડા થાય તેને દાલન કહે છે. આ રોગ વાયુના કોપથી થાય છે.

કાળાં કાણાંવાળો, વલુરવાળો, પેઢાંઓમાં સોજાવાળો, પેઢાંઓમાં પરૂવાળો, ભયંકર વેદનાવાળો અને જેમાં હલાવવા વગેરે કારણો વગર પીડાવાળો હોય તેને કૃમિદંત કહે છે. આ રોગ વાયુકોપથી થાય છે. દાંતમાં સળો લાગે છે.

જે રોગથી મ્હોં વાંકુ થઇ જાય, અને દાંત ટુટી જાય તેને ભંજનક કહે છે. આ રોગ કફ તથા વાયુના કોપથી થાય છે.

જે દાંતો ટાઢો પવન કે ટાઢા પદાર્થોનો તથા લુખા અને ખાટા પદાર્થોનો સ્પર્શ સ-

ણન ન કરી શકે તેને દંતહર્ષ કહે છે. આ રોગ વાયુ અને પિત્ત કોપથી થાય છે.

દાંતોમાં રહેલો મેલ અને પવને સુકાવેલો કફ રેતી જેવો ખરસઠ સ્પર્શવાળો થઇ જાય તેને દંતશર્કરા કહે છે.

મેલ સહિત દાંતોના અવયવો માટીના ઠીકરાની પેઠે ફાટવા લાગે અને દંતશર્કરા પણ થઇ આવે તેને કપાલિકા કહે છે. આ રોગ દાંતોનું નિકંદન કરી દે છે.

લોહી સહિત પિત્તથી બળેલા જેવો દાંત બરોબર રીતે કાળો કે નીલો થઇ જાય તેને શ્યાવદંતક કહે છે.

દાંતોમાં રહેલો વાયુ ધીરે ધીરે દાંતોને બીહામણા અને અતિ ખરાબ કરી નાંખે છે. તેને કરાલ કહે છે.

## ગ્રંથાંતરથી હનુમોક્ષ નામના દંત રોગોનું લક્ષણ.

" જેની દાઢોમાં વાયુ કોપવંત થઇ દાંતોને પકડે અથવા દાઢીમાં વેદના કરે તેને હનુમોક્ષ નામનો દાંતનો રોગ કહે છે. "

## દાંતના રોગોનો ઉપાય.

લાખનો રસ ૬૪ તોલા, દુધ ૬૪ તોલા, અને લોદર, કાયફળ, મજીઠ, કમળના કેસરા, પદ્મક, ચંદન, રાતું કમળ, તથા જેઠીમધ એઓનો ચોગણો કવાથ કરી એજ લોદર વગેરે પ્રત્યેક પદાર્થો ચાર ચાર તોલા ભાર લઇ એઓનો કલ્ક કરી ઉક્ત કવાથમાં નાખી તેઓમાં ૬૪ તોલા ભાર તલનું તેલ નાખી તેલ પકાવવાના વિધિ પ્રમાણે તેલ પકાવી તે તૈલ મ્હોંમાં રાખે અર્થાત્ મ્હોંમાં તેનો કોગળો ભરી રાખે તો દાલન, દાંતોનું હાલવું, દાંતોનું પકવું, કપાલિકા, શીતાદ, પૂતિવક્ત્ર, મ્હોંની દુર્ગંધતા, અરૂચિ અને મ્હોંનું વિરસપણું એટલા રોગોનો નાશ કરે છે. દાંતોને મજબૂત કરે છે અને દાંતોના રોગ ઉપર સારો ફાયદો આપે છે–આ લાક્ષાદિતૈલ કહેવાય છે. અથવા વાયુનાશક તેલના કોગળા કરે તો દાંતોના તમામ રોગો મટી જાય છે. અથવા હીંગને જરા ઉની કરી ( જ્યાં દુઃખ થતું હોય ત્યાં ) દાંતના વચમાં દબાવે તો દંતકૃમિનો નાશ થાય છે. અથવા ગળીના મૂળને અથવા કાકજંઘાના મૂળને કે રાતી અંઘેડીના મૂળને અથવા કડવી તુંબડીના મૂળને વાટી ચૂર્ણ કરી દાંતોમાં રાખે તો તેથી દાંતના સળામાં થએલી જીવાત મરી જાય છે. અથવા " સાંભરનું મીઠું, નરકચુરો, સુંઠ અને અક્કલગરો એઓનું સૂક્ષ્મ ચૂર્ણ કરી દાંતો ઉપર ઘસે તો દાંતોનો અંબવા મટે છે. અથવા પાંચ જાતનાં લુણ, મોરથુથુ, ત્રિકટુ, પીપરીમૂળ, હીરાકસી, માયાં અને વાવડીંગ એઓનું ઝીણું ચૂર્ણ કરી દાંતે ઘસે તો દાંતના સર્વ રોગ મટે છે. અથવા હીરાકસી, માયાં, લોખંડનો ભૂકો, સોવનમાખી, મજીઠ, ફુલાવેલી ફટકડી અને ત્રિફળા એઓ સર્વ સરખાં લઇ ખરલ કરવાં. જ્યારે મસી જેવાં શ્યામ થાય ત્યારે દાંતે લગાડવાના ઉપયોગમાં ( ૧ માસા ભાર ) લે તો ૭ દિવસમાં દાંત કાળા થાય છે અને મજબૂત પણ થાય છે." અથવા ફુલાવેલી ફટકડી, ફુલાવેલું મોરથુથુ, ખેરસાર, તેજબળ, કાચી લાખ, વંશલોચન, મરી, આંબળાં, મજીઠ, રૂમીમસ્તકી, બોલસરીની છાલ, સિંધાલુણ, માયાં, અને દક્ષણી સોપારી એ સર્વ વસ્તુઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી નગોડના રસની ભાવનાઓ દઇ તડકે સુકવી ઘુંટી પછી દાંતે ઘસે તો દાંતના સર્વ રોગ મટે છે. વૈદ્યરહસ્ય. અથવા " ઉપલેટ, ત્રિકટુ, શુદ્ધ કરેલો ખોરાસાની અજમો, હરડેની છાલ અને કથો એઓનું ચૂર્ણ કરી દાંતે ઘસે તો દાં-

તોનો દુખાવો બંધ પડે છે. અથવા મંગાપારની તમાખુ, અક્કલગરો, કાયફળ, વાવડીંગ, ત્રિકટુ અને સિંધાલુણ એઓને ઝીણાં વાટી દાંતે ઘસે તો દાંતોનો દુખાવો મટે છે. અથવા પીપર, સિંધાલુણ, જીરૂં, હરડે અને મોચરસ એઓનું ચૂર્ણ કરી દાંતે ઘસે તો દાંતોની પીડા અને હાલવું બંધ થાય છે." અથવા નાગરમોથ, હરડે, ત્રિકટુ, વાવડીંગ અને લીંબડાનાં પાંદડાં, એઓને ગાયના મૂત્રમાં સારી પેઠે ઘુંટી ગોળી બનાવી છાંયડે સુકાવી રાતે સુતી વખતે મ્હોંમાં રાખે તો અવશ્ય દાંતોનું હાલવું બંધ થાય છે અથવા સિંધાલુણ, ખેરસાર, ઉપલેટ, ધાણા, સુંઠ, કાળાં મરી, મોરથુથુ, અને શેકેલું જીરૂં એઓનું ચૂર્ણ કરી દાંતે ઘસે તો દાંતોમાંથી નીકળતું લોહી તથા હાલવું બંધ પડે છે. વૈદ્યરહસ્ય.

દાંતના રોગોનો અધિકાર સંપૂર્ણ.

---

# જીભના રોગોનો અધિકાર.

## જીભના રોગોનાં નિદાનો તથા નામો અને સંખ્યા.

વાયુથી, કફથી તથા પિત્તથી થએલો, અલાસ અને ઉપજિવ્હિકા એ રીતે જીભના પાંચ રોગ છે. તેઓનાં લક્ષણો નીચે પ્રમાણે—

વાયુથી થએલો જીભનો રોગ હોય તો, જીભ જરાક ફાટેલી, ખાટા મીઠા રસોને જાણી શકતી ન હોય તેવી, સોજાયુક્ત, થીલાશ પડતી અને કાંટાઓથી વ્યાપ્ત હોય છે.

પિત્તથી થએલો જીભનો રોગ હોય તો, જીભમાં બળતરા અને રતાશવાળા કાંટાઓથી વિંટાયલી હોય છે.

કફથી થએલો જીભનો રોગ હોય તો, જીભ ભારે લાગે, જાડી થઈ જાય અને શીમળાના કાંટા જેવા ધોળા માંસથી વિંટાયલી હોય છે.

અલાસ રોગ હોય તો, જીભના નીચે ત્રણે દોષો તથા લોહીના પ્રકોપથી અત્યંત દારૂણ સોજો આવે છે. આ રોગ વધી પડે તો જીભને અટકાવી દે છે અને કદાચ જીભનું મૂળ પણ અત્યંત પાકી આવે છે.

ઉપજિવ્હિકા રોગ હોય તો, જીભની અગ્રીની આકૃતિવાળો કફ અને લોહીના પ્રકોપથી જીભને ઊંચી કરીને સોજો થાય છે, તેમાંથી લાળ ઝરે છે, ચળ અને બળતરાવાળો હોય છે.

## જીભના રોગોના ઉપાય.

જીભના સઘળા રોગો માટે લોહી કઢાવવું અને ગળો, લીંબડો તથા પીપર એઓને તીખા પદાર્થોની સાથે મ્હોંમાં કવલ રાખવો, જેથી જીભના રોગો મટે છે. અથવા સુંઠ, મરી, પીપર, જવખાર, હરડે અને ચિત્રામૂળ એઓનું ચૂર્ણ ઘસવાથી વા એ ચૂર્ણના કલ્કથી પકાવેલા તેલના કોગળા કરવાથી ઉપજિવ્હિકા રોગ મટે છે. ભાવપ્રકાશ. અથવા કચનારની છાલનો ક્વાથ કરી તેમાં કાથો નાખી પ્રભાતમાં કોગળા કરે વા મ્હોંમાં ભરી રાખે તો જીભનું ફાટવું બંધ થાય છે. વૈદ્યરહસ્ય. ( વિશેષ ખુલાસા માટે ઉત્તરાર્ધ જુવો. )

જીભરોગનો અધિકાર સંપૂર્ણ.

## તાળવાના રોગોનાં નામ તથા સંખ્યા.

ગળસંડી, તુંડકેરી, અધ્રૂષ, કચ્છપ, તાલ્વર્બુદ, માંસસંઘાત, તાલુપુપ્પુટ, તાલુશોષ, અને તાલુપાક, એ રીતે તાળવાના નવ રોગો છે.

ગલસુંડીનું લક્ષણ—કફ અને લોહી એ બન્નેના કોપવાથી તાળવાના મૂળમાંથી વધેલો, લાંબો, વાયુથી પૂરાએલા ચામડાના દડા જેવો અને તરસને, ઉધરસને તથા શ્વાસને ઉત્પન્ન કરનારો જે સોજો થાય છે તેને ગલસુંડી કહે છે.

તુંડકેરીનું લક્ષણ—તાળવામાં કફ અને લોહીના કોપવાથી જાડો, લોંકાયા જેવી પીડાવાળો, બળતરા અને પાકવાળો જે સોજો થાય છે તેને તુંડકેરી કહે છે.

અધ્રૂષનું લક્ષણ—લોહીના કોપવાથી તાળવામાં અક્કડ રાતો, તાવ અને આકરી પીડા સહિત જે સોજો થાય છે તેને અધ્રૂષ કહે છે.

કચ્છપનું લક્ષણ—કફના કોપવાથી તાળવામાં કાચબાની પેઠે વચમાં ઉંચો તથા છેડાઓમાં નીચો અને થોડી પીડાવાળો જે સોજો તુરતજ ઉત્પન્ન થાય છે તેને કચ્છપ કહે છે.

તાલ્વર્બુદનું લક્ષણ.—તાળવાના વચમાં લોહીના કોપવાથી કમળના કેસરા સમાન લાંબા માંસના અંકુરોથી પડખાંઓમાં વિંટાયલો અને પિત્તનાં સર્વ લક્ષણોવાળો જે સોજો હોય તેને તાલ્વર્બુદ કહે છે.

માંસઘાતનું લક્ષણ—કફના કોપવાથી તાળવામાં પીડા વગરનું ખરાબ થએલું માંસ એકઠું થાય છે તેને માંસઘાત કહે છે.

તાલુપુપ્પુટનું લક્ષણ—કફના કોપવાથી તાળવામાં વેદના વગરનો સ્થિર અને મેદવાળો જે બોર જેવો ગાંઠો ઉત્પન્ન થાય છે તેને તાલુપુપ્પુટ કહે છે.

તાલુશોષનું લક્ષણ—વાયુના કોપવાથી તાળવામાં બહુજ શોષ પડે અથવા તાળવું ફાટયા કરે અને શ્વાસ પણ થઇ આવે તેને તાલુશોષ કહે છે.

તાલુપાકનું લક્ષણ—પિત્તના કોપવાથી તાળવું ઘણુંજ ભયંકર રીતે પાકી જાય તેને તાલુપાક કહે છે. ( આ રોગથી તાળવામાં કાણું પડે છે. )

## તાળવાના રોગોના ઉપાય.

ઉપલેટ, મરી, વજ, સેંધવ, પીપર, કાળીપાડ અને કેવડીમોથ એઓના ચૂર્ણને મધમાં કાલવીને તેને ( તાળવામાં ) ઘસવામાં આવે તો ગળસુંડી મટે છે. અથવા ગળસુંડી જીભની ઉપર રહેલી હોય તો શસ્ત્રક્રિયા જાણનાર ચતુર વૈદ્ય તેને છેદી કાહાડવી. ત્યારપછી પીપર, અતિવિષ, ઉપલેટ, મરી, વજ, અને સુંઠ એઓના ચૂર્ણને મધમાં કાલવી તેમાં સેંધવ નાખી તેથી પ્રતિસારણ કરે તો ગળસુંડી મટે છે. અથવા વજ, અતિવિષ, રાસ્ના, કાળીપાડ, કડુ અને લીંબડો એઓનો ક્વાથ કરી કવલ કે કોગળા કરાવે તો તાળવાના સમસ્ત રોગો મટી જાય છે. ( શસ્ત્રક્રિયા માટે સુશ્રુત જુવો. )

## ગળાના રોગોનાં નામો તથા સંખ્યા.

પાંચ પ્રકારની રોહિણી, કંઠશાલૂક, અધિજીહ્વ, વળય, બલાસ, એકવૃંદક, વૃંદ, શતઘ્ની, ગિલાયુ, કંઠવિદ્રધિ, ગલૌઘ, સ્વરઘ્ન, માંસતાન અને વિદારી એ રીતે ગળાના અઢાર રોગો છે.

## પાંચે જાતની રોહિણીની હેતુ સહ સંપ્રાપ્તિ.

ગળામાં વૃદ્ધિ પામેલો વાયુ, પિત્ત, કફ વા ત્રિદોષ કે લોહી, માંસ તથા લોહીને દૂષિત કરીને ગળાનો ઉપરોધ કરનારા ફણગાઓથી પ્રાણનો નાશ કરે છે તેને રોહિણીરોગ કહે છે. તેનાં જૂદાં જૂદાં લક્ષણોની વિગત–

વાયુથી થએલ હોય તો–જીભની ચારેકોર બહુજ વેદનાવાળા અને ગળાને રોકી દેનારા માંસના ફણગા થાય છે અને તે સાથે વાયુ સંબંધી સ્તબ્ધપણા વગેરેના ઘણા ઉપદ્રવો થાય છે.

પિત્તથી થએલ હોય તો–ગળામાં માંસના ફણગા તુરત પેદા થાય, બળતરા સહિત તુરત પાકે અને તાવ પણ બહુજ આવે છે.

કફથી થએલ હોય તો–ગળાની રગોનો નિરોધ થઇ ગળામાં માંસના ફણગા ઉત્પન્ન થાય છે. ધીરે ધીરે પાકે, ભારે અને સ્થિર હોય છે.

ત્રણે દોષથી થએલ હોય તો–ઉપર કહેલાં ત્રણે દોષનાં લક્ષણોવાળા ગળામાં ઉંડા પાકવાળા અને જેઓનું જોર અટકાવી શકાય નહી એવા માંસના ફણગા ઉત્પન્ન થાય છે.

લોહીથી થએલ હોય તો–ફોલ્લાઓથી વીંટાયલ અને પિત્તનાં લક્ષણોયુક્ત માંસના ફણગાઓ ગળામાં હોય છે.

## રોહિણી રોગથી મરણ થવાનો અવધિ.

ત્રિદોષની રોહિણીથી તુરત, કફની રોહિણીથી ત્રણ દિવસે, પિત્તની રોહિણીથી પાંચ દિવસે અને વાયુની રોહિણીથી સાત દિવસે માણસ મરી જાય છે.

કંઠશાલૂકનું લક્ષણ–ગળામાં કાંટાની પેઠે કે ધાન્યની અણીની પેઠે પીડા પેદા કરનારો ખરસટ, સ્થિર, બોરના ઠળીઆ જેવડો અને શસ્ત્રક્રિયાથીજ મટાડી શકાય એવો ગઠો થાય છે તેને કંઠશાલૂક કહે છે. આ ગાંઠ કફના કોપથી થાય છે.

અધિજિહ્વનું લક્ષણ–જીભની ઉપર જીભની અણી જેવો આકારવાળો જે સોજો થાય છે તેને અધિજીહ્વ કહે છે. આ રોગ રૂધિર મિશ્રિત કફ કોપથી થાય છે. જો આ સોજો પાક પકડે તો તેનો ઉપાય કરવોજ નહીં.

વળાયનું લક્ષણ–કફ કોપીને અન્નની ગતિને રોકી કંઠમાં લાંબા તથા ઉંચા સોજાને પેદા કરે છે તેને વળય કહે છે. આ રોગ મટતોજ નથી.

બલાસનું લક્ષણ–કફ તથા વાયુ વધી જવાથી ગળામાં શ્વાસવાળા, પીડાવાળા, અને છાતીના મર્મસ્થળમાં છેદનના સમાન વ્યથા ઉત્પન્ન કરનારા સોજાને ઉત્પન્ન કરે છે. તેને બલાસ કહે છે. આ રોગ કષ્ટસાધ્ય છે.

એકવૃંદનું લક્ષણ–કફ અને લોહીના કોપવાથી ગળામાં ગોળ, નમેલો, બળતર તથા ચળવાળો, જરાક પાકનારો, અને જરાક કુણો તેમજ મોટો સોજો ઉત્પન્ન થાય છે તેને એકવૃંદ કહે છે.

વૃંદનું લક્ષણ–પિત્ત અને લોહીના કોપવાથી ગળામાં ઘણોજ ઉંચો, ગોળ, બહુ બળતરાવાળો અને આકરા તાવવાળો સોજો થાય છે. તેને વૃંદ કહે છે. આ રોગમાં જો શૂળ હોય તો વાયુના સંબંધવાળો જાણવો.

શતઘ્નિનું લક્ષણ–વાયુથી, પિત્તથી ઉત્પન્ન થએલી પીડા, બળતરા તથા વલુર આ-

દિ વિકારોવાળી, કઠણ, માંસના અંકુરોથી અત્યંત વ્યાપ્ત અને ગળાને રોકી દેનારી વાટ ત્રિદોષથી બનારી તે શતઘ્નિ કહેવાય છે.

ગિલાયુનું લક્ષણ–કફ અને લોહીના કોપથી ગળામાં આંબળાના ઠળીયા સમાન સ્થિર, થોડી પીડાવાળો અને જાણે ખાધેલું ગળામાં ભરાઇ રહ્યું હોય તેવો જણાતો ગ્રંથિ ઉત્પન્ન થાય છે તેને ગિલાયુ કહે છે. આ રોગ શસ્ત્રક્રિયાથી મટે છે.

કંઠવિદ્રધિનું લક્ષણ–સઘળા દોષોના કોપવાથી સઘળા પ્રકારની પીડાવાળો અને આખા કંઠમાં વ્યાપ્ત થઇ ઉઠેલો જે સોજો થાય છે. તેને કંઠવિદ્રધિ કહે છે.

ગલોઘનું લક્ષણ–કફ અને લોહીના કોપવાથી ગળામાં અન્નને તથા પાણીને અટકાવનારો, ઉદાન વાયુની ગતિનો નાશ કરનારો અને આકરા તાવવાળો જે મહા સોજો થાય છે તેને ગલૌઘ કહે છે.

સ્વરઘ્નનું લક્ષણ–વાયુના માર્ગો કફથી દુષ્ટ થઇ જતાં અંધારૂં જોવામાં આવે, વારંવાર હાંફ થાય, ગળું સુકાય તથા અન્નાદિ ગળવામાં અશક્ત અને ઘાંટો બગડી જાય તેને સ્વરઘ્ન કહે છે. આ રોગ વાયુના કોપનો છે.

માંસતાનનું લક્ષણ–કંઠમાં ફેલાયલો, લટકતો અને બહુ દુઃખ દેનારો જે સોજો ક્રમે કરીને ગળાને રૂંધિ નાખે છે તેને માંસતાન કહે છે. આ રોગ ત્રિદોષજન્ય છે, જેથી રોગી બચતો નથી.

વિદારિનું લક્ષણ–પિત્તના કોપવાથી ગળામાં બળતરા સહિત આકરી વેદનાવાળો ઘણોજ રાતો અને ગંધાતો તથા ફાટતા માંસવાળો જે સોજો થાય છે તેને વિદારી કહે છે. માણસ જે પડખે વધારે સુતો હોય તે બાજુએ આ રોગ થાય છે.

## ગળાના રોગોના ઉપાય.

જે રોહિણી મટે તેવી હોય તો તે માટે લોહી કઢાવવું યોગ્ય છે. અથવા ઉલટી કરાવવી, ધુમાડો પાવો, કોગળા કરાવવા અને નાસ આપવો તો રોહિણી મટે છે. વાયુજન્ય રોહિણી માટે લોહી કઢાવી પછી સૈંધવ આદિ લવણોથી પ્રતિસારણ કરવું. અને સ્નેહનના સહેવાય તેવા કોગળા વારંવાર કરવા. કફની રોહિણી માટે ઘરના ધુમાડાનો ધુંસ, સુંઠ, મરી અને પીપર એઓના ચૂર્ણથી પ્રતિસારણ કરવું. ધોળી ગરણી, વાવડીંગ અને નેપાળાનું મૂળ એઓના કલ્કથી પકાવેલા તૈલમાં સિંધાલુણ નાખી તેનો નાસ લેવો. અથવા એઓનો કવળ પણ મુખમાં ધરવો. પિત્તની રોહીણી માટે લોહી કઢાવીને સાકર, મધ તથા ધઉંલા એઓથી પ્રતિસારણ કરવું અને દ્રાખનો તથા ફાલસાનો કવળ મ્હોમાં રાખવો. કંઠશાલુકમાં લોહી કઢાવી તુંડકેરીની ચિકિત્સા પ્રમાણે ઉપાય કરવા અને એક વખત થોડું સ્નિગ્ધ ભોજન જમવું. અધિજીહ્વ માટે ઉપજીહ્વિના ઉપચારો પ્રમાણે ઉપાયો કરવા. એકવૃંદમાં લોહી કઢાવ્યા પછી શોધનનો વિધિ કરવો. વૃંદમાં પણ તેવીજ ક્રિયાઓ કરવી. ગિલાયું માટે શસ્ત્રક્રિયા કરવી. કંઠવિદ્રધિ માટે જો મર્મસ્થળમાં ન હોય અને સારી પેઠે પાકી ગયો હોય તો તેને કાપી નાખવો.

## ગળાના રોગોના સામાન્ય ઉપાયો.

ગળાના રોગોમાં લોહી કઢાવી અને આકરો નાસ આપીને પછી ઉપાય કરવા. [illegible] દર, તજ, લિંબડો, રસવંતી અને ઈંદ્રજવ એઓનો કવાથ કરીને પાવો અથવા હરડેનો

કાઢો કરી મધ સાથે પાવો, જેથી વાયુજન્ય ગળાના રોગો મટે છે. અથવા કડુ, અતિવિષ, દેવદાર, કાળીપાડ, મોથ અને ઇંદ્રજવ એઓનો ગૌમૂત્રમાં કાઢો કરી પીવાથી પિત્ત સંબંધી ગળાના રોગો મટે છે. અથવા મણુકાદ્રાખ, કડુ, સુંઠ, મરી, પીપર, દારૂહળદર, પાતળી તજ, ત્રિફળા, લોધ, કાળીપાડ, રસવંતી, ધ્રો, અને તેજબળ એઓનું ઝીણું ચૂર્ણ કરી મધમાં કાલવી સેવન કરે તો કફ સંબંધી ગળાના રોગો મટી જાય છે. અથવા જવખાર, કાળીપાડ, તેજબળ, રસવંતી, દારૂહળદર અને પીપર એઓની ગોળી મધ સાથે બનાવી મ્હોંમાં રાખે તો સર્વ પ્રકારના ગળાના રોગો મટે છે. ભાવપ્રકાશ.

ગળાના રોગનો અધિકાર સમાપ્ત.

## આખા મોહોડાના રોગનાં નિદાનો તથા સંખ્યા.

વાયુથી, પિત્તથી અને કફથી થએલા આખા મોહોડામાં ત્રણ રોગ થાય છે. એટલે જે વાયુથી થયો હોય તો—વેદનાવાળા ફોલ્લાઓથી ચારેકોર મ્હોં વ્યાપ્ત થાય છે. જો પિત્તથી થએલો હોય તો—બળતરાવાળા અને અત્યંત પીળા ઝીણા ઝીણા ફોલ્લાઓથી આખું મ્હોં આસપાસ થઇ જાય છે. જો કફથી થએલો હોય તો—થોડી પીડાવાળા, વલુર અને મ્હોંની ચામડીના જેવા રંગવાળા ફોલ્લાઓથી આખું મ્હોં વ્યાપ્ત થઇ જાય છે.

## આખા મ્હોંના રોગો પૈકી જે જે અસાધ્ય રોગો છે તેઓનાં નામો.

હોઠના રોગોમાં માંસથી થએલો, લોહીથી થએલો અને ત્રિદોષથી થએલો એ ત્રણ રોગો મટતા નથી.

દાંતના રોગોમાં શ્યાવદંતક, દાલન અને ભંજનક એ ત્રણ મટતા નથી.

દાંતનાં પેઢાંઓમાંના રોગોમાં ત્રિદોષથી થએલી નાડી—ભરનીગળ અને સૌષિર એ બે રોગો મટતા નથી.

જીભના રોગોમાં અલાસ મટતો નથી.

તાળવાના રોગોમાં તાલ્વાર્બુદ મટતો નથી.

ગળાના રોગોમાં સ્વરઘ્ન, વલય, વૃંદ, બલાસ, વિદારી, ગલૌઘ, માંસતાન, શતઘ્ની અને ત્રણે દોષથી થએલી રોહિણી એ નવ રોગો મટતા નથી.

આ સઘળા રોગો માટે વૈદ્યે પ્રથમ મટવું ઇશ્વરાધીન છે, એમ સ્પષ્ટ કહી પછી ઓષધ કરવું, પણ જો ' મટાડીશ ' એવી હીંમત ધારીને ઓષધ કરે તો અપયશ મળે છે.

## આખા મ્હોંના રોગોના ઉપાય.

વાયુના મુખરોગમાં લૂણ, ફટકડી વગેરેના કોગળા કે પ્રતિસારણ કરવાં. અથવા વાતહર વસ્તુઓના તેલથી કવળ કે નસ્ય આપવાં.

પિત્તના મુખ રોગ માટે પિત્તને હરનારાં ઓસડો કરવાં, પણ પ્રથમ રેચ વગેરેથી શરીરનું સંશોધન કરી પછી જેઠીમધ અને ખેરસારનો ક્વાથ કરી તેમાં મધ નાંખી તેના કોગળા કરવા. અથવા દુધને ઉનું કરી તેમાં થોડું મધ અને ઘી નાખી તેના કોગળા કરવા. મતલબમાં મધુર અને શીતળ ઉપચારો કરવા.

કફના મુખરોગ માટે ફુલાવેલ મોરથુથુ અને ફટકડી વાટી તેનો મ્હોંના ફોલ્લાઓ ઉપર લેપ કરવો અને લાળ ઝરવા દેવી.

ત્રિદોષના મુખરોગ માટે નસ વીંધાવી લોહી કઢાવવું. માથાનું વિરેચન આપવું અને મધ, મૂત્ર, ઘી, દુધ તથા શીતળતાવાળા બીજા પદાર્થોના કવળ કરવા.

અથવા જાઇનાં પાંદડાં, ગળો, દ્રાખ, ધમાસો, દારૂહળદર અને ત્રિફળાં એઓનો કવાથ કરી ઠંડો થયા પછી મધ નાખી તેના કોગળા કરવા, જેથી મ્હોં આવ્યું હોય તે મટી જાય છે. અથવા જાઇનાં પાન વારંવાર ચાવે વા, મ્હોંમાં રાખે તો મ્હોં આવ્યું મટી જાય છે. અથવા કાળીજીરી, ઉપલેટ અને ઇંદ્રજવ એઓને ચાવવાથી મોહોડાનું પાકવું, મ્હોંમાંની ચાંદી અને મ્હોંની ખરાબ ગંધ દૂર થાય છે. અથવા કડવાં પરવળ (કે કડવાં તુરીયાં) નાં લીંબડાનાં, જાંબુનાં, આંબાનાં અને જાઇનાં, એટલાનાં તાજાં-નવાં પાંદડાં લઇ કવાથ કરી મ્હોં ધોયા કરે તો મુખપાક મટી જાય છે. અથવા ત્રિફળાના કવાથમાં મધ નાખી કોગળા કરવા. અથવા દારૂહળદરના જાડા કરેલા રવરસમાં મધ નાંખી કોગળા કરવા કે ચોપડવા, જેથી મોહોડાના રોગ, લોહી બગાડ અને ભરનીગળ મટી જાય છે. અથવા સપ્તપર્ણ, વાળો, કડવાં તુરીયાં, મોથ, હરડે, કડુ, જેઠીમધ, ગરમાળો અને રતાંજળી એઓનો કવાથ કરી પીએ તો મ્હોંનો પાક મટી જાય છે. અથવા તલ, નીલુંકમળ, ઘી, સાકર, દુધ અને મધ એઓના કોગળા કરવાથી મ્હોં આવ્યું હોય તથા મ્હોં દાઝયું હોય તે સર્વ મટી જાય છે. અથવા બીજોરાના ફળની છાલ એકવાર ખાવામાં આવે તોપણ મ્હોંમાંની ખરાબ ગંધ મટે છે અને અપાનવાયુ પણ શાંત થાય છે. અથવા હળદર, લીંબડાનાં પાન, જેઠીમધ અને નીલુંકમળ એઓથી પકાવેલા તેલના કોગળા કરે તો જરૂર મુખપાક મટી જાય છે. ભાવપ્રકાશ.

અથવા ખેરસાર, જાયફળ, બરાસ, દક્ષણી સોપારી, ચાતુર્જાત અને કસ્તુરી એ સઘળાં તોલા તોલા ભાર લઇ ઝીણાં વાટી ખેરસારના કવાથમાં ચણા જેવડી ગોળીયો કરી મ્હોંમાં રાખે તો જીભ, હોઠ, દાંત, મ્હોં, કંઠ અને તાળવાના સઘળા રોગો મટી જાય છે. આ ખદિરાદિવટી કહેવાય છે. અથવા ખેરસાર, જાયફળ, કંકોલ, બરાસ કે ચીણીઓ કપૂર અને દક્ષણી સોપારી એ સઘળાં સરખાં લઇ વાટી પાણી સાથે ઘુંટી ગોળી વાળી મ્હોંમાં રાખે તો મ્હોંના સઘળા વિકારો મટી જાય છે. અથવા દારૂહળદર, ગળો, ચંબેલીનાં પાન, દ્રાખ, અજમો અને ત્રિફળા એઓનો કવાથ કરી તેના કોગળા કરે તો મુખપાક મટી જાય છે. વૈદ્યરહસ્ય.

## મુખરોગનો અધિકાર સંપૂર્ણ.

ઇતિ શ્રી મન્મહારાજાધિરાજ રાજ રાજેંદ્ર શ્રી સવાઈ પ્રતાપસિંહજી વિરચિત અમૃતસાગર નામા ગ્રંથ વિષે ક્ષુદ્રરોગ, મસ્તક રોગ, નેત્ર રોગ, કર્ણ, નાક, મુખ, હોઠ, પેઢાં, દાંત, જીભ, તાળવા અને ગળા વગેરેના રોગોનાં નિદાન સંપ્રાપ્તિ લક્ષણ તથા ઉપાય નિરૂપણ નામનો અઢારમો તરંગ સંપૂર્ણ.

# તરંગ ઓગણીસમો.

સ્થાવર જંગમ વિષ તણાં, ભેદ સ્થાન વળી ચિન્હ,
ઔષધ સહ ઓગણીસમો, લખ્યો તરંગ અછિન્ન.

## ઝેરનો અધિકાર.

ઝેર બે પ્રકારનાં છે–એટલે એક સ્થાવર અને બીજું જંગમ કહેવાય છે. પોતાની મેળે ચલનશક્તિ કરી ન શકે તેથી ઉત્પન્ન થએલું તે સ્થાવર ઝેર અને ચાલતા પ્રાણીઓથી ઉત્પન્ન થનારૂં તે જંગમ ઝેર કહેવાય છે. સ્થાવર ઝેરનાં ૧૦ ઉત્પત્તિસ્થાન છે અને જંગમ ઝેરનાં ૧૬ ઉત્પત્તિસ્થાન છે. તેનું વિવેચન નીચે પ્રમાણેઃ—

ઝાડના મૂળમાં, પાંદડાંઓમાં, ફળોમાં, ફુલોમાં, છાલમાં, દુધમાં, સારમાં, ગુંદમાં, ધાતુઓમાં અને કંદોમાં એમ સ્થાવર ઝેરને પેદા થવાનાં ૧૦ ઠેકાણાં છે.

કણેર વગેરનાં મૂળીઆંમાં, કડવી દુધેલી વગેરેનાં પાંદડાંઓમાં, કુકડવેલા વગેરેનાં ફળોમાં, નેતર વગેરેના ફુલોમાં, ધોળી ચણોઠી વગેરેની છાલમાં, સારમાં તથા ગુંદમા, થોર વગેરેના દુધમાં, હરતાલ વગેરે ધાતુઓમાં અને વછનાગ વગેરે કંદોમાં ઝેર રહેલાં છે.

જંગમ વિષ દૃષ્ટિમાં, શ્વાસમાં, દાઢમાં, નખમાં, મળમાં મૂત્રમાં, વીર્યમાં, લાળમાં, સ્પર્શમાં, આંકડામાં, ગુદામાં, અધોવાયુમાં, યોનિમાં, હાડમાં, પિત્તામાં અને વાળોમાં એમ ૧૬ ઠેકાણે જંગમ ઝેર રહેલ છે–પેદા થાય છે.

મનુષ્યોની દૃષ્ટિમાં, દિવ્ય સાપોના શ્વાસમાં, કુતરા તથા શિયાળની દાઢોમાં, વાઘ–વરૂના નખોમાં, દેડકાંઓના મળમાં તથા મૂત્રમાં, વાંદર તથા ઊંદરના વીર્યમાં, હડકાયા જનાવર તથા કરોળીઆ–ખડમાંકડીની લાળમાં, ગરમ વસ્તુ ખાનારી તથા વ્યભિચારીણી સ્ત્રીયોની યોનિમાં, ગરમ વસ્તુ ખાનારા તથા ગુદમૈથુન કરાવનારાઓની ગુદામાં, સપ વગેરેના હાડમાં, નોળીયા તથા માછલાના પિત્તમાં, ભમરા–માખી–વીંછીના કાંટામાં, વાઘના વાળોમાં, અને ચિત્રશીર્ષના સ્પર્શમાં, મળમાં, મૂત્રમાં, મ્હોંમાં, વિષ્ઠામાં તથા અધોવાયુમાં, એટલાં સ્થાનોમાં જંગમઝેર હોય છે.

### સ્થાવર ઝેરના પ્રત્યેક સ્થળના ઝેરનાં ચિન્હો.

સ્થાવર વિષથી તાવ, હેડકી, દાંતોનું અંબાવું, ગળાનું પકડાવું, મુખે ફીણનું આવવું, ઉલટી, અરૂચિ, શ્વાસ, મૂર્છા અને વિકળતા થાય છે; પરંતુ કયું સ્થાવર વિષ છે ? એ પારખવાની રીત નીચે પ્રમાણેઃ—

ઝાડનાં ઝેરી મૂળીયાં ખાવામાં આવ્યાં હોય કે ખવરાવ્યાં હોય તો ગોટલા ચડે, મોહ થાય અને બકવાં થાય છે.

ઝેરી પાંદડાં ખાધાં કે ખવરાવ્યાં હોય તો તેથી બગાસાં, ધ્રૂજારો અને શ્વાસ થાય છે.

ઝેરી ફળો ખાધાં કે ખવરાવ્યાં હોય તો અંડકોષમાં સોજો, બળતરા અને ખાવા ઉપર અભાવો થાય છે.

ઝેરી ફુલો ખાધાં કે ખવરાવ્યાં હોય તો ઉલટી, આફરો અને મૂર્ચ્છા થાય છે.

ઝેરી છાલ, સાર ( વ્હેર લાકડું ) તથા ગુંદ ખાધાં કે ખવરાવ્યાં હોય તો, મ્હોંમાં દુર્ગંધ, માથામાં પીડા, શરીરમાં લુખસ અને કફનું પડવું થાય છે.

ઝેરી દુધ ખાધાં કે ખવરાવ્યાં હોય તો, મ્હોંમાં ફીણ, ઝાડાનું થવું અને જીભનું ભારેપણું થાય છે.

સોમલ, હરતાલ વગેરે ધાતુઓ ખાધી કે ખવરાવી હોય તો, છાતીમાં પીડા, મૂર્ચ્છા અને તાળવામાં બળતરા થાય છે.

અને કંદ-વછનાગ વગેરે ખાધો કે ખવરાવ્યો હોય તો, કંપારો, સ્તબ્ધતા, માથામાં પીડા, પેટનું વધવું, ઉલટી, હેડકી અને સોજો એટલાં ચિન્હો થાય છે.

કંદનાં ઝેરો વિના બીજાં નવ ઝેરો કાળાંતરે મરણ કરે છે, પણ સુશ્રુતમાં કહેલાં ૧૩ ભેદનાં કંદનાં ઝેરો તુરત પ્રાણ લઇ લે છે. ભાવપ્રકાશ.

## ઝેરમાં સ્વાભાવિક દશ ગુણો છે.

લુખાપણું, ઉનાપણું, તીક્ષ્ણપણું સૂક્ષ્મપણું, આશુપણું, વ્યવાયીપણું, વિકાસીપણું, વિશદપણું, લઘુપણું અને અપાકીપણું એ દશ ગુણો ઝેરમાં હોય છે.

ઝેર લુખાપણાને લીધે વાયુને કુપિત કરે છે, ઉષ્ણતાને લીધે પિત્તને તથા લોહીને કોપાવે છે, તીક્ષ્ણપણાને લીધે બુદ્ધિને બગાડે છે, તથા મર્મોના બંધને કાપી નાંખે છે, સૂક્ષ્મપણાને લીધે અવયવોમાં પેસી જાય છે, આશુપણાને લીધે શરીરમાં તુરત ફેલાય છે, વ્યવાયીપણાને લીધે પ્રકૃતીને ફેરવી દે છે, વિકાસીપણાને લીધે દોષોને, ધાતુઓને તથા મળોને ઉખેડી નાખે છે, વિશદપણાને લીધે ભારે જોર કરે છે, લઘુપણાને લીધે ઔષધ ઉપચારને તાબે થાય છે અને અપાકીપણાને લીધે મહા મુસીબતે પચે છે. આવા ગુણોને લીધે ઝેર લાંબા વખત સુધી દુઃખદાયી થઇ પડે છે.

## શુદ્ધ સ્થાવર વિષના ગુણ.

શુદ્ધ કરીને સ્થાવર વિષ ખાવામાં આવે તો લુખા, ઉના અને તીખા ગુણોને લીધે સૂક્ષ્મ ગુણ આપે છે, વિષયને વધારે છે, શરીરના સઘળા ભાગોમાં તુરત ફેલી જાય છે, સતેજતા અને અપરિપકવતાપણાથી તુરત અમલ કરી વધારે વખત ટકે છે.

## ઝેરી શસ્ત્રના વાગવાથી થતાં ઝેરનાં ચિન્હો.

જે શસ્ત્રને ઝેરી પાણી પાએલ હોય અને તે શસ્ત્રનો ઘા વાગ્યો હોય તો તે જખમ તુરત પાકે છે, તેમાંથી લોહી વહ્યા કરે છે, વારંવાર પાકે છે, ઘામાંથી કાળું કહોવાણું પાણીજ ગંધાતું માંસ સડીને ખર્યા કરે છે, તરસ લાગ્યા કરે, બાહાર તાપ થાય, મૂર્છા અંદર બળતરા બળે અને બેભાન થયા કરે છે.

## જેણે દ્વેષભાવથી ઝેર ખવરાવ્યું હોય તે દુષ્ટને પારખવાની યુક્તિ.

કોઇ માણસે કોઇનો ઘાત કરવા ઝેર ખવરાવ્યું હોય તો, અભિપ્રાયસૂચક ચેષ્ટાઓથી, વાણીથી, મ્હોંના ચ્હેરાથી ઝેર દેનાર વરતાઇ આવેછે. કાંઇ સ્હેજ પૂછવા જતાં પણ ગભરાઇ જઇ ઉત્તર દઇ શકે નહીં, બોલવાનું મન કરે પણ મુંઝાયા કરે, કદાચ બોલે તો મૂર્ખની પેઠે બકવાદ

જેવું બોલે, આંગળીઓના ટચાકા ફોડે, નખથી ભોંય ખોતરે, વિના કારણે હસે, ધ્રૂજ્યા કરે, બ્હીતો બ્હીતો એક બીજા સામું જોયા કરે, મ્હોં શ્યામ પડી જાય, નાસી જવાના લાગ ખોળે, આમ તેમ વારંવાર જોતો ચમકતો રહ્યા કરે અને કંગાળપણાથી વિપરીત રીતે વર્તે છે.

## જંગમ વિષનાં સાધારણ ચિન્હો.

જંગમ ઝેરથી, નિદ્રા, ઘેન, ગ્લાનિ, બળતરા, રોમાંચ, સોજો, અતિસાર અને પાકવા-પણું જણાય તો જાણવું કે જંગમ વિષ ખાવામાં આવેલ છે.

## અત્યંત તીક્ષ્ણ જંગમ વિષ પૈકી સર્પોના વિષનો વિચાર.

મુખ્યત્વે કરી ભોગી મંડિલ અને રાજીલ એમ ત્રણ જાતના મહા ઝેરી સર્પ હોય છે. તેમાં ભોગી વાયુ પ્રકૃતિવાળો, મંડિલ પિત્ત પ્રકૃતિવાળો અને રાજીલ કફપ્રકૃતિવાળો હોય છે, સર્પોની જાતની ઓળખાણ માટે સુશ્રુત અને ચરક સંહિતા જુઓ.

ભોગી જાતનો સાપ કરડ્યો હોય તો તે દંશની જગ્યા કાળી થઇ જાય છે અને તેને વાયુ સંબંધી વિકારો થાય છે. મંડિલ જાતના સર્પદંશથી ડંખની જગ્યા પીળા સોજાયુક્ત કોમળ હોય છે અને પિત્તના વિકારોને ઉત્પન્ન કરે છે. અને રાજિલ સર્પના દંશથી ડંખની જગ્યાએ સ્થિર સોજો, ચીકણો, પાંડુ, સ્નિગ્ધ અત્યંત જાડા લોહીવાળા અને સઘળા કફ સંબંધી વિકારો યુક્ત હોય છે.

## કયા સ્થળમાં અને કયા કાળે સર્પ કરડે તો અનિષ્ટ છે?

પીપળાના ઝાડ હેઠળ, દેવમંદિરમાં, સ્મશાનમાં, રાફડામાં, ચોવાટમાં, સંધ્યા વખતે, ભરણી નક્ષત્રમાં, તથા મઘા નક્ષત્રમાં સાપ કરડ્યો હોય તો તે માણસ ભાગ્યેજ બચે છે.

## દર્વીકર સર્પોનાં ઝેર તથા લક્ષણ વિષેનો વિચાર.

દર્વીકર સાપનું ઝેર તુરત માણસના પ્રાણ લઇ લે છે. તે સાપ વરસાદના, વાયરાના અને તાપના સંયોગથી બમણા ઝેરવાળા થાય છે. જે સાપો ચક્રના, હળના, સાથીયાના કે અંકુશના જેવા ચિન્હોવાળા હોય તથા ફેણવાળા હોય અને ઉતાવળી ગતિવાળા હોય તે દર્વી-કર સાપ કહેવાય છે.

## કોને કોને સાપ કરડ્યો હોય તો જીવવાની આશા છોડી દેવી?

અજીર્ણથી પીડાતાને, પિત્તથી પીડાતાને, તડકાથી પીડાતાને, બાળકને, ઘરડાને, ભૂખ્યા-ને, ક્ષીણ થએલાને, ક્ષતવાળાને, પ્રમેહરોગીને, કોઢીઆને, લુખા શરીરવાળાને, નિર્બળને, ગર્ભિણીને, અને ધાયલને સાપ કરડ્યો હોય તો તુરત મરી જાય છે. વળી ટાઢું પાણી છાં-ટતાં છતાં પણ રુવાડાં ઉભાં થતાં ન હોય, મ્હોં વાંકું થઇ ગયું હોય, વાળ ખીંકણી પડતા હોય, નાક નમી ગયું હોય, ડોક નાખી દેતો હોય, ડંખને ઠેકાણે કાળો કે રાતો સોજો હોય, અને જડબાં સજ્જડ થઇ ગયાં હોય, ધન-જાડી ઉલટી કરતો હોય, નાક, મ્હોં, ઇંદ્રિ તથા ગુદા વાટે લોહી નીકળતું હોય, ચારે દાઢો બેઠેલી હોય, લ્હેરો આવતી હોય, તાવ અ-તીસારથી પીડાતો હોય, બોલવામાં આક્રમણ હોય અને કાળાશવાળો મ્હોંએ થઇ ગયો હોય તો તેના જીવવાની આશા છોડી દેવી.

## દૂષિ વિષનાં લક્ષણો.

જે ઝેર અત્યંત જુનું થઇ ગયું હોય અથવા ઝેરનો નાશ કરનાર ઓસડોએ જેનું જોર ઓછું કરી નાંખ્યું હોય અથવા દવથી, વાયુથી કે તડકાથી સુકાઇ ગયું હોય અથવા એની મેળેજ દશ ગુણોમાંથી એક બે કે ત્રણ ગુણ ઓછા થઇ ગયા હોય તેને દૂષિ વિષ કહે છે. એ દૂષિ વિષ થોડી શક્તિવાળું હોવાથી માણસ તેનાથી મરી જતું નથી, પણ લાંબા વખત સુધી રીબાય છે. ઝાડો પાતળો થાય, શરીરનો વર્ણ બદલાઇ જાય, વિરસતા, બેચેની, તરસ, બેભાની, ભ્રમ, કુચેષ્ટા, બોલવામાં ગદગદપણું અને ઉલટી વગેરે વ્યાધીઓ થયા કરે છે. દૂષિવિષની ૧ વિશેષ માહિતી માટે સુશ્રુત ભાવપ્રકાશાદિનું અવલોકન કરો.

## ઝેરી ઊંદર કરડ્યાનાં લક્ષણ.

જ્યાં ઝેરી ઉંદર કરડયો હોય ત્યાં પાંડુવર્ણવાળું લોહી આવે, ઢામઠાં થાય, તાવ આવે, અરૂચિ થાય, રૂંવાડાં ઉભાં થઇ જાય અને બળતરા થાય છે.

## પ્રાણ લેનાર ઊંદરના ઝેરનું કામ.

જે ઉંદરના કરડવાથી મૂર્છા, અંગોમાં સોજો, વર્ણનું બદલાવું, કલેદ, બહેરાપણું, તાવ, માથામાં ભારેપણું, લાળનું ઝરવું અને લોહીની ઉલટી થવી તથા ઉંદરના આકાર જેવોજ સોજો થાય, તે પ્રાણહર ઉંદરવિષ કહેવાય છે.

કાચંડો કરડયો હોય તો–સોજો, કૃશતા અનેક વર્ણનું દેખાવાપણું થાય તથા મોહ થાય અને ઝાડો થયા કરે છે.

વીંછીના ઝેરનું લક્ષણ–વીંછીના કરડથી કોઇકજ અજાણ્યું હશે; તદપિ જે વિશેષ જાણવા યોગ્ય છે તે જણાવવાની જરૂર છે. એટલે વીંછીનો ડંખ થતાં અગન બળે, જલદીથી ઝેર ઉંચે ચઢે અંગોને ભેદનારી વ્યથા કરે અને અમુક વખતે પાછી ડંખમાંજ વેદના આવી રહે છે એ તો સહુકો જાણે છે, પણ જે વીંછીના ડંખથી નાક તથા જીભ પોતપોતાનાં કામ બજાવી શકે નહિં એવી વેદના થાય, માંસ અત્યંત પડયા કરે અને વેદનાથી પ્રાણ નીકળી જાય તેને પ્રાણહર વિંછીનું વિષ કહે છે.

ઝેરી દેડકો કરડયો હોય તો–ડંખમાં એકજ દાઢ ઉઠેલી હોય છે, વેદના સહિત પીળો સોજો થાય છે, તરસ લાગ્યા કરે છે, ઉંઘ આવે છે અને ઉલટી થાય છે.

ઝેરી માછલું કરડયું હોય તો–બળતરા, સોજો અને વેદના થાય છે.

ઝેરી જળો કરડી હોય તો–ચળ, સોજો, તાવ અને મૂર્છા આવે છે.

ઝેરી ઢેઢગીરોળી કરડી હોય તો–બળતરા, સોજો, સોયો ભોંકાયા જેવી વ્યથા અને અંગોમાં પરસેવો થાય છે.

કાનખજુરો કરડયો હોય તો–ડંખની જગ્યાએ પરસેવો થાય છે, વેદના થાય છે અને બળતરા થાય છે.

મચ્છર કરડયો હોય તો–ચળવાળો અને થોડી વેદનાવાળો જરાક સોજો આવે છે. પણ અસાધ્ય (વગડાઉ) મચ્છર કરડયો હોય તો લૂતાના ઝેર સમાન ચિન્હો થાય છે.

ઝેરી માંખી કરડી હોય તો–ડંખની જગ્યા કાળી, બળતરાવાળી, મૂર્છા અને તાવ સહિત ફોલ્લી થાય છે. સુશ્રુતે ૭ પ્રકારની માંખી કહી છે તેમાં સ્થગિકા નામની માં-

ખી તુરત પ્રાણ લેનારી છે.

વાઘ, ચિત્તા વગેરે કરડયા હોય તો–સોજા સહિત પાકવાળો ઘા થાય છે, તેમાંથી પરૂ વહે છે અને તાવ પણ આવે છે. જો ચાર પગા જનાવરના નખ અથવા જંગલી માણસોના નખ, દાંતો વગેરેથી જખમ થાય તો તેમાં પણ ઉપર પ્રમાણેજ ચિન્હ હોય છે.

## હડકાયાં કુતરાં, શિયાળ કે વાઘ વગેરે હડકાયાં થયાં હોય કે તે કરડયાં હોય તેનું લક્ષણ.

કુતરાના ક્ષુદિક દોષો જ્ઞાનતંતુઓને નષ્ટ કરી તેના ધાતુઓને ફાડી નાખે છે, તે યોગથી તેના મોહોડામાંથી લાળ ગળે છે અને તે આંધળાં કિંવા બહેરાં થઇ આર્ણીકાર તેણીકાર દોડે છે તથા તેનું પુંછડું, હડપચી, કાંધ અને માથું નીચું નમી જાય છે. માથું દુખ્યા કરે અને મોહોડું નમી જાય ત્યારે જાણવું કે કુતરૂં, શિયાળ કે વાઘ વગેરે હડકાયાં થએલાં છે.

હડકાયાં કુતરાં વગેરે જેને કરડ્યાં હોય તેને કરડયાને સ્થળે બહેરાશ થઇ જાય છે, કાળું લોહી નીકળે છે, હાથ તથા માથામાં દુખાવો થાય છે, તાવ આવે, અંગ જડ–શૂન્ય થઇ જાય અને તરસ તથા મૂર્છાયુક્ત હોય છે.

આજ પ્રમાણે સાપ, ખચ્ચર, ઘોડો, રીંછ, ચિત્રો અને વરૂ વગેરેને હડકવા હાલ્યો હોય અને કોઇને કરડે તો ઉપર પ્રમાણેજ લક્ષણો થાય છે, ઝેરી દાઢ હોય તો ખરજ, સોયો ઘોંચાયા જેવી પીડા, શરીરના વર્ણનું બદલાવું શૂન્યતા, ચીકણો પરસેવો, તાવ, ફેર, બળતરા, રતાશ, વેદના, પાકવું, સોજો, ગાંઠ થાય, ફાટો પડી જાય તથા ત્યાં ફોલ્લા થાય, માંસના લોચા નીકળવા લાગે અને ચકાંમાં પડી જાય તો ઝેરી દાઢ જાણવી તથા આથી વિપરીત ચિન્હો હોય તો ઝેર વગરની દાઢ જાણવી.

ઉપર કહેલાં જનાવરોમાંથી જે જે જનાવર કરડયું હોય તે તે જનાવર જેવાજ ચાળા કરે છે, તેના જેવી ચીસો પાડે છે અને જે જનાવર કરડયું હોય તેનુંજ તે માણસ દર્પણ તથા પાણીમાં પ્રતિબિંબ દેખે તો તે મરી જાય છે.

જે પુરૂષને હડકાયું જનાવર ન કરડયું હોય છતાં પાણીના અડવાથી, પાણીના શબ્દથી કે જોવાથી ડરે તો તેના ઉપચાર ન કરવા; કેમકે તેને જળસંત્રાસ વિષ પ્રાપ્ત થએલ છે. એમ સમજવું. એમ વાગ્ભટનું કહેવું છે.

## સ્થાવર ઝેરના ઉપાય.

સ્થાવર વિષવાળાને ઉલટી કરાવવી. વિષવાળાને વમન જેવો એકે ઉપાય તાત્કાલિક ગુણ કર્તા નથી. વિષ બહુ ગરમ અને તીક્ષ્ણ છે માટે સર્વ ઝેર ઉપર હંમેશાં ઠંડા ઉપાયો કરવા. અથવા ઝેરને હરનારી ઔષધીઓ મધ અને ઘી સાથે તે જ વખતે પાવી. ખાટો રસ ખાવા આપવો અને મરીનું ચૂર્ણ શરીરે ચોળાવવું અને ભોજનમાં સાઠીચોખા, કોદરા તથા સિંધાલૂણ આપવું. જે જે ઝેરનાં અને જે જે દોષનાં અધિક ચિન્હ જણાય તેને તે તે દોષોથી વિપરીત ગુણોવાળા ઉપાયો કરવા. ( જેમ હાયડ્રેટક્લોરલ શરીરની ઇંદ્રિયોને શિથિલ–શીતળ કરનાર છે તો તેના ઝેરને શાંત કરવા તેથી વિપરીત ગુણવાળું નકસવૉમિકા યોગ્ય માત્રાએ આપવું; કેમકે એનો ગુણ નસોને ઉષ્ણ અને તંગ કરવાનો છે. એમ પ્રત્યેક વિપરીત ગુણોવાળાં ઓસડો એક એકના ઉપર વિચારીને કુશળતા સાથે આપવાં. ) અથવા

સરસડીયાનાં પાંચે અંગને ગોમૂત્રમાં વાટી લેપ કરે તો, ઝેર મટી જાય છે. અથવા પીપર, રોહિસનાં ફુલ ( રોહીસ ન મળે તો વાળો લેવો. ), જટામાંસી, લોદર, મોટી એલચી, સાજીખાર, મરી, વાળો, સોનાગેરૂ અને ન્હાની એલચી એઓના ક્વાથ કરી ઠંડો થયે તેમાં મધ નાખી પીવાથી દૂષિ વિષ મટી જાય છે. દૂષિ વિષવાળાને સારીપેઠે સ્નિગ્ધ કરી તથા ઉલટીથી રેચથી શોધિત કરીને પછી આ ઉપાયો આપવા. ભાવપ્રકાશ. અથવા તાંદળજાંનાં મૂળીઆં ચોખાના ધોવણમાં વાટી ત્રિકટુના ચૂર્ણ સાથે પીવાથી મનુષ્ય વિષ રહિત થાય છે. વૈદ્યરહસ્ય.

## જંગમ ઝેરના ઉપાય.

હરડે, ગોરૂચંદન, ઉપલેટ, આકડાનાં પાન, કમળ, બરૂનાં મૂળ, નેતરનાં મૂળ, વછનાગ, વા અરીઠા, ધોળું નસોતર, ઇંદ્રજવ, મજીઠ, રતાંધમાસો, શતાવરી, શિંગોડાં, રીસામણી અને કમળના કેસર એઓનો કલ્ક કરી ચોગણા પાણીમાં અથવા દુધમાં તે કલ્ક નાખી ધીમા તાપથી ઘી પકાવવું. સારી રીતે ઘી પાકી રહે ત્યારે ઉતારી ઠંડુ થયા પછી ઘીના જેટલુંજ મધ નાખીને સારી માવજત સાથે સુંદર પાત્રમાં ભરી રાખવું. આ મૃત્યુપાશછેદી ઘૃત ઝેરના દોષથી થએલાં સર્વ દુઃખોના અને ઝેરનો નાશ કરે છે. અંજનમાં, ચોળવાંમાં, પીવામાં, પિચકારીના ઉપયોગમાં લેવામાં આવેલું આ ઘી સ્પર્શમાત્રથી ઝેરથી ખરાબ થએલી ચામડીને સાફ કરી નાંખે છે. તથા કૃત્રિમ–બનાવટી ઝેર, તમક નામનો શ્વાસ, વલુર, માંસસાદ, બેભાનપણું અને સર્પ, ઊંદર, કીડી, કરોળીયાદિના ઝેરનો આ ઘૃત ઉત્તમ પ્રકારે નાશ કરે છે. ભાવપ્રકાશ. અથવા ઘી, મધ, માંખણ, પીપર, આદું, મરી અને સિંધાલૂણ એઓને એકઠાં વાટી પીએ તો ઘોર તક્ષક નાગનો કરડેલો પણ ( મનુષ્ય ) બચે છે. વૈદ્યરહસ્ય. અથવા સરસડીઆનાં ફુલોના રસમાં ધોળાં મરી ( સરગવાનાં બીજ ) ૭ દિવસ સુધી ભીંજવી રાખી તેનું અંજન કરે વા નાસ દે કે પીએ તો તેથી સાપનું ઝેર નાશ થાય છે. અથવા ધોળી સાટોડીની જડ પુષ્ય નક્ષત્ર અને રવિવારનો યોગ હોય તે દિવસે વિધિપૂર્વક લાવી ચોખાના ધોવણ સાથે પુષ્પાર્કે પીએ તો વિષવાળાં જનાવરોનાં વિષ એક વર્ષ સુધી તેને પરાભવ કરી શકતાં નથી. ચક્રદત્ત.

વિંછુના ડંખ ઉપર–નેપાળાને પાણી સાથે ઘસી તેનો લેપ કરે તો તેજ વખતે વીંછીનું ઝેર મટે છે. અથવા નવસાદર. અને હરતાલ પાણીમાં ઘસી ડંખ ઉપર ચોપડે તો વીંછીનું ઝેર ઉતરે છે. અથવા પીપર અને સરસડીયાનાં બીજને બકરીના દુધમાં ઘસી ડંખ ઉપર ચોપડે તો વીંછીનું ઝેર મટે છે.

**ॐ आदित्य रथवेगेन विष्णुबाहुबलेनच सुपर्ण पक्षघातेन भूम्यांगच्छ महा विष.**

**ॐ पक्ष योगिपादाक्षा श्री शिवोत्तम प्रभुपादाज्ञा भूम्यां गच्छ महा विष.**

આ મંત્રો વડે ૨૧ વાર વીંછીના ડંખની જગ્યાએ હાથ ફેરવે તો તુરત વિષ નાશ પામે છે. વૈદ્યરહસ્ય.

કણેરનું ઝેર ચઢયું હોય તો હળદરને દુધમાં વાટી સાકર મેળવી પાવી.

ધંતુરાનું ઝેર ચઢયું હોય તો તાંદળજાનાં મૂળીયાં અથવા અથવા કપાસનાં પાંચે અંગને ઘુંટીને પીવાં.

આકડાનું ઝેર ચઢયું હોય તો, તલ અને ચોખાને બકરીના દુધમાં વાટી લેપ કરવો.

**કૌવચનું વિષ** ચઢયું હોય તો, ઘી ચોળવું.

**ભિલામાનું વિષ** કે ભીલામાના ડાઘ પડયા હોય તો, ૧૦૮ વાર ધોએલું ઘી ચોળવું.

**માંખીનું ઝેર** ચઢયું હોય તો, કેસર, તગર અને સુંઠ એઓને પાણીમાં ઘુંટીને લેપ કરવો.

**મધના ભમરા ભમરી** કરડેલ હોય તો, સુંઠ, પાળેલા કબૂતરાની હઘાર, બીજોરાનો રસ, હરતાલ, અને સિંધાલૂણ એઓને વાટી લેપ કરવો.

**ઉંદરના ઝેર** માટે-ઘરનો ધુંસ, મજીઠ, હળદર અને સિંધાલૂણનો લેપ કરવો, જેથી ઉંદરનું ઝેર મટે છે. **અથવા** તુરીયાં કે સાકરનો લેપ કરવાથી પણ ઉંદરનું ઝેર મટે છે.

**દેડકાનું ઝેર** ચઢયું હોય તો સરસડીઆનાં બીજને થોરના દુધમાં ઘુંટી લેપ કરવો.

**કાનખજુરો કરડયો** હોય તો દીવાનું તેલ ચોપડવું. **અથવા** હળદર, દારૂહળદર, ગેરૂ અને મણશીલ એઓનો લેપ કરવો જેથી કાનખજૂરાનું ઝેર મટે છે.

**સાપના ઝેર** માટે નેપાળાનાં ૭ બીજ લીંબુમાં ભરી ૭ દિવસ રાખી મુકવા. ફરી ૭ દિવસ પછી બીજા લીંબુમાં તે દાણાને ઘાલી અને ૭ દિવસ રાખી મુકવા એમ ૭ લીંબુમાં ૭-૭ દિવસ લગી રાખી મુકવા. પછી તે નેપાળાને માણસની લાળમાં ઘસી ડંખના ઉપર ચોપડે તો સાપનું ઝેર જરૂર ઉતરે છે. પણ દરેક વખતે લીંબુ બદલતી વખતે નેપાળાને તડકે સુકવી પછી બીજા લીંબુમાં ઘાલવા. વૈદ્યરહસ્યનો કર્તા કહે છે કે-આ પ્રયોગ મેં યોગી મહાત્માથી સંપાદન કરીને સારી પેઠે અનુભવેલો છે.

**હડકાયું કુતરૂં** વા હડકાયું જનાવર કરડયું હોય તો-તે ડંખના સ્થાનનું લોહી કાહાડી નંખાવી લોઢાની સળી ઉની કરી તે સ્થાનને ડાંભી દેવું. **અથવા** ધંતુરાનાં તથા ઉંબરાનાં ફળોને ચોખાના ધોવણમાં ઘુંટી તેમાં ધંતુરાનાં પાંદડાંનો રસ, દુધ, ઘી, ગોળ મેળવી ૪ તોલાભાર પીએ તો હડકાયા કુતરાનું ઝેર મટે છે. **અથવા** ધંતુરાનાં બીજ સહિત ફળોને ચોખાના ધોવણમાં ઘુંટી લેપ કરે તો હડકાયા કુતરાનું ઝેર મટી જાય છે. **અથવા** જલજાંબીનો રસ ચોપડે તો હડકાયા કુતરાનું ઝેર મટી જાય છે. **અથવા** મીંઢળને ઘસીને ચોપડવાથી પણ હડકાયા કુતરાનું ઝેર મટે છે. **વૈદ્યરહસ્ય.**

**॥ ॐ अलर्काधिपते यक्ष सारमेय गणाधिप अलर्क जुष्टमेतन्मे निर्विषं कुरु माचिरात् स्वाहा ॥**

આ મંત્રવડે નદીને કીનારે અથવા ચાર રસ્તા વચ્ચે સ્નાન કરાવી ચોકો-અબોટ દેવડાવી પોતે પવિત્ર થઇ, ખોળ, કાચું માંસ, તથા દહી, પુલમાળા રાખી બળીદાન દઇ ૧૦૮ આહૂતિઓ આપવી. પછી ડાભથી આ મંત્રવડે ઉંજણી નાખવી તો, હડકાયા કુતરાનું ઝેર ઉતરે છે. **સુશ્રુત. અથવા** ગોળ, શેકેલા તલ, આકડાનું દુધ અને ગોળ એઓનો લેપ કરવાથી વા, પાણી સાથે ઘુંટીને પીવાથી હડકાયા કુતરાનું ઝેર મટે છે. **વાગભટ. અથવા** કુકડાની હઘાર વાટી લેપ કરવાથી હડકવા મટે છે. **અથવા** કુમારપાઠાનો ગર્ભ, અને સિંધાલુણને ઘુંટી ૫ દિવસ બાંધે તો હડકાયા કુતરાનું ઝેર મટે છે. **અથવા** તાંદળજાનું મૂળ તુલસીની જડ અને વચ એઓને ચોખાના ધોવણમાં વાટી ૭ દિવસ પીવાથી હડકાયા કુતરાનું ઝેર મટે છે. **અથવા** તાંદળજાના મૂળનો રસ અને દારૂડીના મૂળના રસમાં ઘી મેળવી ૭ દિવસ પીએ તો હડકાયા કુતરાનું ઝેર મટે છે. **અથવા** કડવી તુંબડીની જડ, સુંઠ, મરી અને લીંબડાની લીંબોળી ૪-૪ ભાગ લેવાં અને શોધેલો નેપાળો ૯ ભાગ, તથા નસોતર ૭ ભાગ લઇ સર્વને વાટી ગોળ સાથે ગોળી બાંધી યોગ્ય માત્રાએ ઉના પાણી સાથે ૭ વા ૧૪ દિવસ ખાય તો હડકાયા કુતરાનું

ઝેર મટે છે. અથવા કડવી તુંબડીનું મૂળ, હિંગળોક, શુદ્ધ નેપાળો, મરી, અને ફુલાવેલો ટંકણ એ સર્વ બરાબર લઇ વાટી તાંદળજાના રસમાં ઘુંટી ગોળી બાંધી ઉના પાણી સાથે ૭ દિવસ ખાય અને જ્યાં કુતરૂં કરડયું હોય ત્યાં એ ગોળી મૂત્ર સાથે ઘસી ચોપડે તો હડકાયા કુતરાનું ઝેર નાશ પામે છે. "

સોમલનું ઝેર ચઢયું હોય તો તાંદળજાનો રસ સાકર સાથે પીવો.

અફીણનું ઝેર ચઢયું હોય તો–કપાસનું મૂળ ઘસીને પાવું. અથવા સિતાફળીનાં પાંદડાં ઘુંટીને પાવાં. અથવા ખાધેલા અફીણથી બમણી ચોખ્ખી હિંગ પાવી. અથવા મોટી રીંગણીનો રસ ૪ તોલા લઇ દુધની સાથે પાવાથી અથવા છાશ ને મીઠું પાવાથી અફીણનું ઝેર ઉતરી જાય છે. પણ પ્રથમ ઉલટી કરાવી ખાવામાં આવેલું ઝેર તમામ નીકળી જાય તેમ કરી પછી ઉક્ત કહેલા ઉપાયો કરવા. કેશવકલ્યાણ.

ધંતુરાનું ઝેર ચઢયું હોય તો કપાસનાં ફુલ પાણીમાં ઉકાળીને પીવાં અથવા વંત્યાકનાં બીજને ઉકાળી તેનો ૪ તોલા ભાર ક્વાથ પાવો. વૈદ્યવલ્લભ.

સર્વ પ્રકારના વિષ માટે–કાળાં મરી, લીંબડાનાં પાંદડાં, સિંધાલૂણ, ઘી અને મધ એઓને એકઠાં ઘુંટી પીવાથી સ્થાવર જંગમ વિષનો નાશ થાય છે. અથવા શોધેલો વછનાગ, ફુલાવેલો ટંકણ, મરી અને શોધેલું મોરથુથુ એ સઘળાંને સમાન લઇ વાટી બંદાળના રસમાં સારી પેઠે ઘુંટી ચાર ચાર માસાની ગોળીઓ કરવી. આ ગોળી મનુષ્યના મૂત્ર કે ગોમૂત્ર સાથે સેવન કરવાથી સર્વ પ્રકારનાં ઝેર–સર્પદંશ–કંદવિષ–કૃત્રિમ વિષ વગેરે સર્વ વિષનો નાશ કરે છે–આ વજ્રપાત રસ કહેવાય છે. વૈદ્યરત્ન.

## વિષરોગીનાં પથ્યાપથ્ય.

સાઠીચોખા, કોદરા, કાંગ, તાંદળજો, ડોડી, પરવળ, આંબળાં, દાડિમ, મગનું યૂષ, વટાણાનુ યૂષ, મોરનું, ઘેટાનું, તેતરનું, લાવાંનું અને પૃષત હરિણ એઓનાં માંસ ઝેરવાળા રોગીને હિતકારી છે.

વિરોધી ભોજન, ક્રોધ, ભૂખનો વેગ, થાક, મૈથુન અને દહાડે સુવું એટલાંનો વિષ ઉતરી ગયા પછી પણ કેટલાએક વખત ત્યાગ કરવો.

વિષનો અધિકાર સંપૂર્ણ.

ઇતિ શ્રીમન્મહારાજાધિરાજ રાજરાજેન્દ્ર શ્રી સવાઇ પ્રતાપસિંહજી વિરચિત અમૃતસાગર નામા ગ્રંથ વિષે સ્થાવર જંગમાદિ વિષના ભેદ ચિન્હ અને ઉપાય નિરૂપણ નામનો ઓગણીસમો તરંગ સંપૂર્ણ.

# તરંગ વીસમો.

યોનિરોગ વળી ગર્ભના, પુત્રદ પ્રસવ પ્રયોગ;
સુવારોગ એ સર્વના, હેતુ ચિન્હ સહયોગ.

## પ્રદરાદિ સ્ત્રીરોગનો અધિકાર.

પ્રદર રોગની ઉત્પત્તિ–વિરોધી ભોજન કરવાથી, દારૂ પીવાથી, જમ્યા ઉપર જ-

મવાથી, અજીર્ણથી, ગર્ભના પડવાથી, અતિ મૈથુનથી, વાહનો ઉપર અત્યંત બેસવાથી, પંથ કરવાથી, અતિ કર્ષણ કરવાથી ઘણો ભાર ઉપાડવાથી, અભિઘાતથી, દિવસે સુવાથી, અને કોઇ પ્રકારનો માર વાગવાથી સ્ત્રીઓને વાત, પિત્ત, કફ કે ત્રિદોષ કુપિત થવાથી પ્રદરરોગ ( યોનિ માર્ગથી ધાતુનું વેહેવું તે રોગ ) થાય છે.

પ્રદર રોગની સંખ્યા–એ પ્રદરરોગ, વાયુનો, પિત્તનો, કફનો અને ત્રિદોષનો એમ ચાર પ્રકારનો છે.

પ્રદરનું સાધારણ લક્ષણ–સ્ત્રીઓની યોનિમાંથી અનેક રંગનું લોહી અટકાવ–ઋતુ વિનાજ વહ્યા કરે તથા હાડમાં, કેડમાં કળતર અને આખા શરીરમાં સણકા આવ્યા કરે તે રોગને પ્રદર કહે છે.

## ચારે પ્રકારના પ્રદરનાં લક્ષણો.

વાયુના પ્રદરમાં–લુખું, રાતું, ફીણવાળું, પીડા સહિત અને માંસના ધોવણ જેવું થોડું થોડું લોહી વહ્યા કરે છે.

પિત્તના પ્રદરમાં–પીળા, નીલા, કાળા તથા રાતા રંગવાળું ઉનું અને પિત્ત સંબંધી બળતરાવાળું વેદના સહિત લોહી વારંવાર વહ્યા કરે છે.

કફના પ્રદરમાં–કાચા રસવાળું, શિમળાના ગુંદ જેવા રંગનું, ચીકણું, જરાક પાંડુ-વર્ણવાળું અને તુચ્છ ધાન્યના ધોવણ જેવું લોહી બહુ વહ્યા કરે છે.

ત્રિદોષના પ્રદરમાં–મધના, ઘીના, તથા હરતાલના જેવા વર્ણવાળું, મજ્જા જેવું અને મડદાના જેવી ગંધવાળું લોહી વહ્યા કરે છે–આ પ્રદર મટતો નથી.

## લોહી બહુજ વેહેતાં થતા ઉપદ્રવો.

લોહી બહુ વહે તો દુર્બળતા, થાક, મૂર્ચ્છા, મદ, તરશ બળતરા, બકવા, શરીરમાં ફીકાશ, ઘેન, અને વાયુથી થતા આક્ષેપકાદિ વાયુરોગો થાય છે.

## પ્રદરનું અસાધ્ય લક્ષણ.

જે સ્ત્રીને આઠે પોહોર યોનિ માર્ગથી લોહી વહ્યા–ઝર્યા કરે છે તથા તરશથી, બળતરાથી, તાવથી યુક્ત હોય અને નબળી, ક્ષીણ પડી ગએલા લોહીવાળી હોય તો તેને પ્રદર મટતો નથી માટે ઉપાય કરવા વ્યર્થ છે.

## શુદ્ધ રજસ્વળાપણાનું લક્ષણ.

જે સ્ત્રીનું યોનિમાર્ગથી મહીને ને મહીને ચીકણા તાંતણા વગરનું, બળતરા વગરનું, પીડા વગરનું, પાંચ રાત સુધી વેહેનારૂં, બહુ વધારે પણ નહીં તેમ બહુ ઓછું પણ નહીં એવું લોહી વહે તેને રજોદર્શન–અટકાવ, અભડાવું–છેટે બેસવું–સ્ત્રીધર્મ–ઋતુપ્રાપ્તિ અને રજસ્વળા થવું વગેરે વગેરે કહે છે.

લોહી વિશેષ વહે તો ૩ રાત, મધ્યમ વહે તો ૫ રાત અને સ્વલ્પ વહે તો ૧૬ રાત સુધી વહે છે અને એજ કારણને લીધે ઋતુકાળ ૧૬ દિવસ લગી માનેલ છે–( કમળ ત્યાં લગી ખુલ્લું રહે છે અને સંતાન પ્રાપ્તિ થાય છે. ) પણ જો એ મુદતથી વધારે વખત લોહી વહેતું જણાય તો તેને પ્રદર સમજી પ્રદરનાશક ઉપાયો કરવા.

## પ્રદરરોગના ઉપાય.

સંચળ, શંખજીરૂં, જેઠીમધ અને નીલકમળનાં ફુલ વા, કમળકાકડી, એ પ્રત્યેક પદાર્થો બાર બાર રતી ભાર લઇ એકઠા કરી તેઓને ૪–૪ તોલા ભાર દહીમાં ઘુંટી તેમાં આઠ માસા ભાર મધ નાખી પાવા, જેથી વાયુનો પ્રદર મટે છે. અથવા જેઠીમધ ૧ તોલો અને સાકર ૧ તોલો લઇ ચોખાના ધોવણમાં વાટીને પાવાથી રક્ત પ્રદર મટે છે. અથવા રસવંતી અને તાંદળજાનાં મૂળીયાં એઓને વાટી મધમાં કાલવી ચોખાના ધોવણ સાથે પાવાથી સર્વ જાતના પ્રદર મટી જાય છે. અથવા આસોપાલવની છાલ ૪ તોલા લઇ આઠ ગણા પાણીમાં ઉકાળી અરધ ભાગનો ક્વાથ કરી તેમાં તેટલુજ દુધ નાખી, ક્વાથ બળી ( ૧૬ તોલા ) દુધ રહે એટલે નીચે ઉતારી ઠંડું કરી પછી તે દુધ પાવું. જો અગ્નિનું બળ ઓછું હોય તો ઓછું દુધ પાવું જેથી આકરો પ્રદરરોગ પણ મટી જાય છે. અથવા તુરતનાં ખોદી કાહાડેલાં ડાભનાં મૂળીયાં ચોખાના ધોવણ સાથે વાટી ત્રણ દિવસ પાવાથી પ્રદર મટી જાય છે. અથવા ઊંબરાનાં ફળોનો રસ કાહાડી તેમાં મધ નાખીને પાવો અને તે ઉપર દુધ ભાત જમાડવાં, જેથી પ્રદરરોગ મટી જાય છે. અથવા દારૂહળદર, રસવંતી, કરીયાતું, અરડૂસો, મોથ, બીલું, મધ, રતાંજળી અને આકડાનાં ફુલ એઓનો ક્વાથ કરી તેમાં મધ નાખી વિધિયુક્ત પીએ તો તેથી વેદનાવાળો તથા સઘળી જાતનો પ્રદર મટી જાય છે. આ દાર્વ્યાદિ ક્વાથ કહેવાય છે. ભાવપ્રકાશ. અથવા ઊંદરની લીંડીઓનું ચૂર્ણ ગાયના દુધ સાથે ૨ દિવસ વા ૩ દિવસ બળાબળ વિચારી પીવાથી લોહીવાની નીકો ચાલતી હોય તોપણ બંધ થાય છે અને સર્વ જાતના પ્રદર મટી જાય છે. અથવા ધાવડીનાં ફુળ, બીજાબોળ, અને ઊંદરની લીંડીઓ એ ત્રણે સમાન લઇ ચુર્ણ કરી ૧ ટાંક પ્રમાણ સેવન કરે તો પ્રદર રોગ મટે છે. વૈદ્યરહસ્ય. ( આ બે પ્રયોગ અતિ ઉત્તમ છે. )

## સોમરોગની હેતુ સહ સંપ્રાપ્તિ.

અતિ મૈથુનથી, અતિ શોકથી, અતિ થાકથી, અતિસારથી અને ઝેરના યોગથી સ્ત્રીઓના આખા શરીરમાં રહેલા જળો ક્ષોભ પામે છે અને સ્ત્રવે છે. અને તે જળો સ્થાનથી ભ્રષ્ટ થઇ મૂત્ર માર્ગમાં જઇને મળે છે, તેથી સ્ત્રી વારંવાર મૂતરે છે તેને સોમ રોગ કહે છે.

## સોમરોગનું લક્ષણ.

જેઓનું સુંદર સ્વરૂપ છે એવી સ્ત્રીઓના યોનિ માર્ગથી વારંવાર પ્રસન્ન-નિર્મળ, ઠંડું, ગંધ રહિત, ધોળું અને પીડા રહિત પાણી–મૂત્ર આવે છે, પણ તે તેને અટકાવી શકતી નથી તેથી તે બિચારી આળા બહુ બેચેન રહે છે, દુબળી થાય છે, માથું શિથિલ રહે, મ્હોં તથા તાળવું સુકાયા કરે, મૂર્છા આવે, બગાસાં આવે, બકવા થાય, ચામડી બહુજ લુખી થાય અને ખાનપાનમાં તૃપ્તિ થાય નહીં તો, જાણી લેવું કે તે સ્ત્રીને સોમ રોગ થયો છે.

## સોમરોગના ઉપાય.

પાકેલાં કેળાં, આંબળાનો રસ અને સાકર તથા મધ એઓને એકઠાં કરી ઉપયોગમાં લે તો સારી રીતે સોમરોગ મટી જાય છે. અથવા અડદનો લોટ, જેઠીમધ, ભોંયકોળું, મધ અને સાકર એઓને એકઠાં કરી પ્રભાતે દુધ સાથે સેવન કરે તો સોમરોગ મટી જાય છે.

## મૂત્રાતિસારના ઉપાય.

લાંબા વખત સુધી સોમરોગ ચાલુ રહે તો તેને મૂત્રાતિસાર થાય છે અર્થાત્ ઉપરા ઉપરી મૂત્ર ઉતર્યા કરે છે, તે માટે તે મૂત્રાતિસાર સ્ત્રીના બળનો નાશ કરી નાખે છે. તે ઉપર "તાડની જડ, ખારેક, જેઠીમધ અને ભોંયકોળું એઓનું ચૂર્ણ સાકર મેળવી ખાય તો મૂત્રાતિસાર મટે છે. અથવા પુંવાડીયાનાં મૂળને ચોખાના ધોવણ સાથે વાટી પીએ તો મૂત્રાતિસાર મટે છે. અથવા ધોળી મુસળી. તાડનું મૂળ, ખારેક અને પાકાં કેળાં એઓને દુધ સાથે સેવન કરે તો મૂત્રાતિસાર મટે છે." ( કાળા તલના સેવનથી બહુ મૂત્રતા મટે છે. )

## યોનિમાર્ગથી ધોળી ધાતુ વહેતી હોય તેના ઉપાય.

આંબળાનાં બીજનો કલ્ક કરી તેમા મધ તથા સાકર મેળવી ખાય તો ૩ દિવસમાં ધોળી ધાતુ વેહેતી બધ થાય છે. અથવા નાગકેસરને જાડી છાશમાં વાટી ૩ દિવસ પીએ અને જાડી છાશ સાથે ભાત ખાય તો ધોળો પ્રદર મટી જાય છે. ભાવપ્રકાશ. ( કુષ્માંડ પાક, કસેલાપાક કે, જીરકાવલેહના સેવનથી પણ પ્રદરરોગ મટે છે. )

## યોનિના રોગોના નિદાન તથા સંખ્યા.

મિથ્યા આહાર વિહારથી દુષ્ટ થએલા વાતાદિ દોષોએ દૂષિત કરેલા રજથી તથા તેવાજ પુરૂષના વીર્યથી વા દૈવગતિથી યોનિમાં ભિન્ન ભિન્ન રોગો ઉત્પન્ન થાય છે. તે યોનિરોગના ૨૦ ભેદ છે.

## વીસ જાતિની યોનિયોનાં નામો તથા લક્ષણો.

ઉદાવર્તાયોનિ, વંધ્યા, વિપ્લુતા, પરિપ્લુતા અને વાતલાયોનિ એ યોનિરોગ વાયુથી થાય છે. લોહિતાક્ષરા, પ્રસંસિની, વામની, પુત્રઘ્ની, પિત્તલા આ પાંચ યોનિરોગ પિત્તથી થાય છે. અત્યાનંદા, કર્ણિની, આનંદચરણા, અતિચરણા, અને શ્લેષ્મલા એ પાંચ યોનિરોગ શ્લેષ્મ કફથી થાય છે, ષંડી, અંડિની, વિવૃતા, સુચીવક્ત્રા, અને ત્રિદોષિણી એ પાંચ યોનીરોગ ત્રિદોષથી થાય છે. એ સઘળા ૨૦ રોગ છે તેનાં લક્ષણો નીચે મુજબઃ-

જે યોનિ ઘણા કષ્ટથી પીણ સહિત રજોદર્શનના રૂધિરને છોડે છે તે ઉદાવર્ત્તા યોનિ કહેવાય છે. જે યોનિ નિરંતર રજોદર્શન રહિત હોય તે વંધ્યાયોનિ કહેવાય છે. જે યોનિ સર્વદા વેદના રહિત રહેતી હોય તેને વિપ્લુતાયોનિ કહે છે. જે યોનિ મૈથુન કરવાથી અત્યંત વેદનાવાળી થતી હોય તેને પરિપ્લુતાયોનિ કહે છે. જે યોનિ કઠણ, અક્કડ અને શૂળથી તથા સોયો ભોંકવા જેવી વેદનાથી પીડિત હોય તે વાતલાયોનિ કહેવાય છે. જે યોનિ બળતરાવાળું લોહી સ્રવતી હોય તેને લોહીતાક્ષરાયોનિ કહે છે. જે યોનિ મસળવાથી પોતાના ઠેકાણેથી ખસી જાય અને ખરાબ છોકરાને જન્મ આપે તેને પ્રસંસીનીયોનિ કહે છે. જે યોનિ પવનની સાથે લોહી સહિત વીર્યને બાહાર [illegible] નાખે તે વામિનીયોનિ કહેવાય છે. જે યોનિ રહેલા ગર્ભને રૂધિરના સ્રાવને લીધે પાડી નાખતી હોય તે પુત્રઘ્નીયોનિ કહેવાય છે. જે યોનિ બળતરાથી, પાકવાથી [illegible] થી બહુજ યુક્ત હોય તેને પિત્તલાયોનિ કહે છે. જે યોનિ મૈથુનથી સંતોષ ન પામે તે અત્યાનંદાયોનિ કહેવાય છે. જે યોનિમાં કફ તથા લોહીથી માંસની ગાંઠ જેવા [illegible] ની ગાંઠ થઇ હોય તેને કર્ણિકાયોનિ કહે છે, જે યોનિ મૈથુનના સમયમાં પુરૂષનું વીર્ય

પડવા પહેલાંજ લોહીને છોડી દે તે આનંદચરણાયોનિ કહેવાય છે. જે યોનિ મૈથુન સમય પુરૂષનું વીર્ય પડતાં પહેલાં વારંવાર લોહિને ગેરવે છે તે અતિચરણાયોનિ કહેવાય છે—આ યોનિમાં વીર્ય રહેતુંજ નથી, તેથી ગર્ભ રહેતો નથી, જે યોનિ ચીકણી, ખળવાળી અને બહુજ ઠંડી હોય તેને શ્લેષ્મલાયોનિ કહે છે. જે યોનિ લોહી વગરની રહેતી હોય અને મૈથુનમાં ખરસઠ લાગતી હોય તે ષંઢીયોનિ કહેવાય છે—આ યોનિવાળી સ્રીનાં સ્તન બહુ ન્હાનાં હોય છે તેથી કેટલાક તેને અસ્તનિયોનિ પણ કહે છે. જેની યોનિનું છિદ્ર ઝીણું હોય એવી સ્રીને દીર્ઘઇંદ્રિવાળા પુરૂષનો સંયોગ થાય તો તેની યોની અંડકોષની પેઠે લટકતી બહાર નીકળી આવે છે તેને અંડિનીયોનિ કહે છે. જે યોનિ મોટા છિદ્રવાળી હોય તેને વિવૃત્તાયોનિ કહે છે. જે યોનિ બહુજ ઝીણા છિદ્રવાળી હોય તેને સૂચીવક્ત્રાયોનિ કહે છે. અને જે યોનિ સમસ્ત દોષોના કોપને લીધે સર્વ દોષોનાં ચિન્હોયુક્ત હોય તેને ત્રિદોષિણીયોનિ કહે છે.

આ ૨૦ યોનિ પૈકી ત્રણે દોષોના પ્રકોપથી થતા ષંઢિ—આદિ પાંચ યોનિરોગો અસાધ્ય છે. અને બાકીના સાધ્ય છે.

## યોનિકંદરોગનો હેતુ.

દિવસે સુવાથી, ઘણો ક્રોધ કરવાથી, અત્યંત મહેનતથી, અતિ મૈથુનથી અને નખ દાંત વગેરેનો ઘા થવાથી પોતપોતાના નિદાનોને અનુસરી કોપેલા વાયુઆદિ દોષો યોનિમાં યોનિકંદ નામના રોગને ઉત્પન્ન કરે છે.

## યોનિકંદનું સ્વરૂપ તથા સંખ્યા.

પરૂ લોહી યુક્ત ફણુસ કે ઊંબરાના ફળ જેવી ગાંઠ યોનિમાં ઉત્પન્ન થાય છે તેને યોનિકંદ કહે છે. તે યોનિકંદ ચાર જાતિનો છે એટલે વાયુનો, પિત્તનો, કફનો અને ત્રિદોષનો એમ ૪ પ્રકારનો થાય છે.

## એ ચારે પ્રકારનાં નિરનિરાળાં ચિન્હો.

જો વાયુનો યોનિકંદ હોય તો, લુખો, ખરાબ વર્ણવાળો અને ફાટેલા મુખવાળો હોય છે. જો પિત્તનો યોનિકંદ હોય તો, બળતરા, લાલાશ અને તાવથી યુક્ત હોય છે. જો કફનો યોનિકંદ હોય તો, તલસા ફુલ જેવો અને ખરજવાળો હોય છે. અને જો ત્રિદોષનો યોનિકંદ હોય તો ઉપર કહેલાં સર્વ ચિન્હો યુક્ત હોય છે. યોનિકંદરોગ જે સ્રીને થાય તે સ્રીને સ્રીધર્મ થાય નહી અને તે વાંઝણી હોય છે વા, વાંઝણી થઇ જાય છે.

## વાંઝણી મટી પુત્રવંતી થવાના ઉપાય.

જે સ્રીને અટકાવ ન આવતો હોય તો તે સ્રીને (ખપે તો) માછલાંનું ભોજન કરાવવું, તથા કાંજીનું, અડદનું કાળા તલનું, અરધો અરધ પાણીવાળી છાશનું અને દહીંનું ભોજન કરાવવું. અથવા કડવી તુંબડીનાં બીજ, શોધેલો નેપાળો, પીપર, ગોળ, મીંદળ દારૂના નીચે રહેલો કદડો અને જવખાર એઓને થોરના દુધમાં વાટી તેની દીવટ બનાવીને યોનિમાં પહેરાવવી જેથી અટકાવ આવે છે. અથવા માલકાંકણીનાં પાંદડાં સાજીખાર, વજ અને બીજબેલો (વિજયસાર ?) એઓને ટાઢા દુધમાં વાટી પીવાથી રજસ્વળાધર્મ પ્રાપ્ત થાય છે, અથવા કાળા તલ, ત્રિકટુ, ભારંગી અને ગોળ એઓનો કવાથ કરી (૧૫ દિવસ) પીએ તો નિશ્ચે અટકાવ આવે છે. તથા લોહીનો ગોળો હોય તે દૂર થાય છે અને આશાની આશા બંધાય છે.

ગર્ભ ધારણ કરવા માટે ગંગેટી, ખપાટ ( કાંસકી ), સાકર, જેઠીમધ, વડવાઇના અંકુરા અને નાગકેસર એઓને મધમાં, દુધમાં તથા ઘીમાં ઘુંટી પીવાથી વાંઝીયાપણું મટે છે અર્થાત્ એનાથી અવશ્ય પુત્ર પ્રાપ્તિ થાય છે. અથવા ઋતુકાળમાં આસગંધનો કવાથ (ગાયના) દુધ ઘી સાથે પ્રભાતે પીએ તો સ્ત્રી ગર્ભને ધારણ કરેછે. અથવા ધોળી રીંગણીનું મૂળ શનીવારે વિધિયુક્ત નોંતરી પુષ્પાર્કયોગે કાગડા અણબોલ્યા હોય તે વખતે પૂર્વતરફ મુખ રાખી પ્રચ્છાયો ન પડતાં હર્ષયુક્ત કાહાડી લાવેલું હોય તે મૂળને કુમારીકાને હાથેથી ગોદુધમાં ઘુંટાવી સૂર્ય સન્મુખ પ્રસન્ન ચિત્તથી પવિત્ર થઇ ઋતુકાળમાં પીએ તો પતિના સંયોગ વડે અવશ્ય ગર્ભ રહે છે. અથવા પીળા ફુલના કાંટાશળાયાનાં મૂળ, ધાવડીનાં ફુલ, વડવાઇના અંકુરા અને કાળું કમળ એઓને દુધમાં વાટી વિધિયુક્ત પીવાથી નિશ્ચે ગર્ભ રહેછે. અથવા પારસ પીપળાની જડ અથવા તેનાં બીજ, ધોળા ફુલનો સરપંખો અને જીરૂં એઓને વાટીને પીએ તથા પથ્ય ભોજન કરે તો જરૂર ગર્ભ રહેછે. અથવા ખાખરાના એક પાંદડાને દુધમાં વાટી પીએ તો તે સ્ત્રીબળવાન્ પુત્રને પામે છે એમાં સંદેહ નથી. અથવા કુકરફંદને ( કે કોચાંનાં મૂળને ), અથવા કોઠના ગર્ભને અથવા શિવલિંગીનાં બીજને ગોદુધમાં વાટી પીએ તો સ્ત્રી ગર્ભને ધારણ કરે છે. ભાવપ્રકાશ. " અથવા બીજોરાનાં બીજને ગાયના દુધમાં સીજવી તેમાં ગાયનું ઘી મેળવી તેના બરાબર નાગકેસરનું ચૂર્ણ નાખી ઋતુકાળમાં ૫ ટાંક ૭ દિવસ લગી સાકર સહિત પીએ તો સ્ત્રી ગર્ભવંતી થાય છે. અથવા એરંડાના ગોળાને ફોલી તેમાં બીજોરાનાં બીજ નાખી ઘી સાથે ઘુંટી દુધ સાથે ઋતુકાળમાં દિવસ ૩ લગી પીવાથી સ્ત્રી ગર્ભવંતી થાય છે. અથવા પીપર, સુંઠ, મરી, નાગકેસર એઓને વાટી ઋતુસ્નાનાંતરે ઘીની સંગાથે ૩ દિવસ પીએ તો સ્ત્રી પુત્રવંતી થાય છે. સર્વસંગ્રહ. " અથવા નાગકેસર અને જીરૂં સમાન લઇ ઋતુ આવ્યાથી ૧૩ દિવસ લગી નિત્ય ૪ તોલા ભાર ગાયના ઘી સાથે નિરંતર ૦। તોલા ભાર પથ્યસાં ૧ રહી સેવન કરે તો અવશ્ય પતિસંયોગથી પુત્ર પ્રાપ્ત થાય છે. અથવા એકલા નાગકેસરથી પણ ગર્ભ રહે છે.

## ગર્ભ ન રહે તેવાં અનુભવિ ઔષધો.

ઋતુકાળમાં પીપર, વાવડીંગ અને ટંકણખાર એઓનું સમાન ભાગે ચૂર્ણ કરી દુધની સાથે પીએ તો તે સ્ત્રીને કદી ગર્ભ રહેતોજ નથી. અથવા ઋતુકાળમાં જાસુદનાં સુકાં ફુલ આરનાળથી વાટીને ૩ દિવસ પીએ અને ૪ તોલા ભાર તે ઉપર જુનો ગોળ ખાય તો કદી પણ ગર્ભ રહેતો નથી. અથવા લીંબોળીનું તેલ રૂના પોતવતે યોનિમાં ઋતુસ્નાનાંતરે ( દિન ૫ ) મુકે તો ગર્ભ રહેજ નહીં. ભાવપ્રકાશ. દુધેલીનું મૂળ બકરીના દુધ સાથે સ્ત્રીએ ૩ દિવસ પીવું, જેથી ખચીત અટકાવ બંધ થઇ જાય છે તો ગર્ભ રહેવાની આશાજ ક્યાંથી? અથવા બોરડીની લાખ તેલમાં ઉકાળી બે તોલાભાર જે સ્ત્રી પીએ તેને ગર્ભ રહેતોજ નથી. વૈદ્યવલ્લભ.

૧ દુધ ભાતનું ભોજન કે મન ગમતાં મીઠાં ભોજન કરવાં, ઉદ્વેગ, ભય, શોક, ક્રોધ ત્યાગવા. દિવસે નિદ્રા, તડકામાં ફરવું, વધારે ફરવું, ઘાહાડ વેઠવી અને થાક લાગે તેવાં કામો ન કરવાં. પ્રસન્ન ચિત્તથી સ્નાન કરી છૂટાવાળે સુંદર બાળને કેડમાં લેઇ કપાળમાં તિલક કરી સૂર્ય સન્મુખ ઇષ્ટદેવનું સ્મરણ કરી હર્ષ સાથે ઔષધ પીવું-એમ ૧૩ દિવસ કરવું; કેમકે ઋતુકાળ ૧૬ દિવસનો છે, પણ ૩ દિવસ અટકાવના બાદ કર્યા છે માટે ૧૩ દિવસ કરવું. ભા. ક.

## સ્ત્રીઓના યોનિરોગોના ક્રમવાર ઉપાય.

તગર, રીંગણી, ઉપલેટ, સિંધાલૂણ અને દેવદાર એઓના કલ્કથી તલના તેલને પકાવી તેનું પુંમડું યોનિમાં પેહેરે તો વિપ્લુતા યોનિની વ્યથા મટે છે.

જો યોનિ વાતલા, કઠણ, ગંધાતી, સ્તબ્ધ કે ખરસડ હોય તો, પડદાવાળા પવનરહિત ઓરડામાં, વાયુનો નાશ કરનારી ઔષધીઓનો ઉકાળો કરી એક માટલીમાં ભરી તે માટલીને અરધા કે પોણા ભાગના ધરતીમાં દાટી દઇ પછી તેમાં ધગધગતા લોઢાના ખીલા વગેરે નાખી તેની બાફ યોનિને આપી પરસેવો લાવવો. અથવા વાયુનાશક તેલનું પુંમડું હમેશાં યોનિમાં પેહેરી રાખવું.

પિત્તના યોનિરોગો માટે પિત્તને નાશ કરનારી ઔષધીઓને અથવા લીંબોળીયોને તેલમાં પકાવી તે તેલનાં પુંમડાં યોનિમાં પેહેરવાં.

યોનિમાં બળતરા થતી હોય તો, આંબળાનો રસ સાકર સાથે પીવો. અથવા કમલિની (કે હાડીઆકરસણ ?) ની જડને ચોખાના ધોવણમાં વાટીને પીવી.

યોનિમાંથી ખરાબ ગંધ આવતી હોય તો વજ, અરડુસો, કડવાં પરવળ, ધઉંલા અને લીંબડો એઓનું ચૂર્ણ રૂના પેલમાં લપેટી યોનિમાં પેહેરવું તથા ગરમાળા વગેરેના ક્વાથથી યોનિને ધોવી જેથી ગંધ રહિત થાય છે.

પીપર, મરી, અડદ, સવા, ઉપલેટ અને સિંધાલૂણ એઓને વાટી હાથના અંગુઠાની જોડની આંગળી (તર્જની) જેવી જાડી અને લાંબી વાટ બનાવી યોનિમાં પેહેરે તો કફ સંબંધી યોનિના રોગો મટી જાય છે.

ત્રિફળા, ગળો અને નેપાળાના મૂળનો ક્વાથ કરી તેથી યોનિને ધોવાથી યોનિમાં વલુર આવતી હોય તે મટે છે. ૧

કાથો, હરડે, જાયફળ, લીંબડાનાં પાંદડાં અને સોપારી એઓનું ચૂર્ણ કરી મગના યૂષમાં વાટી વસ્ત્રગાળ કરી સુકવી તેને યુક્તિપૂર્વક યોનિમાં પેહેરે તો યોનિ સાંકડી થાય છે અને પાણી ઝરતું હોય તે મટે છે. અથવા કૌચનાં મૂળીયાંનો ક્વાથ કરી તેથી યોનિને ધોવામાં આવે તો યોનિ સાંકડી થાય છે. ભાવપ્રકાશ. અથવા ભાંગને ઝીણી વાટી ચાળી ન્હાની ન્હાની પોટલીઓ બનાવી ૬ પોહોર સુધી યોનિમાં પેહેરે તો યોનિ ઘણીજ સાંકડી થઇ જાય છે. અથવા મોચરસને ખૂબ બારીક વાટી તેની સ્વચ્છ કપડામાં પોટલીઓ કરી ૧ પોહોર યોનિમાં પેહેરે તો યોનિ સાંકડી થાય છે. વૈદ્યરત્ન. અથવા આંબળાની જડ, કસેલો, બોળનું મૂળ, માયાં, બોરડીનું મૂળ અને અરડૂસાનું મૂળ એઓનો ક્વાથ કરી તેથી યોનિને ધોવી, જેથી સાંકડી થાય છે. અથવા દહીના ધોળવાથી યોનિને ધોવી, જેથી યોનિ સાંકડી થાય છે. અથવા ધોળો કાથો, ફુલાવેલી ફટકડી, ધાવડીનાં ફુલ અને માયાં એઓને ઝીણાં વાટી પોટલીઓ બનાવી યોનિમાં પેહેરે તો યોનિ સાંકડી થાય છે.

## યોનિના સઘળા રોગ મટાડવા માટે ફળઘૃત.

મજીઠ, જેઠીમધ, ઉપલેટ, ત્રિફળાં, સાકર, કાંસકીનાં બીજ, બમણી શતાવરી, ચોગણી આસગંધ, અજમોદ, હળદર, દારૂહળદર, હીંગ, કડુ, કમળ, પોયણાં, દ્રાખ, સુખડ અને ર-

૧ યોનિ ઉપર ખાંડ મસળવાથી યોનિમાં વલુર આવતી હોય તે જરૂર મટે છે યોનિમાં [illegible] આવતું હોય તો વજ અને સવાનો ખરડ કરવો.

તાંજલિ એ સઘળાં ઓસડો એક એક તોલાભાર લઇ તેઓને લસોટી ચટણી બનાવી ૬૪ તોલાભાર ઘીમાં ૧૨૮ તોલાભાર શતાવરીનો રસ અને ૧૨૮ તોલાભાર દુધ નાખી ધીમા તાપથી પકાવી સર્વ રસ બળી માત્ર ઘી રહે ત્યારે નીચે ઉતારી ગાળી લઇ શીશીમાં ભરી લેવું. આ ઘીનું પુરૂષ સેવન કરે તો રતિ રમણમાં શક્તિવાન થઇ, વીર, બુદ્ધિશાળી તથા રૂપવંત પુત્રોને ઉત્પન્ન કરે છે. જેના ગર્ભ પડી જતા હોય, જેને મુવેલાં બાળક અવતરતાં હોય તથા ટુંકી આવરદાવાળાં બાળકો થતાં હોય અને જેને દીકરીઓજ થતી હોય તેવી સ્ત્રીઓએ અવશ્ય આ ઘીનું સેવન કરવું, જેથી એ સઘળી અડચણો મટી જાય છે. યોનિસ્રાવ, લોહીનો દોષ તથા બીજા પણ યોનિના રોગો અને ભૂતપ્રેતાદિના વળગાડ દૂર કરનાર આ ફળઘૃત અશ્વિનીકુમારોએ કહેલું છે.

જેનો વાછડો જીવતો હોય અને એક વર્ણી ગાય હોય તેનું દુધ લેવું અને અગ્નિ અડાયા છાણાનોજ દેવો એવી પરંપરા છે.

## યોનિકંદ રોગના ઉપાય.

સોનાગેરૂ, વાવડીંગ, આંબાની ગોટલી, હળદર, રસાંજન અને કાયફળ એઓને વાટી ચાળી મધમાં કાલવી તેને યોનિમાં રાખે, તથા ત્રિફળાના કવાથમાં મધ નાખી તેથી યોનિને સિંચન કરે તો, યોનિકંદ મટે છે.

## ગર્ભવંતીના રોગોના ઉપાય.

ગર્ભ પ્રચલિત થતો હોય, પ્રદર થયો હોય કે પેટમાં પીડા થતી હોય તો વાળો, અતિવિષ, મોથ, મોચરસ અને ઇંદ્રજવ એઓનો કવાથ કરી પાવો. આ હ્રિબેરાદી કવાથ કહેવાય છે. અથવા ગર્ભવંતીને તાવ આવતો હોય તો, જેઠીમધ, રતાંજળી, વાળો, ઉપલસરી અને કમળપત્ર એઓનો કવાથ કરી તેમાં સાકર તથા મધ નાખી પાવો. અથવા બકરીના દુધ સાથે સુંઠ પાવી જેથી વિષમજ્વર મટે છે. ગર્ભવંતીને સંગ્રહણી થઇ હોય તો, આંબાની તથા જાંબુની છાલનો કવાથ કરી તેની સાથે ચોખાની ધાણીનો સાથવો ચટાડવામાં આવે તો તુરતજ ગર્ભવંતીના ઝાડાનું દરદ મટે છે. અથવા વાળો, અરલુ, રતાંજળી, કાંસકી, ધાવડી, ગળો, મોથ, કાળોવાળો, જવાસો, ખડસલીયોપિત્તપાપડો અને અતિવિષ એઓનો કવાથ કરીને પીવાથી ગર્ભવંતીનો અતિસાર, લોહીવા, ગર્ભનું પડવું-પીડા અને અનેક પ્રકારની વ્યાધીઓનો નાશ થાય છે.

## ગર્ભસ્રાવ અને ગર્ભપાત થવાનાં મુખ્ય કારણો.

ગર્ભવંતી છતાં પુરૂષનો સંયોગ કરવાથી, પંથ કરવાથી, ઘોડા, ઉંટ કે ગાડી ઉપર સ્વારી કરવાથી, પરિશ્રમ કરવાથી, વધારે દાબથી, તાવથી, ઉપવાસથી, ઠેકવાથી, પ્રહાર વાગવાથી, અજીર્ણથી, દોડવાથી, ખાડા ટેકરા તથા પત્થરવાળી જમીનમાં ગાડી-ગાડામાં સ્વારી કરી ઝપાટાબંધ ચલાવવાથી, રેચથી, ઉલટીથી, કલેશથી, ગર્ભને પાડનારા પદાર્થોનો ઉપયોગ કરવાથી, તીક્ષ્ણ, ખારા, ઉના, તીખા, કડવા તથા લુખા પદાર્થોના સેવનથી, વેગના અભિઘાત કરવાથી, વિષમાસનથી, કઢંગી રીતે સુવાથી અને ભયથી તથા સુવાવડીનો ખાળ ઓળંગવાથી ગર્ભસ્રાવ અને ગર્ભપાત થાય છે.

ગર્ભસ્રાવ-ગર્ભ ગળવાનો હોય તો શૂળ ચાલે અને લોહી વહે છે. ચોથા મહીના સુધી રૂધિરરૂપે ગર્ભ હોય છે, તેથી ત્યાં સુધી ગર્ભને નુકશાન થાય તો ગર્ભસ્રાવ કહેવાય છે અને ત્યાર પછી ગર્ભનાં અંગ કઠણ થયાં બાદ પાંચમા કે છઠ્ઠા મહીનામાં નુકશાન લાગે તો ગર્ભપાત કહેવાય છે. જેમ વૃક્ષના કાચા ફળને ઘા વાગવાથી ઓચિંતું ફળ પડી જાય છે; તેમ કાચા ગર્ભને પણ સ્હેજ વાગવાથી કે દબાવાથી પડી જાય છે માટે ગર્ભવંતીએ સાવચેતી રાખી યોગ્ય આહારવિહારમાં વર્તવું.

## ગર્ભ ગળતો હોય તેને થંભાવવાના ઉપાય.

નીળું કમળ, રાતું કમળ, રાતે ખીલનારૂં કમળ, ધોળું કમળ અને જેઠીમધ એઓનો ક્વાથ કરી પીવાનો અભ્યાસ રાખે તો બળતરા, તરશ, છાતીની પીડા, રક્તપિત્ત, મૂર્ચ્છા, ઉલટી અને અરૂચિ તથા ગર્ભનું ગળવું એ સર્વને બંધ પાડે છે.

## ગર્ભપાતના ઉપદ્રવ.

ગર્ભ પડતો હોય ત્યારે બળતરા થાય છે, પડખાઓમાં શૂળ, પીઠમાં વ્યથા, પેટમાં આફરો અને મૂત્રનું રોકાણ થાય છે.

ગર્ભ એક ઠેકાણેથી બીજા ઠેકાણે જાય ત્યારે પણ આમાશય તથા પક્વાશય વગેરેનો ક્ષોભ થાય છે અને ગર્ભપાતના ઉપદ્રવો પણ થાય છે.

## પડતા ગર્ભને થંભાવવાના ઉપાય.

ડાભ, કાસડો. એરંડો અને ગોખરૂ એઓનાં મૂળ લઇ કલ્ક કરી તે વડે પકાવેલા દુધમાં સાકર નાખીને તે દુધ ખાવું, જેથી ગર્ભવંતીનું શૂળ મટે છે. અથવા ગોખરૂ, જેઠીમધ, ભોંરીંગણી અને અમ્લાન (બાણુ પુંખ-શરપુંખ-શરપંખો) એઓના કલ્કથી દુધને પકાવી તેમાં સાકર તથા મધ મેળવી પીએ તો ગર્ભિણીની વેદના ટળી જાય છે. અથવા કુંભારના ઘરની માટી, મજીઠ (કે રીસામણી), મોગરો, ધાવડીનાં ફુલ, સોનાગેરૂ અને રાળ એઓમાંથી જે પદાર્થ મળી આવે તેનું ઝીણું ચૂર્ણ કરી મધમાં કાલવી ચાટે તો ગર્ભપાતની શાંતિ થાય છે. અથવા કસેલાં, કમળ અને શિંગોડાં એઓનો કલ્ક કરી દુધ સાથે પીએ તો ગર્ભિણીને સુખ થાય છે. (ગર્ભ પડતો નથી.)[1]

ગર્ભિણી સ્ત્રીને આફરો-પેટ કે પેઢું ચઢયાં હોય તો વજ તથા લસણના કલ્કથી દુધ પકાવી તેમાં હીંગ અને સંચળ નાખી પાવું.

ચોખાનાં-ડાંગરનાં મૂળ, શેલડીનાં મૂળ, ડાભનાં મૂળ, કાસડાનાં મૂળ અને પાનબાજરીયાનાં મૂળ એઓના કલ્કથી પકાવેલું દુધ પીએ તો તૃષાને, બળતરાને રક્તપિત્તને તથા મૂત્રના રોકાણને મટાડનાર છે.

---

૧ કુંભારના હાથે ચાકડા ઉપર વાસણ બનાવતી વખતે જે માટી વળગે છે તે માટીને પાણીમાં ચોળી પીવાથી પડતો ગર્ભ અવશ્ય થમે છે!

સાત બેના બાંધાનો ૯૦ અને ૧૦૦ નો સર્વતોભદ્રયંત્ર લખી સ્ત્રીના શરીર પ્રમાણે નાડાછડી ભાપીં ૭ ગાંઠ વાળી સાતમી ગાંઠમાં ગામઠીઆ ઘોડા અંગરખાણી ઠસે [illegible] તેમ સાતમી ગાંઠમાં તે યંત્રને બાંધી કેડે બાંધે તો પડતો ગર્ભ થંભે છે. (આ [illegible].) [illegible]. કુસી.

## ગર્ભિણી સ્ત્રીને ગર્ભના રક્ષણ માટે દરમાસે કરવાના ઉપાયો.

પહેલે મહીને જેઠીમધ, સાગનાં બીજ, આસગંધ અને દેવદાર એઓમાંથી જેટલાં મળે તેટલાનો એક તોલાભાર કલ્ક કરી દુધમાં ઘોળીને પાવો.

બીજે મહીને–અસ્મંતક, કાળા તલ, મજીઠ અને શતાવરી એઓમાંથી જે હાથ લાગે તેનો તોલાભાર કલ્ક દુધમાં ઘોળીને પાવો.

ત્રીજે મહીને–ગુંદી, કાંગ, ઘઉંલા, કમળ, ઉપલસરી, અને અનંતમૂળ એઓમાંથી જે હાથ લાગે તેઓનો કલ્ક દુધમાં ઘોળીને પાવો.

ચોથે મહીને–ધમાસો, ઉપલસરી–અનંતમૂળ ( ધોળી અને કાળી ઉપલસરી ), રાસ્ના, ભારંગી ( વા કમલિની ), અને જેઠીમધ એઓમાંથી જે મળે તેનો ૧ તોલાભાર કલ્ક દુધમાં ઘોળીને પાવો.

પાંચમે મહીને–ભુજી ભોંરીંગણી, બેઠી ભોંરીંગણી, સીવણ, વંશલોચન ( વા પાંચ ક્ષીર વૃક્ષની વચર ઉગેલી કુંપળો ), પાંચ ક્ષીર વૃક્ષોની છાલ અને ઘી એઓમાંથી જે હાથ લાગે તેની ૧ તોલાભાર લુગદી બનાવી દુધમાં ઘોળીને પાવી.

છઠ્ઠે મહીને–ગપીસમેરવો, વજ, સરગવો, ગોખરૂ અને જેઠીમધ એઓમાંથી જે હાથ લાગે તેઓની ચટણી દુધમાં ઘોળીને પાવી.

સાતમે મહીને–શિંગોડાં, કમળનો કંદ, દ્રાખ, કસેલાં અને જેઠીમધ તથા સાકર એઓમાંથી જે મળે તેઓનો કલ્ક દુધમાં ઘોળીને પાવો.

આ ઉપર કહેલા ઉપાયો સાત મહીના સુધી કર્યા કરે તો ગર્ભને કાંઇ નુકશાન થતું નથી.

આઠમા મહીને–કોઠ, ઉભી ભોંરીંગણી, બીલી, કડવાં પરવળ, શેલડી અને ભોંયભોંરીંગણી એઓનાં મૂળ લઇ ટાઢા પાણી સાથે કલ્ક કરી, ચાર તોલા ભાર પાણી મેળવેલા ૩૨ તોલાભાર દુધમાં તે કલ્ક નાખી ઉકાળી પાણીનો ભાગ બળી જાય તે પછી દુધને ટાઢું પાડીને પાવું.

નવમે મહીને–જેઠીમધ, ધોળી ઉપલસરી, કાળી ઉપલસરી, આસગંધ, અને રાતો ધમાસો એઓને ટાઢા પાણી સાથે વાટી ૧ તોલાભાર કલ્ક કરી ૪ તોલા ભાર દુધમાં ઘોળીને પાવો.

દશમે મહીને–સુંઠ, જેઠીમધ અને દેવદાર એઓને ટાઢા પાણી સાથે વાટી ૧ તોલા ભાર કલ્ક દુધમાં ઘોળીને પાવો. અથવા સુંઠ અને આસગંધનો કલ્ક કરી ૧૨૮ તોલા પાણી મેળવેલું ૩૨ તોલા દુધ લઇ તેમાં તે કલ્ક નાખી પાણી બળતાં સુધી દુધને પકાવી પછી તે દુધ પીવું જેથી ગર્ભનું સંરક્ષણ કરે છે.

અગીઆરમે મહીને–ચાયણનાં ફુલ, કમળ, રીસામણિ અને હરડેનો કલ્ક ઉપર પ્રમાણે પીવો.

બારમે મહીને–સાકર, ભોંયકોળું, આસગંધ, પારસપીપળાનાં મૂળ અને કમળની દાંડી એઓનો કલ્ક દુધ સાથે પાવો, જેથી ગર્ભ પુષ્ટ થાય છે અને આફરી પીડાઓ શાંત થાય છે.

## વાયુથી ગર્ભ સુકાઇ ગયો હોય તેના ઉપાય.

જે સ્ત્રીનો વાયુએ કરીને ગર્ભ સુકાઇ જાય અને પેટ મોટું ન થાય તથા ખાલી પડે તો તે સ્ત્રીને જીવનીયગણનાં ઔષધોનો કલ્ક કરી તેથી પકાવેલું દુધ પાવું, અને

માંસનો રસો પાવો. તથા પુષ્ટિ કરતા ઓસડો ખવરાવવાં જેથી છોડ ફરી પાંગરે છે, પણ કેવળ સુકા લાકડા જેવો ગર્ભ થઇ ગયો હોય તો ડાંગર ખંડાવવા વગેરેનાં કામો સ્ત્રીના હાથે કરાવવાં અથવા અન્ય ઉપાયો કરવા જેથી શલ્ય નીકળી જાય છે.

## પ્રસવના મહીનાઓનો નિયમ તથા તે નિયમ વીત્યા પછીના ઉપાય.

ગર્ભવંતી સ્ત્રી ઘણું કરીને નવમે કે દશમે માસે બાળક પ્રસવે છે અને વખતે અગીયારમે કે બારમે પણ જણે છે; પરંતુ તે ઉપરાંત જો ગર્ભના પ્રસવ ન થાય તો વિકાર ગ્રસ્ત ગર્ભ જાણી વિષમાસન, વિષમ વાહન અને ખાંડવા વગેરેનું કામ કરાવવું જેથી ખુલાસો થાય છે. માત્ર તરૂણી ગુલ્મ જે ગોળાનો એક ભેદ છે તે હોય તો તે માટે ગર્ભપાતના કે ગોળાના નાશના ઉપાયો ઉપયોગમાં લેવા.

## પ્રસવ કાળમાં સ્ત્રી કષ્ટાતી હોય તેના ઉપાય.

જણવાની વખતે કષ્ટાતી હોય તો યોનિની ચારે બાજુએ સાપની કાંચળીની તથા મીંઢળની ધુણી દેવી. અથવા વઢવાડીયાના મૂળને, દોરાવતે સ્ત્રીના હાથમાં તથા પગમાં બાંધવું. અથવા હાડોઆ કરસણનું મૂળ તથા પાડળનું મૂળ હાથે પગે બાંધે તો સ્ત્રીને સુખે સમાધે તુરત પ્રસવ થાય છે. અથવા પોઇનાં મૂળીયાંનો કલ્ક કરી તેમાં તલનું તેલ નાખી તેને યોનિની અંદર ચોપડે તો તુરત પ્રસવ થાય છે. અથવા પીપર અને વજ એઓને પાણી સાથે વાટી એરંડીયા તેલમાં કાલવી ડુંટી ઉપર લેપ કરે તો સુખે પ્રસવ થાય છે. અથવા બીજોરાનું મૂળ અને જેઠીમધ એઓને વાટી ઘી સાથે પીએ તો સુખે પ્રસવ થાય છે. અથવા શેલડીનું ઉત્તર દિશા તરફનું મૂળીયું લઇ ગર્ભવંતીના શરીર બરોબર લાંબા દોરાથી કેડમાં બાંધે તો તુરત પ્રસવ થાય છે. ભાવપ્રકાશ. અથવા **मुक्ताः पाशा विपाशाश्च मुक्ताः सूर्यस्य रश्मयः मुक्ताः सर्वे भयाद्गर्भ एहि माचिर माचिर स्वाहा ॥** આ મંત્ર વડે અબોટ પાણીને ૭ વાર મંત્રિને પાવાથી તાત્કાળ પ્રસવ થાય છે. અથવા ચક્રવર્ધન યંત્રના દેખાડવાથી અથવા ચક્રવ્યૂહની રચના દેખાડવાથી તુરત પ્રસવ થાય છે. ચક્રદત્ત.

| | | | |
|---|---|---|---|
| | ૧૬ | ૨ | ૧૨ |
| ૩૦ | ૬ | ૧૦ | ૧૪ |
| | ૮ | ૧૪ | ૪ |

આ ચક્રવર્દ્ધન યંત્ર અષ્ટગંધથી કાંસાની ચોખી થાળીમાં લખી કષ્ટાતી સ્ત્રીને દેખાડવો જેથી તુરત પ્રસવ થાય છે.

| | | | |
|---|---|---|---|
| | ૮ | ૩ | ૪ |
| ૧૫ | ૧ | ૫ | ૯ |
| | ૬ | ૭ | ૨ |

આ યંત્ર પણ એજ પ્રમાણે લખીને બતાવવો જેથી તુરત પ્રસવ થાય છે. વૈદ્યરહસ્ય.

અથવા કાંસાની થાળીમાં પાણી ભરી તેમાં કમળના સુકા ફુલને મુકી તે સ્હામે કષ્ટાતી સ્ત્રી જુવે તો તુરત પ્રસવ થાય છે. પણ કમળ ફુલ ખીલ્યું અને પ્રસવ થયો કે તુરત પાણીમાંથી ઉપાડી લેવું. નહીં તો લવાનું દેવું થાય છે—લાભને બદલે હાની થાય ૨૪ કોઠાને યંત્ર ચોકી છે. અથવા કાંસાની થાળીમાં કેસર વડે આ લેખી તેમાં "ક્લીં" એ અક્ષર લખી કષ્ટાતી સ્ત્રીને બતાવી પાણીમાં ધોળી તે યંત્ર પાવો જેથી તુરત પ્રસવ થાય છે. રહસ્યસમુચ્ચય.[1]

---

1 કષ્ટાતીના પ્રસવનું ધ્યાન ધરી લામરદા ડુંધેલીના વેલાને કહાવી લઇ તેની હથણીની પેઠે ગુંચળી કરી પાણીમાં લીંજવી કષ્ટાતી સ્ત્રીની ડુંટી ઉપર મુકે તો પ્રસવ થાય છે. પ્રસવ થાય કે તુરત તેને ઉપાડી અલગ મુકી દેવી. આ. કર્તા.

## મૂઢગર્ભની ઉત્પત્તિ તથા લક્ષણ.

પોતાના નિદાનોથી દુષ્ટ થએલો વાયુ સ્તબ્ધ ગતિવાળો થઇ ગર્ભની ગતિને અટકાવે છે. અને યોનિ તથા પેટમાં શળ ચલાવી તથા મૂત્રને રોકી ગર્ભને વાંકો-આડો કરી નાખે છે. તે ગર્ભ ૪ પ્રકારે થાય છે એટલે કીલક, પ્રતિખુર, બીજક, અને પરિઘ એમ ૪ ભેદ છે. કેટલાક આચાર્યો આઠ ભેદ કહે છે તેમાં ૪ ભેદ ઉપર કહ્યા તે અને ઉર્ધ્વબાહુ, ચરણક, શિર અને પાર્શ્વક એ ૪ મળી ૮ ભેદ કહેલા છે.

જેના હાથ પગ તથા માથું યોનિમાં ખીલાની પેઠે અટકી રહેલ હોય તેને કીલક મૂઢગર્ભ કહે છે.

જેના બન્ને હાથ પગ બાહાર નીકળ્યા હોય અને બાકીનો ભાગ યોનિમાં અટકી રહ્યો હોય તેને પ્રતિખુર મૂઢગર્ભ કહે છે.

જેનું માથું બે હાથની વચમાં હોય અને બાકીનું શરીર યોનિમાં અટકી રહ્યું હોય તેને બીજક મૂઢગર્ભ કહે છે.

જે ગર્ભ ભોંગળની પેઠે યોનિમાં આડો પડેલો હોય તેને પરિઘ મૂઢ ગર્ભ કહે છે.

કોઇ મૂઢગર્ભ માથાથી યોનિના દ્વારને રોકી દેછે. કોઇ પેટથી યોનિના દ્વારને રોકી દેછે. કોઇ બેવડી વળેલી પીઠથી યોનિના દ્વારને રોકી દેછે. કોઇ એક હાથ બાહાર કાહાડી બાકીના ભાગથી અટકી રહે છે. કોઇ બન્ને હાથને બાહાર કાહાડી બાકીના ભાગથી અટકી રહે છે. કોઇ ડોક ભાગી જવાથી નીચા થઇ ગએલા મોહોડાથી અટકે છે. કોઇ આડો થઇ જવાથી અને કોઇ પોતાનું પડખું ફરી જવાથી ગતિ રોકાઇ જતાં અટકી રહે છે. (સુશ્રુતમાં બીજી રીતે મૂઢગર્ભના આઠ પ્રકાર કહેલા છે તે જાણવા તે ગ્રંથનું અવલોકન કરો.)

## મૂઢગર્ભવાળી સ્ત્રીનાં અસાધ્ય ચિન્હ કેવાં હોય?

જે સ્ત્રી પોતાની ડોક નાખી દેતી હોય, સર્વ અંગો ટાઢાં થઇ ગયાં હોય, લાજ વગરની થઇ ગઇ હોય અને જેના પેટ ઉપર નીલા રંગની નસો ઉપડી આવી હોય તે ગર્ભને મારી નાખે છે અથવા તે મુવેલો ગર્ભ તેને મારી નાખે છે.

## ગર્ભમાં બાળક મરી ગયું હોય તેનાં ચિન્હ.

ગર્ભમાંજ બાળક મરી ગએલ હોય તો તે સ્ત્રીના પેટમાં ગર્ભનું હાલવું ચાલવું બંધ પડેછે, વીંઝો આવતી નથી, મૂત્ર અને કફ વગેરેનું પડવું થતું નથી-જણવાનાં લક્ષણો બંધ પડી જાય છે. શરીર કાળાશયુક્ત પાંડુ વર્ણવાળું થાય છે, શ્વાસ ગંધાય છે અને મરેલું બાળક સુજી જવાથી ગર્ભવાળીને શળો નીકળે છે.

## ગર્ભનું તથા ગર્ભવંતીનું મૃત્યુ થવાનું કારણ.

ગર્ભવંતીનું પુરા મહીના જતા હોય છતાં કોઇ પ્રહાર વાગ્યો હોય એવા આગંતુક ઉત્પાતથી અથવા વ્હાલાં મનુષ્ય ( ભાઇ વગેરે ) ના મરણથી કે ધનનો નાશ થવા વગેરેથી થએલા મનના ઉત્પાતથી અથવા રોગોની પીડાથી પેટમાંજ ગર્ભ મરણ પામે છે.

વળી યોનિસંવરણ નામનો રોગ જે ગર્ભવંતી વાયુ કરનારાં અન્નોનું, પાનોનું, મૈથુનનું અને ઉજાગરાનું અતિ સેવન કરે, તેથી તેનો વાયુ થએલો યોનિના માર્ગમાં રહેલો ઉંચો ચાલનાર હોવાથી યોનિદ્વારને બંધ કરી નાખે છે અને પછી અંદર રહેલો વાયુ ગર્ભમાં રહેલા બાળકને પીડી ગર્ભાશયના દ્વારને રોકી દેછે, જેથી ગર્ભનો શ્વાસ રોકાતાં ગુંગળાઇ

હને મરી જાય છે અને હૃદયના ઉંચા ભાગથી ચાલતો શ્વાસ ગર્ભવંતીને મારી ના તે યોનિસંવરણુ રોગ, તથા ગર્ભનું ચલિતપણું ન થતાં કૂખમાંજ લાગી રહેલાપણું, લોહી અને વાયુથી થએલું એક જાતનું શૂળ, ગર્ભનું મૂઢપણું અને આક્ષેપાદિ ઉધરસ વગેરે ઉપદ્રવોના કારણુથી ગર્ભવંતીનું મરણુ થાય છે.

## મૂઢગર્ભના ઉપાય.

જેણે સંકટના સમયમાં પણુ ઘણી સ્ત્રીઓને પ્રસવ કરાવ્યો હોય અને તે સારી પેઠે યશ સંપાદન કરેલો હોય એવી દાયણીને બોલાવી તે માટે ઉપાય લેવ જો ગર્ભ જીવતો હોય તો, ચતુર દાયણીએ પોતાના હાથે ઘી ચોપડીને હાથને પેહોશવી યુક્તિથી જીવતા ગર્ભને બાહાર ખેંચી કાહાડવો અને જો મરી ગયો હોય તે ક્રિયામાં કુશળતા ધરાવનાર દાયણીએ ગર્ભવંતીની યોનિમાં શસ્ત્ર સહિત હાથ ઘાલી નતાવાળો જરા પણુ ગર્ભ જણાય તો તેને શસ્ત્રથી ન છેદતાં બહાર કાઢવો. જો એ વાળા ગર્ભને ભૂલથી કાપી નાખવામાં આવે તો તેની માતાનું મ્હોત થાય છે, પણ મરી ગએલોજ જણાય તો નિઃશંકપણેથી શસ્ત્રથી કાપી બાહાર કાહાડી નાખવો. ગએલો ગર્ભ જરા વાર પેટમાં રહે તો ગર્ભવંતીના તુરત પ્રાણુ લે છે માટે કાપી કા અથવા જે અંગ અટકી રહ્યું હોય તે અંગને કાપી કાહાડી લેવો અને સ્ત્રીનું સંરક્ષણ ગર્ભ કાહાડી લીધા પછી સ્ત્રીના શરીર ઉપર ઉના પાણીની ધાર કરવી, તેલનું મર્દ અને યોનિમાં ઘી નાખવું, જેથી યોનિ કોમળ થાય છે અને શૂળ મટી જાય છે.

## પ્રસવ થયા પછી યોનિમાં ચાંદી કે દુખાવો થએલ હોય તે માટે ઉ

તુંબડીનાં પાંદડાં અને પઠાણી લોદર એઓને સમાન લઇ ઝીણાં વાટી તેને ઉપર લેપ કરવો, જેથી ચાંદી અને દુખાવો તુરત મટી જાય છે.

ખાખરાનાં ફળ અને ઊંબરાનાં ફળ એઓને તલના તેલમાં વાટી યોનિમાં લેપ જેથી યોનિ પોતાના સ્થાનકે બેસી દઢ થાય છે.

પ્રસૂતાનું પેટ વધેલું હોય તો તેને બેસાડી દેવા માટે ૨૧ દિવસ પછી પ્રભાતમાં મૂળના ચૂર્ણને દહીના ઘોળવામાં મેળવીને ખાવું જેથી હતું તેવું પોળા જેવું પેટ થઇ

## પ્રસવ થયા છતાં ઓર પેટમાં રહી હોય તેને પાડવાના ઉપાય

ઓર ન પડતી હોય તો તેથી શૂળ, આફરો અને અગ્નિમંદતાને પેદા કરે સાપની કાંચળી, કડવી તુંબડી, કડવાં તુરીયાં, અને સરસવ એઓનું ચૂર્ણ કરી તેલમાં ભીંજવી યોનિની ચારે બાજુએ તેની ધુમાડી દેવી જેથી ઓર બાહાર પડે છે. વઢવાડીયાના મૂળના કલ્કનો પ્રસૂતાના હાથ પગનાં તળીયાં ઉપર લેપ કરવો જેથી ઓર પડે છે. ઓર પડયા પછી જાંઘોને ઉના પાણીથી ઝારી તેલ ચોળી અંદર ઘી ચે

## મક્કલ્લ રોગનું નિદાન તથા સંપ્રાપ્તિપૂર્વક લક્ષણુ.

સુવાવડી સ્ત્રીના લુખાશથી વધેલો વાયુ તીક્ષ્ણ તથા ઉષ્ણ સુકવેલા લોહીને ડુંટીની નીચે, પડખાઓમાં, મૂત્રાશયમાં તથા પેઢુમાં ગાંઠને પેદા કરી ડુંટીમાં, મૂત્ર તથા પેટમાં શૂળ ચલાવે છે. પક્વાશય (હોજરી) ફુલી જાય છે અને મોઆફ થાય તેને મક્કલરોગ કહે છે.

## મક્કલ રોગના ઉપાય.

જવખારનું ઝીણું ચૂર્ણ કરી સ્હેવાય તેવા પાણી સાથે વા, ઘીની સાથે તે ચૂર્ણ પાવું. અથવા પીપર, પીપરીમૂળ, મરી, ગજપીપર, સુંઠ, ચિત્રો, ચવક, મેંદીનાં બીજ ( કે નગોડનાં બીજ ? ) એલચી, અજમોદ, સરસવ, હીંગ, ભારંગી, કાંગીપાડ, ઈંદ્રજવ, જીરૂં, બકાયન, ન્હાની પીલુડી, અતિવિષ, કડુ અને વાવડીંગ આ પીંપલ્યાદિ ગણનો ક્વાથ કરી તેમાં સિંધાલૂણ નાખીને પાવો, જેથી ગોળો, શળ, તાવ, મક્કલ અને મક્કલનું શળ તથા કફ વાયુનો સારી પેઠે નાશ કરી આમને પકાવી અગ્નિને પ્રદિપ્ત કરે છે. આ પિપ્પલ્યાદિ ગણ ક્વાથ કહેવાય છે. અથવા ત્રિકટુ, ચાતુર્જાત અને ધાણા એઓનું ચૂર્ણ જુના ગોળમાં મેળવી નિત્ય ખાય તો મક્કલ રોગ નાશ પામે છે.

## સુવાવડીને શું શું સેવવા યોગ્ય છે.

સુવાવડીએ યોગ્ય આહાર વિહાર કરવો, તથા પરિશ્રમ—થાક લાગે તેવી મહેનત, મૈથુન, ક્રોધ, અને ઠંડા પદાર્થોનો ત્યાગ કરવો. પથ્યમાં રહેવું, અજીર્ણ થાય તેમ જમવું નહીં; અજીર્ણ છતાં જમવું નહીં; નહીં તો સુવારોગ થાય છે, અર્થાત્ ઘણા પવનવાળી જગ્યોમાં રહેવાથી કે બેસવાથી ખાટા ખારા ભોજનોનું ભાન ન રાખવાથી, દોષો કોપે તેવાં આચરણો આદરવાથી, વિષમ ભોજનથી, અજીર્ણથી અને અયોગ્ય ક્રિયાઓથી સુવારોગ થાય છે. તે રોગ મહા મુશ્કેલીથી મટે છે.

## સુવારોગનું લક્ષણ.

અંગોનું ભાગવું, તાવ, ઉધરસ, તરશ, ગાત્રોમાં ભારેપણું, સોજો, શળ અને ઝાડા થવા વગેરેના રોગોનો સુવારોગમાં સમાવેશ થાય છે એટલે ઘણું કરીને સુવાવડીનેજ આ રોગો થાય છે તેથી તેને સૂતીકા—સુવારોગ કહે છે.

અથવા તાવ, ઝાડો, સોજો, શળ, આફરો, નિર્બળતા, ઘેન, અરૂચિ, અને મોળ એ રોગો સુવાવડીને માંસના તથા બળના ક્ષયથી થાય છે, તેને પણ સૂતિકારોગ કહે છે.

## સૂતિકા રોગોના ઉપાય.

વાયુને હરનારી ઔષધીઓ સેવવાથી સૂતિકારોગ મટે છે. અથવા દશમૂળનો ક્વાથ કરી તે જરા જરા ઉનો હોય ત્યારે તેમાં ઘી નાખી પીવાથી સુવાવડીના રોગો મટી જાય છે. અથવા દેવદાર, વજ, ઉપલેટ, પીપર, સુંઠ, કરિયાતું, કાયફળ, કડુ, ધાણા, હરડે, ગજપીપર, ભોરીંગણી, ગોખરૂ, ધમાસો, મોટી રીંગણી, અતવસ, ગળો, કાકડાશીંગ, અને કાળીજીરી એઓને સમાન ભાગે લઇ તેઓનો ક્વાથ કરી આઠમા ભાગનું પાણી બાકી રહે ત્યારે તેમાં સિંધાલૂણ તથા હિંગ નાખી સુવાવડીને પાવો જેથી શળ, ઉધરસ, તાવ, શ્વાસ, મૂર્ચ્છા, ધ્રુજારો, માથાની પીડા, બકવા, તરશ બળતરા, ઘેન, અતિસાર અને ઉલટી [illegible] સહિત વાયુ તથા કફથી, ઉત્પન્ન થનારો સુવારોગ મટી જાય છે. આ દાર્વ્યાદિ ક્વાથ સુવારોગ માટે ઉત્તમ ઔષધ છે. અથવા જીરૂં, કાળીજીરી, સવા, વરીઆળી, અજમો, બોડી[illegible], ધાણા, મેથી, સુંઠ, પીપર, પીપરામૂળ, ચિત્રક, છીંકણીનાં મૂળ, બોરની બીજો, ઉપલેટ અને કંપીલો એ સઘળા પદાર્થોને ચાર ચાર તોલાભાર લઇ તેઓનો ૧૨૮ તોલાભાર [illegible] ૧૬ તોલા ઘી અને ૪૦૦ તોલા ગોળ સાથે પાકના નિયમ પ્રમાણે પાક તૈયાર કરવો. આ પંચજીરક પાક સુવાવડના રોગો, યોનિના રોગો, તાવ, ક્ષય, ઉધરસ, શ્વાસ, પાંડુ,

કૃશતા અને વાયુ સંબંધી રોગો ઉપર ઘણોજ ફાયદાકારક છે.

અથવા બત્રીસ તોલા સુંઠનું ચૂર્ણ ઘીમાં કરમેળવી ૧૨૮ તોલા ભાર ગાયના દુધમાં નાખી તેનો માવો કરવો અને તેમાં ૮ તોલા ભાર ગાયનું ઘી નાખી રવો પાડી પછી બસો તોલા ખાંડની ચાસણી કરી તેમાં તે કીટી નાખી પછી તેમાં ૧૨ તોલા ધાણા, ૨૦ તોલા વરીયાળી, તથા વાવડીંગ, જીરૂં, સુંઠ, મરી, પીપર, મોથ, તમાલપત્ર, નાગકેસર, તજ અને ન્હાની એલચી એટલા પદાર્થો ચાર ચાર તોલાભાર લઇ સર્વનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ચાસણીમાં નાખી એકજીવ કરી લાડુ કે ચોરસ ખંડ પાડી સુંદર પાત્રમાં ભરી લેવો. આ સૌભાગ્ય સુંઠીપાકના સેવનથી સુવાવડના રોગ, તરસ, ઉલટી, તાવ, બળતરા, શોષ શ્વાસ, ઉધરસ, બરલ અને કરમીઆનો રોગ એ સર્વનો નાશ થાય છે તથા અગ્નિને પ્રદિપ્ત કરે છે.

## સુવાવડીનાં પથ્યાપથ્ય.

જેનું સઘળું લોહી ખાલી થઇ ગયું હોય તેવી સુવાવડીએ એક મહીના સુધી સ્નિગ્ધ, પથ્ય તથા થોડું ભોજન કરવું. દરરોજ જરૂર શેક કરવો અને તેલ પણ ચોળાવવું (ફરી પાળવી). દોઢ મહીનો થઇ ગયા પછી અથવા ફરી અભડાય ત્યાં સુધી સુવાવડી કહેવાય. છે માટે ચાર માસ થઇ જાય અને કશા ઉપદ્રવો જણાય નહીં તો ફરી પાળવી બંધ કરવી નહીં તો સુખના સાંસા થઇ પડે છે.

## સ્તનરોગોની સંપ્રાપ્તિ તથા લક્ષણ.

દોષ, દુધવાળાં અથવા દુધ વગરનાં સ્ત્રીનાં સ્તનોને પ્રાપ્ત થઇ લોહીને તથા માંસને દોષવંત કરી ગાંઠ પાક વગેરે રોગોને ઉત્પન્ન કરે છે તેને સ્તનરોગ કહે છે.

આ રોગ કુમારિકા—કન્યાને થતો નથી. પ્રસુતા તથા ગર્ભવંતી સ્ત્રીઓનેજ આ રોગ સ્તનોની ધમની નાડીઓ ખુલી થએલી હોવાને લીધેજ થાય છે. તે સ્તનરોગ વાયુ, પિત્ત, કફ, ત્રિદોષ અને આગંતુજ એમ પાંચ પ્રકારથી થાય છે. રૂધિરના કોપનો સ્તનરોગ થતોજ નથી.

## સ્તન રોગોના ઉપાય.

સ્ત્રીના સ્તનોમાં સોજો જોવામાં આવે તો વિદ્રધિના અધિકારમાં કહેલા ઉપાયો કરવા. સ્તનો ઉપર શેક કરવો નહીં સ્તન રોગ માટે પિત્તને નાશ કરનાર ઓસડો કરવાં. અથવા જળો મુકી દુષ્ટ લોહી કહાડી નાખવું. અથવા ઇંદ્રવરણાનું મૂળીયું ઘસી લેપ કરવો જેથી સ્તનરોગ મટી જાય છે. અથવા હળદર અને ધંતુરાનાં પાન એઓને ઘુંટી લેપ કરે તો સ્તનરોગ મટે છે. અથવા તપાવેલા લોખંડને પાણીમાં ઠારી તે પાણી સ્ત્રી પીએ તો સ્તનરોગ મટે છે. અથવા વાંઝ કંકોડીના મૂળીયાને ઘસી લેપ કરે તો સ્તનની પીડા મટે છે. ભાવપ્રકાશ.

સ્ત્રી રોગનો અધિકાર ૧સંપૂર્ણ.

ઇતિ શ્રી મન્મહારાજાધિરાજ રાજરાજેંદ્ર શ્રી સવાઈ પ્રતાપસિંહજી વિરચિત અમૃતસાગર ગ્રંથ વિષે સ્ત્રીઓના પ્રદરાદિ સર્વ રોગોનાં નિદાન, લક્ષણ અને યત્ન નિરૂપણ નામનો વીસમો તરંગ સંપૂર્ણ.

૧ આ ગ્રંથમાં ગ્રંથ કર્તાએ રાંડેલી, વેશ્યા, અને પતિ વિરક્ત સ્ત્રીઓ વગેરેના ગર્ભપાત વગેરેના ઉપાયો ગ્રંથની પૂર્ણતાના હેતુથી એકત્ર કરી લખેલા હતા; પરન્તુ તે ઉપાયોથી પાતકી લોકોને ઘાતકી

# તરંગ એકવીસમો.

બાળકના રોગો બધા, પ્રાચીન ગ્રંથ પ્રમાણ;
આ તરંગમાં વર્ણવ્યા, સુખકર સદા સુજાણ.

## બાળકના રોગોનો અધિકાર.

### સમજુ મા બાપે બાળગ્રહોથી બાળકનું રક્ષણ કરવું.

જેઓનાં બાળકો ગંદાં—અપવિત્ર હોય તથા જેની માતા કુવડ હોય તેનાં બાળકોને બાળગ્રહો પીડે છે. તે બાળગ્રહો, પ્રખ્યાત નવગ્રહોથી જુદાજ પ્રકારના ગ્રહો છે, તેમ તેઓની સંખ્યા પણ નવનીજ છે. એટલે સ્કંદ ૧, સ્કંદાપસ્માર ૨, શકુની ૩, રેવતી ૪ પૂતના ૫, અંધપૂતના ૬, શીતપૂતના ૭, મુખમંડિકા ૮, અને નૈગમેષ ૯ એ નવ બાળગ્રહો કહેવાય છે.

### બાળગ્રહોની ઉત્પત્તિ.

સ્કંદ વગેરે નવ ગ્રહો કાર્તિકેયસ્વામીના સંરક્ષણાર્થે શ્રી સદાશિવજીએ તથા કૃત્તિકાએ, પાર્વતિએ અને અગ્નિએ ઉત્પન્ન કરેલા છે. એ સ્કંદગ્રહને શ્રી સદાશિવજીએ પ્રકટ કર્યો છે, તેનું બીજું નામ કુમાર છે. સ્કંદાપસ્માર ગ્રહને અગ્નિએ ઉત્પન્ન કર્યો છે તે અગ્નિ જેવી કાંતિવાળો છે અને સ્કંદસખ તથા વિશાખ એ નામોથી પણ ઓળખાય છે. શકુનીથી માંડીને મુખમંડિકા સુધીના ૭ ગ્રહો સ્ત્રી રૂપે છે, અનેક રૂપોવાળા છે અને ગંગા પાર્વતિ તથા કૃત્તિકાઓ એઓના રજોગુણી તથા તમોગુણી ભાગો રૂપ છે. નૈગમેષ નામના બાળગ્રહને પાર્વતીજીએ ઉત્પન્ન કર્યો છે, તેનું ઘેટા જેવું મ્હોં છે અને સ્વામી કાર્તિકેયને પ્રાણ સમાન પ્યારો છે. એ નવે બાળગ્રહો સંપત્તિ તથા દિવ્ય શરીરવાળા છે. તેઓ જે સમય શ્રી સદાશિવજીએ કાર્તિકેય સ્વામીને દેવતાઓના સેનાપતિ કર્યા તે વેળાએ આ સઘળા ગ્રહો દેદિપ્યમાન સાંગને ધારણ કરનારા કાર્તિકેય સ્વામી આગળ આવીને ઉભા અને હાથ જોડી કહેવા લાગ્યા કે " હે સ્વામી ! અમોને આજીવિકા આપો. " આ પ્રાર્થનાના લીધે કાર્તિકેય સ્વામીએ શ્રી શંકર પિતાને તેઓના માટે વિનવ્યું તેથી આશુતોષ ભગવાને તે બાળગ્રહોને કહ્યું કે—" આ જગત્ વિષે પશુ પક્ષી મનુષ્ય અને દેવ એ ત્રણ જાતી છે. તે ત્રણે જાતિઓ એક એકના પરસ્પર કરેલા ઉપકારોથી વર્તે છે અને તે ઉપકારથીજ ટકી રહેલ છે. દેવતાઓ તે તે યોગ્ય સમયમાં ગરમી, વર્ષા, શરદી અને પવનને ઉત્પન્ન કરી મનુષ્યો તથા પશુ

કર્મો માટે સાહાય્યતા મળતી જોઈ તે ઉપાયોનો અત્રે ત્યાગ કર્યો છે; જો કે છિદ્રગવેષી દુરાત્માઓને તથા વ્યભિચાર વલ્લભ જનોને પોતાનો સ્વાર્થ સાધવાની અગવડતા પડવાથી આ પૂર્ણ ગ્રંથ છતાં પણ અપૂર્ણ લાગશે, પણ તેવા કુત્સિત કર્મચારીઓના કથનો ઉપર કેવળ લક્ષ ન આપતાં સદાચાર અને સત્પંથમાં રહી પોતાનું કાર્ય પાર પાડવું છે માટે સુજ્ઞ સદાચારી સુજનો મારા હેતુને લક્ષમાં લઈ નહીં જેવા વિષયની ન્યુનતા માટે રહેલી અપૂર્ણતાના દોષ માટે દરગુજર કરશે. ભલે કુકર્મિજનો કુકર્મો કરવા અન્ય સ્થળથી પોતાની દુષ્ટ વાસના પાર પાડે, પણ આ ગ્રંથથી તે હેતુ પાર ન પડે તેમ થવું દુરસ્ત ધારી મેં તેનો ત્યાગ કર્યો છે. ગા. ક.

પક્ષીઓને તૃપ્ત કરે છે. મનુષ્યો યજન, હાથજોડ, નમસ્કાર, જપ તથા હોમાદિક ક્રિયાઓ ઉત્તમ પ્રકારે કરી દેવતાઓને તૃપ્ત કરે છે. પશુ પક્ષીઓ પોતાનાં દુધ વગેરેથી તથા માંસાદિથી મનુષ્યો અને દેવતાઓને તૃપ્ત કરે છે, તથા મનુષ્યો પાલન-આદિથી પશુ-પંક્ષીઓને તૃપ્ત કરે છે. આ પ્રમાણે હોવાથી સઘળું તે તે ભાગોમાં વ્હેંચાઇ ગયું છે અને તેને લીધે કાંઇ બકાત રહ્યું નથી માટે તમારી સારી રીતે આજીવિકા તો ફક્ત બાળકો ઉપરજ આધાર રાખે છે જેથી જે મનુષ્યો દેવતાઓ, પૂર્વજો, બ્રાહ્મણો, સાધુઓ, ગુરૂઓ અને અતિથી જનોનું પૂજન ન કરતા હોય, તથા જે કુળો અપવિત્રતા અને અનાચારથી સહિત હોય, કુત્સિત વૃત્તિવાળાં, કોઇને ભિક્ષા કે બલિદાન ન આપતાં હોય તથા ફુટેલા કાંસાના વાસણમાં જમતાં હોય તેઓના કુળમાં જે બાળકો ઉત્પન્ન થયાં હોય તે બાળકોને તમો બેધડકપણાથી વળગજો, જેથી તમારી ભલી રીતે આજીવિકા ચાલશે અને પૂજા પણ થશે." આ પ્રકારે બાળગ્રહો ઉત્પન્ન થયા છે અને એ કારણથી બાળકોને પીડે છે. આમ હોવાથી જેઓને બાળગ્રહો વળગ્યા હોય તેવા બાળકોના ઉપાયો કરવા બહુ મુશ્કેલ થઇ પડે છે.

## જે બાળકોને બાળગ્રહ વળગ્યા હોય તેનાં સામાન્ય લક્ષણો.

ઘડીકમાં બાળક ઉદ્વેગ પામે, ઘડીકમાં રોવા લાગે, નખોથી તથા દાંતોથી પોતાને અને માને ફાડી નાખે છે, ઉંચું જોયા કરે, દાંત કચડયા કરે, ચણ ચણે, બગાસાં ખાય, ભમરોના ચાળા કરે, હોઠ કરડે, વારંવાર ફીણ વાળી ઉલટી કરે, દુબળું થઇ જાય, રાતે જાગ્યા કરે, શરીરમાં સોજો આવે, અતિસાર થાય, ઘાંટો ખરાબ થઇ જાય, માછલાના તથા લોહીના જેવી ગંધવાળો થાય, ઓછું ખાય, મેલા અંગવાળું થઇ જાય અને ભાન વગરનું થાય. આ સઘળાં બાળગ્રહોના વળગાડ થવાનાં સામાન્ય લક્ષણો છે. પણ એ નવ બાળગ્રહો પૈકી કયા ગ્રહનો વળગાડ છે તે પારખી કહાડવાનાં કારણો નીચે પ્રમાણે—

સ્કંદગ્રહનો વળગાડ હોય તો, બાળકની આંખો સુજેલી જણાય, લોહીના જેવી ગંધવાળો, સ્તનપાન માટે અરૂચિ, વાંકા મ્હોંવાળો આંખ ખરાબ ને ફરકતી એક પાંપણવાળો થાય છે એવો ઉદ્વેગ પામેલો પાણીથી ભરેલી આંખ્યોવાળો, થોડું રોનારો, કઠણ મુઠીઓ વાળનારો અને કઠણ વિષ્ઠાવાળો થાય છે.

સ્કંદાપસ્માર બાળગ્રહનો વળગાડ હોય તો, બાળક સંજ્ઞા રહિત, (વારંવાર વાળોને ચુંટતો, નીચી ડોક રાખનારો) અક્કડ થઇ જતો, હાથ પગથી જાણે નાચતો હોય તેમ ચાળા કરતો, મળ-મૂત્રના વેગવાળો, ઘણીવારે બગાસું ખાનારો, અને મ્હોં ફીણયુક્ત (આકાશ સ્હામું જોતો, માતાનાં સ્તન તથા પોતાના હોઠને કરડતો, સરંભજ્વર, ઉંઘનો નાશ, પાચ્ય અને લોહીના સમાન ગંધવાળો) બાળક થાય છે.

શકુની બાળગ્રહનો વળગાડ હોય તો, બાળક શિથિલ અંગવાળો, ભયથી ચમકતો, પક્ષી જેવી ગંધવાળો, ચારે કોર સાવવાળાં ગડગુમડોથી પીડાતો, બળતરાવાળા પાકેલા ફોલ્લાઓથી વ્યાપ્ત અને (અતિસાર, જીભ, તાળવું ગળામાં ક્ષતયુક્ત, સાંધાઓમાં બળતરા, ગળું, મુખ તથા ગુદામાં પાક અને) તાવયુક્ત બાળક થાય છે.

રેવતી બાળગ્રહનો વળગાડ હોય તો, બાળક રાતા મ્હોંવાળો, હરિત રંગની વિષ્ઠાવાળો, ઘણોજ પાંડુરંગવાળો, વા કાળાશયુક્ત; તાવ, મુખપાક અને શરીરમાં વ્યથાવાળો નાક તથા કાનને મસળતો (આંખ્યો મસળતો, ખાંસી, વાંકા મુખવાળો અને ખાસરાના સમાન

વાળો, પાતળી વિષ્ઠાવાળો ) થાય છે.

પૂતના બાળગ્રહનો વળગાડ હોય તો, બાળકનાં અંગો શિથિલ, રાત દિવસ અજ-ક, પાતળો ઝાડો, કાગડા જેવી ગંધવાળો, ઉલટીથી પીડાતો, રૂંવાડાં ઉભાં થઇ જાય અને વારંવાર તરશ યુક્ત ( ઘેન, કંપારો, હેડકી, આફરો મૂત્રના રોકાણ યુક્ત હોય) છે.

અંધપૂતના બાળગ્રહનો વળગાડ હોય તો બાળક ધાવવા માટે કંટાળતો, તાવ, ાર, ઉધરસ, હેડકી, ઉલટીથી પીડાતો, ખરાબ વર્ણવાળો, હમેશાં ઉંધીજ સુનારો, લોહીના જેવી ગંધવાળો ( મંદાગ્નિ, દુર્ગંધતા, અંગશોષ, દષ્ટિમંદ, ચલુર પોથકીની જન્ય ા, અત્યંત શળ, સ્વરની તીક્ષ્ણતા, ધ્રુજારો અને માછલાં કે ખટાશ યુક્ત ગંધવાળો ) છે.

શીતપૂતના બાળગ્રહનો વળગાડ હોય તો, બાળક ચીસો પાડયા કરે છે. ધ્રુજી ધ્રુજીને ધ્રુજે, તણાઇ જાય, પેટમાં અવાજ થાય, અંગોમાં દુર્ગંધ અને ઝાડો બહુજ પાતળો , વાંકી દૃષ્ટિથી જોવું, તરશ, એક પાંસળી ટાઢી તો એક ઉની હોય છે. તથા કાચી પેસી જેવી ગંધવાળો ) હોય છે.

મુખમુંડિકા બાળગ્રહનો વળગાડ હોય તો, અંગો ગ્લાનિ પામી ગએલાં, હાથ પગ મ્હોંમાંથી લોહીનું નીકળવું, ઉદ્વેગ, બહુ ખાવું, પેટ મેલી નસોથી વ્યાપ્ત, અને શરીર-ગોમૂત્ર જેવી ગંધનું નીકળવું ( તાવ, અરૂચિ હોય ) એટલાં ચિન્હો થાય છે.

અને નૈગમેષ બાળગ્રહનો વળગાડ હોય તો—બાળક ફીણવાળું ઓકે, મધ્ય ભાગમાં જાય, ઉદ્વેગ પામે, ઉંચું જોઇ જોઇ હસ્યા કરે, બહુજ ચણચણ્યા કરે, શરીરમાંથી કે લોહી જેવી ગંધ આવે અને બેભાન થઇ જાય છે.

## સામાન્ય બાળગ્રહોના વળગાડનો ઉપાય.

જંગલી અરડ, બોરીયોકલ્હાર અને વાળો એઓના કવાથથી બાળકને નવરાવવો અને હું, ઉપલેટ, હળદર તથા સુખડ એઓનું વિલેપન કરવું, જેથી બાળગ્રહોનો વળગાડ જાય છે. અથવા સાપની કાંચળી, લસણ, પીલુડી, ઘી, લીંબડાનાં પાન, બિલાડીની બકરીના વાળ, ઘેટાનું શીંગડું (કે મરડાશિંગ ?), વજ અને મધ એઓનો ધુમાડો . સઘળા બાળગ્રહોના વળગાડની પીડા નાશ પામે છે.

બાળગ્રહોના નિવારણ માટે બાળશાંતિઓ તથા પૂજનાદિ કરાવવાં.

## નવે બાળગ્રહોના વળગાડની પૃથક્ પૃથક્ ચિકિત્સા.

સ્કંદ બાળગ્રહના નિવારણ માટે એરંડાના પાંદડાના ક્વાથથી બાળકને નવરાવવો, વા ા. અથવા સરસવ, સાપની કાંચળી, વજ, ધોળા ચણોઠી, ઘી, ઉંટના, બકરાના, તથા ા ગૌવાળા (વાળ) એઓની ધુમાડી દેવી, જેથી સ્કંદ બાળગ્રહનો વળગાડ નાશ પામે છે.

સ્કંદાપસ્માર બાળગ્રહનો વળગાડ મટાડવા બીલી, કાળીયો સરસ, ધોળા ધ્રો અને દિંગણું ( કાળી તુલસી, કાળીપાડ, ભારંગી, મરવો, કલ્હાર, રોહીશ, રાઇ, બાવચી, કાં-. કાસદેરો, વાવડીંગ, નગોડ, કણેર, ઊંમરો, કાંસકી, રાતી અંધાડી, શણકી અને બકાન ઘ) નો ક્વાથ કરી બાળકના શરીરને ઝરવું. અથવા ગોમૂત્ર, બકરીનું મૂત્ર, ઘેટીનું, , ભેંસનું, ગધેડાનું, ઉંટનું અને હાથીનું મૂત્ર—આ આ આઠ મૂત્રો લઇ તેઓમાં તેલ નાખી કે તેનો બાળકના શરીરે માલેસ કરવો. આ મૂત્રાષ્ટક તૈલ કહેવાય છે. અથવા

ગીધની વિષ્ઠા, ઘુડની વિષ્ઠા, વાળ, હાથીનો નખ, ઘી અને બળદના વાળ એઓની ધુમાડી દેવી. અથવા જવાસો, શિમળો, કડવી ટીંડોરી, અને કરંજ–કરકચ એઓને ધારણ કરવાં. અથવા તે બાળકને ચાર રસ્તાઓની વચ્ચે નવરાવી–**स्कंदापस्मार संज्ञोयः स्कंदस्य दयितः सखा विशाखः सशिशोरस्य शिवायास्तु शुभाननः** આ મંત્ર બોલવો.

**શકુનિ** બાળગ્રહના નિવારણ માટે નેતર, આંબો અને કોઠ એઓનો કવાથ કરી બાળકને નવરાવવો અને વાળો, જેઠીમધ, કાળોવાળો ઉપલસરી, કમળ પદ્મકાષ્ટ, લોદર, ઘઉંલા, મજીઠ અને સોનાગેરૂ એઓનો લેપ કરવો. અથવા સ્કંદાપસ્મારના નિવારણ માટે જે ધુપ અને ઉપાયો કહ્યા છે તે પણ કરવા. અથવા શતાવરી, ઇંદ્રવરણું, નાગદમણી, ભોરીંગણી, ધોળી રીંગણી, કાંસકી અને ઉભી રીંગણી એઓનાં મૂળ ધારણ કરવાં અથવા તલ, ચોખા, ફુલ, હરતાલ અન મણશીલ એઓનું કરકચના ઝાડ નીચે બલિદાન મૂકવું અને બલિદાનના પાસે બાળકને વિધિયુક્ત નવરાવવો, જેથી શકુની બાળગ્રહનો વળગાડ મટે છે.

**રેવતી** બાળગ્રહનો વળગાડ મટાડવા–આસગંધ, મરડાશીંગ, ઉપલસરી, સાટોડી, ગુલાબ, અને ભોંયકોળું એઓનો કવાથ કરી બાળકને નવરાવવો. અથવા ઉપલેટ, રાળ, ગુગળ, પીળો વાળો, અને હળદરવોકદંબ, એઓના કલ્કથી પકાવેલા તેલનો માલેસ કરવો. અથવા ગાયોના વાડામાં સુગંધી ધોળાં ફુલ, ચોખાની ધાણી, દુધ, રાતા ચોખાનો ભાત અને દહી એઓનું બલિદાન દેવું જેથી રેવતી ગ્રહ દૂર થાય છે.

**પૂતના** બાળગ્રહની પીડાથી બાળકને મુક્ત કરવા–બાહી, અરણ, વરણો, લીંબડો અને ગરણી એઓનો કવાથ કરી બાળકના શરીરને ધોવું. અથવા તાજું ભોંયકોળું, ધોળી ધ્રો, હરતાલ, મણશીલ, ઉપલેટ અને રાળ એઓના કલ્કથી પકાવેલું તેલ શરીરે ચોળવું.

**અંધપૂતના** બાળગ્રહનો વળગાડ મટાડવા–લીંબડો, કડવાં પરવળ, ભોરીંગણી, ગળો અને અરડૂસો એ પંચતિક્ત ગણના કવાથથી તે બાળકને નવરાવવો. અથવા પીપર, પીપરીમૂળ, ભોરીંગણી, ઉભી રીંગણી, ચિત્રો, જેઠીમધ અને સમેરવો એઓના કલ્કથી તેલ પકાવી બાળકને પાવું અને ચંદન, કેસર, અગર, કપૂર અને કસ્તૂરી એઓનું શરીરે લેપન કરવું તથા આંખ્યો ઉપર ચંદન અને કપૂરનું લેપન કરવું. અથવા કુકડાની હઘાર, વાળ, સાપની કાંચળી અને જુનું લુગડું એઓની વારંવાર ધુમાડી દેવી, જેથી અંધપૂતના બાળગ્રહનો વળગાડ મટે છે.

**શીતપૂતના** બાળગ્રહનો વળગાડ મટાડવા–ગાયનું, તથા ઘેટાનું મૂત્ર, મોથ, દેવદાર, ઉપલેટ, કેસર, અગર, કસ્તુરી, કપૂર અને ચંદન એઓથી પકાવેલા તેલનું બાળકના શરીરે મર્દન કરવું. અથવા કડુ, લીંબડો, ખેર, ખાખરો અને કડાછાલ એઓનો કવાથ કરી તેમાં દુધ મેળવી તેથી ઘી પકાવી તે ઘી બાળકને પાવું. અથવા ગીધની હઘાર, ઘુવડની હઘાર, તલવણી, સાપની કાંચળી, અને લીંબડાનાં પાંદડાં એઓની ધુણી દેવી. અથવા ચણોઠી, કાંસકી અને ધોળી ચણોઠી એઓની માળા ધારણ કરવી. અથવા નદીના કીનારા ઉપર મગ ભાત શીતપૂતનાને સમર્પણ કરવા. જેથી શીતપૂતનાનો દોષ મટી જાય છે.

**મુખમંડીકા** બાળગ્રહનો વળગાડ મટાડવા–કોઠ, બીલી, અરણી, અરડૂસો, ધોળા એરંડા અને કાકચ એઓનો કવાથ કરી બાળકને નવરાવવો. અથવા ભાંગરાના સ્વરસમાં આસોંદના કલ્કથી તેલને ચરબીની સાથે પકાવી તેનો બાળકના શરીરે માલેસ કરવો.

અથવા વજ, રાળ, ઉપલેટ અને ઘી એઓની ધુમાડી દેવી. અથવા ગુલાલ, હીંગબોક, ધુપ, મેંદી, પારો અને મણશીલ એઓ ગાયના વાડામાં–ગોશાળામાં મુખમંડિકાને અર્પણ કરી દુધ તથા પૂરોડાસનું બલિદાન દેવું અને **अलंकृता कामवती सुभगा कामरूपिणी गोष्ठमध्यालया यातु पातुत्वां मुखमंडिका.** આ મંત્રવડે પાણી મંત્રી બાળકને તે જ ઠેકાણે નવરાવવો.

નૈગમેષના વળગાડને મટાડવા–બીલી, અરણી અને પૂતિકરંજ એઓના કવાથથી બાળકનું શરીર ઝારવું. અથવા કાંગ, સરલ દેવદાર, ઉપલસરી, સવા, ભોંય આંબલીની છાલ અથવા અરલુ, દહીનો મંડ, ખાટી છાશ અને ગોમૂત્ર એઓથી તેલ પકાવી તે તેલ બાળકના શરીરે ચોળવું. અને પીપરના થડમાં તલ, ચોખા ફુલ, અને વિવિધ પ્રકારનાં ભક્ષ્ય–લાડુ વગેરે મીઠાઇનું બલિદાન બાળક ઉપર ૭ વાર ઉતારીને આપવું. ક્ષીરવાળા ઝાડો નીચે નવરાવી **अजाननश्च लक्षिभ्रूः कामरूपी महायशाः बालंपालयिता देवो नैगमेषोऽभिरक्षतु** આ મંત્રનો પાઠ કરવો, જેથી નૈગમેષ ગ્રહનો દોષ મટે છે. ભાવપ્રકાશ.

## બાળકોને ડાકણી વગેરેની થતી પીડાની ઉત્પત્તિ લક્ષણ અને ઉપાય સહ વ્યાખ્યા.

લંકાપતિ રાક્ષસભૂપ રાવણની બાર બેહેનો છે તે બાળકોને પીડા કરે છે. એટલે બાળકના જન્મથી પહેલે દિવસે પહેલે મહીને અને પહેલે વર્ષે નંદા નામની માતૃકા બાળકને પીડા કરે છે એટલે પહેલાં તાવ આવે, રૂવે અને ઉંકારા કરે તથા ધાવે નહીં તો તે નંદા માતૃકાનો દોષ સમજવો. તેના નિવારણ માટે નદીના બન્ને કાંઠાની માટી લઇ પુતળું બનાવી ચોખા, ધોળાં ફુલ, ૭ ધોળી ધજા, ૭ દીવડાં, ૭ વડાં, ૭ પુરીઓ, ૭ મુઠીઆં, ૭ સાથીયાં, ૩ જાંબુ, ચંદન, ફુલ, નાગરવેલનાં પાન, માછલીનું માંસ, ધૂપ, દારૂ, અને ઉત્તમ ચોખા, એઓ બાળકના ઉપરથી ઉતારી ચાર રસ્તા વચમાં ઉગમણા ઉભા રહી બપોરે ઉતાર મુકવો. પછી પીપળાનાં પાન લોટામાં નાખી તેમાં પાણી ભરી તે પાણીથી બાળકને નવરાવે અને લસણ, સરસવ, બકરાનું શીંગડું તથા લીંબડાનાં પાન અને શિવનિર્માલ્યની ધૂણી દેવી. તે ઉતારો ઉતારતી વખતે જે મંત્ર બોલવો તે નીચે પ્રમાણે—

**ॐ नमो नारायणाय अमुकस्य व्याधिं हन, हन, मुंच मुंच ह्रीं फट् स्वाहा.**

આ મંત્રવડે ઉતાર ઉતારી ઉપર કહેલો વિધિ ત્રણ દિવસ કરી ચોથે દિવસે બ્રહ્મ ભોજન કરાવવું, જેથી નંદા માતૃકાનો દોષ મટે છે.

બાળકના જન્મથી બીજે દિવસે, બીજે મહીને કે બીજે વર્ષે સુનંદા માતૃકા બાળકને પીડા કરે છે, તેથી તાવ આવે, આંખ્યો ફાટી રહે, ધ્રૂજ્યા કરે, ઉંઘ આવે નહીં, રોયા કરે, ઉંકારા કર્યા કરે અને ધાવે નહીં એટલા ઉપદ્રવો થાય છે. તેને મટાડવા એક પસલી–પ્રસ્ત ચોખા, દહી, ગોળ તથા ઘી એઓને એકઠાં કરી એક રામપાત્રમાં ભરી તેમાં ગંધ, પાનબીડાં, પીળાં ફુલ, પીળી ધજા ૭, ૭ દીવડાં, ૧૦ સાથીયા, માછલાનું માંસ, દારૂ અને લાલ મુર્ગું એટલી વસ્તુઓ બાળકના ઉપરથી ઉતારી આથમણી દિશાએ સંધ્યા વખતે ચાર રસ્તા વચ્ચે તે બલિદાન દેવું અને પછી શાંતિ જળથી બાળકને સ્નાન કરાવી શિવ નિર્માલ્ય, સરસવ, બિલાડાના વાળ, વાળો, સુગંધીવાળો તથા ઘી એઓનો તે બાળકને ધૂપ દેવો. એમ ૩ દિવસ કરી ચોથે દિવસે બ્રાહ્મણોને જમાડવા, જેથી સુનંદા માતૃકાનો દોષ

દૂર થાય છે. ઉપર કહેલો ઉતારો ઉતારવાનો મંત્ર—

**ओं नमो नारायणाय अमुकस्य व्याधिं हन हन मुंच मुंच ह्रींफट् स्वाहा.**

બાળકના જન્મથી ત્રીજે દિવસે, ત્રીજે મહીને કે ત્રીજે વર્ષે રાવણની બેહેન પૂતના માતૃકા બાળકને પીડા કરે છે, તેથી પ્રથમ તાવ, કંપારો, ધાવવા ઉપર અરૂચિ, હાથની મુંઠીઓ વાળી રાખે, ચીસો પાડે અને ઉંચું જોયા કરે છે, તેની શાંતિના માટે ઉતાર એ છે કે—નદીના બન્ને કીનારાની માટી લઇ પુતળું બનાવી સુખડ, ફુલ, નાગરવેલનાં પાન, સ્વાંજલિ, ૭ રાતાં ફુલ, ૭ રાતી ધજા, ૭ દિવડાં, ૭ સાથીઆ, પક્ષીઓનું માંસ, દારૂ અને ભાત એઓનો દક્ષિણ દિશાએ ત્રીજા પોહોરે ચાર રસ્તા વચમાં બાળકના માથેથી ઉતારી ઉતાર મુકવો. શિવનિર્માલ્ય, ગુગળ, સરસવ, લીંબડાનાં પાંદડાં અને બકરાનું શીંગડું એઓનો ધુપ દેવો. એમ ૩ દિવસ કરી ચોથે દિવસે બ્રહ્મ ભોજન કરાવવું.

"**ओं नमो नारायणाय बालस्य व्याधिं हन हन मुंच मुंच हाहाव स्वाहा**" આ મંત્ર વડે ઉતાર ઉતારી ચોપટે મુકવો, જેથી પૂતના માતૃકાની પીડા મટે છે.

બાળકના જન્મથી ચોથે દિવસે, ચોથે મહીને કે ચોથે વર્ષે રાવણની બેહેન મુખમંડિકા માતૃકા પીડા કરે છે, તેથી તાવ, ડોકનું નમી જવું, આંખ્યો ફાટી રહેવી, ધાવવા ઉપર કંટાળો, પડયો પડયો રોયા કરે અને મુંઠીયો વાળી રાખે છે. તેની શાંતિના માટે ઉતાર—

નદીના બન્ને કાંઠાની માટી લઇ પુતળું બનાવી ધોળા કમળનાં ફુલ, સુખડ, નાગરવેલનાં પાન, ૧૦ ધજા, ૪ દિવડાં, ૧૩ સાથીયા, માછલાનું માંસ, દારૂ અને ભાત એઓનો ઉત્તર દિશામાં ત્રીજે પોહોરે ચૌટામાં પહેલા મહીનાના પાઠમાં જે ધુપ કહ્યો છે તે ધુપ દઈ **ॐनमो नारायणाय हन हन मुंच मुंच स्वाहा** આ મંત્રથી બાળકના માથા ઉપરથી ઉતારી ચૌટામાં મુકવો. એમ ૩ દિવસ કરી ચોથે દિવસે બ્રાહ્મણોને ભોજનથી તૃપ્ત કરવા, જેથી મુખમંડિકાનો દોષ મટે છે.

બાળકના જન્મથી પાંચમે દિવસે, પાંચમે મહીને કે પાંચમે વર્ષે કટપૂતના રાવણની બેહેન બાળકોને પીડા આપે છે, તેથી તાવ, ધ્રૂજારો, ધાવવા ઉપર અપ્રીતિ, અને મુંઠીઓનું વાળી રાખવું વગેરે ઉપદ્રવો થાય છે. તેની શાંતિના માટે કુંભારના ચાકડાની માટીનું પુતળું બનાવી સુખડ, પાન, ઉજળા ચોખા, ધોળાં ફુલ, ૫ ધજા, ૫ દિવડાં ૫ વડાં લઇ ઇશાન ખૂણે બલિ આપવું. શાંતિજળથી બાળકને નવરાવી શિવનિર્માલ્ય, સાપની કાંચળી, ગુગળ, લીંબડાનાં પાન, અને ઘી એઓની બાળકને ધુણી દેવી. **ॐनमो नारायणाय अमुकस्य व्याधिं चूर्णय चूर्णय हन हन स्वाहा.** આ ઉતારાના મંત્રથી ઉતાર ઉતારવો એમ ૩ દિવસ કરી ચોથે દાહાડે બ્રહ્મ ભોજન કરાવવું તો શાંતિ થાય.

બાળકના જન્મથી છઠ્ઠે દિવસે, છઠ્ઠે મહીને કે છઠ્ઠે વર્ષે શકુનીકા માતૃકા બાળપીડા આપે છે, તેથી પ્રથમ તાવ, ધ્રૂજારો, શરીર વિદિર્ણ થાય, દિનરાત કંપે અને ઉંચું જોયા કરે તો તેની શાંતી માટે ઘઉંના લોટનું પુતળું બનાવી ધોળાં લાલ તથા પીળાં ફુલ, અક્ષત, ૧૦ દિવડાં, ૨૦ ધજા, ૧૦ સાથીઆ, ૧૦ પુડીઓ, ૧૦ વડાં, દુધ, જાંબુ, અને માછલાનું માંસ એટલા પદાર્થોનો ઉતારો અગ્નિખૂણામાં બપોરે નીચે લખેલા મંત્રથી ઉતારી ઉતારી ઠંડા પાણીથી બાળકને નવરાવી પછી શિવનિર્માલ્ય, લસણ, ગુગળ, સાપની કાંચળી અને લીંબડાનાં પાન એઓનો ધુપ દેવો. એમ ૩ દિવસ કરી ચોથે દિવસે બ્રહ્મ ભોજન કરાવવું " ॐनमो

**नारायणाय चूर्णय चूर्णय हन हन स्वाहा."**

બાળકના જન્મથી સાતમે દહાડે, સાતમે મહીને કે સાતમે વર્ષે શુષ્ક રેવતી માતૃકા બાળકને પીડે છે, તેથી પ્રથમ તાવ, ધ્રુજારી, રોવું, મૂઠીઓ વાળી રાખવી વગેરે ઉપદ્રવો થાય છે. તેથી શાંતિના માટે ઉતારો એ છે કે લાલ ફુલ, પીળાં ફુલ, ચંદન, નાગરવેલનાં પાન, શેકેલા ચોખા, કંસાર અને ખીચડી તથા તેર સાથીયા, બપોર પછી ઝાડને નીચે ઉતારાના મંત્રથી ઉતારો બાળક ઉપરથી ઉતારીને મુકવો. શાંતિજળથી સ્નાન કરાવી, ગુગળ, બેટાનું શીંગ, ( વા મરડાશીંગ ), સરસવ, વાળો, સુગંધી વાળો, અને ઘી એઓનો ધુપ દેવો. "ॐ नमो नारायणाय ह्रीम तेजसे हन हन मुच स्वाहा." આ ઉતાર ઉતારવાનો મંત્ર છે. આ પ્રકારે ૩ દિવસ વિધિ કરવો અને ચોથે દિવસે બ્રહ્મભોજન કરાવવું, જેથી શાંતિ થાય છે.

બાળકના જન્મથી આઠમે દીવસે, આઠમા મહીને કે આઠમા વર્ષે આર્યકા માતૃકા બાળકોને સંતાપે છે, તેથી તાવ, ભોજનમાં અરૂચિ, શરીરની ગંધ ગીધ-ગરુડના જેવી દુર્ગંધિ યુક્ત થાય છે અને અંગો ધ્રુજ્યા કરે છે. તેની શાંતિના માટે લાલ અને પીળી ધજાઓ, સુખડ, ફુલ, પૂરી, ગલપાપડી, માંછલાનું માંસ, મદિરા અને જાંબુડાં એટલાં વાનાં લઇ પ્રભાત વેળાએ "ॐ नमो नारायणाय चतुर्दिशा मोक्षणाय स्वार्थि हन हन मुच मुच दह दह ॐ हूं फट् स्वाहा. આ મંત્રવડે બાળકના માથા ઉપરથી ઉતાર ઉતારી બાહાર મુકી દેવો. એમ ત્રણ દિવસ કરી ચોથે દહાડે બ્રાહ્મણોને જમાડવા, જેથી દોષની શાંતિ થઇ બાળક સુખી થાય છે.

બાળકના જન્મથી નવમે દિવસે નવમે મહીને કે નવમે વર્ષે ભુસૂતિકા માતૃકા બાળકને નડે છે, તેથી તાવ આવે શરીરમાં પીડા થાય, હમેશાં ઉલટી થાય, અને મુઠીઓ વાળી રાખે તેની સુખ શાંતિને માટે નદીના બંને કીનારાઓની માટી લઇ તેનું પુતળું બનાવી ધોળાં ફુલ, સુખડ, નાગરવેલનાં પાન, ૧૩ ધોળી ધજાઓ, ૧૩ દિવડાં, તેર સાથીઆ, તેર પુતળી, માછલીની ૧૩ પુતળી, માછલાનું માંસ, અને દારૂ એટલી વસ્તુઓ લઇ માળથી ઉતરતા જઇ ॐ नमो नारायणाय चतुर्भुजाय हन हन मुच मुच स्वाहा. આ મંત્રથી બાળકના ઉપર ઉપર એવી વસ્તુઓને ઉતારી બલિદાન આપવું. પછી શાંતિજળથી સ્નાન કરાવી ગુગળ, લીંબડાનાં પાન, ગાયનું શીંગડું, ધોળા સરસવ અને ઘી એઓની ધુણી દેવી. એમ ૩ દિવસ કરી ચોથે દિવસે બ્રાહ્મણો જમાડવા જેથી સુખ મળે છે.

બાળકના જન્મથી દશમે દિવસે, દશમે મહિને કે દશમે વર્ષે નિર્ઋતા માતૃકા બાળકોને વળગે છે, તેથી તાવ, ગાત્રમાં ઉદ્વેગ, ઉંકારા કરે, રૂવે અને મળ તથા મૂત્ર કર્યા કરે છે. તેની શાંતિના માટે દરીયાવની માટી લઇ તેનું પુતળું બનાવી ચંદન, પાન, લાલ ફુલ, રક્તાંજલિ, પંચવર્ણી ધજાઓ ૫, ૫ સાથીઆ, ૫ પુતળી, માછલાંનું માંસ અને દારૂ એટલાં વાનાં લઇ વાયવ્યખુણામાં ॐ नमो नारायणाय चूर्णित हस्ताय मुंच मुंच स्वाहा. આ મંત્રવડે બાળક ઉપરથી ઉતારો ઉતારી બલિદાન દેવું. પછી શાંતિજળથી સ્નાન કરાવી, કાગડાની હગાર, ગાયનું માંસ, ગાયનું શીંગડું, લસણ, બિલાડીના વાળ, લીંબડાનાં પાંદડાં, અને ઘી એઓની ધુણી દેવી. એમ ત્રણ દિવસ કર્યા બાદ બ્રાહ્મણોને ભોજનથી તૃપ્ત કરવા જેથી શાંતિ થાય છે.

બાળકના જન્મથી અગીયારમે દિવસે, અગીયારમે મહીને કે અગીયારમે વર્ષે પિલિપિચ્છિકા માતૃકા બાળકને પીડે છે, તેથી પ્રથમ તાવ, ભોજનમાં અરૂચિ, ઉંચું જોયા કરે

અને અંગ ભાગ્યા કરે છે. તેની શાંતિના માટે ઘઉંના લોટનું પુતળું બનાવી રતાંજળીથી પુતળાનું મ્હોં લાલ કરી મ્હોમાં દુધની ધાર દઇ પીળાં પુલ, સુખડ, પાન, પીળી ધજાઓ ૭, ૭ દિવડાં, ૮ પૂરીયો, ૮ વડાં, ૭ કચોરી, માંછલાનું માંસ, તથા દારૂ એટલી વસ્તુઓનો પૂર્વ દિશાએ બાળકના માથા ઉપરથી **ॐ नारायणाय मुंच मुंच स्वाहा.** આ મંત્ર વડે ઉતાર ઉતારી બલિદાન દેવું. પછી શાંતિજળથી સ્નાન કરાવી, શિવનિર્માલ્ય, ગુગળ, ગાયનું શીંગડું, સાપની કાંચળી અને ઘી એઓનો ધૂપ દેવો. એમ ૩ દિવસ કર્યા પછી ચોથે દિવસે બ્રાહ્મણોને જમાડવા તો શાંતિ થાય છે.

બાળકના જન્મથી બારમે દિવસે, બારમે મહીને કે બારમે વર્ષે કામુકા માતકા બાળને વળગે છે, તેથી પહેલાં તાવ, હસે, બકે-લવારો કરે, હાથને તરછોડી નાખે, વાળ પકડે, ચીસો પાડયા કરે, વારંવાર ઝબકે અને ભોજનમાં અભાવ હોય છે. તેની શાંતિના માટે દુધના માવાનું પુતળું કરી અથવા દુધથી ઘઉંનો લોટ બાંધી તેનું પુતળું બનાવી ચંદન, પાન, ધોળાં પુલ, ધોળી ધજાઓ ૭, ૭ દિવડાં, ૭ માલપુવા, દહી, ભાત વગેરે હાથમાં લઇ "**ॐ नमो नारायणाय मुंच मुंच हन हन स्वाहा.**" આ મંત્ર ભણી બાળકના માથા ઉપરથી ઉતારો ઉતારી બલિદાન દેવું. પછી શાંતિજળથી સ્નાન કરાવી, શિવનિર્માલ્ય, ગુગળ, સરસવ અને ઘી એઓની ધૂણી દેવી. એમ ૩ દિવસ કર્યા પછી ચોથે દિવસે બ્રહ્મભોજન કરાવે તો, સર્વ દોષ શાંત થાય છે. એમ રાવણકૃત કુમારતંત્ર ગ્રંથમાં કહેલું છે.

## બાળકના રોગોની ઉત્પત્તિ નિદાન તથા લક્ષણો.

બાળકની માતા ભારે, વિષમ તથા દોષોને વધારનારાં ભોજન કરે, તેથી તેના (માના) શરીરમાં દોષો કોપી જાય છે, અને ધાવણ બગડે છે. વિપરીત આહાર તથા વિહારથી ધાવણ દૂષિત થાય છે અને તે ધાવણ ધાવવાથી બાળકના શરીરમાં રોગો ઉત્પન્ન થાય છે, જો ધાવણ વાયુથી દુષ્ટ થયું હોય અને તે ધાવણ બાળક ધાવે તો તેથી વાયુ સંબંધી રોગોથી આતુર થાય છે, નબળા બાંટાનો, પાતળા અંગવાળો થાય છે અને મળ-મૂત્ર તથા પવનનો અટકાવ થાય છે. પિત્તથી ધાવણ દુષ્ટ થયું હોય તો, પિત્ત સંબંધી દરદોવાળો, તરશ અને સઘળાં અંગોમાં ગરમીવાળો થાય છે. કફથી ધાવણ બગડ્યું હોય તો, કફ સંબંધી દરદોવાળો, નિદ્રાથી પીડાતો, જડ, સોજાવાળો, વાંકી આંખ્યોવાળો હોય અને ઉલટી કર્યા કરે છે.

તાવ વગેરે જે જે રોગો મોટાઓને થાય છે તે તે રોગો બાળકોને પણ થાય છે, પણ જે તેઓનાથી જૂદા પ્રકારના ખાસ બાળકોનેજ થનારા રોગો છે તેનું વિવેચન નીચે પ્રમાણે—

તાળવાના માંસમાં કફ કોપાયમાન થઇ તાલકંઠ નામનો રોગ ઉત્પન્ન કરે છે, એથી બાળકનું તાળવું બેસી જાય છે-જેને ગળું પડયું કહે છે. તે રોગથી ધાવવા ઉપર કંટાળો ઝાડો પાતળો થાય, તરશ લાગે, આંખ્યોમાં ગળામાં તથા મ્હોંમાં પીડા થાય, ડોક ધારણે રાખી શકે નહીં અને ઓકયા કરે.

બાળકને માથામાં તથા મૂત્રાશયમાં ત્રણે દોષોના કોપથી પ્રાણનો નાશ કરે એવા રાતા વર્ણવાળો વિસર્પ થાય છે. તેને મહાપદ્મ રોગ કહે છે. માથામાં થએલો વિસર્પ લમણાંઓમાં થઇ હૃદયમાં જાય છે અને હૃદયમાંથી ગુદામાં જાય છે. તેમજ મૂત્રાશયમાં થએલો વિસર્પ ગુદામાં જાય છે અને ગુદામાંથી હૃદયમાં જાય અને હૃદયમાંથી માથામાં જાય છે. આ રોગને રતવા કહે છે.

બાળકની ડુંટી વાયુએ કરીને ફુલી જાય છે તેથી પીડાયુક્ત થાય છે તેને તુંડીપાક કહે છે. પિત્તના લીધે બાળકની ગુદા-બેસણી પાકે છે તેને ગુદાપાક કહે છે.

બાળકની ગુદા મળ મૂત્રથી ખરડાએલી-ધોયા વગર વધારે વખત રહે તેથી અથવા બાળકને પરસેવો વળ્યા છતાં ન નવરાવે તેથી લોહીનો તથા કફનો કોપ થાય છે અને ત્યાં વલુરને ઉત્પન્ન કરી ફોલ્લા ઉઠાવી પરૂ ઝરાવવા માંડે છે. આમ થવાથી ભયંકર ચાંદી-ગુમડાં થાય છે તેને અહિપૂતના રોગ કહે છે.

બાળકના શરીરમાં દોષોની અછતને લીધે પાંપણોમાં એક કુકુણક નામનો રોગ થાય છે, તેથી આંખોમાં પીડા, ચળ તથા પાણી ઝર્યા કરે છે. તે કારણથી બાળક પોતાના હાથથી લલાટ, નાક તથા આંખોને ઘસ્યા-ચોળ્યા કરે છે. સૂર્યનું તેજ જોઇ શકે નહીં અને આંખો પણ ઉઘાડી શકે નહીં.

બાળકના શરીરમાં સ્નિગ્ધ-ચીકણી, શરીર સમાન રંગવાળી, ગુંથાયલી, પીડા વગરની, ઝીણી મગના જેવા આકારની કફ વાયુના કોપથી જે ફોલ્લીઓ થાય છે તેને અજગલ્લિકા રોગ કહે છે.

બાળક ગર્ભવંતી સ્ત્રીનું ધાવણ ધાવે તો વા, ન ધાવે તોપણ તેને ઉધરસ, અગ્નિની મંદતા, ઉલટી, ઘેન, કૃશતા રૂચિનાશ, ભ્રમ અને કોઠાની વૃદ્ધિ થાય છે તેને પારિગર્ભિક રોગ કહે છે. અગ્નિને પ્રદિપ્ત કરનારા ઉપાયોથી આ રોગ મટી જાય છે.

બાળકને જો દાંતો-રાક્ષસીયો આવવા લાગે તો તે સમય સઘળા રોગોના કારણ રૂપ કહેવાય છે. પણ ઘણુંકરીને તાવ, પાતળો ઝાડો, ઉધરસ, ઉલટી, માથામાં પીડા, ભરાઇ આવે, પોથકી નામનો પાંપણનો રોગ અને વિસર્પ એઓના કારણ રૂપ થાય છે તેને દંતોદ્ભેદક રોગ કહે છે.

## બાળકના રોગોના ઉપાયો.

મોટા મનુષ્યોના માટે જે તાવ વગેરે રોગોમાં ઉપાયો કહી ગયા છીએ તે જ રોગો બાળકને થયા હોય તો તે જ ઉપાયો કરવા; પરંતુ ડાંભ, ક્ષારની ક્રિયા, ઉલટી, રેચ કે રસ ખેલાવવા વગેરે ઉપાયો બાળકને કરવા નહીં. "મરણ કષ્ટમાં આવી પડેલા બાળકને ઉલટી, રેચ તથા બસ્તિ-પિચકારીની દવાઓ આપવી-" એમ સુશ્રુતની આજ્ઞા છે.

બાળકને જન્મ્યા પછી એક મહીના સુધી એક વાવડીંગ જેટલી અને પછી મહીને મહીને એક એક વાવડીંગ વધારતાં દવા આપવી, પણ દવા ચૂર્ણ કે કલ્કરૂપે વા ચાટણા રૂપે કરીને આપવી. કેટલાક આચાર્યોનો એવો મત છે કે-પેહેલે મહીને એક રતીભાર ઓષધ મધ, ધાવણ, સાકર તથા ઘી એઓમાં કાલવીને ચટાડવું, પછી દર મહીને એક એક રતી વધારતા જવું, તે છેક એક વર્ષનો બાળક થાય ત્યાં સુધી અને પછીથી સોળ વર્ષનો થાય ત્યાં લગી વર્ષે વર્ષે પાંચ રતી વધારતાં ઓષધો આપવું, તે છેક સિત્તેરમા વર્ષ સુધી અને પછી ફરી બાળકની પેઠે ઓછા માપે દવા આપવી. કવાથ હોય તો ઉપર કહેલા આપણી ચાર ગણો પાવો. જે બાળક ધાવણ ધાવીનેજ રહે તેને દુધની કે ઘીની સાથે ઓષધ આપવું. જો બાળકની માતાને ઓષધ આપવું હોય તો દુધ ઘીની સાથેજ આપવું. બાળક ધાવતો હોય અને અન્ન પણ ખાતો હોય તો તેને દુધ તથા ઘીની સાથે ઓસડ આપવું. અનુક્રમથી બાળક ધાવણ ઉપરજ રહેતો હોય તો સ્તન ઉપર દવા ચોપડીને

ધવરાવવો, જેથી બાળકના પેટમાં દવા જાય છે અને રોગ મટે છે.

બાળકને તાવ આવતો હોય તો, સઘળા પદાર્થો બંધ કરવા, પણ ધાવણ બંધ કરવું નહીં. બાળકને લંઘન કરાવવું હોય તો તેની માને હલકું ભોજન કરાવવું એજ બાળકને લંઘન છે. અથવા ભદ્રમોથ, હરડે, લીંબડો, કડવાં પરવળ અને જેઠીમધ એઓનો કવાથ કરી જરા ઉનો હોય તે વખતે પાય તો સઘળી જાતના તાવ મટે છે. આ ભદ્રમુસ્તાદિ કવાથ કહેવાય છે.

તાવની સાથે ઝાડો હોય તો, મોથ, પીપર અતિવિષ અને કાકડાશીંગ એઓનું ચૂર્ણ કરી મધમાં કાલવી ચટાડવું, જેથી ઉધરસ, શ્વાસ–હાંફવું, ઉલટી અને જ્વરાતીસાર મટી જાય છે. આ ચતુર્ભદ્રિકા કહેવાય છે.

બાળકને ઝાડો થયો હોય તો– બીલું, ધાવડીનાં ફુલ, વાળો, લોદર અને ગજપીપર, એઓનો કવાથ કરી ઠંડો થયા પછી મધ મેળવી પાય તથા એઓના ચૂર્ણને મધમાં કાલવી ચટાડે તો અતીસાર મટે છે. આ બિલ્વાદિઅવલેહ કહેવાય છે.

બાળકને સુંગળી વાટે ઝાડો થતો હોય તો–રીસામણીનાં મૂળ ( કે મજીઠ ), લોદર, ધાવડીનાં ફુલ અને ઉપલસરી એઓનો કવાથ કરી ઠંડો થયા પછી તેમાં મધ નાખીને પીએ તો, ભયંકર અતીસાર પણ મટે છે. આ સમંગાદિક કવાથ કહેવાય છે.

બાળકોને અતિસાર થયો હોય તો—વાવડીંગ, બોડીઅજમો, અને પીપરના દાણા એઓનું ચૂર્ણ કરી નવશેકા પાણી સાથે અડવાળીને પાઇ દેવું, જેથી જળાસ પડતું હોય તે મટી જાય છે. આ વિડંગાદિ ચૂર્ણ કહેવાય છે.

બાળકને રક્તાતીસાર—લોહીખંડવાડો થયો હોય તો મોચરસ, રીસામણીનાં મૂળ અને કમળના કેસરા એઓ સર્વ સવા તોલાભાર તથા ચોખાની કણકી સવા તોલાભાર લઇ તેમાં અગીઆર તોલા પાણી નાખી તેની યવાગૂ બનાવી બાળકને પાવી જેથી ઝાડામાં લોહી પડતું હોય તે મટી જાય છે.

સુંઠ, અતિવિષ, મોથ, વાળો અને ઇંદ્રજવ એઓનો કવાથ કરી પ્રભાતે પીવા આપે તો બાળકના સર્વ પ્રકારના અતીસાર મટી જાય છે.

બાળકોને મરડો થયો હોય તો, ચોખાની ધાણી, જેઠીમધ, સાકર અને મધ એઓને ચોખાના ધોવણ સાથે પાય તો મરડો મટી જાય છે. આ લાજાદિચૂર્ણ કહેવાય છે.

બાળકોને સંગ્રહણી થઇ હોય તો– હળદર, દારૂહળદર, દેવદાર, ઉભી રીંગણી ગજપીપર, ગધીસમેરવો અને સવા એઓનું ચૂર્ણ મધ તથા ઘીમાં કાલવી ચટાડે, તો બાળકની સંગ્રહણી, વાયુની પીડા, કમળો, તાવ, અતીસાર તથા પાંડુરોગ વગેરે સર્વ મટી જાય છે. અને જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે. આ રજન્યાદિ ચૂર્ણ છે.

બાળકને ઉધરસ થઇ હોય તો—મોથ, અતિવિષ, અરડુસો, પીપર અને કાકડાશીંગ, એઓનો સ્વરસ કરી તેમાં મધ નાખીને ચટાડે તો સર્વ પ્રકારની ઉધરસ મટે છે. આ મુસ્તાદિ સ્વરસ કહેવાય છે. અથવા ભોંરીંગણીનાં ફુલોના કેસરાઓને વાટી મધમાં કાલવીને ચટાડે તો બાળકોની લાંબા વખતની ઉધરસ પણ મટી જાય છે.

બાળકને ઉધરસ તથા શ્વાસ હોય તો—ધાણા અને સાકરને ચોખાના ધોવણ સાથે પાવા. અથવા કાળી દ્રાખ, અરડુસો, હરડે અને પીપર એઓનું ચૂર્ણ મધમાં કાલવી

ચટાડે તો ઉધરસ તથા તમકશ્વાસ પણ તુરત મટી જાય છે. આ દ્રાક્ષાદિચુર્ણ કહેવાય છે.

બાળકને હેડકી તથા ઉલટી થઇ હોય તો—કડુનું ચૂર્ણ મધમાં કાલવી ચટાડે તો હેડકી તથા લાંબા વખતથી થએલી ઉધરસને પણ મટાડે છે. આ કુટકી અવલેહ છે.

બાળક દુધ ઓંકી કહાડતો હોય તો—ઉભી ભોંરીંગણીનાં ફુલોનો રસ, ભોંરીંગણીનાં ફુલોનો રસ, પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક અને સુંઠ એઓને એકઠાં મેળવી ચટાડે તો દુધ ઓકતો બંધ પડે છે.

બાળકને આફરો ચડ્યો હોય તો, સિંધાલુણ, સુંઠ, એલચી, હીંગ અને ભારંગી એઓનું ચૂર્ણ કરી ઘી અથવા પાણીની સાથે મેળવી ચટાડે તો આફરો અને વાયુ સંબંધી શૂળ મટી જાય છે. આ સિંધ્વાદિ અવલેહ છે.

બાળકનું મૂત્ર રોકાયું હોય તો-પીપર, મરી, (સુંઠ) સાકર, મધ, ન્હાની એલચી અને સિંધાલુણ એઓનું ચાટણું ચટાડે તો, પેશાબ છુટે છે. આ સિતાદિ અવલેહ છે.

બાળકને લાળ બહુ ગરતી હોય તો—ઉપલસરી, તલ, લોદર અને જેઠીમધ એઓના કવાથથી રોજ મ્હોંને સાફ કરે તો લાળ ગરતી બંધ પડે છે.

બાળકના મ્હોંમાં ચાંદી પડી હોય તો-પીપરની છાલ અને પીપરનાં પાંદડાં લઇ એઓને વાટી મધમાં કાલવી મ્હોમાં ચોપડે તો, મ્હોં આવ્યું હોય તે મટી જાય છે.

બાળકની ડુંટીએ સોજો આવ્યો હોય તો—માટીના ગોળાને અગ્નિમાં તપાવી તેના ઉપર દુધ રેડી ડુંટી શેકે તો સોજો મટી જાય છે.

બાળકની ડુંટી પાકી હોય તો, હળદર, લોદર, ધઉલા અને જેઠીમધ એઓના કલ્કથી પકાવેલું તેલ ડુંટીએ ચોપડે તો પાક મટે છે. અથવા બકરીની લીંડીઓને બાળી તેની રાખ ચાળીને ભભરાવે તો પણ પાક મટી જાય છે.

બાળકની એસણી પાકી હોય તો-રસવંતી પાવી અને રસવંતીનો લેપ કરવો. અથવા શંખ, રસવંતી અને જેઠીમધ એઓનું ચૂર્ણ ચોપડે તો પણ ગુદાનો પાક મટે છે.

બાળકના દાંત ફુટતી વેળાએ થતાં દરદો માટે ધાવડીનાં ફુલ અને પીપર એઓના ચૂર્ણને મધમાં કાલવીને તેથી અથવા મધની સાથે આંબળાંના રસથી દાંતનાં પેઢાં ઘસે તો દાંત સુખપૂર્વક આવે છે.

બાળક ખાતાં છતાં તથા જઠરાગ્નિ પ્રદિપ્ત છતાં દુબળો રહે તો, ભોંયકોળું, ઘઉં, અને જવ એઓનું ચૂર્ણ ઘીમાં કાલવી ચટાડવું અને તે ઉપર મધ તથા સાકર સહિત કહેલું દુધ પાવું, જેથી શરીર પુષ્ટ થાય છે.

બાળકને ચાંદી, રતવા, વિસ્ફોટક તથા તાવ માટે ત્રિફળા, લીંબડો અને હળદર એઓનો કવાથ પાવો.

બાળક રોયા કરે તો-ત્રિફળાં અને પીપર એઓનું ચૂર્ણ મધ ઘીમાં કાલવી ચટાડવું તો રોતો બંધ થાય છે.

ગળું પડયું હોય તો, હરડે વજ અને ઉપલેટ એઓના કલ્કને મધમાં કાલવી પાણીની સાથે પાવું.

કુકુણક રોગ હોય તો-ત્રિફળા, લોદર, સાટોડી, સુંઠ, ભોંરીંગણી અને ઉભી ભોંરીંગણી એઓને પાણીમાં વાટી જરા ઉનાં કરી તેનો લેપ કરવો.

આહીપૂતના રોગ હોય તો, શંખ, ધોળો સરમો અને જેઠીમધ એઓનો લેપ કરવો.

પારીગર્ભિક–પારૂઘલા રોગ હોય તો, જઠરાગ્નિને, પ્રદિપ્ત કરવાની દવા આપવી.

બાળકનું શરીર પુષ્ટ કરવા–શકિત વધારવા મારેલું સોનું, ઉપલેટ, મધ, ઘી, અને વજનું ચૂર્ણ એક વર્ષ લગી ચટાડવું. જેથી બળ, બુદ્ધિ, સામર્થ્ય અને પુષ્ટિ પ્રાપ્ત થાય છે.

બાળકને વારેઘડીએ તરશ લાગતી હોય તો વાળો અને સાકર એઓનું ચૂર્ણ મધમાં કાલવીને ચટાડવું.

બાળકને લક્ષાદિ તૈલ ઉત્તમ ફાયદો આપે છે અને સઘળા રોગો મટાડે છે માટે તેને ઉપયોગમાં લેવું.

બાળકને મ્હોંમાં શુલીઓ આવ્યો હોય તો એલચીને બાળી તેની રાખ મધમાં કાલવીને જીભ ઉપર ચોપડવી.

આંચકી આવતી હોય તો ફુલાવેલો ટંકણ વાલ ૧ મધમાં ચટાડવો.

વરાધ થઇ હોય તો—બાંબના રસમાં ગોળ નાખી પાવો.

બાળકોના રોગોનો અધિકાર સંપૂર્ણ.

ઇતિ શ્રીમન્મહારાજાધિરાજ રાજરાજેંદ્ર શ્રી સવાઈ પ્રતાપસિંહજી વિરચિત અમૃતસાગર નામા ગ્રંથ વિષે બાળકોના સમસ્ત રોગોની ઉત્પત્તિ, લક્ષણ અને યત્ન નિરૂપણ નામનો એકવીસમો તરંગ સંપૂર્ણ.

——:*:——

# તરંગ બાવીસમો.

પંઢ ભેદ લક્ષણ અને, યોગ્ય યત્ન સુખકાર;
આ તરંગમાં વિગતથી, વર્ણવ્યા છે નિરધાર.

## પંઢરોગ થવાનાં કારણો.

કડવી વસ્તુઓના અતિયોગથી, ખટાશ, ઉષ્ણ, મીઠા વગેરેના બહુ સેવવાથી વીર્યનો નાશ થાય છે, અથવા ભયથી, શોકથી, ક્રોધથી અને પુત્ર સ્ત્રી ધનનો એકાએક નાશ થવાથી કે રતિક્રીડા સમય ઓચિંતું કોઇ આવી ચઢવાથી તથા રોગોના આવી લાગવાથી અને અતિ

૧ અબોલા બાળકના રોગ પરખવાની એ રીતિ છે કે, જ્યાં વેદના થતી હોય ત્યાં હાથ અડાડતાં શરીર ચોરે છે, રૂવે છે અથવા બાળક તે જગ્યોએ વારંવાર હાથ અડાડયા કરે છે. માથામાં પીડા હોય તો, આંખ્યો મીંચી રાખે છે અને માથું ઢાળી દે છે. મૂત્રાશયમાં વ્યાધિ હોય તો, મૂત્ર રોકાય છે તથા ભૂખ તરશ જતી રહે છે. જો ઝાડા કે મૂત્રનું રોકાણ, વિવર્ણપણું, ઉલટી, પેટ ચડવું હોય અને આંતરડાં બોલે તો કોઠામાં રોગ છે એમ સમજવું. રોયા કરતો હોય તો આખા શરીરમાં પીડા થાય છે એમ જાણવું જીભ હોઠ કરડતો હોય, શ્વાસ હોય અને મુંઠીઓ વાળી રાખે તો જાણવું કે છાતીમાં પીડા છે. અને ગુદા વલુર્યા કરે અને મુંઝાઇને રોયા કરે તો કમરની પીડા છે એમ જાણવું. વધારે ઓછું દરદ તેના રોવા ઉપરથી જાણી લેવું. બા. કર્તા.

મૈથુન કરવાથી પુરૂષ નામર્દ–નપુંષક થઇ જાય છે માટે “ अतिसर्वत्रवर्जयेत् ” સર્વ બાબતો હદથી વધારે કરવી એ સદા નુકશાનકારક છે.

વળી ઇંદ્રિ ઉપર કોઇ પ્રકારે માર વાગવાથી, અતિ બ્રહ્મચર્ય પાળવાથી અને ગુદ મૈથુન તથા મુષ્ટિજાપાદિથી પણ નપુષક થાય છે.

## મહાત્મા સુશ્રુતજીના મતથી સાત પ્રકારના નપુંષકનાં લક્ષણો.

પિતાના થોડા વીર્ય ( માતાના વિશેષ રજ ) થી જે સંતાન થાય છે તે આસેક્ય નપુંષક કહેવાય છે. આ નપુંષક, બીજાના વીર્યને પોતે મુખમાં ધારણ કરી ગળી જાય છે. ત્યારે કામોત્પત્તિની ચેષ્ટા કરે છે (ત્યારેજ ઇંદ્રિ ચૈતન્ય થાય છે.) તેનું બીજું નામ મુખયોનિ કહે છે.

જે સ્ત્રીની દુર્ગંધિત યોનિ હોય છે તેનાથી ઉત્પન્ન થએલ સંતાનને સૌગંન્ધિક નપુંષક કહે છે. આ નપુંષક સ્ત્રીની યોનિ તથા પુરૂષનું લિંગ સુંઘે છે ત્યારે મૈથુનેચ્છામાં પ્રવૃત થાય છે તેનું બીજું નામ નાશાયોનિ છે.

જે પુરૂષ અત્યંત બ્રહ્મચર્ય ધારણ કરવાથી શિથિલ થઇ ગયો હોય તે પહેલાં પોતાની ગુદાભંજન કરાવે ત્યાર પછી સ્ત્રી સાથે રતિક્રિયા કરી શકે તેને કુંભિક નપુંષક કહે છે. આનું બીજું નામ ગુદયોનિ છે. અથવા માતાની વિપરીત રીતિથી અને પિતાના દુર્બળ વીર્યથી પણ કુંભીક નપુંષક થાય છે. અથવા ઋતુકાળમાં રજહીન સ્ત્રીની સાથે કદુષ્ક વીર્યવાળો પુરૂષ ગમન કરે અને તે સ્ત્રી તેથી તૃપ્તિ પામે નહીં તેથી અન્ય પુરૂષને ઇચ્છે તેને કુંભિક નપુંષક ઉત્પન્ન થાય છે.

જે પુરૂષને અન્યનું મૈથુન જોઇ પોતે મૈથુન કરવાને સામર્થ્યવાન થાય તેને ઇર્ષ્યક દ્દગ્યોનિ નપુંષક કહે છે.

ઋતુકાળમાં જે પુરૂષ વિપરીતાસન વડે મોહવશથી રતિ રમે ( પોતે નીચે અને સ્ત્રી ઉપર રહી રતિ રમે ) તેથી જે સંતાન થાય તે બાયલો થાય છે તેને ષંઢ નપુંષક કહે છે. આ નપુંષકને દાઢી મુછ હોતાં નથી. સ્ત્રી સમાન ચાળા અને અન્ય પાસે ગુદમૈથુન કરાવવા આતુર હોય છે, પણ પોતે રતિસંગ કરી શકતો નથી; કેમકે તેના અંગમાં વીર્યનો લેશ હોતોજ નથી.

જો ઋતુકાળમાં સ્ત્રી, ઉપર કહ્યા પ્રમાણે વિપરીત ચેષ્ટા કરે અને તેથી કન્યા ઉત્પન્ન થાય તો તે કન્યા પુરૂષ સમાન વ્યાપાર કરનારી થાય છે. અર્થાત્ પુરૂષની પેઠે બોલે, ચાલે અને અન્ય સ્ત્રી સાથે યોનિથી યોનિ ઘર્ષણ કરે છે ત્યારે તૃપ્તિ થાય છે તેને ષંઢ સ્ત્રી કહે છે.

## નપુંષકપણું મટવાના ઉપાય.

જે સહજ–જન્મથીજ નપુંષક હોય તેઓના ઉપાય તો છેજ નહીં, પણ જે ક્ષીણ

---

૧ ભાવમિશ્રે વાતાદિ દોષને અનુસરી ૭ નપુંષક માનેલ છે એટલે માનસિક, પિત્તજ, વીર્યક્ષયજન્ય, રોગજન્ય, શિરાચ્છેદ જન્ય, શુક્રસ્તંભ જન્ય અને સહજ આ સાત ભેદ છે.

મહાત્મા ચરકે ૪ ભેદ માનેલા છે એટલે બીજોપઘાત, ધ્વજભંગ, જરાસંભવ અને ક્ષયજ એ ચાર બતાવેલ છે. તેનો વિસ્તારવાર ખુલાસો મેળવવા તે મહર્ષિઓના ગ્રંથો અથવા અમારા તરફથી પ્રકટ થએલ નપુંષકાનંદમંદારનો પ્રથમ ભાગ જુવો.

પણાને લીધે, રોગને લીધે, ભય શોક ક્રોધ કે ગ્લાનિને લીધે જેઓ નપુંસક થયા હોય તો તેઓએ વાજીકરણ પ્રયોગ કરવા. એ કે જે પુરૂષ દેખાવમાં પુષ્ટ હોય; પરંતુ સ્ત્રી સંયોગમાં જરા પણ કામનો ન હોય તેને પણ નપુંસકજ માનેલ છે. તેવાઓને પણ વાજીકરણ પ્રયોગ કરવા જરૂરના છે. વાજીકરણ એટલે **अवाजिनं ( शुक्र रहितं ) वाजिनं ( शुक्र सहितं ) क्रियते अनेन इति वाजिकरणम्**–વીર્ય વગરના પુરૂષને વીર્ય યુક્ત જે ઉપાયો વડે કરી શકાય તે ઉપાયોને વાજીકરણ કહે છે. અથવા જે પદાર્થ પુરૂષને મૈથુનમાં ઘોડાના જેવો સમર્થ કરે તે પદાર્થને વાજીકરણ કહે છે; માટે વૃદ્ધાવસ્થા થયા છતાં સ્ત્રી રમણની ઇચ્છા કરનારને, સ્ત્રીઓનો પ્યાર સંપાદન કરનારને, અતિ સ્ત્રી સંગથી ક્ષીણ થએલાને, નપુંસકને, થોડા વીર્યવાળાને, ભોગની ઇચ્છાવાળાને, ધનવાન રૂપવાન તથા યૌવનવાનને અને જેને વધારે સ્ત્રીઓ હોય તેને વાજીકરણ હિતકારી છે, જેથી વાજીકરણ કરવા આલસ્ય રહિત રહેવું. પુષ્ટ શરીરવાળાએ પણ દેશ કાળને અનુસરી વાજીકરણોનું સેવન કરવું.

## વાજીકરણ કરનારા પદાર્થો.

અનેક પ્રકારનાં ઉત્તમ ભોજનો, અનેક પ્રકારના ઉત્તમ પીવાના યોગ્ય ( દુધ વગેરે ) પદાર્થો, કાનને મધુર લાગે તેવાં ગીત–વચનો–વાજીંત્રો, ચામડીને સુખ આપે એવા કોમળ ગાદી–તકીયા, પુષ્પ, નવીન સ્ત્રીનો સ્પર્શ, અજવાળી રાત, સુંદર સોળ શૃંગાર સજેલી હાવભાવ હાસ્ય કટાક્ષ કુતૂહલ અને લલિત લાવણ્યવતી ખીલતી યુવાનીવાળી ચપળા સ્ત્રી, મનોહર વાર્તા[૧] વિનોદ, સંગીતધ્વની, ઉત્તમ આનંદ આપનાર પાનબીડાં, માદક ( દારૂ ભાંગ વગેરે ) પદાર્થો, સુંદર સુગંધદાર માળા, મનને હરી લે તેવાં સ્વરૂપ, ખીલેલા વન ઉપવન બગીચાઓ અને મનોવાંછિત પદાર્થોની પ્રાપ્તિ એટલાં વાનાં વાજીકરણ કરનાર છે અર્થાત્ કામદેવને જાગ્રત કરનાર છે !

તેમજ મહેલની ઉંચી અટારીઓ ( ઝરૂખાઓ ), નીલ કમળનાં પાંદડાં, તથા નજીકમાં સુગંધદાર મદિરાના પ્યાલાઓ પડ્યા હોય, મદિરા પીને મસ્ત બનેલી મદવંતી માનુની મદનને જગાવનારી, વીણા નાદ, શૃંગારિક વાર્તાઓ અને એકાંત સ્થાન એ પણ કામદેવને સહાયતા આપનાર છે; અર્થાત્ ધ્યાની જ્ઞાનીઓનાં ભાન ભુલાવી માન મુકાવી વિલાસવતી વિનતાના વિષયમાં લુબ્ધ કરનાર છે.

## રતિવર્ધન યોગ.

માળવી ગોખરૂ, એખરો, જેઠીમધ, ગંગેટી, આસગંધ, શતાવરી, મુશળી અને કૌંચાં એઓ સર્વનું ચૂર્ણ કરી ચૂર્ણના જેટલાજ ઘીમાં ચૂર્ણને શેકી તેથી આઠ ગણા દુધમાં તેઓનો માવો બનાવી સર્વથી બમણી સાકર નાખી તેના લાડુ બનાવી પથ્યમાં રહી ખાય તો અતિ ઉત્તમ વાજીકરણ કરે છે. અને નપુંસકપણું ટળે છે. આ ગોક્ષુરાદિ ચૂર્ણ કહેવાય છે. અથવા દક્ષણી ચીકણી સોપારી ૪૦ તોલાભાર લઇ તેનો ઝીણો ભુકો કરી પાણીમાં કુચો થયે ખાંડી ચૂર્ણ કરી સુકવી વસ્ત્રગાળ કરી તેને આઠગણા ગાયના દુધમાં, ઘીથી કુ-

૧ શુક બહોતરી, શૃંગાર વન, ચોર પંચાશિકા, પ્રવીણસાગર, મધુ માલતી, શૃંગાર તિલક, રસિક પ્રિયા, સુંદર શૃંગાર, જગતવિનોદ, અલંકારિક વાર્તાઓ, રસિક નાટકો, રસીલી રમણ અમતની કહાણીઓ અને અમારા તરફથી પ્રકટ થએલ આનંદ અને બીજાઓની વાર્તાઓ મનનો ઉત્સાહ વધારવા અવશ્ય વાંચો.

રમોવી સોપારીનું ચૂર્ણ નાખી માવો કરવો, પછી તેમાં ઘી તોલા ૧૬ નાખી રવો પાડવો* બાદ સાકર તોલા ૨૦૦ ની ચાસણી કરી તેમાં તે રવો નાખી એકજીવ કરી તેમાં એલચી, અંમેડી, કાંસકી, પીપર, જાયફળ, જાવંત્રી, તમાલપત્ર, તાલીસપત્ર, તજ, સુંઠ, વાળો, કાળો વાળો, મોથ, ત્રિફળા, વંશલોચન, શતાવરી, કૌચાં, દ્રાખ, એખરો, ગોખરૂ, ખજૂર, લવંગીર, ધાણા, કસેલાં, જેઠીમધ, શીંગોડાં, જીરૂં, કલોંજીજીરૂં, અજમો, કમળકાકડીનો મગજ, જટામાંસી, વરીઆળી, મેથી, ભોંયકોળું, કાળી મુસળી, આસગંધ, કચુરો, નાગકેસર, મરી, નવી ખારેકી, શીમળાનાં બીજ, ગજપીપર, કમળકાકડીનો કંદ, સુખડ, રતાંજલિ, અને લવીંગ એ દરેક પદાર્થો ચાર ચાર તોલાભાર લઇ ચૂર્ણ કરી તે ચાસણીમાં મેળવવું. તથા શુદ્ધપારાની ભસ્મ, શુદ્ધ બંગ ભસ્મ, શુદ્ધ નાગેશ્વર, શુદ્ધ ગજવેલ, અને શુદ્ધ અભ્રક ભસ્મ એઓ પણ ઇચ્છા પ્રમાણે તેમાં નાખી મિશ્ર કરી કસ્તુરી તથા બરાસનું ચૂર્ણ યોગ્ય વજને નાખી ચાર ચાર તોલાભારના લાડુ વાળી લેવા. પછી જઠરાગ્નિના બળ પ્રમાણે આનંદથી તે લાડુ પ્રભાતે ખાવો. જ્યારે તે પચી જાય ત્યારે જમવું. ખટાશ ખાવી નહીં. આ રતિવલ્લભ પૂગીપાકનું નિત્ય સેવન કરે તો વીર્યની વૃદ્ધિ થતાં કામદેવની વૃદ્ધિ થાય છે, મૈથુનમાં વાજી સમાન પરાક્રમ આવે છે. જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે. બળ વધે છે, શરીર ઉપર ચામડીની પડેલી કરચોલીઓ મટે છે, હષ્ટ પુષ્ટ થાય છે, અને વૃદ્ધ છતાં આ પાકના સેવનથી યુવાન બને છે અર્થાત્ જુવાન સમાન કામી, સુંદર સ્વરૂપ અને રૂચિ આપનાર થાય છે. અથવા પાકેલી રસદાર સુગંધદાર ઉત્તમ કેરીઓનો રસ એક હજાર ચોવીસ તોલા ભાર લઇ તેમાં ૨૫૬ તોલાભાર સાકર, ૬૪ તોલા ગાયનું ઘી, ૩૨ તોલા સુંઠ, ૧૬ તોલા મરી, ૮ તોલા પીપર, અને ૨૫૬ તોલા પાણી નાખી સર્વને એકઠાં કરી તેનો માટીના વાસણમાં અગ્નિદ્વારા પાક કરવો અને પાક કરતાં જ્યારે લાકડાની કડછી (ચાટવા) થી હલાવતાં ઘાટો થાય ત્યારે નીચે ઉતારી તેમાં ધાણા, જીરૂં, હરડે, ચિત્રક, મોથ, તજ, કલોંજીજીરૂં, પીપરીમૂળ, નાગકેસર, એલચી, લવીંગ અને જાયફળ, એ પ્રત્યેક પદાર્થોનું ચાર ચાર તોલા ચૂર્ણ નાખવું. ઠંડો થયા પછી ૩૨ તોલા મધ મેળવી ઉત્તમ બરણીમાં ભરી લેવો. આ આમ્ર-કેરી પાક ભોજન કર્યા પહેલાં પ્રૂથ ૧ તોલાભાર જઠરાગ્નિના બળને અનુસરી પથ્યમાં રહી ખાય તો, રતિ સંગમાં વાજી સમાન કૌવતવાન થાય છે, સમર્થ, બળવાન પુષ્ટ અને સદા રોગ રહિત થાય છે. તથા સંગ્રહણી, ક્ષય, શ્વાસ, અરૂચિ, અમ્લપિત્ત, મહા શ્વાસ, રક્તપિત્ત, અને પાંડુ એટલા રોગોનો નાશ કરે છે. અથવા સુખડ, રતાંજલિ, પતંગ, દારૂહળદર, અગર, કાળું અગર, દેવદાર, સરલ નામનો દેવદાર, કમળ, પારસ પીપળાનાં પાંચે અંગ, કપુર, કસ્તુરી, બેદ, મુશ્ક, શિલારસ, નવીન કેસર, જાયફળ, લવીંગ, મોટી એલચી, ન્હાની એલચી, જાવંત્રી, કંકોળ, કપુરીમધુરી, તમાલપત્ર, નાગકેસર, કાળોવાળો, સુગંધીવાળો, જટામાંસી તજ, વંશલોચન, છડીલો, ભદ્રમોથ, સુગંધી મેંદીનાં બીજ, ધાવડીનાં ... ખ, નખલો, મજીઠ, તગર, ઝીણું, રાળ, ધાવડીનાં ફુલ, અને તગરના ગંઠોડા એ પ્રત્યેક પદાર્થો ૨૪-૨૪ રતી ભાર લઇ કલ્ક કરી તે કલ્કથી તેલને ધીમા અગ્નિથી પકાવવું. પછી તે તેલને શરીરે ચોળે તો ૮૦ વર્ષનો બુઢ્ઢો પુરૂષ પણ યુવાન, વીર્યવાળો અને સ્ત્રી વલ્લભ થાય છે.

* સોપારીનું ચૂર્ણ દુધમાં નાખી ઘી મેળવી માવો થયે તેમાં સાકર મેળવી પછી ઔષધીઓ મેળવવી એવો પણ પાઠ છે માટે જેમ યોગ્ય લાગે તેમ કરવું. ભા. કર્તા.

આ તેલના માલેસથી વાંઝણી પુત્રવંતી થાય અને અપુત્રને પુત્ર થાય છે તથા સો વર્ષનું આયુષ્ય થાય છે, આ ચંદનાદિ તૈલ તાવ, બળતરા, પરસેવો, રક્તપિત્ત, ક્ષય, દુર્ગંધ, કોઢ અને વલુરનો નાશ કરે છે. અથવા કૌચાં તોલા ૨૬ લઇ ૬૪ તોલા ગાયના દુધમાં નાખી ધીમા તાપથી પકાવવાં. પછી તેને છોતરાં વગરનાં કરી ઝીણાં વાટી તે મેદા જેવી લુગદીની ન્હાની ન્હાની રેવડીઓ બનાવી ગાયના ઘીમાં તળી સાકરની બમણી ચાસણીમાં ગબેળવી. પછી તે રેવડીઓ ડુબી જાય તેટલા મધમાં નાંખી નોખી નોખી રાખી મુકવી. આમાંથી પાંચ ટાંક જેટલી સાંજે તથા પ્રભાતે સેવન કરે તો જેનું વીર્ય તુરત સ્ખલિત થઇ જતું હોય તથા જેની ઇંદ્રી નમી જતી હોય તે પુરૂષ પણ રતિ સંગમમાં વાજીના સમાન સામર્થ્ય પ્રાપ્ત કરે છે. આ વાનરિ ગુટિકા કહેવાય છે. અથવા અકલગરો, સુંઠ, લવીંગ, કેસર, પીપર, જાયફળ, જાવંત્રી અને સુખડ, એ પ્રત્યેક પદાર્થોને એક એક તોલાભાર લઇ તેઓનું ચૂર્ણ કરીને તેમાં ચાર તોલાભાર ચોખ્ખું અફીણ મેળવી પછી તેની પાંચ પાંચ રતી ભારની ગોળીઓ વાળી નિરંતર એક એક ગોળી રાતે મધની સાથે ખાય તો પુરૂષોનું વીર્ય સ્તંભન થાય છે, રતિ ક્રિયામાં અતિ આનંદ થાય છે અને સ્ત્રી વલ્લભ થાય છે. આ અકરભાદિ ગુટિકા કહેવાય છે. આ ગોળી ઉપર કઢેલું દુધ પીએ તો વિશેષ ફાયદો થાય છે. અથવા ભોંયકોળાના ચૂર્ણને ભોંયકોળાના રસની ૨૧ ભાવના આપી પછી મધ તથા ઘીમાં મેળવી ચાટે તો દશ સ્ત્રી સાથે રમણ કરવા જેટલું સામર્થ્ય પ્રાપ્ત થાય છે. અથવા આંબળાના ચૂર્ણને આંબળાના રસના ૨૧ પુટ દઇ તેને સાકર મધ અને ઘી સંગાથે મેળવી ચાટે તો ૮૦ વર્ષનો વૃદ્ધ પણ યુવાન સમાન રતિક્રીડા રમે છે. સુશ્રુત સંહિતા. અથવા અભ્રકની શુદ્ધ ભસ્મ ૪ ભાગ, બંગની શુદ્ધ ભસ્મ ૨ ભાગ, પારાની શુદ્ધ ભસ્મ ૧ ભાગ, અને એ સઘળાના બરાબર ભાગે શતાવરી લઇ તથા ચાતુર્જાત (તજ, તમાલપત્ર, નાગકેસર, એલચી), જાયફળ, ત્રિકટુ, લવીંગ અને જાવંત્રી એ બબે ભાગ લઇ સર્વનું ચૂર્ણ કરી તેનાથી (ચૂર્ણથી) બમણી સાકર મેળવી ઘી અને મધના સાથે ગોળીઓ વાળી અગ્નિના બળના પ્રમાણમાં માત્રા ઉપયોગમાં લેવાથી તુરત નવીન આનંદને વધારે છે, ઘણી મદવંતી સ્ત્રીઓ સાથે રમણ કરી તેઓનું માન મર્દ અને સર્વે રોગ (વીર્ય–નબળાઇના સર્વ રોગો) નો નાશ કરે છે–આ મદનમંજરી ગુટિકા કહેવાય છે. યોગતરંગિણી "અથવા શુદ્ધ અફીણ અને શુદ્ધ પારો સમાન લઇ તેઓને ધંતુરાના બીજના તેલમાં ૩ દિવસ સારી પેઠે ઘુંટી તેમાં સાકર અને ભાંગ બરાબર મેળવી ૧ રતીભાર તેમાંથી ખાઇને ઉપર દુધ (કઢેલું) પીએ તો વીર્ય સ્તંભન થાય છે અને નપુંષકપણું મટે છે. સારસંગ્રહ " અથવા જાયફળ, અકલગરો, લવીંગ, સુંઠ, કેસર, પીપર, કસ્તુરી, બરાસ, અને અભ્રકની શુદ્ધ ભસ્મ એ સર્વ સમાન લઇ તેઓ સર્વની બરોબર શુદ્ધ અફીણ લઇ સર્વને ઝીણાં વાટી મગ જેવડી ગોળીઓ વાળી તેમાંથી એક ગોળી વા ૨ ગોળી ખાય તો વીર્ય સ્તંભન થાય છે. નાગાર્જુની ગુટિકા કહેવાય છે. અથવા આરતીનો કપૂર, ફુલાવેલો ટંકણ અને પારો એ સમાન લઇ અગથીઆના રસમાં અને મધમાં ૧ દિવસ ઘુંટી સોપારી છોડી ઇંદ્રી ઉપર લેપ કરી ૧ પોહોરવાર રાખી પછી ધોઇ નાખી સ્ત્રી સંગ કરે તો વીર્ય સ્તંભન થાય છે. અથવા ધોળી કણેરના જડની છાલ, અકલગરો, અજમોદ, કાળા ધંતુરાનાં બીજ, અને જાયફળ એ સઘળાંને પાણી સાથે વાટી મરી પ્રમાણ ગોળી બાંધી ૧ ગોળી મનુષ્યના મૂત્રમાં મણિછત્ર છોડી ઇંદ્રી ઉપર લેપ કરે તો નપુંષકપણું મટે છે. અને વીર્ય સ્તંભન

થાય છે. અથવા સુઅરની ચરબી મધ સાથે ઘુંટી ઈંદ્રી ઉપર ૧ મહીના સુધી લેપ કરે તો ધ્વજભંગ-ઈંદ્રીની શિથિલતા મટે છે. અથવા ધોળી કણેરના મૂળીયાની છાલને દુધમાં જમાવી લેવું ઘી કહાડી તેમાં વછનાગ, જાયફળ, અફીણ, શુદ્ધ નેપાળો અનુમાન માફક મેળવી ૭ દિવસ સુધી ઈંદ્રી ઉપર લેપ કરી નાગરવેલનું પાન લપેટી રાખે અને બ્રહ્મચર્યમાં રહે તો નપુંસકપણું મટે છે." અથવા કૌચાંના ચૂર્ણને દુધ સાથે પીએ, અથવા કૌચાં અડદની દાળમાં મેળવી પીએ, ભોંયકોળાના મૂળને ઘસી ૧ તોલાભાર ઘી વા દુધ સાથે પીએ, અથવા ઘઉંનું સત્વ અને કૌચાંનું ચૂર્ણ દુધમાં પકાવી ઠંડું થયે તેમાં ઘી નાખી ખાય, અથવા શતાવરી અને કૌચની જડ વાટીને પીએ તો વીર્ય અને બળની વૃદ્ધિ થાય છે. સુશ્રુત સંહિતા. અથવા અડધો શેર ગાયનું દુધ, ૧ તોલો સાકર અને ૧। તોલો ગાયનું ઘી ઉકાળીને પીવું, જેથી ઉત્તમ રસાયણના ગુણ પ્રાપ્ત થાય છે. વૈદજીવન.

નપુંસકનો અધિકાર અને પ્રયોગ સંપૂર્ણ.

ઇતિ શ્રી મન્મહારાજાધિરાજ રાજરાજેંદ્ર શ્રી સવાઈ પ્રતાપસિંહજી વિરચિત અમૃતસાગર નામા ગ્રંથ વિષે નપુંસક ભેદ લક્ષણ અને વાજીકરણ નિરૂપણ નામનો તરંગ બાવીસમો સંપૂર્ણ.

# તરંગ તેવીસમો.

—(૦)—

સમધાતુ ઉપધાતુની, શોધન મારણ રીત,
સેવન વિધિ ગુણ સહ સહી, વર્ણન વારૂ ખચિત.

સપ્ત ધાતુ-એટલે સોનું, રૂપું, ત્રાંબુ, જસત, સીસું, કલઇ અને લોઢું એઓને સાત ધાતુ કહે છે, અને સોવનમાખી, રૂપમાખી, મોરથુથુ, કાંસું, પીતળ, સિંદૂર તથા શિલાજીત આ સાત ઉપધાતુ કહેવાય છે. રસ એટલે પારો અને ઉપરસ એટલે હિંગળોક, હરતાલ, મણશીલ, અભ્રક, સુરમો, ગંધક, ખડીઓખાર, ખડી, ચાક, રમચી, ફટકડી, શંખ, કોડી, ગેરૂ, હિરાકસી, ખાપરીયો, ઓદારશંગ અને ચમકપાષાણ વગેરેને કહે છે.

## સાતે ધાતુઓનાં શોધન.

સોના, રૂપા, ત્રાંબા અને લોખંડનાં બારીક પતરાં કરાવી અગ્નિમાં તપાવી તપાવી તેલ, છાશ, કાંજી, ગોમૂત્ર અને કળથીના ક્વાથમાં-એ દરેકમાં એક પછી એકમાં ત્રણ ત્રણ વેળા ઠારે તો, એ ધાતુઓ શુદ્ધ થાય છે અને ત્યાર પછી ભસ્મ કરવાના કામમાં લેવા યોગ્ય થાય છે. (કલઇ સીસું અને જસત એ ત્રણને ગાળી ગાળીને ઉપર પ્રમાણે છમકાવવાં.)

## મૃગાંક ( સુવર્ણ ભસ્મ ) બનાવવાની રીત.

સોનાના વરખ અથવા શુદ્ધ કરેલ સોનાનાં કંટક વેધ પતરાં લઇ તેથી બમણો શુદ્ધ પારો લઇ એ બન્નેને લીંબુના રસમાં ઘુંટી ઝીણું થયે ગોળો કરી, પછી તે ગોળાના બરોબર શુદ્ધ ગંધકનો ભુકો લેવો અને બે માટીનાં સરખાં ઘસી કહાડેલાં ચપણામાં અરધો

ગંધકનો ભૂકો પાથરી મુકી પાછો અરધો ગંધકનો ભૂકો ઉપર રાખી તેનો સંપુટ કરી કપડા માટીથી તેને મજબૂત કરી ૩૦ અડાયા છાણાંનો અગ્નિ આપવો. એમ ૧૪ વખત કરે તો, સોનાની નિરૂત્થ ( મધ ઘી અને ખડીઓખાર નાખીને આંચ દેવાથી પણ સજીવન થાય નહીં તેવી ) ભસ્મ થાય છે. પણ દરેક વખતે સંપુટમાં ગંધક ઉપર કળા પ્રમાણેજ પાથરવો. અથવા સોનાનાં શુદ્ધ કરેલાં પતરાંથી સોળમા ભાગે સીસું નાખી ખટાશમાં એ બન્નેને ખરલ કરી ગોળો બનાવી ગોળા જેટલો શુદ્ધ ગંધકનો ભૂકો લઇ સંપુટમાં ગોળો મુકી ઉપર નીચે ગંધકનો ભૂકો પાથરી સંપુટ કરી તે ઉપર કપડા માટી દઇ મજબૂત બનાવી ૩૦ અડાયા છાણાંનો અગ્નિ આપવો. એમ ૭ વખત કરવાથી સોનાની નિરૂત્થ ભસ્મ થાય છે શારંગધર સંહિતા.

અથવા કંચનાર વૃક્ષના રસમાં શુદ્ધ પારો અને શુદ્ધ સોનના ભોજપત્ર સમાન પત્રોને ઘુંટી પછી આગીયાના રસમાં તથા વહવાડીઆના રસમાં ઘુંટી, પછી સોનાના ચોથા ભાગે ટંકણખાર નાખી વાટી સોનાથી બમણું સાચા મોતીનું ચૂર્ણ અને તે સર્વના સમાન શુદ્ધ ગંધક નાખી એકત્ર કરી સારી પેઠે ઘુંટી તેનો ગોળો બનાવી કપડાથી મજબૂત વીંટી પછી માટી લપેટી સુકવી સરાવ સંપુટમાં મુકી તે ઉપર કપડા માટીથી મુદ્રા દઇ તેને એક મીઠાથી ભરેલા માટલાના વચ્ચોવચ મુકી માટલાને મોહોડે મુદ્રા દઇ સુકવી ગજપુટ અગ્નિ આપવો. એની મેળેજ ઠંડો થઇ જાય ત્યારે સંપુટને ઉઘાડી ભસ્મને કહાડી લઇ શુદ્ધ ગંધક–પારો મેળવી ખરલ કરી એકજીવ થયે ફરી સંપુટમાં બંધ કરી મુદ્રા દઇ ગજપુટ અગ્નિ આપવો અને પોતાની મેળેજ ઠંડો થાય ત્યારે ભસ્મને ગ્રહણ કરવી. તે બે રતીભાર ભસ્મને ૮ મરી, ૩ પીપર સંગાથે વાટી બે અથવા રતી પ્રમાણ મધ અને ઘી વિષમ ભાગે લઇ તે સાથે પથ્ય ભોજન સહિત નિરંતર સેવન કરે તો દુર્બળતા, નિર્બળતા, કફ, વાયુ, સંગ્રહણી, ઉધરસ, શ્વાસ, ક્ષય અને અરૂચિનો નાશ કરે છે તથા જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે. આ મૃગાંકરસ કહેવાય છે. યોગચિંતામણિ.

## રૂપરસનો વિધિ.

શુદ્ધ હરતાલને લીંબુના રસમાં ૧ પોહોર સુધી ઘુંટી પછી હરતાલથી બણું ગણું શુદ્ધ ચાંદીનાં કંટક વેધ પત્રાં લઇ તે ઉપર તે હરતાલનો લેપ કરવો અને તેઓને સરાવ સંપુટમાં મુકી કપડા માટી દઇ સુકવી ૩૦ અડાયા છાણાંનો અગ્નિ આપવો. એમ ૧૪ વાર કરવાથી ચાંદીની ઉત્તમ ભસ્મ થાય છે. આ રૂપરસને રતી ભાર યોગ્ય અનુપાન સાથે સેવન કરે તો ઘણા ગુણ કરે છે. ભાવપ્રકાશ. અથવા " ચાંદીનાં શુદ્ધ કંટક વેધ પત્રાંના ઉપર નીચે રૂપમાખીનો ભૂકો ચાંદીના પત્રો સમાન સરાવ સંપુટમાં મુકી સંપુટને કપડા માટીથી દૃઢ કરી સુકવી ગજપુટ અગ્નિ આપવો જેથી શુદ્ધ રૂપરસ થાય છે. "

## ત્રાંબાની ભસ્મ કરવાનો વિધિ.

શુદ્ધ કરેલાં ત્રાંબાનાં પત્રાં કરી તે ઉપર રૂપમાખીનો લેપ કરી ના, સરાવલામાં ઉપર નીચે તેનો ભૂકો મૂકી તેમાં ,સંપુટ કરી કપડા માટીથી મજબૂત કરી ગજપુટ અગ્નિ આપવો, જેથી તાંબેશ્વર શુદ્ધ તૈયાર થાય છે. આ તાંબાની ભસ્મ ૧ રતીભાર ૧ મહિના સુધી યોગ્ય અનુપાન સહ સેવન કરે તો શ્વાસ, ઉધરસ વગેરે રોગોનો નાશ કરે છે."

## સીસાની ભસ્મ કરવાનો વિધિ.

શુદ્ધ કરેલા સીસાને માટીની તાવડી કે ઠીબીમાં ગાળી તેમાં સીસાના ચોથે ભાગે પીપળાની તથા આંબલીના છોડીઆંની ભૂકી થોડે થોડે નાખી લોઢાની કડછી વતે હલાવતા જવું. એમ ૧ પહોર સુધી કરવાથી સીસાની શુદ્ધ ભસ્મ થાય છે. તે ભસ્મને સરખે ભાગે શુદ્ધ મણશીલ સાથે કાંજીમાં વાટી કોડીઆના સંપૂટમાં મુકી કપડ માટી કરી ગજપુટ અગ્નિ આપવો. જ્યારે તે અગ્નિ પોતાની મેળેજ શીતળ થઇ જાય ત્યારે તે ભસ્મને ફરી મણશીલ અને કાંજી સાથે ઘુંટી પુનઃ ગજપુટ અગ્નિ આપવો. આ પ્રમાણે ૬૦ પુટથી સીસાની શુદ્ધ ભસ્મ થાય છે તેને નાગેશ્વર કહે છે. આ નાગેશ્વર ભસ્મ રતી ૧ વા ૧॥ રતી યોગ્ય અનુપાન સાથે સેવન કરે તો અધિક ગુણો આપે છે અને સર્વ રોગોને દૂર કરે છે. ભાવપ્રકાશ.

"અથવા સીસાને શુદ્ધ કરી કઢાઇમાં ઓગાળી પછી તેને કેવડાના જાડા મૂળીયાથી હલાવ્યા કરવું, જેથી ૧ દિવસમાં તેની રાતી ભસ્મ તૈયાર થાય છે. તેને ૨૧ દિવસ રતીભાર સેવન કરે તો ઘણા ગુણ કરે છે."

## બંગ–કલાઇની ભસ્મ કરવાનો વિધિ.

માટીના વાસણની અંદર શુદ્ધ કરેલી કલઇને નાખી ઓગળ્યા પછી કલઇથી ચોથા ભાગે પીપર અને આંબલીના છોડીયાનું ચુર્ણ લઇ થોડું થોડું ચૂર્ણ તેમાં નાખતા જવું અને લોઢાની કડછીથી હલાવતા જવી. જેથી બે પોહોરની અંદર કલઇની ઉત્તમ ભસ્મ થાય છે. તે ભસ્મના વજન જેટલી શુદ્ધ હરતાલ લઇ તે બન્નેને ખાટા રસથી ખરલ કરી, સરાવ સંપુટમાં મૂકી ગજપુટ અગ્નિમાં પકાવી દશમા ભાગે હરતાલ નાખી ખાટા રસથી ૧ પોહોર સુધી ઘુંટી ગજપુટ અગ્નિ આપવો, એમ ૧૦ વાર કરવાથી શુદ્ધ કલઇ–બંગની ભસ્મ થાય છે તેને બંગેશ્વર કહે છે. માત્રા રતી ૧ ની છે. ભાવપ્રકાશ. અથવા શુદ્ધ કરેલી કલઇના બરોબર શુદ્ધ પારો લઇ તે બન્નેની ગાંઠ પાડી પત્રાં કરી તેના ઝીણા ટુકડા કરી પછી ગાયના છાણનું છાણું પાકા પાંચશેર તોલનું લઇ તે ઉપર કસેલાનું ચુર્ણ શેર ૧ પાથરી તે ઉપર કલઇના કકડા પાથરી ફરી તે ઉપર કસેલાનું ચુર્ણ બીછાવી તે ઉપર તેટલાજ વજનનું બીજું છાણું ઢાંકી આસપાસ બીજાં છાણાં ગોઠવી પવન ન આવે તેવી જગ્યાએ મુકી અગ્નિ પ્રકટવો. તે અગ્નિ શાંત થયા પછી કલઇના મમરા પાકીને તૈયાર થશે તેને વાટી આણી યોગ્ય માત્રાએ ઉપયોગમાં લે તો સારો ફાયદો આપે છે.

જેવી રીતે કલઇની ભસ્મનો વિધિ છે તેવીજ રીતે જસત ભસ્મનો પણ વિધિ છે.

## લોહ ભસ્મનો વિધિ.

"શુદ્ધ કરેલ ગજવેલનો ભૂકો કરાવી તેને છાશમાં, ગોમૂત્રમાં, તથા કાંજીમાં ૭–૭ વાર (તપાવી તપાવીને) બુઝાવી પછી આકડાના દુધના ૭ પુટ, થોરના દુધના ૭ પુટ, ત્રિફળાના રસના (રસ ન મળે તો તેના કવાથના) ૭ પુટ દેવા અને દાડિમના પાનના રસના ૭ પુટ દઇ યથોચિત પુટ દેતા જવું અને ગજપુટ અગ્નિ આપતા જવું. જ્યાં સુધી તે ગજવેલની ભસ્મ પાણી ઉપર તરે નહીં ત્યાં સુધી પુટ અને ગજપુટે અગ્નિ આપવો, આ પ્રમાણે બનેલી લોહ ભસ્મ સેવવાથી ઉત્તમ ગુણ આપે છે, અથવા ગજવેલના ભુરાદ–

ભૂકાને લીંબુના રસની અને નવસાદરની ૨૧ ભાવનાઓ આપી પછી સરાવ સંપુટ કરી ગજપુટ અગ્નિ આપવો; એટલે દરેક પુટ વખતે ગજપુટ અગ્નિ આપતો જાય તો શુદ્ધ લોહ ભસ્મ થાય છે. તેના સેવનથી ઘણા ગુણ થાય છે." ૧

## સાત ઉપધાતુઓના શોધન-મારણની રીત.

સોનમાખી, રૂપમાખી, અભ્રક, મણશીલ, હરતાલ, પારો, ખાપરીયો અને સુરમો એ સાત ઉપધાતુઓ કહેવાય છે.૨

**સોનમાખીનું શોધન**—બીજોરાના રસમાં કે જંબીરાના રસમાં સોનમાખીને નાખી લોઢાની કઢાઇમાં અગ્નિ ઉપર પકાવવી. જ્યારે રસ બળી કઢાઇ અંગારા જેવી લાલ થઇ જાય ત્યારે નીચે ઉતારી ઠંડા થયા પછી સોનમાખીને પ્રત્યેક કામમાં લેવી. (અથવા ૩ ભાગ સોનમાખી અને ૧ ભાગ સિંધાલુણ લઇ ઉપર પ્રમાણે શોધન કરવું.)

**સોનમાખીની ભસ્મનો વિધિ**-શુદ્ધ સોનમાખીને કળથીના કવાથમાં અથવા તેલમાં, છાશમાં કે, બકરીના મૂત્રમાં સારી પેઠે ઘુંટી સરાવ સંપુટ કરી ગજપુટ અગ્નિ આપવો જેથી સોનમાખી મરી જાય છે.

**રૂપમાખીનું શોધન**-વાંઝકંકોડી, મરડાશિંગ અને લીંબુના રસમાં વાટી આકરા તડકામાં સુકવીને સર્વ કાર્યમાં લેવી.

**રૂપમાખીનું મારણ**—સોનમાખીના મારણ પ્રમાણેજ સમજવું.

**અભ્રક શોધન**—કાળા અભ્રકને કોલસાઓમાં ધમી ગાયના દુધમાં ઠારી ફરી તાંદળજાના રસમાં, ચોખાના ધોવણમાં કે આંબલીની-લીંબુની ખટાશમાં ૮ પોહોર સુધી ભીંજવી રાખવો જેથી જુદાં જુદાં પત્રાં થાય છે, અને શુદ્ધ પણ થાય છે.

**ધાન્યાભ્રકનો વિધિ**-અભ્રકના વજનથી ચોથા ભાગે ચોખા લઇ તેઓની કાંબળામાં પોટલી અભ્રક સહિત બાંધી ૩ રાત સુધી પાણીમાં ડુબાવી રાખવી. પછી તેને હાથથી ચોળી ચોળી કાંબળામાંથી પાણીમાં ભૂકા રૂપે અભ્રક નીકળે તેમ કરવું એટલે ઝીણો અભ્રકનો ભુકો પાણીમાં નીકળી આવશે, તેને પાણીમાંથી યુક્તિ પૂર્વક કાહાડી લઇ કામમાં લેવો.

**અભ્રક મારણ વિધિ**—ધાન્યાભ્રકને આકડાના દુધમાં ઘુંટી ગોળ ટીકડીઓ કરી આકડાનાં પાંદડાંથી વીંટીને સારી રીતે અગ્નિનો ગજપુટ દેવો. ફરી તે જ પ્રમાણે આકડાના દુધમાં ઘુંટી ગજપુટ અગ્નિ આપવો. એમ ૭ વાર કર્યા બાદ ૩ વડની વડાઇના કવાથના ૩ પુટો આપી ખરલ કરી અગ્નિના ૩ ગજપુટ દેવા, જેથી શુદ્ધ અભ્રક ભસ્મ થાય છે. પછી લોઢાના વાસણમાં અભ્રકભસ્મ અને તેટલુંજ ઘી નાખી અગ્નિદ્વારા પકાવવી. સઘળું

૧ લોહભસ્મ ઓછામાં ઓછી વીસ તોલા અને વધારેમાં વધારે બાવન તોલા કરવી પણ તેથી ઓછી કે વધારે કરવી નહીં. આયુર્વેદસુધાકર.

૨ આ સાત ઉપધાતુઓ ગ્રંથકારે ગણાવી છે, પણ કોઇ ગ્રંથમાં તેનું પ્રમાણ જણાતું નથી. ઉપધાતુ, રસ અને ઉપરસના પદાર્થો એકઠા કરી સાત ઉપધાતુઓ ગણી કહાડેલી જણાય છે. ભા. કર્તા.

૩ થોરના દુધના ૭ પુટ, કુંવરપાઠાના ૭ પુટ, તથા તાંદળજાના રસના, મોથના, કાંજીના, ચિત્રકના, જંબીરી રસના, ત્રિફળાના કવાથના, ચિત્રકના, ગોમુત્રના ૭-૭ પુટ દેવા. બાદ વડવાઇના કકાની મજીઠના કાઢાની ૭-૭ ભાવનાઓ દેવી જેથી અત્યંત શુદ્ધ અભ્રકભસ્મ થાય છે. આ ભસ્મ ૧ રતી ચાર ૨ મહિના સુધી સેવે તો પ્રમેહાદિ રોગો મટી જાય, નપુંસકતા ટળે અને પુષ્ટિ આપે છે. ગ્રંથકર્તા.

થી પચી જાય ત્યારે તેને સર્વ કામમાં લેવી. અથવા ધોળા અભ્રકને શુદ્ધ કરી તેના બરોબર ગોળ લઇ તેમાં પાણી નાખી જાડો રગડો કરી તેને અભ્રકનાં પત્રાં ઉપર ચોપડી દેવો અને તે ઉપર સુરાખારનો ભૂકો ભભરાવવો. અભ્રકથી અરધ ભાગે સુરોખાર લેવો. પછી તેને અડાયા છાણાના અગ્નિનો તાપ દેવો જેથી ચમક વગરનો અભ્રક બને છે.

હરતાલ શોધન વિધિ—હરતાલનો ભૂકો કરી તેને ૧ પોહોર સુધી દોલા યંત્રથી કાંજીમાં બાફવો. પછી તે જ પ્રમાણે કોળાના રસમાં ૧ પોહોર બાફવો, તથા તલના તેલમાં અને ત્રિફળાના પાણીમાં પણ ૧–૧ પોહોર બાફવો. આ પ્રમાણે ૪ પોહોર પકવવાથી હરતાલ શુદ્ધ થાય છે.

હરતાલને મારવાનો પ્રકાર—"શુદ્ધ કરેલી પત્રાંવાળી હરતાલને એક દિવસ સુધી દૂધીના રસમાં ઘુંટી પછી બળબીજ કે કાંસકીના રસમાં ૨ દિવસ ઘુંટી ગોળો કરી છાંયડામાં સુકવી પછી ખાખરાની રાખ એક હાંલ્લામાં ભરી તેના વચમાં તે ગોળો મૂકી ઉપર નીચે બરોબર રાખ રાખી સારી પેઠે દબાવી ચુલે ચઢાવી ક્રમવર્ધિત–મંદ મધ્યમ અને તીક્ષ્ણ અગ્નિ ૩ દિવસ સુધી આપવો. ધુમાડો નીકળવા દેવો નહીં અને ધુમાડો નીકળવા માંડે ત્યાં ખાખરાની રાખ દબાવી દેવી. ૩ દિવસ પછી હાંલ્લી એની મેળેજ ઠંડી થાય ત્યાર કેડે યુક્તિથી હરતાલને કહાડી લેવી તો ધોળી ભસ્મ થાય છે. માત્રા ૧ રતીની છે, સેવન કરવાથી સર્વ રોગ જાય છે. અથવા શુદ્ધ કરેલી હરતાલને કુંવારપાઠાના ગર્ભમાં ૩ દિવસ ઘુંટી ન્હાની ન્હાની ટીકડીઓ કરી સુકવી અને ખાખરાની રાખથી હાંલ્લી અરધી ભરી દબાવી ટીકડીઓ પાથરી પછી ફરી ખાખરાની રાખ દબાવીને ભરી દેવી. પછી ચુલે ચઢાવી ૪ પોહોરનો તીવ્ર અગ્નિ આપવો, પોતાની મેળેજ ઠંડો થાય ત્યાર પછી આસ્તેથી હરતાલને કાહાડી લઇ પાનમાં ૧ રતી ભાર ખાવી, જેથી કોઢનો નાશ કરે છે. તે ઉપર મઠ ચણાની રોટલી મીઠા વગરની ખાવી. આ હરતાલ તોલમાં ઉતરે છે. નિર્ધૂમ થાય છે અને સારો ફાયદો આપે છે."

## ચંદ્રોદય રસની ક્રિયા.

સોનાના વરખ ૪ તોલા, પારો ૩૨ તોલા, અને શુદ્ધ ગંધક ૬૪ તોલા ભાર લઇ હિરવણ–કપાસના ફુલોના રસમાં તથા કુંવરપાઠાના રસમાં ૮ પોહોર ખરલ કરી તેને અગ્નિ સહનક–આતસ શીશામાં ભરી કપડા માટી કરી સુકવી વાળુકા યંત્રમાં વિધિ પૂર્વક સ્થાપન કરી ૨૪ પોહોરનો અગ્નિ આપવો. અર્થાત્ ક્રમવર્ધિત અગ્નિ આપવો. જ્યારે સિદ્ધ (લાલરંગ) થઇ જાય ત્યારે યંત્રને ઉતારી લઇ શીશીને ફોડી તે રસને કાહાડી લેવો. પછી જાયફળ, બરાસ, લવીંગ, અને સમુદ્રશોષ એ પ્રત્યેક પદાર્થ ચાર ચાર તોલાભાર લઇ તે રસ સાથે ઘુંટી તેમાં કસ્તૂરી માસા ચાર મેળવી પછી આ રસ પાનમાં ૩ રતી ભાર યોગ્ય અનુપાન સહ સેવન કરી નિયમમાં રહે તો મહા કામી થાય છે અને મદવંતી સ્ત્રીઓના મદન મદને મદી નાખે છે તથા મહા બલિષ્ટ બને છે. આ [1]ચંદ્રોદય રસ કહેવાય છે. વૈદ્યરહસ્ય.

૧ ચંદ્રોદય રસ સેવન કરી તે ઉપર તરતનું દોહેલું (ધારોષ્ણ) દુધ પીવું, કુણું માંસ ખાવું, મેદાના પદાર્થો, તેતર, રોટલી, તથા ગરિષ્ઠ ભોજનાદિ મનને આનંદકારી ભોજનો કરવાં, જેથી ઘડપણ મટે છે, દેહ પુષ્ટ થાય છે, વીર્યને સ્તંભન કરે છે અને સમસ્ત રોગોનો નાશ થાય છે, જો સ્ત્રી વલ્લભ થવું હોય તો આ રસનું અવશ્ય સેવન કરે. યોગચિંતામણિ.

## હરગૌરી રસ વા, રસસિંદૂરનો વિધિ.

"પ્રથમ પારાને ખરલમાં નાખી હળદર, ઈંટાડીનો ભૂકો તથા ઘરમાંનો ધુંસ અને લીંબુનો રસ નાખી ૩ દિવસ સુધી ખરલ કરી પછી ત્રિફળા, કાંજી, ચિત્રક, કુંવરપાઠું, અને ત્રિકટુ એઓની સાથે ૩ દિવસ લગી ઘુંટી લસણના રસમાં ૩ દિવસ ઘુંટવો. તે જ પ્રમાણે જંબીરીના રસમાં પણ ૩ દિવસ ઘુંટી માટીની બે સરખાં મ્હોં જોડાઈ શકે તેવી પથ્થર ઉપર ઘસીને સાફ કરેલી હાંલ્લીઓ લઇ એક હાંલ્લીમાં તે પારાને રાખી પછી બીજી હાંલ્લીનું બીજી હાંલ્લી સાથે મ્હોં જોડી મુખે મુદ્રા દઇ ચૂલે ચઢાવી નીચે અગ્નિ આપવો, પણ ઉપરની હાંલ્લીને પેટે ભીનું કપડું રાખીજ મૂકવું. જ્યારે નીચેની હાંલ્લીમાંનો પારો ઉડીને ઉપરની હાંલ્લીમાં વળગી જાય ત્યારે તે ડમરૂ યંત્રને ઉખેડી યુક્તિથી પારાને કાહાડી લેવો. અથવા હીંગળોકમાંથી ઉડાવેલો પારો લેવો. પછી તેને વાંઝકોડીના રસમાં ઘુંટવો, ત્યાર પછી તે હાંલ્લીમાં વાંઝકોડીનો રસ ભરી તેમાં સરપાક્ષીની જડ તથા સુરણનો રસ, ભાંગનો રસ, જળભાંગરો, મીઠું, સિંધાલુણ, અને કાંજી એઓ સઘળાં સમાન લઇને નાખવાં અને તે પારાની કપડામાં પોટલી બાંધી તેને દોલાયંત્ર દ્વારા ૪ પોહોરનો અગ્નિ આપવો, જેથી પારો શુદ્ધ થાય છે." અથવા એક હજાર લીંબુના રસમાં ત્રિકટુ, રાઇ, સિંધાલુણ, ચિત્રામૂળ, અને હિંગ એઓ સાથે ૨૦ દિવસ લગી પારાને ખરલ કરે, તો પારો દોષ રહિત શુદ્ધ થાય છે. રસચિંતામણિ. આ શુદ્ધ કરેલા પારાને ૨૦ તોલાભાર લઇ તેના બરોબર શુદ્ધ ગંધક લેવો, નવસાર ટાંક ૨, તથા ફટકડી તોલો ૧ તેમાં નાખી ખરલ કરવાં. પછી આતસ શીશીમાં ભરી મુખ બીડી કપડા માટી કરી વાળુકા યંત્રથી ૩ દિવસ અગ્નિ દ્વારા પકાવી જ્યારે લાલ રંગનો બને–જણાય ત્યારે શીશી નીચે ઉતારી ઠંડી થયા પછી શીશી ફોડીને રસ કાહાડી લેવો, તે રસસિંદુર અથવા હરગૌરીરસ કહેવાય છે. આ રસ એક રતીભાર પાનમાં મૂકી સેવન કરે અને પથ્યમાં રહે તો સમસ્ત રોગોનો નાશ કરે છે. શરીરને પુષ્ટિ–બળ–પરાક્રમ આપે છે, આયુ તથા કંદર્પની વૃદ્ધિ કરનાર છે, પુત્ર દાતા છે, જઠરાગ્નિ, તેજ, કાંતિ, આનંદ અને ઉત્સાહને વધારનાર છે. આ રસ પીપર અને મધ સાથે સેવે તો વાયુ, ત્રિકટુ તથા ચિત્રાના ચૂર્ણથી સેવે તો કફરોગ, એલચી, સાકર, સુંઠ, આદુ, મ્હોટી રીંગણી, અળો કે પાણી સાથે સેવે તો પિત્તરોગ અને ઘી, હળદર, ત્રિફળા તથા શીમળાના ફળ સાથે સેવે તો નિર્બળતાનો નાશ કરે છે અર્થાત્ પુષ્ટી–કૌવત આપે છે. વસંતરાજ. અથવા–" હિંગળોકમાંથી કહાડેલો પારો કે પૂર્વે કહેલા વિધિ પ્રમાણે શોધેલો પારો અને શોધેલો ગંધક સમાન ભાગે લઇ વડવાઇના રસમાં ૧ દિવસ ખરલ કરી આતસી શીશીમાં ભરી મુખ બંધ કરી કપડામાટી દઇ[1] વાળુયંત્રથી મંદ મધ્યમ અને તીક્ષ્ણ એમ ક્રમવાર ૨૦ પોહોરનો અગ્નિ આપવો. પછી એની મેળેજ શીશી ઠંડી થાય ત્યારે અંદરથી રસ કાહાડી લઇ ૧ રતીભાર પાન સાથે પથ્યમાં રહી સેવન કરે તો ઘણા ગુણ બક્ષે છે. આ રસ હિંગળોક સમાન રંગનો બને છે."

## પારાની ભસ્મ કરવાનો વિધિ.

કાળા ઊંબરાના દુધમાં શુદ્ધ પારાને કેટલોક વખત ઘુંટી જ્યારે તેની ગોળી વળે તેવો

[1] એકવેંત પોહોળા મ્હોંવાળી ખપતી કાળી હાંડીમાં ઔષધ ભરેલી આતસ શીશી મૂકી–મૂકીને એ શીશીની આસપાસ ગળા સુધી નદીની રેતી ભરી દેવી અને ચુલામાં લખ્યા પ્રમાણે અગ્નિ આપવો. તેને વાળુકાયંત્ર કહે છે.

લાગ ત્યારે કાળા ઊંબરાના દુધમાં ચોખ્ખી હિંગ વાટી અને એની બે મૂસો ( ધાતુ-સોનું ગાળવાની કુલડીઓ ) બનાવી તેના સંપુટમાં તે પારાની ગોળીને મૂકી સાંધા બંધ[1] કરી તે સંપુટને મુલતાનીર માટી-મેટની બે મ્હોટી મૂસો બનાવી તે મૂસમાં મૂસ ગોઠવી સંપુટ કરી કપડમાટીથી દૃઢ કરી સુકવી ગજપુટ અગ્નિ આપવો, જેથી પારાની ભસ્મ થાય છે. અગર અંધાડાનાં બીજ વાટી તેની બે મૂસો બનાવી તેઓના સંપુટમાં કાળા ઊંબરાના દુધમાં પારો મિશ્રિત કરી વા, ખરલ કરી મૂકવો, પછી કુમારનાં ફુલ, વાવડીંગ અને ખેર એઓનું ચૂર્ણ તે પારાની ઉપર નીચે ભરી ભભરાવી સંપુટના સાંધા જોડી દઇ પછી તે સંપુટને માટીની કુલડીઓ-મૂસોમાં ગોઠવી તેને કપડમાટીથી મજબુત કરી ગજપુટ અગ્નિ આપવો, જેથી એકજ પુટમાં પારાની ભસ્મ થઇ જશે. આ ભસ્મનો યોગ્ય વખતે યોગ્ય માત્રાએ યોગ્ય અનુપાન સાથે ઉપયોગ કરવો. ભાવપ્રકાશ.

## હિંગળોકની ભસ્મનો પ્રકાર.

" ગાંગડાવાળો ચોખ્ખો શુદ્ધ કરેલો હિંગળોક તોલા ૮ ભાર લઇ તેને કડછીમાં મૂકી અગ્નિ ઉપર રાખી લીંબુનો રસ ૧ શેર શોષાવવો અર્થાત્ ટીપે ટીપે તેને રસ પાવો. પછી ડુંગળીનો રસ શેર ૩ પાવો. ત્યાર બાદ ૧ શેર ડુંગળીની લુગદી કરી તેના વચમાં તે હિંગળોકનો ગાંગડો મૂકી પકાવી પછી ૧ શેર ઝેરકોચલાં, ૧ શેર રાઇ, ૧ શેર માલકાંકણી, ૧ શેર ડુંગળી, ૧ શેર ઘી અને ૧ શેર મધ એ સઘળાંને એકત્ર કરી તેઓની લુગદી બનાવી કડાઇમાં મૂકી, લુગદીના વચમાં તે ગાંગડાને ગોઠવી, ઢાંકી તેના નીચે ૮ પોહોરનો અગ્નિ આપવો, જેથી હિંગળોકની ઉત્તમ ભસ્મ થાય છે, તોલ ઉતરે છે અને લાલરંગ કાયમ રહે છે. તેની માત્રા ૦॥ રતી વા ૧ રતી પાનમાં ખાય અને કરી પાળે તો સમસ્ત રોગોને દૂર કરે છે અને ભૂખ લગાડે છે, તથા નપુંસકપણું દૂર કરે છે. "

ધાતુ ઉપધાતુ શોધન મારણ વિધિ સંપૂર્ણ.

ઇતિ શ્રી મન્મહારાજાધિરાજ રાજરાજેંદ્ર શ્રી સવાઈ પ્રતાપસિંહજી વિરચિત અમૃતસાગર નામા ગ્રંથ વિષે ધાતુ ઉપધાતુ રસ ઉપરસ શોધન મારણ નિરૂપણ નામનો તેવીસમો તરંગ સંપૂર્ણ.

# તરંગ ચોવીસમો.

આસવ પાક ક્રિયાજીત શોધન ક્ષાર નિકાસનની કૃતિ સારી,
સ્નેહન સ્વેદન વાંતિ વિરેચન ધ્રેયસિ સેવન છે હિતકારી;
બસ્તિ પ્રકાર સુધુમનું પાન ને રક્તવિમોચન દુષણ હારી,
ચોવિસમાજ તરંગ વિષે લખી આટલી બાબત જ્ઞાન સુધારી.

## દશમૂળાસવનો વિધિ.

સાલપરણી, પીલવણી, બોરીંગણી, મ્હોટી રીંગણી ગોખરૂ, બીલી, અરણી, શીવણ,

1 સાંધા બંધ કરવા માટે પણ કાળા ઊંબરાના દુધમાં ઘસેલી હિંગજ ઉપયોગમાં લેવી.
2 જેને ગુજરાતમાં સરાખડો-માટું ધોવાનો કહે છે. તે મુલતાની માટી કહેવાય છે.

પાડળ અને અરલૂ એ દશ ઝાડનાં મૂળોને ( દશમૂળ કહે છે તે ) ૨૦–૨૦ તોલાભાર લેવાં તથા ચિત્રામૂળ ૧૦૦ તોલા, પુષ્કરમૂળ ૧૦૦ તોલા, લોદર, ૮૦ તોલા, ગળો ૮૦ તોલા, આમળાં ૬૪ તોલા, ધમાસો ૪૮ તોલા, ખેરસાર, બીઅલો, હરડે એ ૩૨–૩૨ તોલા, ઉપલેટ, મજીઠ, દેવદાર, વાવડીંગ, જેઠીમધ, ભારંગી, કોઠ, બેહેડાં, સાટોડી, ચવક, જટામાંસી, ધઉંલા ( કાંગ ), ઉપલસરી, શાહજીરૂં, નસોતર, નગોડનાં બીજ, રાસ્નો, પીપર સોપારી, કચૂરો, હળદર, વરીઆળી, પદ્મક, નાગકેસર, મોથ, ઈંદ્રજવ, સુંઠ અને અષ્ટકવર્ગ[1] એ પ્રત્યેક પદાર્થો આઠ આઠ તોલાભાર લઈ સર્વને ખાંડી અધકચરાં કરી તેઓને આઠ ગણા પાણીમાં નાખી અગ્નિ-દ્વારા ઉકળવાં. જ્યારે ચોથા ભાગનું પાણી રહે ત્યારે નીચે ઉતારી માટીના વાસણમાં ગાળી લેવું. કાળી દ્રાખ ૨૪૦ તોલા લઈ ચાર ગણા પાણીમાં ઉકાળી ત્રીજા ભાગનું પાણી બાકી રહે તે વેળાએ ગાળી કાહાડી પ્રથમના કવાથમાં મેળવી ઠંડો થયા પછી તેમાં મધ તોલા ૧૨૮ નાખવું તથા ગોળ તોલા ૧૬૦૦, ધાવડીનાં ફુલ ૮૦ તોલા, કંકોળ, વાળો, સુખડ, જાયફળ, લવીંગ, એલચી, તમાલપત્ર, નાગકેસર અને પીપર એઓનું આઠ આઠ તોલાભારનું ચૂર્ણ કરી તેમાં નાંખવું. તથા કસ્તૂરી ટાંક ૧ નાખી સર્વને એકત્ર કરી એક માટીના રીઢા માટલામાં ભરી ઢાંકણું ઢાંકી કપડેથી મ્હોં બાંધી કપડછાણની મુદ્રા દઈ દોઢ મહિના સુધી ભોંયમાં (ઉકરડામાં) દાટી રાખવું. ત્યાર પછી તેને રસરૂપ આસવ થયો જાણી બાહાર કાહાડી ઉપયોગમાં લેવો. ( અથવા ૨૧ દિવસ ખાતરના ઢગલામાં દાટી રાખી પછી બાહાર કાહાડી દારૂ ખેંચવાની ભઠ્ઠીવડે તે રસ બીજા માટલામાં ભરી વાળાથી તે પીપર સુધીની ઔષધીઓ જે ઉપર બતાવી ગયા છીએ તેઓની પોટલી કરી ભઠ્ઠીને મોહોડે સુગંધી ભભ્યું દેવા તે પોટલી બાંધી રાખવી અને આસવ ખેંચી લેવરાવવો, તથા તે જુનો થયા પછી કામમાં લેવો. ) એટલે નિર્મળીના બીજનું ચૂર્ણ નાખી નિર્મળ કરી ૧૫ દિવસ પછી તેની ચાર તોલા ભારની માત્રા સેવન કરે તો ક્ષય, ઉલટી, પાંડુ, ભગંદર, સંગ્રહણી, અરૂચિ, શૂળ, ઉધરસ, શ્વાસ, વાયુના રોગો, કમળો, કોઢ, ગુદાના મસા, પ્રમેહ, મંદાગ્નિ, પેટના વ્યાધિ, સર્કરા–પથરી, મૂત્રકૃચ્છ્ર, ધાતુક્ષય, અને કૃશતા એ સર્વનો નાશ કરે છે, શરીરને પુષ્ટ કરે છે, વંધ્યાને ગર્ભવંતી કરે છે અને બળ તેજ વીર્યને પુષ્કળ વધારે છે. આ દશમૂળાસવ વા દશમૂળારિષ્ટ કહેવાય છે. શારંગધર સંહિતા.

જે જે વસ્તુનો આસવ કે અરિષ્ટ બનાવવા ઇચ્છા હોય તે તે વસ્તુનો ઉપરના વિધિ પ્રમાણે આસવ કે અરિષ્ટ બનાવી ઉપયોગમાં લેવો.

---

૧ અષ્ટવર્ગની ઔષધીઓ મળવી મુશ્કેલ છે માટે જીવક ઋષભકને બદલે ભોંયકોળું મેદા મહામેદાના બદલે જેઠીમધ, કાકોલી ક્ષીરકાકોલીને બદલે આસગંધ અને ઋદ્ધિ વૃદ્ધિને બદલે કુકર કંદ એમ પ્રતિનિધિ ઔષધીઓ બમણી લેવા માટે પરંપરા છે.

૨ કાચા પાણીમાં જે ઔષધો નાખી મદ્ય બનાવ્યું હોય તે આસવ અને ઓસડો નાખી ઉકાળી જે મદ્ય કરવામાં આવ્યું હોય તે અરિષ્ટ કહેવાય છે. માટે આસવ કરવો હોય તો ઉકાળ્યા વિના માટીના માટલામાં પાણી યુક્ત ઓસડો ભરીને મ્હોં બંધ કરી તેના ઉપર કપડું વીટી કપડા છાણનો થર દઈ મહિનો કે તેથી ઓછા વખત લગી છાપરા ઉપર સૂર્યના તાપમાં રાખી મૂકવું જેથી તે સુંદર આસવ થાય છે અને જો પાણીમાં ઓસડો, નાખી કવાથ કરી માટલામાં ભરી દઢ કરી છાપરે રાખે તો અરિષ્ટ થાય છે. ગુણ અને માત્રા બન્નેની સરખી છે.

ભા. કર્ત્તા.

## મુસળીપાકનો વિધિ.

ધોળી મુસળી તોલા ૧૬ ભાર, કૌંચાં, ભોંયકોળું, ગોખરૂ, શતાવરી, કાંસકીનાં બીજ, ખરેટીની છાલ, તજ, અને સુંઠ, એઓનું ચૂર્ણ કરી સમાન ઘીમાં કરમોવી દુધ પ્રસ્થ ૧૦ માં નાખી તેનો માવો બનાવવો. ઘી નાખી રવો પાડી નીચે ઉતારી ઠારી દેવો. પછી ખાંડ પ્રસ્થ ૭ ની ચાસણી કરી તેમાં તે રવો નાખી હલાવી એકજીવ કરી પછી તેમાં ત્રિકટુ, ચાતુ-ર્જાત, લવીંગ, જાયફળ, જાવંત્રી, વંશલોચન અને કસ્તૂરી વગેરે ઔષધીઓનું અનુમાનસર ચૂર્ણ નાખી, અભ્રક, લોહ, તથા સોનાની ભસ્મો કે હરગૌરીરસ વગેરે પણ તેમાં યોગ્ય માત્રાએ નાખી, ચારોળી, પિસ્તાં, બદામ વગેરે મેવો નાખી હલાવી લાડુ વા ચોસલાં ખંડ પાડી ૪ તોલાભાર અથવા ખાનારના અગ્નિબળના પ્રમાણમાં બે ટંક માત્રાનું સેવન કરે તો શરીરને પુષ્ટ બનાવે છે અને પ્રમેહાદિ સર્વ રોગોનો નાશ કરે છે. આ મુસળીપાક કહેવાય છે.

આ પ્રમાણે જે જે પદાર્થોનો પાક કરવો હોય તે તે કરી ઉપયોગમાં લેવો.

## શિલાજીતની ઉત્પત્તિ તથા શોધવાનો વિધિ.

ગ્રીષ્મ ઋતુમાં અત્યંત તાપના પડવાથી પર્વત તપી જાય છે ત્યારે તેમાંથી રસ નીકળે છે તેને શિલાજીત કહે છે. વિંધ્યાચળ-પર્વતમાં લોખંડ વધારે હોવાથી ત્યાં શિલાજીત વિશેષ પેદા થાય છે. તે શિલાજીતને ( લોઢાના વાસણમાં નાખી ) ગાયના દુધમાં, ત્રિફળાના ક્વાથમાં અને જળભાંગરાના રસમાં—એક પછી એકમાં એક અથવા બે દિવસ પલાળી રાખી સુકવી ઉપયોગમાં લેવો. અથવા શિલાજીતના કાંકરાઓને ઉના પાણીમાં ૧ પોહોર સુધી ભીંજવી પછી તે પાણીને ડોહોળી, મસળી વસ્ત્રથી ગાળી લેવું અને માટીના વાસણમાં ભરી તડકે મૂકવું. પછી ફરી મસળવું અર્થાત્ ફીણ ચડે તેમ તેને હલાવવું. મથવું અને તે ઉપર જે ફીણ આવે તે યુક્તિથી બીજા વાસણમાં ઉતારી લેવું. એમ નિરંતર બે મહિના સુધી જે ફીણ આવે તે ઉતાર્યા કરે, તડકે મૂક્યા કરે અને પાણી નીતારી કાંકરી નીકળે તેને કાહાડી નાખ્યા કરે તો શુદ્ધ શિલાજીત થાય છે. એ શિલાજીતને અગ્નિ ઉપર નાખતાં જો લિંગાકાર બને તથા ધુમાડા રહિત જણાય તો શુદ્ધ જાણવો. તે શુદ્ધ શિલાજીતને એલચી અને પીપરની સાથે સેવન કરે તો ૧ મહિનામાં મૂત્રકૃચ્છ્ર, મૂત્રરોધ, પ્રમેહ તથા શૂલનો નાશ કરે છે. માત્ર રતી ૮ ની ઉપયોગમાં લેવી. યોગચિંતામણિ. વિશેષ માહિતી માટે ભાવપ્રકાશ પ્રથમ ખંડનો બીજો ભાગ જુઓ.

## ખાર કાહાડવાનો વિધિ.

જે જે વસ્તુઓનો ખાર કાહાડવો હોય તે તે વસ્તુઓને બાળી રાખ કરી તેને પોહોળા વાસણમાં નાખી ચૌગણું પાણી રેડી ૨ દિવસ સુધી ભીંજવી રાખી અડવાળી સારી પેઠે હલાવી કપડાથી ગાળી કાહાડવું જ્યાંસુધી તેમાંથી ખારૂં પાણી નીકળે ત્યાં સુધી પાણી રેડી ગાળી લોખંડની કડાઈમાં નાખી અગ્નિ ઉપર ચડાવી તે પાણીને બાળી નાખવું-શોષવું જેથી તે પદાર્થોનો ખાર નીચે જામશે. તે ખાર લઈ જે પ્રયોગમાં વાપરવો હોય તેમાં વાપરવો. અર્થાત્ જવખાર, તલસરાંનો ખાર, એરંડાનો, ખાખરાનો, કે કોઈપણ ઝાડનો ખાર કાહાડવો હોય તો આ પ્રમાણે કાહડી લેવો, પણ ચણાનો ખાર બનાવવો હોય તો માહા મહિનામાં ચણાના ખેતરમાં પાકતી ૩-૪ ઘડી રાત હોય તે વખતે જઈ ચીકણું લુગડું

ચણાના છોડવા ઉપર ફેરવવું. એમ ૧૫ દિવસ સુધી કરે તો તે લુગડું ટાટના જેવું થઇ જાય છે પછી તે કપડાને લોઢાની કઢાઇમાં પાણીના અંદર નીંજવી ધોઇ તે પાણી ગાળી નીતારી કાચના વાસણમાં ભરી લેવું તેને ચણાનો ખાર કહે છે. અથવા ઉપર પ્રમાણે ચણાના ખેતરમાં જઇ પાછલી રાતે પડેલા ચણાના છોડ ઉપરના ઝાકળને ઝીણા કપડા વતે ચુસાવી નીચોવી લે તોપણ તે જ પ્રમાણે ચણાનો ખાર બને છે. તે ખાર અજીર્ણ, પેટનાં દરદો અને મંદાગ્નિ માટે ઉપયોગી છે. માત્રા રોગ અને રોગીના અગ્નિ બળ પ્રમાણે.

## સ્નેહવિધિ.

સ્નેહના ચાર પ્રકાર છે એટલે ઘી, તેલ, ચરબી અને હાડમાંની મીંજી એમ ચાર સ્નેહના ભેદ છે. સ્નેહ પાન પીનારના કોમળ કે કઠોર કોઠા ઉપર ધ્યાન રાખી યોગ્ય માત્રા તથા ક્યા સ્નેહનું પાન યોગ્ય છે ? તેનો વિચાર કરી દેશ કાળ વય અગ્નિબળ અને રોગનું બળાબળ તપાસી ઉપયોગ કરવો. સ્નેહની ઉત્તમ માત્રા ૪ તોલા, મધ્યમ ૩ તોલા અને હલકી બે તોલાની માત્રા આપવી. પૂર્વાપરનો વિચાર કર્યા વિના ઓછી કે વધારે માત્રા આપે તો રોગને મટાડવાના બદલામાં રોગોને જન્મ મળે છે માટે જે રોગ ઉપર જે સ્નેહ જેટલી માત્રાએ આપવો યોગ્ય લાગે તે પ્રમાણે આપવો. વિશેષ માહિતી મેળવવા ભાવપ્રકાશ, ચક્રદત્ત અને ચરક સુશ્રુતાદિમાં તેઓના અધિકાર જુવો.

## સ્વેદવિધિ.

સ્વેદના ૪ ભેદ છે, તાપ, ઉષ્ણ, ઉપનાહ અને દ્રવ એમ ૪ પ્રકાર છે. તે વાયુ રોગોની પીડાનો નાશ કરનાર છે. તાપ અને ઉષ્મસ્વેદ કફનો નાશ કરે છે. વેળુ-રેતીની પોટલી બાંધી અંગારા ઉપર ઉની કરી કે હાંલ્લીમાં અંગારા ભરી અથવા મીઠું, પાણી. લુગડું કે, હાથ વગેરે કાઇ પણ પદાર્થનો શેક કરે તે તાપસ્વેદ કહેવાય છે. લોઢાનો ગોળો, પથરો, કે ઈંટને ખૂબ તપાવી છાશ છાંટી કપડામાં કે કાંબળીમાં લપેટી શેક કરે તે ઉષ્ણુ કે ઉષ્મસ્વેદ કહેવાય છે. તાપ અને ઉષ્મ બેના મેળાપથી ઉપનાહ સ્વેદ કહેવાય છે. શરીરને લુગડાંથી ઢાંકી શરીર ઉપર ખાટા રસયુક્ત ગરમ પાણી સિંચે વા, વાયુનાશક ઓસડોથી ઉનું પાણી કરી તેથી શરીરને ઝારે અને પરસેવો લાવે તેને દ્રવસ્વેદ કહે છે. સ્વેદ આપવાનું મુખ્ય કારણ તો એજ છે કે, પરસેવો લાવવાથી જે રોગો શાંત પડે તે ઉપર સ્વેદ-શેક કરી પરસેવો લાવવો. જ્યાં વા આવ્યો હોય ત્યાં કળથી, અડદ, ઘઉં, અળસી, તેલ, સરસવ, વરીઆળી, સવા, દેવદાર, નગોડ, જીરૂં, એરંડીના ગોળા, એરંડાની જડ, રાસ્ના અને સરગવાની જડ એ સઘળાને મીઠા સહિત કાંજીથી કે કોઇપણ ખાટા રસથી બારીક વાટી તેને ગરમ કરી દરદના ઠેકાણે તેથી શેક કરવો, જેથી વાયુના રોગો મટે છે. આને મહાસાલ્વણસ્વેદ કહે છે. વાળુસ્વેદ, ઘટીસ્વેદ, ફળસ્વેદ, જળસ્વેદ વગેરે સ્વેદના ઘણા ભેદ છે. તેનો વિશેષ ખુલાસો મેળવવા શારંગધર, આયુર્વેદ સુધાકર અને વૃંદત્રયી વાંચો. કેટલાક રોગોમાં પ્રથમ સ્વેદ અને કેટલાક રોગોમાં પછી સ્વેદ આપવાનો વિધિ છે. બળવાન મનુષ્યને બળવાન સ્વેદ અને મધ્યમને મધ્યમ સ્વેદ આપવો. જ્યાં પવન ન આવતો હોય તે જગ્યાએજ સ્વેદ આપવા બેસાડવો. સ્વેદ વિધિ કર્યા પછી તુરત પવન સેવવો નહીં.

## વમનવિધિ.

શરદઋતુમાં વસંતઋતુમાં અને વર્ષાઋતુમાં અવશ્ય ઉલટી-વૉમીટ અને જુલાબની

દવાઓ સેવવી. જે મનુષ્ય બળવાન હોય, કફરોગી હોય, ઉબકાના દરદથી પીડાતો હોય, ધીર ચિત્તવાળો હોય, જેને ઉલટી ફાયદાકારક હોય, વિષદોષયુક્ત હોય, મંદાગ્નિ, શ્લીપદ-રાફો, કોઢ, વિસર્પ-રતવા, પ્રમેહ, અજીર્ણ, ભ્રમ, શ્વાસ, ઉધરસ, મૃગી, ઉન્માદ, રક્તાતીસાર, નાક, હોઠ, તાળુ તથા કાનનો પાક, મેદવૃદ્ધિ, અતિસાર, કફ, પિત્ત, પડખાઓનો દુખાવો, છાતીના વ્યાધિ, કંઠમાળ, ભરનીંગળ, રસોળી, સળેખમ, વધરાવળ, તાવ, જીભ ઉપર પડ ચહેલું હોય અને અરૂચિ એટલા રોગવાળા રોગીને અવશ્ય ઉલટી કરાવવી, પણ અતિ ઘરડો ગર્ભવંતી, દુર્બળ, જાડા શરીરવાળો, ક્ષતથી આતુર, મદથી પીડાતો, બાળક, રૂક્ષ, ભૂખ્યો, જેને કાન, આંખ તથા મ્હોંમાંથી લોહી વહેતું-નીકળતું હોય, જેને પિચકારી મારી હોય, ઉદાવર્ત્ત રોગી, લૂખા અને કડવા પદાર્થો ખાધા હોય, કેવળ વાયુવાળો. પાંડુરોગી, તિમિર, ગોળો, પેટના રોગવાળો, કૃમિયાના રોગવાળો અને ભણવાથી જેનો ઘાંટો બેસી ગયો હોય એઓને ઉલટી કરાવવી નહીં; પરંતુ એઓ જો અજીર્ણ કે વિષથી પીડાતા હોય તો તેઓને ઉલટી આપવી. પાતળી રાબડી કરી તેમાં દુધ, છાશ, દહી નાખી ગળા સુધી પાવી. પછી સિંધાલુણ, મધ, અને વજ ખવરાવવી, ઉનું પાણી પાઇ, ગળામાં આંગળી કે એરંડાનું નાળ નાખવું જેથી ઉલટી થાય છે. કડવી, તીખી અથવા સુગ ચહે તેવી વસ્તુઓથી ઉલટી કરાવવી. મીંઢળનું ચૂર્ણ ઉના પાણી સાથે પાવું. ફટકડી, તમાકુ ઉના પાણી સાથે પાવાં. લીંબડા વગેરે કડવા પદાર્થો પાઇ ઉલટી કરાવવી. જેથી ઉપર કહેલા સર્વે રોગો નાશ થાય છે. ઉલટી બરોબર રીતે થવી જોઇએ નહીં તો, હદથી વિશેષ કે ઓછી રીતે ઉલટી થવાથી બગાડ થાય છે માટે યોગ્ય રીતે ઉલટી કરાવવી. ઉલટી કરાવ્યા બાદ જીભ ઉપર જીરાનું ચૂર્ણ ચોપડવું. મતલબમાં જીભને સ્વાદિષ્ટ વસ્તુઓ લગાડી સુગ અને વિરસતા મટે તેમ કરવું. બીજોરૂં, નારંગી વગેરે રૂચિકારક ફળો ખાવાં. સુગંધિ અત્તર પુષ્પ વગેરે સુંઘાડવાં અને સુંદર રૂચિકારક ફળો ખાવાં. સુગંધિ અત્તર પુષ્પ વગેરે સુંઘાડવાં અને સુંદર રૂચિકારક ભોજનો જમાડવાં. વિશેષ માહિતી માટે ભાવપ્રકાશ પૂર્વખંડનો બીજો ભાગ વાંચો.

## વિરેચન-રેચનો વિધિ.

પ્રથમ માણસને સ્નેહપાન કરાવી બાફ દઇને પછી ઉલટી કરાવવી. ત્યાર પછી યોગ્ય જુલાબ આપવો. ઉલટી કરાવ્યા વિના રેચ આપવાથી કફ નીચા ભાગમાં પડીને ગ્રહણી નામના શરીરની અંદરના સ્થાનકને ઢાંકી દે છે, કે જેથી અગ્નિમંદ થઇ જાય છે, શરીર ભારે રહે છે અને મરડો થાય છે. ઉલટી કરાવ્યા વિના રેચ આપ્યો હોય તો ફાચા કફને ઉપાયોથી પકવવો જોઇએ. શરદ અને વસંતઋતુમાં દેહનું શોધન કરવા જરૂર રેચ લેવો, પણ બીજી ઋતુઓમાં રેચ લેવો નહીં. રેચમાં રૂચિકારક ઓષધીઓ આપવી. જેને અજીર્ણ, પિત્ત, આમજન્ય રોગ, પેટના રોગ, આફરો, બંધકોષ. પાંડુ મસા, ઉપદંશ, પ્રમેહ, વ્રણ, બરલ, વિસ્ફોટક, અંતરવિદ્રધિ, ગોળો, શળ, વિસૂચિકા, નેત્રરોગ, યોનિરોગ, શળ, કૃમિ, ઝેરદોષ, ઉલટી, વાતરક્ત, ભગંદર, કોઢ, કાન, નાક, મુખ, માથાના રોગ, સોજાના રોગ, મૂત્રનું રોકાણ, અરૂચિ, ગરમી અને છાતીના રોગ થએલ હોય તેને અવશ્ય રેચ લેવો યોગ્ય છે; પરંતુ વૃદ્ધ, બાળક, ગર્ભિણી, નવો તાવ આવેલો હોય તેને, તુરત બાળક પ્રસવ્યું હોય તેને, સ્થૂળ શરીરવાળો, નસ્યો, ક્ષીણ, બીહકણ કે બીનેલો, મંદાગ્નિવાળો મેદરોગી, લુખા શરીરવાળો, અને ખેદ પામેલો, સ્ત્રી તથા નીકળ્યા શરીરવાળો હોય તેને રેચ આપવો નહીં. પિત્તપ્રકૃતિવાળાને કોમળ, કફ પ્રકૃતિવાળાને સાધારણ અને વાયુપ્રકૃતિવાળાને આકરો જુલાબ આપવો. કુણા કોઠાવાળાને

કાળી દ્રાખ, દુધ અને એરંડીયા તેલનો રેચ આપવો. મધ્યમ કોઠાવાળાને નસોતર, ગરમાળો અને કડુ વગેરેનો રેચ આપવો. અને કઠણ કોઠાવાળાને થોરનું દુધ, દારૂડીનું મુળ, નેપાળાનું મુળ અને શુદ્ધ નેપાળો તથા અભયાદિ મોદક વગેરેનો રેચ આપવો. "પ્રથમ પાંચ દિવસ લગી મીંઢીઆવળ, ઝીરૂં, વરીયાળી, કાળી દ્રાખ, ગુલાબનાં ફુલ એએ સમાન ભાગે લઇ તેમાં ચો-ગણી ખાંડ તોલા ૪૦ મેળવી ૪૮ તોલા પાણી ઉકાળી ૨૦ તોલાભાર પાણી રહે ત્યારે ગાળી લઇ ૪ દિવસ પીએ તો પેટનો મળ પણ પાચન થાય છે. અને પાંચમે દિવસે મીંઢીઆવળ, નસોતર, ગુલાબકંદ, ઝીરૂં, વરીયાળી અને ખાંડ એઓને ઉકાળી ૧ બે દિવસ પીએ અને ઘી સહિત ચોખાની ખીચડી ખાય તથા ખાટું ખારૂં ખાય નહીં તો રેચ લાગે છે અને તમામ દરદો મટે છે. વસંતઋતુમાં મીંઢીઆવળ, નસોતર, ગુલાબનાં ફુલ, વરીયાળી, ઝીરૂં અને ઝી-ણી ખાંડનો રેચ આપવો, ગ્રીષ્મઋતુમાં નસોતર અને સાકર–ખાંડનો રેચ આપવો. વર્ષાઋતુમાં નસોતર, પીપર, દ્રાખ, સુંઠ અને મધ એઓનો રેચ આપવો. શરદઋતુમાં નસોતર, ધમાસો, મોથ, દ્રાખ, સુગંધીવાળો, જેઠીમધ, સુખડ, મીંઢીઆવળ અને સાકર એઓનો રેચ આપવો. હેમંતઋતુમાં નસોતર, ચિત્રક, કાળીપાડ, દારૂડીનાં મૂળ, મીંઢીઆવળ, અને વજ એઓનો રેચ આપવો. અને શિશિરઋતુમાં નસોતર, પીપર, સુંઠ, સિંધાલુણ, મધ અને મીંઢીઆવળ એઓનો જુલાબ આપવો. અથવા હરડે, મરી, સુંઠ, વાવડીંગ, આંબળાં, પીપર, પીપરામૂળ, તજ, તમાલપત્ર અને મોથ એઓ સરખા ભાગે લઇ તેઓમાં ત્રણ ભાગ શુદ્ધ નેપાળો, આઠ ગણી નસોતર, અને છ ગણી સાકર નાખી સર્વનું ચૂર્ણ કરી મધ સાથે એક એક તોલા ભારની લાડુડીઓ વાળી પ્રાતઃકાળે એક એક લાડુડી ખાવી અને તેના ઉપર ટાઢું પાણી પીવું. જ્યાં સુધી ઉનું પાણી અને ઉનું અન્ન સેવવામાં ન આવે ત્યાં સુધી રેચ લાગ્યા કરે છે, આ પ્રયોગ ઉપર પરેજની જરૂર નથી. આ અભયાદિ મોદકથી વિષમજ્વર, અગ્નિમંદતા, પાંડુરોગ, ઉદરરસ, ભગંદર, પડખાંઓની પીડા, પીઠનાં દરદો, સાથળનું દરદ, પેઢુનું દરદ, પિંડીનું દરદ, અને પેટનું દરદ મટે છે. માત્ર આ પ્રયોગ ઉપર તેલ મર્દન અને ક્રોધ કરવો નહીં. આ મોદક ધોળા વાળ થઇ ગયા હોય તેને કાળા બનાવી રસાયણના ગુણ આપે છે.

જુલાબનું ઓસડ ખાધા પછી આંખ્યો ઉપર ટાઢું પાણી છાંટવું, અત્તર વગેરે સુગંધિ પદાર્થો સુંઘવા અને નાગરવેલનાં પાન ખાવાં. પવન વિનાની જગ્યોએ બેસવું, ટાઢા પા-ણીથી હાથ, પગ ધોવા નહીં. તેમ ટાઢા પાણીને અડવું પણ નહી. ઝાડાના વેગને રોકવો નહીં. સુઇ રહેવું નહીં અને વારંવાર સ્હેજ ઉનું પાણી પીધા કરવું. કદાચિત આ વિધિમાં ભૂલ કરે તો બરોબર રેચ લાગતો નથી અને તેથી ડુંટીમાં દુખાવો, કૂખમાં શૂળ, ઝાડો બંધ, પવનનું રોકાવું, ચળ, ઢામઢાંનું ઉપડવું. શરીરમાં ભારેપણું, બળતરા, અરૂચિ, આફરો, ભ્રમ અને ઉલટી એટલા ઉપદ્રવો થાય છે. રેચ સારી પેઠે ન લાગે તો પાચન પદાર્થોવડે આમને પકાવી પછી સ્નેહપાન કરાવી સ્નિગ્ધ કરી ફરી રેચ આપવો.

રેચ બહુ લાગે તો મૂર્ચ્છા આવે છે. આમળ બાહાર નિકળે છે, શૂળ ઉઠે છે, અને અતિસાર વગેરે ઉપદ્રવો થાય છે. તેને ટાઢા પાણીથી નવરાવવો કે શરીર ઉપર ટાઢું પાણી છાંટવું અને ચોખાના ટાઢા ધોવણમાં મધ મેળવી પાઇને થોડુંક વમન કરાવવું. આંબાની છાલના કલ્કને દહીમાં વાટી ડુંટી ઉપર ચોપડવો. અને તે ઉપર સાઠીચોખાની રાબ કે મસુરની સાથે બકરીનું દુધ આપવું.

સારીપેઠે રેચ લાગ્યો હોય તો શરીર હલકું, મનને પ્રસન્નતા અને વાયુ પોત પોતાના સ્થાનમાં પ્રાપ્ત થાય છે; તથા ઈંદ્રિયો બળવાન અને બુદ્ધિ નિર્મળ થાય અને ભૂખ સારી લાગે છે. રેચની દવા સેવન કર્યા પછી ઝાઝો વાયરો, ટાઢું પાણી, અજીર્ણ થાય તેવાં અન્ન, કસરત, મૈથુન, તેલમર્દન અને મહેનત કરવી નહીં. હલકાં ભોજન કરવાં વિશેષ માહિતી માટે બૃહત્રયી ( ચરક, સુશ્રુત અને વાગ્ભટ ) વાંચો.

## છએ ઋતુઓમાં હરડે ખાવાનો વિધિ.

ગ્રીષ્મઋતુમાં સમાન ગોળ સાથે હરડેનું ચૂર્ણ ખાવું, વર્ષાઋતુમાં સિંધાલૂણ સાથે બે હરડેનું ચૂર્ણ ખાવું, શરદઋતુમાં સાકર સાથે ૩ હરડેનું ચૂર્ણ ખાવું, હેમંતઋતુમાં સુંઠની સાથે ૪ હરડેનું ચૂર્ણ ખાવું, શિશિરઋતુમાં પીપરની સાથે ૫ હરડેનું ચૂર્ણ ખાવું અને વસંતઋતુમાં મધ સાથે ૬ હરડેનું ચૂર્ણ ખાવું. જો આ પ્રમાણે છએ ઋતુઓમાં હરડેનું સેવન કરે તો મનુષ્ય સદા નિરોગી રહે છે.

## બસ્તિ–પિચકારીનો વિધિ.

જે રોગીનાં મળ–મૂત્ર રોકાઈ ગયાં હોય તેઓને ઔષધની પિચકારીઓ ગુદા તથા ઇંદ્રિયમાં દેવી. તેને બસ્તિકર્મ કહે છે. તે પિચકારી જસતની નળીવાળી બકરાના અંડકોશની અથવા સોના વગેરે ધાતુઓની નળીવાળી ગાયના પુંછડાના આકારે બને છે તેમાં ઔષધીઓનું પાણી કે તેલ વગેરે ભરી યુક્તિથી પિચકારી આપવી, જેથી વાયુના સર્વ રોગ મટે છે. તે બસ્તિના બે ભેદ છે–એટલે અનુવાસનબસ્તિ અને નિરૂહબસ્તિ. જેમાં ઘી તેલ વગેરે ભરી પિચકારી અપાય તેને અનુવાસનબસ્તિ કહે છે અને કવાથ, દુધ તથા તેલને ભેગાં કરી તેથી જે પિચકારી અપાય તેને નિરૂહબસ્તિ કહે છે. અનુવાસનબસ્તિનો ભેદ માત્રાબસ્તિ છે અને નિરૂહબસ્તિનો ભેદ ઉત્તરબસ્તિ છે. એ બે પ્રકારમાં અહીં પ્રથમ અનુવાસનબસ્તિની રીતિ કહીએ છીએ. અનુવાસન અને માત્રા બસ્તિમાં ઘી–આદિની માત્રા આઠ તોલાભારની કે ચાર તોલાભારની લેવી. લૂખા શરીરવાળાને, તીક્ષ્ણ અગ્નિવાળાને, કેવળ વાયુવાળાને, અનુવાસનબસ્તિ આપવી, પણ કોઢીને, પ્રમેહરોગીને, જાડા શરીરવાળાને અને પેટના રોગીને અનુવાસનબસ્તિ આપવી નહીં. અજીર્ણવાળાને, ઉન્માદ રોગીને, તરસથી પીડાએલાને, સોજાને, મૂર્ચ્છા, અરૂચિ, બીહીનેલા, દમ, ખાંસી અને ક્ષયવાળાને નિરૂહબસ્તિ દેવી નહીં તથા અનુવાસનબસ્તિ પણ દેવી નહીં. એક વર્ષથી તે ૭ વર્ષ સુધીના બાળકને ૭ આંગળની નળીનો, ૭ વર્ષથી તે બાર વર્ષ લગી આઠ આંગળની નળીનો અને બાર વર્ષથી ઉપરનાં માણસને બાર આંગળની નળીનો ઉપયોગ કરવો. ૭ આંગળની નળીમાં મગ જેવડું, આઠ આંગળની નળીમાં વટાણા જેવડું અને બાર આંગળની નળીમાં બોરના ઠળીયા જેવડું છિદ્ર રાખવું. પિચકારીને ઘી ચોપડી પોતાની બુદ્ધિવડે વખત તથા રોગ વિચારી પિચકારી મારવી.

બસ્તિનું સારી રીતે સેવન કરવામાં આવે તો શરીર પુષ્ટ થાય છે, વર્ણ સારો થાય છે, બળ વધે છે, આરોગ્ય રહે છે, અને આયુષ્ય વધે છે. શીતકાળમાં અને વસંતઋતુમાં સ્નેહની બસ્તિ દિવસે આપવી અને ગ્રીષ્મ, વર્ષા તથા શરદઋતુમાં સ્નેહની બસ્તિ રાત્રે આપવી. અતિ સ્નિગ્ધ ભોજન ન કરાવતાં હલકું ભોજન કરાવવું. સ્નેહમાં સર્વ ભાગે સિંધાલુણ ચૂર્ણ નાખવું યોગ્ય જાણો. રેચ લીધા પછી ૭ સાત દિવસ પછી જેનાં શરીરમાં

બળ આવ્યું હોય તે રોગીને તેલનું મર્દન કરી, ધીમે ધીમે ઉના પાણીથી નવરાવી, ભોજન કરાવી, શાસ્ત્રની મર્યાદા પ્રમાણે પગથી આરેકોર ચલાવી, મળ-મૂત્રનો ત્યાગ કરાવી, પવન છોડાવી અનુવાસનબસ્તિ આપવી. રોગીને ડાબા પડખા ભર સુવાડી ડાબો સાથળ ઉંચો કરી જમણા સાથળનો સંકોચ કરાવી ગુદાને ચીકણી કરી પછી તેમાં નળી નાખી ધીર બુદ્ધિવાળા વૈદ્યે દોરાથી બાંધેલા પીચકારીના મોહોડાને ડાબા હાથથી દાબ દેવો. પિચકારી દેવાના વખતે રોગીએ બગાસું, ઉધરસ કે છીંક ખાવી નહીં. આંખ મીંચીને ઉઘાડવામાં આવે તથા ૧ ગુરૂ અક્ષર બોલવામાં આવે તેટલા વખતને એક માત્રા કહે છે તેવી ૩૦ માત્રા જેટલો વખત પિચકારી દેવી. શરીરમાં સ્નેહ સારી રીતે પેઠા પછી ૧૦૦ માત્રા સુધી સઘળાં ગાત્રો લાંબાં કરીને ચત્તા સુવું કે જેથી સર્વ શરીરમાં સ્નેહ પ્રસરી જાય. પછી ધીરે-ધીરે રોગીના પગના બન્ને તળામાં વૈદ્યે ત્રણ ત્રણ વાર પોતાના હાથનાં તળાં ઠોકવાં. એજ પ્રમાણે બન્ને ફીંચ-પીંડી ઉપર તથા બંને કુલા ઉપર પણ હાથનાં તળાં ઠોકવાં. પછી તેની પથારીને ઉચકાવી વળી પ્રથમની પેઠે હાથનાં તળાં પૂર્વનાં સ્થાનકોએ ઠોકવાં. પછી રોગીએ સુખેથી નિદ્રા કરવી. જે રોગીને ઉપદ્રવ રહિત, પવન સહિત અને મળ સહિત, સ્નેહ ગુદામાંથી તુરત પાછું નીકળે તેને સારી રીતે અનુવાસન બસ્તિ થઇ સમજવી. પછી સ્નેહના વિકારનો નાશ કરવા ઉનું પાણી પાવું અથવા ધાણા અને સુંઠનો કવાથ પાવો. આ પ્રમાણે ૭-૮- કે ૯ વખત અનુવાસન બસ્તિ આપવામાં આવે અને સર્વ બસ્તિઓના અંતે નિરૂહ બસ્તિ દેવામાં આવે તો સર્વ વાયુના રોગ મટી જાય છે, પણ જો બરાબર શુદ્ધિ ન થઇ હોય અને મળ યુક્ત સ્નેહ પાછો ન નીકળે તો અંગ શિથિલ થઇ જાય છે, પેટ ચઢે છે, શૂળ, શ્વાસ થાય છે અને અંગોમાં ભારેપણું લાગે છે. જો આમ થયું હોય તો તીક્ષ્ણ ઔષધોવાળી નિરૂહ બસ્તિ આપવી અથવા ઓષધ સહિત લુગડાની દીવટ કરી ગુદામાં ખોસવી, જેથી વાયુ અનુલોમ થાય છે. અને મળ સહિત સ્નેહ બાહાર નીકળે છે. એવા માણસને રેચ દેવો. તીક્ષ્ણ નાસ આપવો. અનુવાસન તેલ-એટલે ગળો, એરંડી, કરંજ, ભારંગી, અરડુસો, રોહિસ, શતાવરી, કાંટાશગાયો અને ચણોઠી એટલાં ઓષધોને ચાર ચાર તોલાભાર લઇ અને જવ, અડદ, અળસી, બોરની મીંજો તથા કળથી એટલાં ઔષધો આઠ આઠ તોલા ભાર લઇ સઘળાંઓને ચાર દ્રોણ તેલના પાણીમાં પકાવી એક દ્રોણ (૧૦૨૪ તોલા રહે ત્યારે તેમાં ચ.ર ચાર તોલાભાર સઘળાં જીવનીય ગણનાં ઓષધો નાખી એક આઢક (૨૫૬ તોલા) તેલ પકાવવું. એ તેલ અનુવાસન બસ્તિના ઉપયોગમાં લે તો વાયુ સંબંધી સર્વ વિકારો મટી જાય છે.

બસ્તિની ક્રિયામાં કાંઇક વિપરીતપણું થઇ જાય તો ૭૬ રોગોને જન્મ મળે છે. તેનો ખુલાસો મેળવવા સુશ્રુત જુવો.

## નિરૂહબસ્તિનો વિધિ.

નોખાં નોખાં ઔષધોની મેળવણી ઉપરથી નિરૂહ બસ્તિના ઘણા ભેદો થાય છે. નિરૂહ-બસ્તિનું બીજું નામ આસ્થાપન બસ્તિ છે. નિરૂહ બસ્તિની સવા પ્રસ્થની માત્રા ઉત્તમ, પ્રસ્થની મધ્યમ અને ત્રણ કુડવની કનિષ્ઠ માત્રા જાણવી. જે અતિ ચીકણા શરીરવાળું હોય, દોષોને પકવી ખસેડવા હોય, છાતીની ચાંદીથી પીડાતો હોય, દુબળો હોય, આફરો હોય, ઉલટીથી પીડાતો હોય, હેડકી, ઉધરસ, દમ, ગુદાની પીડા, સોજો, અતીસાર, કૉલેરા, કોઢ;

મધુપ્રમેહ અને જળોદરથી પીડાતો હોય તથા ગર્ભવંતી હોય એટલાં મનુષ્યોને નિરૂહ બસ્તિ દેવી નહિ, પણ વાયુ સંબંધી વ્યાધિ, ઉદાવર્ત, વાતરક્ત, વિષમજ્વર, મૂર્ચ્છા, તરશ, આફરો, મૂત્રકૃચ્છ્ર, પથરી, પેટના રોગ, વધરાવળ, પ્રદર, મંદાગ્નિ, પ્રમેહ, શુળ, અમ્લપિત્ત અને છાતીના રોગ એટલા રોગવાળાને વિધિપૂર્વક નિરૂહ બસ્તિ દેવી. અધોવાયુ, મળ-મૂત્રની હાજત પૂરી પડયા પછી, ભૂખ્યાને ઉના પાણીથી નવરાવી તૈલ મર્દન કરાવી બપોરે આગળ કહેલી સ્નેહ બસ્તિની રીતિ પ્રમાણે ઘરની અંદર યોગ્ય વિધિએ નિરૂહ બસ્તિ દેવી. નિરૂહ બસ્તિ દેવાયા પછી પિચકારીને ગુદામાંથી બાહાર કાહાડવા બેઘડી ઉભડક બેસાડી રાખવો.

યોગ્ય લાગે તો એ બસ્તિ બીજી ત્રીજી અને ચોથીવાર પણ દેવી. વાયુરોગ હોય તો સ્નેહવાળી એક નિરૂહ બસ્તિ દેવી. પિત્તના રોગ હોય તો દુધવાળી બે નિરૂહ બસ્તિ દેવી અને કફનો રોગ હોય તો તૂરા, તીખા, અને મૂત્ર આદિ પદાર્થોને ઉના કરી તેની ત્રણ નિરૂહબસ્તિઓ દેવી. સુકુમાર શરીરવાળાને, વૃદ્ધને અને બાળકને કોમળ બસ્તિ હિતકારી છે, પ્રથમ ઉત્કેલન બસ્તિદેવી—એટલે એરંડી, મહુડાની છાલ, પીપર, સૈંધવ, વજ અને છીકણીનાં ફળનો કલ્ક એઓની બસ્તિદેવી, પછી દોષહર બસ્તિ દેવી—એટલે શતાવરી ( કે વરીયાળી ), જેઠીમધ, બીલી અને ઈંદ્રજવ એઓને કાંજીમાં કે, ગોમૂત્રમાં વાટી તેની બસ્તિ દેવી. પછી સંશમનીય બસ્તિ દેવી—એટલે ફાંગ, જેઠીમધ, મોથ અને રસવંતી એઓને દુધમાં વાટી તેની બસ્તિ દેવી. શોધનબસ્તિ એટલે હરડે તથા ગરમાળા આદિ લઇ લઇ તેઓનો ભુક્કો લાગે તેવી પિચકારી મારવી. લેખનબસ્તિ એટલે ત્રિફળાનો ક્વાથ ગોમૂત્ર, મધ, અને જવખાર એઓની બસ્તિ દેવી. બૃંહણબસ્તિ એટલે મળોને ઉખેડવા ધાતુઓને વધારનારા પદાર્થોનો ક્વાથ કે મધુર પદાર્થોના કલ્ક, ઘી અને માંસના રસાથી બસ્તિ દેવી. પિચ્છિલબસ્તિ એટલે બોર, નારંગી, ગુંદાં, શીમળાના ફળના અંકુરો એઓને દુધમાં પકાવીને મધ નાખીને બકરાના, ઘેટાના તથા કાળા હરણના લોહસહિત બસ્તિ દેવી.

નિરૂહ બસ્તિના તોલનું પ્રમાણ એ છે કે-પહેલાં થોડું સિંધાલૂણ નાખી તેમાં સોળ તોલા મધ નાખી ખૂબ વાટી પછી તેમાં ૨૪ તોલા સ્નેહ નાખી ઘુંટીને એકજીવ કરી તેમાં ૮ તોલા કલ્ક નાખવો, તેને પણ ઘુંટી એકજીવ કરી તેમાં ૩૨ તોલા ક્વાથ અને છેલ્લીવારે ૧૬ તોલા યોગ્ય ચુર્ણ નાખી સઘળાંને સારી પેઠે ઘુંટી તેથી નિરૂહ બસ્તિ દેવી એટલે બાર પ્રસૃતિની માત્રાએ દેવી. વાયુનું દરદ હોય તો ૧૬ તોલા મધ, અને ૨૪ તોલા સ્નેહ નાખવો. પિત્તનું દરદ હોય તો ૧૬ તોલા મધ અને ૧૨ તોલા સ્નેહ અને કફનું દરદ હોય તો ૨૪ તોલા સ્નેહ નાખવો.

મધુતૈલક બસ્તિ—એટલે ૩૨ તોલા એરંડાના મૂળનો ક્વાથ કરી અરધ ભાગે મધ તથા અરધ ભાગે તેલ અને સોળમે હિસ્સે સવા તથા સિંધાલુણ નાખી રવઇયાથી વલોવી પિચકારી મારવી. જેથી બળ વધે, વર્ણ સારો થાય, મૈથુન શક્તિ વધે, અગ્નિ પ્રદીપ્ત થાય, ધાતુની પુષ્ટિ થાય અને મેદ, ગાંઠ, કૃમિ, બરસ, મળ તથા ઉદાવર્ત એઓનો નાશ કરે છે.

યાપન બસ્તિ—એટલે મધ, ઘી દુધ તૈલ એઓને આઠ આઠ તોલા લઇ તેમાં એક તોલો છીકણીનાં મૂળ અને એક તોલો સિંધાલુણ નાખી ઘુંટીને પિચકારી આપવી, એથી પાચન થાય છે અને ઝાડો ઉતરે છે.

શુક્રતરથ બસ્તિ—એટલે એરંડાના મૂળનો કવાથ કરી તેમાં મધ, તેલ, સિંધાલુણ, વજ અને પીપર નાખી પિચકારી દેવી.

સિદ્ધ બસ્તિ એટલે-પંચમૂળના કવાથમાં તેલ, પીપર, સૈંધવ તથા જેઠીમધ નાખી પિચકારી દેવી.

ફળવર્તિ—એટલે દસ્ત થવાના માટે ગુદામાં ઘી ચોપડી અંગુઠા જેવી જાડી બાર આંગળ લાંબી અને ચીકણી ઓસડની દીવટ બનાવી આરથી ઘોસવી.

આ સિવાય ઉત્તર બસ્તિ પણ છે, તે લિંગ અને યોનિમાં આપવાથી પુરૂષના વીર્યના દોષો અને સ્ત્રીના રજના દોષોનો નાશ થાય છે. આ સઘળી બસ્તિઓ માટે ખુલાસો મેળવવા વૃદ્ધત્રયી તથા લઘુત્રયી (ભાવપ્રકાશ, શારંગધર અને માધવનિદાન) વાંચી વાકેફ થાઓ.

બસ્તિ કર્મ કરાવનારાએ ઉના પાણીથી ન્હાવું, દિવસે સુવું અને અજીર્ણ થાય તેમ કરવું નહિ.[1]

## ધૂમ્રપાનનો વિધિ.

ધૂમ્રપાનના ૭ ભેદ છે એટલે શમન[2], બૃહણ[3], રેચન[4], કાસઘ્ન[5], વામન[6] અને વ્રણધુપન[7] એવા ૭ પ્રકાર છે. મધ્ય તથા પ્રયોગિક એ બે શમનના પર્યાય શબ્દો છે. સ્નેહ અને મૃદુ એ બે બૃહણના પર્યાય શબ્દો છે અને શોધન તથા તીક્ષ્ણ એ બે રેચનના પર્યાય શબ્દો છે. થાકેલા, બ્હીનેલા, દુખિયારા, પિચકારી દીધેલ હોય તેવા, જુલાબ લીધેલ હોય તેવાને, ઉજાગરાવાળાને, તરસ્યાને, બળતરાથી પીડાયલાને, તાવવાળાને, શોષવાળાને, પેટના રોગીને, માથાના અભિતાપવાળાને, તિમિરવાળાને, ઉલટી, આફરો, છાતીના દરદ, પ્રમેહ, પાંડુ, ગર્ભવંતીને લુખા શરીરવાળાને અને ક્ષીણ થએલા મનુષ્યોને તથા જેણે દુધ, મધ ઘી કે આસવનો ઉપયોગ કરેલ હોય તેવાને, અન્ન દહી કે માછલાં ખાધાં હોય તેને, બાળક, વૃદ્ધ અને દુબળા શરીરવાળાને ધુમ્રપાન કરાવવો નહીં. તેમજ બારમું વર્ષ બેઠા પહેલાં અને એંસીમું વર્ષ ઉતર્યા પછી ધુમાડાનું ગ્રહણ કરવું નહીં. હદથી વધારે કે ઓછો ધુમાડો ગ્રહણ કરવો નહીં. નહીં તો, ઉલટા નવા ઉપદ્રવો ઉત્પન્ન થાય છે. જો યોગ્ય રીતે વિધિ સહિત ધુમાડો ઉપયોગમાં લે તો ઉધરસ, કફ, સળેખમ, શ્વાસ, ડોકની પીડા, દાઢી, તથા માથાની પીડા, અને વાયુના વિકારો મટી જાય છે. ઈંદ્રીયો, વાણી અને મન સ્વચ્છ થાય છે. વાળ, દાંત અને દાઢી મૂંછ મજબૂત થાય છે તથા મોઢું સુગંધિત થાય છે.

શમન ધુમાડામાં એલચી આદિનો, બૃહણ ધુમાડામાં ઘીવાળા રાળનો, રેચન ધુમાડામાં રાઈ આદિ તીખા પદાર્થોનો, કાસઘ્ન ધુમાડામાં ભોરિંગણી તથા મરીનો, વામન ધુમાડાનો નસો તથા ચામડાનો અને વ્રણને ધુમાડી દેવામાં લીંબડાનો તથા વજ વગેરેનો કલ્ક ઉપયોગમાં લેવો. અથવા રોગીની શાંતિ માટે ઘરમાં અપરાજીત ધુપ અને ગ્રહ દોષ, બાળગ્રહદોષ, ભૂત-પ્રેત, ડાકણી, આદિનો નાશ કરવા માહેશ્વર ધુપ કરવો. (જુઓ પૃષ્ઠ ૧૨૪ મા માં.)

---

૧ બસ્તિ કર્મમાં પ્રાણનો તોલા ૨૮ બારનો ગણવો.

૨ કોપેલા દોષોને શાંત કરનાર, ૩ ધાતુઓને પુષ્ટ કરનાર, ૪ શરીરમાંથી દોષોને બહાર કાઢનાર, ૫ ઉધરસ મટાડનાર, ૬ ઉલટી કરાવનાર ૭ અને ચાંદી ગુમડાં વગેરેને ધુણી દેવામાં આપેલો.

ધુમ્રપાન કરનારાએ મનમાં સંતાપ કરવો નહીં. ધુળથી વેગળા રહેવું અને ક્રોધ કરવો નહીં. ધુમાડો પીવાની નળી કયા પ્રકારના ધુમાડામાં કેટલી લાંબી અને શાની નળી લેવી ! તેના ખુલાસા માટે ભાવપ્રકાશાદિ ગ્રન્થો જુઓ.

## શરીરમાંથી લોહી કઢાવવાનો વિધિ.

પ્રાણીના રોગો ઉપર ધ્યાન આપી અર્થાત્ લોહી વિકારાદિ રોગો થયા જાણી ફસ ખોલાવી ૬૪–૩૨ કે ૧૬ તોલા લોહી કઢાવવું. સ્વાભાવિક રીતે શરદ્ ઋતુમાં લોહી કઢાવવું. લોહીથી પેદા થતા ચામડીના રોગો, ગાંઠ અને સોજો વગેરે દરદો લોહી કઢાવવાથી મટી જાય છે. જે વેળાએ વાદળાં ન હોય તથા વીજળીનું ચમકવું ન હોય ત્યારે ગ્રીષ્મ ઋતુમાં શરદ્ ઋતુમાં બપોરે અને શીતકાળમાં રોગ ઉપર ધ્યાન આપીને લોહી કઢાવવું લોહી. મધુર, રાતું, શીત તથા ઉષ્ણપણાથી રહિત, ભારે અને ચીકાશવાળું હોય તો શુદ્ધ જાણવું. બગડેલું લોહી હોય તો તેથી સોજો, રાતાં ઢીમડાં, પીડા, બળતરા, પાક, ચળ અને ફોલીઓ થાય છે. શરીરમાં લોહી વધી ગયું હોય તો અંગો તથા નેત્રો રાતાં થાય છે, નસો ફુલે છે, ગાત્રોમાં ભારેપણું થાય છે, ઉંઘ બહુ આવે છે, ઘેન થાય છે અને બળતરા થાય છે. જો શરીરમાંથી લોહી ઓછું થઇ ગયું હોય તો મૂર્ચ્છા, ચામડીમાં લુખાશ અને શરીરની નસો લોહીની ક્ષીણતાને લીધે ઉત્પન્ન થયેલા વાયુથી શિથિલ થઇ જાય છે. તથા અયોગ્ય ક્રમે ચાલવા લાગે છે. જો વાયુથી લોહી બગડયું હોય તો, રાતું, ફીણવાળું, લુખું, કઠણ, પાતળું, છુટું નહીં પડનાર અને સોયની પેઠે વેદના કરનારૂં થાય છે. પિત્તથી લોહી બગડયું હોય તો, મધુરપણા વગરનું, ગરમ, માખીઓ તથા કીડાઓને ન ગમે તેવું, પીળું, હર્યા રંગનું–લીલું, કાળું અને કાચા પદાર્થના જેવા ગંધવાળું હોય છે, જો કફથી લોહી બગડયું હોય તો, ટાઢું, ઝાંઝું, ચીકણું, ગેરૂના પાણી જેવું, માંસની પેશી જેવું, છુટું પડી જાય તેવું અને મંદગતિવાળું હોય છે. જો બે દોષથી લોહી બગડયું હોય તો, બે દોષનાં લક્ષણો અને ત્રણે દોષથી બગડયું હોય તો ત્રણે દોષનાં ચિન્હો જોવામાં આવે છે, તથા દુર્ગંધવાળું, કાંજી જેવું હોય છે. જો ઝેરથી લોહી બગડયું હોય તો કાળું થાય છે, નાકમાંથી વહેવા માંડે છે, કાચા પદાર્થના જેવા ગંધવાળું, કાંજી જેવું અને સર્વ પ્રકારના કોઢને ઉત્પન્ન કરનારૂં હોય છે. જો શુદ્ધ લોહી હોય તો, પાતળું, મમોલા જેવું, રાતું હોય તો વાતરક્ત, સોજા, દાહ, અંગનું પાકવું, શરીરનું લાલ રંગે થવું, નાક વગેરેમાંથી લોહીનું નીકળવું, કોઢ, અનિવાર્ય વાયુ રોગ, પાંડુ, નાક વગેરે ઉપર કાણાંવાળી ગાંઠ, લોહીનું ઝેરથી દૂષિત થવું, ગાંઠ, રસોળી, અપચી, ક્ષુદ્રરોગ, અધિમંથ નામનું આંખનું દરદ, વિદારી રોગ, સ્તનના રોગો, ગાત્રોનું પીડાવું, ગાત્રોમાં ભારેપણું, રક્તાભિષ્યંદ નામનો આંખના દુખવાનો રોગ, ઘેન, નાક કે મ્હોંમાંથી દુર્ગંધનું આવવું, બળતરા, જમણા પડખાની ગાંઠની પીડા, ખરજ, રતવા, અંદરનું ગુમડું, ફોડકીઓનું ઉપડવું, કાનનું, હોઠનું, નાકનું કે મ્હોંનું પાકવું, માથાની પીડા, ચાંદી અને રક્તપિત્ત એટલા રોગોમાં અવશ્ય લોહી કઢાવવું, એ દરદોમાં શીંગડી, જળો કે તુંબડી–રૂમડી વા, ફસ ખોલીને લોહી કઢાવવું, દુબળું, અતિ મૈથુન કરનાર, નપુંસક, બ્હીકણુ, ગર્ભવંતી, સુવાવડી, પાંડુરોગી, ઉલટી આદિ પાંચ કર્મોથી શુદ્ધ થએલો, સ્નેહપાન કરેલો, અર્શ રોગવાળો, સર્વ અંગમાં સોજાવાળો, ઉદરરોગ, દમ, ઉધરસ, ઉલટી, અતીસારવાળો, કોઢ રોગવાળો, જેને અત્યંત સ્વેદક્રિયા કરી હોય તેને, ૧૬ વર્ષથી ઓછી તથા ૭૦ વર્ષથી વધારે ઉમ્મરનો અને જેનું રક્તપિત્તાદિથી લોહી નીકળી ગયું હોય એટલાઓની નસ

ખેલાવવી નહીં. જો વિશેષ જરૂર હોય તો જળો મૂકી લોહી કઢાવવું, પણ જો તેવા દરદીઓને ઝેર ચડ્યું હોય તો ફસ ખોલી લોહી કઢાવવામાં હરકત નથી. વાયુથી, પિત્તથી કે કફથી લોહી બગડેલું હોય તો ગાયના શીંગડાથી, જળોથી કે તુંબડીથી લોહી કઢાવવું, પણ બે દોષથી કે ત્રણ દોષથી લોહી બગડ્યું હોય તો, યુક્તિથી નસ ખોલીને, અસ્તરા મારીને લોહી કઢાવવું. શીંગડું આસપાસથી દસ આંગળ સુધીનું, જળો એક હાથ સુધીનું, તુંબડી બાર આંગળ સુધીનું, અસ્તરાના ચીરા બે આંગળ સુધીના, અને નસ ખોલવાથી સઘળા શરીરનું લોહી ખેંચીને સાફ કરે છે. ટાઢના વખતે લોહી કઢાવવું નહીં. તેમજ ભૂખ્યાનું, મૂર્છિત દરદીનું, નિદ્રાથી ઘેરાયલાનું, બ્હીનેલાનું, મદવાળાનું, થાકેલાનું અને મળ-મૂત્રના રોકાણવાળાનું લોહી કાહાડવું નહીં. લોહી કાહાડવાની ક્રિયા કરતાં લોહી બહાર ન આવે તો, ઉપલેટ, સુંઠ, મરી, પીપર અને સૈંધવથી છેદના મ્હોંને ચોળવું એટલે તેથી લોહી નીકળશે. જ્યારે બહુ તાપ, બહુ ટાઢ ન હોય અને સ્વેદ-પરસેવાની ક્રિયા ન કરી હોય તથા શરીર બહુ ગરમ કરવામાં ન આવ્યું હોય તો તે સમય રોગીને રાબ પીવરાવી તૃપ્ત કરી પછી લોહી કાહાડવું. બહુજ પરસેવો આવ્યો હોય, ઉષ્ણકાળ હોય, અથવા શસ્ત્ર બહુ ઉંડું નસમાં ઉતરી ગયું હોય તો લોહી બહુ નીકળે છે. જો લોહી બહુ નીકળવા લાગે તો લોદર, રાળ, રસવંતી, જવનો લોટ કે (ઘઉંનો લોટ) ધાવડીનું ચૂર્ણ, ધંતુરાનું ચૂર્ણ, ગેરૂ, સાપની કાંચળી, અને રેશમી કે સાદા લુગડાની રાખના ચૂર્ણથી એટલે એઓમાંથી ગમે તેના ચૂર્ણથી છેદને રોકી દેવો જેથી લોહી નીકળતું બંધ પડે છે. શીતોપચાર કરવાથી પણ લોહી વહેતું બંધ પડે છે. ખાર મૂકવાથી વ્રણનું મ્હોં જોડાઇ જાય છે અને ડાંભની નસોનો સંકોચ થાય છે.

બગડેલું લોહી શરીરમાં જરા બાકી રહી જાય તેની હરકત નહીં, પણ લોહી બહુ નીકળે તો તેથી અન્ય નવા ઉપદ્રવો થાય છે—એટલે અંધાપો, આક્ષેપકવાયુ-તાણ, તરસ, આંખનો તિમિર રોગ, માથાનાં દરદ, પક્ષઘાત, શ્વાસ, ઉધરસ, હેડકી, બળતરા તથા પાંડુરોગ એઓની ઉત્પત્તિ થાય છે. અને સમય ઉપર મૃત્યુ પણ થાય છે, દેહની ઉત્પત્તિ લોહીથીજ છે. લોહીજ દેહને ધારણ કરે છે અને લોહી એજ જીવનના આધારભૂત છે માટે લોહીનું અવશ્ય રક્ષણ કરવું. લોહી કઢાડ્યા પછી ટાઢા ઉપાયો કરવાથી પવનનો કોપ થાય તો વ્યથાવાળા સોજા ઉપર જરા ઉનાશવાળું ઘી રેડવું. લોહી નીકળવાથી નબળાઇ વધી પડે તો, હરણ, સસલા, ઘેટા, કાલિયાર અને બકરાના માંસના રસો પાવા, તથા દુધની સાથે સાઠીચોખા ખવરાવવા. લોહી બરાબર નીકળ્યું હોય તો પીડાની શાંતિ, શરીરમાં હલકાપણું, વ્યાધિ તથા ઉપદ્રવોનો નાશ અને મનનું સ્વચ્છપણું થાય છે.

લોહી કઢાવ્યા પછી જ્યાં સુધી બળ ન આવે ત્યાં સુધી અત્યંત મહેનત, મૈથુન, ક્રોધ, ટાઢા પાણીથી સ્નાન, ઘણા પવનમાં રહેવું, એકટાણું જમવું, દિવસે સુવું, ખાટું-ખારૂં કે તીખું ભોજન, શોક, વાદ અને અજીર્ણ થવા યોગ્ય ભોજન વગેરે કરવાં નહીં. ભાવપ્રકાશ.

લોહી કઢાવવાનો વિધિ સંપૂર્ણ.

ઇતિ શ્રી મન્મહારાજાધિરાજ રાજરાજેંદ્ર શ્રી સવાઈ પ્રતાપસિંહજી વિરચિત અમૃતસાગર નામા ગ્રંથ વિષે આસવ-અરિષ્ટવિધિ, પાકવિધિ, શિલાજીત શોધન, ખાર કાહાડવાનો વિધિ, ચણાખારનો પ્રકાર, સ્નેહન, સ્વેદન, વમન, વિરેચન, હરીતકીયોગ, બસ્તિકર્મ, ધુમ્રપાન અને લોહી કાહાડવાનો વિધિ નિરૂપણ નામનો ચોવીસમો તરંગ સંપૂર્ણ.

# તરંગ પચીસમો.

ષટ્ઋતુ અહર્નિશ કૃત્ય વળી, શારીરિકનું જ્ઞાન;
આ છેલ્લાજ તરંગમાં, કથ્યાં સુખદ વ્યાખ્યાન.

## છ ઋતુઓના આહાર વિહારનો અધિકાર.

હેમંત, શિશિર, વસંત, ગ્રીષ્મ, વર્ષા અને શરદ્ એ છ ઋતુઓ છે. તે છ ઋતુઓનું એક વર્ષ કહેવાય છે. બબ્બે મહિનાની એક ઋતુ હોય છે એટલે માગશિર તથા પોષ મહિનાને હેમંત ઋતુ, મહા ફાગણને શિશિરઋતુ, ચૈત્ર વૈશાખને વસંતઋતુ, જેઠ અષાડને ગ્રીષ્મ ઋતુ, શ્રાવણ ભાદરવાને વર્ષાઋતુ અને આસો કારતકને શરદ્ઋતુ કહે છે. કેટલાકના મત પ્રમાણે ધન અને મકરસંક્રાંતિને હેમંત, કુંભ અને મીનસંક્રાંતિને વસંત, મેષ અને મકરસંક્રાંતિને ગ્રીષ્મ, મિથુન અને કર્ક સંક્રાંતિને શિશિર, સિંહ અને કન્યાસંક્રાંતિને વર્ષા અને તુલા તથા વૃશ્ચિકસંક્રાંતિને શરદ્ઋતુ માને છે.

## કઈ કઈ ઋતુમાં કયા કયા દોષનો સંચય, કોપ તથા શાંતિ થાય છે ?

ગ્રીષ્મઋતુમાં વાયુનો સંચય, વર્ષાઋતુમાં વાયુનો કોપ અને શરદ્ઋતુમાં વાયુની શાંતિ થાય છે. વર્ષાઋતુમાં પિત્તનો સંચય શરદ્ઋતુમાં પિત્તનો કોપ અને હેમંતઋતુમાં પિત્તની શાંતિ થાય છે. શિશિરઋતુમાં કફનો સંચય, વસંતઋતુમાં કફનો કોપ અને ગ્રીષ્મઋતુમાં કફની શાંતિ થાય છે. આ દોષોનો, સંચય પ્રકોપ અને શાંતિ આહાર વિહારનાં કારણોથીજ થાય છે અને વગર સમયે શાંતિ પણ પોતાની મેળેજ થાય છે.

વાયુકોપના આહાર-વિહાર-હલકી, લૂખી, થોડી, ઘણી ટાઢી વસ્તુઓના સેવનથી, ઘણા ખેદથી, સંધ્યા સમય મૈથુન કરવાથી, શોચથી, ભયથી, ચિંતાથી, ઉજાગરાથી, પ્રહાર લાગવાથી, પાણીમાં તરવાથી, અન્નના અજીર્ણથી અને ધાતુઓના ક્ષીણપણાથી તથા બીજાં પણ કારણોથી વાયુ કોપે છે.

પિત્તકોપના આહાર-વિહાર-કડવી, ખાટી, ખારી, ગરમ, તીખી વસ્તુઓના વિશેષ સેવનથી, ક્રોધથી, તડકાના સેવનથી-બપોરે તાપમાં ફરવાથી, ભૂખ-તરશના વેગો રોકવાથી, અન્નના અજીર્ણથી અને બીજાં પણ કારણોથી અરધ રાતના વખતે પિત્ત કોપે છે.

કફકોપના આહાર-વિહાર-મીઠા, ચીકણા, ટાઢા, ભારે પદાર્થોના ખાવાથી, દહાડે સુવાથી, જઠરાગ્નિના મંદપણાથી, પ્રભાતે ભોજન કરી પછી ખેદ વગેરેના કરવાથી અને બીજાં પણ કારણોથી કફ કોપે છે.

આ ત્રણે દોષો તેઓને દૂર કરવાના ઉપાયો કરવાથી શાંત થાય છે.

હેમંતઋતુના આહાર-વિહાર-ભેંસનું કે ગાયનું તાજું ઘી, મીઠા ખાટા, કે ખારા રસ મીઠું, તેલનું મર્દન, તલ, ઘઉં અડદ, સાકર-આદિ મીઠા દ્રવ્ય, સુંઠ સાથે હરડેનું સેવન, ગરમ [illegible] ઓઢવાં પાથરવાં, પવન રહિત સ્થાન અને નવીન વસ્ત્ર વગેરે સુંદર [illegible] પૌષ્ટિક પદાર્થો સહ આહાર વિહાર કરવો.

શિશિર ઋતુના આહાર-વિહાર-પીપર સંયુક્ત હરડે ખાવી, ગરી, આદુ, તાજું

ઘી, સિંધાલુણ, વડાં, ગોળ, દહી અને હેમંત ઋતુમાં જે કહ્યા તે આહાર વિહાર ઉપયોગમાં લેવા.

વસંત ઋતુના આહાર-વિહાર-આ ઋતુમાં કફકોપની શાંતિ માટે મધ સાથે હરડે ખાવી જેથી બળ વધે છે. વસંતમાં વન ઉપવનમાં યોગ્ય વખતે ફરવું હિતકારી છે, ચિત્રામૂળનું યોગ્ય અનુપાન સહ સેવન કરવું અને કફનો નાશ કરનારા આહાર વિહાર કરવા સુખદ છે.

ગ્રીષ્મઋતુના આહાર-વિહાર-ગહન વૃક્ષોની ઘટામાં હરવું-ફરવું, બેસવું, ગોળ સાથે હરડે ખાવી, ટાઢું, પાણી પીવું, શીખરણી-શીખંડ, શરબત, સાથવા, દ્રાખ, મીઠાં ભોજન, ચીકણા દ્રવ્ય, સાકર, ટાઢા પાણીમાં તરવું, ખસની ટટ્ટીઓ અને ફુવારાનું સેવન, કપૂર ચંદનનાં વિલેપન, દિવસે સુવું અને સુંદર ખસના પંખાનો પવન તથા મનગમતા વિનોદો ઉપયોગમાં લેવા, પણ કડવી, તીખી, ખારી, ખાટી, દાહ કરનાર વસ્તુઓ, ખેદ, દારૂ અને તડકામાં બેસવું, ફરવું બીલકુલ ઉપયોગમાં લેવા યોગ્ય નથી.

વર્ષાઋતુના આહાર-વિહાર-સિંધાલુણ સાથે હરડેનું સેવન, ચીકણા દ્રવ્ય, ખારા, ખાટા પદાર્થો, ડાંગર, જવ, સુંઠ, મરી, પીપર, પીપરામૂળ, ચિત્રક તથા સિંધાલુણ સહિત દહીનું ઘોળવું, ઉનું પાણી, કુવાનું પાણી, ધોળાં વસ્ત્ર, ફરવું, હલકાં ભોજન અને જુલાબ, એટલાં પથ્ય છે. તથા દિવસે સુવું, ખેદ, તડકો, તળાવનું પાણી પીવું, દહી, વનનું ધ્યાન અને મૈથુન એટલાં કુપથ્ય છે.

શરદ્ ઋતુના આહાર-વિહાર-વર્ષાઋતુમાં સંચય થએલ પિત્ત શરદ્ઋતુમાં કોપ પામે છે માટે સાકર સાથે હરડે સેવન કરવી, તથા સાકર વગેરે મીઠા પદાર્થો, સાઠીચોખા, મગ, તળાવનુ પાણી, ઉકાળેલું-કઢેલું દુધ, અને ધાતુ, વીર્ય, પરાક્રમને વધારનાર વસ્તુઓનું સેવન સદા હિતકારી છે. તથા તીખા, ખારા, ખાટા પદાર્થો, આસવ, તડકો, દિવસે સુવું, પૂર્વ દિશાનો પવન એટલાં સદા અહિતકારી છે.

વિશેષ માહિતી માટે કેશવકલ્યાણ અને વૃદ્ધત્રયી વાંચો.

## દિનચર્ય્યા.

### ( પરોઢીએ ઉઠી સાંજરે સુવા સુધીમાં મનુષ્યે શું શું કરવું ? )

નિરોગી મનુષ્યે પોતાના આયુના રક્ષણાર્થે પાછલી ચાર ઘડી રાત રહે ત્યારે જાગવું અને દુઃખ-કષ્ટની શાંતિ નિમિત્તે શ્રી જગતનિયંતા પરબ્રહ્મ પરમાત્માનું વા, પોત પોતાના ઇષ્ટદેવનું સ્મરણ કરવું. પછી માંગલિક વસ્તુઓનો સ્પર્શ તથા તેવી વસ્તુઓનું દર્શન કરી, આજે અમુક કામ કરવું અને અમુક કામ ન કરવું તેનો નિશ્ચય કરી પથારીમાંથી ઉઠી ઉભા થઇ મળ-મૂત્રનો ત્યાગ કરી એટલે મળ મૂત્રનો વેગ ન રોકતાં તથા પરાણે હાજત ન લાવતાં મળ મૂત્રનો દિવસે ઉત્તર દીશા તરફ અને રાતે દક્ષિણ દિશા ભણી મોં રાખી ત્યાગ કરવો. પછી સીધા ઝાડનું એટલે બોલસરી, બાવળ આદિ ઝાડોનું પોતાના હાથની છેહી આંગળી

૧ સુશ્રુત કહે છે કે-દિવસના પ્રથમ ભાગમાં વસંત, બપોરે ગ્રીષ્મ, ત્રીજા પોહોરે શિશિર, સંધ્યાએ વર્ષા, અરધી રાતે શરદ્ અને પરોઢીએ હેમંત ઋતુનાં ચિન્હ જણાય છે અર્થાત્ એક અહોરાત્રીમાં પણ ૭ ઋતુઓના સ્વભાવ દેખાય છે.

જેવું જાડું–પાતળું ૧૨ આંગળ લાંબુ, ગાંઠા વગરનું છિદ્ર વિનાનું ઉત્તમ દાતણ સ્વસ્થ ચિત્તે આસ્તેથી પેઢાંને ઘસી ઉલ ઉતારી દાતણ કરવું. ટાઢા પાણીના ૧૨ કોગળા કરી ટાઢા પાણી મ્હોં ધોઇ નાખવું. દાંતે ઘસવા માટે સૈંધવ સાથે સ્હેજ શેકેલું જીરૂં અને જરા સુંઠ મેળવી તેનું ચૂર્ણ, દાતણના કુચા કુચાથી ઘસવું જેથી દાંતોના રોગ મટે છે. ત્યાર પછી શરીરે નારાયણ તેલ વગેરે તેલનું મર્દન કરી ચણાના લોટની કે કંકોડી વગેરેની પીઠી ચોળી શરીરના બળ પ્રમાણે કુસ્તિ–કસરત કરી, થાક દૂર થવા સુંદર જળથી સ્નાન કરવું, એટલે કેડથી હેઠળ ઉના પાણીથી અને કેડથી ઉપર ટાઢા કે નવાયા પાણીથી ૧ ન્હાવું જેથી કેટલાક રોગો મટે છે, અર્થાત્ ન્હાવાથી શોચ મટે છે, શરીરના મેલ જાય છે, શક્તિ વધે છે, ગરમીના રોગો મટે છે, હીયાનો તાપ, લોહીનો કોપ, શરીરની દુર્ગંધ, થાક, પરસેવો, આલસ્ય, ચળ તરશ, બળતરા, તાપ–પાપ મટે છે અને ઉત્સાહ, બળ, આયુષ્ય, તેજ, કાંતિ, સુકુમારતા, રૂચિ, ભૂખ, બુદ્ધિ, સુખ અને દ્રવ્યાદિ વધે છે. વીર્યને વધારે છે, આનંદ આપે છે, શરીરના ક્રમિ, અને માર્ગના ખેદને દૂર કરે છે.

ઉંઘમાંથી ઉઠીને, ભોજન કરીને, ઉંઘનાં ઝોકાં આવતાં હોય ત્યારે તથા તાવ, અતીસાર, આંખ કે કાનના દરદવાળાઓ, સળેખમ, તથા આફ્રો થયો હોય તેવાએ, પવનરોગીએ અને અજીર્ણવાળાએ ન્હાવું નહીં.

નાહ્યા પછી લુગડાથી શરીરને સારી પેઠે લુછી ઋતુને અનુસરતાં પવિત્ર વસ્ત્ર પહેરી સંધ્યાવંદન દેવપૂજાર્ચન ગાય બ્રાહ્મણ આચાર્ય ગુરૂ વૃદ્ધ અને અતિથિ વગેરેનું પૂજન સનમાન કરી શક્તિ પ્રમાણે દાન દઇ મધ્યાન્હ સમય બલિ વૈશ્વદેવાદિક કરી નોકર–ચાકર પશુ–પક્ષિયો અને કુટુંબી જનોની સંભાળ લેવી; અથવા કુટુંબીઓ સાથે બેસી ભોજન કરવું. તેમાંર પ્રથમ મધુર, સ્નિગ્ધ, પછી તીખા અને ખારા પદાર્થો જમી અથવા પોતાની પ્રકૃતીને માફક આવે તેવા હિતકારી પદાર્થો ચોખા, ઘઉ, મગ, ઘી અને ઉત્તમ પ્રકારનાં શાક ભાજી વગેરેથી યુક્ત ભોજન ધીમે ધીમે જમી પછી સાકર સહિત કઢેલું દુધ પીવું, પણ ભોજનના અંતે દહી ખાવું નહીં, ભોજન હદથી વધારે કે નિયમથી ઓછું કરવું નહીં; પરંતુ રૂચિ પ્રમાણે ભોજન કરવું અને ભોજન કરવા સમય ભોજન ઉપર માતા, પિતા, મિત્ર, વૈદ્ય, રસોઈ કરનાર, મોર[૩], ચકોર, કુકડો, કુતરો અને વાંદર એઓની દૃષ્ટિ પાડવી અર્થાત્ એઓની રૂબરૂ જમવું અને જમી ઉઠયા પછી અગસ્ત્ય, કુંભકર્ણ, શનૈશ્વર, વડવાનળ તથા ભીમસેન એ પાંચ પ્રબળ અગ્નિવાળાઓનું સ્મરણ કરી પેટ ઉપર હાથ ફેરવવો જેથી

---

૧ વેદ્યરાજ હરિશ્ચંદ્ર કહે છે કે–ઉના પાણીથી ન્હાવું, દુધ પીવું, યુવાન સ્ત્રીઓનો સમાગમ કરવો અને ઘી સહિત અલ્પભોજન કરવું, એટલાં વાનાં મનુષ્ય લોકને સદા હિતકારી છે.

ટાઢા પાણીથી કે ઉના પાણીથી ન્હાવું એ પોત પોતાની પ્રકૃતિને અનુસાર ઉપયોગમાં લેવું.

૨ **मक्खीचक्खी गोरख रक्खी चेतमच्छंदर माकुल वाकुल करे तो गुरु गोरखनाथकी आण**–જમતાં પહેલાં આ મંત્ર બોલી જમવું, જેથી માખી ભોજનમાં આવતી નથી એમ હું મારા અનુભવથી કહું છું.

૩ મોર, કુકડો, કુતરું અને ચકોર ઝેરનું પારખું કરે છે, માટે તેઓને ભોજન પદાર્થ નાખી પછી જમવું. જો ઝેરથી ભળેલો પદાર્થ હોય છે તો તેઓ સુંઘી દૂર ખસે છે માટે જમતી વખતે તેઓને અવશ્ય પાસે રાખવાં. ગ્રા. કર્તા.

ભોજન સારી પેઠે પચી જાય છે. તદનંતર સુગંધિત પુષ્પમાળ, અત્તર, સુકોમળ વસ્ત્ર એ સર્વને ધારણ કરવાં, ખસના પંખાથી પવન લેવો, શીતળ છાયામાં રહેવું. ભોજન કર્યા પછી બે ઘડી થાય એટલે ટાઢું અને મીઠું પાણી આસ્તે આસ્તે પીવું, પણ ઉતાવળથી કે ઘણું પાણી પીવું નહીં, જમ્યા પહેલાં પાણી પીએ તો અગ્નિ મંદ થાય છે અને જમ્યાના અંતમાં પાણી પીએ તો વિષ સમાન ગુણ આપે છે માટે ભોજનના વચમાં પાણી પીવું. અજીર્ણમાં પાણી પીવાથી અજીર્ણ મટે છે. અન્ન પચ્યા પછી પાણી પીએ તો બળ વધે છે. ભોજન કરી બેસી રહેવાથી આલસ્ય વધે છે, શરીર ભારે થાય છે. માટે भुंक्त्वा शतं पदं गच्छेत्–જમીને ૧૦૦ ડગલાં જેટલું ફરવું. જેને સુવાની ટેવ હોય તેણે જરા સુઈ જવું, સીધા સુવાથી બળ વધે છે, ડાબા પડખે સુવાથી આયુ તથા બળ વધે છે, ભોજન પચી જાય છે અને ભોજન કરી પંથ કરે કે દોડે તો તેની પાછળ મૃત્યુ દોડે છે. અર્થાત્ મહારોગને શરણ થઇ મરણ પામે છે. સુવું કહ્યું છે, પણ ઉંઘ લેવી કહી છે એમ સમજવું નહીં માત્ર ડાબે પડખે બે ઘડી આળોટી આરામ લેવો. ભોજનના અંતમાં સુંદર નવયૌવન સદ્દવંતી માનુનીના હાથની મથેલી ગાયની સુંદર છાશ રૂચિ પ્રમાણે ઋતુને અનુસરી પીવી તથા શીખરણી–શીખંડ, દહીનું ઘોળવું વગેરે સેવન કરવાં–એટલે દુધને ઉકાળી રાતે જમાવેલું ભેંશ કે ગાયનું દહી લઇ ઉત્તમ વસ્ત્રથી સાકર કે બુરા સાથે મથી–છણી નાખી તથા તેમાં મરી, એલચી, બરાસ વગેરે અંદાજસર નાખી તૈયાર કરેલો શીખંડ સેવન કરવાથી વીર્ય, બળ તથા રૂચિ વધે છે અને પિત્ત–વાયુ વગેરેનો નાશ થાય છે. અથવા ભેંશના દહીને છણી તેમાં સુંઠ, મરી, પીંપર, રાઇ, સિંધાલુણ વગેરે નાખી તે દહીનું ઘોળવું સેવન કરે તો કફ તથા વાયુનો નાશ કરે છે. શીતકાળમાં દહી ખાવું, પણ કફપ્રકોપ સમયમાં ખાવું નહીં. જમ્યા પછી સુંદર સુગંધિત મુખવાસ–એલચી, સોપારી, બરાસ વગેરે સહિત ઉત્તમ કાથા, ચૂનાયુક્ત પાન બીડાં ખાવાં. પછી વ્યાપારાદિ કાર્યોમાં દૃઢ ઉત્સાહ સાથે પ્રવર્તવું.

સમજુ મનુષ્યે સંધ્યાકાળે આહાર, મૈથુન, નિદ્રા, શાસ્ત્રાદિકનું અધ્યયન અને પંથ એ પાંચ કર્મ કરવાં નહીં; કેમકે જમવાથી રોગ, મૈથુનથી ભયંકર સંતાન, નિદ્રાથી નિર્ધનતા, ભણવા–વાંચવાથી આયુષ્યની હાનિ અને પંથથી ભય ઉત્પન્ન થાય છે.

## રાત્રિચર્યા.

ચાંદની રાત હોય તો ચાંદનીમાં ફરવું; કેમકે ચાંદની ટાઢી છે, કામદેવ સંબંધી આનંદની દાતા છે, અને તરસ, પિત્ત તથા બળતરાનો નાશ કરનાર છે. અંધારી રાત ભય, મોહ, ભ્રાંતિને ઉત્પન્ન કરનાર તથા પિત્ત કફને હરનાર છે અને કામદેવને વધારી ગ્લાનિ આપનાર છે. રાતે પહેલે પોહોરે કાંઇક ભૂખ રહે એવી રીતે જમવું અને ભારે પદાર્થો ખાવા નહીં. પછી નિયમસર સુંદર સુકુમાર પથારી ઉપર સુંદર સ્થાનમાં શયન કરવું અને મૈથુનની ઇચ્છા થાય તો સુંદર છેલડી કામવતી કામિનીથી શક્તિ પ્રમાણે કામક્રીડા કરવી. સંભોગના આદિ તથા અંતમાં ભેંશનું અથવા ગાયનું સાકર સહિત કઢેલું દુધ પીવું. સંભોગ કરીને ન્હાવું. વૃદ્ધા એટલે પોતાથી મોટી ઉમ્મરવાળી સ્ત્રી સાથે સંભોગ કરવો નહીં; કેમકે સુકું કે ખરાબ માંસ, વૃદ્ધા સ્ત્રી, ઉગતા સૂર્યનો કે કન્યા સંક્રાંતિનો તડકો બરોબર નહીં જામેલું દહી, પરોઢીયે મૈથુન કરવું અને પરોઢીયે ઉંઘવું એ ૭ વાનાં તુરત આયુનો નાશ કરનારાં છે. પણ જો તાજું માંસ, નવું અન્ન, બાળા સ્ત્રી, દુધનું જમણ, તાજું ઘી અને ઉના પા-

ધુણી નાહવું એ છ વાનાં તુરત પ્રાણને બળ આપનારાં છે. હેમંતઋતુમાં વાજીકરણનાં ઔષધો ખાઇ બળ મેળવી પોતાની ઇચ્છા પ્રમાણે મૈથુન કરવું. શિશિરઋતુમાં મરજી પ્રમાણે, વસંતઋતુ તથા શરદ્‌ઋતુમાં ત્રીજે દીવસે, વર્ષાઋતુમાં અને ગ્રીષ્મઋતુમાં પંદર પંદર દિવસે મૈથુન કરવું. શીતકાળમાં રાત્રે, ગ્રીષ્મમાં દીવસે. વસંતમાં દીવસે અને રાત્રે, વર્ષામાં મેઘ ગર્જના વખતે અને શરદ્‌ઋતુમાં મરજી પડે ત્યારે મૈથુન કરવું. ૧ પર્વણીએ, પ્રભાતે સંધ્યાએ મધરાતે, ગાયો છુટે તે વખતે, અને બપોરે મૈથુન કરવું નહીં. શુભ રમણીક હવા, શોભાયુક્ત મકાનમાં હાસ્ય વિનોદ ગાયન વાજીંત્રાદિના વિલાસ સાથે વિલાસવતી વનિતા સહ વિલાસ કરવો. પુરૂષોએ રજસ્વળા, રોગી, મોટી ઉમ્મરવાળી, કામદેવના વેગ વિનાની, મલીન કે મલીન વસ્ત્ર-અંગવાળી. દ્વેષિલી, દુબળી, વાંઝણી-ગરમી આદિ યોનિના રોગવાળી, અને કડવા બોલી તથા ગર્ભવંતી સ્ત્રી સાથે રતિ-ગમન કરવું નહીં. તેમ બહુ જમેલાએ, ધીરજ વગરનાએ, ભૂખ્યાએ, દુખતા અંગવાળાએ, રોગીએ, બાળકે, વૃદ્ધે, મળમૂત્રના વેગવાળાએ અને મૈથુન કરવાથી જે રોગ વધે તેવા રોગવાળાએ મૈથુન કરવું નહીં. મૈથુન કરી ન્હાઇને સાકર સહિત કઢેલું દુધ કે માંસરસ અથવા આસવ પીવો. ખસના પંખાનો પવન લેવો, ગોળના પદાર્થો ખાવા અને નિદ્રા કરવી એ સદા હિતકારી છે. અતિ મૈથુન કરવાથી શુળ, ઉધરસ, વિષમજ્વર, ક્ષીણતા, ક્ષય અને આક્ષેપકાદિ વાયુના રોગો થાય છે, માટે હદમાં રહી પ્રત્યેક કાર્ય કરવાં; કેમકે "अतिसर्वत्र वर्जयेत्"

૨ પાછલી પાંચ ઘડી રાત રહે ત્યારે ઉઠી મુખ ધોઇ આઠ અંજળી પ્રમાણ ટાઢું અને મીઠું વાસી પાણી માટીના વાસણમાં ભરેલું હોય તે પીએ તો વાયુ, પિત્ત અને કફને જીતી ૧૦૦ વર્ષ સુખે જીવન ભોગવે છે. તથા ગુદાના મસા, જરા, કોઢ, મેદવિકાર, સાંધાનું દરદ, તાવ, પેટના રોગ, લોહી બગાડ, પિત્તના બગાડ, માથાના, ગળાના કાંકાના, પીડનસ, તથા આંખના રોગો, મૂતરવાની અડચણ, અને વાત, પિત્ત, ક્ષત, કફાદિ રોગોનો નાશ કરે છે. ૩

ઇતિ ઋતુચર્યા, દિનચર્યા તથા રાત્રિચર્યા સમાપ્ત.

## શારીરિક અને ઇંદ્રિયવિજ્ઞાન.

દેહધારી મનુષ્યોના શરીરમાં વાયુ, પિત્ત, કફ એ ત્રણે દોષ, સાત ધાતુઓ, તથા શરીરનું ઉપજવું, મરવું વગેરે જે જે શરીરના ધર્મ છે તેઓનું યથાર્થ સ્વરૂપ સંક્ષેપથી કહીયે છીયે—મનુષ્યના દેહમાં ૭ કળા, ૭ આશય, ૭ ધાતુઓ, ૭ ઉપધાતુઓ, ૭ ધાતુઓના

૧ સુશ્રુતજી કહે છે કે-સમર્થ પુરૂષે છએ ઋતુઓમાં ત્રણ ત્રણ દિવસે સ્ત્રીનો સંભોગ કરવો, પણ ગ્રીષ્મ ઋતુમાં પંદર પંદર દિવસે સ્ત્રી સંભોગ કરવો.

૨ કેટલાક ગ્રંથકારો કહે છે કે, સૂર્ય ઉગવાને જરાવાર હોય તે વેળાએ પાણી પીવું, પણ કોઇ કહે છે કે-"રાતના ચોથા પોહોરમાં રાતે રાખી મુકેલું-વાસી પાણી રોજ પીવું." આ વાસી પાણી પીવાનો પ્રયોગ મેં પૂર્ણપણે ખાતરીથી અજમાવી જોયો છે, અને તેથી દસ્ત સાફ ઉતરે છે, પીંડીઓની કળતર અને માથાની પીડા મટે છે, તથા નેત્રનું તેજ વધે છે, ભૂખ સારી પેઠે લાગે છે, અને આનિ થાય છે, પરંતુ નિરંતર નિયમ સહિત પીએ તોજ ફાયદો થાય છે.

૩ દિનચર્યા તથા રાત્રિચર્યા અને ઋતુચર્યાનો વિશેષ ખુલાસો મેળવવા ચરક, સુશ્રુત, વાગ્ભટ તથા આત્મપ્રકાશાદિ ગ્રંથોનું અવલોકન કરો. ગ્રં. કર્તા.

મળો, ૭ ત્વચા, અને ત્રણ દોષ તથા હાડ, માંસ, મેદને બાંધવાની ન્હાની નસો ૯૦૦, એ ડના સાંધા ૨૧૦, હાડકાં ૩૦૦, મર્મસ્થાન ૧૦૭, ૭૦૦ નસો, ધમનીનાડીઓ ૨૪, માંસપેસી ૫૦૦, સ્ત્રીઓના શરીરમાં ૫૨૦, અને સર્વવ્યાપિની નાડીઓ ૧૬ છે. પુરૂષના શરીરમાં ૧૦ તથા સ્ત્રીના શરીરમાં ૧૩ છિદ્ર છે. આ સંક્ષેપ માત્રાથી કહેલ છે. હાડ, નસો, માંસપેસી અને મર્મસ્થાનો વિષે મહર્ષિઓના ભિન્ન ભિન્ન મત છે માટે તેઓનું નિરાકરણ કરવા વૃહત્રયી ( ચરક, સુશ્રુત, વાગ્ભટ) વાંચો.

સાત કળા–પહેલી માંસને ધારણ કરનારી માંસધરા કળા છે, બીજી લોહીને ધારણ કરનારી રક્તધરા કળા છે, ત્રીજી મેદને ધારણ કરનારી મેદધરા કળા છે, ચોથી કફને ધારણ કરનારી યકૃતપ્લીહા કળા છે, પાંચમી આંતરડાંઓને ધારણ કરનારી પુરીષધરા કળા છે, છઠ્ઠી અગ્નિને ધારણ કરનારી અગ્નિધરા કળા છે. અને સાતમી શુક્રને ધારણ કરનારી શુક્રધરા કળા છે.

સાત આશય–લોહી અને જીવનું સ્થાન રક્તાશય તે છાતીમાં છે. તેના નીચે કફનું સ્થાન, તેનાથી કાંઇક નીચે આમાશય છે, ડુંટીના ઉપર ડાબી બાજુએ અગ્નિનું સ્થાન છે, તે અગ્નિસ્થાનના ઉપર તિલ છે તેને લોમ કહે છે, તે તરશનું સ્થાન છે, અગ્નિના સ્થાનના નીચે પવનનું સ્થાન છે, તેના નીચે ડાબા ભાગમાં મળનું સ્થાન છે તેને હોજરી કહે છે અને તે હોજરી–પક્વાશયના નીચે જમણી બાજુએ મૂત્રાશય છે, આ સાત આશય–સ્થાન છે, પુરૂષોને સાત સ્થાન છે અને સ્ત્રીઓને ૧૦ સ્થાન છે એટલે ગર્ભાશય અને બે સ્તનના બે દુગ્ધાશય એ ત્રણ મળી ૧૦ આશય છે.

સાત ધાતુ–રસ, લોહી, માંસ, હાડ, પેસી અને વીર્ય એ સાત ધાતુઓ છે. તે પિત્તના તેજથી પાચન થઇ એક એકથી પ્રકટ થાય છે–એટલે પ્રત્યેક વસ્તુ ખાધા પછી ચોથે ચોથે દિવસે એક ધાતુ પ્રકટ થાય છે. તાત્પર્ય એ કે ખાધેલી ચીજમાંથી ચોથે દિવસે રસ નામનો ધાતુ થાય છે. આઠમે દિવસે લોહી, બારમે દિવસે માંસ, સોળમે દિવસે મેદ, વીસમે દિવસે હાડ, ચોવીસમે દિવસે પેથી અને અઠ્ઠાવીસમે દિવસે વીર્ય પેદા થાય છે.

સાત ધાતુઓના મળ–જીભ, આંખ અને ગલેફાંનું પાણી એઓના મળ રસધાતુનો મળ છે, રંજકપિત્ત લોહી ધાતુનો મળ છે, કાનનો મળ માંસ ધાતુનો મળ છે, જીભ દાંત બગલ અને ઇંદ્રિ એઓનો મળ મેદનો મેલ છે, નખ, વાળ, અને રૂંવાડી હાડનો મળ છે. આંખના પીઆ અને મ્હોં ઉપરની ચીકાશ મજ્જાનો મળ છે અને મ્હોં ઉપરના ખીલ તથા ફોલ્લીઓમાંથી નીકળતી કણીયો વીર્યનો મળ છે.

સાત ઉપધાતુઓ–ચરબી માંસનો ઉપધાતુ છે, પરસેવો મેદનો, દાંત હાડનો, વાળ મજ્જાનો, અને ઓજ શુક્રનો ઉપધાતુ છે, તે ઓજ સર્વ શરીરમાં રહે છે ચીકટાશ, ટાઢક, સ્થિરતા, ઉજ્વળતા વગેરે ગુણ ધારણ કરનાર છે. તે સોમાત્મક શરીરમાં સ્થિત થઇ બળ તથા પુષ્ટિ પ્રકટ કરે છે. સ્ત્રીઓના શરીરમાં બે ઉપધાતુઓ વિશેષ છે એટલે બે સ્તનોમાં દુધ થાય છે તે બે અને રજોદર્શન એ ત્રણ ઉપધાતુઓ આના અંગમાં હોય છે. સ્તનમાં દુધનુ આવવું અને યોનિમાં લોહીનું આવવું સમય આવ્યે પ્રકટ થાય છે અને સમય વીત્યે બંધ થાય છે. અર્થાત્ સ્તન્ય રસનો ઉપધાતુ અને આર્તવ લોહીનો ઉપધાતુ છે.

સાત ત્વચા–ચામડી–પહેલી અવભાસિની ત્વચા છે તે સિધ્મામેદનું સ્થાન છે. બી-

...કોઢ પહેલી ત્વચામાં પેદા થાય છે, બીજી લોહીતા ત્વચા છે તે કીલકકોઢનો જન્મભૂમિ છે, ત્રીજી શ્વેતા ત્વચા તે ચર્મદળકોઢની જન્મભૂમિ છે, ચોથી તામ્રા ત્વચા છે તે ...કોઢની જન્મભૂમિ છે, પાંચમી વેદની ત્વચા છે તે સર્વકોઢની જન્મભૂમિ છે, છઠ્ઠી રોહિણી ત્વચા છે તે ગાંઠ ગડગુમડ કંઠમાળાદિની જન્મભૂમિ છે અને સાતમી સ્થૂળા ત્વચા વિદ્રધિ-આદિરોગોની જન્મભૂમિ છે. એ સાત ત્વચાઓની જાડાઇ જવ જેટલી છે.

ત્રણ દોષ–વાયુ, પિત્ત અને કફ એ ૩ દોષ છે. એ ત્રણેના પાંચ પાંચ ભેદ છે, એ પાંચ પાંચ ભેદ સ્થાનભેદના કારણોથી માનવામાં આવેલ છે, પિત્ત પાંગળો છે, કફ પણ પાંગળો છે, પણ તે બન્નેને વાયુ પોતાની પ્રબળ ગતિવડે આખા શરીરમાં ફેરવી ભિન્ન ભિન્ન રોગોનાં રૂપો પ્રકટાવે છે.

વાયુનું સ્વરૂપ–વાયુ દોષ ધાતુ મળને એક સ્થાનકેથી બીજે સ્થાનકે લઇ જનાર છે, શીઘ્રગતિવાળો છે, ચપળ છે, સૂક્ષ્મ છે, શીતળ છે, સુકો છે, હલકો છે, ખર, મૃદુ, યોગવાહિ, તેજયુક્ત, દાહક, અને રજોગુણમય છે. તે વાયુનાં પાંચ સ્થાન છે, તેથી તેનાં પાંચ સ્વરૂપ છે એટલે હોજરી, કોઠો, અગ્નિસ્થાન, છાતી અને કંઠ એ પાંચ ઠેકાણાં વાયુનાં છે. ગુદામાં રહેલો અપાનવાયુ, નાભિમાં સમાનવાયુ, હૃદયમાં પ્રાણવાયુ, કંઠમાં ઉદાનવાયુ, અને સર્વ શરીરમાં વ્યાનવાયુ રહે છે તે પોત પોતાના સ્થાનથી ભ્રષ્ટ થયે અનેક પ્રાણઘાતક રોગોને જન્મ આપે છે.

પિત્તનું સ્વરૂપ–પિત્ત ગરમ છે, પાતળો છે, પીળો છે, સતોગુણમય છે, કડવો છે, તીખો છે, અને દગ્ધ થયે ખાટો છે. તે પાંચ સ્થાનમાં રહેનાર છે. એટલે અગ્નિના આશયમાં તિલપ્રમાણ અગ્નિરૂપ થઇ રહે છે, ત્વચામાં કાંતિ કરનાર, નેત્રમાં રહી દૈદિપ્ય દૃષ્ટિ રાખનાર, પ્રકૃતિમાં રહી પાચનક્રિયા કરનાર અને હૃદયમાં રહી બુદ્ધિ-આદિને પ્રકટ કરનાર છે. તેનાં રંજક, પાચક, ભ્રાજક, અલોચક અને સાધક એવાં પિત્તનાં પાંચ રૂપ છે.

કફનાં સ્વરૂપ-સ્થાન–કફ ચીકણો, ભારી, શ્વેત, પિચ્છિલ, શીતળ, તમોગુણમયી તથા મીઠો છે અને દગ્ધ થયે ખારો થાય છે, તે આમાશયમાં, માથામાં, ગળામાં, છાતીમાં અને સાંધાઓમાં પાંચ રૂપથી રહે છે. એટલે કફ દેહમાં રહી, દેહની સ્થિરતાને સર્વ અંગોના કોમળપણાને કરે છે, તે ક્લેદન, સ્નેહન, રસન, અવલંબન અને શ્લેષ્મા એ પાંચ રૂપ છે. તે પાંચ સ્થાનો જે ઉપર કહ્યાં તેમાં ભિન્ન ભિન્ન રૂપે રહે છે.

મનુષ્યના શરીરમાં માંસ હાડ તથા મેદને બાંધવાના માટે સ્નાયુઓ–નસો તથા શરીરના આધારભૂત હાડકાં છે કે જે સદા દેહનો ભાર માર સહન કરનાર છે તથા શરીરમાં મર્મસ્થાનો છે એટલે જે જીવને ધારણ કરનાર સ્થાન છે તે મર્મસ્થાન કહેવાય છે, તે અને સંધિ સાંધાઓને જોડનાર સંધિનસો પણ ઘણી છે, તે વાયુ પિત્ત કફ તથા સાત ધાતુઓને વહેનારાઓ છે. તે સિવાય ધમની–મુખ્ય નાડીયો છે તે રસને વહેનારાઓ અને પવનને વહેનારાઓ છે. ૧૬ તો મોટી નસો કે જેને કંડરા કહે છે, તે પણ શરીરમાં વિદ્યમાન છે અને ...નો ધર્મ બજાવે છે. અર્થાત્ શરીરને સંકોચવું કે વિસ્તારવું તે કામને બજાવે છે. સ્નાયુ, હાડકાં, મર્મસ્થાન જોડનસો, ધમનીઓ, કંડરાઓ અને માંસ પેસીઓ ... અનેક પ્રકારોની ભિન્ન ભિન્ન રીતિની છે, કોઇ વધારે તો કોઇ

ઓછી એમ મતાંતર દર્શાવે છે, તેનું કારણ તો એજ છે કે કોઇએ કેવળ મોટાઓની ગ-ણુના કરી છે અને કોઇએ કેવળ સૂક્ષ્મની ગણના કરી નથી અને કોઇએ સૂક્ષ્મ સહિત મોટાઓનું ટોટલ કરી સરવાળો બાંધેલ છે, જેથી મતફેર પડે છે, પરંતુ વાસ્તવિક રીતે સર્વનું કહેવું સત્ય છે. આ શંકાઓનું સમાધાન વૃહત્રયીથી કરી લેવું.

શરીરમાં દશ છિદ્ર-દ્વાર છે એટલે બે નાકનાં, બે આંખનાં, બે કાનનાં, લિંગનું, ગુદાનું, મુખનું અને રંધ્ર એ દશ દ્વાર કહેવાય છે તે પૈકી રંધ્ર વગર નવ દ્વાર ખુલ્લાં છે. સ્ત્રીઓના શરીરમાં ત્રણ દ્વાર વિશેષ હોય છે એટલે બે સ્તનનાં અને એક ગર્ભાશયનું એ ત્રણ ગણી તેર દ્વાર છે; જો કે શરીરમાં સૂક્ષ્મદ્વાર તો રોમે રોમે છે, પણ મુખ્ય દ્વાર ઉપર પ્રમાણેજ છે. ડુંટીની ડાબી બાજુએ હોજરી અને બરલ છે; તેમજ જમણી બાજુએ યકૃત છે. ઉદાનવાયુનો આધાર તે ફેફસાં છે અને લોહીને વહેવાવાળી જે નસો તેનું મૂળ બરલ છે. રંજકનામા પિત્ત તેનું જે સ્થાન તેના વિષે જે રક્તનું સ્થાન છે તેને યકૃત કહે છે. ડુંટીના ડાબા ભાગમાં અગ્ન્યાશયના ઉપર જે તિલ છે તે જળને વહેવાવાળી જે નસો છે તેઓનું મૂળ અને તિલ તે તરશને ઢાંકી દે છે અને કૂખમાં જે બે ગોળા છે તેને વૃક્ક કહે છે તે બન્ને જઠરનો જે મેદ છે તેને પુષ્ટ કરે છે તથા જે વૃષણ તે વહેવાવાળી નસો તેઓના આ-ધારભૂત છે તેમજ પુરૂષાર્થને વહેવાવાળા છે, લિંગ ગર્ભદા છે અને વીર્ય, મૂત્ર એઓનો આ-ધાર છે તથા હૈયું મન ચિત્ત બુદ્ધિ અહંકાર એઓનું સ્થાન છે, અને ઓજનું ઘર છે. નાભિ ધમની શિરાઓને-આદિ લઇ નસોનું સ્થાન છે અને સર્વ ધાતુઓના સંયોગથી ના-ભિનો જે વાયુ છે તે શરીરને પુષ્ટ કરે છે. નાભિનો પવન હૈયાના કમળમાં જાય છે તેનો સ્પર્શ કરી ગળાની બહાર નિકળે છે અર્થાત્ વિષ્ણુપદનું જે અમૃત તેને પીવા નાસિકાદ્વારા પવનથી આકાશના અમૃતને પીને ફરી મુખ નાસિકાદ્વારા ગળા વગેરેમાં થઇ પેટમાં પ્રાપ્ત થાય છે અને વેગવડે તે પવન સમસ્ત દેહના અંગોમાં ફરી અંગોને જીવને તથા જઠરાગ્નિને પુષ્ટ કરે છે. શરીર તથા હૃદયના પ્રાણ પવનનો જે સંયોગ તેને આયુર્બળ કહે છે અને શરીર પ્રાણની જે જુદાઇ થવી તેને મરણ કહે છે. આ પૃથ્વીમાં પ્રાણી માત્ર મરણને શરણ છે, પણ કોઇ અમર નથી માટે મરણ અનિવાર્ય છે, તેથી મૃત્યુને જીતી શકાય તેમ નથી પરંતુ વૈદ્ય રોગોને જીતી શકે છે અર્થાત્ સાધ્ય રોગને મટાડી શકે છે; જો કે સાધ્ય રોગ થયા છતાં બેદરકારી રાખી ઉપાય (પથ્ય) ન કરવાથી અસાધ્ય-કષ્ટસાધ્ય થાય છે અને કુપથ્ય કરે તો કષ્ટસાધ્ય રોગ અસાધ્ય રૂપે થાય છે તથા અસાધ્ય છતાં પણ કુપથ્ય કરે તો નિશ્ચે મૃત્યુ પામે છે; કારણ કે शरीरंव्योम मंदिरम् માટે મનુષ્ય માત્રને એ અવશ્યનું કાર્ય છે કે હિતકારી, પ્રકૃતિને પસંદ પડે તેવા આહાર-વિહારમાં વિચરી પોતાના શરીરનું સંરક્ષણ કરવું; કેમકે धर्मार्थ काम मोक्षाणां शरीरं साधनं स्मृतम्. શરીરમાં વ્યાધિ થવાથી મનુષ્ય કોઇ કાર્ય કરવામાં સમર્થ થઇ શકતું નથી માટે શરીરને આરોગ્ય રાખવું એજ પ-રમ પુરૂષાર્થ છે. લૌકિકમાં પણ પ્રસિદ્ધ કહેવત છે કે એક તંદુરસ્તિ હજાર ન્યામત-પહેલું સુખ તે જાતે નર્યા-માટે કર્મવિપાકને જાણનાર મનુષ્યે ચાર પુરૂષાર્થ-અર્થ ધર્મ કામ તથા મોક્ષના સાધનરૂપ શરીરને સાચવવું. જે શરીરને સંતાપે છે તે વિશ્વ સંતાપક-ઘાતક અને જે શરીરને સંતોષે છે-સાચવે છે તે સમસ્ત જગતને સાચવે છે-રક્ષણ કરે છે એમ જાણવું. સાત ધાતુઓના મળ વાયુ પિત્ત અને કફ એ ત્રણે જો પોત પોતાના સ્થા-

નમાં સમાન રૂપે રહ્યા હોય તો શરીરને મહાસુખ મળે છે, પણ જો એ ઓછાવત્તા રૂપે થાય છે તો અનેક રોગોને જન્મ આપી શરીરનો નાશ કરે છે. આ સંબંધી વિશેષ ખુલાસો મેળવવા વૃદ્ધત્રયી વાંચો.

શારીરિક ઇંદ્રિયવિજ્ઞાન સમાપ્ત.

## સૃષ્ટિ ક્રમ.

આ બ્રહ્માંડના કારણ આત્મા જે જ્યોતિરૂપ સત્–ચિત–આનંદ રૂપ બ્રહ્મ પરમાત્મા તે સ્પૃહા નિર્ગુણ છે, તે પોતાની પ્રકૃતિરૂપ માયાથી–માયાના યોગથી, ઇચ્છાદિ યુક્ત થઇ આ જગતને ઉત્પન્ન કરે છે–એટલે પરબ્રહ્મ પરમાત્માની માયા નિત્ય છે, જેમ સૂર્યની પ્રતિચ્છાયા–પ્રકાશ છે તેમ પરમાત્માની પ્રતિચ્છાયા માયા છે. તે માયાએ જડ ચૈતન્યતાનો સંયોગ કરી આ અનિત્ય–ક્ષણભંગુર અસાર સંસારને ઉત્પન્ન કર્યો, જેમ નાટકી લોકો કે બાજીગર લોકો પોતાની માયા ફેલાવી અનેક રૂપને પ્રકાશે છે તેમ તે માયા–પ્રકૃતિ સંસારની માતા તેણે પ્રથમ બુદ્ધિને ઉત્પન્ન કરી. તે બુદ્ધિ કેવી છે? કે ઇચ્છામયી મહતત્ત્વ જેનું સ્વરૂપ છે. તે મહતત્ત્વથી અહંકાર ઉત્પન્ન થયો, તેના ત્રણ પ્રકાર છે–રજ, તમ અને સત એ ત્રણ ગુણો છે. રૂપ અહંકારના ભેદ છે. પછી તે સતોગુણ અને રજોગુણના મેળાપથી દશ ઇંદ્રિયો ઉત્પન્ન થઇ તથા અગીયારમું મન પણ પેદા થયું અર્થાત્ કાન, નાક, જીભ, આંખ અને ચામડી એ પાંચ જ્ઞાનેંદ્રિયો તથા વાણી, હાથ, પગ, લિંગ અને ગુદા એ પાંચ કર્મેંદ્રિય મળી દશ ઇંદ્રિયો થઇ. તમોગુણ વિશેષ સતો ગુણના મેળાપથી પાંચ તન્માત્રા એટલે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ એ પાંચ તન્માત્રા છે. તે તન્માત્રાથી પંચ મહાભૂત પેદા થયા; અર્થાત્ શબ્દથી આકાશ, સ્પર્શથી વાયુ, રૂપથી અગ્નિ, રસથી જળ અને ગંધથી પૃથ્વી ઉત્પન્ન થયાં. પાંચ જ્ઞાનેંદ્રિયોના વિષય એટલે કાનનો વિષય શબ્દ, ચામડીનો સ્પર્શ, નેત્રનો રૂપ, જીભનો સ્વાદ અને નાકનો સુગંધિ દુર્ગંધિ ગ્રહણ કરવાનો વિષય છે. કર્મેંદ્રિયોના વિષય એટલે વાણીનો વિષય બોલવું, હાથનો ગ્રહણ કરવું, પગોનો ચાલવું, લિંગનો મૈથુન કરવું અને ગુદાનો વિષય મળનો સર્વ પ્રકારે ત્યાગ કરવાનો છે. પ્રકૃતિને પ્રાધાન, પ્રકૃતિ, શક્તિ, નિત્યા અને વિકૃતિ એવાં પાંચ નામોથી ઓળખે છે તે શિવથી સંયુક્ત રહે છે તે પ્રકૃતિનાં ચોવીસ મહતત્ત્વ છે. એટલે અહંકાર ૧, પાંચતન્માત્રા ૬, દશ ઇંદ્રિયો ૧૭, મન ૧૮ પ્રકૃતિ ૧૯ અને પાંચ મહાભૂત ૨૪ એ ચોવીસ મહતત્ત્વ કહેવાય છે; તે વિકાર છે. એ ૨૪ મહતત્ત્વને રહેવાને શરીર રૂપી ઘર છે. એ ઘરમાં જીવાત્મા શુભ તથા અશુભ કર્મોને આધીન થએલો નિવાસ કરે છે. તે મનરૂપી દૂતને વશ થયેલા જીવથી સંયુક્ત શરીર બુદ્ધિવાન્ દેહ કહેવાય છે. તે દેહ પાપ–પુણ્ય, સુખ દુઃખાદિકોએ કરી વાસના અને મનથી પાશમાં બંધાયલો તથા પોતાનાં કરેલાં કર્મોથી બંધાયેલો જીવાત્મા એટલે કામ, ક્રોધ, લોભ, મોહ, અહંકાર, દશ ઇંદ્રિયો અને બુદ્ધિ એ સર્વ અજ્ઞાનથી જીવાત્માના અધીનરૂપ છે. જ્યારે આત્માને આત્મજ્ઞાન થાય ત્યારે એ બંધનોથી મુક્ત થઇ મુક્તિને સંપાદન કરે છે.

જેથી દુઃખ ઉપજે તે વ્યાધિ અને જેથી સુખ ઉપજે તે આરોગ્યતા કહેવાય છે.

આ પ્રમાણે સંક્ષેપથી સૃષ્ટિની ઉત્પત્તિ કહી. વિશેષ ખુલાસા માટે વેદ પુરાણ અને ચરક સુશ્રુત વાગ્ભટાદિનું અવલોકન કરો.

સૃષ્ટિ ક્રમ સંપૂર્ણ.

## આહારનું, પરિપાકનું, ગર્ભની ઉત્પત્તિનું તથા બાળક પોષણાદિનું લક્ષણ.

પ્રાણીમાત્ર જે ભોજન કરે છે તે પ્રથમ પવનની પ્રેરણાએ આમાશયમાં પ્રાપ્ત થઇ પાચક પિત્તના પ્રભાવથી કાંઇક પરિપકવ થઇ અમ્લ—ખાટાપણાને પ્રાપ્ત થાય છે. પછી નાભિમાં રહેનારા સમાન વાયુથી પ્રેર્યો છકી ગ્રહણી નામની કળામાં પ્રાપ્ત થાય છે, તદનંતર ગ્રહણી કળામાં આહાર પચી કોષ્ટની અગ્નિએ કરી કડવો થઇ પછી તે જ આહાર કોષ્ટના અગ્નિથી સારી રીતે પચવાથી રસરૂપ થાય છે. જો આહાર સારી પેઠે પચે નહી અને કાચો રહી જાય તો તે આહારનો આમ થઇ જાય છે. જો કોઠાનો અગ્નિ પ્રબળ હોય તો તે આહારનો રસ મધુર થાય છે અને મધુર થઇ ચીકણાપણાને પ્રાપ્ત થાય છે તથા સારી પેઠે પાકી-પચી શરીરની સર્વ ધાતુઓને પુષ્ટ કરે છે—એ રસ અમૃતતુલ્ય થાય છે અને જો આહાર મંદાગ્નિએ કરી દગ્ધ થઇ ગયો હોય તો પેટમાં કડવો ખાટો કે વિષ સ્વભાવને પ્રાપ્ત થાય અથવા એ રસ રોગોના સમૂહને શરીરમાં પ્રાપ્ત કરે છે. આહાર સાર–રસથીજ બળ પ્રાપ્ત થાય છે. જો આહારનો રસ સારહીન હોય તો પાતળો મળ થાય છે તે નેષ્ટ છે. જે પાણી પીવામાં આવે છે તેનો સાર તો નસોદ્વારા વાયુ સઘળા અંગોમાં ફેલાવી દેછે અને નિઃસારને પેટમાં પ્રાપ્ત કરી મૂત્ર બનાવી લિંગદ્વારા બાહાર કાહાડે છે તથા આહારનું કીટ જે મળ તે હોજરીમાં રહે છે તેને ગુદાનો પવન બળવડે ગુદાદ્વારા બાહાર કાહાડે છે. આહારનો જે રસ તે નાભિના સમાન વાયુથી પ્રેરણાથી મનુષ્યના હૈયામાં જઇ મળે છે અને પિત્તથી પચ્યા પછી લાલ રંગનું લોહી થઇ સર્વ શરીરમાં જીવનના આધાર ભૂત થઇને વહે છે. જમેલા પદાર્થોનો ચાર ચાર દિવસે એકેકો ધાતુ બની અઠ્ઠાવીસ દિવસે વીર્ય થાય છે અને સ્ત્રીને અઠ્ઠાવીસ દિવસે કે મહિને રજ થાય છે. સ્ત્રી ધર્મ થયા પછી સ્ત્રી પુરૂષના સંયોગથી સ્ત્રીનું શુદ્ધ લોહી અને પુરૂષનું શુદ્ધ વીર્ય મળી ગર્ભસ્થાનમાં ગર્ભને ઉત્પન્ન કરે છે અને નવ મહીને યોનિદ્વારા પ્રસવ થઇ બાળક પ્રકટે છે. મૈથુન સમય સ્ત્રીનું રજ ઓછું અને પુરૂષનું વીર્ય વિશેષ હોય તો પુત્ર, તથા વીર્ય થોડું અને રજ વધારે હોય તો પુત્રી અને બન્ને સમાન હોય તો નપુંસક પેદા થાય છે. પછી જે હરિની ઇચ્છા હોય છે તે બને છે, પણ ઘણું કરીને ઉપર પ્રમાણે આધાર રખાય છે.

બાળકના જન્મ પછી એક મહીનાનો થાય ત્યારે ૧ રતિ ઔષધ આપવું એટલે દુધ, ધાવણ કે સાકર સંગાથે આપવું અને દરમાસે એક એક રતિ માત્રા વધારતાં જવી એટલે વર્ષનો થાય ત્યાં સુધી. પછી એક માસો ઔષધ આપવું તે સોળ વર્ષ સુધી. ત્યાર પછી માત્રા યોગ્ય પ્રમાણમાં રાખી છેક ૭૦ વર્ષ સુધી કાયમ માત્રા રાખવી અને ૭૦ વર્ષ પછી પાછી બાળકના સમાન માત્રા ઘટાડી દેવી. આ તોલ કલ્ક અને ચૂર્ણ માટે કહેલું છે, પણ જો ક્વાથ હોય તો તે તોલથી ચાર ગણો આપવો.

બાળકને હંમેશાં મેંશ આંજવી તથા ઉવટણું વા, સ્નાન કરાવવું. દર મહીને ઉલટીની દવા પાવી અને હરડેનો ધસારો નિત્ય પાવો. પાંચમે વર્ષે અન્ન ખવરાવવું, સોળમા વર્ષ પછી જુલાબ આપવો, તથા મૈથુન ૨૦ વર્ષ પછી ચિંતવવું. આ પ્રમાણે જો વિધિ સહિત ચાલે તો મનુષ્ય કદિ રોગગ્રસ્ત થતુંજ નથી. અને ઘડપણ પ્રાપ્ત થતુંજ નથી. ગર્ભ રહે ત્યારથીજ ઉત્તમ વૈદ્યની દેખરેખ હેઠળ રહે તો દેહને રોગ, જરા અને મૃત્યુ નડતાંજ નથી.

મનુષ્યના શરીરની ગતિ–૧૦ વર્ષ લગી બાળપણ, ૨૦ વર્ષ લગી શરીરનું વધધવાપણું, ૩૦ વર્ષ લગી શરીરનું મોટાપણું થાય છે, ૪૦ વર્ષ લગી બુદ્ધિનું આગમન રહે છે, ૫૦ વર્ષ લગી ત્વચાનું ગાઢપણું રહે છે, ૬૦ વર્ષ લગી નેત્રની જ્યોતિ રહે છે, ૭૦ વર્ષ લગી શરીરમાં વીર્ય રહે છે. ૮૦ વર્ષ લગી વીર્યનું ન્યુનાધિકપણું રહે છે. ૯૦ વર્ષ લગી જ્ઞાન ધારણા રહે છે, ૧૦૦ વર્ષ લગી બોલવું, હાથ પગમાં બળ અને મળ–મૂત્રના ત્યાગનું જ્ઞાન રહે છે, ૧૧૦ વર્ષ લગી સ્મરણશક્તિ રહે છે અને ૧૨૦ વર્ષ લગી પ્રાણ માત્ર રહે છે. જો મનુષ્યનું શરીર નીરોગી રહે તો ઉપર જે લખી ગયા છીએ તે દશ દશ વર્ષ પછી ઘટી જાય છે. મનુષ્યના આયુનું પ્રમાણ ૧૨૦ વર્ષનું ગણાય છે.

ઇતિ આહારનો, પરિપાકનો, ગર્ભોત્પત્તિ અને બાળક પોષણાદિનો અધિકાર સંપૂર્ણ.

## વાતાદિ પ્રકૃતિભેદથી મનુષ્યના મનની પડતી પિછાણ.

જે મનુષ્યના વાળ ટુંકા, દુર્બળ–કૃશ શરીર, લુખું શરીર, વાચાળ, ચંચળ મનવાળું હોય અને આકાશમાં રહેવાવાળા પ્રાણી–પદાર્થોનાં સ્વપ્ન આવે તો તેની વાયુ પ્રકૃતિ જાણવી. જેને જવાનીમાં ધોળા વાળ આવી જાય, બુદ્ધિવંત હોય, પરસેવો વધારે આવે, ક્રોધ હોય અને સ્વપ્નામાં તેજ દેખાય તો જાણવું કે તેની પિત્તપ્રકૃતિ છે. જેની ગંભીર બુદ્ધિ હોય, ચીકણા વાળ, બળવાન હોય અને પાણીનાં સ્થાનો સ્વપ્નામાં દેખે તો જાણવું કે તેની કફપ્રકૃતિ છે. વિશેષ જ્ઞાન મેળવવા અન્ય પ્રાચીન ગ્રંથોનું અવલોકન કરો.

ઇતિ પ્રકૃતિ વિચાર સંપૂર્ણ.

ઇતિ શ્રીમન્મહારાજાધિરાજ રાજરાજેંદ્ર શ્રી સવાઇ પ્રતાપસિંહજી વિરચિત અમૃતસાગર નામા ગ્રંથ વિષે ઋતુચર્યા, દિનચર્યા, રાત્રિચર્યા, અને શારીરિક ઇંદ્રિયવિજ્ઞાનાદિ નિરૂપણ નામનો પચીસમો તરંગ સંપૂર્ણ.



# લેખકની વિજ્ઞપ્તિ.

---

### કિરીટ છંદ.

જો ભવ રોગ થકી બચવા મન, તો નર નિત્ય ભજો નટનાગર;
જો ભ્રમ રોગથી મુક્ત થવા મન, તો ગુરૂ જ્ઞાનિ ભજો નર નાગર.
જો મન રોગથી મુક્ત થવા મન, તો ભજવા નૃપ દે રતનાકર;
જો તન રોગથી મુક્ત થવા મન, તો નિરખો નિત અમૃતસાગર. ૧

### મત્તગજેંદ્ર છંદ.

જેમ કરી દધિમંથન સુંદરિ, સુંદર માખણ તારવી લે છે;
જેમ કરી મધમાખી સ્થળો સ્થળ, ઉત્તમ ચાખીકને ઉધરે છે.
જેમ ઝવેરી જવાહિરમાં થકી, પારખિ શુદ્ધ મણિ ગ્રહિ લે છે;
તેમ સુતત્ત્વ તમામ તપાસી રચ્યો, વર ગ્રંથજ પૂર્ણ કહે છે. ૨
છે વર ભોજન તો વણુ જો ન જમે, કદિ તો નહિ ભૂખજ ભાગે;
છે જળ પાવનિ ગંગ તણું, પણ પાન કર્યાં વિણ પાપ ન ભાગે.
છે વર કેસર રંગ તથાપિજ, સ્પર્શ કર્યા વિણ રંગ ન લાગે;
ક્રમિત પૂરણ પુસ્તક આ પણ, સિદ્ધ કર્યે જયદુંદુભિ વાગે. ૩
જો ગુરૂ વાક્ય પ્રમાણ થકી, કરશો ભલિભાત વિચારિ પ્રયોગો;
તો મળશે ધન કિર્તિ સુઆશિષ, પ્રાપ્ત થશે શુભ ઇચ્છિત ભોગો.
જો કરશો નિજ ગ્રંથપણુ તો નડશે, નિત્ત વ્યાધિ ઉપાધિ કુરોગો;
શોક ફજેત થશે જગમાં વધશે, મનમાં નિત નૂતન રોગો. ૪

### દોહરા છંદ.

માટે સુગુરૂ સમીપથી, ભણી મનન કરી સાર;
દેશ કાળ આદિ તણો, કરજો પૂર્ણ વિચાર. ૫
કાર્ય કરો ક્રમસહ સહુ, મટે રોગ તતકાળ;
સિદ્ધ થાય સહુ કામ વળિ, વરો વેગે જયમાળ. ૬

### છપ્પય છંદ.

સુજ્ઞ કૃતજ્ઞ સુજાત, વૈશ્ય હરજીવન કેરો;
સુપુત્ર હરગોવિંદ, જ્ઞાતા અધિકેરો;
રામચંદ સુત શેઠ મહાદેવ સુભાગી,
પ્રેમ પરીક્ષક નિત્ય, ગુણી વર ગુણાનુરાગી;
એ ઉભય નરોએ ગ્રંથનો, પુનરોદ્ધાર કરાવિયો;
અમર નામ કરી અવનિમાં, કીર્તિધ્વજ ફરકાવિયો. ૭

### દોહરો છંદ.

૫ ૫ ૯ ૧
સંવત્ શર શર ખંડ શશિ, વિજયાદશમી વાર;
કર્યો પ્રકટ છાપી ખરે, ગ્રંથ સુધાનિધિ સાર. ૮
રહિને અમદાવાદમાં, સ્વપર હિતાર્થં નિમિત્ત;
પૂર્ણચંદ્ર અચલેશ્વરે, લખ્યો લેખ પ્રિય મિત્ત. ૯

### ઈંદ્રવિજય છંદ.

જો સુજનો મુજ લેખ વિષે ભ્રમ દોષ થકી રહિ ભૂલ કદાપિ,
તો કરિ આપ સુદૃષ્ટિથિ શોધન લેખ વિદૂષિ કરો મન આપી;
દોષ વિના જગ એકજ શ્રી હરિ તે વિણુ દોષ રહ્યો જગ વ્યાપી,
એમ વિચારીજ સાર ગ્રહી કરશો મુજ ઉન્નતિ દ્વેષ ઉથાપી. ૧૦
જ્યાં લગિ વ્યોમ વિષે શશિ સૂર્યજ જ્યાં લગિ શેષ ધરા શિર ધારે,
જ્યાં લગિ શંભુ શિવાસહ શોભિત જ્યાં લગિ ઔષધિ ભાર અઢારે;
નદ નગો નિધિ છે સ્થિર જ્યાં લગિ જ્યાં ભારતિ વાક્ય ઉચ્ચારે,
ત્યાં લગિ અમૃતસાગર આ રહિ કાયમ સંકટ સર્વ નિવારે. ૧૧

તથાસ્તુ !



